: પ્રકાશક :

શાહ ચતુરદાસ ચીમનલાલ
શ્રી 'દિવ્યદર્શન' સાહિત્ય સમિતિ
કાળુશીની પોળ, અમદાવાદ.

આર્થિક સહાયકો:-

શ્રી ભાયખળા જૈનસંઘ જ્ઞાનખાતું ... ...
અમદાવાદ શ્રી કાળુશીનીપોળ જૈનસંઘ જ્ઞાનખાતું .
શ્રી મુંબઈ ચોપાટી જૈનસંઘ જ્ઞાનખાતું ... ..
શ્રી મુંબઈ કોટ જૈનસંઘ જ્ઞાનખાતું ... .
શ્રી દશાપોરવાડ સોસાયટી જૈનસંઘ જ્ઞાનખાતું .
અમદાવાદ

: પ્રાપ્તિસ્થાનો :

(૧) ચતુરદાસ ચીમનલાલ શાહ
કાળુશીની પોળ, અમદાવાદ.

(૨) જેઠાલાલ ચુનીલાલ ધીઆ
C/o ભાણુજી લવજી ધી ડીપો,
હનુમાન ગલીના નાકે,
૩૫૫, કાલબાદેવી, મુંબઈ-૨.

(૩) સોમચંદ ડી. શાહ
પાલિતાણા.

(૪) સરસ્વતી પુસ્તક ભંડાર
હાથીખાના, રતનપોળ, અમદાવાદ.

મુદ્રક : જીવણલાલ પુરુષોત્તમદાસ પટેલ
શ્રી ઉત્કૃષ્ટ મુદ્રણાલય,
ગાંધીમાર્ગ, પુલ નીચે, અમદાવાદ.

મુખપૃષ્ઠ-પ્રવેશદ્વાર-વિષયાનુક્રમના
મુદ્રક : હીરચંદ જ. શેઠ
જશવંતસિંહજી પ્રીં. પ્રેસ,
વઢવાણ સિટિ

વી. સં. ૨૪૮૬
વિ. સં. ૨૦૧૬
ઈ. સ. ૧૯૫૯
આવૃત્તિ : પહેલી



જેઓ શ્રીમદ્‌ના અનંત આશીર્વાદના પરિપાકરૂપે

આ વિવેચન ગ્રંથરત્નનું સર્જન થયું છે

તે

પરમારાધ્યપાદ વિશ્વહિતચિંતક પરમસંયમી

કર્મ-સાહિત્યનિષ્ણાત આબાલબ્રહ્મચારી સિદ્ધાન્તમહોદધિ પૂ ગુરુદેવ

આ ચા ર્ય ભ ગ વં ત

# શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજનાં

પરમ-પાવનકારી કરકમલોમાં

ભક્તિસભર હૃદયે

સ મ ર્પ ણ

# પ્રકાશકીય નિવેદન

પરમ કૃપાળુ ગુરુદેવ સિદ્ધાન્તમહોદધિ પૂ૦ આચાર્ય ભગવંત શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાની પરમ કૃપાપ્રસાદી રૂપે, એમના વિદ્વાન શિષ્યરત્ન શ્રી પં૦ ભાનુવિજયજી ગણિવરની લલિતવિસ્તરા શાસ્ત્ર પરની આ વિવેચના યાને **પરમતેજ** નામે ગ્રન્થરત્ન પ્રકાશિત કરતાં અમે મહાન હર્ષ અનુભવીએ છીએ.

જૈન શાસનના મહાન જ્યોતિર્ધર, સૂક્ષ્મ તત્ત્વભર્યા ૧૪૪૪ શાસ્ત્રના પ્રણેતા પૂજ્યપાદ આચાર્યપુરંદર શ્રી હરિભદ્રસૂરીશ્વર વિરચિત પ્રૌઢ ગ્રન્થ '**શ્રી લલિતવિસ્તરા**' મહાશાસ્ત્ર પર એમણે આપેલી વાચનામાંથી આ 'પરમતેજ' ગ્રન્થનો ઉદ્ભવ થયો છે.

શાસનપ્રભાવક સ્વ૦ પૂ૦ આચાર્યદેવ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના વિદ્વાન શિષ્યરત્ન પૂ૦ આચાર્યદેવ શ્રી વિજયઅમૃતસૂરીશ્વરજી મહારાજના વિદ્વાન શિષ્યરત્ન પૂ૦ પં૦ શ્રી ધુરંધરવિજયજી ગણિવર અને પૂ૦ પં૦ શ્રી ભાનુવિજયજી મહારાજના શિષ્યરત્ન પૂ૦ મુનિરાજ શ્રી ભદ્રગુપ્તવિજયજી-પ્રિયદર્શને પ્રસ્તાવના અને પ્રવેશદ્વારમાં ગ્રન્થનો પરિચય આપી અમને ઉપકૃત કર્યા છે પૂ૦ મુનિરાજ શ્રી પદ્મસેનવિજયજી મહારાજ વગેરેએ વાચનાના અવતરણો લીધા, તથા એમણે અને પૂ૦ મુનિરાજ શ્રી ગજેન્દ્રવિજયજીએ મુફ સંશોધન કર્યું. ડહેલાવાળા સંઘ જ્ઞાનખાતામાંથી શેઠશ્રી ગુલાબચંદ ગફલભાઈએ પ્રાથમિક રૂા ૨૦૦૦ની સહાય કરાવી, તેમજ મુંબઈ શ્રી કોટ જૈનસંઘ, શ્રી કલ્યાણપાર્શ્વનાથ ચોપાટી જૈનસંઘ, અમદાવાદ કાળુશીની પોળ જૈનસંઘના, દશાપોરવાડ સોસાયટી જૈનસંઘના જ્ઞાનખાતામાંથી ક્રમશઃ રૂા ૫૦૦, ૫૦૦, ૫૦૦, ૩૦૦ની સહાય મળી, પૂ૦ મુનિવર્યો શ્રી ભદ્રગુપ્તવિજયજી મ૦ તથા શ્રી નિત્યાનંદ વિ૦ મહારાજે અનુક્રમણિકા તથા પરિશિષ્ટ કરી આપ્યા તથા પૂ૦ પં૦ શ્રી કાન્તિવિજયજી ગણિવર અને પૂ૦ શ્રી વિવેચનકારે શુદ્ધિપત્રક કરી આપ્યું, કેટલાક ભાઈઓ અગાઉથી ગ્રાહક બન્યા,. ઇત્યાદિ જે જે આ પ્રકાશનમાં સહાયભૂત થયા તેમનો આ તકે અમે આભાર માનીએ છીએ.

ગ્રન્થ વાંચવા પૂર્વે અવશ્ય પ્રસ્તાવનાદિ તથા વિષયાનુક્રમ વાંચી જવા તથા શુદ્ધિપત્રક પરથી શુદ્ધિ કરી લેવા વિનંતિ છે. આમ તો આ પહેલો ભાગ ૪૦૦ પેજનો પ્રકાશિત કરવા ધાર્યો હતો, પણ પ્રકાશનની ઉતાવળ થવાથી તેમાંથી ગ્રન્થના ૩૩૬ પાનાં, પરિશિષ્ટ લગભગ ૧૬ પાનાં, મુખપૃષ્ઠથી પ્રસ્તાવના, પ્રવેશદ્વાર વગેરેના અઢાર પાનાં, અને વિષયાનુક્રમના ૧૨ પાના, શુદ્ધિપત્રકના પાંચેક પાના, એમ લગભગ ૩૮૭ પેજનો આ પ્રથમ ભાગ બહાર પડે છે. મુખપૃષ્ઠ પર ઇન્દ્ર પરમતેજમાંથી તેજગ્રહણ કરવા હાથ લંબાવી રહ્યાનું સુંદર દૃશ્ય છે. ગ્રન્થની પ્રત્યેક પંક્તિ પર મનનયુક્ત વાંચન જરૂરી છે. ગ્રન્થ વારંવાર વાંચવા જેવો છે.

મહા સુદ ૧૧ વીર સં. ૨૪૮૬,
અમદાવાદ.

— ચતુરદાસ ચીમનલાલ શાહ

## સકલલબ્ધિનિધાનાય શ્રી ગૌતમસ્વામિને નમઃ

# પ્રસ્તાવઃ

અર્હન્નેકોજગદ્વન્ધ શ્રીહરિભદ્રસંસ્તુતઃ । 'નમોઽત્થુ ણં'વચોભઙ્ગ્યા, લલિતવિસ્તરાખ્યયા ॥૧॥

લોક અને અલોકને હસ્તામલકવત્ હાથમાં રહેલા નિર્મળ જળની જેમ વિલોકનાર અરિહંત પરમાત્મા પરમોચ્ચ સ્થિતિએ વિરાજે છે, એ એક સનાતન સત્ય છે. એ પરમાત્માએ કેવળજ્ઞાન અને કેવળદર્શનથી લોકાલોકનુ સમગ્ર સ્વરૂપ જાણ્યું અને જોયું એટલું જ નહિ પણ જગત્ને યથાવત્ સમજાવ્યું.

એ સ્વરૂપદર્શન પ્રમાણે પંચાસ્તિકાય સ્વરૂપ લોક છે અને આકાશમાત્ર સ્વરૂપ અલોક છે. એ સર્વમા પર્યાયોનું પરાવર્તન કરનાર તત્ત્વ કાળ છે.

પંચાસ્તિકાયમાં સક્રિય જીવ ને પુદ્ગલ એ બે જ છે. એ અનાદિ સંબંધથી એવા તો જોડાએલા છે, કે જેને આશ્રયીને જ જાણે વિશ્વ ન ચાલતુ હોય એમ લાગે. અને વાત પણ એમ છે કે, જીવ અને પુદ્ગલનો પરસ્પર એકાકાર સબંધ ન હોય તો જગત્ જેવુ છે પણ શું !

આમ જીવ અને પુદ્ગલ લોકાલોકમાં નિજનુ અનોખું સ્થાન ધરાવે છે. જીવો અનંતા છે અને તેથી અનંતાનંતગુણ પુદ્ગલો છે. એ જીવ અને પુદ્ગલના સંબંધને કારણે દશ્યમાન અને અદશ્ય વૈવિધ્ય ને વિચિત્રતા ક્ષણે ક્ષણે બન્યા કરે છે. જીવનુ સંસારમાં પરિભ્રમણ પણ તે કારણે છે. એ અનાદિ સબંધનો અંત લાવવો એ જીવનું ચેતનનું પરમ કર્તવ્ય છે.

નિગોદમાથી નીકળ્યા બાદ ક્રમશ. વિકાસ પામતો જીવ જો ભવ્ય હોય છે, તોજ તે નિયમા સમ્યક્ત્વને પ્રાપ્ત કરે છે. સમ્યકત્વ પામ્યા પછી જીવનો ઉત્તરોત્તર વિકાસ–ઉદય ચાલુ જ હોય છે. ભવિતવ્યતાના પરિપાક માટે જીવને અનેક વિવિધ–વિચિત્ર ન સમજી શકાય એવા પરિણામો અનુભવવા પડે તો પણ તેનું જીવન સતત ઊર્ધ્વગામી રહે છે. કર્મને સકલકર્મને દૂર કરવા માટેની સમજ એ આત્મામાં મોટે ભાગે વ્યકત અને કવચિત્ છૂપો ચાલુ હોય છે. મિથ્યાત્વને–અનાદિમિથ્યાત્વને પરવશ પડેલા જીવો કર્મ સાથે જે સબંધ રાખે છે બાધે છે, તેવો સબંધ એકવાર પણ જેણે સમ્યકત્વ પ્રાપ્ત કર્યું છે, તે આત્મા રાખતો નથી બાધતો નથી.

સમ્યકત્વ પ્રાપ્ત કર્યા પછી આત્મા જ્યાંસુધી તેને ગુમાવતો નથી, ત્યાસુધી તે અરિહંતનો અનન્ય ભક્ત હોય છે. એ આત્માનું સર્વસ્વ કાંઇપણ હોય તો તે અરિહંત છે.

અરિહંતનુ નામ, અરિહંતની આકૃતિ–મૂર્તિ, અરિહંતની આગળ પાછળની કોઇપણ અવસ્થા અને સાક્ષાત્ અરિહંત ભાવસ્વરૂપ એ ચારે સમ્યક્ત્વવાળા આત્માના અનન્ય આકર્ષણો હોય છે. એ આત્મા અરિહંતનું સામાન્ય કે વિશેષ નામ સાભળીને ઉત્કર્ણ બને છે, અરિહંતના નામને રટતી જીભને જીભ માને છે, અરિહંત દર્શનથી નેત્રને સાર્થક સમજે છે, તેના કર–ચરણ-કાયા-મન-સમય વગેરે સર્વ કાંઇ જે અરિહંતને ઉદ્દેશીને ઉપયોગમા આવે છે, તેને તે સફળ લેખે છે. તેના મુખમાથી,

'ધન્ય તે કાય જેણે પાય તુજ પ્રણમીએ, તુજ થુણે જેહ ધન્ય ધન્ય જીહા;
ધન્ય તે હૃદય જેણે તુજ સદા સમરતા, ધન્ય તે રાત ને ધન્ય દીહા.'

એવા એવા ઉદ્‌ગારો આપોઆપ સરી પડે છે. દ્રવ્ય અરિહંતની પણ તે આત્મા એવી ઉપાસના કરે છે કે ભાવ અરિહંતની પ્રાપ્તિ તેને સુલભ બને છે. ભાવ અરિહંતની ભાવપૂર્વકની ભક્તિથી આત્મા અરિહંત પણ બની શકે છે ને સિદ્ધ તો અવશ્ય થાય છે.

આવું અરિહંત પદ જે આત્માઓએ મેળવ્યું છે, તે એમને એમ નથી મેળવ્યું. તે મેળવવા માટે તે તે આત્માઓએ પોતાનો આન્તરિક અનન્ત પુરુષાર્થ અને તે પુરુષાર્થને અનુરૂપ પ્રવૃત્તિ કરેલ છે. અરિહંતના પૂર્વવર્તિ ત્રીજા ભવમા આવો પુરુષાર્થ આત્મા કરે છે. એ ભવમાં ભાવદયાના પરમ ભાવમા એ આત્મા પરમ રમણતા કેળવે છે. એથી તીર્થંકરનામકર્મને એ આત્મા નિકાચિત કરે છે. ત્યાથી દેવલોકમાં અને ક્વચિત્ જ નારકમાં થઈ ને અહીં મનુષ્યલોકમા કર્મભૂમિમા એ આત્મા પરમાત્મા તરીકે અવતરે છે, માતાના ગર્ભમા આવે છે. આ આગમન ને અવતરણને 'ચ્યવનકલ્યાણક' કહેવામાં આવે છે. અરિહંતનુ પૂર્વજન્મમાથી ચ્યવન એ પણ કલ્યાણ અર્થે છે. અરિહંત ભવના આયુઃનો અહિંથી આરંભ થાય છે.

આ સમયે ઈન્દ્ર સિંહાસનથી નીચે ઉતરીને ભગવંતની સન્મુખ સાત આઠ ડગલા જઈને પરમાત્માની સ્તુતિ કરે છે. તે સ્તુતિ જે શબ્દરચના પૂર્વક કરાય છે, તેમા પ્રથમ શબ્દ નમુત્થુ ण (णमोऽत्थु ण) આવે છે. આ કારણે એ સ્તુતિ 'શક્રસ્તવ' અથવા 'નમુત્થુણ' એ નામે પ્રચલિત છે.—*

પ્રસ્તુત ગ્રન્થમાં એ સ્તવની વિશદ વિચારણા છે. આ સ્તવનો પ્રધાન ઉપયોગ ચૈત્યવન્દન વિધિમા થાય છે. ચૈત્યને વન્દના કઈ રીતે કરવી તેનો વિધિ આર્હત દર્શનમાં વ્યવસ્થિત છે અને સજીવ છે. કેટલાંક વિધાનો એવા હોય છે કે જે કેવળ શાસ્ત્રોમા અને ગ્રન્થોમા જ જોવા મળે છે, તેનો ઉપયોગ ચાલુ નથી હોતો. પણ આ વિધિ ઉપયોગમા ચાલુ છે.

જે કોઇ પણ ક્રિયાવિધાન તેનો જે વિધિ હોય તે જાણીને વિધિપૂર્વક કરવામા આવે તો તે યથાવત્ ફળદાયી બને છે. વિધિમા જેટલી ખામી તેટલી ખામી ફળપ્રાપ્તિમા પણ થાય છે. કેટલાંક વિધાનો તો એવા હોય છે કે તેમાં વિધિની ન્યૂનતા અલ્પ પણ ચાલી શકતી નથી. જ્યા સુધી પૂર્ણ વિધિ ન જળવાય ત્યા સુધી તે વિધાન કાર્ય કરવાને અક્ષમ રહે છે. એટલુ જ નહિં પણ કેટલાક સંયોગોમાં તે વિધાન વિપરીત ફળ આપે છે.

અર્હત્–પરમાત્મા તીર્થસ્થાપના કરે છે. તીર્થમા આત્મહિતકર સર્વવિધાનો સર્વાંગ સંપૂર્ણ હોય છે. તીર્થનુ મુખ્ય સંચાલન જ્યા સુધી ગણધર ભગવંતો હોય છે, ત્યા સુધી તેઓ કરે છે, ને પછી તેમની પટ્ટપરમ્પરાગત જે આચાર્ય ભગવંતો આવે છે, તેઓ કરે છે. પણ ઉતરતા કાળમા તીર્થના સંચાલકો ઉત્તરોત્તર અલ્પ સામર્થ્યવાળા થતા આવે એ સ્વાભાવિક છે એમા તરતમતા હોય છે, છતા એકન્દર તો હાનિ થતી હોય છે. એ કારણે વિધિશુદ્ધિમા અનેક પ્રકારની વિચારણાઓની સેળભેળ થતી જાય છે. જ્યારે આવી ભેળસેળ વધી જાય છે, ત્યારે તેનું વિશુદ્ધિકરણ અનિવાર્ય બને છે. જ્યા સુધી તીર્થ વિદ્યમાન છે, ત્યા સુધી વિશુદ્ધ વિધિવિધાન પણ વિદ્યમાન રહેવાના જ

* 'પ્રણિપાતદંડક' પણ આ સ્તવનું નામ છે.

ચૈત્યવન્દન વિધિમા પણ એ પ્રમાણે બન્યુ હતુ, ને ચાલુ પણ છે. છતાં પણ ચૈત્યવન્દન વિધિનુ શુદ્ધ દર્શન પણ છે. તેના નિરાગ્રહભાવે આરાધકો પણ છે. ચૈત્યવન્દન–વિધિ અંગે વર્તમાનમાં જે કાંઇ સાહિત્ય ઉપલબ્ધ થાય છે, તેમા અગ્રેસર કોઈ ગ્રન્થ હોય તો તે **'લલિત વિસ્તરા'** છે. ચૈત્યવન્દન સૂત્ર ઉપરની વૃત્તિ–સ્વરૂપ આ ગ્રન્થ છે. આ ગ્રન્થની પ્રામાણિકતા અંગે કશી પણ શંકા જેવુ નથી, અનેક પ્રામાણિક પુરુષોએ આ ગ્રન્થના પ્રમાણો પોતાના ગ્રન્થમાં ઉદ્ધરિત કરીને આ ગ્રન્થની મહત્તા વધારી છે. આ ગ્રન્થના રચયિતા આચાર્યશ્રી હરિભદ્રસૂરિજી મહારાજ જૈન શાસનમા અદ્વિતીય વ્યક્તિ સ્વરૂપે વિખ્યાત છે. તેઓશ્રીનુ વૈશિષ્ટય અનેક રીતે અનોખુ તરી આવે છે. તેઓશ્રીએ ચૈત્યવન્દન વિધિ અંગે જે કહ્યુ છે, તે ગ્રન્થ વાંચવાથી સ્પષ્ટ સમજાય એવુ છે.

આર્હતદર્શનમાં ચૈત્યવન્દન વિધિનુ વિધાન જે પ્રકારે વ્યવસ્થિત છે, તે પ્રકારનુ વિધાન અન્ય કોઇ પણ દર્શનમા ગ્રન્થસ્થ અથવા પ્રવૃત્તિમા જોવામાં નથી આવતુ. ચૈત્યનો સ્વીકાર કરનારા અનેક મતમતાતરો જગતમા જોવામાં આવે છે. ભગવદ્‌ભક્તિ પણ દરેક મતમા વિવિધ પ્રકારની જોવાય છે. તેમાં જૈનશાસનની આ વ્યવસ્થા કેટલી વિશિષ્ટ છે, તે કોઈ પણ માધ્યસ્થ્યમતિવાળાને તુરત જ સમજાય એમ છે. તેમા પણ જો 'લલિતવિસ્તરા'નુ અધ્યયન પઠન કરે તો આ ચૈત્યવન્દન–વિધિનું મહત્ત્વ તેના માનસમા વજ્રલેપ જેવુ થઇ જાય, એ અસંશય છે.

વર્તમાનમાં ❦ ચૈત્યવન્દન અને ★ દેવવન્દન એ બે પ્રકાર પ્રસિદ્ધ અને પ્રચલિત છે. 卐 પર્વદિવસોમા અને * પ્રસંગ વિશેષમાં કરાતા દેવવન્દનોના અનેક પ્રકારો પણ પ્રચલિત છે.

ઉપર દર્શાવેલા ચૈત્યવન્દન અને દેવવન્દનના પ્રકારોમા ઉપયોગમા આવતા સૂત્રોમા મુખ્ય સૂત્રો સાત છે.–૧ નમુત્થુણ, ૨. અરિહંતચેઈઆણં, ૩. અન્નત્થ, ૪. લોગસ્સ, ૫ પુક્ખરવર, ૬. સિદ્ધાણંબુદ્ધાણ અને ૭. જયવીયરાય. આ સિવાય ત્રણ સૂત્રો ૧ સવ્વલોએ, ૨. સુઅસ્સ-ભગવઓ, ને ૩. વેયાવચ્ચગરાણ કે જેનુ પ્રાધાન્ય ન ગણાય પણ પ્રસંગને દર્શાવતા એ સૂત્રો છે એમ કહી શકાય.

ઉપરોક્ત સૂત્રોમાંથી લોગસ્સ, અન્નત્થ, અરિહંતચેઇઆણ, પુકખરવર અને સિદ્ધાણ બુદ્ધાણ એ સૂત્રો આવશ્યક સૂત્રમા આવે છે. એટલે તે સૂત્રો ઉપર અનેક વિવરણો શ્રી હરિભદ્રસૂરિજી મહારાજથી પ્રાચીન અને અર્વાચીન મળે છે. શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે પોતે પણ આવશ્યક સૂત્ર ઉપર લઘુ અને બૃહદ્ વૃત્તિ રચી છે. લઘુ વૃત્તિ વર્તમાનમા ઉપલબ્ધ છે ને તેમા તેઓશ્રીએ પૂર્વવૃત્તિનો નિર્દેશ કર્યો છે, એ રીતે પૂર્વે જણાવેલા સૂત્રોમાથી નમુત્થુણ સૂત્ર પર અહીં જે વિવરણ છે તે અનેક પ્રકારે વૈશિષ્ટ્ય ધરાવતુ અને વિશદ છે શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ આ ચૈત્યવન્દનસૂત્ર–વૃત્તિના આદિ ભાગમા જે કહે છે કે

❦ એક સ્તુતિવાળુ જે કરવામા આવે છે તે

★ આઠ સ્તુતિથી જે કરાય છે તે.

卐 જ્ઞાનપંચમી, ચાતુર્માસ પ્રારંભદિનના (ચોમાસી), મૌન એકાદશી, ચૈત્રી પૂર્ણિમા, દીપાવલિકા, વગેરેમા કરાય છે તે.

* નન્દિવિધિ પ્રતિષ્ઠા–વિધાન વગેરે પ્રસંગે કરાય છે તે

યાવત્તથાપિ વિજ્ઞાતમર્થજાત મયા ગુરોઃ। સકાશાદાલ્પમતિના તાવદેવ બ્રવીમ્યહમ્ ॥
(તો પણ જેટલો અર્થસમૂહ અલ્પમતિ એવા મેં ગુરુ પાસેથી જાણ્યો છે, તેટલો જ હું કહું છું) એ પ્રમાણેનુ તેઓશ્રીનું કથન નમુત્થુણંસૂત્રને અનુલક્ષીને છે, અર્થાત્ તે સૂત્ર પર પણ જો પ્રાચીન વિવરણો ઉપલબ્ધ હોત તો તેનુ પણ સંસ્મરણ તેઓશ્રી અહિ અવશ્ય કરત. આ સર્વ કારણોને લીધે 'લલિતવિસ્તરા' એ નમુત્થુણ સૂત્રની વૃત્તિ છે, એ પ્રમાણે પ્રસિદ્ધિ પણ સહેતુક થઇ છે.

નમુત્થુણં સૂત્ર પર પછીથી થયેલા વિવરણો સંખ્યાબંધ છે. વીસથી વધુ વિવરણો તો ચૈત્યવન્દન સૂત્રો પરના છે. શ્રી ભગવતી સૂત્રમાં પણ આ નમુત્થુણનો પાઠ અર્હદ્વર્ણન રૂપે છે. આગળ ઉપર એજ સૂત્રમાં અંતિમ આરાધનાના પ્રસંગે પણ આ પાઠ છે. તેના પર ટૂક વિવરણો પણ થયા છે. શ્રી કલ્પસૂત્રમાં આ નમુત્થુણં સૂત્રનો પાઠ છે, ને તેના પર અનેક વિવરણો થયા છે.

શ્રી ચૈત્યવન્દન સૂત્ર પરની પ્રસ્તુત વૃત્તિનુ નામ 'લલિતવિસ્તરા' છે. આ નામનો ગ્રન્થ જૈન વાઙમયમા આ એકજ છે, બૌદ્ધ સાહિત્યમા આ નામનો એક ગ્રન્થ છે. કોણે કોના નામનું અનુકરણ કર્યું છે ? શામાટે કર્યું છે ? વગેરે ચર્ચા અતિ પ્રયોજનવાળી નથી. આવા તાત્ત્વિક ગ્રન્થોના રહસ્ય સમજવા માટે એવી ચર્ચાઓ ઘણી વખત બાધક બને છે. કેટલાકને એવી ચચામા ઘણો રસ હોય છે,ને તેઓ એમ સમજતા હોય છે કે આવી ચર્ચાથી ગ્રન્થ ઉપયોગી બને છે. તેવા સપાદકો પ્રારંભના ઘણા પત્રો આવી ચર્ચાથી ભરે છે. અમુક વર્ગને એ ચર્ચા ઉપયોગી પણ બનતી હશે, બાકી અભ્યાસી વર્ગને માટે–પ્રાચીન પદ્ધતિના અભ્યાસી વર્ગને માટે–તો એ અનુપયોગી છે. ગ્રન્થના મર્મો જાણુવાવાળા આવી ચર્ચાવાળા પત્રોને ભારભૂત માને છે, ગ્રથના કદમા અને કિંમતમા એથી વ્યર્થ વધારો થાય છે, એવી એમની દૃઢ માન્યતા હોય છે. 'લલિતવિસ્તરા'ના અધ્યયનથી જૈનદર્શનમાં સ્થિર થઇ ગયા અને બૌદ્ધદર્શનમા જતા અટકયા એવા શ્રી સિદ્ધર્ષિને માટે તો નામસામ્ય ધરાવતો આ ગ્રંથ પરમ ઉપકારક બન્યો છે. એ એક યોગાનુયોગ બનેલી હકીકત છે. શ્રી સિદ્ધર્ષિએ જાતે જ કહ્યું છે કે,

નમોઽસ્તુ હરિભદ્રાય, તસ્મૈ પ્રવરસૂરયે ।
મદર્થે નિર્મિતા યેન, વૃત્તિર્લલિતવિસ્તરા ॥૧॥

શ્રી સિદ્ધર્ષિના આ વચનથી શ્રીહરિભદ્રસૂરિજી તેમના સમકાલીન પૂર્વવર્તી હતા એવી માન્યતા કેટલાક અર્વાચીનો ધરાવે છે. પણ પ્રાચીનો તેને માન્ય કરતા નથી આ સબધમા ઘણી વિસ્તૃત ચર્ચા પ્રકટ થઇ છે. સાધક–બાધક અનેક પ્રમાણો બને પક્ષે ઉપલબ્ધ છે. કયા પ્રમાણોને કેટલા પ્રબળ માનવા તે તો માન્યતા ધરાવનાર ઉપર નિર્ભર રહે છે. મધ્યસ્થ ભાવે એ વિચારણા વિશદ રીતે થાય તે તો હજુ પણ કરણીય છે, એમ તો ખરૂ. બદ્ધાગ્રહ થયેલા પોતાના વિચારો પોતપોતાની રીતે રજુ કર્યા કરે છે. પણ તેથી એ પ્રશ્નનો યથાયોગ્ય નિવડો આવતો નથી. અસ્તુ.

યથાર્થ વિશ્વકલ્યાણને કરનારા જગદ્ગુરુ શ્રી વીતરાગ સર્વજ્ઞ તીર્થંકર ભગવતો અને એમના ધર્મ-શાસન પ્રત્યે અવિચળ શ્રદ્ધા સ્થાપિત કરનારા બનશે. નિર્મળ શ્રદ્ધા, વિવેક અને બોધથી.... ઉદાત્ત આધ્યાત્મિક જીવનને જીવનારા થશે, ભૌતિક સુખ સગવડો અને ભોગવિલાસના વિષ-વર્તુળમાથી બહાર નિકળી જશે, અને ઈન્દ્રિયનિગ્રહ, કષાયોપશમ, પરલોકદૃષ્ટિ, યથાર્થ તત્ત્વપ્રજ્ઞા, આધ્યાત્મિક મસ્તી, .વગેરેનું ઝગમગતું આત્મતેજ પ્રાપ્તિ કરનારા બનશે.

**'શ્રી લલિતવિસ્તરા' એક અપૂર્વ ઉત્તમ ગ્રન્થ :**

આ ઉન્નત અને ઉમદા ધ્યેયને સિદ્ધ કરવા માટે તો વિવિધ વિષયોના અનેકાનેક શાસ્ત્રનુ સરળ વિવેચન આવશ્યક છે. પરંતુ તેમાં પાયાની ભૂમિકા અને વિશિષ્ટ તત્ત્વાવગમથી વિભૂષિત ઉપાસનાનુ સંપાદક એક શાસ્ત્ર તે મહાન્ આચાર્ય શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજનો 'લલિત-વિસ્તરા' ગ્રથ છે.

માનવજીવનમાં આત્માના ઊર્ધ્વીકરણ માટે વૃત્તિ, વલણ અને વિચારોનું નિર્મલીકરણ જોઈએ; તે નિર્મલીકરણની નિર્ભેળ આધ્યાત્મિક મસ્તી પ્રગટ કરવાર્થે પ્રાથમિક ભૂમિકા, સર્વ-દોષવિનિર્મુક્ત અને સર્વગુણસંપન્ન પરમાત્મા પ્રત્યેની કૃતજ્ઞભાવના અખડ વ્યાલભરી ભક્તિ-ઉપાસનાથી શરૂ થાય છે.

**શ્રી અરિહંત પરમાત્મા પ્રત્યે સતત કૃતજ્ઞભાવથી ભીનું ભકિત-બહુમાન:**

ત્યારે એ વિચારવા જેવુ છે કે, અહિંસા-સયમ-તપોમય અને દાન-શીલ-તપ-ભાવના-ભર્યા જૈનશાસનની જવલત સાધનાથી ઝાકઝમાળ ચાલ્યા આવતા જૈનસઘમા આજે એના પૂર કેમ કંઇક મંદ પડી ગયેલા દેખાય છે? તેમજ આજના આરાધક પણ જનસાધારણને એની આરાધનામા એવા ઓજસ, તન્મયતા અને સાત્વિકતા કેમ નથી દેખાતા? ઊંડા નિરીક્ષણથી એ જણાશે કે સર્વ ધર્મનુ મૂળ અને સકળ કલ્યાણના કારણભૂત શ્રી અરિહંત પરમાત્માને વિશિષ્ટ રીતે નથી ઓળખ્યા કે નથી વિશિષ્ટ કૃતજ્ઞભાવભીની ભક્તિ-બહુમાનથી નવાજ્યા. ત્યારે શ્રી લલિતવિસ્તરા મહાશાસ્ત્ર અનેકાનેક પ્રતિપાદનો દ્વારા તીર્થંકરદેવની વિશિષ્ટતાને દ્યોતિત કરવા પૂર્વક એમની પ્રત્યે કૃતજ્ઞભાવ ભર્યા પરમ ભકિત-બહુમાનની ભરતી આણે છે

દા. ત 'न हि जात्यरत्न સમાનમિતરેણ' એ દૃષ્ટાન્ત આપીને ગ્રન્થકાર સૂચવે છે કે જેમ ખાણમા રહેલ જાત્યરત્ન મલિન અવસ્થામા પણ બીજા રત્નોની હરોળનું નથી હોતુ પરંતુ વિશિષ્ટ કોટિનુ હોય છે, તેવી રીતે પરમાત્માનો જીવ પણ અનાદિ કર્મમલિન અવસ્થામાં પણ બીજા જીવો કરતા વિશિષ્ટકોટિનો હોય છે. એટલે એજ આત્મા આગળ જઇને વિશ્વ ઉદ્ધારની કરુણા-ભાવના ભાવી તીર્થંકર નામકર્મ ઉપાર્જે છે. તીર્થંકર બન્યા પછી જે ધર્મશાસન સ્થાપે છે, એમના તીર્થંકરપણા સહિત એ ધર્મશાસનની ઉપાસનાથી જ અન્ય આત્માઓ ઠેઠ વીતરાગતા અને સિદ્ધત્વ સુધીની પ્રાપ્તિ કરે છે. એ ઉપરથી ફલિત થાય છે કે વીતરાગતા અને સિદ્ધત્વની આરાધના કરતા તીર્થંકરત્વની આરાધના પહેલી જરૂરી છે. માટે તો શ્રી નમસ્કાર મહામત્રમા સિદ્ધને નમસ્કાર કરતા પહેલા અરિહંતને નમસ્કાર કરવામા આવ્યો છે.

આનુ કારણ પણ છે. અચિંત્યપ્રભાવી અરિહંતોનો આપણા પર અનત ઉપકાર છે. તેમજ અનતા તીર્થંકરોએ જિનનામકર્મ ઉપાર્જતા આપણી અને બીજા સર્વ જીવોની કરુણા ભાવના કરી છે, અને વર્તમાનમા જિનનામકર્મ ઉપાર્જનારા એ કરુણાભાવના કરી રહ્યા છે.

એમની પ્રત્યે આપણે જો હૃદયમાં ઉછળતો કૃતજ્ઞભાવ અને ભક્તિભાવ ન રાખીએ, 'અહો! તીર્થંકર પ્રભુની કૃપાએ હું ઉંચો આવ્યો અને ઠેઠ વીતરાગતા અને સિદ્ધત્વ સુધી પહોંચી શકવાનો છું. વાહ ! મારા અરિહંતનાથ! કેવી મારા પર તમારી અનુપમ અને અગ્રકારણભૂત કૃપા !' એવા જ્વલંત કૃતજ્ઞભાવની સાથે ઉછળતો ભક્તિભાવ ન કેળવીએ તો આપણે શું કૃતઘ્ન નથી ઠરતા ?

આ અનંત કૃપાની જેમ તીર્થંકરદેવોના સહજ તથાભવ્યત્વને પણ એમની પુરુષોત્તમતાના નિમિત્ત તરીકે સૂચવી ગ્રન્થકાર એમના તીર્થંકરપણાની ઉપાસના કરવાનું પ્રથમ કક્ષામાં મૂકે છે. લલિતવિસ્તરાકારે 'પુરુષોત્તમ' મા 'ઉત્તમ' અર્થ લખતા સ્પષ્ટ લખ્યુ છે કે, 'उत्तमाः सहजतथाभव्यत्वादिभावत प्रधानाः' આમા સહજને તથાભવ્યત્વનું વિશેષણ મૂકી બતાવ્યું કે એ ઉપાર્જિત નહિ પણ અનાદિકાલીન છે. બાકીના 'આદિ' પદથી સૂચિત વિશ્વકરુણાભાવનાદિ નિમિત્ત અલબત પાછળથી જન્મે છે, સહજ નથી, છતા દેખાય છે કે એ બધાં નિમિત્ત તીર્થંકરદેવની પ્રધાનતાના દ્યોતક બની પૂર્વાચાર્યોના ગ્રન્થોમાં તીર્થંકરો પ્રત્યે અસાધારણ ભક્તિ-ભાવના પૂર વહેતા મૂકે છે.

શ્રુતસાગરના પારગામી પરમમહર્ષી ગણધરભગવતોએ એજ તારક ભાવની ભક્તિથી ભર્યાભર્યા હૃદયે 'પ્રણિપાત દંડકસૂત્ર' ('નમોત્થુણ' 'શક્રસ્તવ') અને ચૈત્યસ્તવ, ચતુર્વિંશતિજિનસ્તવ, શ્રુતસ્તવ, અને સિદ્ધસ્તવની રચના કરી છે. શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે એના પદેપદ પર વિશિષ્ટ–ગંભીર રહસ્યોભરી વિવેચના રચી, તેનુ જ નામ લલિતવિસ્તરા.

આ તત્વસિદ્ધાંતોના સાગરશા ગ્રન્થમા થોકબંધ પદાર્થરત્નો તલસ્પર્શી અવગાહકને હાથ લાગે છે, અને જાણે તે દુનિયાનો બેતાજ બાદશાહ બની જાય છે!

મંગળનું વૈશિષ્ટ્ય, ધર્માધિકારીના લક્ષણો, શાસ્ત્રબોધની પ્રાપ્તિના સચોટ ઉપાયો, અરિહંતના નમસ્કારનો ભાવાર્થ, મોક્ષપ્રાપ્તિના અસંખ્ય યોગોની ઝાંખી ...સાંખ્ય–અદ્વૈત–મીમાંસાદિ દર્શનોની સર્વશ્રેષ્ઠ સમીક્ષા, પરમાત્માની સર્વતોમુખી કલ્યાણકતા અને ઉત્તમતા, 'નાથ'–પણાનું રહસ્ય, આત્મોત્થાનની ક્રમિક ભૂમિકાઓ યાવદ્ મોક્ષનું સયુક્તિક સ્વરૂપ .. ઈત્યાદિ સાથે સાથે ચૈત્યસ્તવ (અરિહંત ચેઈઆણ–અન્નત્થ), ચતુર્વિંશતિ જિનનામસ્તવ (લોગસ્સ), શ્રુતસ્તવ (પુક્ખરવર૦), સિદ્ધસ્તવ (સિધ્ધાણ બુદ્ધાણ)... આ દેવવંદનના સૂત્રોની પણ વ્યાખ્યા કરતા તેઓશ્રીએ કેઈ પદાર્થરત્નોનુ ઉદ્‌ઘાટન કર્યું છે.

આ ગ્રંથનુ સાદ્યંત વાચન–પરિશીલન આત્મોદધિમાં અનંતની અભીપ્સાની ભવ્ય ભરતી આણે છે! અને એ મોજા આકાશને આંબવા ઉછળે છે, આત્મ સંપત્તિઓને હાંસલ કરી લેવા તે આત્માના પ્રચંડ પુરુષાર્થને જગાવે છે. વિશ્વાનુપમ 'ઉપમિત ભવપ્રપંચા કથા' અને અન્ય વ્યાખ્યા ગ્રંથોના રચયિતા વ્યાખ્યાતૃ ચૂડામણિ શ્રી સિદ્ધર્ષિગણિવર્ય આ હકીકતના ઐતિહાસિક સાક્ષી છે! તે હકીકત આ ગ્રંથને વાચવા માડશો એટલે પ્રારંભમા જ દેખા દેશે.

'પરમ–તેજ' વિવેચના :

જીવનના પ્રત્યેક પાસાને પાણીદાર બનાવનાર આ ગ્રંથનુ વાચન એકવાર તો વાચકનું પાણી નીતારી નાખે છે!

કારણ કે ગ્રંથ છે ન્યાયસમૃધ્ધ સંસ્કૃત ભાષામાં ! ડગલે ને પગલે તર્ક ! શબ્દે શબ્દે ગંભીરતા અને ગૂઢતા ! પાને પાને જિનપ્રવચનની પારિભાષિકતા !

આ ગ્રંથના સર્વાંગ સુંદર મર્મગ્રહણ માટે તો જોઈએ છે ન્યાયનિપુણ પ્રજ્ઞા... જૈનતર્કમાં તલસ્પર્શી બોધ....સંસ્કૃત ભાષા પરનું પ્રભુત્વ....જિનપ્રવચનની પારિભાષિકતાનો સારો પરિચય...અને ખરેખર તો અરિહંતદેવ અને સદ્ગુરુની અનંત કૃપા !

આ સર્વેનો જેનામાં સુમેળ સધાયો હોય તે તો આ ગ્રંથનું પરિશીલન કરી શ્રદ્ધા–ભક્તિ–ભાવના અને વીર્યોલ્લાસથી પાણી પાણી થઈ જાય છે! તેની આધ્યાત્મિક મસ્તીમા અનેરો જુવાળ આવે છે!

શું ત્યારે જેઓ....જે ભાવુક અને પરમતેજલીપ્સુ આત્માઓ, સંસ્કૃતજ્ઞ નથી, ન્યાયનિપુણ નથી....જિનપ્રવચનની પારિભાષિકતાથી પરિચિત નથી. ..જેઓમાં મહર્ષિના વચનોની યથાર્થ ગંભીરતા અને રહસ્યોનુ ઉદ્ઘાટન કરવાની પ્રતિભા નથી, તેવા વિપુલસંખ્ય આત્માઓ આ ગ્રંથના લાભોથી વંચિત જ રહી જાય ? ના, ના, તેઓ આ ગ્રંથને વાંચી શકે, વિચારી શકે, યાવત્ આત્મસાત્ કરી શકે તે માટે આ 'પરમ તેજ' નામની વિવેચના આજે પ્રગટ થાય છે, તે અપરિમિત આનંદનો વિષય છે.

'પરમ તેજ' એટલે?

૧. પરમ જે તેજ પરમાત્મા અને પરમાત્મદશા, એના ભર્યા ભર્યા પ્રકાશના પૂંજ રૂપ આ ગ્રંથ છે.
૨. પરમ પરમાત્માએ વિશ્વને દીધેલાં તેજ, તે તેજ આ ગ્રંથમા સંગ્રહિત છે.
૩. પરમ એટલે કે શ્રેષ્ઠ એવા તત્ત્વ, યોગ, આચાર વગેરે તેજથી આ ગ્રંથ ઝળહળતો છે!
૪. પરમપદ મોક્ષ અને પરમસુખ નિરુપાધિક આનંદ, તે પામવાના તેજસ્વી ઉપાયોનું વર્ણનરૂપ આ ગ્રંથ છે.

આ બધા હેતુઓએ આ ગ્રંથનુ નામ 'પરમ તેજ' સાન્વર્થ છે. ગ્રંથકાર પૂ. શ્રી આચાર્ય ભગવંતના વચનરત્નો દ્વારા વિવેચક પૂ. પંન્યાસપ્રવર ગુરુદેવશ્રીએ વિશ્વનો શ્રેષ્ઠ આર્હત તત્ત્વપ્રકાશ આ ગ્રંથમા પાથર્યો હોવાથી 'પરમ તેજ' ના સાન્વય નામને આ ગ્રંથ નિર્વિવાદ યોગ્ય છે.

## વિવેચનાનો ઉદ્ભવ

આમેય ઘણા વખતથી કેટલાક તત્ત્વપિપાસુઓની પૂજ્યપાદ પન્યાસશ્રી મહારાજ પાસેથી ઈચ્છા હતી કે તેઓશ્રી પૂજ્ય હરિભદ્રસૂરિજી મહારાજ તથા પૂ. યશોવિજયજી ઉપાધ્યાયના ગ્રંથો પર વિવેચન લખે કે જેથી તે મહાપુરુષોના ગ્રંથોની યથાર્થ ઉપકારકતા અને શ્રેષ્ઠતાનો સામાન્ય જનતાને પણ પરિચય થાય. ઉપરાતમાં પૂ. પંન્યાસજી મહારાજશ્રીની મૂલાવગાહિની પ્રતિભા તે મહાન આચાર્યોના તર્કસભર અને સાગરગંભીર ગ્રંથોને યથાર્થ ન્યાય આપવા સમર્થ હોવાથી તેઓશ્રી પ્રત્યે સહેજે તત્ત્વરસિકોનું હૃદય ખેંચાય.

પરંતુ છેલ્લે છેલ્લે પૂજ્ય મહારાજશ્રી પાસેથી એક એવા ગ્રંથની હાર્દિક અભિલાષા થવા લાગી કે જે એકજ ગ્રંથ જૈન જૈનેતર સર્વ કોઈને માટે જૈન દર્શનની સર્વતોમુખી માહિતી,

અતલ ઉંડાણ, શ્રેષ્ઠ સિદ્ધાંતશૈલી વગેરેનો સુરસ પરિચય કરાવી શકે.

અને તેવા ગ્રંથ તરીકે શ્રી 'લલિતવિસ્તરા'ને મહાશાસ્ત્રને પસંદગી મળી !

વિ. સંવત ૨૦૧૩ના ચાતુર્માસ માટે પૂજ્ય મહારાજશ્રી, પરમારાધ્ય ગુરુદેવ આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજની પુનિત નિશ્રામાં અમદાવાદ પધાર્યા.

ત્યાં વ્યાખ્યાનમાં શ્રી ભગવતીજી જેવા દ્રવ્યાનુયોગના આકર ગ્રંથની તેઓ વાચના આપતા અને વહેલી સવારે તેઓશ્રી 'લલિતવિસ્તરા'ની વાચના આપતા.

એ વાચનામાં જિજ્ઞાસુ અને બુદ્ધિશાળી વકીલ, ગ્રેજ્યુએટો જેવા પણ દસ–દસ મહિનાઓ સુધી વાચના ગ્રહણ કરતા રહ્યા હતા. તે પછી યોગવીશી–ગર્ભિત વીસ વીશી (વિંશતિવિંશિકા) પર પણ વાચના ગ્રહણ કરી. વાચનાનું અક્ષરશઃ અવતરણ કરી લેવામાં આવ્યું. અવતરણ નીચેના મુનિવરોએ કરી લેવાનું સુંદર કાર્ય કર્યું છે. (૧) મુનિ ભદ્રગુપ્તવિજય (૨) મુનિશ્રી મણિપ્રભવિજયજી (૩) મુનિ શ્રીપદ્મસેનવિજયજી

એ અવતરણ પર પૂજ્યશ્રીના આવશ્યક સુધારા–વધારા સાથે આ ગ્રંથનું પ્રકાશન થવા પામ્યું છે.

## વિવેચન શૈલી :

આ ગ્રંથમાં મૂળ 'લલિતવિસ્તરા' છાપવામાં આવેલી છે, પરંતુ તેના પરની પંજિકા ટીકા ગ્રંથ મોટો થઈ જવાના ભયે છાપવામાં આવી નથી મૂળ ગ્રંથનો શબ્દાર્થ આપીને તેના પરના વિવેચનમાં ટીકાના પણ અક્ષરે અક્ષરના પદાર્થોને વિસ્તારથી સ્પષ્ટપણે ગુંથી લઈને પૂજ્યશ્રીએ ધારાબદ્ધ વહેતી વિવેચનાને ખૂબ જ રસપ્રદ બનાવી દીધી છે.

બીજા દૃષ્ટિકોણથી જો કહીએ તો આ સારીય વિવેચનાનો ઢાળ સીધો મનુષ્યના અંતસ્તલને સ્પર્શે તેવો ઉપદેશાત્મક બન્યો છે...સ્થળે સ્થળે વિવેચનકાર પૂજ્યશ્રીના હૈયામાંથી વૈરાગ્યની જાણે પાતાલસેરો ઉછળી રહેલી દેખા દે છે. ભાવુક આત્માઓ તેમાં સર્વાંગીણ સ્નાન કરીને કર્મમાલિન્ય દૂર કરી પરમ પવિત્રતાને પામશે એ નિઃસંશય હકીકત છે.

ટૂંકમાં જ કહી દઉં, વિશ્વશ્રેષ્ઠ જૈન શાસનના મર્મસ્પર્શી, સરળ, સુબોધ અને સુવાચ્ય પદાર્થો આ ગ્રંથમાં ગુંથાયા છે. અનંતના યાત્રીને મનગમતું આ ગ્રંથ પુરું પાડશે !

## વિવેચનમાં વિશેષ પદાર્થો:

મૂળગ્રન્થ અને પંજિકા ટીકામાં ઉપલબ્ધ પદાર્થોના વિવેચનને વધુ સિદ્ધાંતસભર અને રસભરપૂર કરનારા અન્યાન્ય ગ્રન્થોના પદાર્થોનું પણ પૂન્ય પંન્યાસપ્રવર ગુરુદેવશ્રીએ સ્થાને સ્થાને નિરૂપણ કર્યું છે. વિંશતિવિંશિકા, યોગદૃષ્ટિ સમુચ્ચય પંચસૂત્ર, યોગબિંદુ, ષોડશક, ધર્મબિંદુ, પંચસંગ્રહ, સાંખ્યકારિકા ન્યાય–વૈશેષિકગ્રન્થો, બૌદ્ધગ્રન્થો, ઈત્યાદિ સ્વ–પર શાસ્ત્રોના કેટલાય વિષયો અર્ડી પ્રતિભાપૂર્ણ શૈલીથી રજૂ થયેલા છે. દા. ત સાંખ્ય–બૌદ્ધ–વેદાન્ત–સાકૃત્ય અનંત વગેરે દર્શનોના સિદ્ધાંતોના સચોટ પ્રતિપાદન, અને એની અકાટ્ય તર્કભરી સમીક્ષાપૂર્ણ નિરસનો, જૈનદર્શનને માન્ય અનેકાનેક અગાધ તત્ત્વો અને સિદ્ધાંતોના સયુક્તિક સ્પષ્ટ વિવેચન, ગમ, નય, દ્રવ્ય-ગુણ–પર્યાય, મૈત્રી આદિ ભાવનાઓ શ્રી અર્હત્ પરમાત્માના લોકોત્તર વિવિધ ગુણો–શક્તિઓ–ઉપકારોની આગવી વિશિષ્ટતા, બહિરાત્મા–અંતરાત્મા–પરમાત્માનું સ્વરૂપ, સક્રિય યોગ–પ્રક્રિયાઓ, ઇચ્છાયોગાદિ ત્રય, અધ્યાત્માદિ પંચયોગ વગેરે, યોગપૂર્વસેવા ધર્મના અધિકારી બનવા માટે આવશ્યક અને માનવતાને અજવાળતા ગુણરત્નો, કેવળ ભાવાત્મક નહિ પણ રચનાત્મક ઉન્નતિ–ઉપાયો, જૈનદર્શનની વિવિધ વિશિષ્ટતાઓ, ધર્મની અધિકારિતાનું વિસ્તૃત સ્વરૂપ ...વગેરે વગેરે.

ટૂંકમાં જેમ હિંદુઓમા ગીતા, મુસ્લીમોમાં કુરાન અને ખ્રિસ્તીઓમાં બાઈબલ, વિશિષ્ટ ગ્રથ ગણાય છે, એમ જૈનધર્મમા આ 'લલિતવિસ્તરા'ને વિશિષ્ટ શાસ્ત્ર ગણાવી શકાય; કેમકે એમાં આત્મવાદ, દર્શનવાદ, તર્ક, શ્રદ્ધા, ભક્તિયોગ, કર્મયોગ, જીવ અને ઈશ્વર, યોગ્યતા અને પુરુષાર્થ વગેરે અનેકાનેક વિષયોને સ્થાન મળેલુ છે. બાકી તો જૈનધર્મમાં અઢળક વિષયો છે અને દરેકના ઉપર સ્વતંત્ર અનેકાનેક શાસ્ત્રો છે. એમા જ તે વિષયોને ન્યાય આપી શકાયો છે.

**અનુક્રમણિકા અને પરિશિષ્ટઃ**

આ સમગ્ર વિવેચન-ગ્રંથની ભવ્યતાનો વાચકને સરળતાથી ખ્યાલ આ ગ્રથની વિસ્તૃત અનુક્રમણિકા જ આપશે ! તમે કદાચ તમારા હાથમાં ગ્રથ આવતાંની સાથે જ આખોય ગ્રંથ વાંચી ન શકો, પણ ગ્રથ હાથમાં લેતાં જ તમે વિષયાનુક્રમણિકા તો અવશ્ય વાંચી જજો.

અભ્યાસીને જે કોઈ વિષય જ્યારે જોવો હોય ત્યારે સરળતાથી તે આ સાગર'શા ગ્રંથમાં જોઇ શકે તે માટે પદાર્થોનુ અકારાદિ ક્રમે પરિશિષ્ટ બનાવીને અહીં પાછળ મૂકવામા આવ્યું છે. આશા છે કે એ પરિશ્રમ અભ્યાસીવર્ગને સહાયક બનશે. ટૂંકમાં ચતુર્વિધ શ્રી સંઘને માટે આ ગ્રથ કાયમનો સાથીદાર બની જવાનો !

**હીંદી વિવેચન ગ્રંથ:**

આ 'પરમતેજ' વિવેચન બહુ વિસ્તૃત થયુ હોવાથી પ્રાયઃ બે ભાગમા અલગ અલગ ગ્રથરૂપે પ્રકાશિત થવા યોગ્ય હોઈને આ ગુજરાતી વિવેચનનો પ્રથમ ભાગ પ્રકાશિત થઇ રહ્યો છે. પરંતુ સમગ્ર 'લલિતવિસ્તરા' પરની પૂર્ણ હિદી વિવેચના એક જ ગ્રથરૂપે પ્રેસમાં છપાઇ રહેલી છે ! અને ટૂક સમયમા પ્રાય. તે પ્રકાશન પામશે એવી ધારણા રખાય છે. ગુજરાતી વિવેચનનો એ અનુવાદ નથી, એ વાત લક્ષ્યમાં રાખવામાં જેવી છે, તે એક સ્વતંત્ર જ વિવેચન પૂજ્ય શ્રીએ તૈયાર કરેલુ છે. તેમા મૂળ લલિતવિસ્તરા ગ્રથ, પંજિકા ટીકા અને અર્થ, વિવેચન આપવામાં આવેલુ છે. પૂજ્યશ્રી તરફ મૂળ તો લલિતવિસ્તરા ઉપર સરળ સ્પષ્ટ સસ્કૃત ટીકા રચવા અર્થે પ્રયાસ શરૂ થયેલો પરંતુ સસ્કૃત ભાષાથી અનભિજ્ઞ એવી વિશાળ જૈન જૈનેતર જનતાને શી રીતે લાભ થાય એ પ્રશ્ન ઉપસ્થિત કરવામાં આવ્યો તેથી હીન્દી વિવેચનનું આલેખન કરવામાં આવ્યું. સુદ્દાસર અને મર્મગ્રાહી આ વિવેચન જરૂર જૈન-જૈનેતર વિદ્વાનોને આદરપાત્ર બનશે.

આમા એક વિશેષતા મૂળ અને ટીકા ગ્રંથના છાપકામની છે ! ખાસ અવતરણિકાઓ ઉમેરીને પેરાગ્રાફો પાડીને, અલ્પવિરામ, પૂર્ણવિરામ, વિપર્યસ્ત વિરામ વગેરે દ્વારા જ મૂળ ગ્રથ અને ટીકાનુ ઘણું કાઠિન્ય હળવુ બનાવી દીધુ છે.

**સંશોધનઃ**

શ્રી દેવચંદ લાલભાઇ (સુરત) તરફથી પ્રકાશિત શ્રી લલિતવિસ્તરા પ્રતિ (મુદ્રિત) પર પ્રાચીન હસ્તલિખિત કેટલીક પ્રતિઓના સહારે સુંદર સશોધન કરવામા આવ્યું છે. અને એ રીતે સશોધન કરાયેલા મૂળ ગ્રથ અને ટીકાના આધારે જ આ વિવેચના કરવામા આવી છે. ઉપયોગમાં લીધેલી પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓની વિગત નીચે મુજબ છે.

(૧) શ્રી જૈનજ્ઞાન ભડાર-સવેગીનો ઉપાશ્રય હાજાપટેલનીપોળ. અમદાવાદ. આ પ્રતિ વિ. સં. ૧૪૮૯ વર્ષે, ભાદરવા સુદ ૧૫, રવિવારે પૂર્ણ થયેલી છે. પાન સખ્યા ૩૦ છે. મૂળ અને પંજિકાટીકા બંને છે.

(૨) શ્રી જૈનજ્ઞાન ભડાર સં. ઉપા. હા. પોળ. અમદાવાદ. આ પ્રતિ વિ. સં. ૧૫૦૭ વર્ષે, ચૈત્ર સુદ ત્રીજે પૂર્ણ થયેલીછે. પાન સખ્યા ૧૯ છે. માત્ર મૂળ ગ્રન્થ છે.

(૩) પૂજ્ય મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજ પાસેથી મળેલી પ્રતિ.

(૪) ભાંડારકર રીસર્ચ ઈન્સ્ટીટયૂટ-પુના થી પ્રાપ્ત થયેલી પ્રતિ.

ત્રીજી-ચોથી પ્રતિઓ પરત કરેલી હોવાથી હાલ અમારી પાસે ઉપલબ્ધ નથી, અને તેથી તે બે પ્રાચીન પ્રતિઓની વિગત અહીં આપી શકતા નથી.

આ તકે, એ ચારે પ્રતિઓના માલિકોનો અમે અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ

અમારી વિનતિથી વિદ્વદ્રત્ન પૂ. પં. શ્રી ધુરંધરવિજયજી મહારાજે આ વિવેચના પર પ્રતિભાભરી પ્રસ્તાવના લખી આપવા કૃપા કરી તે બદલ એમનો આભાર માનીએ છીએ.

**પુણ્યસ્મૃતીઃ**

જે કરુણાનિધિ પ્રશમમૂર્તિ પ્રાતઃસ્મરણીય ગુરુદેવ સિદ્ધાન્તમહોદધિ પૂજ્યપાદ આચાર્ય ભગવત વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજાના પરમકૃપામય સમ્યગ્ જ્ઞાનદાનથી આવા મૂલ્યવંતા ગ્રંથનુ સર્જન થવા પામ્યું છે, તે પૂજ્યપાદ પરમ ગુરુદેવશ્રીનો આ વિવેચનામાં નાનો સૂનો ઉપકાર નથી! તે ઉપકારનું મૂલ્ય ઇન્દ્રિયપ્રત્યક્ષ નથી. આ વિવેચનામાં એઓશ્રીના અંતઃકરણના અનંત કૃપામય આશીર્વાદ પ્રાપ્ત કરવાનું પૂ. ગુરુદેવ પંન્યાસપ્રવર મહારાજશ્રીને અમોલું સૌભાગ્ય સાંપડયુ છે, અને એ સૌભાગ્યે અનેક ભવ્યાત્માઓના સૌભાગ્યને જાગૃત કર્યું છે!

**સુકૃતનું સૂચન :**

આ પ્રસંગ પામીને એટલું કહી દઉં કે શ્રી જૈનસંઘ સમ્યગ્ જ્ઞાનના પ્રકાશન ક્ષેત્રમા અને પ્રચાર ક્ષેત્રમાં અધિક ને અધિક પોતાની વિનશ્વર સંપત્તિનો વિનિયોગ કરે તે આજના કાળે ઘણું જ આવશ્યક અને અનિવાર્ય બની ગયું છે.

આજના સાહિત્યના યુગમાં જડવાદની સામે આધ્યાત્મિકવાદને અને વીતરાગ-શાસનના તત્ત્વોની શ્રદ્ધાને જો જન હ્રદયમાં જીવંત રાખવા હશે તો સાહિત્ય-સર્જન, સાહિત્ય-પ્રકાશન અને સાહિત્ય-પ્રચાર વિના હરગીઝ નહિ ચાલી શકે. પ્રત્યેક જૈનના માથે આજે આ મહાન કર્તવ્યનો ભાર છે, અને તેથી પ્રત્યેક જૈન એ કર્તવ્યને ખૂબ ખૂબ સમજે અને તેને અદા કરવા પોતાનો શકય ભોગ આપે એજ શુભ આકાંક્ષા રાખીએ.

**અંતિમ અપેક્ષા :**

અંતે પૂજ્ય વિવેચનકાર શ્રી ગુરુવર્ય દ્વારા આવી જ રીતે અન્યાન્ય ગ્રંથોનાં વિવેચનો આપણને મળતાં રહે, એવી મંગલ અભિલાષા સહુ કોઇને રહે જ. તેમાં ય ખાસ તો એઓ-શ્રીનું શ્રી પંચસુત્ર પર જે વિવેચન દશેક વર્ષ પૂર્વે બહાર પડેલુ છે તેની વિસ્તારથી પુનરાવૃત્તિ, અદ્યાપિ પ્રકાશિત યોગદષ્ટિ સમુચ્ચય પીઠિકા પછીના યોગદષ્ટિઓના સુબોધ વ્યાખ્યાન, ધર્મબિંદુ, યોગબિંદુ, યોગશતક, ષોડશક, પંચાશક, ધર્મસંગ્રહણી... ઇત્યાદિ બહુજન ઉપયોગી અને જીવન-ઉત્ક્રાન્તિ માટેના બેનમૂન ગ્રંથો પર તેઓ શ્રીમદ્દના તર્કપૂર્ણ, બોધભરપૂર અને વૈરાગ્ય-તરબોળ વિવેચનો, તથા શ્રી વીસવીશી પરની અમદાવાદમા થયેલી વાચનાના અવતરણ પ્રકાશન પામે અને પ્રચાર થાય એ શુભેચ્છા સાથે આ ગ્રંથ-પ્રવેશ સમાપ્ત કરૂં છું.

સુરેન્દ્રનગર-કાર્તિક વદ . ૧૩ ]

**પ્રિયદર્શન**

# 'પરમતેજ' શ્રી લલિતવિસ્તરાવિવેચનની
# વિષયાનુક્રમણિકા

વિષય — પાનું



વિષય — પાનું

# શુદ્ધિ પત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૦ | અસાધરણુ | અસાધારણુ |
| ૪ | ૩૪ | નમુનો | નમૂનો |
| ૫ | ૯ | સ્વરુપ | સ્વરૂપ |
| ૫ | ૨૬ | યતિકિચિત્ | યત્કિંચિત્ |
| ૫ | ૩૧ | (ઉમેરો) આ પરથી લાગે છે કે 'ઉપમિતિ' ગ્રન્થ પછી રચ્યો હોય, અથવા પ્રભાવક ચરિત્રકારના કથનાનુસાર પહેલાં રચેલા એ ગ્રન્થમાં પાછળથી શ્રી હરિભદ્રસૂરિજીનો ગુરુ તરીકે ઉલ્લેખ મૂકયો હોય | |
| ૬ | ૪ | નિપજતા | નીપજતા |
| ૮ | ૮ | સુત્રાર્થનો | સૂત્રાર્થનો |
| ૮ | ૨૫ | પાર્યાયો | પર્યાયો |
| ૧૦ | ૧૦,૧૪ | સ્વભાવિક | સ્વાભાવિક |
| ૧૧ | ૨૯ | ચતુર્વિધિ | ચતુર્વિધ |
| ૧૪ | છેલ્લી | ક્રર્મ | કર્મ |
| ૧૬ | ૨૭,૩૦ | વિરદ્ધ | વિરુદ્ધ |
| ૧૮ | ૨૫ | ગુરુ વચના | ગુરુ–વચના |
| ૨૪ | ૪ | ગુણુનો | જ્ઞાનાદિ ગુણુનો |
| ૨૫ | ૨૧ | રસ | દેશઘાતી રસ |
| ૨૫ | ૨૬ | દેવાય | ભોગવાય |
| ૨૫ | ૨૭ | વિપાકઉદય સ્થગિત | રસ અલ્પ |
| ૨૫ | ૨૮ | પ્રદેશોદયથી | ગુણુબાધક |
| ૨૬ | ૬ | બળે | બળે ખાલી કરે છે, કેટલાકને પાછળ નાખે છે, ને કેટલાકને |
| ૨૬ | ૩૨ | ક્રિયાએ ધર્મ | ક્રિયાએ કર્મ |
| ૨૮ | ૪ | એઇઆઈ સાહુ | એઇઆઇ. સાહૂ |
| ૨૮ | ૯ | ઉર્ણુ | ઊર્ણુ |
| ૩૦ | ૩ | સમ્યવૃકરણં | સમ્યક્કરણં |
| ૩૦ | ૧૨ | સમ્ફ્ | સમ્યક્ |
| ૩૦ | ૧૮ | આશ સભાવ | અનાશ સભાવ |
| ૩૦ | ૨૦ | સુત્રોક્તિ | સૂત્રોક્ત |
| ૩૦ | ૨૯ | વિધસર | વિધિસર |
| ૩૫ | ૧૩ | યદ્યાપિ | યદ્યપિ |
| ૪૧ | ૨ | ધિક્રયતે | ધિક્રિયતે |
| ૪૨ | ૧૫ | હે ! શ | હોશ |
| ૪૨ | ૨૦ | ક્રિયા | ક્રિયા |
| ૪૩ | ૧૬ | નિઃમત્વ | નિઃસત્ત્વ |
| ૪૬ | ૪ | તીર્થ કરદેવો એ | તીર્થંકરદેવોએ |
| ૪૬ | ૬ | અમુય | અમુક |
| ૪૬ | ૧૬ | થઈ થાય | થઇ જાય |
| ૪૭ | ૧૬ | લોકોને | લોકોની |
| ૪૭ | ૧૯ | મહત્વ | મહત્ત્વ |
| ૪૭ | ૨૦,૨૨ | વિરૂદ્ધ,વિરૂધ | વિરુદ્ધ |
| ૪૮ | ૧૨ | વૈશ્યા | વૈશ્યમા |
| ૪૮ | ૩૦ | કોધાદિ કાષયમા | ક્રોધાદિ કષાયમા |
| ૪૮ | ૩૪ | પ્રત્યેને યાવત | પ્રત્યે ને યાવત્ |
| ૪૮ | ૩૭ | બનાશે | બનાવશે |
| ૪૮ | ૩૮ | ઓચિત્ય.. ચર્ચા | ઔચિત્ય...ચર્ચા |
| ૫૦ | ૨૧ | અંત કોટાકોટી | કોટાકોટિ સાગરોપમ |
| ૫૧ | ૧૨ | ઽર્જુનઃ | ઽર્જુન ! |
| ૫૧ | ૨૮ | તત્વત | તત્ત્વત |
| ૫૨ | ૭ | વિધિત્પરતા | વિધિતત્પરતા |
| ૫૬ | ૧૪ | ત્યાત્ | સ્યાત્ |
| ૫૬ | ૩૫ | મનવા | માનવા |
| ૬૧ | ૬ | પરણિત | પરિણત |
| ૬૧ | ૮ | પરિણિત જ્ઞાન | પરિણત જ્ઞાન |
| ૬૨ | ૩૮ | અકાળે | કાળે |
| ૬૭ | ૫ | કઇ | કંઇ |
| ૬૭ | ૩૧ | સંકેલના | સંકલના |
| ૬૯ | ૧૬ | તદઅજઝ . | તદ્દઅજ્ઝ... |
| ૭૩ | ૧૨ | સુકૂતનુ | સુકૃતનું |
| ૭૩ | ૧૭ | ચૈત્યવદન | ચૈત્યવંદન |
| ૭૭ | ૭ | વિપયમ | વિષમય |
| ૭૭ | ૧૧ | શક્તિ | શક્તિ |
| ૭૮ | ૧ | અનધિકારીને | અનધિકારીને |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૯ | ૨ | પ્રયોગો | પ્રયોગે |
| ૭૯ | ૩૫ | થથી | થતી |
| ૮૦ | ૪ | દર્દશાનો | દુર્દશાનો |
| ૮૦ | ૧૫ | .માસદિયતિ | ..માસાદયતિ |
| ૮૨ | ૯ | જિન્નાનામા | જિનાજ્ઞામા |
| ૮૨ | ૨૬ | જિનાજ્ઞાનો | જિનાજ્ઞાની |
| ૮૪ | ૩૨ | પોતાતામા | પોતાનામા |
| ૮૫ | ૧૫ | વગેરેના | વગેરેમા |
| ૮૫ | ૨૩ | ...નો કર્મક્ષય | કર્મનો ક્ષય |
| ૮૭ | ૩ | સુત્રવાઘંયા | સૂત્રવાચયા |
| ૮૭ | ૧૬ | અનાધકારીના | અનધિકારીના |
| ૮૭ | ૨૬ | સૂત્રકને | સૂત્રને |
| ૮૮ | ૧૭ | ભજવવામા | ભજવામા |
| ૮૮ | ૨૬ | સંયમ, ધવાયે | સયમ ધવાય, |
| ૯૦ | ૧૧ | નિર્દભનાથી | નિર્દભતાથી |
| ૯૩ | ૧૯ | અસર્વજ્ઞના | અસર્વજ્ઞતા |
| ૯૩ | ૩૬ | કે શાસ્ત્ર | કે શાસ્ત્રે |
| ૯૪ | ૨૦ | મધુકરી | માધુકરી |
| ૯૪ | ૩૨ | આાપમેળ | આપમેળે |
| ૯૫ | ૧૦ | ભોકર્તૃત્વ | ભોકતૃત્વ |
| ૯૫ | ૧૩ | ફલત | ફલતઃ |
| ૧૦૫ | ૨૩ | ઉચિતાનો | ઉચિતતાનો |
| ૧૦૫ | ૨૭ | વિશિકામા | વિંશિકામા |
| ૧૦૯ | ૧૩ | કે જી જે | કે જીવ જે |
| ૧૦૯ | ૨૭ | નિર્ગન્વ | નિર્ગ્રન્થ |
| ૧૦૯ | ૨૮ | કુગુરુ | કુગુરુ |
| ૧૧૦ | ૨૫ | દેવની મુક્તિ | દેવ ને મુક્તિ |
| ૧૧૧ | ૭ | સત્વ ..ફલામાવા | સત્ત્વ...ફલામાવા |
| ૧૧૧ | ૨૫ | . નિયોધવાળો | ...નિરોધવાળો |
| ૧૧૨ | ૯ | મનુષ્યણાં | મનુષ્યાણાં |
| ૧૧૫ | ૯ | ... નવોદિર્ણે | નવોદીર્ણે |
| ૧૨૦ | ૩૦ | જેવાનું સ્થાન | સ્થાન જેવાનુ |
| ૧૨૩ | ૧૮ | કર્તય | કર્તવ્ય |
| ૧૨૫ | ૯ | કે આટલો | કે આટલો સૂત્રપાઠ થયો માટે આટલો |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૬ | ૨૩ | સવ્વન્નૂણં | સવ્વન્નૂણં |
| ૧૨૭ | ૨૭ | કમળ ઉપદ્રવ નિવારણ અને ૪ જેવી | કમળ અને ૪ શ્રેષ્ઠ ગંધહસ્તી જેવી |
| ૧૨૭ | ૨૭ | રહેવાસ વગેરે | રહેવાસ, ઉપદ્રવ નિવારણ વગેરે |
| ૧૨૮ | ૨ | ચક્ષુ તરીકે આત્મસ્વાસ્થ્ય | આત્મસ્વાસ્થ્ય, ચક્ષુ તરીકે |
| ૧૩૦ | ૨૧ | ગુણકસ્થાનક | ગુણસ્થાનક |
| ૧૩૩ | ૨ | ત્રયસ્ત્રિ.... | ત્રયસ્ત્રિં .. |
| ૧૩૪ | ૩૦-૩૧ | (૫)...(૬) | (૬) ..(૫) |
| ૧૪૨ | ૧૯-૨૩ | ... હૂં | ..હૂં |
| ૧૪૩ | ૧૯ | ખોવવાના | ખોલવાના |
| ૧૪૩ | ૨૩ | વિદ્ધ સણુસ્સ | વિદ્ધ સણરરા |
| ૧૪૭ | ૭ | સુચિત | સૂચિત |
| ૧૪૭ | ૧૭ | લધુભાવ | લઘુભાવ |
| ૧૫૩ | ૧૯ | (૩) પરહિત રક્ત | (૩) સ્વપર હિતરક્ત |
| ૧૫૫ | ૧૨ | સ્પર્શા સ્પર્શમા ન | સ્પર્શાસ્પર્શમા |
| ૧૫૫ | ૨૫ | કાર્યનો ..શકનારો | કાર્યને... શકનારૂં |
| ૧૫૫ | ૩૩ | એટલે, | એટલે વિચારવાનુ કે |
| ૧૫૭ | ૪ | નિશ્ચિત | નિશ્ચક્ષ |
| ૧૬૧ | ૫ | ગણાતું | ગણતુ |
| ૧૬૧ | ૨૫ | સાચા. જેવા | સાચા જેવા |
| ૧૬૨ | ૨૬ | સ્કુર્તિ | સ્ફુર્તિ |
| ૧૬૬ | ૧૨ | સમ્યગ્ગના અનુષ્ઠા-નોનોના | સમ્યગ્ અનુષ્ઠાનોના |
| ૧૬૬ | ૨૫ | સત્ય પ્રવૃત્તિઓ | સત્પ્રવૃત્તિઓ |
| ૧૬૬ | ૩૦ | દાનવૃત્તિમાં | દાન પ્રવૃત્તિમા |
| ૧૭૦ | ૭ | વીજાદ.... | વીજાદ.... |
| ૧૭૩ | ૩૧ | ઓછી છતા | ઓછી થતા |
| ૧૭૫ | ૨૨ | અરહંણું | અરહંતાણ |
| ૧૮૨ | ૩૦ | ... વ્યવવચ્છે.... | .. વ્યવચ્છે.... |
| ૧૮૩ | ૧૫ | શાસન-અરિહંત | શાસન=અરિહંત- |
| ૧૮૩ | ૨૬ | દષ્ટાત | દષ્ટાંતથી જુઓ, |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮૫ | ૩ | સ્વભાવજો | સ્વભાવવાળો |
| ૧૮૭ | ૩૨ | અરહત | અરહ ત |
| ૧૮૯ | ૧૩ | સાત્ત્વિક | તાત્ત્વિક |
| ૧૯૫ | ૨૭ | સકલેશવાળો | સ ક્લેશવાળો |
| ૧૯૫ | ૨૯ | ઉતરનાની | ઉતરતાની |
| ૧૯૫ | ૩૪ | અધ્યવસાય | અધ્યવસાય-સ્થાન |
| ૧૯૯ | ૩૩ | નીચેના | ઉપર-નીચેના |
| ૨૦૦ | ૨૩ | .. દાલિક | . દલિક |
| ૨૦૦ | ૨૬ | ભાષ્ય | ભાષ્યમા |
| ૨૦૦ | ૨૭ | ...દર્શમિતિ. કષયોનો | . . દર્શનમિતિ... કષાયોનો |
| ૨૦૦ | ૩૧ | શમ્યા | શમ્યો |
| ૨૦૦ | ૩૮ | ઉદ્વેગની | ઉદ્વેગ નીપજે |
| ૨૦૫ | ૪ | સાસર્થ્ય .. | સામર્થ્ય |
| ૨૦૬ | ૩ | બોધ અર્થાત્ | અર્થાત્ બોધના |
| ૨૦૬ | ૨૪ | ચિંત્વન કરતા | ચિંત્વન કરાતા |
| ૨૦૭ | ૧ | ભગવતાણુ | ભગવ તાણુ |
| ૨૦૭ | ૧૭ | માવે. પુનતસ્નિ | માવેં પુનતસ્નિ . |
| ૨૦૭ | ૨૨ | કે અરહ ત | કે 'અરિહ ત' |
| ૨૦૮ | ૮ | યોગત્મક: | .. યોગાત્મક' |
| ૨૦૯ | ૧૪ | અનોપમ | અનુપમ |
| ૨૧૩ | ૩૩ | એ વાળી | એ વળી, |
| ૨૧૬ | ૨૮ | અષ્ટાહ્નિકાદિ | આષ્ટાહ્નિકાદિ |
| ૨૧૬ | ૩૪ | તથ | તથા |
| ૨૧૮ | ૩૫ | લીનતા | સંલીનતા |
| ૨૨૨ | ૩૩ | પરમાર્થ વૃત્તિ | પરાર્થવૃત્તિ |
| ૨૨૫ | ૧૭ | દારિદ્યાદિ... | દારિદ્ર્યાદિ . |
| ૨૨૭ | ૩૦ | નિવગ્રૈવેયક | નવગ્રૈવેયક |
| ૨૨૯ | ૧૦ | ..દેષશ્ચેતિ | ..દ્વેષશ્ચેતિ |
| ૨૩૦ | ૧૮ | હિતા-મિતં | હિત-મિત- |
| ૨૩૦ | ૩૬ | પૂર્વોક્ત ગુરદેવાદિ | પૂર્વોક્ત ગુરુદેવાદિ. |
| ૨૩૧ | ૩૧ | અધ્યાત્મનં | અધ્યાત્મં |
| ૨૩૩ | ૧૦ | વીર્યોર્ત્ષ | વીર્યોત્કર્ષ |
| ૨૩૫ | ૧૭ | યુક્ત હોય | યુક્ત હોય ૪. સિદ્ધિયોગી સ્થિરયમ ને સિદ્ધિયમથી પણ યુક્ત હોય |
| ૨૪૧ | ૧૮ | અનાદિની હો | અનાદિની હોઈ |
| ૨૪૧ | ૩૩ | ..મત્ત્ય અતત્ત્વં.. | ..મપ્ય અતત્ત્વં .. |
| ૨૪૭ | ૧૩ | ..યુત્કંપ્રવલ... | . યુક્ત પ્રવલ... |
| ૨૪૯ | ૨૬ | પતચ્ચ .. | (લ૦)-પતચ્ચ. . |
| ૨૪૯ | ૨૭ | ધર્મ. બોહિત્થા.. | ધર્મ..બોહિત્થ.. |
| ૨૫૩ | ૩ | ધર્માસ્થિતિ | ધર્માસ્તિ- |
| ૨૫૭ | ૭ | ભવિતવ્યત્વાદિ . કારણોને | ભવિતવ્યતાદિકારણોને। |
| ૨૫૭ | ૯ | સ ગુધતા...નિલિપત | સ ગુદ્ધતા- .. નિષ્પિત્તિ |
| ૨૫૭ | ૧૯ | તસ્પ્રસ | તત્પ્રસ |
| ૨૫૭ | ૩૧ | કાપવારૂપ | કપાવારૂપ |
| ૨૬૧ | ૨૩ | આકાલમેંતે | આકાલમેતે |
| ૨૬૮ | ૩૪ | વિશેપ | વિશેષ |
| ૨૬૯ | ૧૮ | દરિદ્રતા પાપપુણ્યને | પાપપુણ્ય ને દરિદ્રતા |
| ૨૬૯ | ૨૫ | નો એક | તો એક |
| ૨૬૯ | ૩૨ | કારણે | કારણે એ |
| ૨૭૧ | ૪ | અવજ્ઞેષા | અવજ્ઞેષાં |
| ૨૭૧ | ૫ | સદ્ધયાને | સદ્ભયાને |
| ૨૭૧ | ૧૦ | પ્રત્યે ઉપર | પ્રત્યે |
| ૨૭૨ | ૧૧ | એ મને | એમને |
| ૨૭૫ | ૨૮ | ગુમાવાનુ | ગુમાવવાનુ |
| ૨૭૭ | ૩ | ए वैष | एवैष |
| ૨૭૮ | ૨૦ | ઉપરકારમા | ઉપકારમા |
| ૨૭૯ | ૪ | પતદ્વ્ય પોહાયાદ | પતદ્વ્યપોહાયાદ |
| ૨૮૧ | ૧૯ | સબધ છે જેટલો જ | સંબધ જેટલો જ |
| ૨૮૩ | ૩ | યાગ | યોગ |
| ૨૯૦ | ૯ | પૂર્વાચિમિષે... | .. .પૂર્વાધમિષે... |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯૨ | ૧૭ | રહેતા એવું | રહેતા હોય એવુ |
| ૨૯૪ | ૧૪ | ...કાયદિ | ...કાયાદિ |
| ૨૯૮ | ૧૬ | દ્રવ્યસ્વરૂપ સ બ ધ કા ન | દ્રવ્યસ્વરૂપ કા ન |
| ૩૦૫ | ૭ | કોઈથી | કોઇકથી |
| ૩૧૫ | ૮ | શયપ્રવૃત્તિ | શૂન્યપ્રવૃત્તિ |
| ૩૧૬ | ૮ | મનની | મનથી |
| ૩૧૭ | ૪ | ઉત્પન્ન | ઉપપન્ન |
| ૩૧૮ | ૭ | પિતૃત્વ | દા. ત. પિતૃત્વ |
| ૩૧૮ | ૮ | પિતાપણાના ધર્મ | પિતાપણાનો ધર્મ પુત્રમરણ પછી ઊભો રહે છે |
| ૩૨૭ | ૨૩ | શ્રુતજ્ઞાનાવરણ | શ્રુતજ્ઞાનાવરણનો |
| ૩૩૨ | ૩૦ | પત્ની થાય | પત્ની ય થાય |
| ૩૩૨ | ૩૦ | માતા થાય | માતા ય થાય |
| ૩૩૨ | ૩૧ | એટલો | એકલો |
| ૩૩૪ | ૭ | વિશેષણતત્ત્વ | વિશેષણત્વ |
| ૩૩૫ | ૭ | પ્રકાશવાળા | પ્રકાશ |



# પરાગતેજ

## ગ્રંથ અને ગ્રંથકાર

**વર્તમાન તીર્થનું ઉત્થાન અને યાત્રા** શ્રી જૈનદર્શન એટલે તત્ત્વસિદ્ધાંતો અને સાધનાનો ભવ્ય મહાસાગર. એ મહાસાગરના દર્શન તે તે યુગમાં દિવાકર સમાન ઉદય પામેલા વિશ્વના તારણહાર વીતરાગ સર્વજ્ઞ શ્રી તીર્થંકર પરમાત્માએ કરાવ્યા.

એમાં વર્તમાન અવસર્પિણી યુગના ચોથા આરાને છેડે એટલે કે આજથી લગભગ પચીસસો વર્ષ પૂર્વે ચોવીસમા તીર્થંકર ભગવાન શ્રી મહાવીરદેવે ધર્મતીર્થની સ્થાપનાની આવૃત્તિ કરી; અને વિશ્વને એ તત્ત્વ-સિદ્ધાન્તો અને મોક્ષસાધનાઓના મહાસાગરના દર્શન કરાવ્યા.

પરમગુરુ તો નિર્વાણ પદ પ્રાપ્ત કરી કૃતકૃત્ય બની ચૂકયા છતાં પણ કષ, છેદ અને તાપની ત્રિવિધ પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલ એ તત્ત્વસિદ્ધાંતો અને મોક્ષસાધનાઓના સૂર્યસમા શાસનની અમર જ્યોતિ અદ્યાપિપર્યંત જગતને પૂર્ણ પ્રકાશ અને પરમ વિશ્રાન્તિ આપતી આવી છે! એનું કારણ પરમ પિતામહે પ્રગટાવેલી શાસન મશાલને પ્રભુના સીધા વારસદાર શ્રી ગણધર ભગવંતો આર્ય શ્રી ઇન્દ્રભૂતિ ગૌતમસ્વામી, શ્રી સુધર્માસ્વામી . વગેરેએ જલતી રાખી. પરમગુરુના ચરણે નિજના જીવન સમર્પી પ્રભુ પાસેથી ત્રિપદીની પ્રસાદી પામીને એમણે શ્રી દ્વાદશાંગ મહાઆગમ તરીકે શ્રી આચારાંગ શ્રી ભગવતીજી . દૃષ્ટિવાદ આદિ સૂત્રોની રચના કરી. એમાં બારમા દૃષ્ટિવાદ સૂત્રમાં ચૌદ પૂર્વોનો સમાવેશ થતો હતો.

એ પુણ્ય વિભૂતિની સંતાન પરંપરાને, યુગના અવતંસ સમા અનેકાનેક ચતુર્દશપૂર્વી શ્રુત-કેવળી આચાર્ય ભગવંતોએ, દશ પૂર્વધર મહર્ષિઓએ અને અનેક બહુશ્રુત આચાર્ય ભગવંતો, ઉપાધ્યાય ભગવંતો અને સાધુ ભગવંતોએ અલંકૃત કરી શ્રી જૈનશાસનની જ્યોતિને અવિરતપણે ઝગમગતી રાખી.

**શાસ્ત્રકર્તાઓ અને શાસ્ત્રો:** કાળના વહેણ સાથે જેમ જેમ જીવોની જ્ઞાનશક્તિમાં ઓટ આવતી ગઈ તેમ તેમ સમર્થ આચાર્ય ભગવંતોએ હ્રાસ પામતા પૂર્વોના શ્રુતજ્ઞાન અને સંપ્રદાયપ્રાપ્ત જ્ઞાનમાંથી વિવેચન ગ્રન્થો અને નવીન શાસ્ત્રોના નિર્માણ કર્યાં.

શ્રુતકેવળી શ્રી ભદ્રબાહુસ્વામીએ આગમ સૂત્રો પર નિર્યુક્તિ ગ્રન્થોની ભવ્ય ઇમારતો ખડી કરી! પૂર્વધર મહર્ષિઓએ નિર્યુક્તિ પર ભાષ્યો અને ચૂર્ણી ગ્રન્થોની રચના કરી! તથા એમણે અને અન્ય મહાપ્રજ્ઞ આચાર્યાદિ ભગવંતોએ નિર્યુક્તિ, અને ભાષ્ય પર ટીકા ગ્રન્થો, અન્ય સૂત્રગ્રન્થો તથા પ્રકરણ ગ્રન્થોના નવસર્જન કર્યાં!

શ્રુતકેવળી શ્રી શય્યંભવસૂરિજીનું શ્રી દશવૈકાલિક; મહર્ષિ શ્રી શ્યામાચાર્યનું શ્રી પ્રજ્ઞાપના સૂત્ર, શ્રી દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણના શ્રી નંદીસૂત્ર, અનુયોગદ્વાર, શ્રી સિદ્ધસેન દિવાકર મહારાજનું સન્મતિ તર્ક પ્રકરણ, શ્રી જિનભદ્રગણી ક્ષમાશ્રમણનું વિશેષાવશ્યક ભાષ્ય, શ્રી શિવશર્મસૂરિજી મહારાજની

કર્મપ્રકૃતિ; શ્રી ચંદ્રમહત્તરાચાર્યનો પંચસંગ્રહ; શ્રી ઉમાસ્વાતિજી મહારાજનું તત્ત્વાર્થ સૂત્ર, પ્રશમ-રતિપ્રકરણ ..વગેરે અનેક શાસ્ત્ર–મશાલો મહાશાસનરૂપી મશાલમાંથી પ્રગટતી ચાલી.

**લલિતવિસ્તરાકાર મહર્ષિ** શ્રી પ્રભાવક ચરિત્રકારના લેખ અનુસારે વિક્રમની છઠ્ઠી સદીમાં જૈન શ્રમણસંઘના ગગનમંડળે ધુરંધર વિદ્વાન સમર્થ શાસ્ત્રકાર આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજસ્વરૂપ જ્ઞાનમાર્તંડ પ્રકાશી ઉઠ્યો. એ કાળે આર્યભૂમિ પર અનેક દર્શનો વિસ્તાર પામી રહ્યાં હતાં. એમાં મૂળ તો શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ પણ વૈદિક દર્શનને અનુસરનારા પ્રકાંડ વિદ્વાન હતા. પણ સંયોગો પરિવર્તન પામતા એમને જૈન દર્શનના અદ્‌ભુત શાસ્ત્રસૂત્રધારના પદે તેમજ શ્રી જૈન સંઘના ધર્માચાર્યના પદે પ્રતિષ્ઠિત થવાનું સૌભાગ્ય સાંપડ્યું ! એઓશ્રીએ અનેક અપૂર્વ શાસ્ત્રરત્નોને જન્મ આપ્યો. પ્રાચીન ચરિત્રકારના જણાવવા મુજબ તેઓશ્રી પૂર્વાવસ્થામા ચિતોડના રાજાના વિદ્વાન પુરોહિત હતા એમને આત્મવિશ્વાસ હતો કે જગતમા એવું કોઇ શાસ્ત્ર નથી કે જે પોતે ન સમજી શકે. છતાં ય ન સમજાય તો સમજવા માટે સામાના શિષ્ય પણ થઇ જવાની આતર–પ્રતિજ્ઞા તેઓશ્રી ધરાવતા હતા.

એક વાર રસ્તે ચાલ્યા આવતા હાથીના તોફાનને લીધે પોતે જૈનમંદિરમાં પેસી ગયા; અને જિનમૂર્તિને જોતા જૈન દર્શન અંગેના પોતાના મહાઅજ્ઞાનને લીધે ત્યા શ્લોક બોલ્યા :

"મૂર્તિરેવ તવાચષ્ટે સ્પષ્ટં મિષ્ટમોજિતામ્ । ન હિ કોટરસંસ્થેઽગ્નૌ તરુર્ભવતિ શાડ્વલ ॥"

અર્થાત્ "તારી લષ્ટપુષ્ટ મૂર્તિ જ કહી રહી છે કે તું મિઠાઈ ઉડાવનારો છે! વૃક્ષના ખખોલમાં અગ્નિ હોય તો તે લીલુંછમ ન રહી શકે. લૂખું ભોજન હોય તો લષ્ટપુષ્ટતા ન હોઇ શકે."

ભવિતવ્યતા અને કાળની વિકરાળ સત્તાઓ શું કામ કરે છે ! એજ આર્યવિભૂતિના કાને એકવાર જૈન સાધ્વીજીના મંગળ સ્વાધ્યાયનો અપરિચિત ધ્વનિ ગુંજ્યો:

'ચક્કીદુગં હરિપણગં કેસવ ચક્કી ય કેસવો ચક્કી .'

આનો અર્થ સમજવા તેઓ બહુ મથ્યા; પરંતુ ન સમજી શકવાથી મકાનની અંદર ગયા; અને મહાસાધ્વીજી શ્રી યાકિની મહત્તરાને વિનીત ભાવે અર્થ પૂછ્યો સાધ્વીજીએ અર્થજ્ઞાન માટે ગુરુવર્ય શ્રી જિનભદ્ર આચાર્યમહારાજની ભલામણ કરી, એટલે તેઓ આચાર્યશ્રીનું સ્થાન પૂછી ત્યાંથી નીકળી ગયા.

આટલી એક ગાથાને ન સમજી શકવાથી એમનો સુષુપ્ત આત્મા જાગ્રત થયો ! નજર સામે સાધ્વીજીઓની જ્ઞાનધ્યાનમાં મગ્નતા, ઝીણામાં ઝીણા જંતુની રક્ષાર્થે કરાતી પ્રતિલેખના, સાસારિક મોહમાયાથી તદ્દન અલિપ્તતા, ઉપશમ છલકતી મુખમુદ્રા, મહાવિનય, વગેરે વગેરે તરવરી રહ્યા !! આચાર્યશ્રીના સ્થાને પહોચ્યા, ત્યાં પાછુ મુકામ આગળ એજ જિનમંદિર આવ્યુ, પણ હવે તો જિનમૂર્તિને સ્રીશસ્ત્રાદિનું સાન્નિધ્ય નહીં ! મુદ્રા પર છલકતો પ્રશમ સુધારસ ! સ્વ–સ્વરૂપમા રમણતા ! . ઇત્યાદિએ એમને આવર્જ્યા ! એ પોકારી ઉઠ્યા;

'મૂર્તિરેવ તવાચષ્ટે સ્પષ્ટં વીતરાગતામ્ । નહિ કોટરસંસ્થેઽગ્નૌ તરુર્ભવતિ શાડ્વલ ॥'

'(હે, દેવ !) તમારી મૂર્તિ જ સ્પષ્ટપણે તમારી વીતરાગતા કહી રહી છે. (ત્યારે તમારા આત્મસ્વરૂપનુ તો શું પૂછ્વુ ?) ઝાડના ખખોલમા અગ્નિ હોય તો ઝાડ લીલુ ન રહી શકે. અંતરાત્મામા રાગદ્વેષાદિ હોય તો પ્રશાંતતા ન દેખાય.'

આચાર્ય મહારાજ પાસે જઈ તેમણે વિનય–વિધિપૂર્વક પેલા શ્લોકનો અર્થ માગ્યો, સૂરિદેવે કહ્યુ, 'ક્રમશ. ભણો.'

એમણે કહ્યુ, 'કૃપા કરી ભણાવો.'

'એ માટે સાધુ જીવનમાં આવવુ પડશે.'

પ્રતિજ્ઞાબદ્ધ આ મહાવિપ્ર આનાકાની વિના ત્યા સાધુ બની ગયા! પછી તો ક્રમશઃ જૈન વાઙ્મયના અનેકાનેક ક્ષેત્રોમા જેમ જેમ ઉડા ઉતરતા ગયા, તેમ તેમ જૈનદર્શનની અધિકાધિક વિસ્તૃતતા અને અગાધતા નિહાળી! પછી તો એમની રગેરગમા શ્રી અરિહંત પરમાત્માની ભક્તિ અને જિનશાસનની પ્રીતિ વ્યાપી ગઈ. જૈનદર્શનનો આગવો નયવાદ, અનેકાતવાદ, આગમ, કર્મસિદ્ધાન્ત, આગવો મોક્ષમાર્ગ, મહાસૂક્ષ્મ અહિંસા, પંચપરમેષ્ઠિ, વિશ્વનું સ્વરૂપ, ચતુર્વિધ સંઘ ..એવી એવી તો કેટલીય વિશેષતાઓએ એમની પ્રજ્ઞાને ઘડી, પ્રતિભાને મઢી અને પરિણુતિને મૈત્રી આદિ ભાવો સહિત મહાસંવેગ અને જિનાજ્ઞાની ભાવિતતા સાથે જડી! પરિણામ એ આવ્યુ કે એ તત્ત્વોને મધ્યસ્થ દૃષ્ટિએ કસતા ગયા, અજ્ઞાન-પીડિત જીવોને દયાથી રસતા ગયા, અને વિશ્વને નવરચિત શાસ્ત્રરત્નો પીરસતા ગયા!

**શાસ્ત્ર સર્જન:**-તેઓશ્રીએ આવશ્યકસૂત્ર-નિર્યુક્તિ અને ભાષ્ય પર મહાવિવેચન, દશવૈકાલિક સૂત્ર પર વિશિષ્ટ વિવેચન, શ્રી પંચસૂત્ર ને શ્રી ચૈત્યવંદન સૂત્રાદિ પર માર્મિક વ્યાખ્યાઓનું સર્જન કર્યું. તેમ નૂતન ગ્રન્થોમા યોગદૃષ્ટિ, યોગબિન્દુ, પંચવસ્તુ, ધર્મસંગ્રહણી, અનેકાતજયપતાકા, ધર્મબિન્દુ, યોગશતક, સમરાઇચ્ચ કહા, અષ્ટક, ષોડશક, વિંશતિ વિંશિકા, પંચાશક વગેરે તત્ત્વતરબોળ ગ્રન્થોનું મહાસર્જન કર્યું !

**શ્રી લલિતવિસ્તરામાં શુ આવે છે?:** 'શ્રી લલિતવિસ્તરા' એટલે તેઓશ્રીના મહાસર્જનનુ જ એક ઝરણુ ! ભગવાન શ્રી અરિહંતદેવની ભાવસ્તવના માટેનું જે શ્રી ચૈત્યવંદન સૂત્ર, એના ઉપરની એ વ્યાખ્યા 'લલિતવિસ્તરા' ટીકાગ્રંથ હોવા છતાં એક મહાશાસ્ત્ર છે. એમા સૂત્રના પદે પદે શ્રી તીર્થંકરદેવની સ્તુતિ અર્થે યોજાયેલા વિશેષણોમા જે તત્ત્વજ્ઞાનગર્ભિતા છે, જૈન દર્શનની જે અસાધારણ વિશેષતાઓ છે, તે અણમોલ ખજાના શ્રી લલિતવિસ્તરામા ખુલ્લા કરવામા આવ્યા છે. એમા પ્રતિપક્ષી અજ્ઞાન માન્યતાઓની સમીક્ષા સાથે જૈન દર્શનના અનેકાનેક મહાવિશિષ્ટ સિદ્ધાન્તો બુદ્ધિ અને તર્કની કસોટી પર કસાયેલા સમજવા મળે છે.

એટલું જ નહિ, પણ શ્રી લલિતવિસ્તરાના પીઠિકા વિભાગમા ધર્મનો અધિકારી, ઈચ્છાયોગાદિ ત્રણ યોગ, સત્ક્રિયાનુ સ્વરૂપ, વ્યાખ્યાના અંગ, વગેરે અનેકાનેક તત્ત્વોના મીઠા મેવા પીરસવામા આવ્યા છે.

પછીથી આ ગ્રન્થરત્નમા શ્રી અર્હત્પ્રભુના એકેક વિશેષણની વ્યાખ્યા કરતા શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ પદે પદે સાંખ્યાદિ અનેક દર્શનોના સિદ્ધાન્તોના પૂર્વપક્ષની સચોટ રજુઆત કરવાપૂર્વક એની કડક સમીક્ષા તથા ત્રિકાલાબાધ્ય અને પરસ્પર સંવાદી એવા અનેકાનેક વિશિષ્ટ તત્ત્વોના પ્રકાશ પાથરે છે! આ બધાનો હૃદયસ્પર્શી બોધ આત્માને શ્રી વીતરાગ સર્વજ્ઞપ્રભુના ચરણે ઝુકાવી એમના મહામુલા શાસન પર દૃઢ તત્ત્વશ્રદ્ધા સાથે કોઈ અનેરો સદ્ભાવ, અપૂર્વ બુદ્ધિતર્પણ, એ પ્રભુ પ્રત્યે અદ્ભુત આકર્ષણ અને ઉછળતી પ્રીતિ-ભક્તિના નંદનવનમા વિહરતો કરી દે છે!

**લલિતવિસ્તરા અને શ્રી સિદ્ધર્ષિગણી:** 'શ્રી લલિતવિસ્તરા' શાસ્ત્રરત્નના અપૂર્વ પ્રભાવ ને વિશિષ્ટ માહાત્મ્યનું એક ચોક્કસ દૃષ્ટાન્ત જુઓ.

વિક્રમની નવમી શતાબ્દીનો એ કાળ હતો. શુભંકર શ્રેષ્ઠિના પુત્ર સિદ્ધર્ષિ કે જેઓ પ્રસિદ્ધ સંસ્કૃતકવિ માઘના પિતરાઈ ભાઈ થાય, એમણે ગર્ગર્ષિ નામના જૈન મુનિ પાસે સાધુ-દીક્ષા ગ્રહણ કરી અને ખૂબ શાસ્ત્રાધ્યયન કર્યું. તેઓશ્રીએ 'શ્રી ઉપદેશમાળા' નામના સુબોધક શાસ્ત્રની ભવ્ય વિવેચના રચી. ઉપરાત સ્વતંત્ર શાસ્ત્ર તરીકે સમસ્ત સંસારના શુભાશુભ ભાવોને જીવંત પાત્ર બનાવી એક મહાન ક્રમબદ્ધ કથા (૧૬૦૦૦ શ્લોક પ્રમાણુ) 'શ્રી ઉપમિતિ ભવ પ્રપંચ કથા' નામે શાસ્ત્ર

બનાવ્યુ. સમગ્ર વિશ્વમા આ રૂપકકથાનો ગ્રંથ અજોડ અને અસાધારણુ ગ્રથ છે. આ સર્જન પર જયારે એમને 'વ્યાખ્યાતૃ ચૂડામણિ'ના બિરુદ સાથે અદ્‌ભુત વિદ્વત્તાની પ્રશંસાથી નવાજવામા આવ્યા, ત્યારે ખૂબી જુઓ કે એમણે ઉલટુ એમ વિચાર્યું કે,

"અહો! આ મારા પ્રશંસકો હજી મારી અલ્પજ્ઞતા નથી જાણતા! મેં સ્વપરના તર્ક શાસ્ત્રોનો અભ્યાસ કરી લીધો છે, પણ બૌદ્ધોના પ્રમાણ શાસ્ત્રો નથી જોયા. તે જોવા માટે દૂર એમના દેશમાં મારે જવુ જોઇએ!"

એમ વિચારી બૌદ્ધોના મઠમા જવા માટે ગુરુની રજા માગી જો કે એમના ગુરુએ ખરાબ નિમિત્ત જોઈ એમને ભાવી અનર્થની આગાહી કરી, તેમ છતા તે ત્યાં ગયા, ત્યાં જઈ બૌદ્ધ દર્શનનો અભ્યાસ કરતાં કરતાં પોતાની અસાધારણ વિદ્વત્તા અને બુદ્ધિનો પરચો બતાવ્યો. એમા બૌદ્ધોના કોઈ તેવા મત્ર પ્રયોગાદિ કારણો ઉપસ્થિત થયા કે જેથી એ બૌદ્ધ તત્ત્વોમા આકર્ષાયા, અને ત્યા કાયમ રહી જવા ગુરુને જણાવવા ગુરુ પાસે આવ્યા.

એક વૃતાન્ત મુજબ ગુરુએ એમની ભ્રાન્તિ નિવારવા 'શ્રી લલિતવિસ્તરા' વાચવા આપી બીજા વૃતાન્ત મુજબ પ્રતિદલીલોથી એમને ગુરુએ પાછા માર્ગસ્થ કર્યા, ત્યારે વળી એ બૌદ્ધ મઠમાં 'ના' કહેવા ગયા. ત્યા બૌદ્ધોએ વળી એમને ચલિત કર્યા પાછા અહીં ગુરુદેવને 'ના' કહી દેવા આવ્યા. ત્યારે ગુરુએ વળી એમને તર્કથી સ્વસ્થ કર્યા! પાછા બૌધમઠમા 'ના' કહેવા ગયા ...આમ એકવીસ વાર બન્યુ! આ પરથી ગુરુને છેવટે લાગ્યુ કે

'આવી ચળવિચળતાનો અર્થ એ છે કે મિથ્યાદર્શનની ભ્રામક યુક્તિઓ સામે પ્રતિપક્ષી સાચી દલીલો જ બસ નથી, કિન્તુ જૈનદર્શનની અલાયદી વિશેષતાઓ, તત્ત્વો અને સર્વાંગીણ દૃષ્ટિનો હૃદયભેદી પ્રકાશ પણ આવશ્યક છે, જેથી ચિત્ત એવુ સુસ્થિર થઈ જાય કે પછી સામેથી ગમે તેવી યુક્તિ–પ્રયુક્તિ આવે તો પણ એ સત્ તર્ક છે કે અસત્ તર્ક, એનો વિવેક કરી શકે, અને સામાના મિથ્યાપણા ઉપરાત જૈનદર્શનની અગાધ વિશાળતા આગળ એની મહાઅલ્પતા ધ્યાનમા આવે. એટલે તેઓ એમને જૈનદર્શનની એ યથાર્થતા તથા અગાધ વિશેષતાઓને સમજાવનાર આ શ્રી'લલિતવિસ્તરા' ગ્રન્થ વાચવા આપી પોતે બહાર ચાલ્યા ગયા.

શ્રી સિદ્ધર્ષિ ગણી જેમ જેમ એ વાચતા ગયા તેમ તેમ પરમાત્મા શ્રી જિનેશ્વરદેવ અને જૈનદર્શનની અગાધ તાત્ત્વિક વિશેષતાઓ તેમજ મહાવિસ્તારનો નવીન પ્રકાશ એમના હૃદયમા ઝગમગી ઉઠ્યો! એમને એમ થયુ કે 'અહો, સ્વાર્થથી ભ્રષ્ટ કરનારા પરના વચનથી કાચના સાટે રત્ન હારી જવાની કેવી મેં મહામૂર્ખાઈ કરી!! ખરેખર, આ શ્રી લલિતવિસ્તરા દ્વારા મને તત્ત્વોનો અને સન્માર્ગનો પ્રતિબોધ કરનાર આચાર્ય ભગવત શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ મારા ધર્મગુરુ બન્યા! જાણે એમણે ભવિષ્ય જાણી મારે માટે જ આ શાસ્ત્ર રચ્યુ! મારા દીક્ષા–ગુરુએ આ આપવા દ્વારા મારા પર અચિન્ત્ય ઉપકાર કર્યો છે! એમની ચરણરજને સદાને માટે હું મારા મસ્તકે ધરીશ. કેમકે તેઓ લોકોત્તર પુરુષ છે.' પછી તો પ્રાયશ્ચિત્ત કરી, એ સિદ્ધર્ષિ ગણી પ્રકાણ્ડ વિદ્વાન ને પ્રભાવક જૈનાચાર્ય બન્યા, અને એમણે જૈનદર્શનની જયપતાકા જગતમા લહેરાવી. આ છે શ્રી લલિતવિસ્તરા શાસ્ત્રના દિવ્ય પ્રભાવનો એક નમુનો!

**'લલિતવિસ્તરા'ના ટીકાકાર** –વિક્રમના બારમા સૈકામા પ્રખર વિદ્વાન આચાર્યશ્રી મુનિચન્દ્રસૂરિજી મહારાજ થયા, કે જેમણે અનેકાનેક ભવ્ય વ્યાખ્યા–ગ્રન્થો વગેરે રચ્યુ છે. એમના ધુરંધર પ્રભાવક શિષ્ય આચાર્યશ્રી વાદિદેવસૂરિજી મહારાજ થઇ ગયા કે જેમણે દિગંબર મહાવાદી કુમુદચન્દ્રને

વાદના પ્રારંભે જ નિરુત્તર કરી શ્વેતાંબર સંઘની શાન વધારી, ને જૈન પ્રમાણુ અને નય ઉપર 'પ્રમાણુનય-તત્ત્વાલોકાલંકાર' નામનો સૂત્રાત્મક ગ્રન્થ રચ્યો. તેના પર પોતે જ અનેકાનેક જટિલ દાર્શનિક વાદોથી ભરેલા સાગરસમા 'સ્યાદ્વાદ રત્નાકર' નામના શાસ્ત્રને રચ્યું. આવા સરસ્વતીના અવતાર સમા તથા જૈનધર્મના મહાપ્રભાવક શિષ્યને તૈયાર કરનાર જે આચાર્ય શ્રી મુનિચન્દ્રસૂરિજી મહારાજ, તેમણે પણ અનેક તત્ત્વગંભીર ભવ્ય શાસ્ત્રો રચવા ઉપરાંત 'શ્રી લલિતવિસ્તરા' શાસ્ત્રના ગંભીર ભાવો જોઇ એના પર પણ 'પંજિકા' નામની અતિ ઉપયોગી અર્થગંભીર વિવેચના લખી છે એના પ્રતાપે આજે આપણે શ્રી લલિતવિસ્તરાને કંઇક સમજવા શક્તિમાન બની શકીયે છીએ

**અનુયોગનું સ્વરૂપ** : લલિતવિસ્તરા પર પંજિકા-વ્યાખ્યા લખતા આચાર્યદેવ શ્રી મુનિ-ચન્દ્રસૂરિજી મહારાજે મંગલાચરણમા અનુયોગ-વૃદ્ધોને નમસ્કાર કર્યો છે.

અનુયોગ-વૃદ્ધો એટલે ૧. દ્રવ્યાનુયોગ, ૨. ગણિતાનુયોગ, ૩. ધર્મકથાનુયોગ અને ૪ ચરણ-કરણાનુયોગની વસ્તુને મૂળમાં અર્થથી કહેનાર પૂજ્ય પુરુષ તીર્થંકરદેવ, તથા એને સૂત્રમા પ્રતિબદ્ધ કરનાર શ્રી ગણધર ભગવંતો. અનુયોગ-વૃદ્ધનો આ એક અર્થ છે

૧. જૈન આગમમા દ્રવ્યાનુયોગ વગેરે ચાર પ્રકારે વિષયોની વહેંચણી કરવામા આવી છે, તેમા દ્રવ્યાનુયોગમા પંચાસ્તિકાય, દ્રવ્ય-પર્યાયો, ઉત્પાદ, વ્યય તથા ધ્રૌવ્યની મહાસત્તા, તત્ત્વો, આત્મા, કર્મ, અનેકાન્તવાદ, પ્રમાણ, નય, ભંગ, તર્ક, જ્યોતિષ, નિમિત્ત, વિદ્યા, મંત્ર, પરમાણુ આદિ પુદ્ગલો, ચૌદ રાજલોક વગેરે અનેક વિષયોથી ભરપૂર ષડ્દ્રવ્યોનું વિવેચન આવે છે.

૨. ગણિતાનુયોગમા ગ્રહ-નક્ષત્રાદિના ચાર, ચતુર્ભંગી વગેરે અનેક પ્રકારોનું-ગણિત ચર્ચેલું છે.

૩ ધર્મકથાનુયોગમા ધર્મબોધક કથાઓનો સાગર ભરેલો છે.

૪. ચરણકરણાનુયોગમા મોક્ષમાર્ગ, સાધુધર્મના અહિંસાદિ મૂળવ્રતરૂપી ચરણ અને ઉત્તર ગુણોરૂપ કરણ, ગૃહસ્થધર્મ, માર્ગ-ઉન્માર્ગ, ઉત્સર્ગ-અપવાદ, પંચાચાર, આલોચના-પ્રાયશ્ચિત્ત વગેરે અનેક વિષયોનું નિરૂપણ આવે છે.

અથવા અનુ=સૂત્રને અનુસરીને, યોગ=અર્થને યોજવો, તેનું નામ અનુયોગ અનુયોગ એટલે સૂત્રના અર્થનું કથન, સૂત્રની વ્યાખ્યા. અનુયોગવૃદ્ધ એટલે એ વ્યાખ્યા કરનાર ચૌદ પૂર્વધર આચાર્ય શ્રી ભદ્રબાહુસ્વામી પ્રમુખ પૂર્વ મહર્ષિઓ. એમને નમસ્કાર કરી લલિતવિસ્તરા શાસ્ત્રના કેટલાક પદો પર પંજિકા નામે યત્કિંચિત્-વ્યાખ્યા રચુ છુ,-એમ શ્રી પંજિકાકાર મહર્ષિ કહે છે.

**ગ્રન્થનું મહાન ગૌરવ** : પછી લલિતવિસ્તરાનો જે પ્રભાવ આપણે વર્ણવી ગયા તેને જણાવતા ટીકાકાર લખે છે કે 'આ એવો ગ્રન્થ છે કે જેણે બુદ્ધના કહેલા શાસ્ત્રોથી ચલવિચલ થયેલ વ્યાખ્યાતા-શિરોમણિ શ્રી સિદ્ધર્ષિ ગણી મહારાજના આત્માને પ્રતિબોધ કરેલો; અને તેથી જ એ મહર્ષિએ પોતાના ગ્રન્થમા લલિતવિસ્તરાકાર આચાર્યદેવ શ્રી હરિભદ્રસૂરિજી મહારાજને પોતાના ગુરુ તરીકે સ્વીકારી એમને નમસ્કાર કર્યો છે.'

**પરમ તેજ** બૌદ્ધ શાસ્ત્રોની કેટલીક ભ્રામક યુક્તિઓ અને પ્રલોભક પ્રતિપાદનોથી સર્જાયેલી ચલવિચલતાનું નિવારણ જૈનદર્શનની માત્ર સામી સુદલીલોથી શક્ય ન બન્યુ, કિન્તુ જૈનદર્શનની રહસ્યમય અને યુક્તિસિદ્ધ ભવ્ય અગાધ વિશેષતાઓના પરમ તેજથી બન્યુ ! એ પરમ તેજ 'શ્રી લલિતવિસ્તરા' ગ્રન્થે આપ્યુ ! તો આપણને સહેજે થશે કે, 'આવુ તે કેવુ તેજ લલિતવિસ્તરાએ આપ્યુ?' પણ ખરેખર એમ જ કહેવાય કે શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે આ ગ્રન્થ દ્વારા પ્રગટ કરેલા પરમ તેજનો ચમત્કાર તો સૂક્ષ્મ અને વિશાળ પ્રજ્ઞાથી આ શાસ્ત્ર-સમુદ્રનું અવગાહન કરનારા જ

અનુભવી શકે, કે જે શાસ્ત્ર-સમુદ્રમાં, પરમ તેજ શ્રી અરિહંત પરમાત્માને કરાતી વંદનાની સફલતાનું રહસ્ય ભર્યું પડ્યુ છે, ધર્મના અધિકારી બનવામા જરૂરી કેઇ મૂળભૂત ગુણોના વર્ણન આલેખાયા છે, અનધિકારીને આપવામા નિપજતા અનર્થોનું સયુક્તિક વર્ણન છે, વ્યાખ્યા પ્રાપ્ત કરવામાં અતિઆવશ્યક સાત વિશિષ્ટ ભૂમિકાઓની સમજૂતી અપાયેલી છે, ચૈત્યવંદનની અદ્ભુત પ્રાગ્વિધિનુ દિગ્દર્શન કરાયેલુ છે, દ્રવ્ય–ભાવપૂજા, અરિહત દેવના અતિશયો, ઈત્યાદિના રોચક વર્ણનો જેમા રસમય રીતિએ પથરાયાં છે, ઉપરાત 'નમુત્થુણ' સૂત્રના 'આઇગરાણ' પદથી માડી દરેક પદના વિવેચનમાં સાખ્ય વગેરે એનેક દર્શનોના અનેકાનેક મતવ્યોના યુક્તિસહિત સ્પષ્ટીકરણ અને મધ્યસ્થભાવે એના પર જૈનદર્શનની અકાટ્ય તર્કપૂર્વક વિશિષ્ટ સમીક્ષા તથા વિશ્વના નૈસર્ગિક તત્ત્વભૂત શ્રી અરિહંત પ્રભુની ઉપરાપર અપૂર્વ વિશેષતાઓનુ સચોટ પ્રતિપાદન ઈત્યાદિ .ભર્યું પડયું છે!

આ પરમતેજ મળવાથી શ્રી સિદ્ધર્ષિ મહારાજને પદાર્થ–વિસ્તાર અને તત્ત્વ-ગંભીરતા ભર્યા જૈનદર્શનની આગળ બૌદ્ધ-દર્શન તો એક ખાબોચિયા જેવુ લાગ્યુ! બૌદ્ધદર્શનના ખજવા પ્રકાશની સામે જૈનદર્શનના સૂર્યશા જ્વલંત પ્રકાશની અનુપમતા અને વ્યાપક વિશાલતા–અગાધતા જોઈ પોતાને થયેલી ચચળતા અને મિથ્યાત્વવશતા પર એમને ઘોર પશ્ચાત્તાપ થયો! જિન અને જિનોકત તત્ત્વો પ્રત્યે અટલ અને અપાર શ્રદ્ધા, પ્રીતિ તથા ભક્તિનો એમને હૈયે સાગર ઉછળ્યો!

જો કે સિદ્ધર્ષિગણી મહારાજ લલિતવિસ્તરાકાર આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ પછી સદીઓના અંતરે થયા છે, છતા એ શાસ્ત્રથી પોતાને થયેલ અસીમ ભાવોપકારની કૃતજ્ઞતાવશ તેમણે પોતાના 'ઉપમિતિભવપ્રપંચા કથા' નામના મહાશાસ્ત્રમા આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી મહારાજને ગુરુ તરીકે સ્વીકારી નમસ્કાર કર્યો છે.

વાત પણ સાચી છે કે આત્મા જયારે મિથ્યાત્વમા ફસાઇને અહિંસાદિ મહાવ્રતના સર્વવિરતિ –મહાધર્મથી ભ્રષ્ટ બને, અને તત્ત્વશ્રદ્ધા પણ તોડી નાખી નરકાદિ દુર્ગતિમા ચિરકાળ દુઃખદ ભ્રમણ ઊભુ કરે ત્યારે ત્યાં જો કોઈ એને ભવ્ય પ્રતિબોધ કરી મિથ્યાત્વ ઓકાવવા પૂર્વક પાછો સમ્યગ્દર્શન અને સર્વવિરતિ ગુણસ્થાનકમા સુસ્થિર કરી દે, તો એને એમા ભાવી અસખ્ય કાળની દુર્ગતિના પતન ટાળ્યા જ લાગે, સદ્ગતિના દ્વાર ખોલી આપી મોક્ષ પ્રતિ પ્રયાણ આપ્યા લાગે! એ ઉપકારનો બદલો વાળવાનું અશકય દેખાય! શ્રી સિદ્ધર્ષિ ગણી મહારાજ તો ત્યા સુધી લખે છે કે 'આ લલિતવિસ્તરા ગ્રન્થ, માનો કે, મારા માટે જ લખાયો છે!'

**ગ્રન્થ વિવેચનમાં જરૂરી ત્રણ અગ.** પંજિકાકાર આચાર્યશ્રી મુનિચન્દ્રસૂરિજી મહારાજ આવા ગભીર 'લલિતવસ્તરા' શાસ્ત્રની ટૂંકી પણ વ્યાખ્યા કરતી વખતે પોતે ત્રણ સાધનોથી સજ્જ હોવાનું જણાવે છે, અને તેથી શાસ્ત્રવિવેચન કરવામાં ત્રણ અંગોની આવશ્યકતાનું આપણને ગર્ભિત સૂચન કરે છે. (૧) શાસ્ત્રમા બીજા સ્વ–પર ગ્રન્થોએ કહેલા કેટલાય પદાર્થનો વિધાન યા ખંડન રૂપે ઉલ્લેખ હોય છે, તેથી અન્ય શાસ્ત્રોનું પણ અવલોકન–અનુભવ જરૂરી છે. (૨) વળી પ્રસ્તુત શાસ્ત્રમા એવા કોરા વિધાન અને ગૂઢ રહસ્યો પણ હોય છે કે જેને સ્પષ્ટ કરવા માટે 'ઊહા' અર્થાત્ સમ્યક્–તર્કશક્તિ અને સમન્વય–શક્તિ પણ હોવી આવશ્યક છે. (૩) એમાય પાછી કયાક અજ્ઞાનતા કે વિપરીતભાવ ન થઈ જાય, માટે વિદ્વાન પૂર્વપુરુષોનો 'સપ્રદાય' અર્થાત્ શાસ્ત્રોક્ત પદાર્થો સબંધી મોઢેથી ચાલ્યા આવતા પઠનપાઠનની પરંપરા પ્રાપ્ત થવી જરૂર છે. વિચારો કે સંપ્રદાય, ઊહા અને અન્ય શાસ્ત્રોનો અનુભવ હોય તો વ્યાખ્યાન–વિવેચનમા કાઈ બાકી રહે? કે કોઈ વિપરીતતા થાય? ત્યારે એ ત્રણ ન હોય તો શુ વિવેચનમા મૂળ ગ્રન્થને ન્યાય આપવાનું બને? કે અન્યાય થઇ જવો સંભવે? તેમ એ ત્રણ વિના યથાર્થ અને તલસ્પર્શી બોધ થાય ખરો?

# મંગળ

'લલિતવિસ્તરા' ગ્રન્થનો આરંભ કરતા ગ્રન્થકાર મંગલશ્લોકની રજુઆત કરે છે–

પ્રણમ્ય ભુવનાલોકં મહાવીરં જિનોત્તમમ્ ।
ચૈત્યવન્દનસૂત્રસ્ય વ્યાખ્યેયમભિધીયતે ॥૧॥

"અર્થ. વિશ્વના પૂર્ણ જ્ઞાતા જિનેશ્વરદેવ શ્રી મહાવીર પરમાત્માને પ્રણામ કરીને ચૈત્યવંદન-સૂત્રની આ વ્યાખ્યા કહેવામાં આવે છે"

વિવેચનાઃ–

**અનુબન્ધ ચતુષ્ટય** અહીં પહેલું તો એ જુઓ કે આ શ્લોકમા ચાર વસ્તુમા શબ્દત મંગળ અને આ ગ્રન્થનો વિષય નિર્દેશ્યો, અને અર્થાપત્તિથી પ્રયોજન તથા સંબંધ સૂચિત કર્યા આ મંગળાદિ ચારને 'અનુબન્ધ ચતુષ્ટય' કહેવામા આવે છે

(૧) **મંગળ.**—કોઈપણ શુભકાર્ય કરવાના પ્રારંભે મંગળ કરવુ જોઈએ, કેમકે શુભ કાર્ય આપણે પાર પાડવુ છે અને 'શ્રેયાંસિ વહુવિઘ્નાનિ' 'કલ્યાણ કાર્યો બહુ વિઘ્નભર્યાં હોય છે' એ વિઘ્નોનો નાશ કરવામા આવે તો આદરેલું શુભ કાર્ય પાર પડે. પરમાત્મા વગેરેને નમસ્કાર અથવા એમનું સ્મરણ કરવારૂપ મંગળમા વિઘ્નોનો નાશ કરવાની પ્રબળ શક્તિ રહેલી છે.

પ્ર૦ વિઘ્નો તો ગત જન્મોમા અસત્પ્રવૃત્તિથી ઉભા થયેલા પાપકર્મરૂપ છે, એનો નાશ પ્રભુના નમન માત્રથી શી રીતે થાય?

ઉ૦. જૈન દર્શનમા એનો વૈજ્ઞાનિક ઉત્તર એ છે કે એ પાપો ઉભા થવામા મુખ્ય કારણ તો એ અસત્ પ્રવૃત્તિ વખતે આત્મામા જાગેલ અશુભ અધ્યવસાય હોય છે, તેથી સહજ છે કે એની સામે શુભ અધ્યવસાયથી એ પાપો નાશ પામી શકે. ઠંડીથી લાગેલી શરદી ગરમીથી મટે વીતરાગ પરમાત્માને નમસ્કાર કે તેમનુ સ્મરણ કરવા રૂપ મંગળ કરવાથી શુભ અધ્યવસાય પ્રગટે છે, એ પ્રસ્તુત કાર્યમા નડતા અંતરાયો અર્થાત્ વિઘ્નભૂત પાપોનો નાશ કરી દે છે માટે નમસ્કાર–મંગળ એ મહાન કર્તવ્ય છે. બીજુ એ પણ છે કે આર્યદેશમા શિષ્ટપુરુષોનો આચાર છે કે મંગળ કરવુ તેથી મંગળ કરવામા એ શિષ્ટાચારનું પાલન પણ થાય છે સુજ્ઞજનો શિષ્ટાચારને ઓળગે નહિ, માટે ઉત્તમ મંગળ તરીકે અહીં શ્રી મહાવીર પરમાત્માને નમસ્કાર કરવામા આવ્યો.

પ્ર૦ મંગળ મનમા કરી લો, ગ્રન્થમા એનો ઉલ્લેખ શા માટે?

ઉ૦ શિષ્યોને અને ગ્રન્થવાચકોને પણ એ ઉલ્લેખથી મંગળના કર્તવ્યનુ ભાન થાય અને પ્રસંગ–પ્રસંગ પર પોતે પણ મંગળ કરે, તેથી મંગળને ગ્રન્થારૂઢ કરવામા આવે છે.

(૨) **વિષય**—ગ્રન્થમા જે વસ્તુ વર્ણવવાની હોય તેને વિષય કહે છે, અભિધેય કહે છે એ પણ પ્રારંભે બતાવવો જોઈએ નહિતર ગ્રન્થમા પોતાને ઇષ્ટ વિષય છે, એમ જાણ્યા વિના પ્રેક્ષાવાન

પુરુષ અર્થાત્ વિચારક માણસ ગ્રન્થને હાથમા ન લે. એ પુરુષો નિષ્કાબદ્ધ હોઈને ઉપયોગી પ્રવૃત્તિમા જ પડે છે. માટે અહી ઉપયોગી વિષયનો નિર્દેશ પણુ આવશ્યક છે. પ્રસ્તુતમાં ચૈત્યવદન સૂત્રની વિવેચના કરવાનું કહીને એ સૂત્રમા ભરેલા ભાવાર્થ, રહસ્યાર્થ અને પ્રાસંગિક વિષયને અભિધેય તરીકે બતાવ્યો.

(૩) **પ્રયોજન** પ્રયોજન એટલે હેતુ, ફળ. શા હેતુએ અર્થાત્ કયા ફળ માટે ગ્રન્થ રચો છો ? એ પ્રયોજન દેખાડવુ જોઇએ પ્રયોજન વિના તો મૂર્ખ પણુ પ્રવૃત્તિ નથી કરતો, પછી સુજ્ઞ તો શાનો જ કરે ? અહીં ગ્રન્થકાર–મહર્ષિનું ગ્રન્થ રચવામા સાક્ષાત્ પ્રયોજન અલ્પબુદ્ધિ જીવોને બોધ કરાવવાનું છે એ આગળ કહેશે. પારંપરિક પ્રયોજન મોક્ષ છે. શ્રોતાને પણુ સાક્ષાત્ પ્રયોજન સુત્રાર્થનો બોધ, અને પાર પરિક પ્રયોજન મોક્ષ છે.

(૪) **સંબન્ધ :** શુ શાસ્ત્ર તમારી કલ્પનામાથી જન્મ્યુ કે એને કોઈ પ્રસિદ્ધ અને ઈષ્ટ વસ્તુ સાથે સ બન્ધ છે ? અગર પૂર્વાચાર્યના કથન સાથે સંબંધ છે ? સ બંધ નહિ હોય તો શ્રદ્ધાળુ જન એમા શી રીતે પ્રવર્તશે ? એને કોના સંબ ધમા સમજશે ? માટે સંબંધ દર્શાવવો ય જરૂરી છે. તેથી એ જાણીને પાઠકને ગ્રન્થ પર વિશ્વાસ બેસે, આદર વધે, તેમજ ગ્રન્થની કેવળ કાલ્પનિકતાને બદલે સમૂલકતા સિદ્ધ થાય. તો લલિતવિસ્તરા ગ્રન્થનો સ બન્ધ (૧) અરિહંત અને જૈન દર્શનની વિવિધ વિશિષ્ટતાઓ તથા દર્શનોરૂપી નક્કર વિષયો સાથે 'અભિધાનાભિધેય' સંબન્ધ છે. અર્થાત્ ગ્રન્થ એ અભિધાનરૂપ છે, શબ્દરૂપ છે, ને તેનુ અભિધેય અરિહંત વિગેરે છે. અથવા (૨) ચૈત્યવન્દન મહાસૂત્રની સાથે આ ગ્રન્થનો 'વ્યાખ્યાન–વ્યાખ્યેય' સંબંધ છે. અહીં ગ્રન્થ એ વ્યાખ્યા–ગ્રન્થ છે, વ્યાખ્યાન છે, ચૈત્યવંદન સૂત્ર પોતે વ્યાખ્યેય અર્થાત્ વ્યાખ્યાનનો વિષય છે, વ્યાખ્યાન કરવા યોગ્ય છે. (૩) તેમજ ગ્રન્થનો સ બન્ધ 'ગુરુપર્વક્રમ' પણુ બની શકે છે ગુરુપર્વક્રમ એટલે પૂર્વ મહર્ષિ ગુરુઓની પર પરાથી પ્રાપ્ત અર્થની સાથે આ શાસ્ત્રનો સંબન્ધ છે, તેથી આમા કાલ્પનિકતા નથી, વાસ્તવિકતા છે. આ સંબધોને લીધે ગ્રન્થ ખૂબ જ વિશ્વસનીય અને આદરણીય છે.

**મ ગળશ્લોકનો વિશેષાર્થ:** વિશેષાર્થમા ૧. ભુવનાલોક, ૨. જિનોત્તમ, ૩. મહાવીર અને ૪. પ્રણામ, આ ચાર વસ્તુઓનો કંઈક વિચાર કરવાનો છે. એમા પહેલા ત્રણ એ પ્રભુના વિશેષણ છે.

(૧) **ભુવનાલોક :** 'ભુવન' એટલે ઉર્ધ્વ, મધ્ય અને અધો જગત, ભુવન એટલે ત્રણે ય કાળની સકલ અવસ્થાઓ (પાર્યાયો) સહિત સમસ્ત દ્રવ્યો એનો 'આલોક' અર્થાત્ અભિવ્યાપ્તિથી થતુ જ્ઞાન એવા વિશ્વજ્ઞાનવાળા મહાવીર 'ભુવનાલોક' બન્યા.

પ્ર૦ 'વિશ્વનું અભિવ્યાપ્તિથી થતુ જ્ઞાન' એનો શો અર્થ છે ?

ઉ૦ સમસ્ત વિશેષ અને સમસ્ત સામાન્ય, ઉભય રૂપે થતુ વિશ્વનું જ્ઞાન એ અભિવ્યાપ્તિથી થતુ વિશ્વજ્ઞાન છે એ, આત્મા વીતરાગ બની જયા સર્વજ્ઞ અને સર્વદર્શી થાય છે, ત્યા કેવળજ્ઞાન અને કેવળદર્શન સ્વરૂપે પ્રગટે છે. એમા 'કેવળજ્ઞાન ત્રણે ય કાળના સમસ્ત પદાર્થોને વિશેષ રૂપે જુએ છે, અને 'કેવળદર્શન' એને જ સામાન્યરૂપે જુએ છે.

પ્ર૦ – સામાન્ય રૂપે અને વિશેષ રૂપે એટલે શુ ?

ઉ૦ જગતની દરેક વસ્તુ બે સ્વરૂપે હોય છે, ૧. સામાન્ય રૂપે અને ૨. વિશેષરૂપે. સામાન્યરૂપે એટલે બીજી વસ્તુઓની સાથે સમાન રૂપે, ને વિશેષ રૂપે એટલે બીજી વસ્તુઓ કરતા જુદાઈ–રૂપે, દા. ત.

**તિર્યક્ સામાન્ય** —મનુષ્યને બીજા મનુષ્યોની હરોળમા જોતા એ સમાનરૂપે દેખાય છે જયારે, બીજા પશુઓની અપેક્ષાએ જોતાં જુદાઇવાળો અર્થાત્ વિશેષ રૂપે દેખાય છે. આમ, મનુષ્ય સામાન્ય રૂપવાળો

પણુ છે, અને વિશેષ રૂપવાળો પણુ છે. આમા સામાન્યરૂપતા તે જ કાળમાં રહેલા બીજા પદાર્થોની દૃષ્ટિએ છે જૈનદર્શન એને 'તિર્યક્ સામાન્ય' કહે છે.

**ઉર્ધ્વતા સામાન્ય:**--હવે ઉત્તરોત્તર જુદા કાળની વસ્તુઓની અપેક્ષાએ પણુ સામાન્યરૂપતા છે, તે જુઓ! એજ મનુષ્ય જન્મ્યા પછી એ જીવનમા બાળ થાય, યુવાન થાય, ગમે તે થાય, પણુ એ દરેક અવસ્થામા એ મનુષ્ય તો ખરો જ. પશુ નહીં, એ દૃષ્ટિએ જોતા એ બધી ઉત્તરોત્તર બનતી જુદી જુદી અવસ્થાઓમા 'મનુષ્ય' તરીકેનું એક સમાનરૂપ વણાયેલું છે, અર્થાત્ એ બધી વિશેષ છે; અને મનુષ્ય સામાન્ય છે. જયારે એજ મનુષ્યનો આત્મા પૂર્વ જન્મમા જે કાઇ દેવ, તિર્યંચ વગેરે હતો, ને વર્તમાન મનુષ્યનો ભવ પૂરો કરી આગામી જન્મમા દેવ, તિર્યંચ વગેરે થવાનો છે, એ બધા દેવ, તિર્યંચ મનુષ્ય વગેરે વિશેષરૂપો છે, તો એમા 'મનુષ્ય' પણુ એક વિશેષરૂપ બન્યુ, ત્યાં આત્મા એ સામાન્ય અને મનુષ્ય એ વિશેષરૂપ છે ત્યારે બાળ, યુવાન વગેરે વિશેષ ભાવોમા વણાઇ રહેલ મનુષ્ય સામાન્યરૂપ છે આ સમાનભાવ ઉર્ધ્વતા સામાન્ય કહેવાય છે.

**અનેકાન્તવાદ.** એટલું ખરૂ કે વસ્તુ એકલા સામાન્ય કે એકલા વિશેષરૂપે નથી હોતી, પણુ બને રૂપે હોય છે જૈનદર્શન આ સમજાવતી વખતે બીજા દર્શનો કરતા જુદું તરી આવે છે. કેમકે બીજાઓ એકાતે એક ધર્મ અર્થાત્ એકલું સામાન્યરૂપ અગર એકલુ વિશેષરૂપ વગેરે પકડી ચાલે છે; જેમકે, વેદાન્ત દર્શન શુદ્ધ-પરમબ્રહ્મ-સ્વરૂપ એક માત્ર સામાન્ય રૂપ માને છે, તો બૌદ્ધ નિરનિરાળા ક્ષણિક પદાર્થસ્વરૂપ એક માત્ર વિશેષરૂપ સ્વીકારે છે ત્યારે ન્યાય-વૈશેષિક દર્શનો ઘટત્વાદિ જાતિઓને એક માત્ર સામાન્યરૂપે અને પરમાણુ આદિ નિત્ય દ્રવ્યોમા રહેલ વિશેષ નામના પદાર્થને એક માત્ર વિશેષરૂપે સ્થાપિત કરે છે આવા સ્વીકાર એકાતવાદ કહેવાય જૈનદર્શન કહે છે દરેક વસ્તુમા એકાતે સામાન્યરૂપ જ છે, એમ નહિ, તેમ એકલું વિશેષરૂપ જ છે, એમ પણુ નહિ, કિંતુ સામાન્યરૂપ પણુ ખરૂ અને વિશેષરૂપ પણુ ખરૂ, અર્થાત્ વસ્તુમા સામાન્ય-વિશેષ ઉભય સ્વરૂપ છે. આ પ્રતિપાદનને **અનેકાંતવાદ** કહેવાય છે, સ્યાદ્વાદ કહેવાય છે અનેકાતવાદમા માત્ર સામાન્ય-વિશેષ નહિ, પરતુ ભિન્ન-અભિન્નતા, નિત્ય-અનિત્યતા, સત્-અસત્તા વગેરે અનેક યુગલના સ્વીકાર કરવામા આવે છે.

આમ પ્રત્યેક વસ્તુ અનેકાનેક સામાન્ય અને અનેકાનેક વિશેષરૂપે ખરેખર હોવા છતા વસ્તુને જે સમયે આપણે સામાન્ય રૂપે જોઇએ છીએ તે જ સમયે વિશેષરૂપે નથી જોઈ શકતા. દા ત. જયા પશુઓ અને મનુષ્યો સાથે ઉભા હોય, ત્યા જો "આ ગાય-ભેસ પશુ છે, ને આ મનુષ્ય છે," એવુ જ્ઞાન થાય, તો તે જ વખતે 'આ જીવ છે આ ય જીવ છે અને આ પણુ જીવ છે' એવુ જ્ઞાન નથી થતુ એવું ઉલટી રીતે પણુ સમજવાનું, એટલે એક વસ્તુ જયારે સામાન્યરૂપે દેખાય છે ત્યારે વિશેષરૂપે નથી ભાસતી અને જયારે વિશેષરૂપે દેખાય છે ત્યારે સામાન્યરૂપે નથી ભાસતી વસ્તુ સામાન્યરૂપે જોવાય તેને **દર્શન** કહેવાય છે, અને વિશેષરૂપે જોવાય તેને **જ્ઞાન** કહેવામા આવે છે જગતના ત્રણેય કાળના સમસ્ત પદાર્થો સામાન્યરૂપે **કેવળદર્શનથી** જોઈ શકાય છે અને વિશેષરૂપે **કેવળજ્ઞાનથી** જોઈ શકાય છે. શ્રી મહાવીર પ્રભુને આ બને કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રગટ્યા હોવાથી એ સકલ સામાન્યરૂપે અને સકલ વિશેષરૂપે સમસ્ત વિશ્વના જ્ઞાતા બન્યા છે

**આત્માની સાબિતિ અને જ્ઞાનનું સ્વરૂપ :**

પ્ર૦ શુ સમસ્ત વિશ્વનુ જ્ઞાન થવુ શકય છે?

ઉ૦ હા, આ સમજવા માટે અહી જ્ઞાનનો મૂળ પાયો સમજી લેવાની જરૂર છે.

એટલુ તો નક્કી છે કે જેવી રીતે સાકર અને પાણીના મિશ્રણમા જણાતી મિઠાશ અંગે મન નક્કી કરે છે કે 'આ મિઠાશ પાણીનો ગુણ તો નથી, તેથી મિઠાશના ગુણવાળું ખાસ દ્રવ્ય સાકર વગેરે પાણીમા ભળેલું હોવુ જ જોઈએ' તેવી રીતે જ્ઞાન–ઈચ્છા, સુખ–દુ ખ, ક્ષમા–ગુસ્સો વગેરેની લાગણીઓ શરીરના ગુણ તો માની શકાય નહિ. નહિતર મડદામા જ્ઞાનાદિ કેમ ન જણાય? માટે માનવુ જ જોઈએ કે એ જ્ઞાનાદિ–ગુણવાળું આત્મા નામનું કોઈ સ્વતંત્ર દ્રવ્ય શરીરમાં ભળી ગયેલ છે, તેથી જ્ઞાનાદિ શરીરમા ભાસે છે.

હવે અહીં પ્રશ્ન એ થાય કે જ્ઞાન આત્મામા ક્યાથી આવ્યુ? ન્યાયાદિ દર્શનો કહે છે કે 'ઇન્દ્રિયો વગેરે સામગ્રીથી આત્મામા જ્ઞાન નામનો નવો ગુણ ઉત્પન્ન થાય છે. અર્થાત્ જ્ઞાન આગન્તુક ગુણ છે' જૈનદર્શન કહે છે કે 'જ્ઞાન એ આત્માનો સ્વભાવ છે, સ્વભાવિક ગુણ છે, પરંતુ તે જ્ઞાન–ગુણ પર કર્મના આવરણ ચઢી ગયેલા હોવાથી એ ઢંકાયેલુ રહે છે, અપ્રગટ રહે છે. ઇન્દ્રિય. શાસ્ત્ર, તપ. જ્ઞાનાચાર, વગેરે સામગ્રીથી એ જ્ઞાનાવરણ કર્મ તૂટે છે અને એના પ્રમાણમા જ્ઞાન ગુણ પ્રગટ થાય છે. સર્વ કર્મ નષ્ટ થતા સર્વગ્રાહી કેવળજ્ઞાન–કેવળદર્શન પ્રગટે છે.

પ્ર૦ જ્ઞાન ગુણ સ્વભાવિક નહિ, પણ આગન્તુક માનવામાં શો વાધો?

ઉ૦ વાધો એ છે કે (૧) જો જ્ઞાન ગુણ આગન્તુક હોય તો એ લાબો કાળ ટકી શકે નહિ. એક પાઠ ભણ્યા પછી બીજો પાઠ ભણતા પૂર્વના પાઠનું જ્ઞાન નાશ પામી જાય! ત્યારે, જો કહો કે 'શા માટે એમ? જ્ઞાન નાશ પામવા છતા સંસ્કાર ઉભા રહે છે, તેથી ફરી પાછુ અવસરે એ જ્ઞાન પ્રગટ થઇ શકે ને?' આનો તો ઉત્તર એ છે કે, એ સંસ્કારને પાછા કેવા માનશો? જો, એ સંસ્કાર આત્માના સ્વભાવભૂત નહિ અને છતા ટકી રહેનારા હોય તો તો કેમ એ સંસ્કારો જ્ઞાનને સદા જાગતુ ન રાખ્યા કરે? જો કહો કે–'સંસ્કારો સુપ્તદશામા રહે છે, તે જાગતા થાય ત્યારે જ્ઞાનને પ્રગટાવે છે,'–તો આ 'સુપ્તદશા' એટલે શુ? એક રીતનો અવ્યક્ત સ્વભાવ જ ને? અને જો સંસ્કાર સ્વભાવભૂત માનો તો જ્ઞાનને સ્વભાવભૂત કા ન માનવુ? વળી નવા જ્ઞાનથી એ સંસ્કારો નાશ નથી પામી જતા પણ ઉભા રહે છે, એજ શું નથી સૂચવતુ કે આત્મામા એ સંસ્કારો સ્વભાવરૂપે ઉત્પન્ન થઈ ગયા છે? (૨) જ્ઞાનને આગન્તુક માનવામા બીજો મોટો વાધો તો એ છે કે એવુ આગન્તુક જ્ઞાન એ આત્માની **મૌલિક ખાસિયત** ન થઈ, **મૂળગત સ્વરૂપ** ન થયુ, પછી આકાશાદિ દ્રવ્ય કરતા આત્મ–દ્રવ્યમા વિશેષતા શી? આત્મદ્રવ્ય અન્ય દ્રવ્યોથી વિલક્ષણ શી રીતે? એનું ખાસ ચૈતન્ય–સ્વરૂપ શી રીતે ઘટે? આત્માની જેમ શરીર–ઇન્દ્રિય આદિ બીજા દ્રવ્યોમા પણ જ્ઞાન કેમ ન ઉત્પન્ન થઈ શકે? બીજા દ્રવ્યોમા ઉત્પન્ન નથી થતું, એ જ સૂચવે છે કે જ્ઞાન એ આત્માનું જ સ્વરૂપ છે, આત્માનો સ્વભાવગત ગુણ છે, તેથી જ આત્મ–દ્રવ્ય બીજા કરતા જુદું પડે છે. એ આત્માના જ્ઞાન સ્વરૂપ પર આવરણ ચઢી ગયેલા હોવાથી અપ્રગટ રહે છે; સામગ્રીથી આવરણ ખસી જતા જ્ઞાન સ્વરૂપ પ્રગટ થાય છે.

હવે જયારે 'જ્ઞાન એ આત્માનો સ્વભાવ છે' એ સિદ્ધ થયું ત્યારે વિચારવુ રહ્યુ કે જ્ઞાનનું મૂળ સ્વરૂપ શુ?

વસ્તુનો પ્રકાશ કરવો એ જ્ઞાનનું સ્વરૂપ છે. પ્રકાશ-સ્વરૂપ અંગે એમ શી રીતે કહી શકાય કે એ સ્વરૂપ અમુક જ વસ્તુનો પ્રકાશ કરી શકે અને અમુકનો નહિ? જેમ દીવાનું તેજ એની મર્યાદામા આવતી બધી જ વસ્તુઓને પ્રકાશિત કરે છે, જેમ અરિસો એના સીમાડામા આવતી બધી વસ્તુના પ્રતિબિંબ દેખાડે છે, એવી રીતે જ્ઞાન પણ બધી વસ્તુના પ્રકાશનુ મૂળ સ્વરૂપ ધરાવે છે, એમ માનવુ જ જોઇએ. હા, એના પર જેટલાં આવરણ, તેટલા પ્રમાણમા પ્રકાશ રોકાય. પરંતુ જો બધા જ આવરણ દૂર કરવામા આવે તો એ જ્ઞાન સર્વ કાળની સર્વ વસ્તુઓને પ્રકાશિત કરનાર હોય,

એ તર્કસિદ્ધ હકિકત છે. માટે જ શ્રી મહાવીર પરમાત્માને બધા જ આવરણ નષ્ટ થઈ જવાથી સકલ વિશ્વનું સમસ્ત સામાન્ય અને સમસ્ત વિશેષ રૂપે જ્ઞાન થવાનું શક્ય છે, તર્કસિદ્ધ છે.

[૨] જિનોત્તમ. શ્રી લલિતવિસ્તરાકાર મહર્ષિએ શ્રી મહાવીર પ્રભુને 'જિનોત્તમ' કહ્યા છે. 'જિનોત્તમ' એટલે જિનોમા શ્રેષ્ઠ. જૈનદર્શન કહે છે કે જિન એટલે રાગદ્વેષાદિ આતરશત્રુને જિતનારા. તે શ્રુતકેવળી જિન. અવધિજ્ઞાની-જિન, મનઃપર્યાય-જિન, છદ્મસ્થવીતરાગ જિન, કેવળજ્ઞાની જિન, એમ અનેક પ્રકારે જિન હોય છે, 'શ્રુતકેવળી' એટલે સમસ્ત શાસ્ત્ર અર્થાત્ ચૌદ પૂર્વ નામના શાસ્ત્ર સહિત સકલ દ્વાદશાંગી (આચારાગ, સૂત્રકૃતાગ .૧૨ મુ દૃષ્ટિવાદ અંગ)નુ જેમને જ્ઞાન હોય તે. 'અવધિજ્ઞાન' એ ઇન્દ્રિયોની અપેક્ષા વિના અવધિજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમ માત્રથી થતુ એક આત્મ-પ્રત્યક્ષ જ્ઞાન છે, કે જેનાથી દૂર દૂર રહેલા અને ભૂત-ભવિષ્યના રૂપી પદાર્થો પ્રત્યક્ષ દેખાય છે. એમજ 'મન.પર્યાયજ્ઞાન' એ અઢી દ્વીપમા રહેલા સજ્ઞી એટલે કે મનવાળા પ્રાણીઓના મનોગત ભાવને દેખાડે છે. આ બધા જ્ઞાનને ધરનારા મહાપુરુષોએ આતર શત્રુઓ રાગદ્વેષાદિ ઉપર મહાન વિજય મેળવ્યો હોવાથી જિન કહેવાય છે ત્યારે 'છદ્મસ્થ વીતરાગ' એટલે જે જ્ઞાનાવરણ આદિ કર્મના હજી ભોગવટાને લીધે છદ્મમા છે,-પૂર્ણ જ્ઞાનમા નહિ પણ અમુક અજ્ઞાનમા છે, છતાં રાગદ્વેષાદિ મોહનો સર્વથા ક્ષય યા ઉપશમ કરી જેઓ વીતરાગ બન્યા છે, તે મોહના ઉપશમવાળા ઉપશાતમોહ વીતરાગ કહેવાય છે, અને ક્ષયવાળા ક્ષીણમોહ વીતરાગ કહેવાય છે. બનેય જિન છે. એમા ક્ષીણમોહ વીતરાગ બનેલા આત્મા પછી તરત જ જ્ઞાનાવરણ આદિ આત્મગુણઘાતી કર્મનો સર્વક્ષય કરી 'સર્વજ્ઞ વીતરાગ' બને છે, એમને 'કેવળજ્ઞાની જિન' કહેવામા આવે છે. આમા પણ જેઓ '-તીર્થંકર નામકર્મ' નામના ઉત્કૃષ્ટ પુણ્યના ઉદયવાળા બને છે, તે આઠ પ્રાતિહાર્ય (જે આગળ કહેવાશે), અતિશયવાળી દેશના શક્તિ, વગેરે અતિશયોના બળે ધર્મતીર્થ-ધર્મશાસનની સ્થાપના કરે છે, અને તેથી 'સર્વજ્ઞ વીતરાગ તીર્થંકર જિન' કહેવાય છે. એ ઉપરોક્ત સર્વ જિનોને વિષે શ્રેષ્ઠ જિન છે શ્રી મહાવીર એવા છે. એમને ગ્રંથકાર મહર્ષિએ જિનોત્તમ કહ્યા.

[૩] મહાવીરઃ શ્રી મહાવીર પરમાત્મા આ અવસર્પિણી યુગમા થયેલ શ્રી ઋષભદેવ સ્વામી વગેરે ચોવીસ તીર્થંકરદેવોમા છેલ્લા ચોવીસમા તીર્થંકર થયા. ભૂતકાળમા અનતાનંત અવસર્પિણી અને ઉત્સર્પિણી યુગને વિષે દરેકમા ૨૪-૨૪ તીર્થંકરદેવો થતા અનંતાનત તીર્થંકર પ્રભુ થઈ ગયા. બધા તીર્થંકરદેવોનું ધર્મશાસન એક સરખુ હોય; અર્થાત્ એક જ મોક્ષમાર્ગ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રનો, એજ જીવ-અજીવ, પુણ્ય-પાપ, આશ્રવ-સવર, બધ-નિર્જરા અને મોક્ષ નામના નવતત્ત્વો, એજ અનેકાંતવાદ વગેરે સિદ્ધાન્ત, એનુ એજ જ્ઞાનાવરણીયાદિ અષ્ટ કર્મનુ વિજ્ઞાન . ઇત્યાદિ બધુ એક જ સરખું ! છતા દરેક તીર્થંકર પ્રભુ પોતે ધર્મશાસનને ઝીલનાર સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘની સ્વતત્ર સ્થાપના કરે છે એમને પોતપોતાના જુદા ગણધરો હોય છે. એ જુદી જુદી શાસ્ત્રરચના કરે છે. આજે આપણે ૨૪ મા મહાવીરપ્રભુએ સ્થાપેલ શાસનથી ધર્મશરણ પામ્યા છીએ, તેથી એ પ્રભુ આપણા માટે આસન્ન-ઉપકારી છે, અર્થાત્ નજીકના ઉપકારી છે. માટે શાસ્ત્રકાર આચાર્યદેવ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ અહી એમને નમસ્કાર કરે છે.

[૪] પ્રણામ નમસ્કાર પણ પ્રણામ સ્વરૂપ એટલે કે પ્રકૃષ્ટ નમન સ્વરૂપ કર્યો

પ્ર૦ . પ્રકૃષ્ટ નમન કેવુ હોય ?

ઉ૦ : પ્રકૃષ્ટ એટલે ચઢીયાતુ નમન એટલે નમસ્કાર, તે નમસ્કાર ત્રણ પ્રકારના હોય છે, ઇચ્છાયોગનો નમસ્કાર, શાસ્ત્રયોગનો નમસ્કાર અને સામર્થ્યયોગનો નમસ્કાર. એ ત્રણેયનું સ્વરૂપ ગ્રન્થકાર આગળ કહેવાના છે. નમસ્કાર ઉત્તરોત્તર ચઢીયાતા હોય છે. એમાથી પ્રસ્તુતમા તો ઇચ્છા-

યોગનો જ નમસ્કાર કરવામા આવ્યો છે. ઈચ્છાયોગનો નમસ્કાર પણ અનેક પ્રકારનો હોય છે. એમાથી ચઢીયાતી કોટિનો નમસ્કાર કર્યો છે; માટે કહ્યું પ્રકૃષ્ટ અર્થાત્ ઉત્કૃષ્ટ નમન. ઈચ્છાયોગમા નમસ્કાર કરવાની નિર્લોભ જ્વલંત અભિલાષા, નમસ્કાર અંગેના શાસ્ત્રશ્રવણ-પૂર્વકનો બોધ અને નમનની પ્રવૃત્તિ; આ ત્રણ જેમ જેમ ઊંચા હોય તેમ તેમ નમસ્કાર ચઢીયાતો ગણાય છે. પ્રસ્તુતમાં શ્રી લલિત-વિસ્તરાકાર મહર્ષિ ઉચ્ચ તમન્ના, ઉચ્ચ શ્રદ્ધા અને ઉચ્ચ બોધ સાથે દોષોનો શક્ય ત્યાગ કરીને નમસ્કારનો પુરુષાર્થ કરે છે, માટે પ્રણામ પ્રકૃષ્ટ નમનરૂપ કર્યો કહેવાય.

આ રીતે મંગળશ્લોક કહીને હવે ચૈત્યવન્દન-સૂત્રની કેવા પ્રકારની વ્યાખ્યા કરવાના છે તે બતાવે છે.



# ગમ અને પર્યાય

સૂત્રની વ્યાખ્યા બે પ્રકારની હોય છે (૧) સંપૂર્ણ વ્યાખ્યા, અને (૨) આંશિક વ્યાખ્યા. એમાંથી અહીં વ્યાખ્યાકાર પોતે પ્રસ્તુતમા પહેલા પ્રકારની વ્યાખ્યા કરવા અસમર્થ છે, તે અસમર્થતાને દર્શાવતા તેઓશ્રી જણાવે છે કે.

(લ૦-)' अनन्त-गम-पर्यायं सर्वमेव जिनागमे ।
सूत्रं यतोऽस्य कार्त्स्न्येन व्याख्यां कः कर्तुमीश्वरः ॥ १ ॥

**અર્થ:** શ્રી જૈન આગમને વિષે સર્વ સૂત્ર અનંત ગમ અને અનંત પર્યાયથી યુક્ત હોય છે, તેથી આ સૂત્રની વ્યાખ્યા સંપૂર્ણતયા કરવા કોણ સમર્થ છે ?

**વિવેચના.**-શ્રી જિનોક્ત આગમશાસ્ત્રોમા આવતા સકલ સૂત્ર અનત ગમ-પર્યાયથી સંપન્ન છે, જો એ અનંતા ગમ-પર્યાય વર્ણવવા પૂર્વક સૂત્રની વ્યાખ્યા કરવામા આવે તો તો વ્યાખ્યા સંપૂર્ણ યાને સર્વાંશે કરી કહેવાય. પણ જો એ શક્તિ ન હોય તો સંપૂર્ણ કરી કયાથી કહેવાય ?

અહીં 'ગમ' અને 'પર્યાય' એ બે નવા શબ્દો આવ્યા. તેનો અર્થ જુઓ.

ગમ: ગમ એટલે અર્થમાર્ગ; અર્થાત્ પદાર્થને જાણુવા-સમજવાના અને પદાર્થને વિશેષ વિશેષ રૂપે ઓળખવાના વિવિધ માર્ગોને 'ગમ' કહેવામા આવે છે જગતની એકેક વસ્તુમા અનેકાનેક પ્રકારની ખાસિયતો રહેલી છે, પરંતુ તે ખાસિયતો માત્ર એકાદ દષ્ટિબિંદુથી વસ્તુને વિચાર્યા કરવાથી સમજવામા નથી આવતી, એ ખાસિયતો સમજવા માટે ભિન્ન ભિન્ન દષ્ટિબિંદુઓથી વસ્તુને તપાસવી પડે છે. દા. ત. જેમ આજે વિદ્યાર્થીને કોઈ પણ વિષય પર નિબંધ લખતા નિબધ અંગે વિષયનુ સ્વરૂપ શુ, એની વ્યાખ્યા શી, એના લક્ષણુ શા શા, અવાતર ભેદ કેટલા, એના કારણો શા, એના ફળ તરીકે લાભ-નુકશાન શા શા, એના પ્રમાણુ પુરાવા કયા કયા, ઈત્યાદિ માર્ગે વિચારવુ પડે છે, એવી રીતે શાસ્ત્રમા પણુ વસ્તુ અગેની વિચારણા માટેના વિવિધ માર્ગો અર્થાત્ માર્ગણાઓ દર્શાવેલી છે દા. ત. ૧૪ માર્ગણાની એક ગાથા છે -

' गइ-इंदिय काए, जोए, वेए, कसाय नाणे य । संजम दंसण-लेसा, भव सम्मे, सन्नि-आहारे ॥ '

આ ગાથામા ગતિ-ઈન્દ્રિય-કાય-યોગ-વેદ-કષાય-જ્ઞાન-સંયમ-દર્શન-લેશ્યા-ભવ્ય-સમ્યક્ત્વ-સન્ની-આહારક, આ ૧૪ મૂળભેદ કહ્યા, છે. આના ઉત્તરભેદ ૬૨ છે એના આધારે વસ્તુની વિચારણા થઈ શકે. જેમકે 'મોક્ષ' વસ્તુ વિચારવી છે, તો એ અગે વિચારવાનુ કે કઈ ગતિમાથી મોક્ષ થઈ શકે ? કેટલી ઈન્દ્રિયવાળાને મોક્ષ હોય ? ઔદારિકાદિ કઈ કાયાથી મોક્ષ થાય ? મન-વચન-કાયાના ૧૫ દર યોગમાં કેટલા અને કયા યોગવાળો મોક્ષ તરફ જઇ શકે ? પુરુષવેદાદિ કયા કયા વેદવાળા કેટલી સખ્યામા મોક્ષે ચઢી શકે ? . ઈત્યાદિ વિચારવાનું એવી રીતે શ્રી તત્ત્વાર્થ મહાશાસ્ત્રમા આવતા બે સૂત્રો,

निर्देश-स्वामित्व साधनाऽधिकरण-स्थिति-विधानतः ।
अने सत् संख्या-क्षेत्र-स्पर्शना कालाऽन्तर भावाऽल्पबहुत्वैश्च ॥

–એ વસ્તુ-વિચારણા માટે અનેક માર્ગો બતાવે છે. એમા 'નિર્દેશ' એટલે દા. ત. મોક્ષના સામાન્ય-વિશેષ નામ અને વ્યાખ્યા શી શી? 'સ્વામિત્વ' એટલે મોક્ષના સ્વામી કોણ? 'સાધન' એટલે મોક્ષના ઉપાય કયા? 'અધિકરણ' એટલે મોક્ષનો આધાર કોણ? ..' ઈત્યાદિ. આનાથી માત્ર મોક્ષ જ નહિ, પણ જીવ, અજીવ વગેરે તત્ત્વો, સમ્યગ્દર્શન વગેરે સાધનમાર્ગો. .એમ કેટલુંય વિચારી શકાય.

આવા આવા તો વસ્તુવિચારણા માટેના કેઇ માર્ગો નીકળે. આ એક રીતે ગમ.

વળી જુઓ. કેટલાક શબ્દોના અનેક અર્થો હોય છે. દા. ત. આ ગ્રન્થમા જ આગળ 'ભગ' શબ્દના છ અર્થ બતાવ્યા છે. આ દરેક અર્થની પાછળ એ શબ્દની જુદી જુદી વ્યુત્પત્તિ કે રૂઢિ કામ કરી રહી હોય છે, એને ગમ યાને અથમાર્ગ કહી શકાય. એમ એક જ અર્થવાળા શબ્દના પણ સંયોગવશાત્ જુદા જુદા અર્થ નીકળે છે, દા. ત. 'નદી' શબ્દનો અર્થ 'પાણીનો અમુક પ્રવાહ' થાય, પરંતુ જ્યા 'નદી પર બંગલો છે' એવો વાક્યપ્રયોગ થયો હોય ત્યા બંગલો કાંઈ પાણીના પ્રવાહ પર નથી હોતો, પરંતુ કિનારા પર હોય છે તેથી ત્યા 'નદી' શબ્દનો અર્થ 'નદીકિનારો' લેવો જોઈએ, આ અર્થને લાક્ષણિક અર્થ કહેવાય છે. એવા અર્થને સમજાવવા માટે બંગલાનો સંબધ ઉપયોગી થયો, તેમજ 'નદી' શબ્દમા પણ 'નદીકિનારો' અર્થ કરી શકવાનું સામર્થ્ય ઉપયોગી થયું. આને માર્ગ કહી શકાય.

આમ, 'ગમ' એટલે કે અર્થમાર્ગ, તે અર્થમાર્ગો અનન્ત થાય.

**પર્યાય અને દ્રવ્ય.** 'પર્યાય' પણ અનંત છે. પર્યાય એટલે અવસ્થા. પર્યાય એટલે પરિણમન પામતું સ્વરૂપ. એ અવસ્થા કે સ્વરૂપ જેમાં બને, તેને 'દ્રવ્ય' કહેવામા આવે છે. દા. ત. માટી એ દ્રવ્ય છે, એમા થતી પિંડો, શરાવ (કોડિયું), ઘડો, ઠીકરાં વગેરે અવસ્થાઓને અર્થાત્ પરિણામોને (પરિણમન પામતા સ્વરૂપોને) પર્યાય કહેવાય છે. સુવર્ણ એ દ્રવ્ય છે, લગડી, કડું, કંદોરો વગેરે પરિણામ-અવસ્થા એ એના પર્યાયો છે. જીવ એ દ્રવ્ય છે અને એની મનુષ્ય, પશુ, કીડો વગેરે અવસ્થા એ પર્યાયો છે. એ વિવિધ પર્યાયોને પામનાર વસ્તુને દ્રવ્ય કહેવાય છે.

**ષડ્દ્રવ્યઃ** સમસ્ત જગત એ મૂળભૂત આ ષડ્ (છ) દ્રવ્યોનો સમૂહ છે.– આકાશ, જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ અને કાળ. આ દ્રવ્યોના પર્યાય પરિવર્તન પામે એ જગતનું સંચલન (Working) છે.

**(૧) આકાશઃ** આકાશ દ્રવ્ય બીજાં દ્રવ્યોને અવકાશ (જગા) આપવાના સ્વભાવવાળું દ્રવ્ય છે. આકાશમાં અમુક અતિ અલ્પ ભાગમા જ બાકીનાં દ્રવ્યો રહે છે, અને તેટલા આકાશ-ભાગને લોક કહેવાય છે, લોકાકાશ કહેવાય છે. જયારે બાકીના અનંતભાગને અલોક, અલોકાકાશ કહેવામા આવે છે.

**(૨) જીવઃ**—જીવ કહો, આત્મા કહો, એક ચીજ છે. એની ખાસિયત બે જાતની છે. (૧) મૂળભૂત ખાસિયત, તે જ્ઞાન, દર્શન, ચારિત્ર, સુખ વગેરે સ્વભાવદશા કહેવાય છે, અને (૨) આગન્તુક ખાસિયત, રાગ, દ્વેષ, મિથ્યાત્વ, તિર્યંચપણું, માનવપણું. વગેરે, તે વિભાવદશા કહેવાય છે. જગતમાં જીવો અનંતાનંત છે.

**(૩) પુદ્ગલનો** સ્વભાવ પ્રત્યક્ષ યા અપ્રત્યક્ષ રૂપ, રસ, ગંધ અને સ્પર્શ છે જેનામા આ સ્વભાવ હોય તે બધાં પુદ્ગલદ્રવ્ય કહેવાય. દા. ત પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, શબ્દ, અંધકાર, મન, કર્મ, વગેરે પુદ્ગલદ્રવ્યો છે.

(૪) ધર્મ એટલે ધર્માસ્તિકાય; એ જીવ અને પુદ્ગલને ગમન કરવામા સહાય કરનારૂ દ્રવ્ય છે, દા. ત. માછલીને ચાલવામા પાણી એ સહાયક દ્રવ્ય છે ધર્માસ્તિકાય દ્રવ્ય લોકાકાશમા જ રહેલું છે, માટે જ જીવો અને પુદ્ગલો લોકાકાશમા ગમનાગમન કરે છે, પણ અનંત અલોકમા કયાય ફસાઈ જઈ ખેરવિખેર નથી થઈ જતા.

(૫) અધર્મ એટલે અધર્માસ્તિકાય. એ જીવોને સ્થિરતા કરવામા સહાય કરનારૂ દ્રવ્ય છે, જેવી રીતે ચાલવા શીખતા બાળકને વચમા ઊભા રહેવામા લાકડાની ઘોડી સહાયક બને છે. અધર્માસ્તિકાય દ્રવ્ય પણ લોકાકાશમા જ વ્યાપ્ત છે.

(૬) કાળ કાળ એ બીજા દ્રવ્યોમા નવુ-જૂનું વગેરે ભાવ થવામા સહાયક દ્રવ્ય છે

**સ્વપર્યાય:**—આ દ્રવ્યોની સાથે સંકળાયેલ ભિન્ન ભિન્ન ભાવો અર્થાત્ વિવિધ અવસ્થાઓ એ પર્યાયો છે. એ પર્યાયો મુખ્ય રીતે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ, એ ચાર અપેક્ષાએ ઓળખી શકાય છે. એટલે કે,

(૧) એનુ મૌલિક દ્રવ્ય યાને ઉપાદાન શું?

(૨) એનુ ક્ષેત્ર કયુ ?

(૩) એનો કાળ કયો ?

(૪) એના ભાવ અર્થાત્ ગુણ, ધર્મ, વગેરે ખાસિયતો કઈ કઈ?

દા. ત. એક ઘડો લો એ ઘડો **દ્રવ્ય દૃષ્ટિએ** માટીનો બનેલો છે, એટલે કે માટીમય છે, માટી એનુ ઉપાદાન છે. **ક્ષેત્ર દૃષ્ટિએ** ઘડો રાજનગરમા રહેલો છે, રાજનગરસ્થ છે; અથવા અમદાવાદમા બનેલો માટે અમદાવાદી ઘડો છે, **કાળની દૃષ્ટિએ** એ ઘડો હમણા જ બનેલો એટલે કે નવો છે, **ભાવની દૃષ્ટિએ** ઘડો લાલ છે, મોટો છે, સુવાળો છે, પાણી ભરવાનો છે, ખાલી છે, રામચદની માલિકીનો છે, વગેરે વગેરે આ બધા પર્યાયો તે સ્વપર્યાયો કહેવાય

**પરપર્યાય.** જેવી રીતે સ્વદ્રવ્ય-ક્ષેત્ર કાલ-ભાવ એ ચારેય દૃષ્ટિથી ઘડો અમુક અમુક સ્વરૂપે 'છે' એમ કહેવાય છે, એવી રીતે પરદ્રવ્ય-ક્ષેત્રાદિ ચારની દૃષ્ટિથી એ જ ઘડો અમુક અમુક રૂપે 'નથી' એમ પણ કહેવાય છે દા ત. ઘડો (૧) **દ્રવ્યથી** જેમ માટીમય છે, એમ સુવર્ણમય નથી, (૨) **ક્ષેત્રથી** જેમ રાજનગરસ્થ કે અમદાવાદી છે, તેમ સુરતસ્થ કે સુરતી નથી, (૩) **કાળથી** જેમ નવો છે, તેમ જૂનો નથી, (૪) **ભાવથી** જેમ લાલ છે, તેમ કાળો નથી, મોટો છે, નાનો નથી, પાણી ભરવાનો છે, છાશ ભરવાનો નહિ, ખાલી છે, ભરેલો નહિ, રામચંદનો છે, કરમચદનો નહિ; વેચવાનો છે, ભેટ આપવાનો નહિ વગેરે વગેરે. જેમ ઘડો જે જે રૂપે છે તે તે એના સ્વપર્યાય કહેવાય, તેમ જે જે રૂપે નથી તે તે એના પરપર્યાય ગણાય. પરદ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવની અપેક્ષાએ જે પર્યાય તે પરપર્યાય કહેવાય

પ્ર૦. પરપર્યાય તો **પરના** ગણાય ને? **પોતાના** શી રીતે?

ઉ૦: પરના તો એ પાછા સ્વપર્યાય છે, પરપર્યાય નહિ. એ તો આ ઘડાના પરપર્યાય છે

પ્ર૦.—પણ 'પર્યાય એટલે અવસ્થા' એમ તમે કહી આવ્યા, તો શું આ ઘડામા રહે તે એની અવસ્થા, કે ન રહે તે એની અવસ્થા? અને પરપર્યાય આ ઘડામા ન રહે તો એ પર્યાય આના શાથી?

ઉ૦. વાત સાચી છે કે 'પર્યાય એટલે અવસ્થા,' પરંતુ એટલુ સમજી લો, કે વસ્તુમાત્રમા અવસ્થા બે જાતની હોય છે, (૧) **વિધાનયોગ્ય અને (૨) નિષેધયોગ્ય** તો જેવી રીતે ઘડામા માટીમયતાનું વિધાન થાય છે, એવી રીતે એજ ઘડામા સુવર્ણમયતાનો નિષેધ થાય છે. અર્થાત્ દ્રવ્યદૃષ્ટિએ જેવી રીતે જે ઘડો માટીમય છે, તેવી રીતે તે જ ઘડો સુવર્ણમય નથી તો વિધાનરૂપે માટીમય

અવસ્થા જેમ ઘડાની ગણાઈ, તેમ નિષેધરૂપે સુવર્ણમય અવસ્થા પણ એજ ઘડાની ગણાઈ. પૂછવામાં આવે કે 'માટીમય કોણ?' તો કહેવાશે કે ઘડો. પણ પૂછાય કે 'સુવર્ણમય કોણ નહિ?' તો ય કહેવાશે કે એજ ઘડો. તો જયારે માટીમયતા તે જ ઘડાની વિધિમુખે અવસ્થા છે, તો પછી શું સુવર્ણમયતા પણ એજ ઘડાની નિષેધમુખે અવસ્થા નથી? છે જ. ફરક આટલો પડયો કે એક અવસ્થા વિધિમુખે છે અને બીજી અવસ્થા નિષેધમુખે છે. પણ છે બને ય અવસ્થાઓ ઘડા સંબંધી જ. માટે ઘડાની જ એક સ્વપર્યાય અવસ્થા, અને બીજી પરપર્યાય અવસ્થા. એમ બને માનવી જોઈએ.

સ્વપર્યાય એ ઘડાને અનુવર્તે છે, ઘડામા અનુવર્તનશીલ છે, અર્થાત્ ઘડાની સાથે હોવા રૂપે ચાલનારી અવસ્થાઓ છે, જયારે પરપર્યાય એ ઘડામા વ્યાવર્તનશીલ એટલે કે ઘડાની સાથે ન હોવા રૂપે ચાલનારી ઘડાથી પરાઙ્મુખ રહેલી અવસ્થાઓ છે. એક જાણે મિત્રભાવે જોડાએલી છે અને બીજી જાણે શત્રુભાવે જોડાયેલી છે! એક જાણે સગાઈ પામેલી છે અને બીજી જાણે અણુબનાવે રહેલી અવસ્થાઓ છે! એમા પહેલી સ્વપર્યાય, એને અનુવૃત્તિપર્યાય પણ કહેવાય; અને બીજી પરપર્યાય એને વ્યાવૃત્તિપર્યાય કહેવાય

**પર્યાય અનતા** આમ એક ઘડામા તપાસવામા આવે તો કેઇ સ્વપર્યાયો યાને અનુવૃત્તિ પર્યાયો છે, તેમ કેઈ પરપર્યાયો યાને વ્યાવૃત્તિપર્યાયો પણ છે. વિશ્વની બીજી સમસ્ત વસ્તુઓના પોતાના દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવની અપેક્ષાએ આ ઘડામા અનતા પરપર્યાય થાય આત્મામા જુઓ તો આત્મા દા ત દ્રવ્યથી સનાતન ચેતન સ્વરૂપવાળો છે, ક્ષેત્રથી ભારતભૂમિવાસી છે, કાળથી ૨૫ વર્ષથી જન્મેલો છે, ભાવથી એ મનુષ્ય છે, યુવાન છે, રૂપાળો છે, વિદ્વાન છે, ક્ષમાશીલ છે, વિરાગી યા રાગી છે .. ધનવાન છે . પરણેલો છે, સદાચારી છે ..વગેરે વગેરે કેઇ સ્વપર્યાય ધરાવે છે. એમ પરપર્યાયમા આત્મા જડ નથી, મોક્ષમા નથી, ૨૬-૨૭ ..વગેરે વર્ષની ઉંમરનો નથી, ક્રોધી નથી, લાલ-પીળો નથી, પ્રવાહી નથી એમ અનંત પરપર્યાય છે. આ સ્વ-પરપર્યાયો અનતા થાય

**સૂત્રમાં સ્વપર્યાય-પરપર્યાય** ચૈત્યવંદન સૂત્ર યા કોઇ પણ સૂત્ર, કે જે શબ્દરચના સ્વરૂપ છે, એના પણ ઉદાત્ત, અનુદાત્ત, દીર્ઘ, હ્રસ્વ, અમુક અમુક અર્થ, વગેરે અનેક અનુવૃત્તિ પર્યાયો છે. ઉદાત્ત એટલે ઊંચા સ્વરે બોલાય તે અને અનુદાત એટલે નીચા સૂરે બોલાય તે; દીર્ઘ એટલે લાબા અને હ્રસ્વ એટલે ટૂંકા સ્વરવાળો; દા. ત. 'ઝંકારારાવ' આમાં 'ઝ' ઊંચે અવાજે, અને 'કા,રા' દીર્ઘ સ્વરે બોલાય છે તો 'વ' એ નીચે સૂરે અને હ્રસ્વ બોલાય છે. એમ શબ્દના અમુક અમુક અર્થો હોય છે આ એના સ્વપર્યાય-અનુવૃત્તિપર્યાય ગણાય. ત્યારે એનાથી વિરૂદ્ધ પર્યાયમાં જે ઉદાત્ત છે તે અનુદાત્ત નથી; જે અનુદાત્ત છે, તે ઉદાત્ત નથી. વળી જે પરરૂપે તે નથી એ એના પરરૂપ-અભવન સ્વભાવવાળા પરપર્યાય કહેવાય, વ્યાવૃત્તિ પર્યાય કહેવાય. બાકી સૂત્રના શબ્દ ભાષાવર્ગણાના પુદ્ગલ છે, કાયયોગથી ગ્રહીત છે, જડ છે, વગેરે સ્વપર્યાયો કહેવાય, અને તેથી વિરૂદ્ધ પર્યાયોને પરપર્યાય કહેવાય. એ પર્યાયો અનંત છે

**પચાંગી જિનાગમ :**—અર્હત્ શાસનમા આગમના 'અગ' સૂત્રો, 'ઉપાગ' સૂત્રો, 'આવશ્યક' સૂત્રો, વગેરે અનેક પ્રકાર છે એની વ્યાખ્યારૂપે નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણી, ને ટીકા સાથે પચાગી આગમ થાય.

**અંગસૂત્રો:** એટલે આચારાંગ સૂત્રકૃતાગ, . ભગવતીજી યાવત્ ૧૨ મુ દૃષ્ટિવાદ. એ ૧૨ અગ સૂત્રો છે. એની રચના શ્રી ગણધર મહારાજ શ્રી જિનેન્દ્ર ભગવાન પાસેથી ત્રિપદી પામીને કરે છે. એ ૧૨ અંગને દ્વાદશાગી કહેવામા આવે છે દ્વાદશાગીમા દૃષ્ટિવાદ નામના અંગમા ૧૪ 'પૂર્વ' નામના મહાઆગમો સમાયા છે.

**ત્રિપદી** શ્રી ગણુધર મહારાજ તીર્થંકરદેવને **'भयवं किं तत्तं'**-હે ભગવન્ ! તત્ત્વ શું ?' એમ ત્રણુ વાર જે પ્રશ્ન પૂછે છે, એના ઉત્તરમા અર્હંત્ પ્રભુ ત્રણુ પદ કહે છે, **'उप्पन्नेइ वा,'** **'विगमेइ वा,'** **'धुवेइ वा,'**–અર્થાત્ 'વસ્તુમાત્ર ઉત્પન્ન થાય છે, એજ વખતે વસ્તુમાત્ર નાશ પામે છે, એજ વખતે વસ્તુમાત્ર સ્થિર હોય છે.' શ્રી જિનેશ્વર ભગવંતના હસ્તે ચારિત્ર-દીક્ષા, પ્રભુનું સાનિધ્ય, ત્રિપદીની પ્રાપ્તિ, પૂર્વના ઉચ્ચ પુણ્યકર્મનો ઉદય, વગેરે કારણો એવા આવી મલે છે કે જેથી ગણુધર ભગવંતોને શ્રુતજ્ઞાનાવરણાદિ કર્મરૂપી આવરણનો અસાધારણુ જબરદસ્ત ક્ષયોપશમ થાય છે. એથી ત્યા વિશ્વના પદાર્થોનો ગજબ જ્ઞાનપ્રકાશ થવાથી એ દ્વાદશાગીની રચના કરે છે ! અને સર્વજ્ઞ શ્રી જિનેન્દ્ર દેવ એ દ્વાદશાગીને બીજાને ભણાવવાની અનુજ્ઞા આપવા દ્વારા એના પર સત્યતાની મહોરછાપ મારી આપે છે !

**'આવશ્યક સૂત્રો'** એટલે કે રોજ ઉભય ટંક અવશ્ય કરણીય 'પ્રતિક્રમણ' ક્રિયાના ઉપયોગી સૂત્ર, 'સામાયિક' (કરેમિ ભંતે) સૂત્ર, 'ચતુર્વિંશતિ' (લોગસ્સ) સૂત્ર વગેરે એની રચના પણ શ્રી ગણુધરદેવો કરે છે.

**'ઉપાંગ' સૂત્રઃ**- ઉપાગ સૂત્ર એટલે 'અંગ સૂત્ર'ના પેટા સૂત્ર 'ઔપપાતિક,' 'રાજપ્રશ્નીય' 'જીવાભિગમ' વગેરે. એમ બીજા પણુ 'દશવૈકાલિક' 'ઉત્તરાધ્યયન' 'પયન્ના' 'અનુયોગદ્વાર,' 'નંદી,' વગેરે અનેક સૂત્રોની રચના અન્ય આચાર્યો કરે છે. વળી આના ઉપર વિવેચન ગ્રથો તરીકે 'નિર્યુક્તિ–ભાષ્ય-ચૂર્ણિ-ટીકા' શાસ્ત્રો પણુ છે. સૂત્રની સાથે આ ચાર, એમ પચાગી આગમ કહેવાય છે 'અગ' અને 'આવશ્યક' સિવાય બીજા સૂત્રોની રચના સ્થવિર ભગવંતો કરે છે.

જિનાગમમાં દરેક સૂત્રના, ઉપર કહ્યા તે મુજબ, અનતા સ્વ–પર પર્યાય છે. આ બધાનું વિવેચન કરવામા આવે ત્યારે સૂત્રની સપૂર્ણ વ્યાખ્યા કરી કહેવાય, એવુ વિવેચન કરવા કોણુ સમર્થ હોય ?

**'શું' શબ્દના ૬ અર્થ·** 'કોણુ' શબ્દ એ મૂળ 'શુ' શબ્દનુ એક જાતનુ રૂપ છે 'શુ' શબ્દ (૧) આક્ષેપ (૨) પ્રશ્ન (૩) નિવારણુ (૪) અપલાપ (૫) પ્રાર્થના અને (૬) અવજ્ઞા, આ છ જાતના અર્થમા વપરાય છે. દૃષ્ટાન્ત પરથી આ છ અર્થો ઝટ સમજાશે

(૧) 'જે દ્રોહ કરે તે મિત્ર શો ?' અર્થાત્ અહી મિત્રના ઉપર આક્ષેપ કર્યો.

(૨) 'બોલ, હુ તને પ્રિય શુ કરૂં ?' આમા 'શુ' શબ્દથી પ્રિયનો પ્રશ્ન કર્યો.

(૩) 'હવે, રોવાથી શુ !' એમા રુદનનુ નિવારણુ કર્યું

(૪) 'મારે તારૂં શું દેવુ છે ?' એમા 'શુ' શબ્દથી અપલાપ (નિષેધ) કર્યો; અર્થાત્ કંઇ જ દેવુ નથી એમ કહ્યુ

(૫) 'હુ આપનુ શુ કરૂ ?' એમા કઇક કરવાની પ્રાર્થના બતાવી

(૬) 'તને કોણુ બોલાવે છે ?' એમા સામાની અવજ્ઞા કરી, ઉતારી પાડવાનુ વચન કહ્યું.

આમ 'શુ' શબ્દના છ અર્થમાથી અહીં 'શુ' શબ્દ 'સપૂર્ણુ રીતે વ્યાખ્યા કોણુ કરી શકે' એમા અપલાપ (નિષેધ) અર્થમા યોજાયો છે, એટલે કે સંપૂર્ણુ રીતે વ્યાખ્યા કરી શકે એવો કોઈ નથી, સિવાય ચૌદ પૂર્વધર. કેમકે એજ મહાવિસ્તારથી વ્યાખ્યા કરી શકવા સમર્થ છે.

'शक्नोति कर्तुं श्रुतकेवलिभ्यो न व्यासतोऽन्यो हि कदाचनापि ।'

સમસ્ત ૧૪ પૂર્વના પારગામી એવા શ્રુતકેવળી ભગવાનને છોડીને બીજો કોઈ કયારેય વિસ્તારથી વ્યાખ્યા કરવા સમર્થ નથી શ્રુતકેવળી એટલે સકલ શ્રુતના, જિનોક્ત આગમના પૂર્ણુ જ્ઞાતા. ચૈત્યવન્દન સૂત્ર જિનાગમની અંતર્ગત છે, તો શ્રુતકેવળી વિના સપૂર્ણુપણે વ્યાખ્યા કરવાનું ગ્રથકારનું કૌવત નથી, તેથી કહ્યું કે એવી પૂર્ણુ વ્યાખ્યા કરવાનું અશકય છે.

મહાપુરુષોની લેખિનીની ખૂબી હોય છે કે એ આપણને સૂત્રના અર્થ–ભાવાર્થનું જ્ઞાન તો આપે છે, પરંતુ તે પૂર્વે આપણને સુંદર સંસ્કરણ આપે છે. ગ્રન્થકાર અસાધારણ વિદ્વત્તા ધરનારા હોવા છતાં સંપૂર્ણ વ્યાખ્યા માટેનું પોતાનું અસામર્થ્ય પ્રગટ કરીને આપણને નમ્રતાની પ્રેરણા કરે છે, જિનપ્રવચનની અગાધતા પ્રત્યે આપણા હૃદયને સદા ઝુકેલું રાખવા પ્રેરે છે. ગુણોની વારંવાર પ્રેરણા એ જીવને સંસ્કારી બનાવવાનો એક રાજમાર્ગ છે.

અહીં સંપૂર્ણ વ્યાખ્યા કરવાની અસમર્થતા સહેજે આંશિક વ્યાખ્યા–પક્ષનું આલંબન સૂચવે છે. તો પ્રશ્ન થાય કે 'એવી આંશિક વ્યાખ્યા કરવા જતાં કાંઈ સફળતા મળશે ખરી?' ત્યારે જુઓ કે ગ્રન્થકાર મહર્ષિ વ્યાખ્યાની પરિમિતતા અને છતાં સફળતા કેવી છે તે દર્શાવવા બે શ્લોક કહે છે—

(લ૦) યાવત્તથાપિ વિજ્ઞાતમર્થજાતં મયા ગુરોઃ । સકાશાદલ્પમતિના તાવદેવ વદામ્યહમ્ ॥૩॥
યે સત્ત્વાઃ કર્મવશતો મત્તોઽપિ જડબુદ્ધયઃ । તેષાં હિતાય ગદતઃ સફલો મે પરિશ્રમઃ ॥૪॥

અર્થઃ–તો પણ ગુરુમહારાજ પાસેથી અલ્પ બુદ્ધિવાળા એવા મેં જેટલો અર્થસમૂહ જાણ્યો છે, તેટલો હું કહું છું, તે કથન મારા કરતા પણ જે જીવો કર્મવશતાને લીધે મંદ બુદ્ધિવાળા છે, એમના ઉપકારને માટે હોવાથી, મારો પરિશ્રમ સફળ છે.

વિવેચનઃ–સામર્થ્ય બે પ્રકારે છે. એમાં સંપૂર્ણ વ્યાખ્યા કરવાનું પોતાનામાં સામર્થ્ય નથી, તો પણ આંશિક વ્યાખ્યા કરવાનું સામર્થ્ય તો જરૂર છે; પરંતુ તે સામર્થ્ય પણ ગુરુકૃપા અને ગુરુઉપકારનું પરિણામ છે, એમ ગ્રન્થકાર કહે છે.

આર્યદેશની આ ખૂબી છે કે ગુરુ પ્રત્યે આદર, કૃતજ્ઞતા વગેરે ગુણો આર્ય માનવમાં પહેલા આવીને તરવરે છે. ગુરુએ મહાન કૃપા કરી અને જ્ઞાનદાનનો મહાન ઉપકાર કર્યો ત્યારે અજ્ઞાનપણે નિરાધાર રખડતા જીવમાં જ્ઞાન આવ્યું! સારાસારનું ભાન થયું! અસતને મૂકી સતમાં પ્રવર્તવાનું બન્યું! આ ઉપકાર માનવાનો એટલું જ નહિ પણ જે જ્ઞાન પ્રાપ્ત થયું તે એમની પાસેથી જ થયું, એ પણ બરાબર મનમાં વસાવવાનું છે, અને અવસરે અવસરે જગતમાં જાહેર કરવાનું છે. શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ એ વસ્તુ બરાબર સમજે છે, તેથી કહે છે કે 'મને જે મળ્યું તે ગુરુ મહારાજની કૃપાનું ફળ છે; અને એમની પાસેથી જેટલું જાણ્યું તેટલું જ હું કહું છું' આ ઉપરથી એ સમજી શકાય છે કે ગ્રંથકાર જે કહેવાના છે તે નિરાધાર કથન નથી પરંતુ ગુરુ વચનાનુસાર કથન છે.

**ગુરુના કહ્યાથી ઓછું જાણ્યું!:** સમર્થ શાસ્ત્રકારોની પણ આંતરિક નમ્રતા અને લઘુભાવ કેટલો બધો હોય છે! સર્વજ્ઞ પ્રભુના શાસનનો વિનય પ્રકાર અને નમ્રભાવ પણ કેટલો બધો ઊંચો! કે લલિતવિસ્તરાકાર એક 'નમુત્થુણં' સૂત્ર પરની ટીકામાં અદ્‌ભુત અને ભરચક પદાર્થો કહેવાના છે, છતાં ગુરુ મહારાજે જે પદાર્થો કહ્યા, તેમાંથી પોતાની અલ્પ મતિએ જેટલા ગ્રહણ કર્યા, તેટલા કહેવાનું કહે છે! વાત સાચી છે, કે પોતાના ઘરનું કાંઈ ન કહેવું હોય તો તો ગુરુ પાસેથી નહિ જાણેલું તો કહી શકાય જ નહિ; જાણેલુ કહેવાય. તે પણ ગુરુની અપેક્ષાએ પોતાની તુચ્છ મતિના હિસાબે ગુરુએ કહ્યા કરતાં થોડું જાણ્યાથી થોડું કહેવાય, કે જેથી ઉત્સૂત્રભાષણનો દોષ ન લાગે. આથી આપણને પ્રશ્ન થાય કે "તો તો પછી આમાં તો બહુ ઓછું જાણવાનું મળે." પણ એવું નથી. લલિતવિસ્તરાને જેમ જેમ તમે આગળ સાંભળતા જશો તેમ તેમ તમને દેખાશે કે 'અહો! આ તો તત્ત્વો–સિદ્ધાન્તો અને પદાર્થોનો એક મહાન ખજાનો છે!'

**ક્યાં મૂળ જ્ઞાન અને ક્યાં આજનું જ્ઞાન!:** આમ હોવા છતાં એમ માનતા નહિ, કે 'તો પછી સર્વજ્ઞ શ્રી અરિહંત પરમાત્માનું જ્ઞાન કે દ્વાદશાંગી–આગમના પ્રણેતા ગણધર મહારાજનું જ્ઞાન આ લલિતવિસ્તરાના જ્ઞાનથી વધારે નહિ હોય.' કેમકે સર્વજ્ઞ શ્રી અર્હત્પ્રભુનું કેવળજ્ઞાન તો અનંત–

કાળના અનંતા ભાવોને જાણનારું હોય છે. એવા જ્ઞાનને જો એક મહાસાગર સમજો, તો એમાથી પ્રભુએ માત્ર એક ખોબો ભરીને તત્ત્વ–પાણી શ્રી ગણધર ભગવાનને આપ્યુ એમ કહેવાય. એમણે એ ખોબો પોતાના શિષ્યને આપ્યો; પછી શિષ્યે પોતાના શિષ્યને આપ્યો .એમ પરંપરાએ એ ખોબો પાણી લલિતવિસ્તરાકાર શ્રી હરિભદ્રસૂરિજી મહારાજને મળ્યુ ! હવે વિચારો કે ખોબાનું પાણી ટપકતું ટપકતુ આગળ વધે, તે લાંબી પરંપરાએ ગ્રંથકાર સુધી આવેલુ કેટલુ હોય ? કયા અહીંનું જ્ઞાન ! અને કયાં શ્રી ગણધર ભગવાનનું જ્ઞાન ! ત્યારે સર્વજ્ઞ અર્હત્પ્રભુનું તો કેવુ ય અનંતુ જ્ઞાન ! આ જોતા વિચારક આત્માને પોતાના ગમે તેટલા ય જ્ઞાનનો શો ઘમંડ થાય ?

**ત્રિવિધ શિષ્યઃ** એટલે જ ગ્રંથકાર આચાર્ય મહારાજ નમ્રતાથી કહે છે કે " ગુરુદેવ પાસેથી મારી અલ્પ મતિએ જેટલું જાણ્યુ એટલું કહુ છુ."

પ્ર૦ · અલ્પ મતિનું શુ તાત્પર્ય છે ?

ઉ૦ · એજ કે જગતમા શિષ્યો ત્રણ પ્રકારના હોય છે.

(૧) અધિકમતિ, (૨) સમમતિ અને (૩) અલ્પમતિ એમા અધિકમતિવાળો શિષ્ય ગુરુ પાસેથી સાભળીને ગુરુના કહ્યા કરતા પણ અધિક વિસ્તારથી અને ઉંડાણથી જાણે છે, દૃષ્ટાન્ત તરીકે, એરંડિયા વગેરેના ઝાખા દીવામાથી પ્રગટાવેલો બીજો દીવો પોતાની શુદ્ધ તેલ વગેરે સામગ્રીથી ઉજજવલ પ્રકાશવાળો બની શકે છે. બીજો સમમતિવાળો શિષ્ય ગુરુના જેટલી બુદ્ધિવાળો હોવાથી ગુરુના કહ્યા જેટલું ગ્રહણ કરે છે. જયારે ત્રીજા પ્રકારનો અલ્પમતિવાળો શિષ્ય ગુરુના કહ્યાથી પણ ઓછો પદાર્થ-સમૂહ જાણતો હોય છે.

પ્ર૦: ગ્રન્થકાર મહર્ષિ પોતાની જાતને ત્રીજી કક્ષામા મૂકે છે, તો એટલું કહેલું શુ ઉપયોગી થશે ?

ઉ૦: જરૂર ઉપયોગી થશે, ગ્રન્થકાર કહે છે, 'જગતમા મારા કરતા પણ જ્ઞાનાવરણ આદિ કર્મની પરવશતાથી સ્થૂલ બુદ્ધિવાળા જીવો પણ સંભવે છે, અર્થાત્ મંદબુદ્ધિવાળા જીવો પણ હોય. એ જીવોના ઉપકારને માટે આ 'લલિતવિસ્તરા' વિવેચન કરવાનો મારો વ્યાખ્યાપરિશ્રમ સફળ થશે.

અહીં ગ્રન્થકાર 'મારા કરતા પણ' એમ કહીને મન્દબુદ્ધિવાળા જીવોનો સંભવ દર્શાવી પોતાની એવી લઘુતા બતાવે છે કે 'મારાથી પ્રાયઃ મન્દબુદ્ધિ જીવ કોઇ હોય નહિ, પરંતુ કર્મો વિચિત્ર ફળવાળા હોય છે, તેથી શું શું ન સભવે ?' એવા મંદ જીવોના હિતાર્થે થતી આ વ્યાખ્યાનની પ્રવૃત્તિ કરુણાભાવનામાથી જન્મી છે. અધિક બુદ્ધિમાન જીવો તો પ્રમોદ ભાવનાના વિષય છે, જયારે સમાન બુદ્ધિવાળા જીવો તો ન કરુણા કે ન પ્રમોદ, કિંતુ મધ્યસ્થભાવ અર્થાત્ સમભાવની ભાવનાના વિષય છે, માટે આ વ્યાખ્યાથી એમના પર ઉપકાર કરવાનો ગ્રંથકારનો ઉદ્દેશ નથી.

**જગતમાં ત્રણ પ્રકારના જીવો અને ત્રિવિધ ભાવના.** મનને મલિન ભાવોથી બચાવી પવિત્રતામા રમતુ કરનારી કેવી ત્રણ સુંદર ભાવનાઓ બતાવી ! માણુસને જીવનમા ત્રણ જાતના લોક સાથે પ્રસંગ બને. તેમા કોઇ અધિક હોય, કોઇ સમાન હોય, તો કોઇ હીન હોય, ચાહ્ય પૈસા–ટકાની દૃષ્ટિએ, કે માન–ઠકુરાઈની દૃષ્ટિએ, સત્તાથી કે આબરૂથી, જ્ઞાનથી કે પુણ્યાઇથી, અથવા તો ગુણની દૃષ્ટિએ પણ (૧) ગમે તે રીતે અધિક હોય, તેના પ્રત્યે દિલનો પ્રમોદભાવ, આનંદ અને પ્રેમભાવ રાખવાનો. જો મનુષ્યના હૃદયમા એ હશે તો ત્યા ઇર્ષ્યા કે સંતાપ નહિ થાય, અવજ્ઞા કે અસહિષ્ણુતા નહિ થાય, એની નિંદામા નહિ ઉતરાય; એના માટે અંતરના ઉંડાણુમા એમ થશે કે એ "મારો માનવભાઈ જ ઉંચો છે ને ? ઘણુ. સરસ ! એની ઉચ્ચતા એના પુણ્ય કે પરિશ્રમના હકથી છે ને ? ત્યા આપણે એના પ્રત્યે ઇર્ષ્યા, બળતરા કે તિરસ્કારભાવ રાખી આપણુ પોતાનું જ ઉચ્ચમાનવ–હૈયું શા માટે બગાડવુ ? શા માટે કુસંસ્કારી અને પાપકર્મથી ભારે કરવુ ?" (૨) ત્યારે, જે સમાન હોય તેના પ્રત્યે મધ્યસ્થભાવ, અર્થાત્ સમભાવ

રાખવાનો, 'પરચિન્તાऽધમાધમા' વિષયચિંતા અને અર્થચિંતા કરતાં પણ અધમાધમ એવી પરચિંતાથી નિજના હૈયાને તુચ્છ કે ભારે નહિ બનાવવાનું વિચારવાનું. કે 'માનવભવનો કિંમતી સમય શા સારૂ વેડફી નાખું? એમ કરવા જતા તો મોઘેરી તત્ત્વચિંતા, આત્મચિંતા અને પરમાત્મ-વિચારણા ગુમાવાશે! પરમાર્થ-પરોપકારની વિચારણા ગુમાવાશે!' (૯) ત્યારે, આપણાથી કોઇ ગુણમા, બુદ્ધિમા કે પુણ્યમાં નીચા હોય તેની પ્રત્યે દિલમાં ઉછળતો કરુણાભાવ રાખવાનો-તેની દયા ખાવાની; એનું દુ:ખ દૂર કરવા શક્ય ભોગ આપવાનો, એ અંગે વિચારવાનું કે 'બિચારો જીવ! અશુભ કર્મથી કચરાઇ રહ્યો છે! એ સ્થિતિમા ઉપરથી એને પાટું મારવુ એ યોગ્ય નથી, પરંતુ આશ્વાસન આપવું યોગ્ય છે, હિમત અને ટેકો આપવો યોગ્ય છે. તેમ, મારે પણ આ દયા કરવાનો સારો મોકો મળ્યો. મારાં તન-મન-ધન લેખે લગાડુ.' આ પ્રમોદ-સમભાવ-કરુણા, ત્રણ જાતની વૃત્તિ સતત જાગતી રાખવા માટે તે તે ભાવનાઓ વારંવાર ભાવવી જોઇએ; તો જ અવસરે તે બજાવી શકાય, અને મન સદા પવિત્ર રહે.

**ધર્મના પાયામાં ભાવનાઓ.** મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય, એ ચાર ભાવનાઓ ધર્મના પાયામા જરૂરી કહી છે...

"મૈત્ર્યાદિભાવસંયુક્તં તદ્ધર્મ ઇતિ કીર્ત્યતે"

'મૈત્રી વગેરે ભાવો પૂર્વક જ્ઞાનીએ કહેલું અનુષ્ઠાન, એ ધર્મ છે...' અહીં ઉપરજ ત્રણ ભાવનામાં જે આપણે વર્ણવી આવ્યા એથી વિશેષ, મૈત્રી ભાવનામા જીવમાત્ર પ્રત્યે મિત્રતા રાખવાની. 'આપણો કોઇ જ શત્રુ નથી આપણું બગાડનારો પણ આપણા પોતાનાં પૂર્વકર્મથી જ એમ કરવા પ્રેરાય છે; વાંક એનો નથી, પણ આપણા કર્મનો છે. એ તો દયા ખાવા યોગ્ય છે, એનુ ભલુ થાઓ, એને સદ્બુદ્ધિ મળો જીવમાત્રનું ભલું થાઓ.' એમ કોઇની પ્રત્યે વૈર-વિરોધની ઝેરી લાગણીથી આપણાં હૈયાને કલુષિત થવા દીધા વિના શુદ્ધ મૈત્રીભાવ, સ્નેહભાવ રાખવાનો...

માધ્યસ્થ્યભાવમા પારકાના દોષ પ્રત્યે ઉપેક્ષાભાવ કેળવવાનો; તેમજ, દેવ-ગુરુ-ધર્મના નિંદકો-વિરોધિઓ પ્રત્યે, શક્ય ઉપાયે ન સુધરે ત્યારે, ઉપેક્ષાભાવ સેવવાનો. એથી આપણુ હૃદય બગડે નહિ, અને સામો વધારે ખરાબી ન પામે ધર્મના મૂળ પાયામાં ચારે ય ભાવના જરૂરી છે કેમકે એથી મનની ધર્મબાધક મલિનતા દૂર થાય છે, ધર્મની સ્પર્શના, અને આત્મામાં ધર્મનું ઘડતર થવા યોગ્ય કુણાશ-કોમળતા આવે છે. ત્યારે, મૈત્રી-પ્રમોદ વગેરે ભાવનાઓને બદલે વૈર-વિરોધ કે ઇર્ષ્યા જયારે હૃદયમા સ્થાન જમાવે છે ત્યારે ધર્મ સાથે હૃદયથી સગાઇ થતી નથી. લલિતવિસ્તરાકાર અહીં એ ચાર ભાવનાઓમાથી એક પ્રકાર તરીકે કરુણાભાવ રાખી મંદ જીવો પર વ્યાખ્યાનો ઉપકાર કરવા તૈયાર થાય છે.

આમ ચાર શ્લોકથી ગ્રન્થના પ્રારંભમાં જરૂરી 'અનુબન્ધ-ચતુષ્ટય' બતાવ્યુ. એમા (૧) ઇષ્ટદેવને નમસ્કાર કરવારૂપ મંગળ કર્યું. (૨) ચૈત્યવંદનસૂત્રનો 'અર્થ-ભાવાર્થ' એ ગ્રન્થનો વિષય દર્શાવ્યો; કેમકે એની જ વ્યાખ્યા કરવાની છે (૩) ગ્રન્થના પ્રયોજનમા 'તેવા જીવો પર બોધ થવાનો ઉપકાર' એ ગ્રન્થકારનું સાક્ષાત્પ્રયોજન છે, 'જીવોને બોધ થવો' એ ગ્રન્થશ્રોતાનુ સાક્ષાત્પ્રયોજન છે; અને ઉભયને આખરે મોક્ષપ્રાપ્તિ, એ પરંપરાએ પ્રયોજન છે. (૪) ગ્રન્થનો સંબંધ ત્રણ રીતે. -૧. સંબંધ ગુરુવચન સાથે છે. ૨. ગ્રન્થ અને પદાર્થ વચ્ચે અભિધાન-અભિધેય સંબંધ છે. ૩. આ વ્યાખ્યા ગ્રન્થ અને ચૈત્યવન્દનસૂત્રની વચ્ચે વ્યાખ્યાન-વ્યાખ્યેય સંબંધ છે. ચાર શ્લોકને અંતે 'ઇતિ' કહ્યું છે તે મંગળ વગેરેના નિરૂપણની સમાપ્તિના અર્થમાં છે, અર્થાત્ અહીં એનું વક્તવ્ય સમાપ્ત થાય છે.

હવે ગ્રંથનો મંગલ પ્રારંભ થાય છે.

# ચૈત્યવન્દન સફળ છે ?

શ્રી લલિતવિસ્તરાકાર પૂ. આચાર્યદેવ ચૈત્યવન્દન સૂત્રની વ્યાખ્યા શરૂ કરતા પહેલા ચૈત્યવન્દન ક્રિયા સફળ છે કે કેમ, એના ઉપર તર્કપૂર્ણ ઊહાપોહ કરી બતાવે છે. એ લખે છે,

**વાદીનું કથન:**-(લ૦) અત્રાહ, 'ચિન્ત્યમત્ર સાફલ્યં, ચૈત્યવન્દનસ્યૈવ નિષ્ફલત્વાદિતિ।'

**અર્થ:**-અહીં આક્ષેપ કરવામાં આવે છે કે ચૈત્યવન્દનની વ્યાખ્યામા સફળતા વિચારણીય છે, કેમકે ચૈત્યવન્દન પોતે પણ નિષ્ફળ છે.

**વિવેચન**-મગળ આદિનુ નિરૂપણ થતા ચૈત્યવન્દન સૂત્રની વ્યાખ્યાનો વિષય તરીકે નિર્દેશ કરવામા આવ્યો. એના ઉપર વાદી પ્રશ્ન કરે છે કે-

**વાદીનું કથન ચૈત્યવંદન નિષ્ફળ છે**'-ચૈત્યવન્દન સૂત્રની વ્યાખ્યા રચવાનો પરિશ્રમ ઉઠાવતા પહેલા એ વિચારો કે શુ એ વ્યાખ્યા રચવાનો પરિશ્રમ સફળ છે ? એનામા સફળતા હોવાનુ વિચારણીય છે, અર્થાત્ એનામા સફળતા નથી; કેમકે ખુદ ચૈત્યવન્દન પણ નિષ્ફળ છે. કારણુ એ છે કે એમાથી પુરુષોપયોગી કાંઈ ફળ થતુ દેખાતુ નથી. પુરુષને અર્થાત્ જીવને ઉપયોગી કોઇ ફળ ચૈત્યવન્દનમાથી નીપજતુ દેખાતુ નથી; અથવા પુરુષોપયોગી એટલે ધર્મ-અર્થ-કામ-મોક્ષમાના કોઈ પુરુષાર્થની સિદ્ધિ થવારૂપ ફળ દેખાતુ નથી. આમ, જયારે ચૈત્યવન્દન નિષ્ફળ છે, તો એની વ્યાખ્યાનો પરિશ્રમ નિષ્ફળ હોવાનું પૂછવુ જ શુ ? ત્યારે જે નિષ્ફળ હોય તે નહિ કરવુ જોઇએ દા. ત કાટાની ડાળીનુ મર્દન કરવાનો પ્રયાસ નકામો છે, તો એ કોણ સુજ્ઞ કરે છે ? બસ, તેવી જ રીતે ચૈત્યવન્દનનુ વ્યાખ્યાન નિષ્ફળ હોવાથી સુજ્ઞ પુરુષે એનો પ્રયાસ ન કરવો જોઇએ

**વ્યાપ્ય અને વ્યાપક:**-જે સફળ હોય તેનો જે પ્રયાસ યોગ્ય છે જયા 'પ્રયાસ, ત્યા સફળતા જોઇએ જ'-આ વાકયમા 'પ્રયાસ' એ 'વ્યાપ્ય' વસ્તુ છે, અને 'સફળતા' એ 'વ્યાપક' વસ્તુ છે.

**વ્યાપ્ય-વ્યાપકનો નિયમ:**-

'જયા' પદની સાથે બોલાય તે 'વ્યાપ્ય,' અને 'ત્યા' પદની સાથે બોલાય તેને 'વ્યાપક' કહેવાય છે દા. ત. જયા ધૂમાડો હોય ત્યા અગ્નિ હોય જ. આમા ધૂમાડો વ્યાપ્ય કહેવાય, અને અગ્નિ વ્યાપક કહેવાય. હવે નિયમ છે કે "જયાં જયા વ્યાપ્ય હોય ત્યાં ત્યાં વ્યાપક અવશ્ય હોય, અને જયા વ્યાપક ન હોય ત્યા વ્યાપ્ય હોય જ નહિ" દા. ત. ધૂમાડો વ્યાપ્ય છે અને અગ્નિ વ્યાપક છે, તો આ નિયમાનુસાર, જયા જયા ધૂમાડો છે, ત્યા ત્યા અગ્નિ અવશ્ય હોય છે, જયા વ્યાપક એવો અગ્નિ નથી, ત્યા વ્યાપ્ય ધૂમાડો નથી જ. એટલે વ્યાપક ન દેખાય તો માનવુ જ પડે કે ત્યા વ્યાપ્ય ન જ હોઈ શકે. પ્રસ્તુતમા 'જયા પ્રયાસ, ત્યા સફલતા' કહીએ, એટલે પ્રયાસ વ્યાપ્ય અને સફલતા વ્યાપક, એ હકીકતથી આ ફલિત થાય છે કે જેમા વ્યાપક એવી સફલતા ઉપલબ્ધ ન થતી હોય, અર્થાત્ નિષ્ફલતા દેખાતી હોય, ત્યાં પ્રયાસ ન જ હોવો ઘટે. માટે અમે કહીએ છીએ કે ચૈત્યવન્દન-વ્યાખ્યા અને ચૈત્યવન્દન પણુ નિષ્ફલ હોવાથી એમા પ્રયાસ કરવો ન ઘટે.

**(જૈનમતે ઉત્તર)** (લ૦–)અત્રોચ્યતે, નિષ્ફલત્વાદિત્યસિદ્ધં, પ્રકૃષ્ટશુભાધ્યવસાયનિબન્ધનત્વેન જ્ઞાનાવરણીયાદિ લક્ષણકર્મ્મક્ષયાદિફલત્વાત્ । ઉક્તં ચ,–

ચૈત્યવન્દનતઃ સમ્યક્ શુભો ભાવઃ પ્રજાયતે । તસ્માત્કર્મ્મક્ષયઃ સર્વં તતઃ કલ્યાણમશ્નુતે ॥ ઇતિ ॥

અર્થ:–આનો ઉત્તર કરવામા આવે છે કે ચૈત્યવન્દન ન કરવા અંગે 'નિષ્ફળતા હોવાથી' આ જે હેતુ મૂક્યો તે અસિદ્ધ છે. કેમકે, ચૈત્યવન્દન તો ઊંચા શુભ અધ્યવસાયનું કારણ હોવાથી જ્ઞાનાવરણીયાદિ સ્વરૂપવાળા કર્મોના ક્ષય વગેરે ફળને આપે છે. કહ્યુ છે કે 'ચૈત્યવન્દનથી સમ્યક્ શુભ ભાવ થાય છે અને એથી કર્મક્ષય થાય છે, એટલે (જીવ) સર્વ કલ્યાણને પામે છે.'

**વિવેચન–જૈનમતે પ્રતિકાર:**–વાદીએ ચૈત્યવન્દન અને એના વ્યાખ્યાપ્રયાસને નિષ્ફળ જણાવી તે ન કરવાનો આક્ષેપ કર્યો.

એમા વાદીએ અનુમાન કર્યું; 'ચૈત્યવન્દનનો પ્રયાસ ન કરવો જોઈએ, કેમકે એ પ્રયાસ કરવામા નિષ્ફલતા છે.' અહીં જૈનો કહે છે 'આમા પ્રયાસને ઉડાડવા નિષ્ફલત્વને હેતુ તરીકે મૂક્યું; પરંતુ પહેલી વાત તો એ છે કે તે હેતુ સિદ્ધ જોઈએ ને ? ચૈત્યવન્દનમા નિષ્ફલતા સિદ્ધ જ નથી, પૂરવાર નથી, અસિદ્ધ છે અર્થાત્ હેતુ 'અસિદ્ધિ' નામના દૂષણથી દૂષિત છે. દા. ત. દૂરથી કોઈ કહે. 'તળાવમા અગ્નિ છે, કેમકે ધૂમાડો છે' અહી વાસ્તવિક રીતે તળાવમાં ધૂમાડો જ નહિ હોવાથી, એનો હેતુ તરીકેનો ઉપન્યાસ અસિદ્ધ કર્યો કહેવાય. એથી તે અસિદ્ધિ દૂષણથી દૂષિત કર્યો; અને દૂષિત હેતુ દ્વારા અનુમાન ખોટું થાય. તેથી ઉપર્યુક્ત 'અસિદ્ધિ' દૂષણવાળા 'નિષ્ફળત્વ' હેતુથી થતા ખોટા અનુમાનથી પ્રયાસનો નિષેધ સિદ્ધ ન થઇ શકે તો પૂછશો,

ચૈત્યવન્દનનુ ફળ શું ?:

પ્ર૦.—ચૈત્યવન્દનમા નિષ્ફલતા નથી, તો શુ ફળ છે ?

ઉ૦: ચૈત્યવન્દન કરવાથી આત્મામા ઊંચા શુભ અધ્યવસાય (શુભભાવ) જાગે છે. આમ તો પહેલેથી વિષય–તૃષ્ણામય, ક્રોધાદિ–કષાયમય, જડ–મૂર્ચ્છામય, અશુભ રાગદ્વેષમય ઇત્યાદિ આત્મિક વિચાર–વલણ–વૃત્તિ વગેરે આત્મામાં રહેતા હતા, કે જેને અશુભ અધ્યવસાય કહેવાય, અશુભ પરિણતિ કહેવાય છે. ચૈત્યવન્દનથી એના બદલે શુભ અધ્યવસાય જાગે છે, આત્માના વિચાર–વલણ–વૃત્તિ શુભ બને છે. એમ તો દયા, દાન વગેરેમાં ય શુભ અધ્યવસાય તો થાય, પરંતુ એના કરતા ચૈત્યવન્દનમાં ઊંચા ચઢિયાતા શુભ અધ્યવસાય જાગે છે, કેમકે ચૈત્યવન્દન વીતરાગ પરમાત્માની સ્તવના સ્વરૂપ છે, એમા વીતરાગદેવ તરફ દૃષ્ટિ, દેવાધિદેવની વીતરાગ તરીકે માન્યતા, વીતરાગદેવની તરણતારણ તરીકે શ્રદ્ધા, ઉપરાંત એમનાં ગુણગાન અને એમની પાસે કલ્યાણની પ્રાર્થના વગેરે થાય છે. એ બધુ આત્માની પરિણતિને નિર્મળ કરવા માટે અને ચઢિયાતા શુભ અધ્યવસાય જગાવવા માટે સમર્થ છે.

પ્ર૦ ચઢિયાતા શુભ અધ્યવસાયથી શું વળે ?

ઉ૦: અરે ! એ તો અપૂર્વ લાભ છે ! કેમકે સંસારમાં જીવનુ જે ભ્રમણ છે તેનું મૂળ કારણ જ અશુભ અધ્યવસાય છે. અશુભ અધ્યવસાયના લીધે જ જીવ જ્ઞાનાવરણ વગેરે કર્મથી બંધાય છે. જ્યારે, ચૈત્યવન્દનથી જાગેલા વિશિષ્ટ શુભ અધ્યવસાય તો કર્મનો ક્ષય, ક્ષયોપશમ કે ઉપશમ કરે છે, તેથી આત્મા કર્મલઘુ બને છે; ક્રમે કરીને નિર્મળ બનતા બનતાં મોક્ષની નિકટ પહોંચે છે. શુભ અધ્યવસાય એ અશુભ અધ્યવસાયનો વિરોધી હોવાથી આ પરિસ્થિતિ સર્જાય છે.

**જૈનદર્શન આત્મા અને કર્મ અંગે શું કહે છે ? :-**

પ્ર૦: જ્ઞાનાવરણાદિ કર્મનું શુ સ્વરૂપ છે ? અને તે કર્મો કેટલી સંખ્યામા છે ?

ઉ૦: કર્મનું સ્વરૂપ સમજવા માટે પહેલા જરા આત્માનુ સ્વરૂપ સમજી લો

આત્મ-દ્રવ્ય એ દેહની જેમ એક સ્વતંત્ર દ્રવ્ય છે દેહમા આત્મા કેદ પૂરાયો છે, છતા જેમ ભૂતાવિષ્ટ (ભૂતનાપ્રવેશવાળા) દેહમાં ભૂત જુદી વ્યક્તિ છે, તેમ દેહમાં આત્મા એક જુદી વ્યક્તિ છે એના અનેક પૂરાવામાથી એક પૂરાવા તરીકે, જેવી રીતે દેહના ખાસ ગુણ રૂપ-સ્પર્શ વગેરે છે, તેવી રીતે આત્માના પણ ખાસ ગુણ જ્ઞાન-સુખ વગેરે છે. એ ગુણો આત્માના સ્વભાવગત છે, તેથી જ (૧) આત્મા દેહની માફક જડ નહિ, પરંતુ ચેતન છે, અને (૨) આત્માની અશુદ્ધ અવસ્થામા એટલે કે સંસારી અવસ્થામા જ્ઞાનાદિ ગુણ તરતમતાએ પ્રગટ થતા દેખાય છે, જયારે જડમા મૂળગત જ્ઞાનાદિ સ્વભાવ નથી, તો એમા ક્યારે ય પણ જ્ઞાનાદિગુણ પ્રગટતા દેખાતા નથી હવે, આત્મામા સ્વભાવગત તો અનંત જ્ઞાન, અનત સુખ વગેરે છે, પરતુ મિથ્યાદર્શન, અજ્ઞાન, અવ્રત, કષાય, પ્રમાદ વગેરેના અશુભ અધ્યવસાય તથા યોગ (મન-વચન-કાયાની પ્રવૃત્તિ)ના કારણે આત્મા સાથે જે કર્મઅણુઓ (કર્મપુદ્ગલો) ખીરનીરની જેમ એકમેક થઇ ગયા છે, તે જ્ઞાનાદિગુણોને આવરવાનું (દબાવી દેવાનુ) કામ કરે છે, ઉપરાત, તે શરીર, ઇન્દ્રિયો, ઈચ્છા, તૃષ્ણા, મોહ, માયા વગેરે ભળતી વાતને ઉભી કરે છે

**સ્વભાવ અને વિભાવ** જયારે જ્ઞાનાદિ એ સ્વભાવદશા છે, ત્યારે આ શરીર વગેરે બધી વિભાવદશા કહેવાય છે. આત્મામા સહજ રૂપે છે તે સ્વભાવદશા કહેવાય, આત્મામા કર્મસંયોગે ઉભી થયેલી તે વિભાવદશા કહેવાય. મોક્ષમા એકલી સ્વભાવદશા પ્રગટ હોય છે, ત્યારે વિભાવદશા સંસારમા જ પ્રગટ હોય છે. સ્વભાવદશામાં મુખ્ય આઠ ગુણ છે, ને એને દબાવનારા મૂળ આઠ કર્મ છે એ આઠ કર્મના પેટા ભેદ અનેક છે. એના પ્રભાવે અનેકાનેક વિભાવદશાના ભાવ ઉભા થયેલા છે. આત્મામા કયા કયા ૮ ગુણ છે, એને દબાવનારા કયા કયા ૮ કર્મ છે, અને તે તે કર્મના લીધે કઈ કઈ વિભાવદશા ઉભી થઈ છે, તેનો આછો ખ્યાલ બાજુના કોઠા ઉપરથી આવી શકશે

**આત્મા, કર્મ અને સંસાર.**

| નં | સ્વભાવદશા | દબાવનાર કર્મ | કર્મથી પ્રગટેલી વિભાવદશા |
|---|---|---|---|
| ૧ | અનંતજ્ઞાન | જ્ઞાનાવરણીય કર્મ | અજ્ઞાન |
| ૨ | અનંતદર્શન | દર્શનાવરણીય કર્મ | અદર્શન, નિદ્રા |
| ૩ | અનત અવ્યાબાધ સુખ | વેદનીય કર્મ | શાતા, અશાતા |
| ૪ | અનંત ચારિત્ર<br>ક્ષાયિક સમ્યક્ત્વ<br>વીતરાગતા | મોહનીય કર્મ<br>દર્શન મોહનીય<br>ચારિત્ર મોહનીય | મિથ્યાત્વ, ક્રોધ-માન-માયા-લોભ (રાગ-દ્વેષ) તૃષ્ણા-મમતા આસક્તિ અવ્રત (અવિરતિ)-હાસ્ય, શોક, ભય, કામવાસનાદિ |
| ૫ | અક્ષયસ્થિતિ (અજર-અમરતા) | આયુષ્ય કર્મ | જન્મ-જીવન-મરણ |
| ૬ | અરૂપિપણુ | નામકર્મ | નારકાદિગતિ-એકેન્દ્રિયાદિ જાતિ, શરીરાદિ, ત્રસ-સ્થાવરપણુ, યશ-અપયશ, સૌભાગ્ય-દૌર્ભાગ્ય વગેરે યાવત્ તીર્થંકર નામકર્મ |
| ૭ | અગુરુલઘુપણુ | ગોત્રકર્મ | ઊંચકુળ, નીચકુળ |
| ૮ | દાન-વીર્ય આદિની અનંતલબ્ધિ | અ તરાયકર્મ | કૃપણતા, દુર્બલતા, અપ્રાપ્તિ, દરિદ્રતા, પરાધીનતા |

**ઘાતી-અઘાતી કર્મ.** આ આઠ કર્મમા ૧, ૨, ૪ અને ૮ મુ કર્મ અર્થાત્ જ્ઞાનાવરણ-દર્શનાવરણ-મોહનીય અને અંતરાય, એ ચાર કર્મને ઘાતીકર્મ કહેવાય છે, કેમકે એ આત્માના મુખ્ય ગુણનો ઘાત કરે છે. બાકીના ચારને અઘાતી કર્મ, ભવોપગ્રાહી (સંસારમા પકડી રાખનારા) કર્મ કહેવામાં આવે છે આ કર્મો નવા નવા બધાય છે, અને જૂનાં જૂના ભોગવાયે જાય છે. એ ભોગવાતા ઉપરોક્ત વિભાવદશા અર્થાત્ સંસારદશા ઉભી થાય છે. ટૂકમા કર્મના સંયોગે સંસાર; અને કર્મના વિયોગે મોક્ષ.

**સંસાર અનાદિ શાથી?:**

પ્ર૦ એ કર્મસંયોગ અને સંસાર ક્યારથી શરૂ થયા? અને કર્મવિયોગ દ્વારા મોક્ષ ક્યારે થાય?

ઉ૦ કર્મસયોગ અનાદિથી છે. કેમકે પૂર્વે કહ્યુ છે કે મિથ્યાત્વ-અવ્રત વગેરે આશ્રવોના લીધે કર્મ ઉભા થાય છે. એટલે કર્મ બંધાવા પૂર્વે એ આશ્રવો હતા, હવે એ આશ્રવો પણ વિભાવદશા છે, અને તેથી તે પૂર્વકર્મના લીધે જ હોઇ શકે. એ કર્મો પૂર્વના આશ્રવથી જ બધાય એ આશ્રવોની વિભાવદશા એની પૂર્વના કર્મના લીધે જ, આમ પૂર્વે પૂર્વે કાર્યકારણ-વ્યવસ્થા જોતા કર્મસયોગ અને વિભાવદશાનો અનાદિ પ્રવાહ સિદ્ધ થાય છે, અર્થાત્ ક્યારે ય એકેયની પહેલી શરૂઆત માની શકાય જ નહિ. કર્મથી વિભાવદશા, અને વિભાવદશાથી કર્મ. આમ અન્યોન્ય કાર્યકારણ હોવાથી એમ ન કહી શકાય કે બેમાથી એક તો બીજાના વિના એમ જ પ્રગટી ગયુ! એવુ ન જ માની શકાય કે પહેલા આત્મા તદન શુદ્ધ હતો અને પછી એકાએક એકલી વિભાવદશા કે એકલાં કર્મ ઉભા થઇ ગયા! એ તો અનાદિ કાળથી કર્મ અને વિભાવદશા ચાલ્યાં આવે છે; એટલે સંસાર પણ અનાદિ કાળથી ચાલ્યો આવે છે પૂર્વે કોષ્ટકમાં બતાવ્યા મુજબ જીવાત્મા કર્મના લીધે વિભાવદશામા છે, કર્મના લીધે જ નરક-તિર્યંચ-મનુષ્ય અને દેવગતિમા ભમે છે, ભિન્ન ભિન્ન શરીર ધારણ કરે છે, ઇન્દ્રિયો પામે છે, શાતા-અશાતા, યશ-અપયશ વગેરે ભોગવે છે; કર્મના લીધે જ અજ્ઞાન, નિદ્રા, રાગ-દ્વેષાદિની વિટંબણા અનુભવે છે

પ્ર૦: કર્મથી જ અજ્ઞાન-રાગ-દ્વેષાદિ હોય અને અજ્ઞાન-રાગ-દ્વેષાદિથી જ નવા કર્મ, એમ અનાદિ કાળથી ચાલ્યુ આવતુ હોય તો પછી એવા સંસારનો અંત પણ કદીય આવી શકે ખરો?

ઉ૦—હા, જૂના કર્મ ઉદયમા આવે, અને અજ્ઞાન, રાગ-દ્વેષ વગેરેમા જીવને રમાડે, તે પૂર્વે જો એ કર્મનો ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષય કરવામા આવે તો અજ્ઞાનાદિ દોષો હ્રાસ પામી શકે છે, અને તેમ કરવાનુ બાહ્ય-આભ્યન્તર તપ અને સમિતિ-ગુપ્તિ આદિ સવરની સાધનાથી બની શકે છે. કેમકે એ સાધના આત્માના અધ્યવસાયોને નિર્મળ કરે છે તો જેમ મલિન અધ્યવસાયો કર્મના લેપ વધારે છે, તેમ શુભ અધ્યવસાયો, વિશુદ્ધ અધ્યવસાયો કર્મનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ કરે, એ સહજ છે. એથી આત્મામા સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાન-સમ્યક્ચારિત્ર ગુણ પ્રગટે છે એનાથી મિથ્યાત્વ, અજ્ઞાન, અવ્રત વગેરે દોષો, કે જે આત્મામાં કર્મને વહી આવવાના આશ્રવો છે, કારણો છે, તે હટી જાય છે, ને તેથી નવા કર્મ આવતા અટકે છે, તેમજ અનશનાદિ બાહ્યતપ અને પ્રાયશ્ચિત્તાદિ અભ્યન્તર તપ દ્વારા કંઈ જૂના કર્મ નાશ પામતા જાય છે આમ થતા થતા પરાકાષ્ઠાએ સર્વ ઘાતીકર્મનો નાશ થવાથી અનંત જ્ઞાન-દર્શન-વીતરાગ-ચારિત્ર અને અનંત વીર્ય વગેરે ગુણો યાને સ્વભાવદશા પ્રગટ થાય છે ત્યા લેશ માત્ર અજ્ઞાનનું નામનિશાન નહિ! એકલુ જ્ઞાન હોય છે! એને કેવળજ્ઞાન' પ્રગટ્યું કહેવાય છે, ને તેથી આત્મા સર્વજ્ઞ બને છે તે સર્વજ્ઞ અવસ્થામા હજી શરીર, આયુષ્ય ઉભા હોવાથી તેની ક્રિયા સ્વરૂપ એકમાત્ર 'યોગ' નામનો જ આશ્રવ હોય છે, કે જેનાથી શાતાવેદનીય નામનું કર્મ બધાય છે. પરંતુ આયુષ્ય પૂર્ણ થવાના અવસરે એ યોગનો અર્થાત્ મન-વચન-કાયાની પ્રવૃત્તિનો સંપૂર્ણ નિરોધ કરવાથી શાતા પણ બંધાતી અટકે છે, અને અવશેષ અઘાતી કર્મ આયુષ્ય સાથે ભોગવાઈ જતા સર્વ

કર્મના નાશ સ્વરૂપ મોક્ષ પ્રગટે છે. માટે કહેવાય કે 'અનાદિ સંસારનો પણ અંત આવી શકે છે; ને મોક્ષ નીપજે છે.' આ મોક્ષ-અવસ્થામાં પૂર્વે કહેલા આઠેય ગુણો વાદળ વિનાના મધ્યાહ્નના સૂર્યના કિરણોની જેમ ઝળહળી ઉઠે છે.

આ ઉત્તમ સ્થિતિ સર્જવામાં મુખ્ય કારણભૂત જે શુભ અધ્યવસાયો બતાવ્યા, તે તપ-સંવર વગેરેના બીજા સાધનો દ્વારા જેમ જાગે છે, તેમ ચૈત્યવન્દનથી પણ સારા જાગે છે; કેમકે ચૈત્યવન્દન એ લોકોત્તર પરમપુરુષ શ્રી અરિહંત પરમાત્માની યથાયોગ્ય સ્તવનારૂપ હોવાથી લોકોત્તર શુભ અધ્યવસાયનું કારણ છે. તે શુભ અધ્યવસાયો કર્મબંધનમા કારણભૂત મલિન અધ્યવસાય કરતા તદ્દન વિપરીત સ્વભાવવાળા હોવાથી, જ્ઞાનાવરણાદિ કર્મના યથાસંભવ ક્ષય, ક્ષયોપશમ કે ઉપશમ કરવાવાળા બને છે, ને તેથી પ્રાંતે સકળ કર્મના ક્ષયરૂપી મોક્ષ થાય છે.

આમ ચૈત્યવન્દન મોક્ષ પર્યંતના ફળને નિપજાવવાવાળુ સિદ્ધ હોવાથી નિષ્ફળ નથી. તેમ ચૈત્યવન્દનના યથાર્થ-કરણ માટે કરવામાં આવતી વ્યાખ્યા પણ નિષ્ફળ નથી. તેથી બંનેની નિષ્ફળતાને અને વ્યાખ્યાને ન આરંભવાનું ઉદ્ભાવન કરવુ એ અયુક્ત છે.

પ્ર૦ ક્ષય, ક્ષયોપશમ અને ઉપશમનું સ્વરૂપ શું?

ઉ૦ **ક્ષય**:—જેવી રીતે કર્મ આત્મા સાથે એકમેક થાય તેને 'બંધ' કહે છે, તેવી રીતે આત્માથી એ કર્મ છૂટા પડી જાય તેને 'ક્ષય' થયો કહેવામાં આવે છે. ક્ષય એટલે તે તે કર્મબન્ધનનો નાશ.

**ક્ષયોપશમ**: 'ક્ષયોપશમ' પદનો શબ્દાર્થ છે ઉદય પ્રાપ્ત કર્મનો ક્ષય અને ઉદય નહિ પામેલાનો ઉપશમ. એનો જરા ભાવાર્થ જોઈએ

કર્મની પ્રકૃતિઓ બે વિભાગમા વિભાજિત છે,-૧. સર્વઘાતી, અને ૨. દેશઘાતી. સર્વઘાતી કર્મપ્રકૃતિમા એવો રસ છે કે જે રસ ઉદયમા આવી આત્માના ગુણોનો સર્વથા ઘાત કરે છે. દા. ત. કેવળજ્ઞાનાવરણ કર્મ; એ કર્મ 'કેવળજ્ઞાન' ગુણનો સર્વઘાત કરે છે. દેશઘાતી કર્મનો રસ ઉદયમાં આવીને ગુણને હણે ખરો, પણ સર્વથા નહિ, દા. ત મતિજ્ઞાનાવરણ કર્મ એ ઉદયમા આવીને મતિજ્ઞાનને હણે ખરો, પરંતુ સર્વાંશે નહિ. તેથી અમુક મતિજ્ઞાન આવરાવા છતા, અંશે મતિજ્ઞાન પ્રગટ રહી શકે છે. જ્યા તે તે કર્મનો ક્ષયોપશમ કરવામા આવે છે, ત્યા વિશુદ્ધ અધ્યવસાયથી તે તે કર્મના સર્વઘાતી રસસ્પર્ધકોને દેશઘાતી રૂપે કરી નખાય છે, ને દેશઘાતી રસસ્પર્ધકોને અલ્પરસવાળા કરી દેવાય છે. પછી ઉદય-આવલિકાકાળમા પ્રવેશેલા કર્મ તો ઉદયથી નાશ પામે છે, અને બાકીનાનો વિપાકઉદય સ્થગિત કરી દેવામાં આવે છે. તેથી કાળ પાકયે તે કર્મ ઉદયમા આવે તો ખરા, પરંતુ માત્ર પ્રદેશોદયથી વિપાક બતાવ્યા વિના નાશ પામે છે. આ છે ક્ષયોપશમ.

મોહનીય કર્મમા બે વિભાગ છે. (૧) દર્શનમોહનીય અને (૨) ચારિત્રમોહનીય. દર્શનમોહનીયમા મિથ્યાત્વ મોહનીય કર્મ કે જે અતત્ત્વની રુચિ અને તત્ત્વનો દ્વેષ કરાવે છે, તેનું શુભ અધ્યવસાય દ્વારા સંશોધન કરી ત્રણ પુંજ કરવામા આવે છે; (૧) પૂર્ણ શુદ્ધ પુંજ તે સમકિત મોહનીય, (૨) અર્ધ શુદ્ધ પુંજ તે મિશ્રમોહનીય, અને (૩) અશુદ્ધ પુંજ તે મિથ્યાત્વ મોહનીય. ક્ષયોપશમની પ્રક્રિયામા શુદ્ધ એવા સમકિત મોહનીયનો ઉદય થવાથી સમ્યગ્દર્શન ગુણ પ્રગટ રહે છે, અને બાકીના દર્શન મોહનીય કર્મ યદ્યપિ કાળ પાકવાથી ઉદયમા આવે છે ખરા, પરંતુ તેનો રસ-વિપાક પરાભવ પામ્યો હોવાથી અનુભવવામા નથી આવતો, અર્થાત્ વિપાક-ઉદય નથી વર્તતો માત્ર લુક્ખા પુદ્ગલની જેમ તેનો પ્રદેશ-ઉદય વર્તે છે, તે ગુણઘાતક નથી. ચારિત્રમોહનીય કર્મ, જેવા કે અનેક પ્રકારના ક્રોધ મોહનીય વગેરે, એમાંના કેટલાકના વિપાક-ઉદય સ્થગિત થઈ તે તે કર્મ પ્રદેશઉદય પામી પામી નાશ પામે છે, એટલે એ ક્રોધાદિનો વિપાક ન દેખાડવાથી ક્ષમાદિ ગુણ પ્રગટ રહે છે આ ક્ષયોપશમની પ્રક્રિયા છે.

ઉપશમ :—ઉપશમ એટલે કર્મનો કોઇ જાતનો ઉદય જ નહિ. વિપાકોદય પણ નહિ, ને પ્રદેશોદય પણ નહિ. એ રીતે અંતર્મુહૂર્ત કાળ કર્મોના ઉદય વિનાનો જે બનાવાય તે કાળનું નામ ઉપશમ કાળ આ ઉપશમ કેવળ મોહનીય કર્મમા જ થાય છે. પ્રથમ સમ્યક્ત્વ (સમ્યગ્દર્શન) પામવા પૂર્વક આત્મા સમ્યકત્વ પામવાના કાળમા ઉદય પામવા યોગ્ય મિથ્યાત્વ મોહનીય કર્મના સર્વ પુદ્ગલોને વિશિષ્ટ શુભ અધ્યવસાયના બળે આગળ ખેચી લાવી ભોગવી લે છે, તેથી તેનો આગામી કાળ ખાલી પડે છે, કે જયા કોઈ મિથ્યાત્વ કર્મ ઉદયમા હોતું નથી. સત્તામા રહેલા કર્મ એમજ પડી રહે છે. આ ઉપશમની પ્રક્રિયા છે આજ રીતે આગળ ઉપર ઉપશમ શ્રેણિમા પણ બને છે. ત્યાં આ રીતે દર્શન મોહનીય અને ચારિત્ર મોહનીય સર્વ કર્મોનો ઉદય સ્થગતિ કરી દેવાય છે, તેથી ઉપશમ થાય છે.

આમ, ચૈત્યવન્દનથી શુભ અધ્યવસાય પ્રગટવા દ્વારા કર્મનો યથાસંભવ ક્ષય, ક્ષયોપશમ અને ઉપશમ થઇને અતે ઠેઠ સર્વ કર્મના ક્ષયરૂપી મોક્ષ સુધીનું ફળ નીપજે છે. તો ચૈત્યવન્દનને નિષ્ફળ કેમ કહેવાય ?

આ રીતે ચૈત્યવંદનની જૈનમતે સફળતા સિદ્ધ કરી, તેના પર વાદી પ્રશ્ન કરે છેઃ—

(લ૦) આહ 'નાયમેકાન્તો યદુત તત' શુભ એવ ભાવો ભવતિ, અનાભોગમાતૃસ્થાનાદેર્વિપર્યયસ્યાપિ દર્શનાદ્' ઇતિ ।

**અર્થ:**—"એ કાંઈ નિશ્ચિત નથી કે ચૈત્યવન્દનથી શુભ જ અધ્યવસાય થાય; કેમકે એવું ય દેખાય છે કે અનાભોગ (અનુપયોગ), માતૃસ્થાન (માયા) વગેરેથી ચૈત્યવંદન કરવા છતા અશુભ ભાવ પણ થાય છે. (તો ચૈત્યવન્દનની નિશ્ચિત સફલતા કયા રહી ?)

**વિવેચન:** ચૈત્યવન્દનથી શુભ અધ્યવસાય પ્રગટે છે એના તમે ગુણ તો ગાયા! પણ એ કયા નિયમ છે કે ચૈત્યવન્દનથી શુભ જ ભાવ પ્રગટે ? જુઓને, ચૈત્યવન્દન તો કરાતું હોય, પણ ચિત્ત જો મોહમૂઢ હોય તો ચૈત્યવન્દનમા ચિત્તનો પ્રગટ ઉપયોગ જ નથી, અર્થાત્ ચિત્ત એમાં પરોવાયેલું રહેતું નથી સાવધાન રહેતું નથી. પછી એવુ કરેલુ ચૈત્યવન્દન મોક્ષ પર્યંતનું ફળ કયાંથી આપશે ? શાસ્ત્ર કહે છે કે 'ઉપયોગે ધર્મ, ક્રિયાએ કર્મ અને પરિણામે બંધ.'

**(૧) ઉપયોગે ધર્મ:** કોઇપણ ધર્મક્રિયા કરો, પરન્તુ એમા જેટલો ચિત્તોપયોગ રહે, દત્તચિત્તતા રહે તેટલો જ ધર્મ સિદ્ધ થાય ધર્મ આત્માની જાગૃતિ ઉપર નિર્ભર છે; કેમકે જગતમાં ધર્મ જ એક એવી વસ્તુ છે કે જે આત્મા પર ઉપકારક છે. પરમાત્મા, ગુરુ, શાસ્ત્રો, ધર્મસ્થાનો અને ધર્માનુષ્ઠાનો (ધર્મક્રિયાઓ) ઉપકારક ગણાય છે તે આત્મામા ધર્મ પ્રગટાવવા દ્વારા જ ઉપકારક છે. એટલે મુખ્ય તો આત્મોપકાર કરનારો ધર્મ જ છે. ઉપકાર થયો ત્યારે ગણાય કે જયારે આત્મામાથી મોહનિદ્રા ઉડી ધર્મજાગૃતિ આવે, આત્મા અનાદિકાળની જડદષ્ટિની કુટેવ મૂકી આત્મોપયોગી સાધન પર દૃષ્ટિ ઠેરવે. એ ઠેરવ્યા વિના એકલી ક્રિયા આત્મામા શુ પરિવર્તન સાધી શકે ? શો ધર્મ સિદ્ધ કરી આપે ? ધર્મ તો જ સધે, જો ચિત્તોપયોગ રહે! માટે જ કહેવાય છે કે 'ઉપયોગે ધર્મ.'

**(૨) ક્રિયાએ ધર્મ.**- એટલે જેવી ક્રિયા તેવાં કર્મી બનાય. ક્રિયા જો શુભ, તો સત્કર્મી ગણાય, અને ક્રિયા જો અશુભ તો અસત્કર્મી ગણાય. લોક કાઇ અંદરનો ભાવ જોવા નથી જતું, એ તો બહારની ક્રિયા જુએ છે. બહારની ક્રિયા સારી સારી દેખે તો કહે છે 'આ સત્કર્મી છે.'

પ્ર૦. લોકના પ્રમાણપત્ર (સર્ટિફિકેટ)થી શુ વિશેષ ?

ઉ૦: સાધકને માટે લોકપ્રિયતા ગુણ જરૂરી છે, અને લોક-વિરુદ્ધનો ત્યાગ કરવો પણ તેટલો જરૂરી છે. આ માટે સારી ધર્મક્રિયાઓ આરાધી સત્કર્મી બન્યા વિના કેમ ચાલે ? અંદરનો ભાવ સારો

હોય, છતા બહારની ક્રિયા જો અજુગતી હોય તો લોકવિરુદ્ધનો ત્યાગ અને લોકપ્રિયતા ગુણ સિદ્ધ ન થઈ શકે. તાત્પર્ય એ છે કે ક્રિયા સારી તો સત્કર્મી, ને ક્રિયા ખરાબ તો અસત્કર્મી. માટે કહ્યુ 'ક્રિય એ કર્મ.'

(૩) પરિણામે બંધઃ—એટલે કે આત્માના જેવા શુભ કે અશુભ પરિણામ અર્થાત્ અધ્યવસાય હોય તેવા એ શુભ કે અશુભ કર્મ ઉપાર્જે છે. ઉપદેશમાળામા કહ્યુ છે,

'जं जं समयं जीवो आविसइ जेण जेण भावेण । सो तंमि तंमि समये सुहासुहं बंधए कम्मं ॥

'જે જે સમયમાં જીવ જેવા જેવા ભાવથી પ્રવેશે છે, તે તે સમયે જ જીવ તદનુસાર શુભ કે અશુભ કર્મ બાંધે છે.' એકાદિ વેળા ક્રિયા ખાવાની ચાલુ છતાં મનના ભાવ એવા થાય કે 'અરે! અણાહારી સ્વભાવવાળા મારા આત્માને આ કાયાની ગુલામીના યોગે આ ખાનપાનની વેઠ કેવી વળગી છે. !' અથવા, 'અહો! આજે સુપાત્ર-દાનનો લાભ મળવાથી આત્મા ધન્ય બન્યો! નહિતર દાન વિનાનું આ એકલું સ્વાર્થભોજન તો રાક્ષસી ભોજન થાત!.' વગેરે. તો આ વિચારણા (ભાવ) શુભ હોવાથી શુભ કર્મનો લાભ આપે છે! એવું જ શુભ ક્રિયામા જો કદાચ પરિણામ બગાડ્યા, અશુભ ભાવ સેવ્યા, તો ફળમા અશુભ કર્મનાં બન્ધન મળવાના. પણ એમ નહિ કહેતા કે,

પ્ર૦:—તો પછી શુભક્રિયાની શી જરૂર? ભાવ શુભ રાખીએ તો ચાલે ને?

ઉ૦: ના, શુભ ક્રિયાની બહુ જરૂર છે. કેમકે બાહ્ય શુભ ક્રિયાની આતર ભાવ પર અસર પડે છે. શુભ ભાવ શુભ ક્રિયાથી જાગે છે. અશુભ ક્રિયાઓ–પાપક્રિયાઓ તો અશુભ ભાવને પોષે છે.

આપણી વાત અહી 'ઉપયોગે ધર્મ'ની છે. વાદી કહે છે કે 'ચૈત્યવન્દન જો ઉપયોગથી અર્થાત્ એકાગ્રચિત્તે ન કર્યું તો તેથી શુભ ભાવ નહિ જાગે; અશુભ ભાવ દિલમા રમતા રહેશે. એવુ જ, ચૈત્યવન્દન જો માતૃસ્થાનથી એટલે કે માયાથી સેવાશે તો પણ ભલે ચિત્તનો ઉપયોગ ચૈત્યવન્દનમા હોય, તોય મનના પરિણામ માયાના હોવાથી અશુભ છે, અને તેથી તો 'પરિણામે બંધ'ના નિયમ મુજબ અશુભ કર્મ બધાશે. એટલે ઉલટું નુકસાન ઉભું થયું! પછી ચૈત્યવન્દન સફળ જ હોવાનું નિશ્ચિત ધોરણ ક્યાં રહ્યું? આમ વાદી કહે છે. પ્રશ્ન થશે કે,

પ્ર૦ ચૈત્યવન્દન કરવામા માયા શી રીતે હોય?

ઉ૦ દેખાવમા એ વીતરાગની સ્તુતિ–પ્રાર્થના અર્થે કરાતુ દેખાય, પણ મનમા ચૈત્યવન્દનથી રાગ-વર્ધક દુન્યવી પદાર્થો મેળવવાની કામના સેવે તો માયા રાખી ગણાય. એમ ચૈત્યવન્દન ધર્મ–આરાધકના દેખાવથી કરે અને મનમા લોક–વાહવાહની લાલસા સેવે તો માયા કરી ગણાય આવી માયામા ચૈત્ય-વન્દન સફળ જ થવાનું કયાથી કહેવાય?

શાસ્ત્રે માયાને માતૃસ્થાન એટલે કે માતાનું પદ કહ્યું! માતા શું કરે છે? પુત્રને જન્મ આપે છે, અને એના દોષોને ઢાંકે છે. બાપ કે બીજું કોઇ જો પોતાના પુત્રને ધમકાવે તો માતા પુત્રનો બચાવ કરે છે. પુત્રના દોષ, પુત્રના ગૂના બીજાથી છૂપાવે છે. તેવી રીતે માયા પણ જીવને સાસારિક જન્મ આપે છે, અને આત્માના દોષોને છૂપાવે છે. 'માતૃસ્થાન વગેરે' કહ્યું તેમા 'વગેરે' શબ્દથી ચલચિત્તતાદિ સમજવાના છે. ચૈત્યવન્દન કરતી વખતે ચિત્ત જો ચંચળ હોય, આહદ્દ દોહદ્દ વિચારમા ઘુમતું હોય, સ્થાન–ઉર્ણ–અર્થ–આલંબન,–એ ચાર યોગનું ઠેકાણું ન હોય તો ય ચૈત્યવન્દન નિષ્ફળ જાય છે. કોઈપણ સૂત્ર–ક્રિયા કરવી હોય તો આ ચાર યોગ અવશ્ય જાળવવા જોઇએ.

**સ્થાનાદિ ચાર યોગઃ (૧) સ્થાન** યોગ એટલે પદ્માસન, વીરાસન, વગેરે આસન, તથા યોગ–મુદ્રાદિ મુદ્રા દા. ત. ચૈત્યવન્દન જમણો ઢીચણ જમીનને અડે અને ડાબો ઢીચણ સહેજ ઊંચો રહે

એવા આસને બેસીને યોગમુદ્રા વગેરે મુદ્રાઓ સાચવીને કરવું જોઇએ. 'યોગમુદ્રા' એટલે હાથની બે કોણી પેટ પર રાખી, મુખ આગળ હાથની અંજલિ જોડવી તે. 'નમુત્થુણં' વગેરે સૂત્ર બોલતી વખતે આ મુદ્રા જોઇએ. ત્યારે 'જાવંતિ ચેઇઆઇં,' જાવંત કેવિ સાહુ' અને 'જય વીયરાય' સૂત્ર વખતે 'મુક્તાશુક્તિ મુદ્રા' જોઇએ, અર્થાત્ બે હાથ અંજલિને બદલે મોતીની છીપના આકારે જોડવાના, હાથના ટેરવાં સામ સામે અડે, અને હાથ લલાટે અડાડાય. ત્યારે કાયોત્સર્ગ 'જિનમુદ્રા'એ કરવાનો છે. જિનમુદ્રા એટલે ઉભા રહી પગની વચ્ચે આગળ ૪ આગળનું અંતર અને પાછળ સહેજ ઓછું અંતર રાખવાનું, હાથ તદ્દન લટકતા મુકવાના, દૃષ્ટિ નાસિકાના અગ્ર ભાગે સ્થાપવાની. કાયાથી તદ્દન સ્થિર રહેવાય, વાણીથી મૌન, અને મનથી એક નિયત ધ્યાનમા રહેવાય તેનું નામ કાયોત્સર્ગ છે. (૨) ઉર્ણયોગ એટલે સૂત્રના દરેકે દરેક વર્ણનું બરાબર શુદ્ધ ઉચ્ચારણ કરાય તે. (૩) અર્થયોગ એટલે સૂત્રના અભિધેય પદાર્થ ઉપર બરાબર ધ્યાન રખાય તે. (૪) આલંબન યોગ એટલે દૃષ્ટિને જિનબિંબ કે સ્થાપનાચાર્ય આદિને અવલંબને રાખવી તે. આ ચાર યોગ જો બરાબર ન જાળવે, ચિત્ત ઘડીકમા આ ચાર ઉપર, તો ઘડીકમાં બીજે જાય; દૃષ્ટિ હમણા જિનપ્રતિમા પર હોય, પછી વળી બીજે ડાફોળિયા મારે, કાયા ક્ષણભર યોગ્ય આસન-મુદ્રાએ, તો ક્ષણ પછી ઊંચી-નીચી કરે, તો એ રીતે ચિત્તચંચળતા વગેરેથી કરેલા ચૈત્યવન્દનથી લાભ નથી મળતો, પણ વિપરીનતા થાય છે. ચિત્તચાચલ્યથી શુભ ભાવને બદલે અશુભ ભાવ જાગે છે. જીવ આસનમુદ્રાદિનો ભંગ કરીને બેદરકારી, અવગણના, આશાતના વગેરે વિરાધના કરી પાપ ઉપાર્જે છે; કોઈ સમજાવવા આવે તો ઉપરથી બચાવ કરી કષાય પોષે છે, વધુ પાપ બાંધે છે! આવી વિપરીતતા હોય ત્યા પછી ચૈત્યવન્દન સફળ જ છે એ નિયમ કયા રહ્યો? અર્થાત્ ચૈત્યવન્દન સફળ હોવાનો નિયમ નથી, એકાન્ત નથી, અનેકાન્ત છે.

(લ૦) અત્રોચ્યતે, 'સમ્યક્કરણે વિપર્યયાભાવાત્; તત્સમ્પાદનાર્થમેવ ચ નો વ્યાખ્યારમ્ભપ્રયાસ ઇતિ । ન હ્યવિદિતતદર્થાઃ પ્રાયસ્તત્કરણે પ્રભવિષ્ણવ ઇતિ ।'

આચાર્યનો ઉત્તર.

અર્થ. ચૈત્યવન્દનની સફળતા સંબધી અનેકાન્ત (અનિયમ) હોવાના વાદીના આક્ષેપ ઉપર હવે ઉત્તર કરવામાં આવે છે કે અનેકાન્ત નથી કેમકે ચૈત્યવન્દન સમ્યગ્ રીતે કરવામા આવે તો વિપર્યય અર્થાત્ નિષ્ફળતા નથી થતી; અને આ સમ્યક્કરણ સંપાદિત કરવા માટે જ એની વ્યાખ્યા કરવાનો અમારો પ્રયાસ છે. કારણ કે ચૈત્યવન્દનના અર્થ ન જાણનારા એને સમ્યગ્ રીતે કરવા માટે પ્રાયઃ સમર્થ નથી બનતા.

વિવેચન: વાદીએ આક્ષેપ કર્યો કે અનુપયોગ, માયા, આશંસા વગેરેથી કરેલ ચૈત્યવન્દનથી ઉલટું અશુભ ભાવરૂપી વિપરીત પરિણામ આવે છે. માટે ચૈત્યવન્દનથી લાભ જ થાય એવો એકાન્ત નથી, અનેકાન્ત છે. આના ઉત્તરમા ગ્રન્થકાર કહે છે 'અનેકાન્ત નથી, અનિયમ નથી કિન્તુ એકાન્ત છે. કેમકે જો ચૈત્યવન્દન સમ્યગ્ રીતે કરાય તો વિપરીત પરિણામ અર્થાત્ અશુભ ભાવ નથી જ થતા, શુભ ભાવ થાય જ છે, એવો નિયમ છે. શું વ્યવહાર કે શું શાસ્ત્ર, જે કોઇ ક્રિયાનું જે ફળ, કે જે કોઈ લાભ કહે, ત્યાં એ સમજી જ રાખવાનું કે તે ક્રિયા સમ્યગ્ રીતે કરાય તો જ એ ફળ, એ લાભ મળે છે. દા. ત. કોઇએ કહ્યુ, 'સીડી ઉતરીને નીચે જવાશે.' એ કથનમાં અંતર્ગત આવી જ જાય છે કે 'સીડી સરખી રીતે ઉતરે તો નીચે જવાશે' ગમે તેમ ઉતરતા તો પડે નીચે! એમ ચૈત્યવન્દન સારી રીતે કરે તો શુભ અધ્યવસાયરૂપી ફળ અવશ્ય મળે.

પ્ર૦. તો પછી ચૈત્યવંદન સારી રીતે કરવા દો, પરંતુ એના પર તમારી વ્યાખ્યા શું? અકિંચિત્કર નથી? અર્થાત્ નિષ્ફળ નથી?

ઉ० ચૈત્યવન્દન સારી રીતે કરાવવા માટે જ અમારો આ વ્યાખ્યા રચવાનો પ્રયાસ છે. વ્યાખ્યાથી ચૈત્યવન્દન સૂત્રના અર્થ ભાવાર્થ અને ચૈત્યવન્દન ક્રિયાની વિધિ વગેરેનું જ્ઞાન થાય છે. તેથી ચૈત્યવન્દન અનુષ્ઠાન સમ્યગ્ રીતે થઇ શકે છે. એ જ્ઞાન વિના પ્રાયઃ તેને સમ્યગ્ રીતે કરવા જીવો સમર્થ નથી થતા. અહીં 'પ્રાય.' એટલા માટે કહ્યું કે કોઇ જીવ પૂર્વ ભવે ઉચ્ચ સાધના કરીને આવ્યો હોય તો એને એના સંસ્કાર અને શ્રદ્ધાના બળે, અહીં અર્થ જાણ્યા વિના પણ ચૈત્યવન્દનથી શુભ અધ્યવસાય પ્રગટી જવાનું સંભવે. પણ શિરસ્તો એ છે કે સૂત્રના અર્થનું જ્ઞાન મેળવવું જોઈએ, તેથી ક્રિયા સારી રીતે થાય, અને તેનું સુંદર ફળ નીપજે.

(લ०) આહ 'લબ્ધ્યાદિનિમિત્તં માતૃસ્થાનતઃ સમ્યક્કરણેપિ શુભભાવાનુપપત્તિરિતિ ।' તસ્ય સમ્યક્કરણત્વાઽસિદ્ધેઃ ।

**અર્થ:** વાદી પ્રશ્ન કરે છે કે 'લબ્ધિ વગેરે માટે કપટથી ચૈત્યવંદન સમ્યગ્ રીતે કરે તો પણ શુભ ભાવ નથી થતા તેનું કેમ?' ઉત્તર એ છે કે 'એમ નહિ કહેવું, કેમકે એ રીતે કરાતું ચૈત્યવન્દન સમ્યગ્ રીતે કરાયું જ નથી.'

**વિવેચન:**

પ્ર०–એમ તો ચૈત્યવન્દન સારી રીતે કરનારા હોય છે, પરન્તુ એ અણિમા લઘિમા વગેરે ઐશ્વર્યની પ્રાપ્તિ અર્થ કરે, યા તેવા કોઇ કપટ ભાવથી કરે, તો ચૈત્યવન્દન સારી રીતે કરવા છતા ફળ રૂપે શુભ અધ્યવસાય કેમ નથી થતા? તેમ ચૈત્યવન્દન સારી રીતે કરવાથી ફળ મળે જ એવો એકાન્ત ક્યા રહ્યો? અનેકાન્ત થયો!

ઉ०:—ના, અનેકાન્ત નથી, સમ્યક્-કરણથી શુભ ભાવ ન જન્મે એવું છે જ નહિ. વાત એટલી છે કે સમ્યક્કરણનો એટલો જ અર્થ નથી કે, અમુક સૂત્ર પછી અમુક સૂત્ર બોલવું, ઉચ્ચારણ શુદ્ધ કરવું ને બીજી કાયોત્સર્ગાદિ ક્રિયા બરાબર કરવી. એ માટે તો એના ઉપરાત કપટભાવનો ત્યાગ, આશંસાત્યાગ, ઈત્યાદિ જરૂરી છે. તેથી લબ્ધિ ઐશ્વર્યાદિની પ્રાપ્તિ અર્થે અગર કપટભાવથી કરાતું ચૈત્યવન્દન, એ તમે માનો છો તેમ, સારી રીતે કરાયુ જ નથી. ખોટા આશય કે મલિન ભાવથી કરાતાને સમ્યક્કરણ કોણ કહે?

# સમ્યક્કરણનાં પાંચ અંગ

(લ૦) તથાહિ પ્રાયોઽધિકૃતસૂત્રોક્તેનૈવ વિધિનોપયુક્તસ્યાશંસાદોષરહિતસ્ય સમ્યગ્દૃષ્ટેર્ભક્તિમત એવ સમ્યકરણં, નાન્યસ્ય, અનધિકારિત્વાત્, અનધિકારિણઃ સર્વત્રૈવ કૃત્યે સમ્યક્કરણાભાવાત્ ।

અર્થ: લબ્ધિ આદિના નિમિત્તે કરાતું ચૈત્યવન્દન સમ્યક્કરણ નથી; પરંતુ પ્રાયઃ તે તે પ્રસંગના સૂત્રે કહેલી વિધિને અનુરૂપ ઉપયોગવાળા, આશંસા દોષથી મુક્ત, સમ્યદૃષ્ટિ અને ભક્તિમાન આત્માનુ જ અનુષ્ઠાન સમ્યક્કરણ છે, અન્યનું નહિ, કેમકે એ અનધિકારી છે અને અનધિકારીને તો સર્વ કાર્યોમા સમ્યક્કરણ હોતું નથી.

વિવેચન:

પ્ર૦ —તમે એક વાર કહો છો કે 'જે સૂત્રના અર્થ જાણે તે ક્રિયા સમ્યગ્-રીતે કરી શકે' હવે કહો છો કે 'ખોટા આશય વિના કરે તેનુ સમ્યક્કરણ થાય,' તો પછી સમ્યક્કરણના અધિકારીનું કોઇ ચોક્કસ સ્વરૂપ છે?

ઉ૦ : હા, નીચે કહેલા પાચ વિશેષણોવાળો જ આત્મા સમ્ક્કરણનો અધિકારી બને શકે છે.

(૧) પ્રાય. સૂત્રે કહેલ વિધિ મુજબ ક્રિયા કરે,

(૨) ચિત્તનો ઉપયોગ રાખીને ક્રિયા કરે,

(૩) આશંસાદિ દોષ ન રાખે,

(૪) સમ્યગ્દષ્ટિ હોય, અને

(૫) ભક્તિમાન હોય.

તાત્પર્ય એ આવ્યુ કે સમ્યક્કરણ માટે આ પાચ વસ્તુ જરૂરી છે: વિધિ, ઉપયોગ, આશંસભાવ, સમ્યગ્દર્શન અને ભક્તિ.

(૧) **સૂત્રોક્તિ વિધિ** · ક્રિયા સમ્યગ્ રીતે કરવા માટે પ્રાયઃ સૂત્રે કહેલી વિધિ મુજબ તે થવી જોઇએ. તો પ્રશ્ન થાય કે ચૈત્યવન્દનના પ્રસંગમા તો ચૈત્યવન્દન–સૂત્રમાં વિધિ જ કયા કહી છે? એનો ઉત્તર એ છે કે ચૈત્યવન્દનની વ્યાખ્યાએ જે વિધિ કહી એ સૂત્રે જ કહ્યા બરાબર છે, કેમકે વ્યાખ્યા એ સૂત્રના ગર્ભિત અર્થનો જ વિસ્તાર છે, સૂત્ર જે કહે છે તે જ વ્યાખ્યા કહે છે, માટે વ્યાખ્યાએ કહેલી વિધિ સૂત્રકથિત વિધિ કહેવાય.

પ્ર૦ : ચૈત્યવન્દનથી પ્રભુની ભાવ–ભક્તિ કરવી છે, એમાં વિધિની એટલી બધી શી જરૂર છે?

ઉ૦ : વિધિ તો સર્વત્ર જરૂરી છે. વ્યવહારમા પણ જો કોઈ કાર્ય વિધિસર નથી થતું તો એ સમ્યક્કરણરૂપ નથી બનતું અને લાભદાયી નથી નીવડતું. દા. ત. દાળ બનાવવી હોય તો પહેલા દાળ સીજવવી પડે છે પછી મસાલો નાખવાની વિધિ હોય છે. એના બદલે જો રાધનારી પહેલેથી બધું ચૂલે ચઢાવી દે તો? વેપાર પણ વિધિસર કરવો પડે છે; વિધસર માલની ગોઠવણી, વિધિસર ચોપડા, વિધિસર ગ્રાહક સાથે સોદો, વગેરે બધું વિધિપૂર્વક કરે તો લાભ થાય છે. મોટી મોટી કંપનીઓમા યંત્રો વગેરે વિધિસર ચાલે છે, તો ધરખમ ઉત્પાદન કરી શકે છે! મકાન પણ વિધિસર બંધાય છે,

પહેલા નાખે પાયો, પછી ખોખું, પછી બારી–બારણા, પછી દિવાલો, કબાટ, ગોખલા ..એમ વિધિ-પૂર્વકના પ્રયત્નથી મકાનનું સર્જન થાય છે. મંત્રસાધના પણ વિધિસર કરાય તો ફળે છે. રાજા વગેરેની પ્રીતિ સંપાદન કરી કામ કાઢી લેવા માટે પણ વિધિસર પ્રવૃત્તિ કરવી પડે છે.

મૂળદેવના ચરિત્રનો એક પ્રસંગ છે. મૂળદેવ પર પ્રેમ રાખનારી વેશ્યા પાસે બીજો પણ એક શ્રીમન્ત મનુષ્ય આવતો હતો. અક્કા પેલા શ્રીમન્તને વળગવા અને મૂળદેવને છોડી દેવા વારંવાર કહેતી, ત્યારે એક વાર વેશ્યાએ અક્કાને બન્નેના પ્રેમની પરીક્ષા કરી બતાવી. બન્ને પ્રેમીઓ પાસે શેરડી મંગાવી. શ્રીમન્તે શેરડીનો મોટો ભારો વેશ્યાને ત્યા મોકલ્યો! વેશ્યાએ અક્કાને કહ્યુ: 'શુ હુ ભેંસબેસ છુ તે આ ભારો ચાવુ?' મૂળદેવે શેરડી છોલી, ગન્ડેરી–ટુકડા બનાવ્યા, ઉપર એલચી ભભરાવીને એક રકાબીમા ગોઠવ્યા. ઉપર સારો રૂમાલ ઢાકી રકાબી વેશ્યાને ત્યાં મોકલી. વેશ્યાએ આ વિધિ પરથી બન્નેના પ્રેમ અને ગરજમા કેટલું અતર છે તે અક્કાને બતાવ્યું! આમ જો દુન્યવી વાતો માટે વિધિ જરૂરી છે, તો લોકોત્તર લાભમા આત્માના શુભ અધ્યવસાય પામવા માટે ચૈત્યવન્દનાદિ સમી લોકોત્તર ક્રિયાની પ્રવૃત્તિમા વિધિની આવશ્યકતાનું પૂછવું જ શુ? ચૈત્યવન્દનની વિધિની જાળવણી પરથી ચૈત્યવંદન અને વીતરાગ પ્રભુ પ્રત્યે કેટલો પ્રેમ અને કેટલી ગરજ છે તે જણાઈ આવે છે

વિધિનો ખપ કરવાની ખૂબ જ આવશ્યકતા છે, માટે જ 'વિંશતિ વિંશિકા'–(વીસ વીસી) ગ્રંથમા વિધિ પર ખાસ ભાર મૂકયો છે. એમા અનાદિ સિદ્ધ લૌકિક ધર્મથી માંડી લોકોત્તર ધર્મબીજ અંકુર. યાવત્ સમ્યક્ત્વ ફળ, અને આગળ વધતા દેશવિરતિ શ્રાવક–ધર્મથી માડી સર્વવિરતિ સાધુધર્મ યાવત્ કેવળજ્ઞાન તથા મોક્ષ સુધીની પ્રાપ્તિના વીસ અધિકાર બતાવ્યા છે. એ અધિકારોનું જે આત્મા પરિશીલન કરે તે આત્મા સૂત્રોના અભ્યાસને માટે યોગ્ય બની શકે એમ પ્રારંભમા જ કહ્યું છે! એ જ શાસ્ત્રમા સત્તરમી યોગવીસીમા વિધિ પર ખૂબ ભાર મૂકયો છે ત્યા પ્રશ્ન કર્યો છે, કે

પ્ર૦: તમે વિધિ વિધિ શું કરો છો? અવિધિથી પણ થતુ રહેશે તો શાસન ટકશે. બહુ વિધિ જોવા જશો તો વિધિના ખપી ઓછા નીકળવાના, અને એમ કરતા શાસનનો ઉચ્છેદ થઈ જશે!

ઉ૦. આનો ઉત્તર કરતાં કહ્યુ છે કે, શાસન એટલે તમે શુ સમજો છો? શાસન એટલે તો શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનું પાલન એ પાલન ભલે એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક, ને એક શ્રાવિકા પણ કરતા હોય, તો શાસન હયાત ગણાય. ત્યારે એના બદલે મોટા ટોળામા પણ જો આજ્ઞાપાલન ન હોય તો શાસન વિચ્છેદ પામ્યુ ગણાય શાસન કાંઈ માત્ર વેશ, ઉપકરણ કે યથેચ્છ ક્રિયામા નથી. શાસન તો આજ્ઞાનુસારિતામા છે. તો વિધિ પણ આજ્ઞામા વિહિત છે. એનો જો ખપ ન રાખે તો આજ્ઞાપાલન કયા રહ્યું? ને જો આજ્ઞાપાલન નહિ તો શાસન કેવુ? નવમા તીર્થંકર શ્રી સુવિધિનાથ ભગવાને શાસન સ્થાપ્યુ. પણ કાળ જતા 'અવિધિ ચાલે' એમ મનાયુ અને સાધુમાર્ગ–શ્રાવક-માર્ગની વિધિઓ લોપાઈ તો વેશધારી અને ક્રિયાકારક હોવા છતા શાસન લોપ પામ્યું; અને મિથ્યાશાસન ચાલી પડયું. ક્રમશ. સાધુ પતિત થઈ ઘરબારી, વિષય–ચકચૂર અને આરંભપરિગ્રહી બની ગયા અને માહણગુરુ તરીકે લોકપૂજા લેવા લાગ્યા. શાથી આમ? વિધિના લોપથી.

એવુ બને કે એકાદ વેળા વિધિ બરાબર અર્થાત્ સોએ સો ટકા સાચવવાનો સંયોગ નથી. દા ત. પૂજા મધ્યાહ્ન કાળે કરવાનું શકય નથી,–છતા ત્યા જો શકય હોય એટલી વિધિ તો અવશ્ય પકડી રાખીને વિધિને મુખ્ય કરે, કાળની વિધિ ન સાચવી શકવા બદલ માને કે 'અશકય હોવાથી એ સવારે કરવી પડે છે છતા જિનોક્ત વિધિ તો મધ્યાહ્ન કાળની અને તે સાચવવી જ જોઈએ; ખરો લાભ એનાથી જ મળે,' તો એણે વિધિનો ખપ રાખ્યો ગણાય; વિધિને પ્રધાન કર્યો ગણાય.

પ્ર૦ : શું વિધિમા કાળ પણ આવે ?

ઉ૦ : હા, કાળનો અને ક્ષેત્રનો પણ મહિમા છે. કેટલાક મંત્ર કાળી ચૌદશની રાત્રે મસાણુમાં સાધવાથી જ ફળે છે. ખેડેલા ક્ષેત્રમાં કાળે વાવેલું બીજ પાક આપે છે. ઋતુસ્નાનના કાળે ગર્ભનું આધાન થાય છે. દવા લેવાની વિધિમાં કાળ સાચવવો પડે છે. એમ કાળના હિસાબે, સંધ્યાકાળે પૂજાપ્રતિક્રમણાદિનું મહત્ત્વ છે. તાત્પર્ય એ છે કે સમ્યક્‌કરણ માટે ક્રિયાને વિધિ-અનુસાર આચરવી જોઇએ.

(૨) ઉપયોગ. ક્રિયા સમ્યક્ કરવી હોય, અર્થાત્ સારી રીતે કરવી હોય તો ક્રિયામાં ચિત્તનો ઉપયોગ પણ જોઈએ ઉપયોગ એટલે સાવધાની, જાગ્રતિ, સચોટ ખ્યાલ. ક્રિયા કરતી વખતે બીજા ત્રીજા વિચારમા ચિત્ત ચઢી ન જાય કે શૂન્ય ન બની જાય, પરન્તુ ચિત્ત ક્રિયામાં, સૂત્રમા, અર્થમાં અને આલંબન (મૂર્તિ વગેરે)મા બરાબર પરોવાયેલું રહે, તો જ આત્મામાં શુભ ભાવોલ્લાસ ઝળકતા રહી શકે. એ ધ્યાનમાં રહે કે સર્વ સાધનાઓના ફળરૂપે આત્મામા જે શુભ અધ્યવસાય ન જાગ્યા હોય તો જગાડવાના છે; ને જાગેલા હોય તો તેમને વૃદ્ધિગત અર્થાત્ ઉચ્ચ-ઉચ્ચતર, ઉચ્ચતમ બનાવવાના છે. આ શુભ અધ્યવસાયરૂપ ફળ જન્મે, તો જ એ ફળ એવા કર્મક્ષયને કરી આપવા સમર્થ બને.

હવે કહો જો, આ શુભ ભાવરૂપી ફળ મનના ઉપયોગ વગર પ્રાપ્ત થાય ? ક્રિયા વખતે જો ક્રિયાને છોડી ચિત્ત બીજે હોય તો શુભ અધ્યવસાય નહિ જાગે; ઉલટું દુન્યવી બાબતોમાં મન જવાથી અશુભ અધ્યવસાય જાગશે; અને આમ આત્મામાં વારંવાર અશુભ અધ્યવસાય થયા કરે તો કરેલી ક્રિયા નિષ્ફળ જ જાયને ? શુભ ફળ ન જ આવે ! પરન્તુ એ નિષ્ફળતા અનુપયોગને આભારી છે, પણ નહિ કે ક્રિયાને લીધે. ક્રિયા સાથે ઉપયોગ હોય, તો તો એ ક્રિયા સમ્યક્ કરણ બનીને ફળને પેદા કરે જ છે.

પ્ર૦ ભલે ક્રિયા વખતે દુન્યવી વિચાર ન કરે, પણ પ્રભુદર્શનની ક્રિયા વખતે પૂજાનો વિચાર, ને પૂજાની ક્રિયા વખતે વ્યાખ્યાન-શ્રવણનો વિચાર કરે, તો એ સારા વિચાર એટલે કે શુભ અધ્યવસાય છે ને ? આમા પ્રસ્તુત ક્રિયામાં જ ઉપયોગ રાખવાની કયા જરૂર પડી ?

ઉ૦ પહેલી વાત તો એ કે આ રીતે ક્રિયા કરવાની કુટેવ વ્યવહારમા ય ચાલુ છે ! માણુસ સવારમાં ઉઠયો, ત્યા નથી ને કદાચ પ્રભુનું નામ મોઢેથી લેશે, પણ મનથી વિચારશે કે 'નહાવું છે !' પછી નહાવા બેસશે, પરંતુ ત્યારે વિચાર નાસ્તાનો કરશે ! અને નાસ્તો કરતી વખતે વિચાર બજારનો કરશે ! બજારમા હશે ત્યારે વળી બીજા જ વિચારોમા ભાઈસાહેબ ફરતા હશે ! બસ, આ કુટેવ ધર્મક્રિયામા ય નડે છે ! એક ક્રિયામાં બીજી ક્રિયાના વિચાર ! પ્રભુના દર્શન કરતી વખતે પૂજાનો વિચાર ! ને પૂજા કરતી વખતે ચૈત્યવન્દન અંગેનો વિચાર ! ત્યારે ચૈત્યવન્દન કરતી વખતે વ્યાખ્યાન-શ્રવણનો વિચાર ! આ ટેવ સારી નથી; ઉપરથી નુકશાનકારી છે. કોઈ વેપારી રસ્તે જતા કોઈ સારા માણુસને બોલાવી સજ્જનતાથી વાત માંડે, પણ અધવચ્ચે વાત પડતી મૂકી બીજાને બોલાવે, અને એની સાથે સજ્જનતાથી જ વાત માંડે ! એની ય વાત અધવચ્ચે પડતી મૂકી, વળી કોઇ ત્રીજા જ સાથે વાત માંડે ! અહીં વિચારજો કે વાત સારી હોવા છતાં પૂર્વેના બે સજ્જનોને અપમાન લાગે કે નહિ ? હા, તો એમ જ પ્રસ્તુત ક્રિયામાંથી ચિત્ત ઉઠાવી બીજી ક્રિયાના વિચારમાં લઈ જવુ, એ પૂર્વની ક્રિયાનું અપમાન છે ઉપરાંત આ રીતે ક્રિયા કરવાથી 'ક્ષેપ' નામનો ક્રિયાદોષ લાગે છે. ક્ષેપદૂષણ ત્યા લાગે છે કે જયા ચિત્ત એકથી બીજામાં, ને બીજામાંથી ત્રીજામા જાય છે. જેમ ખેતરમાં બીજ નાખ્યુ, છોડ જરા ઉગ્યો ન ઉગ્યો કે ઉખેડીને બીજે રોપે, વળી ત્યાથી ઉખેડી ત્રીજે સ્થળે રોપે, ત્યાથી ઉખાડીને વળી ચોથે સ્થળે રોપે ! કહો જોઇએ, પરિણામે તે છોડ પર ફળ આવે ખરાં ? છોડ ખેતરમાં મૂળ સાથે છે, પણ ફળ ન આવે ! તેમ શુભ ક્રિયામા રહેલો આત્મા અન્ય-અન્ય શુભ વિચારમા પણ જો મન લઈ જાય, તો એ ક્રિયાનું તેવુ ફળ ન આવે. માટે જે ક્રિયા ચાલતી હોય તેમાં જ ચિત્ત પરોવવું જોઇએ.

ક્રિયાના બે પ્રયોજન છે :-(૧) અશુભ ભાવ અટકાવી શુભ ભાવ, શુભ અધ્યવસાય જગાડવો, અને

(૨) ચિત્તને શુભમા સ્થિર કરવુ, જેથી ક્રમશઃ વિકસતી ધ્યાનાવસ્થા ઠેઠ શુકલધ્યાન અને કેવળજ્ઞાન સુધી પહોંચે.

હવે જુઓ કે શુભ ક્રિયામા ઉપયોગનુ આલંબન લઈ ચિત્તમાંથી અશુભ વિચારો હટાવવામા આવે તો શુભ અધ્યવસાયમા ચિત્ત ઝીલી શકે; તેમજ પ્રસ્તુત ક્રિયાને છોડી બીજી સારી પણ ક્રિયાઓના વિચારમા ચિત્તને ન ફરવા દેવામા આવે, તો એક શુભ વિચારમા ચિત્ત તન્મય અને સ્થિર બની શકે; અને એમાંથી આગળ એકાગ્ર ધર્મધ્યાનમા વધી શકે.

એટલુ ધ્યાન રહે, કે અહીં શુભ ક્રિયારૂપી સારૂં આલંબન મળ્યુ છે, તો મનને શુભ વિચારમાં સ્થિર કરવાનો અવકાશ છે; એ શુભ ક્રિયાનું આલબન જયારે નહિ હોય, ત્યારે ચિત્તને શુભ વિચારમા સ્થિર કરવાનો અવકાશ કયાથી રહેશે ?

'**નમો અરિહંતાણં**' પદના જાપની ક્રિયા શરૂ કરો, કે ચિત્તને આલંબન મળ્યુ. જાપમાં ચિત્ત પરોવાય એટલે બહારમા જતુ ચિત્ત અટકે! સતત પ્રયત્નથી ચિત્તની સ્થિરતા કેળવી-અનુભવી શકાય છે! ક્રમશઃ ૧૦ વાર, ૨૦ વાર...એમ કેળવતા એવી ચિત્ત-સ્થિરતા સિદ્ધ થાય છે કે એક હજાર વાર "**નમો અરિહંતાણં**" પદ ગણુવા છતા ચિત્ત એમાથી ઉઠે જ નહિ! સહેજ પણુ બીજો વિચાર આવે નહિ, કે મગજ શૂન્ય થાય નહિ. મન એમ નક્કી કરે કે 'મારે 'નમો અરિહંતાણું'ના અક્ષરોમાના દરેક અક્ષરને છૂટો છૂટો વાંચવો છે,' એમ નક્કી કરીને એક ધારાએ ૧૦ વાર, ૨૦ વાર, ૫૦ વાર, જાપ થાય તો ચિત્ત સ્થિર બને છે. એ રીતે ૨૪ ભગવાનના નામાક્ષરો પર ચિત્ત લગાડી જાપ થઈ શકે. જાણે સામે પાટીઆ પર અક્ષર લખ્યા છે, ને એ આખ મીચીને આપણે વાંચવાના છે, એક વાર ચોવીસ ભગવાનનું સ્મરણ, બીજી વાર સ્મરણ, ત્રીજી વાર એમ જાપમા વધતા વધતા આગળ વધાય તો શુભ યોગની આરાધનાના લાભ સાથે ચિત્તની સ્થિરતા વધતી જાય. પણ તકેદારી બે રાખવાની

(૧) ચિત્ત બીજા વિચારમા જાય નહિ, ને

(૨) એક પણુ અક્ષર મન આગળથી વાચ્યા વિનાનો પસાર થાય નહિ

જે કાર્ય કરવું હોય તેનું પ્રણિધાન જોઈએ, તો જ કાર્ય સિદ્ધ થાય.

યોગની પાચ કક્ષા છે. પ્રણિધાનયોગ, પ્રવૃત્તિયોગ, વિઘ્નજય, સિદ્ધિ અને વિનિયોગ. પ્રણિધાન એટલે ક્રિયા કરતી વેળા કર્તવ્યના સતત ખ્યાલ સાથે ક્રિયામા બરાબર ચિત્ત એકાગ્ર-સ્થિર કરવું તે આ ઉદ્દેશના લક્ષ સાથે એકાગ્ર ઉપયોગના કેટલા બધા લાભ છે! અશુભ વિચારો અટકે છે, ચિત્ત શુભ વિચારોમા સ્થિર થતુ જાય છે, શુભ અધ્યવસાયો વધે છે, પાપક્ષય અને પુણ્યની વૃદ્ધિ ભરપૂર થાય છે! મનના આધારે તો શુભાશુભ કર્મના ઉપાર્જન થાય છે! મનના આધારે તો હૃદયની વૃત્તિઓ ઘડાય છે! મનના આધારે તો વાણી નીકળે છે! કહેવત છે ને, કે "હૈયે તેવુ હોઠે!" જેવી વિચારધારા તેવા ઉદ્‌ગાર! મનની વિચારણા મનુષ્યના વર્તાવ પર અસર કરે છે, આ બધુ જોતા શુભ ક્રિયામા મનનો ઉપયોગ બરાબર રખાય તો મહાન લાભ થાય

**(૩) આશસાત્યાગઃ**—ક્રિયા એ સમ્યક્કરણ બને, તે માટે ત્રીજા નબરમા આશસાનો ત્યાગ કરવો જોઈએ અર્થાત્ ક્રિયાના ફળરૂપે કોઇ પણુ પૌદ્‌ગલિક લાભની આશંસા-અપેક્ષા ન રાખવી જોઈએ. પૌદ્‌ગલિક આશંસા એટલે દુન્યવી વસ્તુની કામના. મનમા એમ ન થવુ જોઈએ કે, "આ ક્રિયા કરવાથી મને ધન મળો, કન્યા મળો. પુત્ર-પરિવાર થાઓ, રાજસભા કે ઠકુરાઈ મળો, કીર્તિ મળો, દેવતાઈ સુખ મળો," આ ઇચ્છાઓ ન થવી જોઈએ, તેમ એમ પણુ ન થવુ જોઈએ કે 'લોક મને સારો કહે!

લોકો મને ધર્માત્મા કહે, વિદ્વાન કહે, તપસ્વી કહે,' ધન આદિની આકાંક્ષાની જેમ માનાકાક્ષા પણ પૌદ્ગલિક કામના છે! આવી તુચ્છ આકાક્ષાઓની શી જરૂર છે? ધર્મક્રિયાથી સહજ રીતે જે ઉત્તમ આત્મશુદ્ધિ-આત્મપુષ્ટિના મહાલાભ મળે છે, તે આવી ભૌતિક કામનાથી હણાઈ જાય છે. શિરામણ સાટે પાકભર્યું ખેતર વેચવા જેવુ થાય છે! મનુષ્ય કામના ન સેવે તો ય ધર્મક્રિયા કોઇ જાતના ફળ આપે જ છે પરતુ જો કામનાયુક્ત ક્રિયા સાધી તો એ સાધના એટલું બધું હૃદયને અપવિત્ર કરે છે કે એથી અભિલષિત શુભ અધ્યવસાયનું ફળ તો અટકી જ જાય છે, પણ ઉલટું હૃદય અશુભ અધ્યવસાયમા તણાઈ જાય છે.

દુન્યવી સુખની કામનાથી ક્રિયા કલંકિત થઈ જાય છે. પછી એ ક્રિયાથી ખરેખરા શુભ અધ્યવસાય હૃદયમા જાગતા નથી શુભ અધ્યવસાય એટલે શુભભાવ, કે જેમાં પરમાત્માની કે ગુરુની ભક્તિનો ભાવ થાય, જેમા આત્માની સંવેગ-વૈરાગ્યાદિની શુદ્ધિના ભાવ થાય, ગુણોની શ્રેણિએ સારી ઉન્નતિનો ભાવ થાય, આરભ-પરિગ્રહ-હિંસાદિ પાપો તથા રાગ-દ્વેષાદિનાં અને કર્મનાં બંધનોમાંથી અનાદિબદ્ધ આત્માને મુક્ત કરવાનો ભાવ થાય આવા આવા શુભ ભાવ. જો ક્રિયાની પાછળ દુન્યવી લાભની કામના હોય તો, જાગતા નથી, અને તે જો શુભભાવો નહિ, તો પૌદ્ગલિક યાને દુન્યવી આશંસાની પાછળ અશુભ ભાવો જાગે છે, અર્થાત્ વિષયલાલસા, પરિગ્રહલાલસા, રાગ-દ્વેષ વગેરે વિકસવા-પોષવા તૈયાર જ હોય છે, અને એવા અશુભ ભાવોના ઉંડા પાયા નખાતા પરલોક જતા, ત્યા ધર્મક્રિયાનાં ફળ સ્વરૂપે દુન્યવી સુખ મળતાની સાથે જ એ અશુભ ભાવો ફાલેફૂલે છે; અને પરિણામે નરકાદિ દુર્ગતિની પરંપરા સર્જાય છે!

'મારા રાગદ્વેષાદિ તૂટે' એવો ભાવ જેને હોય, અથવા એ રાગાદિનો ક્ષય જેમણે સિદ્ધ કર્યો છે એમના પર જેને વિશુદ્ધ પ્રેમ હોય, એ શુ એટલું ન ઇચ્છે કે 'અરિહંત એટલે, ભાઇ! બધુ સારૂ આપનાર છે, એમને ભજું, તો બધુ સારૂ મલશે.' આટલુ પણ જો ન હોય તો તો કેવળ દુન્યવી સુખ-સગવડની લાલસામા તો હૈયું બગડે જ! પણ 'અરિહત એટલે, કર્મક્ષય કરી ચૂકેલા! અરિહંત એટલે વિષયોથી પરાઙ્મુખ! અરિહત એટલે કેવળ અનંતગુણોથી સપન્ન! લાવ એમને ભજું, મારાં કર્મ તૂટશે, આત્મકલ્યાણ થશે,' એવો શુભ ભાવ રાખવાથી હૃદય શુદ્ધ થતું આવે છે. આ અનુપમ ફળ છે. એ ફળને પેદા કરી શકવા શુભ ક્રિયા સમર્થ છે. પરતુ તે શુભક્રિયા જો દુન્યવી સુખ-સન્માનની આશંસાના અશુભ અધ્યવસાયથી મિશ્રિત થાય તો ઝેરના લાડુ જેવી બની જાય છે. એ પુણ્યના ટેસ આપે, પણ આત્માના ભાવ-પ્રાણ હણી નાખે તેવી અનેક પાપમય અને દુઃખમય દુર્ગતિના જન્મ-મરણ આપે છે!

ધર્મ તો હૃદયને શુદ્ધ કરનારો કરવો જોઇએ; એ આત્મશુદ્ધિની ઉપેક્ષા કરીને ક્ષણિક સુખો માટે અશુભ ભાવોની અશુદ્ધિ સેવી, એટલે તો પરિણામ ખતરનાક આવ્યા છે! તેથી તો આજે પળે પળે આત્મગુણોની, આત્મસમૃદ્ધિની કામના-ઝંખનાને બદલે વિનાશી અને પારકા એવા જડ ભાવોની આશસા હૃદયમા ઉઠે છે. એ આશંસાના એવા સંસ્કાર આત્મામા દઢ ને રૂઢ થઈ ગયા છે, કે પાછુ એ જ લતથી ભવાતરમા એ કુસસ્કારો નડયા કરે છે, પછી ત્યા કદાચ દેવગુરુના સંયોગ મળે તોય સારૂ કયાથી સૂઝે? વિરાગ, વિરતિભાવ વગેરેને પણ કયાથી આવવા દે? સમ્યક્ત્વ પણ કયાથી આવવા દે? એ તો મિથ્યાભાવ અને અર્થ-કામની મલિન પ્રવૃત્તિને પોષે! પૌદ્ગલિક આશંસાથી અનુબધ એટલે કે એક પાપના બધની પાછળ એના ઉદયે બીજા પાપનો બધ, એની પછી નવા પાપનો બંધ. એમ પરપરા નક્કી થઈ જાય છે. આવી દારુણ પરિસ્થિતિ ઉભી કરવી એના કરતા પૌદ્ગલિક આશસા પડતી મૂકી અરિહંત પ્રભુના ચૈત્યવન્દનની ક્રિયા નિરાશસભાવે કરવી તે બુદ્ધિભરી વાત છે તો તે ક્રિયા સમ્યક્કરણ બને.

(૪) સમ્યગ્દૃષ્ટિ:

ધર્મક્રિયાનુ આચરણ સફલતાકારી સમ્યક્કરણરૂપ બને, તે માત્ર વિધિ, ઉપયોગ અને નિરાશંસભાવ પર જ નિર્ભર નથી; કેમકે એ વિધિ વગેરે હોવા છતા આત્મામા જો મિથ્યાત્વ હોય, તત્ત્વની રુચિ ન હોય, અસત્ તત્ત્વનો દુરાગ્રહ હોય, તો આત્મામા આ મિથ્યાત્વાદિ મલિન ભાવ યાને દુષ્ટ પરિણામની હાજરીથી ચૈત્યવન્દનાદિ ક્રિયા વાસ્તવિક ફળરૂપ શુભ-અધ્યવસાયને જગાડી શકે નહિ; અને એ જો ન જગાડે, તો ક્રિયા નિષ્ફળ જાય, અને ક્રિયા નિષ્ફળ જાય, તો તેનું સમ્યક્કરણ કયા રહ્યું ? ક્રિયાને સમ્યગ્ આરાધના કેવી રીતે કહી શકાય ? માટે મિથ્યાત્વને પહેલા ટાળવુ જોઈએ, અને સમ્યગ્દૃષ્ટિપણું અર્થાત્ સમ્યગ્દર્શન પ્રથમ પ્રગટ કરવુ જોઈએ. ક્રિયા સમ્યગ્દર્શનપૂર્વક હોય તે, અર્થાત્ સમ્યગ્દૃષ્ટિની જે ક્રિયા, તે સમ્યક્કરણમા આવી શકે ક્રિયા માટે સમ્યગ્દર્શનનુ એટલુ બધુ મહત્ત્વ છે. પૂજ્ય ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજ જિનાગમના આધારે કહે છે

'**દાનાદિક કિરિયા નવી દીએ, સમકિત વિણ શિવશર્મ**' એટલે કે, જો સમ્યગ્દર્શન ન હોય તો મિથ્યાભાવમા યદ્યાપિ દાનાદિ શુભ ક્રિયા ય થાય, પણ મૂળ વિનાના વૃક્ષ જેવી થાય ! મૂળમા જો સમ્યગ્દર્શન ન હોય, એટલે કે વીતરાગ સર્વજ્ઞ પરમાત્મા ઉપર પ્રીતિ-શ્રદ્ધા ન હોય, જિને કહેલા સત્ તત્ત્વોની યથાર્થ રુચિ ન હોય, એના બદલે સરાગ, સદ્વેષ દેવ-ગુરુ વગેરે પર શ્રદ્ધા-પ્રીતિ હોય, એ કુદેવાદિએ પ્રત્યક્ષ જ્ઞાન વિના જ કલ્પેલા-કહેલા તત્ત્વો કે જે અસત્ છે, એના પર શ્રદ્ધા હોય, તો હૃદયમાં સમ્યક્કરણ માટેની યોગ્યતા જ નથી ! પછી શુભ અધ્યવસાય જાગે જ કયાથી ? એટલે જ એવા સમ્યક્ત્વ વિનાના આત્માની ક્રિયા સમ્યક્કરણ નથી, યથાર્થકરણ નથી.

ભગવાનની પૂજા મોટી કરતો હોય, પણ માનતો હોય ને બોલતો હોય કે 'હુ જિને કહેલી બાલદીક્ષામા માનતો નથી, કદમૂળ-ત્યાગ, રાત્રિભોજન-ત્યાગ વગેરે કરવામા માનતો નથી એમના અમુક સિદ્ધાન્તમા હુ માનતો નથી !' આ વાણી શુ સૂચવે છે ? એ જ, કે એ આત્મામા મૂળ જ સડેલું છે. અર્થાત્ શુભ ભાવોના બીજ તરીકે જે સમ્યક્ત્વ જોઇએ, તેજ નથી ! અને જો બીજ નથી, તો પછી કરેલી શુભ ક્રિયાનુ ફળ જ કયાથી જન્મે ? અર્થાત્ એ ક્રિયા નિષ્ફળ જાય છે.

પ્ર૦: સારી ક્રિયાથી સારા અધ્યવસાય થાય, એમા મિથ્યાત્વ શુ કામ નડે ?

ઉ૦. દેખીતુ તો દેખાય કે પૂજાની ક્રિયાથી ભક્તિના ભાવમા આત્મા ઝીલી રહ્યો છે, પરન્તુ ખરી રીતે એ શુભ ભાવની ઉત્પત્તિમા શ્રદ્ધા મર્મસ્થાને છે. શ્રદ્ધા નહિ તો શુભ ભાવ નહિ. ધર્મક્રિયાનુ ફળ જે શુભ અધ્યવસાય છે, એ શુભ અધ્યવસાયમા ઘણા તત્ત્વો ભરેલા છે, અર્થાત્ શુભ-ભાવના પેટમાં ઘણી ઘણી વાતો સમાયેલી છે. દુરાગ્રહ-ત્યાગનું, વૈરાગ્યનું, સંવેગનું, શ્રદ્ધાનું તત્ત્વ એમ શુભ ભાવનાઓનું તત્ત્વ, વિરતિ-ભાવનું તત્ત્વ, અપ્રમાદનું તત્ત્વ, શુભધ્યાનનુ તત્ત્વ, એવા એવા તો અનેક ભાવો એમા સમાએલા છે, પણ એ બધાના મૂળ સ્થાને મિથ્યાભાવનો ત્યાગ અર્થાત્ દુરાગ્રહ-ત્યાગ રહેલ છે; સત્ તત્ત્વની શ્રદ્ધા રહેલી છે. જો એ મિથ્યાભાવનો ત્યાગ ન લાધ્યો હોય તો પછી ઉપરના શુભ અધ્યવસાય જાગે જ શી રીતે ? વૈરાગ્ય, સંવેગ વગેરે બધામા શ્રદ્ધાનુ તત્ત્વ વણાએલુ છે. શ્રદ્ધા એટલે જિન અને જિનોક્ત તત્ત્વો પર રુચિ; અસત્ તત્ત્વના આગ્રહ-આસ્થાનો ત્યાગ. એવી શ્રદ્ધા વિના તો મોટ-મોટી તપ-ચારિત્રની ક્રિયાઓ નિષ્ફળ જાય છે. કહ્યું કે '**ગ્રૈવેયકેષુ અનન્તશ ઉપપાતશ્રવણાત્**'-ઊંચી ચારિત્ર ક્રિયા આરાધી ઠેઠ ગ્રૈવેયક દેવલોકમા અનંતીવાર જઇ આવવા છતા નક્કર શુભ અધ્યવસાય આત્મામા પ્રગટ ન થયા, માટે જ હજુ સંસારમા રખડવાનું ચાલે છે. નહિતર તો કયારનાય મોક્ષ પામી ગયા હોત ! ચારિત્રની આટલી ઊંચી સારી ક્રિયાથી તેવા શુભ અધ્યવસાય કેમ ન થયા ? કહો,

સમ્યગ્દર્શનપૂર્વક ક્રિયા કરાય તો એ સમ્યક્કરણ થયુ ગણાય, અને તો જ શુભ ભાવોલ્લાસ વધે; અને તો જ જ્ઞાનાવરણીયાદિ કર્મનો વિધ્વંસ થતો આવે. માટે વિધિ વગેરે સાથે સમ્યગ્દર્શન પણ જોઇએ.

(૫) ભક્તિ:

સારી રીતે ક્રિયા કરવા માટે સમ્યગ્દર્શન ઉપરાંત પાચમા નંબરમા 'ભક્તિ' જરૂરી છે. એનું કારણ એ છે કે કોઈપણ ક્રિયાનું પ્રાબલ્ય આત્માના સંભ્રમ-ગુણ પર નિર્ભર હોય છે.

પ્ર૦: 'સભ્રમ' એટલે ?

ઉ૦: સભ્રમ એટલે કોઈ નવીન પ્રકારની પ્રાપ્તિનો ચમત્કાર! ચમત્કાર-ભર્યો હર્ષોલ્લાસ! દા. ત. કોઇ વિદ્યાર્થીને પાસ થવાની પણ આશા ન હોય, અને એને સાભળવા મળે કે પોતે ફર્સ્ટ કલાસ (પ્રથમ શ્રેણી)માં પાસ થયો છે! તો એ સાંભળતા જે ચમત્કારિક હર્ષ અનુભવે છે, એનું નામ સંભ્રમ! એ રીતે વેપારીને વેપાર કરતા અણચિંત્યો મહાન લાભ થતા સંભ્રમ પ્રગટે છે. બસ, એમ ચૈત્યવન્દનાદિ ક્રિયામા સંભ્રમ એટલે 'અહો! કેવી મને આ અદ્દભુત ક્રિયાની પ્રાપ્તિ! કેવા તારક દેવગુરુની પ્રાપ્તિ!' ઇત્યાદિ ઉછરંગ ઉલ્લાસ થાય. એ સંભ્રમ જેટલો વધારે તેટલી ક્રિયા પ્રબળ બને! તેથી શુભ અધ્યવસાય વિશેષ કોટિનો જાગે! આવો સંભ્રમ તો જાગી શકે જો એ ક્રિયાદિના પ્રત્યે દિલમાં પ્રીતિ-ભક્તિનો ઉછાળો આવે. ઉછળતી પ્રીતિ-ભક્તિથી જિનપૂજા, ચૈત્યવન્દન, પ્રતિક્રમણ, વ્રત-નિયમ, ચારિત્રપાલન, વગેરે થાય તો એમા સંભ્રમ ગુણ જાગતો રહે. શ્રી અરિહંત પ્રભુ અને એમના ચૈત્યવન્દનમા એમ થાય કે 'અહો! કેવો મને અપૂર્વ યોગ મલ્યો! ધન્ય ઘડી મારી!' આ સભ્રમ સાથે કરાતા ચૈત્યવન્દનથી અપૂર્વ શુભ અધ્યવસાય જાગે છે.

પ્ર૦: પૂર્વે ચોથો હેતુ 'સમ્યગ્દર્શન' બતાવ્યો, એમા શુ અરિહંત પ્રભુ પ્રત્યે ભક્તિનો ઉછાળો નથી આવી જતો ?

ઉ૦: ના, સમ્યગ્દર્શન હોવા છતા ભક્તિનો ઉછાળો હોય જ, તેવો નિયમ ન બાધી શકાય. ત્યાં તો અરિહંત પર માત્ર શ્રદ્ધા છે, ઉછળતી ભક્તિ એ શ્રદ્ધાથી જુદી જ ચીજ છે.

આજના જમાનામા છોકરો પરણ્યા પછી ભલે કદાચ માતા પર શ્રદ્ધાવાળો રહે, પણ પ્રીતિના પૂર પત્ની પર ઉછળતા દેખાય છે! પત્નીની સેવાના કાર્ય ભારે હોશથી કરે છે; કેમ એમ ? શ્રદ્ધા જુદી અને પ્રીતિ જુદી! અલબત્ શ્રદ્ધા આવશ્યક છે, પરન્તુ એની સાથે પ્રીતિ-ભક્તિ પણ ખૂબ જ આવશ્યક છે. તેથી જ ચૈત્યવન્દન કરતી વખતે અદ્દભુત ભાવોલ્લાસ, ઉછળતી ભક્તિ-સંભ્રમ આદિ જાગતા રહે તો ચૈત્યવન્દનની મહાન સફળતા થાય છે.

દેવ, ગુરુ અને ધર્મ પ્રત્યે ઉછળતી પ્રીતિ-ભક્તિપૂર્વક જે ધર્મપ્રવૃત્તિ કરવામાં આવે તેની બલિહારી ઓર છે! ભક્તિને આવશ્યક માનવાનું એક કારણ એ પણ છે કે સંસારના વાતાવરણમાં મશગૂલ બનેલા જીવનું હૃદય મોહની પ્રવૃત્તિમા જેટલું સ્નિગ્ધ હોય છે, તેટલું આત્મિક પ્રવૃત્તિમા નથી દેખાતું; ઉલટું રૂક્ષ દેખાય છે; ત્યારે જેને ધર્મક્રિયામા ઉછળતી ભક્તિ હોય છે, તેનું હૈયુ સ્નિગ્ધ બનેલુ હોય છે. 'અહો કેવી ઉમદા સાધના! કેવા ઊંચા દાતા ગુરુ! કેવા અનુપમ દેવાધિદેવ!' એમા સંભ્રમ થાય અને પછી જે ક્રિયા કરે તે ભક્તિપૂર્વકની બને છે. એટલે કે જેમ દેવગુરુને તરણુતારણુ માને છે, તેમ ક્રિયા પણુ તરણુતારણુ માને છે. એમ ક્રિયા ભાવભીની થવાથી તેના સુંદર ફળરૂપે આત્માની શુભ પરિણુતિ ઘડાય છે.

ખેદ આદિ દોષોનું નિવારણ. ક્રિયાના સમ્યક્કરણમા ભક્તિને આવશ્યક માનવાનું એક એ પણ કારણ છે કે એનાથી ક્રિયાના ખેદ, ઉદ્વેગ વગેરે દોષોનું નિવારણ થાય છે. કારણ એ છે, કે જો

ચૈત્યવન્દનાદિ ક્રિયા અને પરમ આલંબનભૂત પરમાત્મા પ્રત્યે હૈયામાં ભક્તિ ઉછળતી હોય તો, એ ઉછળતી ભક્તિ ક્રિયામા ખેદ આદિ દોષોને કેમ જન્મવા દે ?

ધર્મક્રિયામાથી ટાળવાના આઠ દોષો આ પ્રમાણે છે:

## ક્રિયાના ખેદ, ઉદ્વેગ વગેરે આઠ દોષ.

(૧) ખેદ એટલે થાકેલાપણુ. જેમ લાબો માર્ગ કાપીને મનુષ્ય થાકી જાય, અને હવે આગળ ચાલવા માટે ઉત્સાહી ન રહે, તેમ પૂર્વ ક્રિયાની પ્રવૃત્તિથી થાક લાગતા પછીની ક્રિયામા પ્રવૃત્તિ કરવાને આત્મામા ઉત્સાહ ન હોય, ખેદ હોય. ખિન્નતા હોય, આ ખેદમા પડેલુ ચિત્ત પછીથી ક્રિયામા દૃઢ જ બની શકતુ નથી. તેથી ક્રિયામા સુદર પ્રણિધાન અર્થાત્ એકાગ્રભાવ–તન્મયભાવ થઈ શકતો નથી. ત્યારે પ્રણિધાન વિના તો ચાલી શકે એમ પણુ નથી! કેમકે પ્રણિધાન એ, જેમ ખેતીમા પાણી જરૂરી, તેમ જરૂરી છે! ખેદના લીધે એ તન્મયતાનો રંગ આવે નહિ, તો ભલે ક્રિયા કરશે, પણ શુભ અધ્યવસાય કયાથી વિકસ્વર થઇ શકવાના ? જો ભક્તિ હોય તો જેમ વેપારી લાભ કરાવનાર આડતિયાની સરભરા બરાબર રંગથી કરે છે, તેમ મહાન શુભ અધ્યવસાયનો લાભ કરાવનારી ક્રિયાની ઉપાસના બરાબર રંગથી કરાય!

(૨) ઉદ્વેગ એટલે 'ક્રિયા કષ્ટસાધ્ય છે,' એવી બુદ્ધિથી ક્રિયા કરવામાં થતી આળસ. એ આળસને લઇને, જો કે ખેદની જેમ કાયાને થાક છે, એવુ નથી, છતાં, સ્થાને બેઠા બેઠા ક્રિયા કરવામા ઉત્સાહ નથી હોતો. એટલે ક્રિયા તો કરે પરન્તુ ક્રિયામા કોઈ ધન–ખર્ચ અથવા સમય બહુ લાગવાનો અથવા શારીરિક વગેરે કષ્ટ લાગવા–કરવાનો ઉદ્વેગ રહ્યા કરે છે. તેથી ચિત્તમા આનંદ નથી પ્રગટતો ! પછી અંતરમા શુભ ભાવોલ્લાસ કયાંથી વધે ? ભક્તિથી એ ઉદ્વેગ દોષને ટાળી શકાય છે. પત્ની પ્રત્યે પ્રીતિ હોવાથી એના માટે કષ્ટસાધ્ય ક્રિયા પણ ઉદ્વેગ વિના કરાય છે ને ? તો અહીં પ્રભુની પ્રીતિ–ભક્તિદ્વારા ઉદ્વેગને ટાળીને ધર્મક્રિયા ઉલ્લાસથી ન કરાય ?

(૩) ક્ષેપ એટલે ચિત્તની ક્ષિપ્ત અવસ્થા. આ ક્ષિપ્તાવસ્થામા ખેદ–ઉદ્વેગ નથી, છતાં ચિત્ત ક્રિયાની વચમા વચમા બીજે બીજે ચાલ્યું જાય છે. બીજા ત્રીજા વિચારમા ચઢી જાય છે. જેવી રીતે ડાગરના રોપાને (છોડને) વચમા વચમા એક કયારામાથી ઉખેડીને બીજા કયારામા રોપે, અને બીજામાથી ઉખેડી ત્રીજામા રોપે. તો એ રોપા પર ફળ બેસતુ નથી. એવી રીતે ચાલુ ક્રિયામાથી ચિત્તને બીજે ત્રીજે ફેરવ્યા કરવાથી ક્રિયામાં સળગ ચિત્તધારા અર્થાત્ તે ક્રિયાના શુભ અધ્યવસાયની ધારા ચાલી શકતી નથી. પછી ભલે વચમા વચમા બીજા વિચારમાથી ચિત્તને પ્રસ્તુત ક્રિયામા લઈ આવે, તો પણ પૂર્વના તે અનુપયોગી વિચારની આ ક્રિયા પર અસર રહે છે. તેને લીધે પ્રસ્તુત ક્રિયાના શુભ ભાવોલ્લાસમા મન તરત ચઢી શકતુ નથી. જો અંતરમા ભક્તિ જાગ્રત હોય તો ક્રિયામા રસ ભરપૂર રહે છે, ને ક્રિયામા ભરપૂર રસ રહે, એટલે ચિત્તનો ઉપયોગ સળગ ટકી શકે છે. ક્રિયા સમ્યક્ થાય છે, શુભ ભાવોલ્લાસ જાગ્રત રહે છે.

(૪) ઉત્થાન એટલે ચિત્તની અપ્રશાન્તવાહિતા, અસ્વસ્થતાભર્યું ચિત્ત. જેમ મદોન્મત્ત પુરુષનું ચિત્ત શાંત નથી હોતુ, તેમ અહીં ક્રિયામાં ચિત્ત સ્વસ્થ ન રહે. અલબત્ પ્રસ્તુત ક્રિયા અગે ખેદ–ઉદ્વેગ–ક્ષેપ, એ ત્રણુ દોષો ઉભા ન થવા દીધા હોય, છતા ગમે તે કારણે જો ચિત્ત અશાત–અસ્વસ્થ રહે છે, તો એ સ્થિતિમા કરેલી ક્રિયા પણ શુભ અધ્યવસાયના સુદર ફળને જન્માવી શકતી નથી તેથી તે કરેલી ક્રિયા સમ્યક્કરણ નથી બનતી. દા. ત. કોઇએ સાધુદીક્ષા લીધી, દીક્ષા પ્રત્યે અંતરનો સદ્દભાવ પણ પૂરો

છે; પરન્તુ મોહના ઉદયે કે અશક્તિના કારણે સંયમ સાધનામા દોષ લાગે છે, ત્યા એ પોતે જો સમજે કે 'આ સ્થિતિમા મારામાં સાધુપણુ કેવી રીતે કહી શકાય ?' માટે એ 'સંવિગ્નપાક્ષિક' એટલે કે સંવેગ વૈરાગ્યશીલ સાધુના એક પક્ષપાતી તરીકે જીવન જીવે, તો તે જીવનમા વ્રતની અપેક્ષા હોવાનો ગુણુ હોવા છતા સ્ખલનાઓને લીધે દોષ લાગે છે, એટલે અંતરના તેવા પ્રકારના ભાવના હિસાબે ગુણુ અને દોષ બને રહે છે. અથવા મૂળગુણુ ઉત્તરગુણુ સર્વથા ન પાળી શકતા દંભ ટાળવા કોઈ અજાણ્યા પ્રદેશમા જવા વગેરેની વિધિ સાચવીને સાધુપણુ છોડી શ્રાવકના આચાર પાળે છે. બન્ને સ્થિતિમા ચિત્ત ચારિત્રપાલનની ક્રિયા વખતે અસ્વસ્થ–અશાંત બન્યુ ગણાય; ઉઠી ગયુ ગણાય; તેથી ચારિત્ર-ક્રિયાના શુભ અધ્યવસાય જન્મી ન શકે. જો અહીં હૃદયમાં અદ્ભુત ભક્તિભાવ હોય તો આ ઉત્થાન દોષથી બચી શકાય. માટે, ભક્તિ જગાડી મનની બીજી ત્રીજી અસ્વસ્થતા, ઉકળાટ દૂર કરવા ઘટે.

(૫) **ભ્રાન્તિ** એટલે ક્રિયાનો અમુક ભાગ કર્યા ન કર્યાની, અમુક સૂત્ર બોલ્યા ન બોલ્યાની, ચિંતવ્યા ન ચિંતવ્યાની ભ્રમણા. દા. ત. વન્દન, મુહપત્તિ–પડિલેહણ કર્યાને ન કર્યું માની બેસે, 'નમોત્થુણં' સૂત્ર બોલ્યાને ન બોલ્યુ માની બેસે; અથવા કર્યા–બોલ્યાને કે કાઉસ્સગ્ગમાં ચિંતવ્યાને નથી કર્યું, નથી બોલ્યા કે નથી ચિંતવ્યુ એમ માની બેસે. આવા ભ્રાન્તિ દોષથી ચિત્તમા ક્રિયાના સસ્કાર નથી પડતા. શુદ્ધ ક્રિયા તો આટલું કર્યું, બોલ્યા, કે ચિંતવ્યુ; આટલું નથી કર્યું, નથી બોલ્યા કે નથી ચિંતવ્યું, એના સંસ્કારવાળી, ખ્યાલવાળી જોઇએ. જો ભ્રાન્તિથી અગર ઉપેક્ષાથી એ ન હોય તો શુભ અધ્યવસાય વિસ્તરતા નથી, અને એથી ક્રિયા સમ્યક્કરણુ નથી બનતી.

(૬) **અન્યમુદ્** એટલે જે ક્રિયા ચાલી રહી છે, તેના બદલે અન્ય ક્રિયાદિમા આનંદ, વધારે રાગ, આતુરતા વગેરે. આ પણુ ચિત્તનો દોષ છે, અને તેથી ક્રિયાનો દોષ છે. એથી ફલતઃ પ્રસ્તુત ક્રિયામા આદરની ખામી પડે છે, અનાદર સિદ્ધ થાય છે. ક્રિયા પ્રત્યે લેશ પણુ અનાદર, એ તો દુઃખદ સસારનુ કારણુ બને છે. અનાદરને તો અંગારવૃષ્ટિ સમાન કહ્યો છે. એથી ક્રિયામા અતિ જરૂરી પ્રમોદભાવ હર્ષોલ્લાસ બળી જાય છે, અને તેનું મોટું નુકશાન છે. દા. ત. કોઇને સ્વાધ્યાય ઉપર બહુ રાગ છે. તેથી ચૈત્યવન્દનાદિનો સમય થયો હોવા છતા એ કરવામા અવગણુના કરે, ઢીલ કરે, અથવા કરવા બેસે તો ચિત્તમા ચૈત્યવંદનાદિનો હર્ષ–આદર ન રાખતા સ્વાધ્યાયનો હર્ષ, સ્વાધ્યાયની મઝા–આતુરતા રાખે, તો અહીં અન્યમુદ્ દોષ લાગે. આ ખોટું છે, એથી ફળનો ઘાત થાય છે. શાસ્ત્રે કહેલા વિવિધ અનુષ્ઠાનોમા એવુ નથી કે એકના ઉપર આદર રાખવો અને બીજા પર ન રાખવો, એકમા આસક્ત થવુ, ને બીજામા ન થવુ; બીજું અનુષ્ઠાન ભલે સુંદર હોય, પરન્તુ એકના રાગ–આદરના ભોગે બીજાના ઉપર આદરભાવ રાખવો એ શુભ ભાવ નથી. હૃદયમા જો તે તે દરેક ક્રિયા પ્રત્યે અને ઉપદેશક શ્રી અરિહંત પરમાત્મા પ્રત્યે પૂર્ણ ભક્તિ જાગ્રત હોય તો આ દોષથી બચી શકાય, અને સમ્યક્કરણુ દ્વારા શુભ અધ્યવસાયનું ફળ પામી શકાય

(૭) **રોગ** એટલે ચિત્તની પીડા અથવા ચિત્તભંગ. એ પણુ ક્રિયાનો દોષ છે એનાથી ક્રિયા શુદ્ધપણે સળંગ ધારાબદ્ધ વહેતી નથી. પ્રબળ કર્મોદયથી ચિત્તપીડા હોય તો જુદી વાત, બાકી તો સાધકે શક્તિ ફોરવીને, એ ચિત્તની પીડા ટાળવી જોઇએ, ચિત્તભંગ ન થવા દેવો જોઇએ. ભક્તિના આવેગથી ચિત્તોત્સાહ, ચિત્તની પ્રફુલ્લિતતા જાળવી શકાય છે; અને આ દોષ ટાળી શકાય છે, તેથી ક્રિયાનું સમ્યક્કરણુ બને છે, જેના પરિણામે સુદર શુભ અધ્યવસાય પ્રાપ્ત થાય છે.

(૮) **આસંગ** એટલે આસક્તિ. એ આસક્તિથી એમ લાગ્યા કરે કે 'આજ ક્રિયા સુંદર છે,' ને તેથી એમા જ વારવાર પ્રવર્તવાનું મન થાય. અલબત અમુક અવસ્થા સુધી ધર્મક્રિયા પર અથાગ રાગ

જોઇએ જ, તો જ પાપપ્રવૃત્તિના રાગ છૂટી શકે. છતા ઉપરની અવસ્થામા એ રાગ અર્થાત્ આસંગ દોષરૂપ છે કેમકે એ વીતરાગ બનવા દેતો નથી. બહુ તો નિયત ગુણસ્થાનમા અટકાવી રાખે છે અરિહંત પ્રભુ અને સર્વ ક્રિયાઓ પ્રત્યેની પ્રીતિ-ભક્તિ આ દોષનું પણ ક્રમશ: નિવારણ કરી શકે છે આસગ દોષ ખરેખર ત્યારે ટળે કે જયારે અસંગ-અનુષ્ઠાન સિદ્ધ થાય.

આમ સમ્યક્કરણ માટે ભક્તિ નામનું પાચમું અંગ પણ અતિ આવશ્યક છે. એનાથી અનેક પ્રકારના દોષો ટળે છે; ક્રિયા વિષે સંભ્રમ અર્થાત્ અખંડ નવીન હર્ષ, નવીન સ્ફૂર્તિ પ્રગટે છે. એથી ફલત. શુભ અધ્યવસાયનું સુદર ફળ મળે છે.

**વિધિ વગેરે પાંચે ય હોય તો ક્રિયા નિષ્ફળ નહિ·** વિધિ, ઉપયોગ, નિરાશસભાવ, સમ્યગ્દર્શન અને ભક્તિ, એ પાચેય હોય તો જ ક્રિયાનું સમ્યક્કરણ થાય, પણ ગમે તે એકાદને સાચવવાથી સમ્યક્કરણ નથી બનતું। એ તો માયાસ્થાન ન જોઇએ, ને દુન્યવી સિદ્ધિઓની આકાક્ષા પણ ન જોઇએ; વિધિ, ઉપયોગ, નિરાશંસભાવ વગેરે પાચે ય જોઇએ એ હોય તો ક્રિયા નિષ્ફળ જઇ શકે નહિ માટે કહેવાય છે કે એવી ચૈત્યવન્દન ક્રિયાથી શુભ અધ્યવસાય થાય જ છે, જેથી જ્ઞાનાવરણાદિ કર્મનો ક્ષયોપશમ નીપજે છે

અહી '**प्रायोऽधिकृतसूत्रोक्तेनैव विधिना**' આ વાકયમા '**प्राय**' અર્થાત્ 'મોટા ભાગે' એમ જે કહ્યુ, એનું કારણ એ છે કે જ્ઞાનાવરણ-મોહનીય વગેરે કર્મનો એવો તીવ્ર ક્ષયોપશમ જો થાય અને તેથી એવી સમજ અને શુભ ભાવોલ્લાસ આત્મામા પ્રગટે, કે જે ભાવોલ્લાસ મોક્ષમાર્ગને (સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રને) અનુકૂળ હોય, તો પૂરી વિધિ ન જાણવાના લીધે વિધિ ન જાળવી શકે, એ જુદી વાત, પરન્તુ ત્યા એ આત્મા સમ્યગ્દર્શનની સાથે ઉપયોગ, નિરાશંસભાવ અને ઉછળતી ભક્તિથી ક્રિયામા લાગી જવાના યોગે એને સમ્યક્કરણ સંભવી શકે છે. કેમકે એને એનુ ફળ સમ્યક્કરણ જેવુ મળે છે! પરતુ એથી એમ ન સમજવુ કે વિધિ વિના ચાલી શકે। કેમકે એમ કરવામા વિધિ પ્રત્યે ઉપેક્ષા થાય છે, અને એ ઉપેક્ષાથી તો સમ્યગ્દર્શન અને ભક્તિ બન્ને ઘવાય છે માટે વિધિનો ખપ જોઇએ જ

વિધિ વગેરે પાચ ન હોય એ આત્મા સમ્યક્કરણને માટે અધિકારી જ નથી, ને જે અધિકારી નથી, લાયક નથી, તેની કોઇ પણ ક્રિયા સમ્યક્કરણ બની શકતી નથી.

(લ૦) श्रावणेऽपि तर्ह्यस्याधिकारिणो मृग्याः? को वा किमाह? न केवलं श्रावणे, किं तर्हि, पाठेऽपि। अनधिकारिप्रयोगे प्रत्युतानर्थसम्भवात्। अहितं पथ्यमप्यातुरे'-इति वचनप्रामाण्यात्।

**અર્થ** "તો શું શાસ્ત્ર સભળાવવામા પણ અધિકારી જોવા?" ત્યારે આ શુ કહેવાઇ રહ્યુ છે? માત્ર સભળાવવામા નહિ, કિંતુ સૂત્રપાઠ આપવામા પણ અધિકારી જોવા જોઇએ અનધિકારીને દેવામા તો ઉલટુ નુકશાન સંભવે. એમા 'દરદીને પૌષ્ટિક વસ્તુ પણ અહિતકારી બને છે,' આ વચન પ્રમાણભૂત છે.

**વિવેચન**

પ્ર૦:—બીજી ક્રિયા તો ઠીક, પણ માત્ર શાસ્ત્રશ્રવણની ક્રિયા કરવી હોય તો તેમા પણ શુ અધિકારીપણુ જોઇએ? ગુરુએ ત્યા પણ શ્રોતાની યોગ્યતા તપાસવી પડે?

ઉ૦· કોણ ના પાડે છે? શાસ્ત્રના વિવેચન સંભળાવવાની શી વાત? કોરૂ સૂત્ર સંભળાવવુ હોય, સૂત્રપાઠ આપવો હોય, તો પણ શ્રોતાની અધિકારિતા જોવી પડે.

એનું મુખ્ય કારણ એ છે કે અનધિકારીને વસ્તુ આપવામાં ખરેખર લાભ ને બદલે નુકશાન છે; જેમ કે આયુર્વેદનું વચન છે કે "**अहितं पथ्यमपि आतुरे**" બિમારને પથ્ય એટલે કે પુષ્ટિકારક દૂધ વગેરે આપો તો તે પણ ગેરલાભ માટે બને! દૂધની ખીરથી શરીરને પુષ્ટિ મળે તે સાચી વાત, પણ તાવવાળાને એ ખીર આપો તો? નુકશાન થાય. તેમ શાસ્ત્રશ્રવણરૂપી ધર્મક્રિયા સારી હોવા છતાં અનધિકારી રૂપી રોગીને આપે તો નુકસાન થાય. અનધિકારીને ન આપવુ જોઈએ! જેટલો અધિકાર હોય તેટલુ જ આપવુ. તો એના પર તમને કદાચ પ્રશ્ન થશે કે

પ્ર૦. આજે તો નાના બાળકને ય નવકારસૂત્ર વગેરે ભણાવાય છે, તેનું કેમ?

ઉ૦.—એના બે કારણ છે. (૧) જૈનકુળમાં જન્મ લેનાર મહાન પુણ્ય લઈને આવ્યો હોય છે, એમ શાસ્ત્ર કહે છે. એની પાછળ કેટલીય યોગ્યતા અને પૂર્વજન્મની ધર્મસાધના પડેલી હોય છે. તેથી તે આત્મામા જરૂરી અધિકારની ભૂમિકા માની શકાય છે. વળી અધિકારીપણાના ગુણોની વિવિધ-કક્ષાઓ હોય છે. એમા ઉચ્ચ કક્ષાના ગુણ ન હોય અને નીચેની કક્ષાના ગુણ હોય, તો ય અધિકારિતા ગણી શકાય. બીજું,

(૨) નવકારમંત્ર વગેરે બાળકને અભ્યાસરૂપે અપાય છે, એ પણ મુદ્દો ધ્યાનમા લેવા જેવો છે, બાકી અધિકારની વસ્તુ તરફ ઉપેક્ષા જરાય કરવા જેવી નથી અધિકારની ખીલવણી ધર્મની સાચી સ્પર્શના કરાવે છે.

૪

भमणकिरियाहियाए सत्तीए समन्निओ वालो।
पासइ थिरे विहु चले भावे जा धरइ सा सत्ती॥
तह संसारपरिब्भमणसत्तिजुत्तो वि नियमओ चेव।
हेए वि उवाए्ए ता पासइ जाव सा सत्ती॥

વિંશતિવિંશિકા ૪-૮, ૯.

ફુદ્દડી ફરવાની ક્રિયાથી પ્રાપ્ત થયેલી શક્તિવાળો બાળક, જ્યા સુધી તે શક્તિ રહે છે ત્યા સુધી, (આજુબાજુના) સ્થિર પદાર્થોને પણ ફરતા દેખે છે.

એવી રીતે સંસાર-પરિભ્રમણની ક્રિયાથી પ્રાપ્ત શક્તિવાળો જીવ, જ્યા સુધી તે શક્તિ પહોંચે છે ત્યા સુધી, અવશ્ય, ત્યાજ્ય વસ્તુઓને પણ ઉપાદેય (ગ્રાહ્ય) તરીકે દેખે છે.

## ધર્મનો અધિકારી

(૯૦) તથા 'अर्थी समर्थः शास्त्रेणापर्युदस्तो धर्मेऽधिक्रियते' इति विद्वत्प्रवादः। धर्म्मश्चैतत्पाठादि, कारणे कार्योपचारात्।

**અર્થ.**—"તથા અર્થી, સમર્થ અને શાસ્ત્રથી અનિષિદ્ધ આત્મા ધર્મનો અધિકારી હોય છે; એવો વિદ્વાનોનો પ્રવાદ છે. ચૈત્યવન્દનનો પાઠ વગેરે પણ ધર્મ છે; કેમકે કારણમાં કાર્યનો ઉપચાર થાય છે.

**વિવેચન :**

પ્ર૦ ધર્મનો અધિકારી કોણ બની શકે?

ઉ૦ વિદ્વાનોના વચન મુજબ કહીએ તો ધર્મના અધિકારી બનવા ત્રણ ખાસયિતો જોઈએ. **'अर्थी, समर्थः शास्त्रेणापर्युदस्तो धर्मेऽधिक्रियते।'**

(૧) તે તે ધર્મનું અર્થિપણું,

(૨) એ માટેનું સામર્થ્ય, અને

(૩) શાસ્ત્રનો અનિષેધ,

આ ત્રણે વાનો જેનામાં હોય તે આત્મા ધર્મનો અધિકારી બની શકે.

(૧) **અર્થી.** ધર્મસાધના કરનાર આત્મામાં પહેલું અર્થીપણું જોઈએ. અર્થી એટલે ગરજુ. તે આત્મામા ધર્મની ગરજ અર્થાત્ ધર્મની વિશિષ્ટ અભિલાષા જોઈએ જેમ પૈસાનો અર્થી પૈસા મેળવવા માટે બધા કષ્ટ હોશથી વેઠે છે, એટલે એ પૈસાનો ગરજુ કહેવાય છે, એમ ધર્મનો ગરજુ જે હોય તે હોશથી કષ્ટ વેઠીને પણ ધર્મ ઈચ્છે અર્થી ન હોય એવા આત્માને ધર્મ આપશો તો રીતસરની ધર્મસાધનાને બદલે વેઠ ઉતારશે! જે અર્થી નથી તેવા આત્માને પ્રતિજ્ઞા બાધા આપશો તો હાથ જોડશે ખરો પણ પોલા રાખશે! જે અર્થી નથી, તેને સૂત્રપાઠ આપશો તો એ એમા ય ચેડા કાઢશે. એવુ ઘણું દેખાય છે કે જેને ધર્મની ગરજ નથી તે ધર્મ કંટાળેલા હૈયે કરે છે! વેઠ ઉતારે છે! જાણે માથેથી એક ભાર-બોજ ઉતારતો હોય, તેમ પૂરો કરે છે! કરીને જાણે કેદમાથી છૂટ્યો હોય, એમ ખૂશી થાય છે! 'હાશ? પડિક્કમણું પુરું થયું." એમ નિરાત અનુભવે છે! પછી હોશથી પાપપ્રવૃત્તિમા કૂદે છે! જે ધર્મનો અર્થી નથી, તે કદાચ માનશે કે 'આ લાબા લાબા સંવચ્છરી પ્રતિક્રમણુથી થાકચા ભાઈ!' કેવી દુર્દશા! જે પ્રતિક્રમણે પાપરૂપી અનંતા સાપ દૂર કાઢી નાખ્યા, ને મહાન પુણ્ય લાભ આપ્યો, એ પ્રતિક્રમણની કોઈ અનુમોદના કરવાની ખરી? ના! ધર્મક્રિયાથી થાક લાગ્યો, ગોધાઈ મર્યા, દુખી થયા એમ માને છે! તો તે ધર્મક્રિયાનો અર્થી ન કહેવાય. બજાર જો સારી રીતે પૈસા આપતો હોય તો 'એણે શરીર તોડી નાખ્યુ, થાકી ગયા ' વગેરે કેમ મનાતુ નથી? કહો કે ત્યા અર્થીપણું છે! ખાઈને ઉઠીએ, ઉંઘીને ઉઠીએ, પછી 'હાશ, આ વેઠ પતી!' એમ થાય છે? ના, માટે તો એવી ક્રિયા પૂર્વે એના મનોરથ છે, ક્રિયા કરતા હોંશ છે, ને ક્રિયા પૂર્ણ થયે અનુમોદના છે! અર્થીપણા સાથે આ ત્રણ સંકળાયેલા છે. મનોરથ, હોંશ, અનુમોદના.

અર્થી કેમ બનાય ?:—ધર્મક્રિયાનું અર્થીપણું લાવવા એની સામાન્ય ઈચ્છા નહિ, પણ ઉત્કટ ઈચ્છા, ઉત્કટ ગરજ જોઈએ. એ માટે મનોરથ, હોંશ અને અનુમોદના જોઈએ. એવા એવા મનોરથ થાય કે 'અહો! આ આ ધર્મનો સમય આવે છે, સારું થયું, લાવ જાઉં, અને દુર્ગતિમાં હોમાવી નાખે એવા પાપનો નાશ કરી આવું ! લાવ, મંદિરે જઈ પ્રભુભક્તિમાં લયલીન બની જાઉં! પુણ્યના થોક ઉપાર્જું ! અને જો ઉત્તમ મનુષ્યભવ, ઉત્તમ કુળ, આરોગ્ય, ધર્મબુદ્ધિ વગેરે અરિહંત દેવના પસાયથી મળ્યાં છે, તો એ તારક પરમાત્માની તો પહેલી સેવા કરું ! નહિતર, કૃતઘ્ન ગણાઉં. વળી એ અનન્ત ગુણ ભર્યા પરમાત્મા જેવું બીજું કોણ છે? તન-મન-ધન ત્યાં ખર્ચ્યાં સાર્થક છે! આ નિસ્સાર સંસારમાં જિન અને જિનાજ્ઞા સિવાય સારભૂત શું છે કે જેની પાછળ હું આખો ને આખો તૂટી મરું ? જિનાજ્ઞાકથિત દાન-શીલ-તપ-ભાવરૂપી ધર્મ જ તરણતારણ છે. એ ધર્મને સેવી જન્મ પાવન કરું, જેથી જન્મોજન્મનાં પાપ નાશ પામે ..અહિંસા-સંયમ-તપરૂપી ધર્મમાં લીન બની જાઉં; જેથી આત્મા હિંસાદિ પાપો અને કષાયાદિ દોષોના નરકાગારમાંથી ઊંચો આવે; મોક્ષ નજીક થાય... સજ્ઝાય ધ્યાનમાં મગ્ન થાઉં, જેથી મંગલ આત્મજાગ્રતિ રહે!' આવા મનોરથથી અર્થિપણું પ્રગટે. જો એવા કોઈ મનોરથ છે જ નહિ, અને રાબેતા મુજબ ચાલતું હોય તે ચાલે, તો પછી તે ક્રિયા કેવીક થાય? ક્રિયા વખતે હોંશ ક્યાથી આવે? પછી ધર્મ-ક્રિયા છોડતા પાપક્રિયામા જઈ પડવાનો ખેદ પણ ક્યાથી આવે ? ઇરિયાવહિયાની ક્રિયામા 'એગિંદિયા' વગેરે બોલી નાખે પણ એ એકેન્દ્રિયાદિ જીવ જે વિરાધ્યા, હિંસા-વિરાધના જે કરી. પૂછો એનો કોઈ પશ્ચાત્તાપ ખરો? અરેરાટી ખરી? 'હાય જીવોને મેં કચરી નાખ્યા વિરાધના કરી,' એવો ઇરિયાવહી-પ્રતિક્રમણ વખતે હૈયે કોઈ આઘાત ખરો? ના, કેમકે ક્રિયાનું અર્થીપણું નથી.

પ્ર૦ તો પછી ક્રિયા એ કરે છે શા માટે?

ઉ૦: ક્રિયા તો કુળના સંસ્કારથી થાય, દેખાવથી થાય, શરમાશરમથી થાય, વાહવાહ લેવા થાય, ધર્મીમા નંબર ગણાવવા થાય,...અનેક કારણે થાય. ખરી રીતે તો એમ હાડોહાડ લાગી જવું જોઈએ કે આ ધર્મક્રિયાઓ માનવજીવનનું સત્ત્વ (essence) છે. આ ક્રિયાઓ જ તરણતારણ છે. જીવનની આ મહાન સુવાસ છે. આ હોય તો અર્થીપણું જાગે, ત્યા પછી ધર્મપ્રવૃત્તિની ઉત્કટ ઇચ્છાને લીધે એના પહેલેથી મીઠા મનોરથ થાય, ક્રિયા કરતા ભારે હોશ રહે, અને કર્યા પછી ગળચટી અનુમોદના થયા કરે ! બુદ્ધિનો સદુપયોગ ધર્મના આવા અર્થીપણામા, મનોરથ,—હોશ અને અનુમોદનામા છે

(૨) સામર્થ્ય: ક્રિયા માટે અર્થી હોય છતા જો સમર્થ ન હોય તો ક્રિયા માટે અધિકારી ન બને. માટે અર્થીપણું હોવાની સાથે સામર્થ્ય જોઇએ. કોઇ વિઘ્ન આવે તો પણ સામર્થ્યવાળો આત્મા અધવચ્ચે ક્રિયાને છોડે નહિ ! લીધેલો ધર્મ છોડવાથી ધર્મની પણ નિંદા થાય છે! લોક કહે છે, 'જોયો આ ધર્મ? એમાં આવા જ બધા બેઢંગી ભેગા થાય છે...' એથી લોક ધર્મથી ઉલટા દૂર થાય છે, એમને ધર્મની પ્રાપ્તિ દુર્લભ બને છે.

પ્ર૦. પણ ધર્મ કરનારને 'નાહ્યા એટલુ પુણ્ય' તો ખરું ને?

ઉ૦.—ના, ધર્મ સ્વીકારી પછી છોડી દેનારો ઉપકારક ધર્મની નિંદા કરાવનારો ને કૃતઘ્ન બને છે. તેમ પોતે નિઃસત્ત્વ બને છે એ જુદું ! પૂછો કે એમ કેમ? એ માટે કે સત્ત્વને કેળવવાનો અવસર ધર્મરક્ષા વખતે મળે છે. આચરેલો ધર્મ વચ્ચેથી તોડી નાખે, નો નિઃસત્ત્વતા વધારે પ્રગટે છે. માટે લીધેલો ધર્મ વચ્ચે ન છોડી દેવો જોઈએ પણ સામર્થ્યના અભાવે અવસરે કોઈ એના માટે આડુંઅવળું બોલે કે ધર્મ છોડી દેતાં વાર નથી થતી, આ રીતે સત્ત્વ ગુમાવાય છે. ધર્મના, ગુરુઉપદેશના તથા જિનવાણીના

મૂલ્ય ઓછાં આકનારો બને છે. એને મનમા થાય છે કે 'ધર્મ તો ખરો, મહારાજનો ઉપદેશે ય ખરો, પણ અહીં સંસારમા ય જોવુ જોઈએ ને ? લોકનું પહેલું જોવુ જોઇએ'. એણે આ શુ કર્યું ? ધર્મની કિંમત ઓછી આંકી ! ને લોકની કિંમત વધારે આકી ! ધર્મનો આદર એટલો ઓછો થયો, અને લોક પ્રત્યે આદર વધ્યો. લોકહેરિમા તણાયો, અનાદિની લોકસંજ્ઞાને પુષ્ટ કરી ! એમ કરીને એણે પોતાની જાતને બીજા ધર્મો માટે પણ નિઃસત્ત્વ નાલાયક બનાવી.

**સમર્થ બનવા શુ કરવું જોઇએ ?:**

(૧) વિચારવુ તો એ જોઇએ કે 'ધર્મ અનતજ્ઞાનીઓનો કહેલો છે, અજ્ઞાની લોકને એની કિંમત શી હોય ?' વૈદ્યે કહેલી ચરી (કુપથ્યત્યાગ)ની ગમ અજ્ઞાનીને શી હોય ? કંઈ જ નહિ, તો એવા ગમારના વચન પર શ્રદ્ધા કરી વૈદ્યનું વચન ઠેલાય નહિ. સલાહકાર જો સમજુ હોય તો વૈદ્યનું વચન તોડાવે નહિ, પરંતુ પાસે રહીને ચરી પળાવે ! માટે અજ્ઞાની લોકના વચનથી જ્ઞાનીનાં વચન ઓળંગાય નહિ.

(૨) બીજું એ વિચારવુ ઘટે કે 'દુનિયાની કેઇ વાતોમા મેં મન મક્કમ રાખી એ વાતો પાર ઉતારી છે, જયારે હવે ધર્મને પાર ઉતારવાનો સોનેરી મોકો અહીં મળ્યો છે; તે કેમ જતો કરાય ? અરે, એકાદિ વેળા પ્રાણુ જાય તો ય શુ થઈ ગયુ ? પૂર્વપુરુષોએ ધર્મસ્થૈર્ય ખાતર રાજયપાટ મૂકયા છે, ઉપસર્ગ સહ્યા છે, પ્રાણુ પણ જતા કર્યા છે, તો હું પણ એમનો જ સંતાન છું; મારે નિઃસત્વ બનવું ન ઘટે.'

(૩) એ પણ સમજવુ જોઇએ કે 'લોકખૂશીની બહુ કિંમત નથી, ધર્મપાલનની મોટી કિંમત છે. લોકનારાજીની બહુ નુકશાની નથી; ધર્મ ગુમાવ્યાની મોટી નુકશાની છે, એમા ય વ્રતભંગના તો મોટા નુકશાન છે.'

**(૩) શાસ્ત્રથી અનિષિદ્ધ**

ધર્મના અધિકારી બનવા માટે આત્મા અર્થી ને સમર્થ જોઇએ, એ ઉપરાંત ત્રીજી વાત 'શાસ્ત્રથી અનિષિદ્ધ' હોય તે આત્મા ધર્મનો અધિકારી બની શકે ધર્મ કરવા માટે શાસ્ત્ર નિષેધ શા માટે કરે ? આત્મામા અમુક દોષો હોવાને લીધે નિષેધ કરે, અગર તો જીવમા યોગ્યતાના અમુક ગુણો ન હોવાને લીધે નિષેધ કરે. દા. ત. શ્રાવકધર્મ જે જીવને લેવો હોય, એનામા ઉત્કૃષ્ટથી ૨૧ ગુણુ, મધ્યમ સ્થિતિએ અર્ધા અને જઘન્યથી ચોથા ભાગના ગુણો જોઈએ. આ ગુણો જો એ જીવમા ન હોય તો ભલે એ શ્રાવકધર્મનો અર્થી હોય ને પાળવા સમર્થ પણ હોય, છતા ધર્મનો અધિકારી ન બની શકે. એવા અનધિકારીને ધર્મ ન અપાય.

પ્ર૦: જીવમા બીજા ગુણુ કદાચ ન હોય, પણ આત્મા જો વ્રતનો ખપી છે, પાળી શકે એવો છે, પછી એને શ્રાવકના વ્રત આપવામા શો વાધો ?

ઉ૦: એ જીવ ધર્મ તો પાળે, પણ બીજી બાજુ જો એનામા ગુણો નહિં હોય તો એ પ્રતિપક્ષી દોષો સેવવાનો. દા ત. આત્મા જો ઉદારમતિ નથી, તો ક્ષુદ્રતા–દોષ સેવવાનો. સૌમ્ય–સ્વભાવ નથી, તો ઉગ્રતા, કટુતા દાખવવાનો ..એવા દોષો વ્રતધારી શ્રાવકને શોભતા નથી. પછી અજ્ઞાન લોક એની અને સાથે ધર્મની પણ નિંદા કરે છે, અને એ નિંદા કરીને એ અને બીજાઓ તેજ ધર્મ પ્રત્યે દુર્ભાવવાળા બને છે, ને એથી ધર્મ વધારે દૂર થાય છે.

વળી સાધુ થવા માટે શાસ્ત્રે કહ્યું છે કે દીક્ષા લેનારમા અઢાર દૂષણો ન જોઇએ. તેમ એ સોળ ગુણોથી સંપન્ન જોઈએ. દોષો હોય તો દીક્ષા ન અપાય. દા ત. આખે અંધ હોય, પગે લંગડો

હોય . શરીર અતિ ભારે હોય; બુદ્ધિ-જડ હોય, અતિ મૂર્ખ હોય, નપુંસક હોય, એવાને દીક્ષા ન અપાય. શરીર-જડ સંયમની સમિતિ-ગુપ્તિ, વિહાર વગેરે બરાબર પાળી નહિ શકે. બુદ્ધિજડને આરાધના શી, વિરાધના શી, ઉત્સર્ગ શો, અપવાદ શો, ઇત્યાદિ ગતાગમ ન પડે. આમ, ચારિત્રનો અર્થી હોય, લીધેલો ધર્મ પકડી રાખવા સમર્થ હોય, છતા શાસ્ત્રથી નિષિદ્ધ હોવાથી ચારિત્રનો અધિકારી ન બને.

પ્ર૦: લુલા-લંગડામા શો મોટો દોષ છે કે એમનો નિષેધ કર્યો?

ઉ૦. લુલા-લગડાને દીક્ષા આપવાથી ધર્મ નિંદાય, એ દોષ છે. અજ્ઞાન લોક બોલવા લાગે, 'જોયો આ લોકોનો ધર્મ? આવા ને આવા આધળા ને લુલા ભેગા કર્યા છે. હલકો ધર્મ તે હલકાને સઘરે,' બાલ જીવોની ખાસીયત હોય છે કે દેવ-ગુરુનુ બાહ્ય રૂપ ઊંચું જુએ તો આકર્ષાય! બાહ્ય ખોટું હોય ને અંદર ગમે તેટલું સારું હોય પણ બાલ જીવો તે નહિ જુએ. ભલે સાધુ બન્યો હોય પણ જો બહારથી વેષભૂષા કરે, પટીયા પાડે, સ્ત્રીઓ સાથે બહુ લપછપ રાખે, તો આ બધું જોઈ લોક એ સાધુ પ્રત્યે આકર્ષાય નહિ, ઉલટા વધારે દુર્ભાવવાળા બને. માટે એવાનો નિષેધ કરવામાં શાસ્ત્રની વ્યાપક હિતદૃષ્ટિ છે. એકના યોગે અનેક લોકો ધર્મ તરફ દુર્ભાવવાળા ન બનવા જોઈએ; એથી બોધિબીજ હારી ન જવા જોઈએ. માટે જ ઢેડ-ભંગીને પણ દીક્ષા આપવાની શાસ્ત્રે મનાઈ કરી છે.

પ્ર૦. તો પછી એમા પેલો બિચારો વિરાગી અને ગુણવાન હોવા છતા એનો નિષેધ કરવામાં નિર્દયતા ન કહેવાય?

ઉ૦ ના, નહિ, એમા બે વસ્તુ છે, એક તો એ કે પ્રાયઃ એવા તદ્દન નીચા કુળમાં જન્મેલામાં દીક્ષાની યોગ્યતા નથી હોતી. કહે છે ને કે 'જાત તેવી ભાત પડે!' અવસરે એ સાધુજીવનમાં ઉંધું મારે. માટે એવા વધુ અનર્થમાથી એને બચાવી લેવો, એમાં એ જીવની દયા છે. બીજું, કદાચ કોઈ જીવ સારો ગુણીયલ કે યોગ્ય હોય, તો તો એ સમજશે કે ઘણાઓને ધર્મનિંદાની તક નહિ આપવી અને જિનાજ્ઞાનું પાલન કરવુ એ મહાધર્મ છે એવાને જિનાજ્ઞાનુસાર દીક્ષા ન દેવામા નિર્દયતા નથી પણ દયા છે. જિનાજ્ઞાની ઉપેક્ષાના પાપમાથી એનું, પોતાનું તથા લોકનું રક્ષણ છે.

વિદ્વાન પુરુષોનો આવો પ્રવાદ અર્થાત્ વચન ચાલ્યું આવે છે કે 'અર્થી, સમર્થ અને શાસ્ત્રથી અનિષિદ્ધ હોય તે જ ધર્મનો અધિકારી બની શકે છે.' ત્યારે પ્રસ્તુતમાં ચૈત્યવન્દન સૂત્રનો પાઠ લેવો વગેરે પણ ધર્મ છે. માટે એના અંગે પણ સામો અધિકારી છે કે નહિ, તે જોવું જોઈએ.

પ્ર૦: ચૈત્યવંદનનો પાઠ એ ધર્મ શી રીતે કહેવાય? ધર્મ તો, પહેલા પાઠ લે, ભણે અને પછી ચૈત્યવન્દન કરે ત્યારે થાય ને?

ઉ૦. એમ તો ચૈત્યવન્દનની ક્રિયા પણ ધર્મ કયા છે? ધર્મ તો આત્મામાં પ્રગટતા શુદ્ધ પરિણામસ્વરૂપ છે. તે છતાં કારણમાં કાર્યનો ઉપચાર કરી અર્થાત્ કારણને કાર્યવાહી શબ્દથી સંબોધીને જેવી રીતે આત્મપરિણામસ્વરૂપ ધર્મમા કારણભૂત જે ચૈત્યવન્દન ક્રિયા, તેને પણ ધર્મ કહેવાય છે, તેવી રીતે ચૈત્યવન્દન ક્રિયામા પણ કારણભૂત સૂત્રપાઠને ધર્મ કહી શકાય.

પ્ર૦: કારણને કાર્યવાચી શબ્દથી કેમ સંબોધી શકાય?

ઉ૦: જગતમા એવો વ્યવહાર ચાલે છે. દા. ત. માણસ કહે છે કે "હવે તો મારે દૂધ એ જીવન છે" અહિંયા ખરી રીતે જીવન તો આયુષ્ય છે, છતા આયુષ્યને ટકાવવામા કારણભૂત અહીં દૂધ બન્યું હોવાથી દૂધને જ જીવન કહેવાય છે. તો એ શું કર્યું? કાર્યભૂત આયુષ્યવાચક 'જીવન' શબ્દને કારણભૂત 'દૂધ' માટે વાપર્યો, (અને કહ્યું કે 'દૂધ એ જીવન છે') એનું નામ કાર્યનો કારણમા ઉપચાર કર્યો કહેવાય, અને એ રીતે સૂત્રપાઠ, ચૈત્યવન્દન વગેરે ધર્મ કહેવાય. એ ધર્મના માટે પણ અધિકારી બનવું જોઈએ.

# ચૈત્યવન્દનનો અધિકારી

(લ૦) યદ્યેવમુચ્યતાં કે પુનરસ્યાધિકારિણ ઇતિ । ઉચ્યતે, એતદ્ બહુમાનિનો વિધિપરા ઉચિતવૃત્તયશ્ચ ।

**અર્થ**· જો એમ છે તો કહો કે ચૈત્યવન્દનના અધિકારી કોને ગણવા? ઉત્તર એ છે, કે ચૈત્યવન્દનના બહુમાનવાળા, વિધિતત્પર, અને ઉચિત જીવનવૃત્તિવાળા જે હોય એ ચૈત્યવન્દનના અધિકારી છે.

**વિવેચન**·

પ્ર૦. જો ચૈત્યવન્દનનું શિક્ષણ અધિકારીને જ અપાય, એમ કહો છો, તો બતાવો એના અધિકારી કેવા હોવા જોઇએ?

ઉ૦: ચૈત્યવન્દનના અધિકારી ત્રણ ખાસિયતોવાળા હોવા જોઇએ;–એ,

[૧] ચૈત્યવન્દન પ્રત્યે બહુમાનવાળા હોય,

[૨] ચૈત્યવન્દનની વિધિમા તત્પરતાવાળા હોય,

[૩] ઉચિત જીવનવૃત્તિવાળા હોય,

અર્થાત્ ચૈત્યવંદનના અધિકારી જાણવા શાસ્ત્રકારે ત્રણ ગુણ કહ્યા -બહુમાન, વિધિતત્પરતા અને ઉચિત જીવનવૃત્તિ. આ ત્રણ ગુણો હોય તો કહી શકાય કે એ આત્મા ચૈત્યવન્દનનો અધિકારી થઇ શકશે.

**(૧) બહુમાન કેવી રીતે પ્રગટાવવું?** અહીં પ્રથમ ગુણ બહુમાન બતાવ્યો છે. માણસ સાંસારિક જીવનમા ધર્મ, અર્થ અને કામ એ ત્રણે ય પુરુષાર્થ સાધતો હોય, પરન્તુ એમાં જો ધર્મને શ્રેષ્ઠ માને, સારભૂત માને, ખરો ઉપકારી માને, તો ધર્મ પ્રત્યે એણે બહુમાન ધારણ કર્યું ગણાય. જો આપણે સમજીએ તો ધર્મ એ આપણો મોટામા મોટો ઉપકારી છે. કોઇને ત્યા ઉપકાર કરનાર વડો પ્રધાન ઉતરી આવે તો એના પ્રત્યે એનું હૃદય કેવુ હોય? અને એને કેવો માને? એને મોટો મહેમાન માને છે! અને એના પ્રત્યે હૈયામા તો પ્રેમ અને બહુમાન ઉછળતુ હોય છે! પછી એના ભારે સન્માન કરે છે! તો એની તુલનામા (૧) ધર્મ તો એથી ય ઉંચામા ઉંચો ઉપકારી છે; (૨) ત્રણેય ભવ સુધારનાર છે, (૩) જન્મોજન્મને આબાદ બનાવનાર છે, (૪) અર્થ, કામ પણ ધર્મથી જ મળે છે, (૫) ઠેઠ મોક્ષ સુધી પહોંચાડનાર ધર્મ છે, (૬) ધર્મ એ તો વિશ્વનો તારણહાર છે, (૭) એ ધર્મને તીર્થંકર દેવો જેવા જગતદયાળુએ જન્મ આપ્યો છે, (૮) ધર્મમા એકલી પવિત્રતા છે, (૯) ધર્મમા અનેકાનેક ગુણો છે, આમ વિવિધ રીતે વિચારતાં ધર્મમાં અર્થ–કામની અપેક્ષાએ પૈસા–ટકા, કુટુંબ, માન–સન્માન, વિષય–સુખની સામગ્રી, આ બધા કરતા અપૂર્વ વિશેષતાઓ છે, એમ સમજી ધર્મ અપનાવવામા આવે

તો ધર્મ પર બરાબર બહુમાન થાય. પછી ધર્મસાધના સારભૂત બને, માલવાળી બને! તો એમાંથી ફળ પણ મહાન મળે!

**ધર્મ તીર્થંકરદેવો એ ફરમાવ્યો છે!** તીર્થંકરદેવો એટલે પરમપુરુષ પરમાત્માઓ, એમણે જ્યારે ધર્મ ઉપદેશ્યો છે, ત્યારે એ ધર્મનું કેટલું ઊંચું મૂલ્ય હશે! દુનિયામાં ય મોટા માણસે અમુક કહ્યુ છે માટે એ માન્ય, એમ બહુમાન ધરાય છે. તો ધર્મ તો તીર્થંકરદેવોનો કહેલો છે, અનંતા તીર્થંકરોએ કહેલો છે. માટે એના પર બહુમાન ધારણ કરવુ જોઇએ;

**ધર્મે અનંતાને તાર્યા છે!**–દુનિયાદારી તો આપણે અનાદિકાળથી લઇ આવ્યા છીએ, અને એ દુનિયાદારીએ જ આપણને ભવમા ભટકતા રાખ્યા છે. તો તારક ધર્મની માફક એના પર બહુમાન કરવાના હોય? ત્યારે સમજો કે જેમણે આપણને એક રૂપિયો પણ આપ્યો નથી, પણ જો ખબર હોય કે એણે કેઇને હજારો રૂપિયા આપ્યા છે, અને આપણને પણ હજારો આપે એમ છે, તો એના પર બહુમાન થઈ જાય છે ને? તેમ ધર્મે હજી દુ ખમય સંસારમાંથી આપણને ઉંચક્યા ન હોય, છતાં ખબર છે કે એણે કેવા કેવા પાપી અને અધમ જીવોને ઉંચક્યા છે, તો શું એ વિચારી ધર્મ પ્રત્યે બહુમાન ન થાય?

**ધર્મની ઉદારતાની બલિહારી છે!** જગતમા શુ ઉદાર માણુસ પર બહુમાન નથી થતુ? એ ઉદાર મનુષ્ય તો કયારેક કૃપણ પણ થઇ થાય; ધર્મ તો કયારે ય પણ કૃપણ નથી થતો! અને ઉદારતામા જગતની કોઇ પણ વસ્તુ કરતાં ઉચ્ચતર દાન એ કરે છે. કહો કે એજ ખરો ઉપકારક છે. તેથી એના પર બહુમાન કરવું જ જોઇએ.

**સર્વ જીવોના હિતની ચિંતા ધર્મ કરે છે.** ધર્મ જગતને શિખવાડે છે કે 'જીવોને જીવવા દો! તમારે મરવાનો પ્રસંગ આવ્યો હોય, ત્યારે પણ બીજાને મારવાનું ન ઇચ્છો.' એવો આ અનત જીવોને અભય દેનારો, ઉપકારનો ધોધ વરસાવનારો ધર્મ છે, માટે એના પર અપરંપાર બહુમાન થાય.

**ધર્મ એ પવિત્રતમ વસ્તુ છે.** જો એક પવિત્ર માણસને જોતાં આનંદ અને બહુમાન થાય, તો ધર્મ પ્રત્યે કેમ એ આનંદ અને બહુમાન ન ઉછળે? સીતાજી પવિત્ર હતા, તો પવિત્રતાથી એ આપણુ મન હરી લે છે. તેમ ધર્મ એ અત્યંત પવિત્ર વસ્તુ છે, માટે એના પ્રત્યે મન આકર્ષાવુ જ જોઇએ. ધર્મમા મૈત્રી આદિ પવિત્ર ભાવનાઓ છે, અહિસા આદિ પવિત્ર વૃત્તિઓ છે, ક્ષમા આદિ પવિત્ર ગુણો છે, દાનાદિ પવિત્ર કર્તવ્યો છે, અને જ્ઞાનાચાર આદિ પવિત્ર આચારો સમાયા છે, તો એવા એ ધર્મ પ્રત્યે આપણે ભારે બહુમાન જમાવવુ જોઇએ. જેમ સાકર મો ગળચટ્ટું કરવાને લીધે જ મીઠી માનીએ છીએ, તેમ ધર્મ એ પણ આત્માને મધુર સ્વાદ આપવાથી મીઠી વસ્તુ છે, એટલે એના પ્રત્યે બહુમાન થઈ જ જાય! ધર્મ પર બહુમાન જગાડવાના આ બધા ઉપાયો છે. મન વિચારવન્તુ અને મક્કમ કરી જો બહુમાન કેળવાય અને એકવાર આ જીવનમાં શરૂઆત કરી દેવાય તો પછીના ભવોમા એ ધર્મ સહેજે ગમતો થઈ જશે! એના પર સ્વાભાવિક આદર–બહુમાન પ્રગટશે! મનનું વલણ ધર્મ પ્રત્યે ઊંચા મનવાળું, ઊચા અભિપ્રાયવાળું અને ઊચા આકર્ષણવાળું બનશે!

**બહુમાન વિનાની આરાધનામાં માલ નહિ:** નવકારવાળી ગણવાની ખરી, પણ પહેલા નવકાર પર બહુમાન ઉભું કરો! બહુમાન નહિ હોય તો જેટલા નવકાર ગણાયા એ બદલનો હર્ષ નહિ થાય પણ 'પારા કેટલા બાકી રહ્યા,' એનું લક્ષ રહેશે! કેમ જાણે માથેથી એક ભાર ઉતારવાનો હોય! મનને એમ થાય છે કે 'હાશ! હવે નવકારવાળી અડધી જ બાકી રહી, પા જ બાકી રહી.. હવે ૫–૧૦ પારા જ રહ્યા...' બહુમાન હોય તો ભાર ન માને, કમાણી માને! તેથી એમ વિચારે,

'હાશ ! અડધી નવકારવાળી તો કમાયો . પોણી કમાયો.. સો ઉપર નવકાર કમાયો.' તફાવત આટલો કે વેઠ માનનારો નવકારવાળીનો ડાબી બાજુથી હિસાબ ગણે છે, બહુમાનવાળો જમણી બાજુથી ! કોઈની પાસેથી રૂપિયા મળતા હોય, એ આપનારો કહે 'આજે મારે તમને ઠીક ઠીક રૂપિયા આપવાના છે.' અને એ આપતો જાય તો તેમા લેનારો કયો આનદ માને ? 'હાશ, આટલા બાકી રહ્યા' એ ? કે 'હાશ, 'સો મળ્યા, બસો મળ્યા ..' એ ? તો બોજરૂપ મનાતો ધર્મ, બહુમાન વિનાનો ધર્મ લુખ્ખો થવાનો. એનુ મોટુ ફળ ન આવે. માટે બહુમાન પહેલું જરૂરી છે.

(૨) વિધિતત્પરતા.– એકલા બહુમાનથી પણ પૂર્ણતા નથી થતી, સાથે વિધિતત્પરતા જોઈએ, તેમાંય માત્ર ધર્મની વિધિને વિષે તત્પરતા ન ચાલે, પણ આ લોક અને પરલોકને અવિરુધ્ધ હોય તેવા ફળવાળા અનુષ્ઠાનના ખપી બનવુ જરૂરી છે.

ધર્મના અધિકારી બનવા વિધિ–તત્પરતા કેમ જરૂરી છે ? જો આત્મા વિધિતત્પર નહિ હોય તો એ વિધિમા લોચા વાળવાનો. એથી ઉંચી કોટીના ધર્મને નીચી કોટિનો બનાવવાનો ! એક માણસ પદ્માસન લગાવી સ્થિર શરીરે આખ મીચીને હોઠ ફફડાવે છે, તો લોકોને થાય છે 'આ કોઈ મહાન સાધના કરી રહયો છે' પણ જો નીચો ડોસીની જેમ કેડમાથી વળીને બેઠો હોય, પગ ગમે તેમ રાખ્યા હોય, ડોળા આડાઅવળા ફેરવતો હોય, માળા ગમે તેમ ચલાવતો હોય, અને એનો એ જાપ કરતો હોય તો લોકોને દ્રષ્ટિએ એ કેવો લાગશે ? લોકોને એમ થશે કે 'આમનો ધર્મ આવો ડોશી જેવો મુડદાલ અને રેઢિયાળ લાગે છે.' ઊચી કોટીના ધર્મને નીચો કર્યો કહેવાય

તેમ એ પણ એક હકીકત છે કે મનુષ્ય પોતાના ધર્મને જો અતિ સામાન્ય ગણે છે તો તેથી એ ધર્મની સાધના પણ રાગળી–પાંગળી કરે છે. વિધિપૂર્વક ક્રિયા કરવાથી ક્રિયાનું મહત્વ સમજાય છે. વિધિતત્પરતા માટે પરલોકને વિરૂધ્ધ હોય તેવા અનુષ્ઠાનનો ત્યાગ જોઈએ તેમ આ લોકમા પણ વિરૂધ્ધ ફળ આપે એવા અનુષ્ઠાનનો ત્યાગ જોઈએ અર્થાત ધર્માનુષ્ઠાન એવી રીતે કરવુ જોઈએ કે જે ઉભય લોકમાં વિરૂધ ફળ અપાવનારૂં ન બને. વિધિ ચૂકવાથી આ લોકમા પણ ધર્મ–નિંદા વગેરે વિરુદ્ધ ફળ આવે છે. પરલોકદ્રષ્ટિએ પણ આશાતના–અનાદર થવાથી પાપ–બધન વધે છે. સ્વચ્છંદતા વગેરેના કુસસ્કાર વધે છે. આ બધું વિરુદ્ધ ફળ છે. આ બધુ ટાળવા વિધિ-તત્પરતા જોઈએ જ. ધર્મ એ મહાન મંત્ર છે. મહાવિદ્યા છે. એની સાધના વિધિસર કરો તો એના વાસ્તવિક ફળ પામી શકો

ધર્મનું ભાવી ફળ અતીન્દ્રિય વસ્તુ છે ! ધર્મથી આત્માને કેટલા કર્મ ઓછા થયા, કેટલું પુણ્ય વધ્યુ, તે ચક્ષુથી દેખાતુ નથી. એવા અતીન્દ્રિય ફળવાળા ધર્મની જ્ઞાનીઓએ મર્યાદા બાધી કે 'આ રીતે આલોક–પરલોકથી વિરુદ્ધતા ટાળીને ધર્મસાધના કરો તો પેલુ મહાન અતીન્દ્રિય ફળ નીપજે.' તો પછી વિધિની અવગણના કેમ કરાય ? જેમ ધર્મ અને એનું ફળ સર્વજ્ઞ પ્રભુએ જોયુ છે. તેમ વિધિ પણ એ સર્વજ્ઞ ભગવાને જ જોઈ છે, એમણે જ ઉપદેશી છે, તો એમની કહેલી વિધિ સચવાય તો જ ધર્મનું ફળ મળે એ સ્પષ્ટ છે. વ્યવહારમા પણ કયા વિધિ વગર ચાલે છે ? ગોળ, ઘી, લોટ ને પાણી ભેગા કઢાઈમા નાખી દે તો શીરો થાય ? ના, એ તો પહેલા ઘીમા લોટ શેકે, પછી ગરમાગરમ ગોળ–પાણીમા નાખે .વગેરે વિધિથી બનાવે તો શીરો થાય છે. વિધિસર દાદર ઉતરે તો નીચે ઉતરાય છે. વિધિસર દુકાન ચલાવે તો નફો થાય છે. વિધિસર નોકરી બજાવે તો પાયરી વધે છે. સર્વત્ર વિધિની આવશ્યકતા મનાઈ છે, તેમ ધર્મસાધનામા ય વિધિ, એ અનિવાર્ય શરત છે ધર્મસાધના પર જો ખરૂ બહુમાન હોય તો વિધિ–તત્પરતા આવવાની. એટલે કે જે આત્મા અધિકારી હશે તેને જ વિધિ સુઝવાની, બીજાને નહિ માટે જેનામા વિધિની ઉપેક્ષા દેખાય, એને અધિકારી નહિ માનવાનો.

**(૩) ઉચિતવૃત્તિ** ધર્મના અધિકારી તરીકે મનુષ્યમા ત્રીજી વસ્તુ 'ઉચિતવૃત્તિ' જોઇએ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણ એટલે કે જાતિ કહેવાય; એમા પોતપોતાના વર્ણને ઉચિત આજીવિકા જે ચલાવતા હોય તે ઉચિતવૃત્તિ કહેવાય. દા. ત. બ્રાહ્મણ હોય, પોતાના શાસ્ત્રોને એ ભણેલો હોય, ને લોકોને એ મુજબ ધર્મક્રિયા કરાવતો હોય, એવી રીતે શાસ્ત્રોનું જનતામા પઠન–પાઠન–શ્રવણ કરાવે, તે જીવન–નિર્વાહનો ઉચિત માર્ગ કહેવાય. વૈશ્ય હોય તો પોતે પ્રામાણિક રીતે સારા ધધા નોકરી વગેરે કરે. ખેતી વગેરે દયા સાચવીને કરે. ક્ષત્રિય જો પ્રજાજન હોય તો રાજ-સેવાદિ કાર્ય વફાદારીથી બજાવે, નિર્બળનું રક્ષણ કરે, રાજા હોય તો પ્રજાનું ન્યાયથી અને ધર્મયુક્ત પાલન કરે. શુદ્ર હોય તો એને ઉચિત પોતાનો ધંધો પ્રામાણિકતાથી મર્યાદાબદ્ધ બજાવે. આ બધી ઉચિતવૃત્તિઓ કહેવાય. બ્રાહ્મણ હોવા છતા આડાઅવળા ધંધા કરે, જીવન શાસ્ત્રીય મર્યાદાપૂર્વકનું ન હોય, બીજાને ધર્મક્રિયા કે શાસ્ત્રાધ્યયનાદિ કરાવવાનું મૂકી હલકા ધંધા કરતો હોય તો એ ઉચિતવૃત્તિ ન કહેવાય. એમ વૈશ્યા પ્રામાણિકતા સાથે દયા હોય તો ઉચિતવૃત્તિ કહેવાય, નિર્દયતા હોય તો નહિ.

એક છોકરી એક વેપારીને ત્યાથી પોતાની માએ કહ્યા કરતાં ભૂલથી જુદું કપડું લઇ ગઇ, ઓરમાન માએ છોકરીને ધમકાવીને કહ્યુ, 'કેમ આ લાવી? જા જઇને બદલી આવ, નહિતર મારી નાખીશ' છોકરી રોતી રોતી આવીને વેપારીને કહે છે, 'બદલી આપો,' પેલો કહે છે–'ના અમારે તો પ્રામાણિક વેપાર! આપેલો માલ પાછો નહિ લેવામા આવે!' બિચારી છોકરી કકળવા માડી,–'મારે ઓરમાન મા છે મને પીટી નાખશે.' છતાં પેલા વેપારીએ ન બદલી આપ્યુ, એટલે છોકરી રોતી રોતી ગઈ ઘેર ને ઓરમાન માએ ધબેડી નાખી. શું છે આ? વેપારીની આ ઉચિતવૃત્તિ ન કહેવાય. આજે તો દયા અને ન્યાય–નીતિ પ્રામાણિકતા વ્યાપક રૂપે જોવા કયા મળે? ધર્મના અધિકારી બનવા ઉચિત જીવનવૃત્તિ જોઈએ. ક્ષત્રિય હોય, રાજાની સેવા કરતો હોય, પણ જો રાજાને વફાદાર ન રહે અને બીજા રાજા સાથે ખાનગી ગુપ્તેગો ચલાવે તો એના માટે એ ઉચિતવૃત્તિ ન કહેવાય.

**ઉચિત જીવનવૃત્તિના ગુણો: એના અભાવે અનર્થ:**–ચાર જાતિઓ અને એના મુખ્ય ધધા એ તો પ્રાચીન કાળની વસ્તુ હતી આજે અવાંતર જાતિઓ અને વિવિધ ધધા અનેક દેખાય છે. તેમ જીવન જીવવાની પદ્ધતિઓ પણ આજે કેઈ પ્રકારની અસ્તિત્વમા આવી છે, જે નવી પણ છે. તો એના હિસાબે ઔચિત્ય પણ અનેક રીતે લક્ષમાં લેવુ જોઇએ. જેમ પૂર્વકાળમા પ્રામાણિકતા અને દયાનો વ્યવહાર ઉચિત જીવનવૃત્તિ તરીકે લેખાતો તેમ આજે પણ બીજા ઢગલાબંધ ગુણોવાળો વ્યવહાર જીવનવૃત્તિ તરીકે સ્વીકારવો પડશે, તો જ ધર્મનો સાચો અધિકાર પ્રાપ્ત થઈ શકે, અને એવા અધિકારપૂર્વક ધર્મની સાધના કરનારો સ્વાત્માની શુદ્ધિ–ઉન્નતિ સાધવા સાથે બીજાને પણ દષ્ટાંતભૂત બની શકે. નહિતર મૌલિક ગુણોના અભાવે અનાદિના દોષ–દુર્ગુણો જીવનમા મહાલતા રહેવાથી ધર્મક્રિયા શુષ્ક હૃદયે કરતો રહેશે! ધર્મક્રિયા કે ધર્મસ્થાનમા વાંકું પડતા ક્રોધાદિ કાષયમા ચઢી પોતાના સંઘરી રાખેલા દોષ–દુર્ગુણને વિકસાવશે! કદાચ ધર્મની એ શુભ ક્રિયાઓ, સ્થાનો અને માનનીય વ્યક્તિઓ પ્રત્યે પણ દુર્ભાવવાળો બની જશે! આ બધું ઉચિત જીવનચર્યાને ઉપયોગી ગુણોના અભાવે બને છે. ઉચિત જીવનચર્યાના અભાવે માત્ર પોતાને નુકશાન કરશે એમ નહિ, પણ તેના અનુચિત વર્તાવને લીધે બીજાને પણ પોતાના પ્રત્યેને યાવત ધર્મના પ્રત્યે દુર્ભાવવાળા કરશે. બીજા જોનારા કહેશે 'જોયો આ ધર્મી? જોયો આનો ધર્મ? ધર્મ અને આ? છે કંઈ ઠેકાણુ? કેવા અજુગતા બોલ કાઢે છે! કેવો અયોગ્ય વર્તાવ કરે છે! કેવો નિર્દય, તામસી, અભિમાની . વગેરે છે! આનો ધર્મ જ એવો માલ વિનાનો માત્ર ક્રિયાકાડના ડોળવાળો લાગે છે!' ધર્મને આવી આવી નિંદા, દુર્ભાવ વગેરેનું પાત્ર બનાશે.

આ પણ એક ભયંકર પાપ છે. માટે વ્યાપક ઔચિત્યવાળી જીવનચર્યા જરૂરી છે, એ માટે વ્યાપક

સૌમ્યતા, પરમાર્થરુચિ, ષડ્ અ તરંગશત્રુઓનો જય, ઇન્દ્રિયસંયમ, મૈત્રીભાવ, પ્રમોદભાવ,વગેરે પાયાના ગુણો જરૂરી છે. એ જેમનામા નથી એવા ધર્મક્રિયાના સાધક આજે કેટલાય દેખાય છે કે જે પોતાના કુટુંબી, ઉપકારી માતાપિતા, યા પતિ કે પત્ની, ભાઈ-બહેન, કાકા-મામા વગેરે સાથે રગડે-ઝગડે છે! એમને ક્લેશ-સંતાપ આપે છે! એ ફજેતા પાછા બીજાને દેખાડે છે! એમનું લૂંટવાની લાલસા રાખે છે! નોકરો અને આશ્રિતોને ધમધમાવે છે, નીચ ગાળો દે છે! એમના હૃદય ભેદાઈ જાય, કલેજાં ચીરાઇ જાય, એવા વાણી-વર્તાવ આદરે છે! સમાજમા અભિમાની અને દમ દેતા થઈને ફરે છે! યાવત્ સાધુપુરુષોને પણ પોતાની હકુમત નીચે રાખવા મથે છે! અને અવસરે દેવાધિદેવને પણ પોતાના સ્વચ્છંદ વિહરણથી વિડ બે છે! સ્વાર્થસાધનામા લંપટતાના યોગે બીજાના સ્વાર્થભગ તરફ બેપરવા રહે છે! અરે, જરૂર પડયે બીજાને મહાનુકશાનમા ઉતારે છે! જરૂર પડયે રખેને પોતાને કંઈ દેવુ પડશે એ બીકે પરમાર્થના સામૂહિક કાર્યોને પણ ઉડાવે છે! કોરી સ્વાર્થાંધતાને લીધે એ ધર્મી તરીકેના કર્તવ્ય ચૂકે છે, અનંત ઉપકારી દેવ-ગુરુ-ધર્મ પ્રત્યે કૃતજ્ઞતા ભૂલે છે, દુઃખીના ઉદ્ધાર અને ગુણીની ભક્તિ વિસારે છે, યાવત્ કુટુબીજનો પ્રત્યે પણ કઠોર કૃપણતાથી વર્તે છે! જયા ને ત્યા અંતરંગ શત્રુને પોષનારા ગુસ્સા, માયા, કપટ વગેરે આદરે છે, મહાતૃષ્ણાળુ અને કામાંધ બન્યા રહે છે! મદાંધ થઈ ફરે છે! ઈન્દ્રિયોમા મહાઆસક્ત બની રહે છે! મૈત્રી આદિના અભાવે વૈર-વિરોધ, કઠોરતા-નિર્દયતા, ઇર્ષ્યા-દુર્ભાવ અને પરદોષનિરીક્ષણમા ચકચૂર રહે છે ..આ બધા દોષો હોય ત્યાં ઉચિત જીવનચર્યા ન આવી શકે. એવા દોષોમા રચ્યા પચ્યા રહેનારા ધર્મક્રિયાને શોભા ન આપી શકે માટે જ 'બહુમાન, વિધિપરતા અને ઉચિતવૃત્તિ, આ ત્રણ ગુણો ધરાવે તે જ આત્મા ધર્મનો અધિકારી છે' એમ કહેનાર દયાળુ શાસ્ત્રકારોની ગંભીર દષ્ટિ સમજવા જેવી છે.

(૯૦) न हि विशिष्टकर्मक्षयमन्तरेणैवंभूता भवन्ति।

અર્થ· કર્મોના વિશિષ્ટ ક્ષય વિના એવા બહુમાનવાળા, વિધિતત્પર અને ઉચિતવૃત્તિવાળા નથી બની શકાતુ

વિવેચન:—

પ્ર૦: ચૈત્યવન્દનધર્મનો સમ્યગ્ લાભ થવા માટે તમે કહો છો કે 'બહુમાન વગેરે ગુણવાળો જીવ જ અધિકારી છે,' પરન્તુ તાત્ત્વિક રીતે જોતા તો જ્ઞાનાવરણ, મોહનીય, આદિ બાધક કર્મોનો વિશિષ્ટ ક્ષય જેણે કર્યો હોય તે જ અધિકારી બની શકે છે. તો પછી આત્મા અધિકારી છે કે કેમ, તે તપાસવા આવો કર્મક્ષય જ જોવો જોઈએ ને? બહુમાન આદિ ગુણો જોવાનું શું કામ છે?

ઉ૦ કર્મક્ષય એ આત્માની આભ્યન્તર વસ્તુ છે, અતીન્દ્રિય છે, એ ચર્મચક્ષુથી દેખી ન શકાય, પણ એ કર્મક્ષય થયાના ચિહ્ન જે બહુમાન આદિ, તેને તપાસી શકાય. વાત સાચી છે કે ધર્મના અધિકારી બનવા કર્મનો વિશિષ્ટ ક્ષયોપશમ થયો છે કે નહિ, તે વસ્તુ, આત્મા બહુમાન વગેરે ગુણવાળો બન્યો છે કે નહિ, તે પરથી જણાય. ત્યારે આપણે ચૈત્યવન્દન ધર્મ જે જોઈએ છે, એના પગથીયે ચઢવામા પણ જ્ઞાનાવરણાદિ કર્મોનો વિશિષ્ટ ક્ષયોપશમ જોઇએ છે. આતરિક ક્ષયોપશમ ન હોય તો દેખાવથી માત્ર ધર્મ દેખાય, પણ જેને વાસ્તવિક ધર્મની સ્પર્શના કહીએ, તે ધર્મસ્પર્શના ન મળે. માટે જ જો પૂછો કે,

પ્ર૦: 'અમને ધર્મમા રસ કેમ નથી આવતો?'

ઉ૦.—એનુ મૌલિક કારણ એ છે કે અંતરમા એવા પ્રકારનાં કર્મોનો ક્ષયોપશમ નથી થયો. તેમજ એ ક્ષયોપશમ કરવા માટે ઉપરોક્ત ગુણોનો અભ્યાસ કરવો જોઇએ, તે અભ્યાસ પણ કર્યો નથી. વિશિષ્ટ યોગ્યતા કેળવીને ધર્મ કરવો જોઈએ, આ વાત જેના ગળે ઉતરી હોય તે અવશ્ય તેમજ કરે.

એટલે દૃષ્ટિ તો પહોંચે છે કે 'ધર્મ રસમય રીતે કરવા જેવો છે,' અને જે દૃષ્ટિ પહોંચી એજ કર્મે વિવર આપ્યુ કહેવાય. હવે રસ કેમ નથી? કહો કે જીવે ગુણોની આ ભૂમિકા નથી બનાવી માટે તેને રસ નથી. જીવે સમજી લીધુ છે કે 'આપણે સંસારમા ગમે તેમ વર્તીએ એને ધર્મની સાથે કંઈ લેવા-દેવા નથી!' આ સમજાયુ છે એટલે પછી આત્મામા મૌલિક યોગ્યતા ન કેળવાય અને ક્ષયોપશમ ન જાગે એ સહજ છે, અને એ યોગ્યતા તથા ક્ષયોપશમ ન હોય પછી ધર્મમાં રસ કયાથી જાગે? 'સંસારમા જીવ ગમે તેમ વર્તે, છતાં તેનામાં ધર્મક્રિયાની યોગ્યતા હોઈ શકે,' એવી માન્યતાને પહેલે તબક્કે મિટાવી દેવી જોઇએ. સંસારમા ઊંચા જીવન પર જ ધર્મની ઉચિતતા ઉભી થઈ શકે છે. તો એવુ ઉચિત સાસારિક જીવન બનાવવા ખાસ પ્રયત્ન કરવો જોઇએ. ચૈત્યવન્દનનો ધર્મ, કે જે ધર્મ કર્મના વિશિષ્ટ ક્ષયોપશમથી પ્રાપ્ત થાય છે, તે ચૈત્યવન્દન-ધર્મને આ ગુણો પ્રેરે છે. તેમ આ ગુણો હોય તો તે સૂચવે છે કે એવો ક્ષયોપશમ પ્રાપ્ત થયો છે. ચૈત્યવન્દન ધર્મ એવા વિશિષ્ટ ક્ષયોપશમવાળા જીવને આપી શકાય; બીજા અયોગ્યને નહિ. કેમ? એટલા માટે કે યોગ્યતા વિના ધર્મ કરે તો તે અયોગ્યતાને લીધે જાતને અને ધર્મને નિંદાનુ પાત્ર બનાવનારો બને છે.

આત્મામાં ક્ષયોપશમ કરવા આજ બહુમાનાદિ ગુણોનો અભ્યાસ કરવો જોઇએ. મન પર બળાત્કાર કરી જો ગુણોનો અભ્યાસ કરવામા આવે તો પછી એ ગુણો વધતા વધતાં સ્વાભાવિક રીતે પ્રગટે છે. 'બહુમાન તેમજ વિધિ સંસારમાં પણ સાચવવાં જ પડે છે, તો ધર્મ એ શુ એવી કોઇ અગત્યની વસ્તુ નથી, કે એના માટે મારે બહુમાન અને અને વિધિ ન સાચવવા? સાચવવાં જ જોઇએ.'-આ માનસિક ધોરણ ઉભું કરવું જોઈએ.

જે આત્મામા વિશાળ ક્ષયોપશમને સૂચવતા બહુમાનાદિ ગુણો હોય તેને ચૈત્યવન્દન આપી શકાય.

પ્ર૦: કર્મનો વિશિષ્ટ ક્ષયોપશમ તાત્ત્વિક દૃષ્ટિબિંદુથી કેવો હોય ?

ઉ૦—કર્મનો વિશિષ્ટ ક્ષયોપશમ ત્યારે થયો ગણાય, કે જયારે કર્મ અંત. કોટાકોટી સ્થિતિની અંદર આવ્યા હોય જે આત્મા સંસારમા અનંતાનંત પુદ્ગલ પરાવર્ત કાળ વીતાવી છેલ્લા પુદ્ગલ પરાવર્ત કાળમાં એટલે કે ચરમાવર્તમા આવી ગયો હોય, મોક્ષે જવા માટે હવે એક પુદ્ગલ પરાવર્તની અંદરનો કાળ શેષ રહ્યો હોય, એવા આત્માને હજુ કર્મોની સ્થિતિ એક કોટાકોટિ સાગરોપમથી અધિક હોઈ શકે છે, અર્થાત્ મિથ્યાત્વ મોહનીયની સીત્તેર કોટાકોટિ સાગરોપમ, કષાય મોહનીયની ચાલીસ કોટાકોટિ સાગરોપમ વગેરે સ્થિતિ હોઈ શકે છે જે આત્માના કર્મોનો સ્થિતિકાળ આવો હોય, એ આત્મામા ધર્મની લાયકાત નથી. પરંતુ શુભ અધ્યવસાયથી એ કર્મની સ્થિતિ તોડતો તોડતો માત્ર એક કોટાકોટિ સાગરોપમ સ્થિતિ બાકી રાખે, એમાથી ય પાછો પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો કાલ તોડે ત્યારે કર્મનો વિશિષ્ટ ક્ષયોપશમ થયો કહેવાય અને ત્યારે ચૈત્યવન્દનના ભાવ પ્રાપ્ત થાય.

પ્ર૦: શું બાંધેલા કર્મના સ્થિતિકાળ વગેરેમા ફેરફાર થઇ શકે ?

ઉ૦: હા, બાંધેલા કર્મના સ્થિતિકાળમા ફેરફાર થઈ શકે બાંધેલા કર્મો સીધેસીધાં ભોગવાય એવો નિયમ નથી. જુઓ, ત્રીજા ભવમા મહાવીર પ્રભુના જીવ મરિચીએ મિથ્યાત્વ કર્મ ઉપાર્જ્યું; એ મરિચી ત્રીજા આરાના છેડે થયા; અને ચોથા આરાના છેડે એમનો છેલ્લો ભવ મહાવીર પ્રભુ તરીકેનો થયો. વચ્ચે કાળ કેટલો વીત્યો? બેતાલીસ હજાર વરસ ઓછા એવા એક કોડાકોડી સાગરોપમ વર્ષ! મિથ્યાત્વ કર્મ બાંધ્યું હતુ; છતા વચ્ચે સોળમા વિશ્વભૂતિના ભવમાં સમ્યક્ત્વ પામ્યા. શી રીતે? શુભ અધ્યવસાયથી મિથ્યાત્વ કર્મનો ક્ષયોપશમ કર્યો. ત્યાંથી આગળના ભવમા પાછુ સમ્યક્ત્વ ગુમાવ્યું તો ઓગણીસમા ભવે સાતમી નરકે ગયા. પાછા પ્રિયમિત્ર ચક્રીવર્તીના પૂર્વ ભવમા એટલે કે બાવીસમા ભવમાં

મિથ્યાત્વનો ક્ષયોપશમ કરી સમકિત પામ્યાં ! એ રીતે મરિચીના ભવમા કોડાકોડી સાગરોપમ સ્થિતિનું નીચ ગોત્ર કર્મ બાંધ્યુ હતુ, છતા વચલા ભવોમા ઊંચ કૂળે અવતાર પામ્યા હતા. શી રીતે ? ઉચ્ચ ગોત્ર કર્મ ઉપાર્જીને. એ ઉચ્ચગોત્ર કર્મના ઉદયથી પેલા નીચ ગોત્ર કર્મના ઉદયને પરાભૂત કર્યો. પણ છેવટે મહાવીરપ્રભુના ભવમા પેલા નીચ ગોત્રકર્મના અંશ બાકી રહેલા, તે ઉદયમા આવ્યા ! અને પ્રભુને દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષીમાં લઈ ગયા. આ રીતે બાંધેલા કર્મોના ફળમા પણ ઉદયના પરાભવથી અને ક્ષયોપશમથી ફેરફાર થાય છે. એટલે ઉગ્ર, મધ્યમ કે મંદ પરિણામમા કર્મ બાંધ્યા હોય, પણ જો ઉપાય કરવામા આવે અર્થાત્ શુભ અધ્યવસાય આદિ યોજવામા આવે તો તેનાથી પૂર્વોપાર્જિત કર્મોના સ્થિતિકાળ આદિમા ફેરફાર થાય છે. આવા ફેરફાર થવાની જો કોઈ પ્રક્રિયા ન થતી હોય તો કોઈ પણ આત્મા મોક્ષે જઇ જ ન શકે, કેમકે એક સમયે ઉપાર્જેલા કર્મ અનેક હોય છે, તે ય લાંબી સ્થિતિવાળા હોય છે, એ સીધે સીધા ભોગવતા પાર જ ન આવે. શ્રી કૃષ્ણે ગીતામા કહ્યુ છે કે '**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुतेऽर्जुन.**' અર્જુન ! સર્વ સંચિત કર્મોને જ્ઞાનરૂપી અગ્નિ ભસ્મીભૂત કરે છે !' શ્રીકૃષ્ણ માત્ર સર્વજ્ઞ ન હોવાથી એ ન બતાવી શકયા કે કેવી કેવી રીતે કર્મપુદ્ગલોમા સ્થિતિઘાત, રસઘાત, સંક્રમણ, પ્રદેશોદય, વિપાકોદય, ક્ષયોપશમ વગેરે થાય છે ! પરંતુ એ તો એમણે ય માન્યુ કે બાંધેલા દીર્ઘ સ્થિતિકાળનાં કર્મો ક્ષણમા પણ નાશ પામી શકે છે ! યથાપ્રવૃત્તકરણ એટલે કે વિના ઈરાદાએ સહજભાવથી પ્રવર્તેલ શુભ અધ્યવસાયથી જીવ સર્વ કર્મોની સ્થિતિ કોટાકોટિની અંદર એટલે અંત. કોડાકોડી બનાવી મૂકે છે. પરન્તુ એ સ્થિતિમા હજુ પણ હ્રાસ કરવા માટે જીવમા જોમ નથી રહેતુ, તેથી પાછો પડે છે ! આવુ અનંતીવાર બન્યુ ! જેમ નદીનો ગોળ પાષાણ જીવના કોઇ પ્રયત્ન વિના એમ જ અથડાતો કુટાતો ગોળ થઈ ગયો હોય છે, તેમ આત્મા સંસારના દુઃખ-ત્રાસમા અથડાતો કુટાતો હોય, ત્યા એના હાર્દિક ભાવ, હાર્દિક પરિણામ એમજ હળવા થઈ ગયા હોય, તો સહજભાવે આત્મામા શુભ ભાવ જાગે છે, તેનું નામ યથાપ્રવૃત્તિકરણ. આવુ તો અનેક જીવોને બને છે, પણ અપૂર્વ વીર્યોલ્લાસ અને શુભ ભાવોલ્લાસ બહુ ઓછા જીવોમા અને કોઇક જ વાર વધતો રહે છે, કે જે અંતઃકોડાકોડીમાં સ્થિતિને ઓછી કરતા પલ્યોપમના અસખ્યાતમા ભાગ જેટલી ઘટાડી દે છે ! આવુ થયા પછી ચૈત્યવન્દનાદિ ધર્મ પ્રાપ્ત થાય છે. એવા જીવ બહુમાનવાળા, વિધિતત્પર અને ઉચિતવૃત્તિ હોય છે. આનો અર્થ એ છે કે એવા ગુણમય થવુ હોય તો એના માટે કર્મોની અંતઃ કોડાકોડી સ્થિતિ કરવી જોઇએ.

## બહુમાનાદિ ત્રણ ગુણોનો ઉત્પત્તિ ક્રમ.

(લ૦) ક્રમોઽप्यमिषामयमेव । न खलु तत्त्वत एतद्बहुमानिनो विधिपरा नाम, भावसारत्वाद् विधिप्रयोगस्य । न चायं बहुमानाभावे इति ।

**અર્થ.** આ ત્રણ ગુણ ઉત્પન્ન થવાનો ક્રમ પણ આજ પ્રમાણે છે. કેમકે ચૈત્યવન્દનના ઉપર બહુમાન રહિત પુરુષો વિધિમા તત્પર નથી હોતા, કારણ કે વિધિની સાચવણી ભાવપ્રધાન છે; અને ભાવ એ બહુમાન વિના હોય નહિ.

**વિવેચન:—**

પ્ર૦ :—ભલે ક્રિયાનું બહુમાન, વિધિતત્પરતા અને ઉચિતવૃત્તિ, આ ત્રણ ગુણો આત્મામા પ્રગટ થયા હોય, એનાથી કર્મનો ક્ષય-ક્ષયોપશમ થયો હોય, અને તેથી જીવ ક્રિયાનો અધિકારી બન્યો હોય; પરંતુ ત્રણ ગુણોમા પહેલું બહુમાન, પછી વિધિતત્પરતા અને પછી ઉચિત જીવનવૃત્તિ, એવો ક્રમ કેમ મૂકયો ?

ઉ૦ :—બહુમાન વગેરે ગુણો જાગવાનો ક્રમ એ રીતે જ છે પહેલાં બહુમાન જાગે, પછી જ વિધિતત્પરતા જાગે, અને પછી જ ઉચિત જીવનવૃત્તિ આવી શકે. જીવ જો ચૈત્યવન્દન પર બહુમાન નહિ ધરાવતો હોય, તો એ ચૈત્યવન્દનની વિધિમાં તત્પર નહિ બની શકે. પાયામા ધર્મ પ્રત્યે બહુમાન હોય, અને ધર્મ એ અર્થ-કામ કરતા ઉચ્ચ છે એમ સચોટ માનતો હોય એવો જીવ ધર્મસાધનાની વિધિમા તત્પર બને છે. અર્થાત્ વિધિને ચુસ્તપણે વળગી રહેનારો બને છે. એમ જો વિધિતત્પર હોય તો ઉચિત જીવનવૃત્તિ-વાળો બની શકે છે અર્થાત્ આજીવિકાના યોગ્ય જ ઉપાયમા પ્રવર્તનારો બની શકે છે. આ બહુમાન, બહુમાનપૂર્વક પ્રગટતી વિધિત્પરતા અને તેના બળ ઉપર જીવતી ઉચિત જીવનવૃત્તિ જેનામા દેખાય તેનામા ધર્મનુ અધિકારીપણું માની શકાય.

અહી કહ્યું, બહુમાન કેળવ્યુ હોય તો વિધિતત્પરતા આવી શકે છે. કેમકે વિધિપ્રયોગ ભાવપ્રધાન છે. અર્થાત્ વિધિની સાચવણીમા ભાવની મુખ્યતા છે. ભાવ એટલે બહુમાન, એના પર જ વિધિ નભે.

ચૈત્યવન્દનમા અરિહંતપ્રભુને વન્દનાનો શુભ પરિણામ અર્થાત્ સંવેગાદિ જોઈએ. એટલે કે ચૈત્યવન્દન કરતી વખતે આત્મામા સંવેગ, નિર્વેદ, શ્રદ્ધા, ભક્તિ ઈત્યાદિ શુભ પરિણામ હોય તો જ વિધિ પૂર્ણ બને છે. વિધિ માટે આત્મામાં એવા શુભ પરિણામ જોઈએ કે એ શુભ ભાવોની આગળ જગતની વાતો તુચ્છ લાગે! સંવેગાદિથી જીવ વિધિમાં ઓતપ્રોત થઈ જાય! કેમકે ધર્મવિધિ મોક્ષના હેતુથી કરવાની છે, અને સંવેગ એટલે મોક્ષની અભિલાષા, એ મોક્ષાભિલાષા જ્વલંત હોય; સંવેગ એટલે ધર્મની અભિલાષા, એ ધર્માભિલાષા ઉત્કટ હોય; જો એ ઉત્કટ ન હોય તો વિધિ કયાં રહે? તેમ, વિધિ માટે નિર્વેદ જોઈએ. એટલે કે સંસાર પર અરુચિ, કંટાળો જોઈએ સાંસારિક વાત-વસ્તુ પર કંટાળો એટલે પણ નિર્વેદ. વ્યાવહારિક પ્રવૃત્તિ પર અનાસ્થા એ નિર્વેદ ભાવ તરીકે આ બધું હોય તો ધર્મ-વિધિ જોરદાર સાચવી ગણાય; અને એવી ક્રિયા સચોટ લાભ આપે. ભાવ વિનાની કોરી ક્રિયા-વિધિ, વિધિ ન ગણાય. એનાથી ખરો લાભ ન થાય. એવી ક્રિયા-વિધિ તો પૂર્વે અનંતી કરી, પણ તેથી શું? લાભનો વિશેષ આધાર અંતરના સંવેગ-નિર્વેદાદિ ભાવ ઉપર છે એ ભાવ બહુમાન વિના આવતા નથી. એટલે બહુમાન હોય તો જ ભાવ, અને ભાવ હોય તો જ વિધિનું પાલન શકય છે. માટે જ કહેવાય કે વિધિ-તત્પરતા બહુમાનપૂર્વક જ હોઈ શકે.

તેમ જે આત્મા વિધિતત્પર હોય તે જ આત્મા ઉચિતવૃત્તિ બને. વિધિતત્પરતા વિના ઉચિતવૃત્તિતા પણ નહિ આવી શકે. અહીં પ્રશ્ન થશે કે,

પ્ર૦.—વિધિતત્પરતા એટલે ચૈત્યવન્દનાદિ ધર્મ કરવાની વિધિનો ખાસ ખપ હોય; અને ચૈત્યવન્દનાદિ ધર્મ એ તો પારલૌકિક કૃત્ય કહેવાય; એનો ખપ એટલે એને ઉચિત રીતે સાધવાની તમન્ના રાખવાની. ત્યારે ઉચિત જીવનવૃત્તિ એટલે આ લોકમા પોતપોતાની જાતિના હિસાબે ઉચિત રીતે જીવનચર્યા ચલાવવાનુ આવે. આમ વિધિ-પરતા ભાવી ભવના ધર્માનુષ્ઠાન અંગે છે, અને ઉચિત જીવનવૃત્તિ વર્તમાન જીવનના લાભને અંગે છે. એમાં એ નિયમ શા માટે હોવો જોઈએ કે વિધિતત્પર હોય તે જ ઉચિતવૃત્તિ હોય? કોઇ માણુસ પારલૌકિક ધર્મકૃત્યમા ઉચિતવિધિ ન સાચવતો હોય, છતા વર્તમાન જીવન અંગે ઉચિતવૃત્તિ હોઇ શકે ને?

ઉ૦: ના, પરલોક સંબંધી કાર્યોમા જે આત્મા વિધિમાં તત્પર નથી અર્થાત્ ઉચિતવૃત્તિ નથી, તે આત્મા આ લોક સંબંધી કાર્યોમા ઉચિતવૃત્તિ નથી બની શકતો; કારણ એ છે કે આ જીવનના કાર્ય એ વિષય જુદો છે; એને હેતુ તરીકે આગળ કરીને 'ઔચિત્ય હોઇ શકે' એમ ન કહી શકાય. જે ઔચિ-ત્યના ભેદ પાડો છો કે 'આ લોક સંબંધી ઔચિત્ય જુદું, ને પરલોક સંબંધી ઔચિત્ય જુદું,' તે યુક્તિયુક્ત નથી. કેમકે ઔચિત્ય એટલે દૃષ્ટ કે અદૃષ્ટ લાભને પ્રતિકૂળ ન હોવાપણું. ઉચિત કાર્ય એનું નામ કે જે કાર્ય પ્રત્યક્ષ કે પરોક્ષ કોઇ પણ નુકશાની કરાવનારું ન હોય. ચાહે કોઈ કાર્યથી તાત્કાલિક લાભ

હોય પણ આગે જઇને નુકસાન કરે, તો એ ઉચિત કાર્ય ન કહેવાય. એવા નુકશાનકારક કાર્યનો ત્યાગ કરવાની પ્રવૃત્તિ એ ઔચિત્ય કહેવાય. એમા કોઇ એમ માને કે 'આપણે તો પરોક્ષ નુકશાનનો ત્યાગ કરવાની જરૂર નથી, વર્તમાન નુકશાન ટાળો,' તો એ ઔચિત્યભર્યું વર્તન ન કહેવાય જો ખેડૂત શાહુકાર પાસેથી દાણા લઇ આવીને વિચારે કે 'ખેતરમા જો હમણા નાખી દઇશુ, તો આવા સારા દાણા ખાવા નહિ મળે, માટે ખાઇ નાખો !' અને એમ કરી ખાઇ જાય તો એ ઉચિત વર્ત્યો ન ગણાય. ઔચિત્ય એને કહેવાય કે દીર્ઘદૃષ્ટિથી પરિણામને ખાસ ધ્યાનમા લઇને જો તે કાર્યથી પ્રત્યક્ષ કે પરોક્ષ નુકશાન થાય એમ હોય તો એ કાર્ય ન કરે પારલૌકિક નુકશાનો લાવનારા વર્તાવને જે કરે છે, દૂરના હિતથી વિરુદ્ધ વર્તનને આચરે છે, તેનું એ વર્તન વર્તમાન જીવન માટે પણ ઉચિત ન ગણાય. માટે ત્યા ઔચિત્યનો ભગ છે. પછી ભલે બીજી વાતોમા ઔચિત્ય દેખાડતો હોય. ઔચિત્ય એ વ્યાપક ગુણ છે અહીં પ્રત્યક્ષમા પ્રવૃત્તિ વ્યાજબી હોવા સાથે પરોક્ષમા આગળ જઇને પણ એ પ્રવૃત્તિ નુકશાન ન કરતી હોય એ રીતે વર્તવું તેનું નામ ઔચિત્ય છે. દૃષ્ટ–અદૃષ્ટ બન્ને અનર્થોને ટાળીને વર્તવુ જોઈએ. જે પરિણામે સુન્દર હોય તે જ અહી પણ સુન્દર ગણાય, ઉચિતતાભર્યું ગણાય.

માત્ર પ્રામાણિક વેપાર કર્યો કે મીઠા શબ્દોમા બોલ્યા, એટલુ જ બસ નથી ! પણ જીવનમા સર્વ આચારો પોતાના કુળને ઉચિત હોવા સાથે નિર્દોષ હોવા જોઇએ. એના હાર્દિક શુભ આશયો દીર્ઘદૃષ્ટિના હોવા જોઈએ. એવુ ઔચિત્ય પરલોકહિતને બગાડનારા કૃત્યો ન આચરવા દે. જે માણસ પરલોકને મુખ્ય કરનારો છે, જે પરલોક ન બગડે એની ખાસ સાવધાની રાખનારો હોય છે, તે જ અહી પણ ઉચિત વર્તનારો હોય છે. માટે તો કહ્યુ છે કે પરલોકવિરૂદ્ધ આચરણો કરનાર આત્માનો પડછાયો પણ ન લેવો જોઈએ, કેમકે એવા આત્માઓ પોતાની જાત પર વધુ વિશ્વાસ કરનારા અને જાતને ઠગનારા હોય છે, અને જે આત્માઓ પોતાને જ ઠગી રહ્યા હોય તે બીજાને ખાડામા ન ઉતારે તેની શી ખાતરી ? તે લોકો બીજાનું શુ હિત કરી શકે ? એવાના પરિચય બીજાને પણ અહિતકારી બને છે.

નુપૂરપડિતાના દૃષ્ટાતમા આવે છે કે. રાજાની રાણી રાજહસ્તીના માવત સાથે દુરાચારમાં પડી; દુરાચાર કરતા રાણી પકડાઇ ગઇ. રાજાએ તેને ગામબહાર હાકી કાઢી, હવે ગામબહાર મદિરમા રાણી અને માવત બન્ને સૂતેલા છે; તે અરસામા ત્યા એક ચોર આવી ચઢયો, ચોર આવીને ફાફા મારે છે. અહીં રાણી જાગતી પડી છે, એ પૂછે છે 'કોણ છે ?'

ચોર કહે છે. "હુ ચોર છુ. મેં આ માલ ચોર્યો છે ..મારી પાછળ સીપાઈઓ આવે છે.. તું મને બચાવ."

રાણી કહે છે. "તુ મને લઈ જાય તો બચાવુ." ચોરે હા પાડી સિપાઇઓ આવ્યા ધનમાલ પેલા માવતની બાજુમા પડેલો જોયો, અને સ્ત્રીએ ચોરનો પક્ષ કર્યો તેથી માવતને સિપાઇઓ લઈ ગયા અને શૂળીએ ચઢાવી દીધો !

હવે અહીં ચોર વિચારે છે કે "જે સ્ત્રી પોતાના જ માણસને ઠગે છે, તે મારૂ શુ ભલું કરશે ?" એમ વિચારી એ રાણીથી છૂટવા રસ્તામા નદી આવી ત્યારે રાણીનો ધનમાલ વગેરે લઈને કહે છે "હુ આ સામે કિનારે મૂકી આવુ, પછી તને લઈ જઈશ." એમ કહી ચોર સામે પાર પહોચી રવાના થઈ ગયો ! ને રાણી રહી ગઈ આ કિનારે. તાત્પર્ય એ છે કે જે પોતાને ઠગે છે એ બીજાનું હિત શું કરી શકે ?

**આજે અસત્ય–અનીતિ વગેરે કેમ વધ્યા ?:** ઐહિક મનમાન્યા વિષયસુખમા રાચનારા માણસો પોતાનું તો બગાડે જ છે, સાથે બીજાના માટે પણ ભયરૂપ બને છે ! જો રાણીએ રાજરાણીપણાના સુખમા સંતોષ ન રાખ્યો તો એ માવતને માટે પણ ભયરૂપ બની; ને માવતને શૂળીએ ચઢવા જેટલા

## બહુમાનવાળાના પાંચ લક્ષણ

(૧) **તત્કથાપ્રીતિ:**—તે તે ધર્મની કથા પરના પ્રેમથી તે તે ધર્મ પરનુ આતરિક બહુમાન જણાય છે જે ધર્મ સેવો હોય તે ધર્મની વાત જીવને બહુ ગમે. એ ધર્મની ચર્ચા, વિધિ, દૃષ્ટાન્તો, લાભ, સામગ્રી, ઉપદેશ ઇત્યાદિની વાત કરવા તથા સાભળવા પર એનામા બહુ પ્રેમ, પ્રીતિ દેખાય. એ સાંભળવા–કહેવાનું આવે ત્યા મોં વિકસ્વર થાય, રેખાઓ પ્રફુલ્લિત થાય, નેત્ર ચમકદાર બને, વાણી હર્ષ પ્રગટ કરે, તો મનાય કે આ પ્રેમ આંતરિક બહુમાનને લીધે છે. પણ જો એના બદલે ધર્મ અ ગેની વાત સાભળતાં મો વગેરે બગડે, તો માનવુ પડે કે એના અ તરમા ધર્મ અ ગે બહુમાન નથી. અ દર તાવ છે કે નહિ, તે માપવાના થર્મોમિટરની જેમ બહુમાન માપવાનું આ થર્મોમિટર છે. વાત પણ સાચી છે કે ધર્મની કથા ગમે નહિ તો ધર્મ પર બહુમાન શી રીતે ! કહેતો હોય કે ધર્મ ગમે છે, પણ ધર્મની વાત નથી ગમતી, એ બને ખરૂ ? છોકરા પર કે પત્ની પર બહુ પ્રેમ હોય છે તો એ છોકરાનો કે પત્નીનો આવેલો પત્ર વાંચતા મો પર શેરડા પડે છે ! કોઈ એમના અ ગેની વાત લાવ્યુ હોય તો તે સાંભળવા દિલ ઇન્તેજાર બને છે, અને સાળળતા મો પ્રફુલ્લિત બને છે ! ધર્મ પર બહુમાન કેળવવુ હોય તો પહેલા ધર્મની વાત પર પ્રીતિ કેળવવી જ પડે. દુનિયામા કેટલીય અજાણી વસ્તુ કે વ્યક્તિ અ ગે સારી સારી વાત દિલથી સાંભળતા તે વસ્તુ કે વ્યક્તિ ઉપર માન, પ્રેમ જાગ્રત થઈ જાય છે ને ? અસરકારક વ્યાખ્યાન દિલથી સાભળતાં પરમાત્મા, સાધુઓ, દાન, શીલ, તપ વગેરે પર પ્રેમ, બહુમાન જાગી જાય છે ને ? મહાપુરુષો પર ઊંડી માનની લાગણી જન્મે છે ને ? કેઈ જીવો આ રીતે જ ધર્મ પર બહુમાનવાળા બન્યા છે. ખુદ ગૌતમસ્વામી વીર પ્રભુ પાસે રસથી તત્ત્વ સાભળતા સ યમધર્મ પર ઉછળતા પ્રેમ–આદરવાળા બન્યા, ને સાધુ થયા.

વળી ધર્મની વાત સામે પાપની વાત ઉપર આદર–પ્રીતિ ઓછા થાય તો ધર્મકથાની પ્રીતિ સુલભ બને; અને ધર્મની કથાપ્રીતિથી તો પછી આત્મામા અનેકાનેક મહાન ગુણો પ્રગટ થાય છે. ધર્મ પર બહુમાનથી ધર્મ, ધર્મી, ધર્મદાતા ગુરુઓ, ધર્મપ્રણેતા તીર્થ કરદેવો, ધર્મસ્થાનો વગેરે ઉપર અથાગ બહુમાન, પ્રેમ, સેવાભાવ, ઇત્યાદિ જાગ્રત થાય છે. એ જાગ્યાથી એમની વાત–વસ્તુમા વળી ઓર રસ વધે છે ! માટે ધર્મના પ્રેમી બન્યા રહેવુ હોય તો કયારે ય ધર્મની વાતમા ક ટાળો, નીરસતા ન લાવવા જોઈએ, પર તુ ઉલ્લાસ, રસ, આન દ વગેરે પ્રીતિના ભાવો જાગ્રત રાખવા જોઈએ ધર્મની અને તત્ત્વની વાતમા રસપૂર્વક પરોવાયા રહેવાથી પાપની વાતો, મોહની વાતો ને અતત્ત્વની વાતોમાથી છૂટી શકાય અવસરે એ પાપ આદિની વાતોને ધર્મ વગેરેની વાતમા ફેરવી નાખવાનુ બને; અને એમ કરીને નિરર્થક લાગતા અઢળક પાપોથી બચી જવાય પણ મૂળમા તે તે ધર્મ પર બહુમાન હોય તો એની વાતનો રસ રહે અને પ્રીતિ બની રહે માટે કથાપ્રીતિને બહુમાનના ચિહ્ન તરીકે નિર્દેશી છે.

(૨) **નિ દાનું અશ્રવણ** ધર્મ પર આતરિક બહુમાન ધરાવનારનું બીજું લક્ષણ એ છે કે એ ધર્મની નિ દા ન સાભળી શકે. જો નિ દા સાભળે જ નહિ તો જાતે નિ દા કરવાની તો હોય જ શાની ? જે ચીજો પર જીવને બહુમાન હોય છે એ ચીજોમા ન્યૂનતા કે ખામી શોધવાનુ તે કરતો નથી. વસ્તુમાં

ન્યૂનતા કે ખામી જોયા વગર નિંદા થોડી જ થાય છે? વસ્તુ કે વ્યક્તિઓમાં ખામી જોવાનું કારણ બહુમાનનો અભાવ છે. પછી નિંદા જાતે કરે છે, અગર હોંશથી સાંભળે છે.

ધર્મ પર બહુમાનને ધારણ કરનાર ધર્મની નિંદા કરતો નથી કે સાંભળતો પણ નથી, એવો એનો સ્વભાવ જ બની જાય છે! અને એ આત્માનું ઘડતર સૂચવે છે. એવા ઘડતરમા કુદરતી જ ધર્મ સબંધી વાતચીત પર પ્રેમ અને ધર્મ વિરુદ્ધ હલકી વાત પ્રત્યે નફરત થાય છે! આ નિંદાના અશ્રવણથી આત્મામા બહુમાનની પરખ સહેલી થઈ જાય છે. એવો જ આત્મા ધર્મનો અધિકારી છે. તેમ ધર્મનો અધિકાર પ્રાપ્ત કરવા માટે પણ આજ ગુણો છે. મન મારીને પણ તે તે ધર્મની કથા-પ્રીતિ અને અ-નિન્દા વગેરે ઉભું કરવું જોઈએ. ધર્મ-નિંદાની વાત ચાલતી હોય, તેને બને તો અટકાવવી, અગર ચતુરાઈથી ધર્મની પ્રશંસામા ફેરવી નાખવી. એ શકય ન હોય તો છેવટે સ્વયં ત્યાથી ખસી જવુ જોઈએ જેના પર બહુમાન હોવાનો દાવો રાખીએ છીએ એની નિંદા સાભળી જ કેમ શકીએ? નિંદા એ અધમાધમ દુર્ગુણ છે. કહ્યુ છે.

**ચાર પ્રકારની ચિંતા.** 'उत्तमा स्वात्मचिंता (धर्मचिन्ता) स्यात्, कामचिन्ता तु मध्यमा।
अधमा त्वर्थचिन्ता स्यात्, परचिन्ताऽधमाधमा ॥'

પોતાના આત્માની ચિંતા કરવી, એ ઉત્તમ ચિંતા છે 'મારો આત્મા કેવા કેવા પ્રગટ યા ગુપ્ત દોષ-દુર્ગુણોથી ભરેલો છે, કેટકેટલા કર્મના ભારથી દબાયેલો છે, સત્તાગત, સંસ્કારરૂપે કર્મો અને દોષો કેવા ભરાઈ બેઠેલા છે; વર્તમાનમા કેવો સરસ સાધના કરવાનો ઊંચો ભવ મને મળ્યો છે, કેવી સરસ સર્વોચ્ચ દેવ-ગુરુ-ધર્મની સામગ્રી મળી છે, તો મારા આત્માનું કેમ સુધારી લઉં! જીવનની બીજી ઘટમાળ તો આજ છે ને કાલે નથી, પણ એના યોગે થનો પાપનો ભાર આત્માની સાથે દીર્ઘ ભવિષ્યકાળ સુધી સાથે ચાલશે! પછી ધર્મ સાધનાની તક જશે.' વગેરે વગેરે હાર્દિક વિચારણા એ આત્મચિંતા છે, ધર્મચિંતા છે એ ઉત્તમ ચિંતા છે.

ત્યારે ઈન્દ્રિયોના વિષયો રૂપ-રસ-ગંધ-સ્પર્શ અને શબ્દની ચિંતા, સારા સારા વિષયો ભોગવુ નરસા છોડી દઉં આ સુંદર છે, આ ખરાબ છે, વગેરે વગેરે વલોપાત એ કામચિંતા છે. એ મધ્યમ ચિંતા છે મધ્યમ એટલે થોડી સારી એમ નહિ પરંતુ અધમ ચિંતા જેટલી આ ચિંતા ખરાબ નહિ, એમ સમજવાનુ છે આ અધમ ચિંતા છે અર્થની એટલે કે લક્ષ્મીની ચિંતા, માલમિલ્કતની તથા કામભોગના સાધનોની ચિંતા, ધન કેમ ભેગુ કરવુ, સંગ્રહી-સાચવી રાખવુ, કયાં કયાથી મળે? કેમ મળે? ઈત્યાદિ ઈત્યાદિ હાયવોય, તલસાટ, એની પ્રધાનવિચારણા, એ અર્થચિંતા છે. એ અધમ કોટિની છે, કેમકે એમાં કામભોગની ચિંતા કરતા વધુ ક્લેશ, કષાયો, કાળી લેશ્યા, હિંસા-જૂઠાદિ પાપો વગેરે સેવાય છે. પરન્તુ આ બધી ચિન્તા કરતા પરચિન્તાને અધમાધમ કહી છે પરચિંતા એટલે પારકાની ખોટી ચિંતા. પરચિંતા એટલે 'આ આવો ખરાબ છે, ને પેલો આવો દુષ્ટ છે! આણે આમ કેમ કર્યું? પેલો આમ કેમ ચાલ્યો? આણે આ ભૂલ કરી, ને પેલાએ આ બાફયું! આનામા આ દુર્ગુણ-દુષ્કૃત્ય છે, ને બીજામાય કયા ઠેકાણુ છે? એ વળી તસુ ચઢે એવો છે.' વગેરે વગેરે ચિંતા એ અધમાધમ ચિંતા છે! વળી આ પરચિંતામા મન વધારે બગડાય છે, પાપ ભારે બાધે છે, માટે અધમાધમ ગણાય છે. તેમ કોઈના ગુણ જોવા, કે સુકૃત જોવુ તો બાજુએ રહ્યુ, ઉપરથી દોષ વીણવાની વૃત્તિ એ ઝેરી વૃત્તિ છે. નિન્દાની કુટેવ પરમાત્મા અને મહાપુરુષોના ગુણગાન ચૂકાવે છે, આત્મચિંતા ગુમાવરાવે છે; ને જાતને તો જરાય ખરાબ મનવા દેતી નથી. ત્યા પછી તત્ત્વચિન્તા, ધર્મચિન્તા પણ જાગતી કે વિકસતી નથી નિન્દાના કથન કે શ્રવણ પર ગુણી પ્રત્યે સુગ થાય છે, પાછો એનો ચેપ બીજાને લગાડે છે, તેમ અઢળક પાપ બાધી દુર્ગતિની દીર્ઘ કેદમા હડસેલાય છે ધર્મ પર સાચુ બહુમાન ન હોય તો જ ધર્મ અને ધર્મીની નિન્દા

સાંભળવાનું બની શકે. ધર્મ પ્રત્યેના બહુમાનવાળો આત્મા તો ધર્મની નિન્દા પ્રત્યે સૂગ ધરાવનો હોય છે. એ નિન્દા કરતો નથી અને સાંભળી પણ શકતો નથી; વળી નિન્દા ન સાભળે તો જ ધર્મ-ધર્મી પર બહુમાન ટકાવી શકે. આત્મા કઠોર બને છે ત્યારે જ તેને નિંદા કરવાનું કે સાંભળવાનું દિલ થાય છે, એની પ્રવૃત્તિ થાય છે! કઠોરતા હોય-ત્યાં બહુમાન શા? ધર્મ પર વાસ્તવિક બહુમાન જગાવવા માટે પહેલા નંબરમા પોતાના અનાદિના દુર્ગુણ ભરેલા કઠોર આત્માને મુલાયમ કરવો પડે, કોમળ બનાવવો પડે. વિશ્વ પર વાત્સલ્ય, દુ:ખિતની દયા, પરગુણ પ્રત્યે અનુરાગ અને સ્વદોષના સચોટ નિરીક્ષણ સાથે એની પ્રત્યે ધૃણા,–આ ભાવો હોય તો એ કોમળતા જાગે. એવી કોમળતા જાગ્યા પછી નિન્દા-શ્રવણ કરવાનું જ શાનું હોય? હલકા માણસની પણ નિન્દા કરવાની નથી, તો ધર્મની નિન્દા તો કેમ જ કરાય, કેમ જ સંભળાય? 'ધર્મ તો તારણહાર છે! ભવભ્રમણ છેદનાર છે! ગુણવૃદ્ધિ અને પુણ્યપુષ્ટિ કરનાર છે!' આવુ ધર્મબહુમાન જાગ્યુ હોય તો એની નિન્દા તો અતિ અધમ કૃત્ય લાગે, ધર્મનો તો વિશ્વાસઘાત લાગે, ધર્મના મૂળનો નાશ થતો દેખાય. માટે નિન્દા સાભળી પણ શકે નહિ.

(૩) **તદનુકમ્પા : નિન્દક પર દયા:** ધર્મ પર બહુમાન આત્મામાં છે કે નહિ-એનું ત્રીજું ચિહ્ન એ છે કે ધર્મનો જે નિન્દક હોય એની એ અનુકમ્પા કરે. જાતે એ નિન્દા સાભળે તો નહિ, પણ નિન્દા થતી અટકાવે, અથવા ત્યાથી ઉભો થઈ ચાલતો થાય આટલુ કરવા છતા પેલા નિન્દક તરફ એના દિલમા શી લાગણી થાય? અનુકમ્પા! દ્વેષ નહિ, દયા! શી દયા? 'અહો, ખેદની વાત છે કે આ બિચારા રાજસભાવ અને તામસભાવથી કષાય-પરવશ થઈ ગયેલા જીવો પોતાનું ય હિત જોઈ શકતા નથી! વિચારતા નથી કે નિન્દાથી અહીં વળવાનુ કાઇ નથી, અને ગુણીના પાત્રની આશાતનાનું હલકટ કૃત્ય થાય છે! સારી ગુણાનુમોદના ગુમાવાય છે! એથી પુણ્ય ખોવાય, પાપ ભેગું થાય અને પરભવે જીવની ભયંકર બરબાદી સર્જાય. ક્ષણવાર પણ કરેલી નિન્દા દુર્ગતિમા રખડાવશે!' આ વિચારણા નથી, કેમકે એ બિચારા જીવો હિતાહિત જોવા પ્રત્યે બેદરકાર બની ગયા છે. એ હિતાહિત જોવામા મૂઢ છે. 'અહો! મોઘેરા માનવભવમા રાજસ-તામસભાવને પરવશ પડી સાત્ત્વિકભાવ કેળવવાની મહાન તક ગુમાવી રહ્યા છે! માટે જ આવી નિષ્ફળ અને અનર્થકારી પ્રવૃત્તિ આચરી રહ્યા છે. આ બિચારા જીવોનું પરલોકમા શુ થશે! એમને સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થાઓ અને નિન્દાથી બચો!' આવી ભાવદયા એના દિલમા આવે, ચહેરા પર એ તરવરે અને અવસરે વાણીમા એ ભાવદયા જ ઉતરે.

**ધર્મના નિન્દક પર પણ ભાવકરુણા જોઈએ.—**

પ્ર૦ ધર્મ પર બહુમાન હોવા સાથે આવી દયાને શુ સંબધ? ઉલટું એમ લાગે છે કે ધર્મ પ્રત્યે બહુમાન હોય તો ધર્મના નિન્દક પ્રત્યે દ્વેષ થાય છે, ને એ દ્વેષ તો થવો જ જોઇએ ને?

ઉ૦: આ પ્રશ્ન વસ્તુના મર્મને સમજ્યા વગરનો છે ધર્મનિન્દકોનો દ્વેષ કરનારા એ ધર્મના મર્મને પામ્યા નથી! શાસ્ત્રમા કહ્યુ છે, '**मैत्र्यादिभावनापूर्वकं यथोदितमनुष्ठानं धर्मः**' 'સર્વજ્ઞ વચનને અનુસરી, વિધિયુક્ત અને મૈત્રી આદિ ભાવનાપૂર્વક જે અનુષ્ઠાન, તે ધર્મ.' આમ ધર્મના પાયામા મૈત્રી આદિ ચાર ભાવનાઓ છે એમા બીજી કરુણા ભાવના, તે બે પ્રકારે છે. દ્રવ્યકરુણા, ને ભાવકરુણા. ભાવ કરુણા કોના પર કરવાની? જેની પાસે ધર્મધન નથી એવા નિર્ધન જીવ પર. પાપાચરણથી પીડિત દશામા વર્તતા જીવો પર આ ભાવદયા કરવી જોઈએ કે 'આ બિચારાનુ શુ થશે! કયારે એ પાપથી પીડિત ન રહે, અને ધર્મરૂપી ધન પામે! કેમ હુ એનું પાપ-દુઃખ મિટાવુ!' આવી લાગણી ધરવાને બદલે જો એના પર દ્વેષ કરે તો ભાવદયા કયા રહી? ને જો એ ભાવના નહિ તો ધર્મનો પાયો જ કયા સલામત રહ્યો? મૈત્રી-કરુણા આદિ ભાવનાઓથી યુક્ત હોય તે ધર્મ!

પાપી આત્માઓ દ્વેષના વિષય નથી પણ કરુણાના વિષયમા આવે છે. ધર્મ ઉપર જેને બહુમાન છે, ઘણુ માન છે, એ ધર્મને સાચા સ્વરૂપમાં અર્થાત્ સર્વકલ્યાણકર તરીકે ચાહે છે; માટે જ એ પોતાના દિલમા ધર્મનિન્દક પ્રત્યે દ્વેષ ન થવા દેવાની સાવચેતી રાખે છે, તેમજ શુદ્ધ ધર્મનુ અર્થીપણુ છે માટે પોતાના આત્માને પરદ્વેષરૂપી કષાયથી ખરડવાનુ નથી કરતો. નિન્દક પર દ્વેષ કરવાથી કષાયકચરો વધે છે. કેટલીકવાર એવું બને છે કે માની લીધેલ પ્રશસ્ત કષાયના નામે અને જરૂરી કષાયના નામે જુગજુગની ક્રોધની ને દ્વેષની વાસનાનું પોષણ કરાતુ જાય છે. એવું પોષણ કર્યે જાય છે કે કેટલાય વર્ષોથી ધર્મીઆત્મા ગણાવા છતા એનું ચિત્ત કષાયોથી વ્યાપૃત હોય છે ! કેમ આમ ? કહો કે જીવમાં મૈત્રી–કરુણાદિના અભાવે દુર્ભાવ, દ્વેષ, નિન્દા, ઈર્ષ્યા, દોષદષ્ટિ વગેરે કષાયો મહાલતા રહે છે.

ધર્મ લેવા જનારે કષાયો પર ખૂબ કાબૂ રાખીને પગલા ભરવા જોઇએ આ વિચારવું ઘટે કે 'ભલે બીજાની ભૂલ હોય, મારે કષાય કરીને મારા માથા પર દંડ લેવાની મૂર્ખાઈ શા સારૂ કરવી ?' બીજો સુધરે કે ન સુધરે, પણ આપણા દ્વેષ–દુર્ભાવાદિથી આપણને તો એના કુસસ્કારના પોષણ અને થોકબધ કર્મબધનરૂપી પારાવાર નુકશાન થયા જ કરે છે. માટે બધીય સારી આરાધનામા આ ખાસ કરવાનું હોય છે કે કષાયની પરિણતિને તોડતા ચાલવું જોઇએ, તો જ આરાધનાની મહેનત સાર્થક થઈ કહેવાય, તો જ આત્માનુ સારૂ ઘડતર થાય. જો એ ઘડતર ન થાય તો એ મહાન નુકશાન છે, કષાયની પરિણુતિ દબાવા પર આત્માની પરિણતિ સુધરવાનો આધાર છે ધર્મના સાચા ઇચ્છુક જીવને જેમ થાય છે કે 'હુ કેટલાય -કર્મો અને દોષોથી પીડિત છું', તો દોષો અને કર્મોથી પીડિત રહેવામા મારૂ શુ થશે !' તેમ ભાવદયાથી એમ થાય કે 'સામો આત્મા જો ધર્મનિન્દા કરીને વધુ પાપ કરે છે, તો એ બિચારાનું શુ થશે !' વળી ધર્મ પર બહુમાન જે કરાય, તે ધર્મને વ્યાપકહિતકારી સમજીને, સર્વ જીવને હિતકારી સમજીને કરાવુ જોઇએ, નહિ કે માત્ર પોતાને જરૂરી સમજીને. તો 'ધર્મ એ નિન્દકનો–નિન્દાદિ દોષ ભરેલા આત્માનો પણ ઉદ્ધાર કરો,' એ ભાવના હૃદયમા અવશ્ય જોઇએ. એ ભાવના જો ન હોય તો ધર્મનુ સ્વરૂપ આપણે શું સમજયા ? 'જગતમા બીજું કાઈ નહિ, ને ધર્મ જ સર્વહિતકર છે,' એવુ ધર્મ પ્રત્યે બહુમાન હોય તો સૌ કોઈના પર ધર્મના આશીર્વાદ વરસવાનુ ઈચ્છાય ત્યા પછી દ્વેષ નહિ થાય

**(૪) ચિત્તન્યાસ : ચિત્તનું સ્થાપનઃ**–ધર્મ પર બહુમાનને ધારણ કરનાર આત્મામા ચોથુ ચિહ્ન એ હોય છે કે જે ધર્મ પર એ બહુમાન ધારણ કરતો હોય એના વિષે એનું ચિત્ત વારવાર સ્થાપિત થાય, મન ત્યા ને ત્યાં ગયા કરે. એ તો જ બની શકે, કે જો ધર્મ પર બહુમાન હોય. છોકરો મુંબઈ ગયો હોય અને રળતો–કમાતો થયો હોય તો દેશમા માતાને વ રેવારે એના જ વિચારો આવે છે ! એમ પત્નીને પરદેશ ગયેલા પતિના વારેવારે વિચારો આવે છે. પોતે જમે તો એમનું જમવાનુ યાદ આવે છે ! પોતે સુખ ભોગવે તો એમનુ કેમ હશે, તે યાદ આવે છે ! કેમકે પતિ પર બહુમાન છે. તેમ ધર્મ પર બહુમાન હોય તો ધર્મના વિચાર વારવાર આવ્યા જ કરે, ધર્મમા ચિત્ત વારંવાર જાય બહુમાનનો દાવો રાખતા પહેલા વિચારો કે એનામા ચિત્ત કેટલી વાર જાય છે ! જે ધર્મ પર બહુમાન છે, તે ચિત્તને આકર્ષ્યા કરે છે ખરૂ ? ચિત્ત જઈ જઈને તે તે ધર્મમા બેસે છે ? અથવા એમા ચિત્ત ઠરે છે ? તો ધર્મ પ્રત્યે બહુમાન છે, એમ મનાય. ચિત્તના તેવા સ્થાપન વિના બહુમાન શી રીતે મનાય ? આખો દિવસ બાપાજીને યાદે ય ન કરે, ને વેપારધધામા કે રગરાગમા ગુલતાન રહે, અને પછી કદાચ બાપાજી જોડે પા કલાક વાત કરવાનુ રાખે, તેટલા માત્રથી બાપાજી પ્રત્યે બહુમાન શી રીતે મનાય ? બહુમાન હોય તો એમની વાત કરતા–સાભળતા ય ચિત્ત ઠરે અને એમને અંગેની સારી વિચારણામા ય ચિત્ત ઠરે. ધર્મના અધિકારી બનવા આ ગુણ જરૂરી છે.

**સક્રિય યોગ :** આ તત્કથાપ્રીતિ, નિંદા-અશ્રવણ, નિંદકદયા, ચિત્તન્યાસ વગેરે ગુણો સક્રિય યોગો છે; એટલે કે એને ઝટ ક્રિયામાં ઉતારી શકાય છે. અહીં કહેવાતા પદરે ય લક્ષણો એવા છે. આગળ ઉપર પણ એવા કોઈ યોગો કહેવાશે. એના અભ્યાસથી કાયસંયમ અને માનસિક એકાગ્રતા ને તન્મયતાનું ઘડતર થતુ આવે છે, એ આત્માને સાધનામા બરાબર યોજી આપે છે. જોડવુ-યોજવુ તે યોગ. ચિત્તનો ન્યાસ એવો એક યોગ છે. ચિત્તને ધર્મમાં સ્થાપવાથી મહાયોગની ભૂમિકા સર્જાતી જાય છે. એવુ જ હવે કહેવાશે તે 'ઉચ્ચ જિજ્ઞાસા' ગુણ પણ એને પુષ્ટ કરે છે. કાયાથી ધર્મ કરવાની વાત પછી, પરન્તુ ધર્મ અંગેના શુભ વિચારો અને એને સમજવા માટેની જો જિજ્ઞાસા સેવ્યા કરો છો, તો એમા ય આત્મ'નું ઘડતર કરી રહ્યા છો. એ ઘડતર ઉપર મહાયોગનો આધાર છે, માટે આ ઘડતર કેળવવુ પ્રથમત. જરૂરી છે.

**(૫) પરા જિજ્ઞાસા:**—બહુમાનનું પાચમું લક્ષણ છે 'પરા જિજ્ઞાસા.' અર્થાત્ ઊંચી જિજ્ઞાસા. જે ધર્મ પર બહુમાન હોય એ ધર્મને જાણવાની શ્રેષ્ઠ જિજ્ઞાસા હોય! નવકારનો પણ ધર્મ જોઈતો હોય તો એને જાણવાની તીવ્ર જિજ્ઞાસા જોઈએ. તો એનું બહુમાન છે એમ મનાય, અહીં પ્રશ્ન થાય કે—

પ્ર૦: ધર્મને, સૂત્રોને સમજવાની કદાચ ઇચ્છા ન થતી હોય, છતા એનામા ધર્મ-બહુમાન ન હોઈ શકે ?

ઉ૦—ના, જગતમા ધર્મ જ સાર છે. ધર્મ જ સાભળવા અને સમજવા જેવો છે., ધર્મ જ સદ્દહવા જેવો, આદરવા જેવો, પ્રચારવા જેવો અને પ્રશંસવા જેવો છે, આ બહુમાન હોય તો ધર્મને સમજવાની તાલાવેલી કેમ ન રહે ? એમ થયા કરે કે 'દુનિયામા ધર્મ આગળ બીજુ તો ધૂળ સમાન છે. ધૂળને શી બહુ સમજવી'તી ? ધર્મ જ ખૂબ સમજુ,' એવી સતત તમન્ના રહે, ઊંચી જિજ્ઞાસા રહે!

અંતરમા રહેલા બહુમાનની સાથે જિજ્ઞાસાનો સબંધ છે. હૃદયની કેટલીક લાગણીઓ એક-મેક એવી સંકળાએલી હોય છે કે એક લાગણીના અભાવમા બીજી લાગણી ન હોય વિદ્યાર્થીને જે વિષય પ્રત્યે અત્યંત માન હોય છે, 'આ બહુ સરસ' એમ થાય છે, તો તે વિષય જાણવાની ઇચ્છા પણ એને ઘણી રહે છે એનો અર્થ એ છે, કે જિજ્ઞાસાની લાગણીરૂપી અવાતર લાગણી અને બહુમાનની લાગણી, આ બે લાગણીઓ પરસ્પર સંકળાએલી છે. જો મૂળ લાગણી હોય તો અવાતર લાગણી આવી જ જાય. ભોજનની ઈચ્છા કરે, એમા પાણીની ઇચ્છા આવી જ જાય છે. વેપાર પર બહુમાન હોય તો 'સારો વેપાર કેમ કરવો' વગેરે તીવ્ર જિજ્ઞાસા જાગે જ છે. બહુમાન હોય એટલે જિજ્ઞાસા થાય જ! એમ 'ચૈત્યવન્દન એટલે ઉત્તમમા ઉત્તમ ચીજ! આપણને એ મળે તો ન્યાલ થઈ જઈએ,' આવુ માનતા હોઈએ તો ચૈત્યવન્દન સમજવાની કોઈ આતુરતા ન હોય, એ બને જ કેમ ? મૂળમા ખરૂ બહુમાન નથી જાગ્યું માટે ઊંચી જિજ્ઞાસા થતી નથી. નહિતર શું ચૈત્યવન્દન અંગે કંઇ જાણવા જેવુ નથી ? અહીં એક જ ચૈત્યવન્દનસૂત્ર-'નમોત્થુણં' સૂત્રની વ્યાખ્યા સાભળતા ખ્યાલ આવશે કે એમા કેટકેટલું જાણવાનું ભર્યું પડયુ છે! તો શું એ જાણ્યા વિના ભાવોલ્લાસની વૃદ્ધિ થઈ શકે છે ? અને ભાવોલ્લાસની વૃદ્ધિ વિના ઉપરના ગુણસ્થાનકે ચઢવાનું બની શકે ખરૂ ? અને ગુણસ્થાનકે ન ચઢાય તો વીતરાગતા અને મોક્ષ મળે ?

ધર્મમા બહુમાન હોવાથી ધર્મકથા પર પ્રીતિ વગેરે થાય, તેમ 'પરા' એટલે વિશેષતાવાળી જિજ્ઞાસા થાય, અહોનિશ ચિંતા રહે કે, 'કેમ હુ ચૈત્યવન્દન અંગે વધુ ને વધુ જાણુ! એના ઉપાયો જાણું!' એવી જિજ્ઞાસા પર શુશ્રૂષા, શ્રવણ વગેરે બુદ્ધિના ૮ ગુણ સર્જાય છે. એ જ વિશેષવતી જિજ્ઞાસા છે, ઉત્તમ જિજ્ઞાસા છે બુદ્ધિના આઠ ગુણ છે, બુદ્ધિના ઘડતરના ક્રમિક આઠ પગથિયા છે.

" શુશ્રૂષા-શ્રવણં ચૈવ ગ્રહણં-ધારણં તથા । ઊહાऽપોહોऽર્થવિજ્ઞાનં તત્ત્વજ્ઞાનં ચ ધીગુણાઃ ॥ "

૧ સાંભળવાની ઈચ્છા, ૨. શ્રવણ, ૩. સંભળાતુ સમજતા જવુ, ૪. સમજેલુ લક્ષપૂર્વક ધારી રાખવું, ૫.-૬. વિષય પર સાધક બાધક વિચારણા તે ઉહા અને અપોહ, એમ કરીને, ૭. મનમા પદાર્થનું સ્પષ્ટ ચિત્ર ખડું કરવું, ૮ એના પર તત્ત્વનો નિર્ણય, સિદ્ધાન્તની તારવણી કરવી. આ આઠ ગુણમાં પહેલી શુશ્રૂષા, તે ત્યારે થાય કે તે પૂર્વે જો જિજ્ઞાસા હોય. જાણવા-સમજવાની ઇચ્છા હોય તો સાંભળવા જવાની ઇચ્છા થાય. યોગની આઠ દૃષ્ટિમાં પણ બીજી દૃષ્ટિમા જિજ્ઞાસા છે, તે પછી આગળ શુશ્રૂષા-શ્રવણ-બોધ-મિમાસા વગેરે છે. ત્યારે અહી આગળ '**જિજ્ઞાસા-ગુરુયોગો-વિધિપરતા.**' વગેરે વ્યાખ્યાના સાત અગ કહેવાશે તેમા પણ પહેલું અગ જિજ્ઞાસા છે. હવે અધિકારીનો બીજો ગુણ જે વિધિપરતા, તે વિધિપરતાને પરખવાના પાચ લક્ષણ જુઓ. આ લક્ષણો જેમ અધિકારીને ઓળખવા માટે છે, તેમ અધિકારી બનવાના ઉપાયભૂત પણ છે.



# વિધિતત્પરનાં પાંચ લક્ષણ

(૧) ગુરુ-વિનય : હૃદયની લાગણીઓના કેવા અકોડા ગોઠવાયા છે, એ આ પંદર લક્ષણો પરથી સમજાય છે. જો સાચી વિશેષતાવાળી જિજ્ઞાસા હોય, જ્ઞાન મેળવવાની આતુરતા હોય તો આત્મામા ગુરુવિનય સહેજે આવી જ જાય! કેમકે વિનયથી જ જ્ઞાન મળે છે. 'વિનય વિના વિદ્યા નહિ!' ગુરુને ખમાસમણું ન દઈએ તો ગુરુ રીસાઈને પાઠ ન આપે એમ નહિ, કિન્તુ વિનય વિના વિદ્યા આત્મામા પરણિત ન બને. માત્ર પુસ્તકથી વિદ્યા ન પરિણમે! અંતરમા વિનયનો ભાવ ઉભો થાય તો પરિણતિ જાગે!

**પરિણિતજ્ઞાન**—પરિણતિ એટલે અસર; જેવુ જાણ્યુ તેવુ પરિણમે; જાણ્યુ તે મુજબ અંદરમા અસર થાય ત્યાજય તત્ત્વ જાણ્યા ઉપર એના પ્રત્યે ત્યાગવૃત્તિ થાય, અરુચિ, અનાસ્થા થાય, એનાથી ભય રહે, એનાથી દિલ કંપે, અને ઉછળતા સ્નેહે એના મનોરથ ન થાય; આવી જે અસર એ પરિણતિ. ઉપાદેય તત્ત્વોની વાત જાણતા એને ગ્રહણ કરવા વગેરેની અસર થાય. અર્થાત્ એના મનોરથ, ઓરતા, અને ઉમળકા થાય. એમા કલ્યાણ-બુદ્ધિ અને કર્તવ્ય-બુદ્ધિ જાગે. એને ન આદરી શકવામા ભારે ખેદ રહે. જે કોઇ એને આદરતો દેખાય ત્યા દિલ ઢળી પડે. આવી જે અસરો એ પરિણતિ છે! પરિણતિ-જ્ઞાનની જ કિંમત છે. શ્રી **અષ્ટકજી શાસ્ત્ર**માં જ્ઞાનના ત્રણ પ્રકાર પાડવામા આવ્યા છે. તેમા (૧) વિષયપ્રતિભાસ જ્ઞાન, (૨) પરિણતિ જ્ઞાન, (૩) તત્ત્વસંવેદન જ્ઞાન. પરિણતિ વિનાનુ જાણવુ એ પ્રતિભાસ જ્ઞાન કહેવાય. જાણેલાની આત્મામા ઉચિત અસર લેવી એ પરિણતિ જ્ઞાન છે. જાણેલા ઉપાદેય તત્ત્વને આત્મસાત્ કરવુ, સહજ સંવેદનરૂપ બનાવવુ એ સંવેદન જ્ઞાન છે. દા ત ત્યાજય તત્ત્વ જે કષાયાદિ, એના ત્યાગને આત્માના સ્વભાવભૂત બનાવી દેવો, એ તત્ત્વસંવેદન જ્ઞાન છે.

પરિણતિ જ્ઞાન વિનયથી મળે. વિનય પણ આત્માનો એક પાયાનો ગુણ છે એ આત્માને વિનીત રાખે છે, સર્વ ધર્મ પ્રત્યે આકર્ષાયેલો રાખે છે. '**विणयमूलो धम्मो**' એમ ઉત્તરાધ્યયન સૂત્રમા કહ્યુ છે, વિનય-ધર્મ જીવને જ્ઞાનીઓના ગુણ પ્રત્યે ખેંચાયેલો રાખે છે. ગુરુ પ્રત્યે વિશેષ આકર્ષાયેલો રાખે છે. એમને મહાન માની જાતને નીચો મનાવે છે. એમને આરાધ્ય મનાવી જાતને ઉપાસક મનાવે છે. એમની સેવાભક્તિની પ્રાપ્તિને જીવનની સોનેરી તક મનાવે છે. 'મારા ગુરુ! કેવા મારા ઉપકારી ગુરુ! કેવા સંસારરૂપી નરકાગારમાથી ઉદ્ધારનારા ગુરુ! કયા હુ રખડનારો! તે કયાં આજે એમણે મને ઊંચે ચઢાવ્યો!' આ આકર્ષણ થયું, એટલે એમની પ્રત્યેક જરૂરીઆતો પર એનું ધ્યાન રહે 'એમને શુ શું વધુ માફક આવે, કેમ એમની સેવાનુ પ્રાથમિક કર્તવ્ય બજાવુ, ગુરુસેવા વિના જ્ઞાન મળવાનું કે ફળવાનું નથી.'–આવુ આવુ થાય, અને ગુરુની તે તે સેવામા કટીબદ્ધ રહે, ગુરુ તરફ આકર્ષાએલો રહે, ગુરુ ઉઠતા ઉભો થઇ જાય, ગુરુના બેઠા પછી બેસે, ગુરુ બહારથી આવે તો સામો લેવા જાય, ગુરુ સહજે પૂછે, 'કોણ છે?' તો તરત 'હા જી! આવ્યો' કહી ગુરુની પાસે જાય; ગુરુ કહે, "આ કરવાનુ છે," તો 'તહત્તિ' કહી સ્વીકારી લે, ગુરુ કહે, 'આ તારી ભૂલ છે' તો તરત 'મિચ્છામિ દુક્કડં' કહી કબૂલી લે. આ બધું આચરણ વિનયધર્મ સાધવાથી આવે છે. કોઇ નોકરને પોતાનો શેઠ ધાર્યા કરતા ત્રણ ગણો પગાર

આપતો હોય, ઉપરથી બોનસ ને લગ્નના ખર્ચમા મોટી સહાય કરતો હોય, આગળ જતા ભાગીદારી પણ આપતો હોય, તો પછી એ શેઠ પ્રત્યે નોકરનું ભારે આકર્ષણ રહે છે ને? શેઠ પ્રત્યે વિનયના વિવિધ પ્રકારો હોશથી આદરે છે ને? તો ભલા! ગુરુ તો અનંત સુખના લાભ કરાવી આપનાર છે, તો એમના પ્રત્યેના વિનયનુ પૂછવુ જ શુ? ગુરુ પ્રત્યે મૂળમા આકર્ષણ જોઈએ. પછી તો પોતાના ભોજન અવસરે ગુરુએ ભોજન કર્યું કે? પાન અવસરે ગુરુએ પાન કર્યું કે?.. એમ યાદ આવ્યા કરે. એટલુ જ નહિ, પણ પોતાની જરૂરિયાતો ઉભી ન પણ થઈ હોય તો ય ગુરુની જરૂરિયાતોને સંભાર્યા કરે. આજે આ બધામા શૂન્ય છે. એથી તત્ત્વોના સૂક્ષ્મ રહસ્યો મળતા નથી! જે મળે છે તે બળાત્કારે મલી જાય છે. ગુરુને થાય છે કે 'આ જ્ઞાન ઇચ્છે છે, તો ભણાવી દેવા દો!' એમ ગુરુને અવસરે શિષ્યોને ભણાવી દેવા પડે છે. ગુરુ સમજે છે કે 'શાસન એ શાસ્ત્રની પરંપરા વહેતી રહ્યા વિના નહિ ટકે! માટે આપણે જાણેલુ શિષ્યોને આપો.' એમ ગુરુ આપે એટલે શિષ્ય ભણી તો જાય પણ વિનયશૂન્ય શિષ્યમા એ પરિણતિ ન પામે. પૂર્વકાળે શિષ્યોમા વિનય ઝગઝગતો હતો ત્યારે ગુરુ થોડું ભણાવતા તો પણ વિકાસ ઘણો થતો હતો! આજે ભણાવાય છે વધુ, પણ વિકાસ ઓછો થાય છે! શાથી આમ? વિનય નથી! વિનય માત્ર ભણવા વખતનો નહિ, વન્દના કરી સામે અદબથી બેસવા સાભળવા જેટલો જ નહિ, પરન્તુ ચોવીસ કલાકનો જોઈએ. આખા દિવસના વિનીત બનવાનું છે. વિનીત એટલે વિશેષે કરીને આકર્ષાયેલો. આ પૂર્વભૂમિકા બરાબર સાધી હોય તો હૃદય એટલું નમ્ર, કોમળ અને ભાવુક બની રહે છે, કે પછી ગુરુ જે ભણાવે તે સોસરૂ ઉતરી જાય છે; આત્મામાં ઓતપ્રોત થઇને રહે છે. વિનય-પૂર્વકની વિદ્યા એક અક્ષરને સો અક્ષર બનાવી શકે છે, ને શાસ્ત્રના પૂર્વાપરના ભાવોને સંગત કરાવે છે. જો સગતિ સમજતા નહિ આવડે, ઉત્સર્ગ-અપવાદને તુલ્ય ન્યાય નહિ આપી શકે, તો એ ઉધુ મારશે! શાસ્ત્રને જ શસ્ત્ર બનાવી સ્વપરના કેઈ હિતો હણશે! સૂત્ર તો ઉત્સર્ગ અને અપવાદ બન્ને બતાવે, પણ ઉત્સર્ગ એકલાને પકડી બેસે તો એ અપરિણત રહેવાનો. એકલા અપવાદને પકડે તો અતિપરિણત બનવાનો, એ પણ દોષરૂપ છે. બન્નેના ગ્રાહક બની પરિણત થવાનુ છે એ માટે વિનય જોઈએ.

**(૨) સત્કાલ-અપેક્ષા.** વિધિપર બનવા માટે આત્માએ બીજા નંબરમા સત્કાલની અપેક્ષા રાખવી જોઈએ. અર્થાત્ જે ધર્મ કરવા જીવ તૈયાર હોય તે ધર્મની વિધિ સાચવવા ઉપરાત એ ધર્મ કરવાનો જે કાળ કહ્યો હોય તે કાળની અપેક્ષા રાખે! એટલે કે કાળને અગત્ય આપે, મહત્વ આપે. એ ચોક્કસ સમજે કે 'આ ધર્મક્રિયા શાસ્ત્રે કહેલા સમયે કરીએ તો ફળે.' દા. ત. ચૈત્યવન્દન વગેરે ખૂબ ઠાઠથી કર્યું હોય, પણ શાસ્ત્રે કહેલા સવાર, મધ્યાહ્ન, અને સાજના સંધ્યાદિકાળે કરવાને બદલે બીજા કાળે કર્યું હોય તો ચૈત્યવંદન કરવામા પોતાની ન્યુનતા માને, કાળની અવિધિ કરી માને, કાળે કરેલા ચૈત્યવન્દનાદિના જેટલું અકાળે કરેલા ચૈત્યવંદનને સમર્થ ન માને. મનમા દૃઢ સમજ બેઠી હોય કે 'ચૈત્યવન્દનાદિ યોગ્ય કાળે જ કરવાનુ. એ કરેલું જેવું ફળે તેવું અકાળે કરેલું ન ફળે' માટે જ એ આત્મા ત્રણ સન્ધ્યારૂપ શુભકાળનો આશ્રય કરે. ચાલે ત્યા સુધી એ કાળ સાચવીને બધી જ ક્રિયા કરવાનો ખૂબ ખપ કરે! કદાચ કાળ ન સાચવી શકયો હોય તો એના ચિત્તમા એ બદલનો ખેદ હોય, કાળનું મહત્ત્વ અંકિત થએલું હોય, કાળ સાચવવાની ભારે તમન્ના હોય, કાળ સાચવનાર આત્માનું ગૌરવ કરે, અને અકાળે ધર્મ કરવા બદલ પોતાને ઉપાલંભ દેનારનો ઉપકાર માનતો હોય છે

કાળે કરેલુ કાર્ય ફળે છે, એ દુનિયામા ઠામ ઠામ દેખાય છે. અવસરે વેપાર કરે તો એક સીઝનમા બાર મહિનાનું કમાઈ જાય છે! અમુક કાળે કોઈને અમુક અક્ષર કહ્યો હોય તો અસર થાય છે! ઋતુઓ પણ કાળ છે, તે તે ઋતુમા જ તે તે ફળ-ફૂલ જન્મે છે. સમુદ્રમા ભરતી-ઓટ કાળના નિયમ ઉપર ચાલે છે ગર્ભ કાળે પાકે છે. યોગ્ય કાળે રાજાદિની કરેલી સેવાનાં મૂલ્યઅંકાય છે. અકાળે

કરેલી બીજાને સહાય લેખે ગણાય છે કેટલાક દેવોની મંત્ર-વિદ્યાની સાધના અમુક કાળે કરે તો જ ફળે છે. એ જ રીતે ચૈત્યવન્દનાદિ ધર્મના અનુષ્ઠાનનો કાળ ઉપયોગી છે તો એ સાચવવો જોઈએ.

(૩) ઉચિત આસનઃ વિધિતત્પર બનેલો આત્મા ઉચિત આસન સાચવે. આસન એટલે બેઠક. દા. ત. પદ્માસન, વીરાસન વગેરે. તથા એ મુદ્રા પણ સાચવે. દા. ત. ચૈત્યવન્દનમા યોગમુદ્રાદિ સાચવીને અને ડાબો ઢીંચણ જમીનને અડાડી તથા જમણો સહેજ ઊંચો રાખી બેસવાનું હોય છે યોગમુદ્રા એટલે બન્ને હાથ વચમા સહેજ પોલા જોડીને, આગળીના ટેરવા સામસામા એક બીજાની પાછળ રાખી, કરેલી અંજલીને મુખ આગળ રાખવી, ને કેણી પેટ પર રાખવી મુક્તાસુક્તિ મુદ્રા એટલે 'જાવંતિ ચેઇયાઈ,' 'જાવંત કેવિસાહૂ' અને 'જયવીયરાય' સૂત્ર વખતે બે હાથના ટેરવા સામસામા અડે એ રીતે મોતીની છીપના આકારે હાથ જોડી લલાટે રાખવા જિનમુદ્રા એટલે ઉભા ઉભા હાથ નીચા લૂબડતા રાખી, દૃષ્ટિ નાસિકાના અગ્ર ભાગે સ્થાપી, બે પગ વચ્ચે આગળ ચાર આગળ ને પાછળ ચાર આગળથી ન્યૂન અંતર રાખવુ. કાયોત્સર્ગ વખતે આ મુદ્રા રાખવાની હોય છે આસન એટલે ક્રિયા વખતે શાસ્ત્રે કહ્યા મુજબ શરીરના ગાત્રોની વ્યવસ્થા; અને દૃષ્ટિ એકલા પ્રભુ પર સ્થાપિત થાય એ રીતનું સંયમન. આનુ નામ ઉચિત આસન આ ઉચિત આસનનુ પણ મહત્ત્વ છે શુ મહત્ત્વ ? એજ કે તે તે મુદ્રાથી તેવો તેવો વિનયાદિ ભાવ જન્મે છે. બેઠા બેઠા કાયોત્સર્ગ કરો અને ઉભા રહીને કરો, હૃદયના ભાવમા તફાવત પડશે બધા જ કાયોત્સર્ગ જિનમુદ્રાએ કરવા જોઈએ. 'વંદિત્તુ' સૂત્ર વીરાસને કરવાનું છે એ આસન કરો તો જ એને યોગ્ય શુભ ભાવ હૃદયમા પ્રગટે માત્ર ધર્મક્રિયામા જ નહિ. પણ બીજે ય આસન કામ કરે છે. મંત્રમા અમુક આસને બેસો તો જ મંત્ર સિદ્ધ થાય છે. રાજા વગેરેની આગળ પ્રાર્થના કરવી હોય તો અમુક મુદ્રાએ જ કરવી પડે છે. સારા માણસોની સભામા અમુક મુદ્રાએ જ બેસવુ પડે છે, તો ચૈત્યવન્દનાદિ જેવી અનંત કલ્યાણકર ક્રિયામા યોગ્ય આસન-મુદ્રા વિના કેમ ચાલી શકે ? સમજવુ જોઇએ કે જ્ઞાનીઓએ આસન-મુદ્રાદિનાં જે વિધાન કર્યા છે, તે હેતુપુરસ્સર છે જાળવીને આ ક્રિયા કરાય તો જ ખરો લાભ મળે તો જ નાની શી દેખાતી ક્રિયામાથી અચિંત્ય ઊંચા લાભ પ્રાપ્ત થાય ધર્મ તો મોટો મહેમાન છે ! એને ઉચિત આસન-મુદ્રા પર સ્થાપિત કરવો જોઇએ તો જ અંતરમા એના પ્રત્યે આપણામા બહુમાન છે એમ કહી શકાય.

(૪) યુક્તસ્વરતા:—વિધિપર એટલે સ્વ-પરના ધર્માચરણમા અબાધક રીતે તત્પર. એ અબાધકતા માટે સૂર યોગ્ય જોઇએ દા. ત ચૈત્યવંદનધર્મની વિધિના ખપી બનવા માટે ચોથા નંબરમા યુક્તસ્વરતા જરૂરી છે. બીજાના ધર્મ-યોગનો ઉપઘાત ન કરે તેવા સ્વરે બોલવુ એનુ નામ યુક્તસ્વરતા. ધર્મક્રિયા કરતી વખતે પોતાનો સ્વર એવો રાખે કે જે બીજાના ધર્મયોગોનો બાધક ન બને, બીજાને પોતાની ધાર્મિક ક્રિયામા કે ધ્યાનમા ખલેલ ન પડે.

માણુસ એમ માનતો હોય કે 'હુ અખંડ વિધિ સાચવુ છુ' પણ સ્વર યોગ્ય ન સાચવે, અને એથી બીજાનુ ચિત્ત ડહોળાતુ હોય તો તે ઉચિત વિધિમા તત્પર કેમ જ કહેવાય ? શુ ચૈત્યવન્દન કે શુ બીજો કોઈ પણ ધર્મ, પોતે એ શા માટે કરે છે ? આત્મકલ્યાણ માટે તો તે ધર્માચરણમા બીજાના આત્મકલ્યાણનો માર્ગ નાશ કરવાનુ આવે ? આત્માર્થી માણુસ બીજા આત્મા પ્રત્યે મિત્રતાભર્યો પ્રમોદભાવવાળો કે દયાળુ ન હોય ? બીજાના ધર્મધ્યાનમા પોતાની મર્યાદા બહારની પ્રવૃત્તિથી ભંગ પાડવા જેટલો કઠોર શું વીતરાગનો ઉપાસક હોય ? ખરી વસ્તુ એ છે કે માણુસને જો પોતાના શુદ્ધ ધર્મ પર બહુમાન હોય તો એ ધર્મની આરાધના એવી રીતે ન કરે જેથી એ જ ધર્મનો બીજે ભંગ થાય. ધર્મ બહુ ગમ્યો ત્યારે કહેવાય કે એ ધર્મ બધે ગમે ! માટે ધર્મની આરાધના ચારે બાજુનો ખ્યાલ રાખીને કરવી

જોઇએ. એટલે કે આરાધના ઉપયોગ સહિત કરે. આંધળીયા કરીને આરાધના નહિ કરવાની. સાવધાની-પૂર્વક એકાગ્રતા હોય તો પોતાની ક્રિયામા એકતાન પણ બનાય, અને એથી બીજાના ધ્યાનને ધક્કો ન લાગે.

શાસ્ત્રકારોનો કેટલો બધો વિવેક છે કે કોઈ કહે, 'મને ભાવ વધી ગયા છે માટે હુ જોરથી બોલુ તો શુ વાધો ?' એને સાફ સાફ કહી દે છે, 'મહાનુભાવ ! એમ ખિનસાવધાન બનીશ તો તારા ય પછીના યોગો ભૂલી જઈશ બાકી અમારો ધર્મસાધક બીજાના ધર્મનો બાધક ન હોવો જોઇએ. બીજાને ધર્મમા ચઢાવવાનુ તો બાજુએ રહ્યુ પણ જાતે જ બીજાને ચઢતાને અતરાય કરવાનુ કરે છે ? તો તારી કરુણા અને પ્રમોદ કયા રહ્યા ? બીજા તરફ નિરપેક્ષ થવામા આ ભૂલાય છે, ને નિજના અહંભાવ પોષાય છે. જાતે જોરથી બોલે એટલે એમ જ થયુ કે બીજા કરતા આગળ આવુ !' પરંતુ જીવ ! તારે ભગવાનને સભળાવવુ છે કે બીજાને? જગતમા તો અહંભાવ અને માનની આકાક્ષા તુ બહુ રાખે જ છે, પરન્તુ અહી ધર્મસ્થાનમા ય એ લપ રાખીશ તો તારો ઉદ્ધાર કયા થશે? જગતમા તો ભારે સ્વાર્થરસિક બનીને બીજાના લાભાલાભ ને સુખ–દુખ તરફ નિરપેક્ષ બને છે, પણ અહી ધર્મસાધના વખતે ય સ્વાર્થરસિક બનીને તેવો નિરપેક્ષ રહીશ તો પછી તારે બીજા પ્રત્યે સાપેક્ષ બની સહાનુભૂતિ દાખવવાનુ અને કોમળ, ઉદાર તથા પરોપકારી બનવાનુ કયા રહ્યુ ? ત્યારે શુ તુ એમ સમજે છે કે 'હુ મોટા ઘાટા પાડીને ભગવાનની ચૈત્યવન્દનથી ભક્તિ કરૂં એટલે મારૂ કલ્યાણ થઈ જશે? પછી ભલેને બીજાના ધર્મયોગ હણાય ?' આવા ભ્રમમા ન પડતો, બીજાના હિતમાર્ગ પ્રત્યે બેપરવા બની જાતે માનભૂખ્યા અને સ્વાર્થી બનીને, જાતે કઠોર અને ક્ષુદ્ર બનીને જાતનું કાઈ જ ભલું નહિ થઇ શકે...' આ ઉપદેશ ધર્મનો પાયો તૈયાર કરના માટે છે. એ આવે તો જ ધર્મ ઉપર ખરૂ બહુમાન જાગ્યુ ગણાય.

**કૃતજ્ઞ બનો:**—ત્યારે માણુસ જો કૃતજ્ઞ હોય તો ધર્મના સર્વોચ્ચ કોટિના ઉપકારને એવો સમજે, ઉપકારના ભાર નીચે જાતને એટલો દબાયેલો માને કે એને એમ થાય: 'અહો ! આ ધર્મના ઉપકારનો બદલો શે' વળે ! છતા કમમા કમ ધર્મદાતાનો દ્રોહ ન કરૂં, ધર્મસાધકોના ધર્મમા અંતરાય ન કરૂં, ધર્મમા તન–મન–ધનનો શકય વધુ ભોગ આપું, ધર્મ આગળ જાતની વડાઈ જતી કરૂં ..' શુ ધર્મના અનત ઉપકારના બદલામા આટલી ય કૃતજ્ઞતા ન સચવાય? ને જો ઉપકારી પ્રત્યે કૃતજ્ઞતા ન હોય તો એનામાં ધર્મની લાયકાત શી ? કૃતજ્ઞતા હોય તો પોતાનો સ્વર યોગ્ય રાખે, જેથી બીજાના ધર્મને બાધક ન બને

**પ્રસ્તુત ગુણનો સમાન ગુણ** ગ્રન્થકાર મહર્ષિએ અહીં મુખ્યતયા ચૈત્યવન્દનને ઉદ્દેશીને કહ્યું છે, પરન્તુ બીજી ધર્મસાધનાઓ માટે એ સૂચક છે; યુક્તપ્રવૃત્તિનું સૂચન કરે છે. કોઇપણ ધર્મ-પ્રવૃત્તિ હો, એ બીજાની ધર્મપ્રવૃત્તિની બાધક ન બનવી જોઇએ. દા. ત. મંદિરમા પ્રભુના દર્શન–પૂજન એવી રીતે ઊભા રહીને ન કરે કે જેથી બીજાને પ્રભુદર્શનાદિમા અંતરાય થાય. દાન એવુ બોલીને ન આપે કે જેથી બીજાના દાન દેવાના ભાવ તૂટી જાય. ધર્મ કરતા મુખમાથી વેણુ એવા ન કાઢે કે જેથી બીજાનો ધર્મ-ઉલ્લાસ તૂટી જાય. વચન પણુ તોલીને કાઢવા જોઇએ.

ધર્મનો અધિકાર પ્રાપ્ત કરવા કેટલાય શુભ ભાવોની જરૂર છે. આત્માનુ ઉર્ધ્વીકરણુ, ઉન્નતિ-કરણુ અનેક પ્રકારના શુભ ભાવેથી થાય છે. પરમાત્મા તરફ આકર્ષણુ એ જેમ શુભ ભાવ છે, તેમ પરમાત્માના ઉપદેશ તરફ આકર્ષણુ એ પણુ મહાન શુભ ભાવ છે.

**શુભ ભાવોની જીવનમાં આવશ્યકતા.** પોતાના આત્મામા વિવિધ અશુભ ભાવો છે એની ઔષધિ તરીકે વિવિધ શુભ ભાવો જોઇએ. એક માણુસમા નિર્દયતા જૂઠ, અનીતિ વગેરે અનેક અશુભ ભાવો છે, ને એ કહે કે, હું તો એકલી દયાથી તરીશ ! તો એ કેમ બની શકે? ભલે એ દયાળુ

બને ! પણ પછી પેલી જૂઠ બોલવાની વૃત્તિ કેવી રીતે જશે ? એમ કદાચ ભલે સતત સત્યવાદી હોય, પણ અનીતિની વૃત્તિ આત્મામાંથી શી રીતે હટશે ? ત્યારે એ બધા હટયા વિના મોક્ષ કયાં થાય એવો છે ? જેમ આત્મામા અનેક પ્રકારની પાપ વૃત્તિઓ છે, એમ એ પાપ વૃત્તિઓને નિવારવા શુભ વૃત્તિઓ અનેક પ્રકારની હોવી જોઇએ. માત્ર પોતાની ચૈત્યવન્દન-ભક્તિ ન ચાલે; સાથે બીજાના ચૈત્યવન્દન પ્રત્યે પણ આપણા હૃદયમા લગણી જોઇએ. એમ પરમાત્માનું આકર્ષણ જગતના મોહાંધ સ્નેહીઓનું આકર્ષણ મિટાવે છે, પણ જો સાથે બીજી નિંદા-વિકથાઓ ગમતી હોય તો એની સામે પરમાત્માની વાણીનો રસ ઉભો કરવો જોઇએ. તો પેલો વિકથાનો રસ ખૂટે ! મોહાધ સ્નેહીઓને પાપની સગવડ કરી આપવામા ખૂબ રસ હોય, તે રસ કયારે તૂટે ? ગુરુની સેવાનો રસ ઉભો કરે તો ! જિનવાણીનો રસ હોય ને શુભ ભાવો ઉભા થાય તો પૈસાનો રસ તૂટે ! એક શુભ ભાવથી અનેક અશુભ ભાવોને હટાવી દેવાની આપણામા ત્રેવડ નથી ! તપ-જપ કરાય તો એનામા ઈર્ષ્યા મિટાવી દેવાની શક્તિ હોય કે નહિ ? ના, ઈર્ષ્યા મીટાવવા માટે પ્રમોદભાવના જોઇએ. બાલ અવસ્થામાં જુદા જુદા દોષને ટાળવા માટે જુદા જુદા ઔષધ જોઇએ.

જ્ઞાની કહે છે, "ધર્મ કર, અવશ્ય કર, પણ મૈત્રી ખૂબ રાખ, બીજા પ્રત્યે વાત્સલ્ય વિકસાવ. તો સામા આત્માનો ધર્મયોગ તોડવાનું અટકશે" ગુણાનુરાગ ખૂબ રખાય તો ઈર્ષ્યા મિટે. માટે ગુણનો અનુરાગ જોઇએ. જયા સારું દેખાય ત્યા પ્રેમ ઉભરાય ! અધિક સુખી, અધિક ગુણીયલ, અધિક ધર્મી આત્માને જુએ ત્યા પ્રેમથી આકર્ષાય ! જેટલા ક્ષેત્રોમા ઈર્ષ્યાની કુટેવ હોય તેટલા ક્ષેત્રોમા પ્રેમ જોઇએ. મનને એમ થવું જોઇએ કે 'જગતમા ગુણ વધવા જ જોઇએ. તો પછી જયા કયાય ગુણ દેખાય ત્યાં ઉલ્લાસ-રાજીપો કેમ ન કરૂં ? ઈર્ષ્યા-અસહિષ્ણુતા કરૂં જ શા માટે ?'

**શુભ ભાવો અનેક જોઇએ·** અશુભ ભાવો અનેક છે, માટે જ એને ટાળવા જ્ઞાનીઓએ અનેક શુભ ક્રિયાઓ અને અનેક શુભ ભાવો કર્તવ્યરૂપે ફરમાવ્યા છે. સાધનાના દરેક ક્ષેત્રમા મર્યાદા નિયત હોય છે. અમુક ક્રિયાનો આટલો સમય, ને અમુક ક્રિયાનો આટલો સમય, એમ બધી ક્રિયા-વિધિ સચવાય તો સંગીન ઉન્નતિ થાય ! એકલી દાળ, એકલા ભાત, એકલી રોટલી ખાવાથી ચાલે છે ? ના, ત્યા તો બધુ જોઇએ છે ! તો શુભ ભાવ બધા ન જોઇએ ? એકલી તાવની, ખાસીની, શરદીની દવાથી ચાલે છે ? ના, ત્યા તો વૈદ્ય-દાક્તરને ફરી ફરીને કહેવાય છે, 'જુઓ મને તાવ છે, શરદી છે, ખાસી છે, પેટ પણ દુખે છે. તો બધી દવાઓ નાખી આપજો.' એમ વિવિધ શુભ ક્રિયા ને ભાવ જોઇએ.

**ધર્મક્રિયામાં સાવધાની રાખો:**—ક્રિયામાં એકાગ્ર થવાનું જરૂરી છે, તેવી રીતે સાવધાન બનવું પણ જરૂરી છે. જિનકલ્પી મુનિઓ એકાગ્ર ધ્યાનમાં હોય, છતા ઘણા સાવધાન હોય છે. ધ્યાનમા કેટલો સમય ગયો, એની એમને ખબર હોય છે. એ ધારાએ જ એમનુ કામ ચાલતું હોય છે. એમ પરમાત્માનું ચૈત્યવન્દન, અરે ! કોઇ પણ ધર્મક્રિયા, એ સાવધાનીથી ચાલવી જોઇએ, કે જેથી બીજાના ધર્મ-યોગો ટકરાય નહિ પોતાના આત્મામાં ભક્તિરસનો શુભ ભાવ વધે, એમ બીજા પ્રત્યેનો સાપેક્ષભાવ, સહાનુભૂતિ, ગુણાનુરાગ, ઉદારતા વગેરે શુભ ભાવો વધે, એવી સાવધાની પણ જોઇએ. સાવધાની સહિત પોતાની સ્થિતિ અનુસાર અધિકાધિક શુભ ભાવોમા ચઢતા જવાય તો આત્માના અનેક પ્રકારના અશુભ ભાવો તૂટતા જાય કોઈ કહે કે 'પહેલાં એક અશુભ ભાવ તોડું પછી બીજા તોડીશ' તો ? ના, એક અશુભભાવ તોડતી વખતે જો બીજા અશુભ ભાવો વધુ દઢ બને તો એ અશુભ ભાવો અત્યારે જ અથવા અવસરે અનંતાનુબંધીની કોટિના કષાયોને પોષીને આત્માને ધર્મ સ્થાનમાથી જ ભ્રષ્ટ કરી દેશે, પછી અશુભ ભાવોને તોડવાની બુદ્ધિ જ કયાથી થશે ? બીજાના સ્વરને તોડી નાખે એવો પોતાનો સ્વર ન જોઈએ. કેમકે પોતે જ આ ચૈત્યવદન કરે છે તે

ચૈત્યવંદન ઉપરના બહુમાનથી કરે છે, ને ચૈત્યવન્દન પર બહુમાન એટલે પછી એ ચૈત્યવન્દન પોતાનું હોય કે બીજાનું.

જો બીજા આત્માના ચારિત્ર ઉપર પ્રેમ ન હોય તો પોતાના ચારિત્ર પર પણ સાચો પ્રેમ નથી! ચારિત્રનો પ્રેમ એનું નામ કે અચારિત્ર એ કસાઈ કરતા પણ અનંતગુણું ભયંકર લાગે ! 'કસાઈ તો એક જીવનનો નાશ કરે છે, જ્યારે અચારિત્ર, અસયમ અનેક જીવનોનો ઘાત કરે છે. એમાથી બચાવનાર સયમ છે! અહા! એવુ તારક સંયમ આ પાપમય સંસારમા જોવા પણ ક્યા મળે!' આ ખ્યાલ હોય પછી બીજા આત્મામા સંયમ દેખતા પ્રેમ ઉભરાઈ જ જાય! એના સંયમમા સહાયક બનાય! એમ ચૈત્યવન્દન પર જો આપણામાં પ્રેમ હોય તો એ ચૈત્યવન્દનના બીજા અનેક આત્માઓ ભક્ત બને એ ભાવના સહેજે રહે. જેમ દિકરા પર બાપને ઉછળતો પ્રેમ હોય છે તો દિકરાના ભક્ત અને દિકરાને માન આપનારા ઘણા વધે, એ શું બાપને ન ગમે? શું બીજા દ્વારા કરાતી દિકરાની ભક્તિ ભાંગી જાય એવુ કરે? ને એવુ કરે તો દિકરા પ્રત્યે પ્રેમ કહેવાય? એમ પોતાના મોટા અવાજથી બીજાનું ચૈત્યવન્દન, બીજાની ધર્મક્રિયા હણાય તો ચૈત્યવન્દન આદિ પર આપણામા પ્રેમ કહેવાય? બીજાને ચૈત્યવન્દન કરતો જોઈ એમ થવુ જોઈએ કે: 'અહો! આ જીવ બળતા સસારમાથી નીકળી અહીં ચૈત્યવન્દન કરવા આવ્યો છે! કેવો ભાગ્યશાળી! મને ગમતા ચૈત્યવન્દનને આવકારવા આવ્યો, કેવુ સરસ!' આવી આવી ભાવના અને સદ્‌વૃત્તિ હોય, પછી ધર્મક્રિયાને બાધ પહોચે એવું કંઇજ ન કરવાની સાવધાની રાખે; એ સમજતો હોય છે કે- બીજાને ધર્મમાં બાધ કરવાથી પોતાને અતરાય કર્મ ઉભાં થાય છે. સાક્ષાત્ કે પરપરાએ બીજાને અંતરાય કરતા પહેલા એ વિચારવું જોઇએ છે કે 'શું મને, કે શુ બીજાને, સંસારના યોગ જયારે સંસારમાં ભમાવે છે, ત્યારે ધર્મયોગ સંસારથી તારે છે. એવા કલ્યાણ ધર્મયોગનો ઘાત કેમ કરાય?' આ બધુ વિચારીએ તો યોગ્ય જ લાગે કે વિધિ-તત્પર બનાવવા માટે મુક્ત સ્વર જોઈએ જ

[૫] પાઠોપયોગ -વિધિ-તત્પર બનવા માટે જે ધર્મક્રિયા કરાય, એ ધર્મક્રિયાનો સૂત્રપાઠ બોલવામા અખંડ ઉપયોગ જોઈએ. સૂત્રમાં ચિત્તને સ્ખલના વિના પરોવી રાખવુ જોઈએ. સૂત્રમાં ઉપયોગ રાખવાનો એટલે અર્થમા ઉપયોગ રાખવાનું સાથે સમજી લેવાનું. સૂત્ર અને અર્થ બન્ને પર લક્ષ જોઈએ. સૂત્ર બરાબર બોલાતુ હોય પણ ચિત્ત શૂન્ય હોય અગર બીજે જ ગયુ હોય તો એ વિધિ-તત્પરતા ન કહેવાય

પ્ર૦-ચિત્ત તો એક સમયે એક જ પર રહી શકે ને? અર્થ પર ચિત્ત રાખે તો સૂત્ર પર ક્યાથી રહી શકે?

ઉ૦-વાત સાચી છે, ચિત્ત એક સમયે એક જ વસ્તુ પર રહી શકે. પરન્તુ 'સમય' એટલો બધો સૂક્ષ્મકાળ છે કે સૂત્ર-ઉપયોગ પરથી અર્થ-ઉપયોગ પર ચિત્ત જાય ત્યા કાળભેદ સમજાતો નથી બન્ને ઉપયોગ એક સાથે ચાલતા લાગે છે; જેમ શેરડી ચાવતા શેરડીને જોવાનો ઉપયોગ, શેરડીના રસમા ઉપયોગ, એના સ્પર્શનો, એના અવાજનો ઉપયોગ, એની ગંધનો ઉપયોગ,-આ બધા ઉપયોગ એક સાથે ચાલતા લાગે છે ને? એટલે સૂત્ર, અર્થ, બંને ઉપર ઉપયોગની સાવધાની જોઈએ.

બીજી વાત એ છે કે સૂત્રના અર્થ સૂત્ર બોલવા સાથે સ્ફુરવા જોઈએ. સૂત્ર બોલતા જ અર્થનુ ચિત્ર આખ સમક્ષ ખડું થાય, એવો અભ્યાસ કરવો જોઈએ 'અર્થ'નો અર્થ માત્ર શાબ્દિક અર્થ નથી સમજવાનો આમા તો એક ભાષાના શબ્દની સામે બીજી આપણી ચાલુ ભાષાનો શબ્દ આવ્યો, પણ અર્થ શું આવ્યો? અર્થ એટલે પદાર્થ, વાસ્તવિક વસ્તુ 'નમો અરિહંતાણું' સૂત્ર ઉચ્ચારતા સામે જાણે અરિહંત દેખાય છે, અને આપણે નમીએ છીએ, એવો જે ભાસ થાય, એ અર્થ કહેવાય આના અભ્યાસથી સૂત્રના ઉપયોગની સાથે જ અર્થ-વસ્તુ ખ્યાલમા આવે છે.

એટલું જ નહિ, પણ અર્થના તન્મય ઉપયોગનો અભ્યાસ વધારવો હોય તો ત્યા સુધી વધારી શકાય છે કે એક સૂત્ર બોલાઈ ગયુ એટલે એને તદ્દન પડતુ મૂકવાનું નહિ, કિંતુ પછીના સૂત્ર વખતે મનમા એની સંકલના રાખવાની. પ્રસ્તુતમાં ચૈત્યવંદન સૂત્રમા એક પદની પછી એ પદનો બીજા પદ સાથે સંબંધ છે, તે ગ્રંથકાર પદે પદે બતાવવાના છે. દા. ત. 'અરિહંતાણું' પદ પછી અર્હત્ કંઈ સંપત્તિથી અર્હત્ છે, એ બતાવી 'ભગવંતાણુ' પદ કહેવાના છે.

આવી સંકલના સ્તવન બોલતા પણ ચાલવી જોઈએ. અર્થાત્ પ્રત્યેક ગાથાની બીજી ગાથા સાથે સંકલના કરાય. એકેક ગાથા બોલાતી જાય તે ધ્યાન રાખી બોલવાની; ખ્યાલમા રહે કે હુ બોલી રહ્યો છુ, એનો આ ભાવ છે. તેમ એ ગાથા પૂરી થતા એની પછીની ગાથા સાથે એનો સંબધ જોડવાનો. દા. ત. 'કરુણાનાગર, કરુણાસાગર, કાયા કંચનવાન; ધોરી લંછન પાઉલે કાઈ, ધનુપ પાચશે માન :'—એટલે, 'પ્રભુ ! તમે કેડ પૂર્વના ત્રીજા ભવે કરુણાની ખાણ અને કરુણાના સમુદ્ર બન્યા છો, તો તમને વૃષભના લાછનવાળી, પાચસે ધનુષ ઊચી તથા વિશ્વમા અદ્ભુત અનુપમ કંચનવર્ણી કાયા મળી છે.' આ એક જ ગાથાના પૂર્વાર્દ્ધ અને ઉત્તરાર્દ્ધ વચ્ચે સકલના કરી. પછી, 'ત્રિગડે બેસી ધર્મ કહંતા..' ગાથાને જોડવાની, 'માટે જ ત્રણ ગઢ પર ધર્મ કહેતા એવા આપને હે પ્રભુ ! જગત નીચે બેસી સાભળે છે..'

આમ અર્થની સકલનાના ઉપયોગવડે સ્તવ-યોગમાં ચિત્ત પરોવેલું રાખવાથી સ્તવનામા એકાગ્રતા તન્મયતા બહુ રહે છે! ઊચી વિધિ સચવાય છે! ઊચા ભાવોલ્લાસ અને ઉચ્ચ ભક્તિ પ્રગટે છે! એવી જ રીતે સૂત્રમા સંકલનાબદ્ધ ઉપયોગ રાખવાથી અપૂર્વ સંવેગ-વૃદ્ધિ ને અદ્ભુત તન્મયતા થાય છે. એ સંવેગવૃદ્ધિ અને તન્મયતા કરાવવા માટે જ સૂત્ર પર વિવેચન કરતાં મહાપુરુષો સૂત્રો, પદો, અને ગાથાઓની વચમા સંબધ જોડી આપે છે, સંકલના કરી આપે છે, કે 'આના પછી આ કેમ કહ્યું ?' આજ લલિતવિસ્તરામા જોશો કે 'નમોત્થુણ' સૂત્રના પદે પદે પૂર્વપૂર્વના પદની સાથે સકલના કરી બતાવશે, પૂર્વની સંપદાનો પછીની સંપદા સબંધ સાથે જોડી બતાવશે.

કદાચ પ્રશ્ન થાય કે આવી સકલના કરવાની જરૂરીઆત શી છે ? એજ કે ઉપયોગ સંકલનાબદ્ધ થતા ક્રિયાસાધક ક્રિયામા તન્મય અને તલ્લીન બની શકે છે. બાઈ અનાજ દળવા બેસે, ઘટીમા મૂઠો અનાજ નાખીને ઘંટી ફેરવવી શરૂ તો કરે, પણ પછી અનાજની મૂઠીઓ આજુબાજુ કે બીજી બીજી ઘટીયોમા ફેકે, ને આ ઘટી ફેરવવી ચાલુ રાખે, તો લોટ ભેગો થાય ખરો ? ના, એ તો અનાજની દરેક મૂઠીઓ એકેકની પાછળ આ ઘંટીમા જ નાખવી પડે! તો જ લોટ ભેગો થાય. તેમ પ્રત્યેક ગાથાને સંકલનાબદ્ધ એક જ ચિત્તોપયોગની ધારામા મૂકવા જોઈએ.

દા. ત. નમસ્કાર સૂત્રમા 'નમો અરિહતાણું,' પછી 'નમો સિદ્ધાણું' પદ, પછી નમો આયરિયાણું' પદ, પછી 'નમો ઉવજઝાયાણ' પદ, પછી 'નમો લોએ સવ્વ સાહૂણું' પદ, એ પદોમા કયી સકેલના છે ? એજ કે વિશ્વના તત્ત્વો અને મોક્ષમાર્ગનો મૂળ પ્રકાશ કરનાર અરિહંત છે. પછી એ પ્રકાશ ઝીલીને કૃતકૃત્ય થનારા સિદ્ધ છે. ત્યાર બાદ એ પ્રકાશનો અને કૃતકૃત્ય થવાનો પ્રચાર કરનારા આચાર્ય છે. એ પ્રચારમા સહાયક ઉપાધ્યાય છે, અને એવા પ્રચાર અને સહાયના આલબને સાધના કરનારા સાધુ છે. આ રીતે સકલનાપૂર્વક સૂત્રપાઠ અને અર્થ-ઉપયોગ જોઈએ. પાઠોપયોગ પાકો સતત હોવો જોઈએ, અર્થાત્ એકેક લીટી છૂટી પાડીને અને વચમા ચિત્ત-ઉપયોગ તૂટે નહિ, એ રીતે અખડ ધારાએ પાઠ ચાલવો જોઇએ. ઉપયોગે ધર્મ છે. ક્રિયામા સૂત્રાર્થ પર ચિત્તનો જેટલો ઉપયોગ તેટલો ધર્મ. ઉપયોગ વિનાની ક્રિયામા તો જો દુષ્ટ આશય ન હોય તો ક્રિયાનો શુભ અભ્યાસ પડે એટલો જ

લાભ; પરન્તુ શુભ અધ્યવસાય અને ઉત્તરોત્તર આત્મ-વિશુદ્ધિનો મહાલાભ તો શુદ્ધ ઉપયોગથી જ મળે. પ્રશ્ન થાય કે,

પ્ર૦ ઉપયોગ અને ધર્મને શો સંબંધ છે?

ઉ૦ ધર્મ એટલે સ્વભાવ. દુગ્ટનો શું ધર્મ? બીજાને પજવવાનો. આકાશનો ધર્મ અવકાશ આપવાનો. તેમ આત્માનો ધર્મ ઉપયોગ માટે ઉપયોગ એ ધર્મ. શુદ્ધ ઉપયોગથી આત્મા શુદ્ધ બનતો જાય છે, અને ધર્મનું કાર્ય આત્માને શુદ્ધ બનાવવાનું છે. માટે શુદ્ધ ઉપયોગ એ ધર્મ; સૂત્ર-પાઠ પર શુદ્ધ ઉપયોગે રહે તો તે ધર્મ કહેવાય. ઉપયોગ એટલે ચિત્તનો ખ્યાલ, ચિત્તની સાવધાની.

સૂત્રાર્થમાં શુદ્ધ ઉપયોગ જાળવવા માટે જોડાક્ષરો બરાબર બોલવા જોઈએ. જોડાક્ષર હોય ને અડધો અક્ષર ખાઈ જાઓ એ ન ચાલે! એમાં અર્થનો અનર્થ થાય! દા. ત. 'સવ્વ'ના બદલે 'સવ પાવપ્પણાસણો' બોલો તો અર્થ 'શબના (મડદાના) પાપનો નાશ કરનારો' એવો થાય. 'સવ્વન્નૂણં' ને બદલે 'સવ્વનૂણં' એમ 'ન્' ઓછો બોલો તો અર્થનો અનર્થ થઈ જાય! 'ભગવાન સર્વથી ન્યૂન' એવો અનર્થ થાય! માટે 'સવ્વન્નૂણં' બોલવું જોઈએ. (સવ્વન્નૂ એટલે સર્વજ્ઞ). એમ અડધાનો આખો અક્ષર બોલો તો પણ અનર્થ! 'તમધમ્મચક્કવટ્ટી'નો અર્થ 'તે અધર્મ ચક્રવર્તીને' એવો થાય! બોલવું જોઈએ તં ધમ્મચક્કવટ્ટી' તે ધર્મ ચક્રવર્તીને એવો વાસ્તવિક અર્થ નીકળે. કહો જો આવી અશુદ્ધિ પૂર્વક સ્તુતિ કરાય તો એ સ્તુતિ થાય કે વિટંબણા?

માટે પાઠોપયોગ એટલે અક્ષર દીર્ઘ હોય તો દીર્ઘ બોલવો જોઈએ, જોડાક્ષર હોય ત્યા જોડાક્ષર બોલવો જોઈએ. તેમ, જે શબ્દ કે પદ પર ભાર આપવાનો હોય ત્યા ભાર આપવો જોઈએ; કેમકે સૂત્રમા જે ભાવ પ્રદર્શિત કરવો હોય, તે એના યોગ્ય શબ્દો પર ભાર મૂકાય તો પ્રદર્શિત થાય. દા. ત. જ્યા ક્રિયા એકની એક જ હોય, પણ કર્મ અનેક હોય, ત્યા કર્મપદ પર ભાર મૂકવો જોઈએ. અથવા જ્યા વિશેષણ એકનું એક હોય, પણ વિશેષ્ય અનેક છે, ત્યા વિશેષ્ય પર ભાર જોઈએ. જ્યા કર્મ કે વિશેષ્ય એકનુ એક હોય, પણ ક્રિયા કે વિશેષણ અનેક હોય ત્યા ક્રિયા કે વિશેષણ પર ભાર મૂકવો પડે દા. ત. નમસ્કાર સૂત્રમા પાચેય પદોમાં 'નમો' ક્રિયા એકની એક છે, અને એ ક્રિયાના કર્મ તરીકે અરિહંત, સિદ્ધ, આચાર્ય વગેરે અનેક છે, તો ત્યા કર્મપદ 'અરિહંતાણં, સિદ્ધાણં ..' એના પર ભાર મૂકવો પડે. 'નમો અરિહંતાણં', 'નમો સિદ્ધાણં,' 'નમો આયરિયાણં. ' એ રીતે વિશેષણો જ્યા એક સરખા સંખ્યાવાચક આવે છે, ત્યા વિશેષ્ય પદ પર ભાર મૂકવો જોઈએ દા ત. -તિણ્હં ગુત્તીણં, ચઉણ્હં કસાયાણં, પંચણ્હ મણુવ્વયાણં.. એ રીતે ભાર મૂકાય; પણ નહિ કે તિણ્હં, ચઉણ્હં એમ વિશેષણભૂત સંખ્યા પદ પર ભાર મૂકવાનો.

ઉચ્ચારણ શુદ્ધ કરે, જોડાક્ષર, અનુસ્વાર, ભાર વગેરે સાચવીને કરે અને અર્થ પર લક્ષ આપે, છતા એ ઉચ્ચારણ હજુ પરિપૂર્ણ નથી થતુ શું ખૂટે છે તેમાં? 'તલ્લેસ્સે' ન હોય, તો ય ન ચાલે, અર્થાત્ જે બોલે છે તેના ભાવને અનુરૂપ શુભલેશ્યા દિલમા પ્રગટ થવી જોઈએ. દા. ત. પૂજા ભણાવો છો ને? 'પ્રભુ તુજ શાસન અતિ ભલું!'

આનો ભાવ એ છે કે 'જિનશાસન અતિ હિતકર છે, એના દાતા પરમાત્માનો અનંત ઉપકાર છે.' અહીં પૂજાના અર્થને યોગ્ય લેશ્યા, એના પ્રત્યે મહાન આભાર-બુદ્ધિ અને ઉછળતા અપૂર્વ હર્ષની થવી જોઈએ એવી લેશ્યા સાથેનો ચિત્તોપયોગ સચોટ ઉપયોગ બની શકે. એવી રીતે એક પૂજા એવી આવે છે કે

'શીતલ નહિ છાયા રે આ સંસારની! કુડી છે માયા રે આ સંસારની.'

આ પૂજાનો ભાવ એ, 'સંસારની છાયા વ્હાયખળતી અને માયા જૂઠી છે.' તો એને યોગ્ય લેશ્યા, સંસારની અશીતલતાના હિસાબે મહાન નિરાશા, મહાસંતાપ અને આકુળ-વ્યાકૂળતાની, તથા સંસારની જૂઠાઇને હિસાબે અવિશ્વાસની અને કંપનની લેશ્યા જોઈએ. એમ પ્રભુને વિનતિનું સૂત્ર કે સ્તવન આદિ હોય, દા. ત. 'જયવીયરાય,' તેમાં ગદગદ ભાવે આજીજી-સુચક લેશ્યા જોઈએ. સૂત્ર કે સ્તવનના પદોનું ઉચ્ચારણ એવી એવી લેશ્યા સહિતનું હોય તો પાઠોપયોગ અદ્દભુત ભાવભર્યો થાય.

**ભાવ અનુષ્ઠાનના ૬ સાધન:**—ભાવવાહી અને બળવાન ઉપયોગથી ભાવ-અનુષ્ઠાન સિદ્ધ થાય છે. એ માટે શ્રી અનુયોગદ્વાર સૂત્રમા છ વસ્તુની આવશ્યકતા કહી છે. ત્યા આવશ્યક (પ્રતિક્રમણ) ની ક્રિયાને ઉદ્દેશીને કહ્યુ છે કે:-' (૧) **તચ્ચિત્તે**, (૨) **તમ્મણે**, (૩) **તલ્લેસ્સે**, (૪) **તદજ્ઝવસાણઽજ્ઝોવસિપ**, (૫) **તદટ્ઠોવઉત્તે**, (૬) **તદપ્પિઅકરણે**,'

(૧) 'તચ્ચિત્ત' એટલે સામાન્ય ઉપયોગ. અર્થાત્ તે તે સૂત્રનો સામૂહિક ખ્યાલ થવો જોઇએ કે 'હુ આ સૂત્ર બોલુ છું.'

(૨) 'તન્મન' એટલે વિશેષ ઉપયોગ, પ્રત્યેક પદનો ખ્યાલ.

(૩) 'તલ્લેસ્સ' એટલે ઉપર કહી આવ્યા તે મુજબ સૂત્રના ભાવને અનુરૂપ મનની લેશ્યા ઉછળવી જોઇએ.

(૪) 'તદઅજઝવસાણ૰' એટલે આત્મામાં સૂત્રના અર્થને અનુરૂપ નિશ્ચિત અધ્યવસાયની પરિણતિ જોઈએ. દા. ત. 'ઇરિયાવહિયા' સૂત્ર માર્ગે જતા-આવતા વગેરેમા થયેલી જીવહિંસાનો મિથ્યા-દુષ્કૃત દેવાનું સૂત્ર છે, તો એ બોલતા જાણે જ્ઞાનીની કોર્ટમા પોતે ખૂની તરીકે ગુનાનો ઇકરાર કરી પશ્ચાત્તાપ કરવા ઉભો થયો છે, એ જાતના નિશ્ચિત ભાવ જોઇએ. ખૂની કેવા હૃદયે, કેવી મુદ્રાએ અને કેવા ગદગદ શબ્દોમા ગુનાનો ઇકરાર કરે ? 'વંદિત્તુ' સૂત્ર, 'દેવસિઅં આલોઉં' સૂત્ર વગેરે ગુનાના ઇકરાર પૂર્વક અને પશ્ચાત્તાપના ભાવપૂર્વક બોલાય, વિશુદ્ધભાવે ઇકરાર કરવામા આવે તો એના લાભ અપરંપાર છો કેઈ કર્મના બંધન તૂટે ! અને કેઈ મલિન વૃત્તિઓ અને કુસંસ્કારો મોળા પડે ! પણ ઇકરાર કેવી રીતે કરવો જોઇએ ? ખરેખર મહામૂલો સમજીને, અને ગદગદ થઇને ઇકરાર કરવો જોઇએ.

(૫) **તદર્થોપયોગઃ**-લેશ્યા અને ભાવ પણ એકલા ન ચાલે, સાથે સૂત્રના અર્થ પર, અર્થાત્ તેના શબ્દે શબ્દના, વાકચના અને મહાવાકચના અર્થ પર બરાબર મનનો ઉપયોગ રાખવો જોઇએ. અર્થ એટલે કે અભિધેય પદાર્થ યાને સૂત્રે કહેવાની વસ્તુ પર લક્ષ જોઈએ, જાગતો અખંડ ખ્યાલ જોઇએ. તેથી સૂત્રના ઉચ્ચારણમાં આમ તો અક્ષરો બધા બોલાતા હોય, છતા પદચ્છેદમાં ગોટાળો ન થાય, અને જયાં ભાર આપવાનો હોય ત્યા ભાર અપાય, એ રીતે બોલવુ જોઈએ.

દા. ત. 'કારાવણે અ કરણે, પડિક્કમે . .. ..' એ સૂત્ર બોલતા જો 'અ' પદને પછીના 'કરણે' સાથે બોલાય તો ઉચ્ચારણ 'અકરણે' થાય, તેનો અર્થ શું થાય ? 'પાપ ન કરવામા જે દોષ લાગ્યો હોય તેનાથી હું પ્રતિક્રમું છું. !' આ કેવો ઉંધો અર્થ થયો ! કહેવુ તો એ છે કે 'પાપ કરવામા જે દોષ લાગ્યો હોય. .' તો ગોટાળો કેમ થયો ? 'અ' પદ 'કરણે' પદ સાથે લીધુ માટે ખરી રીતે 'અ' ને પૂર્વના 'કારાવણે' શબ્દની પછી બોલી, જરાક અટકી પછી 'કરણે' શબ્દ છૂટો પડે એમ બોલવુ જોઈએ. 'કારાવણે અ, કરણે' આમા 'અ' એટલે 'ચ' અને 'ચ' એટલે 'અને' એવો અર્થ થાય છે. 'કરાવ્યુ હોય અને કર્યું હોય તેમા લાગેલા દૈવસિક દોષથી હું પ્રતિક્રમું છું (પાછો હટું છું) પ્રતિક્રમણ પ્રાયશ્ચિત કરૂં છું'

સ્ટેશનના પ્લેટફૉર્મ પર બોર્ડ માર્યું હોય કે 'આગલ ગાડી છે' પણ વાચનાર એને જો વાચે 'આગ લગાડી છે' તો કેવો અનર્થ થાય ? એવી રીતે પદોનો અયોગ્ય વિભાગ કરવામા અનર્થ થાય છે; માટે યોગ્ય પદચ્છેદ પર ધ્યાન રાખવુ આવશ્યક છે. એની સાથે અમુક પદ પર ભાર મૂકવો પણ એટલો જ જરૂરી છે. 'जेण न निद्धंधसं कुणई' બોલવામા જો 'નિદ્ધંધસ' પર ભાર મૂકાય તો જાણે અર્થ એવો ભાસે કે 'સમ્યગ્દષ્ટિ આત્માને અલ્પ પાપ બધ એટલા માટે કે એ નિર્ધ્વંસપણે પાપ કરે છે.' આ કેવો અનર્થ કહેવાય ? ખરી રીતે 'જણ ન' બોલતાં 'न' પર ભાર મૂકવો જોઇએ, કેમકે અર્થમા પણ એ રીતે જ ભાર મૂકીને બોલવામા આવે છે. દા. ત. 'કારણ કે એ નિર્ધ્વંસપણે પાપ **નથી** કરતો.' પદેપદના અર્થ પર ચિત્તનો ઉપયોગ હોય તો ઉચ્ચારણ યોગ્ય થાય.

અહી પદનો અર્થ એટલે શું, એ વસ્તુ સમજવાની છે. 'અર્થ' એટલે માત્ર ભાષાંતર નહિ, દા. ત. 'નમો અરિહંતાણં.' પદનો અર્થ ગુજરાતી ભાષામા 'હુ અરિહંતોને નમુ છું.' કરીએ તો એ માત્ર ભાષાતર થયું 'યોગવિંશિકા'ની ટીકામા પૂ. ઉપાધ્યાયજી મહારાજે 'સ્થાન, વર્ણ, અર્થ, આલંબન, નિરાલબન' એ પાચ યોગનો અર્થ બતાવતા 'અર્થ'નો અર્થ કર્યો કે 'પદની અભિધેય વસ્તુ;' અર્થાત્ પદથી જે વસ્તુ કહેવી છે તેને અર્થ કહેવાય. દા ત. 'નમો અરિહંતાણં' પદથી સમવસરણમા બિરાજમાન અને અષ્ટ પ્રાતિહાર્યની પૂજાના પાત્ર એવા અનેક અરહિંતદેવોને નમસ્કાર કરવાની વસ્તુ લેવાની છે. એના પર ચિત્તનો ઉપયોગ જોઇએ, અર્થાત્ નજર સામે જાણે અનેક અરિહંત પ્રભુ દેખાય અને આપણે એમને નમતા હોઈએ, એ ભાસ થાય. આનું નામ 'અર્થ'નો ઉપયોગ.

ઉપર કહ્યા તે સ્થાન, વર્ણ, અર્થ .. વગેરે પાચ યોગોમાં ચિત્તનો મુખ્ય ઉપયોગ 'અર્થ' પર અર્થાત્ પદે કહેલી વસ્તુ પર રાખવાનો છે. 'સ્થાન' અને 'વર્ણ' પર ઉપયોગ તો માત્રયોગ્ય આસનમુદ્રા રાખવા અને શુદ્ધ ઉચ્ચારણ કરવા પૂરતો છે. 'આલંબન' પર ઉપયોગ માત્ર પ્રતિમાજી આદિ આલંબન પર દૃષ્ટિ કેન્દ્રિત રાખવા પૂરતો છે. 'નિરાલંબન' યોગમાં તો ઊંચી ધ્યેય–ધ્યાન–ધ્યાતાની અભેદ અવસ્થા છે. એટલે પ્રસ્તુતમા મુખ્યતયા અર્થ પર ઉપયોગ રાખવાનો છે, ને તે ઉપયોગ પદની વાચ્ય વસ્તુ અંગે સમજવો. જયારે દરેક સૂત્ર અને દરેક પદની વસ્તુ પર ઉપયોગ જાગ્રત થઇ જાય, એ વસ્તુ નજર સામે તરવરતી થઇ જાય, દા. ત. 'સકલતીર્થ વન્દુ કરજોડ' સૂત્રની વસ્તુમા દેવલોક, મૃત્યુલોક અને પાતાલ, ત્રણેયના જિનમંદિરો નજર સામે તરવરતા દેખાય, ત્યારે આત્મા એમા તન્મય બને, એ સહજ છે.

(૬) 'તદર્પિતકરણ' એટલે ક્રિયાના ઉપકરણ બરાબર રાખવા જોઇએ, ને તેનો બરાબર ઉપયોગ કરવો જોઇએ. દા. ત. પ્રભુભક્તિમાં ખેસ (ઉત્તરાસંગ) રાખવો જોઇએ, ને બરાબર વિનયસૂચક પરિધાન કરવુ જોઇએ, એના આઠ પડથી મુખ બાધવુ જોઈએ, તથા ખેસથી જમીન પૂંજી જીવરક્ષા કરવામા એને વાપરવો જોઇએ સામાયિક–પ્રતિક્રમણમા ચરવળો (ઉનનું રજોહરણ) રાખવો જોઇએ, ને તે ઉઠતા–બેસતા પૂંજવામા બરાબર વાપરવો જોઇએ.

આ રીતે ક્રિયામાં પાઠોપયોગ અર્થાત્ સૂત્રનું શુદ્ધ ઉચ્ચારણ, અર્થનું લક્ષ, તથા ભાવ આદિનું લક્ષ રખાય તો કહેવાય કે વિધિમા તત્પરતા છે.



## ઉચિતવૃત્તિના પાંચ લક્ષણ.

(૧) લોકપ્રિય.— આત્મા ધર્મનો અધિકારી તો બને, કે જો એનામાં ઉચિતવૃત્તિ હોય. ઉચિતવૃત્તિ છે કે નહિ, તે માટે જોવુ કે એ આત્મા લોકપ્રિય છે કે નહિ ? લોકોને તો જ વલ્લભ લાગે કે જો એ યોગ્ય જીવનચર્યા વહન કરતો હોય. દરેક પ્રસગમા એ આત્માનુ વિવેકી સંભાષણ, એનો વિવેકી વ્યવહાર, એની શુદ્ધ લેનડ-દેવડ, વગેરે બધું જ ઉચિત હોય. એનુ જે, કુટુંબી તરીકેનું સ્થાન હોય, સમાજની જવાબદારીનુ સ્થાન હોય, એને એ બરાબર અદા કરતો હોય, પત્નીને સભાળે ને માતાને નહિ, કે મિત્રને સાચવે, પણ ભાઇની ખબર પણ ન લે, એવુ ન બને. બધા જ સબધ ઉચિત રીતે સાચવે અને સેવે કોઇનો પાડોશી હોય તો એના પ્રત્યે પણ પોતે શ્રીમત હોવા છતા ખામોશ અને નમ્ર ભાપા રાખે, અવસરોચિત સહાય અને સહકાર રાખે, અર્થાત્ બધા સાથે બરાબર યોગ્ય વર્તાવ રાખે. જો આવુ વ્યાપક ઔચિત્ય હોય તો એનામા લોકપ્રિયતા ગુણ આવી જ જાય. બહાર લોકો એના પ્રત્યે અપ્રીતિ ન કરે, કે એનું ઘસાતુ પણ ન બોલે. આના પર લોકપ્રિયતા મપાય છે. આ લોકપ્રિયતા ધન-માલ પર નિર્ભર નથી. લોકપ્રિય એટલે લોકના દિલમાં વસી ગયો હોય લોકો હૃદયના કોઈ ખૂણામા પણ એનું ખરાબ ન ચિંતવે. કયાંય ખાનગી ખૂણામા પણ એનું ઘસાતુ ન બોલતા હોય, પીઠ પાછળ પણ નિદા ન કરતા હોય, દિલમા અરુચિ ન ધરાવતા હોય ! સાચી લોકપ્રિયતા આનુ નામ છે. આજે તો સગી પત્ની પોતાના પતિ અગે ને પતિ પત્ની અગે પણ ઘસાતુ બોલતા દેખાય છે ! જીવન તો એવુ યોગ્ય જોઈએ કે લોકોને વિરુદ્ધ બોલવાનું મળે જ નહિ ! પાડોશી સાથે ઉચિત વર્તતો હોય, પણ ઘરમા બગાડે, તો પણ વાતાવરણ બગડે ! અને લોકપ્રિયતા ઉડે ! લોક કહે, 'જોયો ? ઘરનાને કકળાવી બહાર ઉપકાર કરવા નીકળી પડયો છે !' પણ જો કોઇ ને ય ખોટુ બોલવાની કે માનવાની તક ન આપે તો લોકપ્રિયતા ટકે એવો જીવન વ્યવહાર જોઇએ. આના માટે તો પહેલો ખામોશ ગુણ જોઇએ. બીજાના તમારી પ્રત્યેના ખરાબ વ્યવહાર-વર્તાવને પણ ખમી ખાતા શીખો, સહી લેતા શીખો. સાથે સૌમ્યતા, સહૃદયતા, સહાનુભૂતિ, નમ્રતા, ગાભીર્ય, થોડી ઘણી પણ ઉદારતા, નિસ્પૃહતા વગેરે જોઇએ. આ બધુ નથી હોતુ એટલે માણુસ જરા જરામાં ઉછળી પડે છે ! ત્યાં એને ધર્મક્રિયાની શરમ નથી પડતી. પછી લોકમા જાતને અને ધર્મને અળખામણો કરનારો બને છે. ત્યા લોકપ્રિયતા કયાથી આવે ? ધર્મના અધિકારી બનવા લોકપ્રિયતા પહેલી જોઈએ. ખામોશ, સહૃદયતા, ઔદાર્ય વગેરે કાઈ એવા બહુ ઉચ્ચ કોટિના ગુણો નથી કે એ પામવા દુષ્કર હોય. એ તો મધ્યમ ગુણો છે ! જે દાન રુચિ, અને મધ્યમ ગુણવાળો હોય અને સ્વભાવે અલ્પ કષાયી હોય એ મનુષ્યતુ આયુષ્ય ઉપાર્જે છે એવા મધ્યમ ગુણો વિના ય ધર્મની યોગ્યતા કયાથી આવે ? ધર્મનો જેટલો ખપ, તેટલો ખપ આનો જોઇએ.

**લોકપ્રિયતા કેમ આવે ?** : લોકપ્રિયતા લાવવા ઉપરોક્ત ગુણો લાવવા જોઇએ. વિચારવુ જોઇએ કે 'જગતમા ગુણની કિંમત છે, ગુણ પૂજાય છે પરમાત્માને ફૂલ ચઢે છે, પાદડા નહિ, કચરો નહિ શરીરે ચન્દન ચોપડાય છે, કાદવ નહિ. પ્રશંસા હાથીની થાય છે, ઉંટની નહિ લડાઇમા મરદો કેસરિયા કરે છે, બાયલા નહિ. તો મારે પણ ગુણસંપન્ન બની લોકપ્રિય થવુ જોઇએ લોક-પ્રિયને સંકટમા સહકાર મળે છે, પ્રસંગને શોભાવનારા લોક મળે છે, સારા માણુસો પાસેથી અવસરો

ચિત સલાહ મળે છે ! ઊંચા હોદ્દા લોકપ્રિયને મળે છે. લોકપ્રિય બનવામા જ્ઞાનીની આજ્ઞાનું પાલન થાય છે...' વગેરે વિચારણાપૂર્વક પ્રયત્નશીલ રહ્યાથી લોકપ્રિયતા મળે છે. જડ વસ્તુઓ તુચ્છ છે, અહંભાવ તુચ્છ છે, એની ખાતર લોકપ્રિયતા ગુમાવવાની નહિ. લોકપ્રિયતા હોય તો જ ઉચિત જીવનવૃત્તિનો ગુણ આવ્યો ગણાય.

(૨) અગર્હિત ક્રિયા —જેમ ઉચિત જીવનચર્યા હોવાનું લોકપ્રિયતા ઉપર ખબર પડે, તેમ અગર્હિત ક્રિયાથી અર્થાત્ અનિંદ્ય પ્રવૃત્તિથી ઉચિતતાની ખબર પડે. પ્રવૃત્તિ અનિંદ્ય હોવી એ એક માર્ગાનુસારીનો ગુણ છે, અને લોકપ્રિયતા શ્રાવકના એકવીસ ગુણમાનો એક ગુણ છે. ઉચિત જીવનવૃત્તિ છે કે કેમ, તે સમજવા અહીં આ ગુણોને મૂકયા છે. નિંદ્ય પ્રવૃત્તિમાં ઘણું ઘણું આવે. નિંદા, ચાડી, ચુગલી એ નિંદ્ય છે, ઉદ્ધત વાણી અને ઉદ્ધત વર્તાવ એ નિંદ્ય પ્રવૃત્તિ છે, લોકોને લઢાવવા એ નિંદ્ય પ્રવૃત્તિ છે. ધર્મી અને ધર્માત્માઓનું ઘસાતુ બોલવુ એ નિંદ્ય પ્રવૃત્તિ છે. દુરાચારની પ્રવૃત્તિ, મોટા જૂઠ ડફાણ એ નિંદ્ય પ્રવૃત્તિ છે. એવી રીતે કેટલાક ધંધા નિંદ્ય પ્રવૃત્તિ ગણાય. ઢોરોને ડામ દેવાનું કામ, ચોરોનો માલ સંઘરી એના પર ધંધો કરવાનું કામ, દલાલી કરે પણ વચ્ચેથી ગાવલીઓ ખાઈ જવાનું કામ, વગેરે નિંદ્ય પ્રવૃત્તિ છે. જુગાર શિકાર વગેરે પ્રવૃત્તિ નિંદ્ય છે.

પ્ર૦ નિંદ્યપ્રવૃત્તિને ધર્મની સાથે શું સંબંધ કે એ નિંદ્ય પ્રવૃત્તિ હોય તો ધર્મ માટેની યોગ્યતા ન રહે ? નિંદ્ય પ્રવૃત્તિવાળો આત્મા ધર્મમા રસ લેતો હોય, ધર્મ માર્ગે પૈસા ખર્ચતો હોય અને તપ, જપ કરતો હોય તો શું એ ધર્મને યોગ્ય નથી ?

ઉ૦.—ના, નિંદ્ય પ્રવૃત્તિઓ માણસના મનની વધુ મલિનતા સૂચવે છે. એવી મલિનતાવાળાને ધર્મ સ્પર્શતો નથી. ધર્મ તો પવિત્ર દિલવાળાને સ્પર્શે છે એને નિંદ્ય પ્રવૃત્તિનો વિચાર સરખો ન ગમે તો જ એ ધર્મક્રિયાને પણ દીપાવે. નિંદ્ય પ્રવૃત્તિવાળો તો ધર્મક્રિયાને લજવે છે પછી કેઈને ધર્મક્રિયા અને ધર્મ ઉપર સુગવાળા, અભાવવાળા કરે છે. માટે નિંદ્ય પ્રવૃત્તિનો ત્યાગ જોઈએ અલબત્ સાસારિક વલણ એ કાંઈ ધાર્મિક વલણ નથી, છતાય સંસારમાં મન એટલું મલિનતાવાળું જ હોય એવો નિયમ નથી પરંતુ નિંદ્ય વિચારસરણી, નિંદ્ય બોલ અને નિંદ્ય વર્તાવ એ ભારે મલિન હૃદય હોવાનું સૂચવે છે. એવાને ધર્મ કયાથી સ્પર્શી શકે ? વિચારવું જોઇએ કે ધર્મક્રિયાનો જેટલો ખપ કરાય છે, એટલો નિંદ્ય પ્રવૃત્તિ પર તિરસ્કાર, અને સાથે એનો ત્યાગ કરવાનો અને અનિંદ્ય પ્રવૃત્તિ દ્વારા ઉચિત વ્યવહાર સાચવવાનો ખપ જોઇએ જ ધર્મના અધિકારી બનવામા નિંદ્ય પ્રવૃત્તિનું વિકૃત મન ન ચાલે ! વિકૃત મનવાળો ધર્મમા પણ વિકૃતિ નહિ કરે, તેનો શો ભરોસો ? નિંદ્ય પ્રવૃત્તિ એ મૌલિક દોષ છે. એ હોય ત્યા સુધી ધર્મની ભૂમિકા ન સર્જાય, ધર્મક્રિયાની યોગ્યતા ન આવે.

નિંદ્ય પ્રવૃત્તિ ટાળવા એ વિચારવુ જોઈએ કે 'એનાથી અપયશ મળે છે ! પાછળથી પસ્તાવુ પડે છે ! માનવ તરીકેના ઉચ્ચ જીવનને એ લજાવનાર છે ! સાચી શાંતિ લૂંટાય છે ! બીજા સાથે કલેશ-કંકાશ વધે છે ! નવા પાપ વધે છે ! ધર્મની તક ગુમાવાય છે ! પરમાત્માના કુપુત્ર નીવડવાનું બને છે ! પૂર્વ પુરુષોએ જેમ નિંદ્ય પ્રવૃત્તિ જીવનને સ્પર્શવા ન દીધી અને ઊંચે ચઢચા તેમ આપણે કેમ ન કરી શકીએ ? '

(૩) સંકટમાં ધૈર્ય : ત્રીજા નંબરમા, ઉચિતવૃત્તિ ધરનાર આત્મા સંકટમા સારી રીતે ધૈર્ય રાખનારા હોય એના પરથી ઉચિતવૃત્તિ પરખાય. ગમે તેવા સંકટ આવે, પણ એ ધીરતાથી કામ લે, અધીર ન બને અધીરતા એટલે શું ? અધીરતા એટલે હાયવોય, અને ગમે તે પ્રકારે સંકટમાંથી છૂટવાની ઉતાવળ. એને લીધે પછી માણસ કાર્ય–અકાર્યનો વિવેક ભૂલે છે; અને કેટલું ય અનુચિત કરવા પ્રેરાય છે. સંકટ આવે એટલે મનુષ્ય ચોંકે એ સંભવિત છે; પણ ધૈર્ય ગુમાવી નિરાશ કે

ભગ્નહૃદય ન બનવો જોઈએ. કારણ કે એથી મનુષ્ય એક બાજુ હાયવોય અને શોક કરી ભારે દુર્ધ્યાનમા પડે છે, અને જ્ઞાનાવરણ આદિ અનેક પાપકર્મો ઉપાર્જે છે, શોક અને હાયવોયના સમયે સમયે નવા નવા પાપકર્મો ભરતી થયે જાય છે! એક મિનિટમાં તો અસંખ્ય સમયો પસાર થાય છે, ત્યા સુધીમા પાપકર્મોની અખંડ ધારા વહી આવે છે! ત્યારે બીજી બાજુ અનાદિના કુસંસ્કારો પોષાઈ દૃઢ થાય! માટે જ શોક અને હાયવોયને જ્ઞાનીઓએ મહાદોષ કહ્યો છે. ત્યારે અધીરતાને લીધે બીજી બાજુ દીનતા આવી જાય છે! ધૈર્ય નહિ એટલે દુઃખિત થઇ દીન બને છે, અને દીનતા મહાન દોષ છે. દીન બનવાથી જેની તેની આગળ રોદણા રોઈ ગરીબડો થાય છે, યશ ગુમાવે છે; અને સત્ત્વહીન બને છે! સત્ત્વહીનતામાથી સુકૃત કરવાની શક્તિ નાશ પામે છે. ત્યારે વિચારો કે કર્તવ્ય અને સુકૃતો સાધવાની શક્તિ ગુમાવરાવે એ અધીરતા દોષ કેટલો ભયાનક! ધૈર્ય ગુણવાળો, ભલે સંકટ આવ્યુ હોય, કયાંક પાછો પડયો હોય, કે આપત્તિ માથે આવી પડી હોય, છતા બીજાં કર્તવ્ય નહિ વિણસાડે, બીજાં સુકૃત માટે નિરુત્સાહ નહિ બને. ઉલટું સંકટ ટાળવા વધુ કર્તવ્યપરાયણતા અને સુકૃતનું બળ કેળવશે. અધીરો આ શુ કરી શકે? એ તો બીજુ સારૂ કરતો હશે તે ય કદાચ છોડી દેશે, અને જરૂર પડયે અધીરાઈમાં તણાવાને લીધે દેવનું, ગુરુનું કે સાધર્મિકનું ઘસાતુ ય બોલશે. અધીરતા બીજા પર દોષ ઢોળવા પ્રેરે છે, નિંદાને પ્રેરે છે, નિંદ્ય પ્રવૃત્તિને પ્રેરે છે. વળી અધીરાઈ અને દીનતાથી બીજા પાસે ખોટી આજીજી કરવા જતા, નથી ને જો સામાએ સહકાર ન આપ્યો તો વધુ અધીર, વધુ અસ્વસ્થ અને વધુ દ્વેષ આદિ દોષથી ગ્રસ્ત બને છે આવો માણસ કદાચ ચૈત્યવંદન વગેરે ધર્મ કરવા જાય, ને નથી ને કદાચ પોતાના કમભાગ્યે ત્યા કોઈ સંકટ આવ્યું, તો કેવીક અધીરતા અને એની પાછળ કેવા કેવા દોષો અને અકાર્યોમા પડશે! સંભવ છે કે અધીરતામા સ્થિતિ ત્યા સુધી પહોચી જાય કે ધર્મ ઉપર એ અભાવવાળો બની જાય! તેથી પહેલા ધર્મથી જેટલો દૂર હતો તેના કરતા અત્યારે વધારે દૂર ખસી જાય! માટે જ અહીં ધર્મના અધિકારી બનવા માટે સંકટમા ધીરતા રાખવાનો ગુણ જરૂરી કહ્યો છે. એ જીવનચર્યાને ઉચિત રાખે છે,

**ધીરતા શી રીતે રહે ?:** ઉચિત જીવનવૃત્તિનો ખપ છે તો સંકટમા ધીરતા કેળવવી જ પડે એમા કઠિન પણ શું છે? માણુસે વિચારવુ જોઈએ કે સંકટમા ભડકવુ શા માટે?

(૧) 'પાપકર્મના ઉદય જાગ્યા હોય તો સંકટ આવે જ. તો કયા આપણે એકલા પુણ્ય જ ભોગવવાનો ઠેકો રાખ્યો છે? શુ પૂર્વ ભવોમા અને આ જીવનમા કોઈ હિંસાદિ કૃત્યો અને રાગાદિ દોષો નથી સેવ્યાં? કોઈ પાપકર્મો સિલિકમા નથી? હોય જ માટે જ તો એ પાપકર્મ વગર બોલાવ્યા ઉદયમા આવે છે, અને તો એ સંકટ ઊભા કરે જ.' ત્યારે,

(૨) આપણુને સગવડ ભોગવતા જેમ આવડે છે, એમ સંકટ પણ ભોગવતા આવડવા જોઈએ. સગવડ ભોગવવાની જેમ સંકટને સહવાની પણ તૈયારી જોઇએ. નોકરને પગાર લેવાની તૈયારી હોય અને નોકરી કરવાની તૈયારી ન હોય તો એ ચાલી શકે?

(૩) સગવડ ગમે છે, સંકટ નહિ! પણ સમજવુ જોઇએ કે, ઉલટુ, સંકટમા તો માણુસની કસોટી થાય છે, ઘડતર થાય છે, ધીરતા વગેરે ગુણો કેળવવાનો અવકાશ મળે છે. કસોટીમા પાસ થવાથી આત્માની શુદ્ધિ વધે છે, તેજ વધે છે, બળ વધે છે. સોનુ ભડભડ બળતા અગ્નિના સંકટમાથી પસાર થઈ શુદ્ધ અને તેજસ્વી નીવડે છે, તો એ સાચા સોનામા ખપે છે. ભારે પરીક્ષાઓમાથી પસાર થનાર વિદ્યાર્થી ઉચ્ચ પદવી પામે છે. વસ્તુમા જો એવો Resisting Power એટલે કે આક્રમણના સંયોગો સામે સ્વસ્વરૂપમા ટકવાનું સામર્થ્ય હોય છે, તો એ વસ્તુ શુદ્ધ અને કિંમતી તરીકે ખપે છે, તો

આત્મામા પણ એ સામર્થ્ય ખાસ જોઈએ. સંકટ સામે ધીરતાથી ટકવાની, ને સંકટને સહર્ષ વધાવી લેવાની ખાસિયત જોઈએ તો જ શુદ્ધિ પ્રાપ્ત થાય અને ઉચ્ચ માનવ તરીકેનું પ્રમાણપત્ર મળે.

(૪) ધર્મનો અધિકારી આત્મા કેળવાયેલો મનુષ્ય હોય, કેળવાયેલી કણેક રોટલી બનવા માટે અધિકારી છે. તેમ ગુણોના અભ્યાસથી કેળવાયેલો મનુષ્ય ધર્મનો અધિકારી બની શકે છે. સંકટમા ધૈર્ય રાખો, ખમી ખાવાનુ રાખો. આ પ્રયોગ એક અઠવાડીયુ કરો, પછી એના મહાન લાભ દેખાશે. ભલે દુઃખના ડુગરા તૂટી પડે, પરંતુ આપણે નાહિંમત નહિ થવાનું, સમજી રાખવાનું કે

(૫) બીજી રીતે વિચારતા સંકટ એ તો અનુકૂળ પ્રસંગ છે, અથવા મામુલી પ્રસંગ છે. આ કંઈ ભારે સંકટ નથી! સાપેક્ષ કલ્પનાથી મન કોરૂ બની જાય છે, અને હિંમતવછું બને છે. પાંચ રુપિયાની નોટ પડી ગઈ, પછી વિચારે કે-'સારૂ થયુ કે ૧૦૦ રુપિયાની નોટ લઈને આજે બહાર ન ગયો!' તો મન હલકુ રહે છે. સુખ-દુઃખ સાપેક્ષ વિચારણાથી છે. સંકટમાં જો એ અપેક્ષા રાખી હોય કે-"સંકટ આવ્યુ એટલે કર્મ દેવુ લેવા આવ્યો છે. ભલે લઈ જાઓ શાહુજોગ!" તો આત્મામા ધૈર્ય ટકી શકે.

(૬) દુનિયામા રત્ન, મોતી, સોનું વગેરે સારી વસ્તુઓ જો ઘણુ સહે છે, તો એ ઊંચા બને છે, તેમ આત્માએ પણ ઊંચા બનવા માટે ઘણુ ઘણું સહેવું જોઈએ.

આ રીતે વિચારણાઓ કરી ધીરતાને કેળવતા જવું જોઈએ; જેથી નાની-મોટી આપદમા ધીરતા રહે! તણખિયા કોલસાની જેમ જરા જરામા માણસ ફુટફુટ થતો હોય તો એ ધર્મને યોગ્ય કેવી રીતે કહેવાય?

ધર્મ એ ઊંચી કોટિનો રંગ છે. એ રંગને આત્મા પર ચઢાવવા ઉચિત જીવનવૃત્તિરૂપ ઊંચામાં ઊંચી સફાઈ જોઈએ! મેલા કપડા પર ઊંચો રંગ ન ચઢે, ઉલટો રંગ બગડે. તેમ અનુચિત જીવતરવાળાને આપેલો ધર્મ બગડે.

(૪) શક્તિ-અનુસાર ત્યાગ આત્મામા ઉચિત જીવનવૃત્તિ છે કે કેમ, તેનો નિર્ણય કરવા ચોથા લક્ષણમા એ તપાસવું પડે કે એ દાનમા યથાશક્તિ પ્રવર્તે છે કે નહિ,

પ્ર૦: ઉચિતવૃત્તિ સાથે દાનનો શું સંબંધ છે?

ઉ૦. દાન દેવાની પાછળ (૧) ચિત્તની ઉદારતા કામ કરતી હોય છે, (૨) ઉપકારી પ્રત્યે કૃતજ્ઞતા કામ કરતી હોય છે, (૩) દુખી જીવો પરની દયાવૃત્તિ કામ કરતી હોય છે, ને (૪) ગુણવાન તથા શુદ્ધ ચારિત્રપાત્ર પ્રત્યેનો પૂજ્યભાવ કામ કરતો હોય છે. આ ઉદારતા, કૃતજ્ઞતા, દયા અને પૂજ્યભાવ જો આત્મામાં ન હોય તો એ આત્મા ધર્મને માટે યોગ્ય ન કહેવાય; કેમકે ઉદારતા વગેરેના અભાવે એ અવસરોચિત ઔચિત્ય સાચવી શકતો નથી જે આત્મા અવસરોચિત ઔચિત્ય ન સાચવે તે આત્મા ધર્મ હાથમા લે, તો પણ એને શોભાવી શકે નહિ જેમ સાસારિક કુટુબી સાથે દૈહિક સંબધ છે, તેમ ઉપકારી, દુખી અને પૂજ્ય પુરુષો સાથે આધ્યાત્મિક સબધ છે ધર્મ લેવા ઇચ્છનારે શારીરિક સંબંધ કરતા આધ્યાત્મિક સંબધનું અધિક મહત્ત્વ માથે ધરવુ જોઈએ; તો જ ધર્મ સાથે સાચી સગાઇ થાય જે આધ્યાત્મિક સબંધમા ખેપરવા હોય એ શક્તિ અનુસાર દાન નહી કરી શકે, આત્મભોગ નહિ આપી શકે; અને તેથી ધન, કુટુબ અને સ્વાર્થની ગાઢ મૂર્છામા એ ડૂબ્યો રહેશે! એની ગાઢ મૂર્ચ્છા ધર્મના સાચા ભાવને અટકાવનારી છે.

ઉપકારી પ્રત્યે.- મનુષ્યના જીવનમા માતાપિતાનો ઘણો ઉપકાર છે, ગર્ભાવસ્થામા કે બાળપણામા મનુષ્ય કઈ આવડત કે હોશ રાખી શકે છે? એ તો કેટલાય કષ્ટ વેઠીને માતાપિતાએ

અવસ્થામા બાળકનું પોષણ કરે છે, હોશિયાર બનાવે છે. હવે જો એ મહાન ઉપકાર ભૂલી માણુસ સ્વાર્થઘેલો, પત્નીઘેલો કે આપમતિ બની માતાપિતાની પાછળ તન-મન-ધનનો ભોગ ન આપે તો એ કેટલો બધો કૃતઘ્ન ગણાય ? પશુ કરતાં એ મનુષ્યમા શી વિશેષતા ? એમ પોતાના વિદ્યાગુરુનો ઉપકાર ભૂલી જાય અને વિદ્યાગુરુ માટે યથાશક્તિ ભોગ ન આપે તો તે પણ મનુષ્યની કૃતઘ્નતા છે. તેવી રીતે જીવનના વિવિધ પ્રસંગોમા ઉપયોગી બનેલા બીજા માણુસોને અવસરે અવસરે સહાય ન કરવામા આવે તો તે પણ કૃતઘ્નતા છે અરે! માણુસ વિચારે તો જનસમાજ પણ એનો ઉપકારી છે; કેમકે માણુસ જે સદ્વ્યવહાર અને સદાચાર પાળે છે તે કેટલુક તો જનસમાજની મર્યાદાને લીધે પાળે છે વળી એમના સહવાસને લીધે કેટલાય આનંદ મળે છે, ચોર ડાકુ વગેરેથી રક્ષણ મળે છે. આ બધાની પ્રત્યે કૃતજ્ઞભાવ રાખી મોકો મળતા શક્તિ અનુસાર દાન દેવુ જોઇએ.

ત્યારે પૂજ્ય પુરુષોએ તો મનુષ્ય પર કેટલો બધો ધાર્મિક ઉપકાર કર્યો છે! તેમણે ધર્મમાં દૃષ્ટિ જોડી આપી છે! આત્માને પાપપુણ્યનો વિવેક, તથા સંસાર અને મોક્ષનો સુંદર ખ્યાલ કરાવ્યો છે! એમનો આ અસાધારણ ઉપકાર છે. એમની પ્રત્યે કૃતજ્ઞતાની દૃષ્ટિએ યથાશક્તિ દાનભક્તિ કરવી જ જોઇએ.

પૂજ્ય પુરુષો બે પ્રકારના, એક ઉપકારી પૂજ્યો, બીજા ગુણવાન પૂજ્યો. ઉપકારી પૂજ્યોએ ધર્મ પ્રત્યે દૃષ્ટિ ખોલી આપી! ધર્મમા ચઢાવ્યા! અને સમ્યગ્ જ્ઞાન આપ્યું! તેમનો આ જેવો તેવો ઉપકાર નથી! કેશી ગણધરે નાસ્તિક એવા પ્રદેશી રાજાને ધર્મમા ચઢાવી નરકને બદલે સ્વર્ગના માર્ગે ચઢાવ્યો! ગુણસેન રાજા પર વિજયસેન આચાર્ય મહારાજે અસાધારણ ઉપકાર કર્યો એથી એ અંતે મોક્ષ સુધી પહોચ્યા! આવા ઉપકારી પૂજ્યો પ્રત્યે કેટલો બધો કૃતજ્ઞભાવ ઉભરાય અને કેટલું દાન અપાય! જો કૃતજ્ઞભાવ ન ઉભરાય અને દાન ન દેવાય તો એ મનુષ્યના હૃદયની જડતા સૂચવે છે! ઉચિતવૃત્તિનો અભાવ સૂચવે છે.

**ગુણવાન પ્રત્યે.**—બીજી કોટિના પૂજ્ય પુરુષો એમના ગુણોને લઈને છે. નગરમા કોઈ નવા જ આચાર્ય મહારાજ પધાર્યા હોય એમણે હજુ આપણા પર કોઈ ઉપકાર ન કર્યો હોય છતા એ મહાપુરુષ ગુણસંપન્ન હોય છે તો દિલ ઠરી જાય છે! જગતમા હીરા-માણેક ઘણા થોડા હોય છે, તો જ્યા હીરા-માણેક દેખાય છે ત્યા આખ ઊંચી થાય છે! તેમ જે આત્મામા ગુણો દેખાય ત્યા આખ ઊંચી થવી જોઈએ. સાધુઓ વિશિષ્ટ ગુણોવાળા હોય છે, મહાપવિત્ર અને પરોપકારી જીવન જીવતા હોય છે, તો તેમના ગુણનું આકર્ષણ હોવુ જોઇએ. પછી એમના પ્રત્યે યથાશક્તિદાન જરૂર થાય. જો યથાશક્તિ દાન કરવામા બેદરકારી હોય તો સમજવુ જોઇએ કે આપણને ગુણની કિંમત નથી, અને જેને ગુણોની કિંમત નથી એવો માણુસ ઉચિતવૃત્તિ ન કહેવાય પછી એવો મનુષ્ય ધર્મ લઈને પણ શુ સારૂં કરવાનો ?

**દુઃખી પ્રત્યેઃ**—જેમ ગુણવાનને કરેલુ દાન ઉચિતવૃત્તિ છે, તેમ દુઃખીને કરેલું દાન પણ ઔચિત્યને ઝળકાવે છે. દીન-હીન જીવો પ્રત્યે દયાની વૃત્તિથી અને તેમને દાન દેવાથી માણુસને પોતાની અતીત યા આગામી દુઃખમય સ્થિતિનો ખ્યાલ આવે છે, અને તેથી અભિમાન કે એકલપેટાપણુ ટળે છે દુઃખીને જોઇને હૃદયમા સહાનુભૂતિ સમવેદન ઉભુ થવુ જોઇએ. સાચી સહાનુભૂતિ તેનું નામ કે 'કેમ આનું દુઃખ હુ દૂર કરૂં...' એવી તમન્ના થાય. શાસ્ત્ર કહે છે, '**પરદુઃખપ્રહાણેચ્છા કરુણા**' બીજાના દુઃખ દૂર કરવાની ઈચ્છા એ કરુણા માત્ર લાગણી ભરાઈ આવે એ દયા નથી, પણ એનું દુઃખ દૂર કરવા ઈચ્છા જાગે તે દયા છે. પછી એના માટે શક્ય ભોગ અપાય. કૃતજ્ઞતાની જેમ દયા પણ આવશ્યક છે. દયા વિના તો દિલ કઠોર અને નિર્ઘૃણ બની જાય છે; નિર્ઘૃણ આત્મામા ઉચિતવૃત્તિ ન હોઈ શકે, ને ઉચિતવૃત્તિ વિના આત્મા ધર્મનો અધિકારી પણ ન બને! ધર્મનો અધિકારી તો કોમળ હોય, દયાળુ હોય,

ઉદાર હોય. માત્ર ઉપકારી, ગુણવાન કે દુઃખી પ્રત્યે જ નહિ, પરન્તુ લોક પ્રત્યે પણ સેવાભાવી હોય, અવસરોચિત યથાશક્તિ દાન કરનારો અને ભોગ આપનારો હોય.

પ્ર૦ ઉપકારી, ગુણવાન કે દુઃખી પ્રત્યે લાગણી હોવા છતાં કૃપણતાને લીધે દાન ન દઈ શકતો હોય, તેટલા માત્રથી એ ધર્મ માટે અયોગ્ય ?

ઉ૦—જે ઉપકારી કરતા, પૂજ્ય કરતા, અને દુઃખી કરતાં, પણ ધનને કિંમતી સમજે છે, એને ધર્મ શી રીતે કિંમતી સમજાય ? ને ધર્મ કિંમતી ન સમજાય તો ધર્મ ખાતર ભોગ આપીને ધર્મની આરાધના શી રીતે કરી શકાય ?

પ્ર૦ દાનાંતરાયનો કારમો ઉદય હોવાને લીધે દાન ન દઈ શકે, એવું ન બને ?

ઉ૦ એકલો દાનાંતરાય હોય તો દાન ન દઈ શકવા પાછળ આત્માને ભારે કલ્પાંત હોય, પણ એવા કેવળ દાનાન્તરાયના ઉદયવાળા જીવો કેટલા ? બાકી તો એકલો દાનાંતરાય નથી હોતો, એની સાથે મોહનો ઉદય કામ કરતો હોય છે ! એ મોહોદય અથાગ ધનાસક્તિ અને સ્વાર્થાંધતા કરાવે છે. પછી ત્યાં હૈયે ધર્મ સ્પર્શવો મુશ્કેલ બની જાય છે. સમજવું જોઈએ કે-‘ ગૃહસ્થનું જીવન તો રોજીંદા દાનની મુખ્યતાવાળું હોય ! કીડા, મંકોડા કે પશુ બિચારા શું દાન કરી શકે ? બલિહારી ખાધાની નથી, ખવરાવ્યાની છે ! લીધાની નથી, દીધાની છે ! ભોગવવાની નથી, પણ ત્યાગ કરવાની છે ! જીવન સેવાભાવ અને ત્યાગથી જ સફળ બને છે, શોભિતું બને છે, અને ઉન્નતિશીલ બને છે. સદ્ગતિ મળે છે, અને અંતે મોક્ષ પણ મળે છે. ધર્મને સેવાભાવ અને પરોપકારની સાથે મેળ હોય, અતિ મમતા અને સ્વાર્થાંધતા સાથે નહિ.’

**(૫) લબ્ધ-લક્ષ્યતા**: જીવનમાં ઉચિતવૃત્તિ લાવવા માટે જેમ લોકપ્રિયતા, નિંદ્ય વૃત્તિ-પ્રવૃત્તિનો ત્યાગ, સંકટમાં ધૈર્ય અને યથાશક્તિ ત્યાગ જોઈએ તેમ લબ્ધલક્ષ્યપણું પણ જોઈએ. ઉચિતવૃત્તિની આ એક મહાન ખાસિયત છે ! લબ્ધ-લક્ષ્ય આત્મા એટલે ધ્યેયના ખ્યાલવાળો આત્મા. પ્રવૃત્તિમાં પોતાના ધ્યેય સુધી, પોતાને સાધવાની વસ્તુ સુધી એ નજર જાગતી રાખે. કોઈપણ ક્રિયામાં અંતિમ પરિણામ સુધી એ દૃષ્ટિ પહોંચાડી શકે. જે જોઈ શકે કે-‘ આનું અંતિમ પરિણામ આ આવશે, આમાં મારો ઉદ્દેશ સિદ્ધ થશે, સિદ્ધ થવાના સંયોગો છે; ’ એનું નામ લબ્ધ-લક્ષ્ય આત્મા લબ્ધ એટલે નિર્ણીત અને લક્ષ્ય એટલે ઉદ્દેશ લબ્ધ-લક્ષ્ય એટલે ‘ ઉદ્દેશ સિદ્ધ થશે કે નહિ ’ તેના નિર્ણયવાળો આત્મા. ઉચિતવૃત્તિ બનવા આ લબ્ધ-લક્ષ્ય ખાસ જોઈએ. અંતિમ પરિણામ જોયા વગર કાર્ય ઉપાડવાના આંધળિયા કરે તો પરિણામ માઠું આવવાનો સંભવ છે, અને એ માઠું પરિણામ આવીને જ્યારે ઉભું રહે ત્યારે સંભવ છે કે એ ઉચિત જીવનવૃત્તિ ગુમાવે. ધારણા બહારનું પરિણામ માણસને ચલિત કરી દે છે.

કુટુંબનો આગ્રહ છે કે-‘આ કામ જરૂર કરો !’ પરંતુ પોતાને પરિણામ સારું ન દેખાતું હોય છતાં. બીજાની દૃષ્ટિઓ જોવી પડે એમ જ હોય તો એ કાર્ય કરે ખરો, પણ એ પ્રવૃત્તિનું પરિણામ સમજતો હોય છે, અને તેથી તેનું ધારણા મુજબનું અનિષ્ટ પરિણામ આવતાં એ ચળવિચળ નથી બનતો ! પરંતુ પરિણામનો વિચાર કર્યા વિના કાંઈ કરે ને પરિણામ અનિષ્ટ આવીને ઉભું રહે ત્યારે આકુલ-વ્યાકુલતાનો પાર ન રહે ! પરિણામનો પહેલેથી વિચાર કરાય, તથા પ્રવૃત્તિ કરતાં કરતાં પણ તે પરિણામ પર બરાબર લક્ષ રાખીને પ્રવૃત્તિ કરાય તો જ આત્મા સમાધિ જાળવી શકે, સ્થિતપ્રજ્ઞ રહી શકે. પહેલેથી જ વિચાર્યું ન હોય, અગર પ્રવૃત્તિ વખતે ઉદ્દેશ ભૂલી જાય, તો પ્રવૃત્તિ કંઈની કંઈ થાય, ને પરિણામ ઉલટું આવીને ઉભું રહે ત્યારે સંતાપનો પાર ન રહે. ત્યાં પછી બીજાનો વાંક દેખાશે ! એના પર દ્વેષ થવાનો !

પ્ર૦ ધર્મમા સાધના સાથે લબ્ધ-લક્ષ્યતાનો શો મેળ ?

ઉ૦ ઘણો મેળ ! જે આત્મા લબ્ધ-લક્ષ્ય નહિ હોય છે. કા તો દીર્ઘ વિચારના અભાવે ગજા ઉપરાંત કાર્ય ઉપાડશે, અથવા તો ધર્મક્રિયા ભલે ઉપાડે પણ ક્રિયા કરતા કરતા મૂળ ઉદ્દેશ તરફ દૃષ્ટિ નહીં રાખે. પહેલામા આઘો જઈ ને પાછો પડશે! દીન દુખિયો બનશે! અવસરે ધર્મ પર અભાવવાળો બનશે! બીજામા મૂળ પવિત્ર ઉદ્દેશ ભુલાતા માનપાનાદિના મલિન ઉદ્દેશ તરફ દૃષ્ટિ રહેવાથી ધર્મક્રિયા વિષયમ કરશે! અથવા વેઠ ઉતારશે! અવિધિ કરશે! કેમકે મહાન કર્મક્ષયના ઉદ્દેશની સિદ્ધિનું બળવાનપણું તે જાણતો નથી. એ તો જિનાજ્ઞાને ચુસ્ત વળગી રહીને એને અનુસારે પાલન થાય તો જ કર્મક્ષયનો ઉદ્દેશ સિદ્ધ થાય. એવું, પહેલેથી જ પરિણામ ન વિચારે તો ય અનર્થનો મોટો સંભવ છે. 'આઠ ઉપવાસ ઝુકાવી દઉ.' આમ ઉલ્લાસ તો થઈ જાય પણ જો વિચારી લે કે આઠ ઉપવાસની બરાબર શાક્ત છે, તો ચિત્ત ડામાડોળ ન થાય ! વગર વિચાર્યે કરે પછી સહન થાય નહિ એટલે પછી ગુરુનો વાંક કાઢવા પ્રેરાય! કેવા ગુરુ! ..ઉતાવળ કરીને આપી દીધા પચ્ચક્ખાણ! કાંઈ નહિ કરો પારણું.'

ધર્મ જીવને આપવો છે એ આપવા માટે અધિકારિતા વિચારવામા આવે છે, પરંતુ એના માટે જાણે એના આખા જીવનનું સંશોધન કરવું પડે છે! ને આટલી પરીક્ષામા પાસ થયેલાને આ ધર્મ આપે તો જેમ યોગ્ય ક્ષેત્રમા વાવેલા એક દાણામાથી સો દાણા, ને એ સો દાણા વાવ્યેથી દસ હજાર એમાથી એક કરોડ, એમ પાક વધ્યે જ જાય છે, એવી રીતે યોગ્ય આત્મક્ષેત્રમા ધર્મ-વાવેતરનો વિકાસ થતો ચાલે છે એવી ભૂમિ રસાળ બન્યા પછી તો મહાપાક થાય એમા શુ આશ્ચર્ય ? પંદર ગુણોથી ધર્મના અધિકારી બનેલા આત્માને જિનોક્ત ધર્મ આપવામા આવે તો મહાન ફળ આવે.



## 'અનધિકારીને દેતાં શા દોષ? અધિકારીને દેતાં શા લાભ?'

(લ૦) एभिस्तदधिकारितामवेत्यैतदध्यापने प्रवर्त्तेत, अन्यथा दोष इत्युक्तम् ।

**અર્થ:** 'આ પંદર લક્ષણોથી ધર્મની અધિકારિતાને તપાસીને પછી એને ચૈત્યવન્દનાદિ સૂત્ર ભણાવવામા પ્રવૃત્તિ કરવી, નહિતર દોષ નીપજે છે, એમ કહ્યું છે.'

**વિવેચન** ધર્મના અધિકારીને ઓળખવા માટે તે તે ધર્મ પર બહુમાન, વિધિતત્પરતા અને ઉચિત જીવનવૃત્તિ રૂપી ત્રણ લક્ષણોનું અને અનાન્તર પંદર ગુણોનું વર્ણન કરી આવ્યા ચૈત્યવન્દન ધર્મ આપવા માટે એ લક્ષણોથી સામા આત્માની અધિકારિતાનો નિર્ણય કરીને પછી ચૈત્યવન્દન સૂત્ર શિખવવાનો પ્રયત્ન કરવો જોઈએ. જો એ અધિકારિતા જોવામા ન આવે, અને એમજ અનધિકારીને સૂત્રપાઠનો પણ ધર્મ આપવામા આવે તો એ દોષરૂપ નીવડે છે.

પ્ર૦: ધર્મ તો ગુણકારી છે ને? તો એ અનધિકારીને ગુણકારી ન થાય?

ઉ૦: ના, એના માટે તો દોષ કરનારો બને. 'સૌ સારૂં જેનું છેવટ સારૂં.' તેમ 'સૌ ખોટું જેનું છેવટે ખોટુ.' કોઇ વસ્તુ પ્રારંભમા લાભકારી દેખાય પણ પરિણામે જો એનાથી મહાન દોષ થતો હોય તો દેખાતો એ લાભ પણ ખોટો! રસાયન સારૂં, લોહીવર્ધક; પરન્તુ તાવમા ધખનારાને માટે એ નુકશાનકારક છે ખીર સારી પુષ્ટિકારક હોવા છતા પણ અજીર્ણ–અપચાના રોગી માટે નકામી, રોગ-વર્ધક! હિતકારી શિખામણ સારી ખરી, પણ ઉદ્ધત કે અપાત્રને કહેવા જાઓ તો એ ક્લેશવર્ધક બને! અવસરે એ દેવ–ગુરુ પ્રત્યે ય ગુસ્સો કરાવે. એમ પ્રારંભમા જે દોષ જેવુ દેખાય પણ અંતે લાભકારી હોય તો એ ગુણરૂપ! ઔષધ કડવુ છે પણ અંતે આરોગ્ય આપનાર હોય તો એ ગુણરૂપ! વહાલો છોકરો રડે એ ખરાબ, પણ નિશાળે પહેલવહેલો જતા રુએ છતાં અંતે સારૂ માનીને એ ચલાવી લેવાય છે ને? શુ એકાએક બારીએથી નીચે કૂદકો મારવો એ સારૂ? ના, પણ આગ લાગી હોય ત્યારે એકાએક બારીએથી કૂદી પડવાનું સારૂં. તો જેનું પરિણામ સુંદર, તે જ કાર્ય સુંદર! પરિણામ જેનું ખોટુ, ને દેખીતુ સારૂ હોવા છતા પણ ખોટુ! અનધિકારીને ધર્મ વિપરીત રીતે પરિણમે છે, માટે એને દેવાય નહિ. કાલિકસૂરિજી મહારાજ વિનયરત્નનો દંભ ઓળખી ન શકયા એમણે એને ચારિત્ર ધર્મ આપ્યો, પરિણામે વિનયરત્ને ઉદાયી રાજાનું ખૂન કર્યું, અને કાલિકસૂરિજી મહારાજને પોતાને ધર્મહીલના અટકાવવા આપઘાત કરવો પડયો.

છેવટે ગ્રન્થકારે કહી દે છે. જિનાજ્ઞામા જ ધર્મ છે. 'અનધિકારીને ધર્મ ન આપવો જોઇએ' એવી જિનાજ્ઞા છે, માટે ન આપવામા જ ધર્મ! ધર્મ અતીન્દ્રિય વસ્તુ છે. માટે સર્વજ્ઞ ભગવાનના વચનને આધારે ધર્મ–અધર્મનો વિવેક કરવો જોઇએ. ઔષધ અને પથ્યાપથ્યમા નિષ્ણાત વૈદ્યની સલાહ જ માનવી પડે છે, તેમ ધર્મ સંબધમા જિનવચન જ પ્રમાણ માનવુ જોઇએ એ પ્રમાણ કરી ચાલવામાં કદાચ ફટાટોપવાળો ધર્મ ન પણ દેખાય, છતા આતરિક રીતિએ ધર્મ–પરિણતિ સિદ્ધ થતી આવે છે.

(૯૦) आह—क इवानधिकारिप्रयोगो दोष इति ? उच्यते, स ह्यचिन्त्यचिन्तामणिकल्पमनेकभवशतसहस्रोपात्तानिष्टदुष्टाष्टकर्मराशिजनितदौर्गत्यविच्छेदकमपि इदमयोग्यत्वादवाप्य न विधिवदासेवते, लाघवं चास्यापादयतीति ।

**અર્થ** : પ્રશ્ન કરવામા આવે છે કે અનધિકારીને ચૈત્યવદન આપવામા એવો તે શો દોષ લાગે છે ?' ઉત્તર આ છે કે: ચૈત્યવન્દન તો ખરેખર અચિંત્ય ચિંતામણિ સમાન છે, ને અનેક લાખો ભવોના ઉપાર્જેલા અનિષ્ટ અને દુષ્ટ કર્મોના સચયથી થતી દુર્ગતિ-દુર્દશાનુ વિચ્છેદક છે! છતા અનધિકારી જીવ એ ચૈત્યવદનને પામીને વિધિસર આરાધતો નથી અને તેથી એને લઘુના પમાડે છે.

**વિવેચન**:—અહીં પ્રશ્ન કરવામા આવે છે કે જો ચૈત્યવન્દન સ્વત: ઉત્તમ ચીજ છે, તો તે અનધિકારીને આપવામા શો દોષ લાગે છે ? એ પ્રશ્નનું સમાધાન અહીં ગ્રંથકાર મહર્ષિ બતાવે છે; પરંતુ તે સમાધાન કરવા પૂર્વે ચૈત્યવન્દનની મહત્તા બતાવે છે.

**ચૈત્યવન્દન 'અચિંત્ય ચિંતામણિ' એટલે શુ ?**: ચૈત્યવન્દન સૂત્ર તો અચિત્ય ચિતામણિ સમાન છે. લૌકિક ચિંતામણિ માત્ર મનુષ્યના ચિન્તવ્યા જેટલુ ફળ આપે છે, મનમા થાય કે,–'ધન મળો' તો ચિતામણિ ધન આપે, અર્થાત્ આપણી કલ્પનામા આવી શકે તેટલું જ આપે. જયારે આ ચૈત્યવંદન એ અચિન્ત્ય-ચિન્તામણિ છે, એટલે કલ્પનાબહારનુ પણ ફળ આપે છે, મોક્ષ જેવા અકલ્પ્ય ફળને આપે છે!

પ્ર૦ મોક્ષ પણ ચિન્તવેલો જ હોય છે ને ? તો અકલ્પ્ય શી રીતે કહેવાય ?

ઉ૦—આપણને શાસ્ત્રે મોક્ષ શબ્દ શિખવાડયો ખરો, અગર આપણે યુક્તિથી સર્વ કર્મ રહિત અશરીરી અવસ્થાને મોક્ષ તરીકે જાણી ખરી, પરન્તુ એમા જે અનતજ્ઞાન, અનતસુખના સ્વરૂપ છે તે કલ્પના બહારના છે! એટયે શબ્દથી આપણે મોક્ષ ભલે ચિતવીએ પરંતુ એના સ્વરૂપની કલ્પના આવવી મુશ્કેલ હોય છે. માટે મોક્ષ એ અચિન્ત્ય, અગમ, કલ્પનાતીત છે! સસારનુ સાયોગિક સુખ એક ડીગ્રીનું કહીએ તો મોક્ષનું અસાયોગિક સ્વભાવિક સુખ અનંતડીગ્રીનુ છે! સાયોગિક સુખના જ અનુભવમા ટેવાયેલા આપણને એની કલ્પના કયાથી આવી શકે ? ખુદ કેવળજ્ઞાની પણ મોક્ષના સુખ જાણે ખરા, પરંતુ સંસારમા છે ત્યા સુધી એ મોક્ષસુખનુ સવેદન ન કરી શકે જેમ ધન્વન્તરી વૈદ્યને તાવ આવ્યો હોય, તો એ આમ આરોગ્યના સુખનુ જ્ઞાન ધરાવનારો હોવા છતા એને અત્યારે સુખનુ સવેદન નથી હોતું! મોક્ષવસ્તુનો અનુભવ નથી માટે સુખ કલ્પનાતીત છે! અચિન્ત્ય છે! ચૈત્યવન્દન અંતે એ સુખ આપે છે! માટે એ અચિંત્ય ચિંતામણિ છે. તેમ પરલોકમા જે સદ્ગતિના સુખ આપે છે તે પણ મનુષ્યની કલ્પના બહારના સુખો હોય છે.

**અનિષ્ટ અને દુષ્ટ કર્મ એટલે** આવુ ચૈત્યવન્દન લાખો ભવોથી સચિત કરેલા અનિષ્ટ દુષ્ટ કર્મોના સમૂહથી નિપજતી ભયાનક દુર્ગતિની દુર્દશાઓનો નાશ કરવાની તાકાત ધરાવે છે કર્મો અનિષ્ટ અને દુષ્ટ છે! અનિષ્ટ એટલે અણગમતા દુ:ખને દેનારા જીવને થોડો પણ રોગ, અપયશ, અપમાન, વગેરે ગમતુ નથી, એટલે અનિષ્ટ તો છે જ પણ સયોગવશાત્ નભાવી લેવા પડે છે. જયારે દુર્ગતિના અનિષ્ટ તો એવાં છે કે જે જરાય ચલાવી લેવાનુ ગમે નહિ, એ અનિષ્ટો જીવને ચૂથી નાખવા સુધીના ભયંકર હોય છે. આજે દેખો છો ને કે દવા બનાવવા વાદરાને કેવા ચૂથે છે! મુલાયમ ચામડી ઉતારવા જીવતા ગભરૂ વાછરડાને કેવા રીબાવે છે! પાપકર્મોના ગજથી ઉત્પન્ન થયી દુર્ગતિમા આત્માના જે ભયાનક બેહાલ સર્જાય છે, એની કલ્પના પણ કમકમી કરાવે છે! માટે કર્મ ભયંકર અનિષ્ટ છે!

તેમ કર્મ અતિદુષ્ટ છે! કર્મની દુષ્ટતા અનેકાનેક દોષોને પોષવારૂપ છે. કર્મના વિપાકથી નીપજેલી દુર્દશામા મોટમોટા દોષો પ્રગટ થાય છે, જે આત્માને નવનવા ભયંકર દુષ્કૃત્યોમા રુલાવે છે। આવા અનિષ્ટ અને દુષ્ટ આઠે ય કર્મથી નિપજતી દુર્ગતિની દર્દશાનો, ચૈત્યવંદન, અંત લાવે છે.

**ચૈત્યવન્દનને લઘુતા:** વીતરાગ સર્વજ્ઞ શ્રી તીર્થંકરદેવને કરાતુ ચૈત્યવન્દન મહાન સાધના છે। અનધિકારી જીવ આવા અકલ્પ્ય પ્રભાવશાળી પણુ ચૈત્યવન્દનની ઉપાસના નથી કરતો, પરન્તુ વિટંબણા કરે છે। અર્થાત્ માત્ર અવિધિથી અને અબહુમાન–અનુચિતતાથી જાતે પાપ ઉપાર્જે છે એટલું જ નુકશાન નહિ, પણુ એ ચૈત્યવન્દન સૂત્ર અને એની ઉત્તમ ક્રિયાને લઘુતા પમાડે છે। એ મહાન અનર્થ થાય છે. પોતે અનધિકારી હોવાથી એટલે કે બહુમાન આદિ મૌલિક આવશ્યક ગુણોવાળો નહિ હોવાથી, કેટલાય પ્રકારના અયોગ્ય વર્તાવ કરે છે; જેથી લોકો કહે છે, 'જોયો આ લોકનો ધર્મ ? અને એના શાસ્ત્ર ? આવો નાલાયક જીવ પણુ એ આદરી શકે છે। .' વગેરે વગેરે. લોક તો બહારનુ જોનારૂ, એટલે બહાર દેખે એવુ કહે. લોકોને એ વિચાર થોડો જ છે કે કોઇ વ્યક્તિ કદાચ અયોગ્ય હોય તેથી ધર્મ હલકો નથી હોતો ? લોકની એવી નિંદાથી ધર્મની અવગણુના ઉપરાત બીજાઓ ધર્મમા આકર્ષાતા અટકે, એ પણુ મહાન નુકશાન છે.

(૯૦) ततो विधिसमासेवकः कल्याणमिव महदकल्याणमासादयति। उक्तं च
'धर्मानुष्ठानवैतथ्यात् प्रत्यपायो महान् भवेत्, । रौद्रदुःखौघजनको दुष्प्रयुक्तादिवौषधात्॥' इत्यादि।

अतोऽनधिकारिप्रयोगे प्रयोक्तृकृतमेव तत्त्वतस्तदकल्याणम्। इति तदधिकारितामवेत्यैतदध्यापने प्रवर्तेत।

**અર્થ:** તેથી, જેવી રીતે વિધિનો આરાધક કલ્યાણુ પામે છે, તેમ આ અનધિકારી મહાન અકલ્યાણુને પામે છે. કહ્યુ છે કે,– 'ધર્મક્રિયાની વિપરીતતાથી મહાન અનર્થ થાય છે, જે ખોટા વાપરેલા ઔષધની જેમ ભયંકર દુઃખસમૂહને પેદા કરે છે.' આ અનર્થ જોતા અનધિકારીને સૂત્ર આપવાથી થતું અકલ્યાણુ, વાસ્તવિક રીતે તો આપનારે જ કર્યું કહેવાય. માટે સૂત્રની અધિકારિતા જોઇને પાત્રને જ તે ભણુાવવામા પ્રવર્તવુ જોઇએ.

**વિવેચન:–અનધિકારીને ધર્મ આપનાર દોષિત:**—માનવ જેવો માનવભવ પામેલામાં પણુ મહાન તફાવત જોવા જેવો છે કે જયારે યોગ્ય આત્મા ચૈત્યવન્દનને આરાધી જબરદસ્ત કલ્યાણુને પામે છે, ત્યારે પેલો અયોગ્ય આત્મા એની આશાતના કરી મહાન અકલ્યાણુને પ્રાપ્ત કરે છે! આ વસ્તુ અંગે પૂર્વાચાર્યોએ કહ્યું છે કે–'ધર્મનું અનુષ્ઠાન જેમ યોગ્ય રીતે કરાય તો આશીર્વાદરૂપ બને છે, તેમ ઉલટી રીતે કરાય તો એથી મહાનુકસાન નીપજે છે, જે ભયાનક દુ:ખોના થોક આપનારૂં બને છે! શાની જેમ ? કહો, ઉંધી રીતે સેવેલા ઔષધની જેમ. શરીરે લગાડવાનું ઝેરી તેલ પી જાય તો ?

જો આ પંદર લક્ષણોના અભાવવાળી મનુષ્યની દશા નજર સામે રાખીએ, તો પછી એવા ગુણશૂન્ય આત્માના હાથમાં ચૈત્યવંદન આવેલુ કેવુ ખતરનાક પરિણામ લાવે તે સમજાય એવુ છે માટે તો જે અનધિકારીને ધર્મ આપે છે, એ પણુ દોષપાત્ર છે

પ્ર૦ અનધિકારીની અયોગ્યતા એને ભારે. ઉપકારી પુરુષ ધર્મ આપે તેમા ઉપકારીનો શું દોષ?

ઉ૦ આપનારનો ય દોષ છે। ધર્મના અનધિકારીને ધર્મ એ આપે છે, માટે પેલો વિપરીત ધર્મ કરે છે. પછી એથી જે નુકશાન થાય, તેમાં દોષ આપનારનો કેમ નહિ? અનધિકારી આત્મા ધર્મને આરાધવાને બદલે વિડબીને પરપરાએ એ ધર્મની નિદા લઘુતા કરાવવા દ્વારા તથા જિનાજ્ઞાભગ સુધી

પહોંચવા દ્વારા ઘોર પાપ ઉપાર્જે છે! તેમા વસ્તુસ્થિતિએ મૂળ નિમિત્ત તો ધર્મ આપનારો બન્યો. માટે જે લક્ષણો બતાવ્યા છે તેનાથી અધિકારિતાનો નિર્ણય કરી પછી જ એને ચૈત્યવંદન સૂત્રના અધ્યયનમા જોડવો જોઈએ.

**અયોગ્યતાની મુંઝવણ ટાળવાના બે ઉપાય·**

પ્ર૦—તો હવે મુઝવણ એ થાય છે કે અમારામા એવા ગુણ તો દેખાતા નથી, તો અમને પણ ધર્મ શુ ખોટી રીતે સેવેલ ઔષધની જેમ નુકશાન કરશે ?

ઉ૦ મુંઝાવાની જરૂર નથી. પહેલી વાત એ છે કે એ ગુણો પ્રાપ્ત કરવા આજથી જ પ્રયત્ન શરૂ કરી દો. એટલુ દઢપણે સમજી રાખો કે 'દયાળુ મહર્ષિઓએ ઉત્તમ સાધનાના જે આ અલૌકિક ગુણોરૂપી આવશ્યક નિદાન બતાવ્યા છે, એના વિના ચાલી શકે જ નહિ, એના વિના સાધનાની ઈમારત રચાઈ શકે નહિ, એના વિના સાધનાના ઉદ્દેશસમા ઉચ્ચતર ગુણસ્થાનકે ચઢી શકાય જ નહિ' તેમ એ પણ હકીકત છે કે એ ગુણોને ઉપાર્જવા માટે આ ઉચ્ચ માનવભવમા સુંદર તક છે. એ તક જતી કરી તો પછી કેટલી બધી આત્મવંચના! કેટકેટલી ભાવી દુર્દશા! માટે જ એ ગુણો કેળવવાના ધરખમ પુરુષાર્થ શરૂ કરી દો, એ માટે મન મજબુત કરી ઈચ્છાશક્તિ, સંકલ્પશક્તિ વગેરેને દઢ કરી દો

**ધર્મ અને ગુણોમાં કક્ષાઓ છે:**—બીજી મહત્ત્વની વાત એ છે કે જે ગુણો અને ધર્મો છે, એમા પણ અનેક કક્ષાઓ છે દરેક ધર્મ કે ગુણમા ઉપર ઉપરની ચઢતી વિવિધ કક્ષાઓ હોય છે. એટલે સંભવ છે કે એનો એ જ ધર્મ કે ગુણ ઊંચી કક્ષાનો આપણે ન પ્રાપ્ત કર્યો હોય, પણ મધ્યમ કક્ષાનો, કે નીચેની કક્ષાનો ધર્મ કે ગુણ પ્રાપ્ત થયો હોઈ શકે છે. જ્યારથી આપણે ધર્મ કે ગુણનો અભ્યાસ શરૂ કરીએ ત્યારથી, અલબત હૃદય નિર્દંભ અને શુદ્ધ લક્ષ્યવાળું હોવુ જોઈએ, તો અતિ પ્રાથમિક કક્ષાનો પણ ધર્મ કે ગુણ આપણે પ્રાપ્ત કર્યો કહેવાય. 'ક્રિયમાણં કૃતમ્' એ સૂત્રથી 'કરાતું પણ કર્યું' કહેવાય છે. આ સમજ આશ્વાસન પૂરતી છે, પણ એથી સંતોષ નથી માની લેવાનો. નહિતર ઉપરની કક્ષાનો ધર્મ કે ગુણ પ્રાપ્ત થવાને બદલે કદાચ જે ધર્મ કે ગુણ હશે તે ય ચાલ્યો જશે! આપણે તો આ ગુણના અધિકાધિક સર્જન માટે સતત પ્રયત્ન ચાલુ રાખવો જોઈએ. છતા કક્ષા અંગેનું આ સમાધાન પોતાની ચિત્તની ખોટી મુંઝવણ ટાળવા માટે છે.

**ધર્મ અધિકારીને આપતાં લાભ—**

(લ૦) एवं हि कुर्वता आराधितं वचनं, बहुमतो लोकनाथ, परित्यक्ता लोकसंज्ञा, अङ्गीकृतं लोकोत्तरयान, समारोपिता धर्म्माचारितेति । अतोऽन्यथा विपर्यय इत्यालोचनीयमेतदतिसूक्ष्माऽऽभोगेन ।

**અર્થ:** સાચે જ, આ પ્રમાણે કરનારે તો જિનવચનની આરાધના કરી, ત્રિલોકનાથને બહુમાન્યા, લોકસંજ્ઞા ત્યજી દીધી, લોકોત્તર જહાજ સ્વીકાર્યું, ધર્માચરણનું આરોપણ કર્યું. આનાથી વિપરીત વર્તવામા તો ઉલટું જ પરિણામ, અર્થાત્ જિનવચનની વિરાધના વગેરે આવે. આ વસ્તુ અતિ સૂક્ષ્મ વિચારણાથી ચિંતવવી.

**વિવેચન:** જેમ, ધર્મ અનધિકારીને અપાય, તો તેથી નીપજેલા અનર્થો બતાવ્યા, તેમ હવે અધિકારિતા જોઈને ધર્મ અપાય એના મહાન લાભ બતાવતા ગ્રન્થકાર મહર્ષિ કહે છે કે,

**જિનવચનનો આરાધક:**—(૧) અધિકારી જોઇને ધર્મ આપનાર આત્માએ જિનવચનની આરાધના કરી કહેવાય; ઉપાસના કરી કહેવાય, કારણ કે 'અધિકારીને આપવુ' એવી જિનાજ્ઞા છે. 'એવી

જિનાજ્ઞા છે માટે એ પ્રમાણે વર્તવું' એમ સમજીને જે વર્તે તે જિનાજ્ઞાનો ઉપાસક ગણાય, જિનાજ્ઞાને માથે ધરનારો કહેવાય. જિનાજ્ઞાની ઉપાસના એ આ જગતમા શ્રેષ્ઠ કર્તવ્ય છે, શ્રેષ્ઠ સુકૃત છે, જીવનની શ્રેષ્ઠ સાર્થકતા છે, સફળતા છે.

ધ્યાનમા રહે કે આ કહેનારા સમર્થ મહાતાર્કિક પૂ. આચાર્યદેવ શ્રી હરિભદ્રસૂરિ મહારાજ છે ! એમણે જિનાજ્ઞામા કેવા અનંત કલ્યાણ દેખ્યા હશે! ક્ષણભર તર્ક-યુક્તિને બાજુએ મૂકી જિનાજ્ઞા પર એમનું હૃદય કેવુ સર્વાંશે ઓવારી જતું હશે ! તો પછી આપણે બીજો વિચાર જ શો કરવાનો ? એવા પ્રખર વિદ્વાન અને તાર્કિક પ્રભાવક આચાર્ય મહર્ષિના દૃષ્ટાન્તથી પણ અર્થાત્ જયારે એમના જેવા ય જિજ્ઞાનામા લીન બન્યા છે, તો આપણે પણ જિનની આજ્ઞામાં લીન બની જવુ જોઈએ.

(૨) બીજું, જયારે આત્મા જિનાજ્ઞાનો ઉપાસક બને ત્યારે જ એણે સાચી રીતે જિનનું બહુ-માન ધર્યું કહેવાય, એ સાચી રીતે જિનેશ્વરદેવ શ્રી અર્હત્પરમાત્મા પર આદર કરનારો કહેવાય ! પિતાનું વચન માન્ય કરનારો પુત્ર જ પિતા પ્રત્યે આદરભાવવાળો કહેવાય ! તેમ જિનવચન જે માન્ય કરે તે જ જિનને સાચો માનનારો ગણાય ! 'જિન ગમે છે જિનનું વચન ગમતું નથી,' એ ન ચાલી શકે. બન્ને ગમવાં જોઇએ. એમા વિશેષ કરીને જિનવચનની અથાગ આરાધના જીવનમાં ઝગમગવી જોઈએ, તો જ ત્રિલોકનાથને આદરપૂર્વક હૃદયમા ધર્યા કહેવાય છતા આનો અર્થ એ નથી કે જિનવચન પર જ આસ્થા-પ્રીતિ રાખવાની છે, ને જિન પર કશું નહિ. જિનેશ્વરદેવ પ્રત્યે પણ ખૂબ જ પ્રીતિ-ભક્તિ કેળવવાની છે. એ પ્રીતિ હશે તો વચન પ્રત્યે માન ઉભું થશે. કહેવાય છે કે-' પુરુષ વિશ્વાસે વચન વિશ્વાસ.'

(૩) ત્રીજા લાભમાં, અનધિકારીને ધર્મ ન આપનાર અને અધિકારીને ધર્મ આપનાર આત્માએ લોકસંજ્ઞા તજી કહેવાય લોક કહે, "ચીજ સારી છે ને ? ગમે તેને આપી દો !" ના, એમ ન અપાય. સામાની પચાવવાની શક્તિ હોવી જોઈએ, નહિતર ફળવાને બદલે ફૂટી નીકળે. જિનાજ્ઞાને અવગણી લોકોને સારુ લગાડવાની વૃત્તિ એ લોકસંજ્ઞા છે, લોકહેરી છે. લોકસંજ્ઞામા મનને જિન કરતાં લોકનું સર્ટિ-ફિકેટ કિમતી લાગે છે ! જિન કરતાં લોક પર વધુ બહુમાન આવી જાય છે અને અનુચિત આચરાય છે તે જુદું ! આ દૂષણરૂપ છે. ધ્યાનમા રાખો કે લોકપ્રિયતા એ ગુણ છે, ને લોકસંજ્ઞા એ દોષ છે ! લોકપ્રિયતા મેળવવી જોઈએ, ને લોકસજ્ઞા ત્યજવી જોઈએ. લોકસજ્ઞાની પ્રવૃત્તિમા પહેલેથી જ ઉદ્દેશ મલિન હોય છે, માત્ર લોકને રાજી રાખવાનો હોય છે; ત્યારે લોકપ્રિય બનાવનારી પ્રવૃત્તિમા ઉદ્દેશ તો આત્મકલ્યાણનો જ હોય છે, આત્માના અહિતથી બચવાનો હોય છે ને જિનાજ્ઞાનો આરાધના કર-વાનો હોય છે. બાકી લોકપ્રિયતા તો સહેજે પ્રાપ્ત થઈ જાય છે. બે માણસો દાન આપતા હોય, પણ લોકસજ્ઞાવાળો મનુષ્ય લોકોમા સારા દેખાવાના ઉદ્દેશથી દે છે, તો લોકપ્રિયતાવાળો મનુષ્ય આત્મકલ્યાણ અર્થે દાન દે છે. ઉદ્દેશમા મોટો ફરક. લોકપ્રિયતા મેળવનારને કાંઇ એમ થતુ નથી, કે 'હુ લોકને પ્રિય-બનું,' પણ એનાં કૃત્ય એવાં ઉત્તમ હોય છે કે એ કૃત્યો જ એને લોકપ્રિય બનાવે છે. એ લોકવિરુદ્ધ કાર્યોનો ત્યાગી હોય છે, નિંદા, હાસી, આચારભંગ, ઉદ્ભટવેશ વગેરે આ લોક-વિરુદ્ધ કાર્ય, ખરકર્માદિ-પરલોક-વિરુદ્ધ કાર્ય અને સપ્તવ્યસનાદિ ઉભયલોક-વિરુદ્ધ કાર્ય, આ વિરુદ્ધ કાર્યો એ આચરતો નથી જિનાજ્ઞાભંગ એ પરલોક-વિરુદ્ધ કાર્ય છે. લોકમા સારા દેખાવાના ઉદ્દેશથી એ જિનાજ્ઞા-ભંગ કરે તો લોકસંજ્ઞામા ફસ્યો ગણાય. લોકો નિંદા સાંભળવાના શોખી ન હોય, તેથી પોતે નિંદા કરી સંભળાવે, તો એ લોકવિરુદ્ધ કાર્ય, લોકસજ્ઞાનું કાર્ય કર્યું કહેવાય એમ લોકમા મોટા પ્રભાવક ધર્મગુરુ તરીકેની ખ્યાતિ મળે છે કે-'આમણે આટલા બધાને ધર્મ પમાડયો,' માટે યોગ્ય-અયોગ્ય જોયા વિના બધાને પકડી પકડીને ધર્મ આપવા માડે, એ લોકસંજ્ઞાનું કાર્ય કહેવાય ! ખરી રીતે તો લોક સારા કહો, યા નહિ, સ્વપરના કલ્યાણ જિનાજ્ઞા-પાલનને પકડી રાખવામાં છે માટે અધિકારિતા જોઈને જ ધર્મ આપે

તેણે લોકસંજ્ઞાને જીતી કહેવાય, લોકહેરિનો ત્યાગ કર્યો કહેવાય.

(૪) ચોથા લાભમાં, અધિકારિતા જોવા પર જેણે લક્ષ રાખ્યુ તેણે તો લોકોત્તર જહાજ, મુક્તિજહાજને સ્વીકાર્યું કહેવાય. જહાજમા બેસી ગયો કહેવાય ! કારણ કે અધિકારિતા પર જેણે લક્ષ રાખ્યુ એણે જિનાજ્ઞાને વળગી રહેવાનું રાખ્યું કહેવાય ! જિનાજ્ઞા એ લૌકિક અર્થાત્ લોકપ્રસિદ્ધ સ્થૂલ દૃષ્ટિ અને છીછરા ધોરણથી પર છે; લોકમાર્ગની ઉપરના લોકોત્તર માર્ગને ફરમાવે છે; અને એ માર્ગ જ મોક્ષ તરફ જાય છે. માટે જિનાજ્ઞાનો માર્ગ એ લોકોત્તર જહાજ સમો છે. એ જિનાજ્ઞાના માર્ગને સ્વીકારનારે લોકોત્તર યાન સ્વીકાર્યું કહેવાય.

**લૌકિક અને લોકોત્તર ધર્મ વચ્ચે તફાવત:**—(૧) લૌકિક માર્ગ તો કહે, 'ધર્મ વસ્તુ સારી છે ને? બસ, જેને આપો તેનું કલ્યાણ થાય.' ત્યારે શ્રી વીતરાગ સર્વજ્ઞ પરમાત્માનો લોકોત્તર માર્ગ કહે છે, 'સારો પણ ધર્મ અધિકારી આત્માને જ કલ્યાણકર થાય' (૨) લૌકિક માર્ગમા જીવ, અજીવ આદિ પદાર્થો માનેલા હોઈ શકે, પરન્તુ એકાન્ત ધર્મવાળા, અર્થાત્ નિત્ય તો નિત્ય જ અથવા અનિત્ય તો અનિત્યજ. તેમ સત્ તો એકાન્તે સત્, . એમ, વસ્તુ સ્વગુણથી ભિન્ન તો એકાન્તે ભિન્ન. જયારે લોકોત્તર માર્ગમા પદાર્થો અનેકાન્ત ધર્મોવાળા હોવાનું કહેવામા આવે છે (૩) લૌકિકમાર્ગ જગતના સર્જનની શક્તિવાળાને દેવાધિદેવ કહે છે, લોકોત્તરમાર્ગ અનંતગુણ-સંપન્ન, વીતરાગ, સર્વજ્ઞ, અને યથાર્થ જગદ્ દર્શનકરાવવા નો ઉપકાર કરનાર ને દેવાધિદેવ કહે છે. (૪-૫) લૌકિકમાર્ગ જીવવિરાધનાવાળાને પણ ગુરુ કહે છે, ને સૂક્ષ્મ પૃથ્વીકાયિકાદિ જીવોના નાશથી યુક્ત હોય એને શ્રેષ્ઠ ધર્મ માને છે, ત્યારે લોકોત્તરમાર્ગમા ત્રિકોટી પરિશુદ્ધ સૂક્ષ્મ અહિંસાદિ પંચ મહાવ્રત-યુક્ત હોય તે ગુરુ અને 'સૂક્ષ્મ જીવોના પણ ત્રિવિધ રક્ષા,-ન મારૂં, ન મરાવુ, મારતાને સારો ન માનું, સંમતિ ન આપું,'-એનાથી યુક્ત હોય તે જ શ્રેષ્ઠ ધર્મ, એમ કહેવામા આવે છે. (૬) લૌકિકમા તો માત્ર કરે તે ભરે, પાપક્રિયા કરે તો પાપ લાગે,' એમ મનાય છે. ત્યારે લોકોત્તર માર્ગ કહે છે 'જયા સુધી પાપત્યાગની સર્વાંશે પ્રતિજ્ઞા અર્થાત્ વિરતિધર્મ નથી લીધો, દિલમા પાપની અપેક્ષા પણ માત્ર બેઠી છે, પાપ ન કરવા છતા પાપને વરેલો છે, ગમે ત્યારે પાપક્રિયા કરવાને છૂટો છે, ત્યા સુધી પણ પાપ લાગે છે. (૭) લૌકિકમા જગતનું સ્વરૂપ, જીવનું સ્વરૂપ, બંધ-મોક્ષનું મોક્ષમાર્ગનું, જ્ઞાનનું, આચારનું, પૂજય પુરુષોનું વગેરે વગેરેનું સ્વરૂપ જુદુ, ત્યારે લોકોત્તર જિનશાસનમા એનાથી બધું જુદુ. (૮) લોકોત્તર જૈન ધર્મમા ચૌદ રાજલોક ક્ષેત્ર, સ્વર્ગ-નરકાદિ અસંખ્ય દ્વીપ સમુદ્રાદિ સ્થાનો, ૧૪ ગુણકસ્થાનકની ઉત્ક્રાન્તિયોગ્ય જીવ, જ્ઞાનાવરણાદિ આઠ કર્મ, એના ૧૫૮ ઉત્તરભેદો, કર્મના મિથ્યાત્વાદિ હેતુઓ, અનંત જ્ઞાન-દર્શન-વીર્ય-સુખાદિમય મોક્ષ, સમ્યગ્દર્શન-જ્ઞાન ચારિત્રમય, સંવરનિર્જરામય મોક્ષમાર્ગ, જ્ઞાનાચારાદિ પંચાચારના વિવિધ પ્રકારો, અરિહંતાદિ પચ પરમેષ્ઠી એ પૂજય અને આદર્શ સાધુધર્મ, શ્રાવકધર્મ, જીવાદિ નવ તત્ત્વ, સ્યાદ્વાદાદિ સિદ્ધાન્તો, પ્રમાણ-નય-સપ્તભંગી-અનુગમ-અનુયોગ, ધર્માધિકારિતા, શ્રાવકની યોગ્યતા, સાધુ-યોગ્યતા ઈત્યાદિ ઇત્યાદિ ઘણી વિશેષતાઓ છે ! આવા લોકોત્તરમાર્ગમા જ ધર્મનું અધિકારીપણુ પણ જોવા તરફ અવશ્ય લક્ષ આપવાનું ફરમાવ્યુ છે. માટે કહેવામા આવ્યું કે-'એવુ લક્ષ આપનારે લોકોત્તર જહાજ અપનાવ્યું.'

૫. મા લાભમા કહ્યું, અધિકારિપણુ જોનારે ધર્માચારિતાનું આસેવન કર્યું, ધર્માચરણ કર્યું -અધર્માચરણ નહિ **धम्मो आणाए पडिबद्धो**-ધર્મ એ વીતરાગ સર્વજ્ઞ પરમાત્માની આજ્ઞા સાથે પ્રતિબદ્ધ છે. આજ્ઞા ધર્મનું અધિકારિપણું જોવાની છે, એ જાળવનારે ધર્માચરણ કર્યું કહેવાય. અથવા કહો કે સ્વ-પરનો નાશ, વધુ નાશ ન થવા દેવો એ ધર્મ છે, અનધિકારીને ધર્મ ન આપનારે એ નાશ થતો અટકાવ્યો. એ જ ધર્માચરણમા આદર્યું કહેવાય. આ દૃષ્ટિએ અનધિકારીને ધર્મદાન કરનારે અધર્માચરણ આદર્યું

કહેવાય. સારાંશમાં ધર્માચારી બનવું હોય તેણે જિનાજ્ઞા પર ભાર આપવો જોઈએ, જિનાજ્ઞાને આગળ કરીને ચાલવું જોઈએ અને એ ખ્યાલ રાખવો જોઈએ કે જિનાજ્ઞા અનધિકારીને ધર્મ નહિ આપવાની છે. આનાથી જો વિપરીત વર્તાય તો ઉલટું પરિણામ આવીને ઉભું રહે છે; અર્થાત્ ઉપરોક્ત 'વચનારાધન, જગદ્ગુરુ-બહુમાન .' વગેરે પાંચથી વિપરીત જિનવચનની વિરાધના, પરમાત્માની અવજ્ઞા, લોકસંજ્ઞાનો આદર, લોકોત્તર જહાજની ઉપેક્ષા અને અધર્માચરણને અવકાશ મળે છે આ વસ્તુ બહુ સૂક્ષ્મમતિથી વિચારવા જેવી છે.

પ્ર૦-આટલી બધી ચોકસાઈનો અર્થ તો એ છે કે કોઇને ય ધર્મ ન આપીએ તો તો વાંધો નહિ ને ?

ઉ૦-ના, એ અર્થ નથી કે કોઈને ય ધર્મ ન આપવો. આનું રહસ્ય તો એ છે કે જે અધિકારી છે તેને અવશ્ય ધર્મ આપવો, અને જે અનધિકારી છે તેને અધિકારી બનાવવાનો ઉપદેશ કરવો, અધિકારી બનાવવા પ્રયત્ન કરવો, એ અત્યંત જરૂરી છે. એના બદલે 'શી શી રીતે તમે યોગ્ય નથી,' એમ બતાવ્યા કરવાથી તો સામાને હતાશ કરવાનું થાય છે ! બુદ્ધિભેદ કરવા જેવું થાય છે ! સુકૃત અટકાવવા જેવું બને છે ! એમાં સંભવ છે કે સામા આત્મામાં નીચેની કક્ષાની યોગ્યતા આવતી હોય, છતાં અયોગ્યતા મનાવી જો એને હતાશ કરાય, એને બુદ્ધિભેદ કરાય, તો એ સુકૃતથી અને કુલાચારના ધર્મથી પણ પાછો પડે છે. એમાં તો પરિણામે જિનશાસનનો પ્રવાહ મંદ પડી જવાનો સંભવ છે. ખરી રીતે પોતે અધિકારિપણાના ગુણો મેળવ્યા હોય, તો એની લ્હાણી કરવાનું મન થાય ! ધન જુદી ચીજ છે, ધર્મ જુદી ચીજ છે. ધન મળે તો તે પોતાના પગ નીચે દાબી રાખવાનું મન થાય છે ! જ્યારે ધર્મ અને ગુણો બહુમાનપૂર્વક મેળવ્યા હોય તો અવશ્ય એની લ્હાણી કરવાનું દિલ રહે છે !

પ્ર૦-આવો ફેર શાથી ?

ઉ૦-ધનને દાબી રાખવાનું જે મન થાય છે તે જન્મોજન્મના અભ્યાસથી થાય છે ! ત્યારે ગુણો જે મેળવ્યા છે, તે ગુણો પરના બહુમાનથી નવા મેળવ્યા છે. તેથી 'આવા તારક ગુણો કેમ બીજાઓ પણ પામે અને દુર્ગુણપિશાચો દૂર થાય,' એવી લગની છે. માટે એની લ્હાણી કરવાનું મન થાય અને થવું જ જોઈએ. સ્વયં જે અધિકારી છે તેને બીજાને અધિકારી બનાવવાનું મન ન થાય ? અધિકારી બનાવે જ એવો નિયમ નહિ, પણ પ્રયત્ન જરૂર કરે ! આજનો કાળ એ આવી લાગ્યો છે કે સમ્યગ્દર્શન, દેશવિરતિ અને સર્વવિરતિના ઉપદેશની જેમ મૈત્રી આદિ પાયાની ભાવનાઓનો ઉપદેશ, માર્ગાનુસારીના ગુણોનો ઉપદેશ, ધર્મની અધિકારિતા ગુણોનો ઉપદેશ .વગેરેની વાત જરૂરી છે. જીવને અધિકારી થવાનો, યોગ્ય બનવાનો ઉત્સાહ જાગે, ને અધિકારીતાના ગુણો આદરવાના એ પ્રયત્ન કરે, એનો ઉપદેશ દેવાની ખૂબ જરૂર છે. કેમકે આજ પૂર્વે ઉત્તમ કુલના ઉત્તમ આચારો અને સંસ્કારદાયી પ્રવૃત્તિથી જીવો સહેજે યોગ્ય બનતા હતા ! આજે એ ઓછું દેખાય છે માટે એ જગાવવાની જરૂર છે. એવું ય બને કે પોતાતામાં બહુ નીચી કક્ષાના અધિકારિતાના ગુણો આવ્યા હોય, અને પોતે શ્રાવકધર્મ યા સાધુધર્મમાં પ્રવેશ્યો હોય, તો ય એ ગુણોને વિકસાવવા જોઈએ. અધિકારિતાને સંગીન કરવી જોઈએ.

(લ૦) नहि वचनोत्तमेव पन्थानमुल्लङ्घ्यापरो हितोऽप्युपायः । न चानुभवाभावे पुरुषमात्रप्रवृत्तेस्तथेष्टफलसिद्धिः । अपि च लाघवापादनेन शिष्टप्रवृत्तिनिरोधतस्तद्विघात एव ।

અર્થ જો જિનવચને કહેલા માર્ગનું ઉલ્લંઘન કરાય, તો તો પછી કલ્યાણનો બીજો કોઈ ઉપાય નથી અનુભવ વિના પુરુષની પ્રવૃત્તિ માત્રથી તેવું ઈષ્ટ ફળ સિદ્ધ થતું નથી ઉલટું (અનધિકારીને

મતિકલ્પનાએ ધર્મ આપવા જતા ધર્મની) હલકાઈ કરાવવાનું થાય છે, અને તેમ થવાથી શિષ્ટ પુરુષોની (ધર્મમા) પ્રવૃત્તિ અટકવા દ્વારા ધર્મનો નાશ જ આવીને ઉભો રહે છે

**વિવેચન:** વીતરાગ સર્વજ્ઞદેવ શ્રી તીર્થંકર ભગવાનની વાણીએ ફરમાવેલ કલ્યાણમાર્ગ એ જ આદરણીય છે. એ કલ્યાણમાર્ગનું ઉલ્લંઘન કરીને બીજા ત્રીજા મનઃકલ્પિત માર્ગે કલ્યાણ સિદ્ધ થઇ શકતું નથી.

### ધર્મમાં આપમતિ કેમ ન ચાલે?

પ્ર૦—માણસને કોઇ હિતનો માર્ગ દેખાય ને એ રીતે જો એ પ્રવૃત્તિ કરે તો શું હિત ન થાય?

ઉ૦ માણસને જેમાં અનુભવ નથી તેમા એમને એમ મતિકલ્પનાએ પુરુષાર્થ કરવા માત્રથી ફળસિદ્ધિ થઇ શકતી નથી. જગતમા કાર્ય બે જાતના હોય છે, એક કાર્ય એવુ કે જેમા ફળ સામાન્યતઃ નિશ્ચિતરૂપે દેખાય, દા. ત. ખેતીના કાર્યમા પાકનું ફળ સામાન્યથી દેખાય છે, ત્યારે બીજા કાર્ય એવા હોય છે કે જેમા તે તે પ્રવૃત્તિ સાથે ફળ નિશ્ચિત ન હોય, દા. ત. નિધાન અંગે જયા ત્યા જમીન ખોદવા વગેરેની પ્રવૃત્તિ કરે અને નિધાન વગેરે મળે જ, એવો નિયમ નહિ. તો પહેલા પ્રકારની પ્રવૃત્તિમા પોતે પાક વગેરે ફળ જુએ છે, તેથી તેના ઉપાયભૂત ખેતી વગેરેના પ્રવૃત્તિ કરે છે, તે કરવાથી પોતાનું ઇચ્છિત ફળ સિદ્ધ કરી શકે છે. પરંતુ બીજા પ્રકારના કાર્યમાં સામાન્યથી એમ ખબર નથી કે ગમે તે જમીન ખોદવા વગેરેનું કર્યું એટલે નિધાનાદિ મળશે જ. ત્યા તો ફળ અદષ્ટ છે. તેથી તે વિષયના નિષ્ણાત આપ્ત પુરુષોએ ચિંધેલા ઉપાયમા પ્રવૃત્તિ કરવામા આવે, અર્થાત્ ગુપ્ત નિધાન જાણવાની વિદ્યામા નિષ્ણાત પુરુષ એમ કહે કે–'અમુક સ્થળે ખોદો તો નિધાન મળશે,' ને ત્યાં જ ખોદવાની પ્રવૃત્તિ કરે, તો નિધાનરૂપી ફળ મળે છે, અન્યથા નહિ. એટલે કે મતિકલ્પનાએ ખોદવા માત્રથી નિધાન મળતુ નથી. બસ, એ રીતે ચૈત્યવન્દનનું કાર્ય પણ આ બીજા પ્રકારનું અદષ્ટ ફળવાળું કાર્ય છે. એમા ફળ અંગે પોતાનો અનુભવ નથી કે 'ચૈત્યવન્દનમાં પ્રવૃત્તિ કરી અને એનું આ વિવક્ષિત ફળ મળ્યું. ચૈત્યવન્દનનું' ફળ તો શુભ અધ્યવસાય દ્વારા જ્ઞાનાવરણાદિનો કર્મક્ષય થવાનું છે. જેવી રીતે 'કયા ખોદવાથી કેવુ નિધાન મળે' એ દેખાતુ નથી. તેમ ચૈત્યવન્દનના કેવા પ્રકારના અનુષ્ઠાન–આચરણથી કેવો કર્મક્ષય થાય છે, યા થાય કે ન થાય, એ ફળ અતીન્દ્રિય છે, ચર્મચક્ષુ દ્વારા કે યથેચ્છ કલ્પના વડે દેખાતુ નથી તો એમા યથેચ્છ પ્રવૃત્તિ શું કામ લાગે? એ તો આપ્ત પુરુષોએ ચિંધેલા માર્ગે પ્રવર્તવાથી જ ફળ નીપજે.

સારાશ એ છે કે–'ધર્મનું આવુ આવુ ચોકસ સ્વરૂપ છે, અને એમાથી જ આવુ આવુ ફળ નીપજે છે,' એ બંને વસ્તુ અતીન્દ્રિય છે, ઇન્દ્રિયગોચર નથી માટે એવા અતીન્દ્રિય ધર્મની સાધના કરવા એના જાણકાર મહાપુરુષનું માર્ગદર્શન જોઈએ જ. આપમતિએ યોગ્યતા વિના કેવળ ક્રિયાદષ્ટિથી ધર્મમા ફદકો મારવાથી સફળતા ન મળે. એટલા માટે જ આપ્ત પુરુષોદ્વારા ઉપદેશાયેલી રીતે જ ચૈત્યવન્દનાદિમા પ્રવર્તવુ જોઈએ, અર્થાત્ ત્યા મતિકલ્પના મુજબ નહિ, પણ જ્ઞાનીના અનુભવની સલાહ અનુસાર આપણે ચાલવુ જોઈએ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવની પરિસ્થિતિ સાચવીને જે ધર્મ કરવામા આવે, તેમા જિનેશ્વર-દેવોના વચનનું જ માર્ગદર્શન કામ લાગે માટે ધર્મનુ જે ઉચ્ચ ફળ ને શુભ અધ્યવસાયાદિની પ્રાપ્તિ છે, તે જિનવચનનું ઉલ્લંઘન કરનારને ન મળે.

તેમ, એ શુભ અધ્યવસાયાદિ પ્રાપ્તિરૂપ ફળ ન મળે એટલુ જ નુકશાન જિનવચનના ઉલ્લંઘનમા નથી, કિન્તુ વચન-વિરુદ્ધ ધર્મની સાધનાથી એ ધર્મને પણ લઘુતા લગાડે છે! કારણ કે ધર્મ યથેચ્છ રીતે આરાધવામા એ જિનવચનોક્ત યોગ્યતા અને વિધિની અવગણના કરી રહ્યો છે. અયોગ્યતા અને અવિધિ આદરે છે, તેથી લોકમા ધર્મનું મૂલ્યાંકન ય ઘટાડે છે! લોકને ધર્મ તરફ આકર્ષવાને બદલે ધર્મ તરફ

જુગુપ્સા, હલકો વિચાર કરાવી જાય છે! શિષ્ટ-પ્રવૃત્તિનો નિરોધ કરે છે! ધર્મનું બીજ તો ધર્મ-પ્રશંસા છે. એ ધર્મપ્રશંસાના અભાવે ઇતર શિષ્ટ પુરુષોને, મધ્યસ્થ પુરુષોને અને જોઈને પગલું માંડનાર પુરુષોને ધર્મમાં પ્રવૃત્તિ કરતા અટકાવાય છે! અથવા અહીં 'શિષ્ટ-પ્રવૃત્તિ-નિરોધ'નો બીજો અર્થ આ, શિષ્ટપ્રવૃત્તિ એટલે શિષ્ટાચાર, તેનો લોપ થાય છે. પૂજ્ય પૂજા એ મહાન શિષ્ટાચાર છે.

પ્ર૦ પૂજ્ય પૂજાના શિષ્ટાચારને મહાન કેમ કહેવાય છે?

ઉ૦ **प्रतिबन्धाति हि श्रेयः पूज्य-पूजाव्यतिक्रमः** પૂજ્યની પૂજાનો જ્યાં લોપ કરાય છે, ત્યાં કલ્યાણ અટકી જાય છે, એથી પૂજ્યપૂજા એ મહાન શિષ્ટાચાર આજના કાળે માતા કે પિતા, પુત્રને માટે તેઓ પૂજ્ય હોવા છતાં પુત્રો તરફથી એમનો ઉચિત વિનય-ભક્તિ વગેરેનો લોપ થતો દેખાય છે, તો એ પુત્રો કલ્યાણ પણ શું સાધે છે? પૂર્વે મોટા રાજાઓ પણ પૂજ્ય મુનિજનોની પૂજા-ભક્તિ લોપતા નહોતા, તો કલ્યાણ સાધી જતા હતા. આજે એ મુનિજનોની પૂજા-ભક્તિના લોપથી કુદરતના કોપ ઉતરી પડતા દેખાય છે!

પૂજ્યની પૂજાના ઉલ્લંઘન હોય તેનામાં ત્યાગ, સંયમ જેવા મહાધર્મની પણ કિંમત ન રહે એ સહજ છે. જમાલીમાં વૈરાગ્ય હતો, ત્યાગ હતો, સંયમ હતો, જ્ઞાન હતું; પણ 'મહાવીર પ્રભુ પૂજ્ય છે, તો એમની પૂજા તરીકે એમના વચનનો વિરોધ ન કરવો જોઈએ' એ નહોતું! તો એના સંયમાદિની કોઈ કિંમત ન રહી અને સંસાર વધાર્યો! એણે એટલુંય ન વિચાર્યું કે-'કરોડો શિષ્ટજનો અને ઇન્દ્રો જેવા પણ એ પ્રભુની પૂજા-સત્કાર કરે છે, એ દૃષ્ટિએ પણ એમનો વિરોધ ન કરતા સમર્પિતભાવ રાખવો જોઇએ.' આ જો નહિ તો કલ્યાણ કયા રસ્તે પડ્યું છે?

પૂજ્ય પુરુષોની પૂજાનો લોપ કલ્યાણનો અવરોધ કરે છે. જે સ્વેચ્છાએ પ્રવૃત્તિ કરવા માંડે છે, એ પૂજ્યની પૂજારૂપ શિષ્ટાચારનો લોપ કરનારો બને છે, ને તેથી, ખરૂં જોતા ધર્મથી પ્રાપ્ત થતા સુંદર ઇષ્ટફળનો જ એ લોપ કરી રહ્યો છે. ધર્મ કરવો છે કલ્યાણ માટે, તો સમજવું જોઇએ કે કલ્યાણ જિન-વચને કહેલા માર્ગે જ સાધી શકાય. જિનવચનને ઉલ્લંઘીને કલ્યાણસાધક ધર્મ-તત્ત્વ બની શકે નહિ.

અહીં જોવા જેવું છે કે શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ કે જેમને કેટલાકો મધ્યસ્થભાવવાળા એટલે કે સર્વધર્મ-સમભાવવાળા માને છે, એ મહાપુરુષ જિનોક્ત ધર્મ પ્રત્યે કેટલા બધા પક્ષપાતી છે! ત્યારે શું એઓશ્રી મધ્યસ્થભાવવાળા નથી? અવશ્ય છે, પરંતુ યુક્તિયુક્ત વચન તપાસવામાં મધ્યસ્થભાવવાળા છે. બાકી એ તપાસ કર્યા પછી સર્વજ્ઞવચન જ એમને યુક્તિયુક્ત લાગવાથી તે વચનના તો પક્ષપાતી બની રહે છે. તેમ, તેઓશ્રી ઇતરની નિંદા-તિરસ્કાર નથી કરતા, એ એમનો મધ્યસ્થ સ્વભાવ કહી શકાય.

## અપવાદ-માર્ગનું સ્વરૂપ

(૯૦) अपवादोऽपि सूत्राबाधया गुरुलाघवालोचनपरोऽधिकदोषनिवृत्त्या शुभं शुभानुबन्धी महासत्त्वाऽऽसेवित उत्सर्गभेद एव, न तु सुत्रबाधया गुरुलाघवचिन्ताऽभावेनाहितमहितानुबन्ध्यसमञ्जसं परमलाघवकारि क्षुद्रसत्त्वविजृम्भितमिति ।

**અર્થ:** અપવાદ પણ સૂત્રને બાધ કર્યા વિના ગૌરવ-લાઘવની વિચારણાવાળો હોવો જોઈએ; (ઉત્સર્ગ ન સેવવામા ઉપસ્થિત થતા દોષ કરતા) અધિક દોષથી મુક્ત બનીને હિતકારી તથા હિતની પરંપરાનો સર્જક હોવો જોઈએ, ને મહાપુરુષોએ આચરેલો હોવો જોઈએ તેવો અપવાદ પણ ઉત્સર્ગનો જ એક ભેદ છે, બાકીનો અપવાદ ઉત્સર્ગનો ભેદ નહિ; અર્થાત્ સૂત્રને બાધા પહોચાડીને ગૌરવ-લાઘવની ચિન્તા મૂકી દેવાથી અહિતકારી તેમજ અહિતની પરંપરા સર્જનારો, અનુચિત અને પરમગુરુ પરમાત્માને લઘુતા પમાડનારો, તથા ક્ષુદ્ર જીવોએ આચરેલો અપવાદ એ ઉત્સર્ગના પ્રકારરૂપ નથી બની શકતો.

**વિવેચન :**

પ્ર૦ અનધિકારીની ગતાનુગતિકરૂપે કરાતી ચૈત્યવન્દનાદિ ક્રિયા ભલે ઉત્સર્ગમાર્ગની અર્થાત્ મુખ્ય માર્ગ તરીકેની ન હો, પરંતુ અપવાદ-માર્ગ તરીકેની તો સ્વીકારી શકાય ને ?

ઉ૦—એને અપવાદ તરીકેની પણ ક્રિયા ન કહેવાય, કેમકે અપવાદ પણ સૂત્રને અર્થાત્ જિનાગમને બાધ ન કરે એવો જોઈએ. સૂત્ર પોતે જ ઉત્સર્ગની જેમ અપવાદો પણ બતાવે છે, ત્યારે સૂત્રે અનાધકારીના ધર્મને અપવાદરૂપે પણ ફરમાવ્યો નથી, તેથી મનમાન્યો અપવાદ યાને સૂત્રને બાધક બને એવો અપવાદ તો આદરણીય કયાથી બની શકે ? જિન-વચને કહેલા અપવાદો જ અપવાદ તરીકે ચાલે, જાતે ઉપજાવેલા નહિ. એવા અપવાદનું સ્વરૂપ આવા આવા પ્રકારનું હોય છેઃ

### સાચા અપવાદનાં લક્ષણ

**(૧) ઉત્સર્ગ-અપવાદનો ઉદ્દેશ એક જોઈએ** વિશુદ્ધ આગમમા એ ખૂબી હોય છે કે ઉત્સર્ગ જે ઉદ્દેશથી હોય છે તે જ ઉદ્દેશથી અપવાદ હોય છે, અર્થાત્ અપવાદ પરિણામે ઉત્સર્ગનો પોષક હોય છે દા. ત. મુનિને માટે ઉત્સર્ગ માર્ગ એ કે પૃથ્વીકાય, અપ્કાય વગેરે જીવોની પણ હિંસા ન કરાય, એનો ઉદ્દેશ સંયમનુ પાલન છે. હવે એ સંયમ તો જ ટકે કે મુનિ વિહરતા રહી ગૃહસ્થ પરના રાગ આદિમા ન ફસાય હવે વિહરતા રહેવામા કદાચ વચમા નદી ય આવે તો વિધિસર પાણીમા પગ મૂકી નદી પાર કરે. આમા અલબત્ હિંસા છે, તેથી એ અપવાદ ગણાય, પણ ઉદ્દેશ સંયમનો છે; તેથી એ આપવાદિક હિંસા ઉત્સર્ગને અને સૂત્રકને બાધક નથી બનતી. ત્યારે વૈદિક ધર્મમા ઉત્સર્ગ બતાવ્યો કે-'**मा हिंस्यात् सर्वभूतानि**' અર્થાત્ કોઈ પણ જીવની હિંસા ન કરવી, જયારે અન્ય સ્થળે, '**अजैर्यष्टव्यम्** અર્થાત્ 'બકરાથી યજ્ઞ કરવો' ઈત્યાદિ વિધાન કરાય છે ! આ આપવાદિક

હિંસા કહેવાય કે કેમ, એ પ્રશ્ન ઉભો થાય છે. પરંતુ આવા હિંસક યજ્ઞનો ઉદ્દેશ સ્વર્ગાદિની સિદ્ધિ છે. ત્યારે ઉત્સર્ગમાર્ગની અહિંસાનો ઉદ્દેશ પરમ બ્રહ્મની પ્રાપ્તિ છે. આમ ઉદ્દેશની ભિન્નતા હોવાથી હિંસા-સૂત્રને મૂળ ઉત્સર્ગના અપવાદનુ સૂત્ર કહી શકાય નહિ. કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજ પણ કહે છે કે-'**નાન્યાર્થમુત્સૃષ્ટમપોદ્યતે ચ**' અર્થાત્ જે ઉદ્દેશથી ઉત્સર્ગ નિયમ બાંધ્યો હોય, તેના કરતા ભિન્ન ઉદ્દેશે કરેલુ વિધાન એ પેલા ઉત્સર્ગના અપવાદમા ગણી શકાય નહિ; માટે એ ઉત્સર્ગના સૂત્રને બાધા કરનારું' કહેવાય જૈનદર્શનમાંના ઉત્સર્ગ-અપવાદના વિધાનોનો ઉદ્દેશ એક જ હોવાથી એ અપવાદો ઉત્સર્ગના સૂત્રને બાધા નથી પહોંચાડતા

**(૨) અપવાદનુ બીજુ લક્ષણ ગૌરવ-લાઘવનો વિચાર.**—અપવાદનું બીજું લક્ષણ એ છે કે જેમા ગૌરવ-લાઘવનો પૂરો વિચાર કરાતો હોય, અર્થાત્ એ વિચારાતુ હોય કે વધુ દોષ શામાં અને ઓછો દોષ શામા? ઉત્સર્ગ પકડી રાખવામા કે અપવાદ સેવવામા? તેમ એ જોવાતું હોય કે ઉત્સર્ગથી લાભ શો અને અપવાદથી વધુ લાભ શો? આમ, ગૌરવ-લાઘવના બે અર્થ, વંધુ-ઓછો દોષ, અને વધુ-ઓછો લાભ અલાભ-લાભની દૃષ્ટિએ કહીએ તો ગૌરવ-લાઘવ એટલે લાભાલાભ નહિ પણ લાભાનુલાભ. લાભાલાભમા તો એક બાજુ લાભ આવે, અને બીજી બાજુ અલાભ એટલે કે નુકશાન આવે ત્યારે લાભાનુલાભમા એક બાજુ લાભ છે અને બીજી બાજુ અનુલાભ એટલે કે લાભની પાછળ લાભ અર્થાત્ લાભની પરંપરા આવે હવે ઉત્સર્ગ અપવાદ બને સામે આવે ત્યારે એ જોવાનું કે ઉત્સર્ગ પકડી રાખી અપવાદ ત્યજવામા દોષ વધુ-ઓછો કે ઉત્સર્ગ છોડી અપવાદ ભજવવામાં દોષ વધુ-ઓછો? એમ એ વિચારવુ જોઈએ કે અપવાદ ન સેવતાં ઉત્સર્ગ પકડી રખાય તો વધુ લાભ શુ? અને ઉત્સર્ગ છોડી અપવાદ સેવાય તો વધુ લાભ શું? પૂર્વે કહી આવ્યા કે સાધુને ઉત્સર્ગથી સૂક્ષ્મ જીવની પણ હિંસા કરાય નહિ. એટલુ જ નહિ પણ અપવાદે નદી ઉતરવાનુ ય વિધાન કરવામા આવ્યુ છે. અલબત્ નદી ઓળંગીને જતા પાણીની વિરાધના થાય છે, પણ એ અપવાદ હિસા છે. કેમકે એમ કરીને ય વિહાર ચાલુ રાખવામા પરીસહો સહાય છે, કાયક્લેશ-તપથી કર્મ અને કાયા કસાય છે. ગૃહસ્થો પ્રત્યેના રાગથી ય બચાય છે, ને દોષિત ગોચરી, પાપકથા આદિથી ય બચી સંયમ સચવાય છે. આ બધા મોટા લાભો છે. એના બદલે એ અપવાદ ન સેવતા સ્થિરવાસ કરવામા આવે તો ભલે નદીના પાણીની હિંસા ન થાય અને એ લાભ ખરો; પરતુ સમજવુ જોઈએ કે એ લાભ છે ત્યારે નુકશાન ઘણુ છે! પરીસહાદિ ગુમાવાય, રાગ થાય, સંયમ, ઘવાય વગેરે વગેરે. આમ ગૌરવ-લાઘવનો વિચાર કરવાપૂર્વક અપવાદ હોય એમ વિચારતા જિનાજ્ઞાના થોડા પણ ઉલ્લઘનથી કરાતી ધર્મપ્રવૃત્તિ એ અપવાદ માર્ગમા ન આવી શકે, માટે એવો અપવાદ ન સેવવામા જિનાજ્ઞાની આરાધનાનો મોટો લાભ છે.

**(૩) અપવાદનુ ત્રીજુ લક્ષણ શુભપણું** અપવાદ એવો જોઇએ કે જે શુભ હોય, હિતકારી હોય. દા ત પિતા, ગુરુ વગેરેને પગ ન અડાડાય, એ ઉત્સર્ગમાર્ગ કહેવાય, પરતુ એમને શારીરિક તકલીફમા જરૂર પડચે એમની પીઠ પર ઉભા રહેવુ પડે અને પગેથી કચરવી પણ પડે; આ અપવાદ-માર્ગ છે, શુભ છે, કેમકે ઉપકારી પૂજ્યની સેવા માટે પગ લગાડાય છે. એમ અહિંસા ધર્મ એ ઉત્સર્ગમાર્ગ; પરંતુ ગૃહસ્થને જિનભક્તિ માટે પૃથ્વીકાય જીવના પાષાણમાથી બિબ બનાવરાવવું, મૂર્તિની પ્રતિષ્ઠા કરાવવી તથા પૂજામા અભિષેક-પુષ્પારોપણ વગેરે કરવા, એમા એકેન્દ્રિય જીવની જે હિંસા થાય તે આપવાદિક હિંસા છે, કે જેને સ્વરૂપહિસા કહેવામા આવે છે એટલુ ધ્યાનમા રહે કે ગૃહસ્થને એકેન્દ્રિય જીવની હિંસાના ત્યાગનું વ્રત નથી, એટલે એ હિંસામા વ્રતભંગ નથી, છતા હિસા તો છે જ. તો પણ એનો આશ્રય લઈને જ એ જિનભક્તિ કરવાની પરિસ્થિતિમા છે, માટે એ હિમા સ્વરૂપહિસા છે. ત્યા જિનભક્તિના ઊચા ભાવોલ્લાસ, પરમાત્માના ગુણો-સુકૃતોની ઊંચી

અનુમોદના, ભવનિર્વેદ વગેરેના લાભ મળે છે, માટે એ શુભ છે. એમ સાધુને રોગમા ચિકિત્સા કરાવવી પડે ત્યા અપવાદ–માર્ગનુ સેવન થાય છે, પરંતુ એ સમાધિ અને રત્નત્રયીની અધિક સાધના માટે હોવાથી શુભ છે. આ અપવાદો શુભાનુબંધી પણ છે.

**(૪) અપવાદની ચોથી ખાસિયત : શુભાનુબંધિતા:** સમ્યગ્ અપવાદ જેમ સૂત્રને બાધક ન હોય, ગૌરવ લાઘવનો વિચારવાળો હોય, શુભ હોય, તેમ શુભાનુબંધી અર્થાત્ શુભની પરંપરાવાળો હોય છે. અપવાદ શુભ હોય તેટલા માત્રથી બસ નથી. શુભ તો એકવાર પુણ્યબંધ કરાવી આપે, ધર્માનુષ્ઠાન હોય એટલે પુણ્ય તો બંધાય; પરંતુ એ પુણ્યના ઉદય વખતે આત્મા જો મોહમૂઢ બને તો એ પાપ વધારે કરવાનો ! પરિણામે અશુભની પરંપરા ! માટે કહેવાય છે કે શુભ હોવા ઉપરાંત અપવાદ શુભાનુબંધી જોઈએ. એ શુભાનુબંધી તો જ બને કે જો એ જિનાજ્ઞાથી વિહિત હોય; ઉત્સર્ગમાર્ગના ઊંચા ઉદ્દેશનો સારી રીતે સમર્થક હોય. દા. ત. ઉપર કહેલા અપવાદો શુભ ભાવની પરંપરા સર્જે છે એમ, આધાકર્મી આહાર એટલે કે સાધુ માટે બનાવેલો આહાર સાધુથી ન લેવાય, આ ઉત્સર્ગ-માર્ગની આજ્ઞા છે, પણ 'સન્મતિ–તર્ક' જેવા સમ્યગ્દર્શનાદિને વિશુદ્ધ કરનારા મહાશાસ્ત્ર ભણવા નિમિત્તે કદાચ તેવા દેશમા જવુ પડે ને ત્યા આધાકર્મી સિવાય બીજો આહાર મળે એમ ન હોય, તો કહ્યુ અપવાદે આધાકર્મી લઇને પણ તે શાસ્ત્ર ભણે તો પણ વ્રત–ભગ નહિ

'સન્મતિ–તર્ક' શાસ્ત્ર એ સમર્થ તાર્કિક શ્રી સિદ્ધસેન દિવાકર મહારાજની તર્કશુદ્ધ મહા-ભવ્ય કૃતિ છે. એમા નિશ્ચયનય અને વ્યવહાર–નયના વિસ્તૃત, સ્પષ્ટ અને યુક્તિસિદ્ધિ નિરૂપણો કરી વસ્તુદર્શનના વિવિધ દૃષ્ટિબિંદુઓ એમણે રજુ કર્યા છે. એકાતવાદી મતોમા ઉભા થતા દોષોના સચોટ સ્ફોટ કરવાપૂર્વક અનેકાંતવાદની શુદ્ધતા બતાવી એનો વિજય–ધ્વજ ફરકાવ્યો છે. સમ્યગ્દર્શનને શુદ્ધ અને દૃઢ કરનાર આ ગ્રન્થ એવો અદ્ભુત છે કે જેથી એનું અધ્યયન કરવાનુ વિધાન છે. આધાકર્મી આહાર લઇને જ ભણવા રહેવુ પડે એમ હોય તો એમ પણ રહીને ભણવાનું કેમ કહ્યું ? એટલા જ માટે કે એ ત્યાગ સયમના વિકાસ અર્થે છે; કેમકે સન્મતિ–તર્ક જેવા શાસ્ત્રના અધ્યયનથી સમ્યગ્દર્શન જે દૃઢ અને નિર્મળ બને છે તે સંયમ–શુદ્ધિ અને સયમ–વિકાસમા ખૂબ જ ઉપયોગી છે. ચારિત્રોપદેશક જિનવચન અને ચારિત્રની શ્રદ્ધા એ સમ્યગ્દર્શન છે. એ સમ્ય-ગ્દર્શન જ્યારે વધુ દૃઢ અને નિર્મળ થાય ત્યારે આચરણા પણ અધિક શુદ્ધ થવા માડે, એ સહજ છે. આ શુભ કહેવાય, અને તે સમ્યગ્દર્શન અને ચારિત્ર આગળ વિકસતાં ક્ષાયિક ભાવના સમ્યગ્દર્શન અને ચારિત્ર, યાવત્ કેવળજ્ઞાન સુધી લઈ જાય છે, આ શુભાનુબંધી કહેવાય. એમ બીજી રીતે જોઈએ તો, આધાકર્મી આહારાદિના ત્યાગવાળા સયમનો ઉદ્દેશ કર્મક્ષય છે. હવે જો આધાકર્મ સેવીને પણ સન્મતિ–તર્ક આદિ ભણાય તો તે સન્મતિ–તર્કાદિ શાસ્ત્રોમા સૂક્ષ્મ દ્રવ્યાનુયોગની વિચારણા હોવાથી એનો સ્વાધ્યાય એ ઊચી કોટિનો જ્ઞાનયોગ બને છે, ને તે વિપુલ કર્મક્ષયનું તથા ભાવી માટે ઉચ્ચ સંસ્કરણનું ફલ આપે છે. એટલુ ધ્યાનમા રહે કે સન્મતિ જેવાના પણ અધ્યયનમા નિર્દોષ આહાર ન જ મળે તેમ હોય તો જ દોષિત આહારની વાત છે. આમ શુભ અને શુભાનુબંધી અપવાદ એ સાચો અપવાદ કહેવાય

પ્ર૦– અપવાદ શુભ અને શુભાનુબંધી બનશે કે કેમ, તે જોવાની કોઈ ચાવી છે ?

ઉ૦.—હા, અપવાદ બે રીતે સેવાય; એક પુષ્ટાલબનથી, બીજો અપુષ્ટાલબનથી, પુષ્ટાલંબનથી, સેવેલો અપવાદ શુભ ને શુભાનુબંધી બને છે, અપુષ્ટાલબનથી સેવેલો અપવાદ અશુભ ને અશુભાનુબંધી બને છે પુષ્ટાલબન એટલે અપવાદ સેવવાનુ આલબન, અર્થાત્ અપવાદ સેવવાનો ઉદ્દેશ યાને પ્રયોજન

પુષ્ટ હોય, સબળ હોય, ઉત્સર્ગ-સેવનના ઉદ્દેશને જ સાધનારો-સંરક્ષનારો હોય, તો એ અપવાદ પુષ્ટાલંબનથી સેવ્યો કહેવાય.

પુષ્ટાલંબન તરીકે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-પ્રવચન, વગેરે ગણાય. દરેક ક્રિયામાં એ ઉદ્દેશ સામે રાખવો જોઈએ. એને સિદ્ધ કરવા માટે જ કોઈપણ ધર્મ-ક્રિયા કરવાની હોય. વળી એ ઉદ્દેશ માત્ર નજર સામે રાખી બેસી ન રહેવાય, પણ એ ઉદ્દેશને સિદ્ધ કરતા જવુ જોઈએ, અધિકાધિક વિશુદ્ધ કરતા જવુ જોઈએ, વધારતા જવુ જોઈએ. દા. ત. પ્રભુની પૂજા કરતા જોવુ જોઈએ કે એથી મને સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે ને ? સમ્યગદર્શન નિર્મળ થતુ આવે છે ને ? ..વગેરે. પુષ્ટાલંબન તરીકે સમ્યગ્દર્શનાદિ અંગે સેવેલો અપવાદ શુભ ને શુભાનુબંધી બને છે. તેથી એટલુ ધ્યાનમાં રાખવુ જોઈએ કે મનમાની રીતે પુષ્ટાલંબન કલ્પવાનું નથી. ઉત્સર્ગમાર્ગનો પવિત્ર ઉદ્દેશ ખરું આવે એમ વિવેક અને નિર્દંભતાથી લાગતુ હોય તો આલંબન પુષ્ટ ધર્યું કહેવાય. અધિકાર વિના ધર્મ થાય તેમાં ભલે ઉદ્દેશ શુભ ધર્યો કહેવાય, પણ તે ઉદ્દેશ સિદ્ધ નથી થતો; આત્મામા બેઠેલી અયોગ્યતાઓ તે શુભ ઉદ્દેશને થવા દેતી નથી. જયા ઉદ્દેશનુ લક્ષ જ નથી, અથવા ભળતા જ ઉદ્દેશનુ લક્ષ છે, અને અપવાદ સેવાય, તે અપુષ્ટાલંબનના અપવાદ કહેવાય.

**(૫) અપવાદની પાંચમી વિશેષતા : મહાપુરુષોથી સેવેલપણું** ઉત્સર્ગ-માર્ગની જેમ સંયોગવશાત્ સેવેલા તેવા શુદ્ધ અપવાદ-માર્ગથી પણ આત્માની ઊચી ઊંચી ભૂમિકા સિદ્ધ થતી આવે છે. એ માટે અપવાદના પાચમા લક્ષણ તરીકે એવો શુદ્ધ અપવાદ મહાપુરુષોએ સેવેલો છે, એ જોઈએ.

વીરપ્રભુને કેવળજ્ઞાન સુધી મૌન રાખવાનું હતું, છતાં અપવાદે ચંડકોશિક સર્પને 'બુજઝ બુજઝ ચંડકોસિયા' એમ ઉચ્ચારણ કરી સર્પને દીર્ઘ દુર્ગતિની પરંપરામાંથી બચાવી લીધો ! જંઘાબળ ક્ષીણ થઈ જતા મોટા આચાર્યો અપવાદે સ્થિરવાસ કરતા, એથી એ અનેક વિરાધનાઓથી બચી જતા ! સાધુ સદા ગચ્છવાસી રહે, ને એમ રહેવામા કદાચ નાના દોષ લાગી જાય, તો પણ આચાર્ય મહાપુરુષો એ નાના દોષોને અપવાદે મંજુર રાખીને પણ સાધુને ગચ્છમા વિહરવાનું કહે છે ! કેમકે ગચ્છ બહાર વિહરવાથી બીજા મોટા દોષમાં પડવાનું થાય છે.

**અપવાદ એ એક પ્રકારે ઉત્સર્ગ:** આવા પાચ લક્ષણોવાળો અપવાદ એ ઉત્સર્ગનો જ એક પ્રકાર છે, કેમકે એટલી વિશેષતાવાળો અપવાદ એ ઉત્સર્ગના સ્થાને રહેવાથી ઉત્સર્ગના ફળને સાધી આપે છે.

એટલા જ માટે, અહીં એટલુ ધ્યાનમાં રાખવાનું છે કે અપવાદ કાઈ જયા ને ત્યાં કે જેમ ને તેમ સેવવાનો નથી, ઉત્સર્ગ-પાલનમા અશકયતા હોય, ઉત્સર્ગ પાળવા જતા સંયોગોને લીધે બીજા વધુ દોષ ઉભા થતા હોય - ઈત્યાદિ કારણો હોય, અને અપવાદ-સેવનથી એ આપત્તિઓ ટળી જઇને વધુ હિત થતુ હોય, ત્યાં અપવાદ સેવવાનો છે. તે પણ જરૂર જેટલો જ, ને જરૂરી કાળ જેટલો જ, અને પૂર્વે કહ્યુ તેમ સૂત્રને અબાધક હોય, શુભ હોય વગેરે જોઇને.

**જે અપવાદ (૧) સૂત્રનો બાધક હોય, (૨) ગૌરવ લાઘવના વિચાર વિનાનો હોય, (૩) આત્માને અહિતકારી હોય, (૪) અહિતની પરંપરા ચલાવનારો હોય, (૫) અઘટિત હોય- ઉત્સર્ગના ઉદ્દેશ સાથે જે અસંગત હોય, (૬) પરમગુરુ તીર્થંકરદેવને લઘુતા પમાડનારો હોય, ને (૭) મહાપુરુષોએ આદરેલો નહિ પરંતુ ક્ષુદ્ર જીવોએ ગુણહીન જીવોએ આચરેલ હોય, તે અપવાદ મનકલ્પિત છે, સાચો અપવાદ નથી; એ સેવ્ય નથી, ઉપાદેય નથી.**

મહાપુરુષોએ આચરેલો અપવાદ માન્ય થઈ શકે છે. એટલે બુદ્ધિપૂર્વક, કટોકટીનો સમય પારખીને, તે પણ પોતાની બહુશ્રુતતાના આધાર પર, તેમજ સ્વય મહાન પુરુષ હોવાને લીધે ભવભીરૂ રહીને, પાપનો પૂરો ભય રાખીને, અપવાદ આચરેલો હોય, માટે તે અપવાદ માન્ય થઈ શકે છે. જ્યારે ક્ષુદ્ર જીવોને તો પાપનો કે ભવનો ભય નથી, એમનામા બહુશ્રુતતા અર્થાત્ વિશાળ શાસ્ત્રબોધ નથી, ગંભીર અને વિશાળ આશય નથી, ઉલટું એમનામાં ક્ષુદ્રતા વગેરે એવા મૂળભૂત દોષો હોય છે કે જે બનાવટી અપવાદ પ્રત્યે જ વધુ ઝોક રખાવે છે, એને જ મુખ્ય માર્ગ તરીકે મનાવી આચરાવે છે, આત્માને ઊંચા ગુણસ્થાનકમા પ્રગતિ કરાવવાને બદલે, મોહભરી દુર્દશામા રમતો રખાવે છે, દોડતો બનાવે છે, પછી એના આચરેલાને અપવાદ તરીકે કેમ સ્વીકારી શકાય?



क्षणविपरिणामधर्मा मर्त्यानामृद्धिसमुदया: सर्वे ।
सर्वे च शोकजनका: संयोगा विप्रयोगान्ता: ॥
भोगसुखै: किमनित्यैर्भयबहुलै: कांक्षितै: परायत्तै: ।
नित्यमभयमात्मस्थं प्रशमसुखं तत्र यतितव्यम् ॥

(प्रशमरति: १२१-१२२)

મનુષ્યના સર્વ ઋદ્ધિભંડારો ક્ષણમા વિણસી જનારા અને શોકને દેનારા છે, અરે, સર્વ સંયોગો વિયોગમા પરિણમનારા છે.

એવા ભોગ-સુખોથી શુ વિશેષ, કે જે ભોગસુખો અનિત્ય છે, ભયાક્રાન્ત છે અને અન્યજીવોથી અભિલષણીય અને પરાધીન છે! માટે નિત્ય, અભયપ્રદ અને આત્મસ્થ એવા પ્રશમસુખને જ પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ બનવુ જોઇએ.

# શાસ્ત્રપરીક્ષા: જૈનદર્શનની સૂક્ષ્મતા-વ્યાપકતા.

(૯૦) एतदङ्गीकरणमप्यनात्मज्ञानां संसारसरिच्छ्रोतसि कुशकाशावलम्बनमिति परिभावनीयं सर्वथा । निरूपणीयं प्रवचनगाम्भीर्यं, विलोकनीया तन्त्रान्तरस्थितिः, दर्शनीयं ततोऽस्याधिकत्वम्, अपेक्षितव्यो व्याप्तीतरविभागः ।

**અર્થ** આત્મજ્ઞાન વિનાના જીવોનું આ (ક્ષુદ્ર જીવોના આચરણને અપવાદ તરીકે) સ્વીકારવાનું પણ સંસાર નદીના પ્રવાહને વિષે તણખલાનું આલંબન કરવા સમાન છે; એના પર સર્વ પ્રકારે વિચારણા કરવી જોઈએ. આર્હત પ્રવચનની ગંભીરતા તપાસવી જોઈએ. બીજા શાસ્ત્રોમાંની પરિસ્થિતિ જોવી જોઇએ. એના કરતા જૈન દર્શનની અધિકતા દર્શાવવી જોઈએ. તેમજ જૈન દર્શનની વ્યાપકતા અને ઈતર દર્શનોની અવ્યાપકતા ઉપર તોલ બાંધવુ જોઈએ.

**વિવેચનઃ**—ક્ષુદ્ર જીવોએ મનમાની રીતે અખત્યાર કરેલા અપવાદની આચરણા કે જે અહિતકારી છે, અને અહિતની પરંપરા ચલાવનાર છે, એ આચરણાનો અપવાદ તરીકે સ્વીકાર કરવો, આદર કરવો, એ પણ અનાત્મજ્ઞ જીવોની ઘેલી રક્ષણપ્રવૃત્તિ છે. અર્થાત્ આત્માની શુદ્ધબુદ્ધ વિનાના જીવો અસત્ અપવાદ-માર્ગને સ્વીકાર્યા સિવાય પણ પાપરક્ત જીવન જીવીને સંસારપ્રવાહમા તણાઈ જનારા તો હોય જ છે, પરન્તુ કદાચ ધર્મબુદ્ધિએ ભળતા અપવાદમાર્ગને સ્વીકારે તો પણ એ બિચારા સંસારરૂપી નદીના પ્રવાહમા તણાઈ જાય છે. અનાત્મજ્ઞ એટલે પોતાની જાતને નહિ ઓળખનારા, અનાત્મજ્ઞ એટલે આત્માનું હિત નહિ વિચારનારા, અનાત્મજ્ઞ એટલે આત્માના પ્રેમને બદલે જડની આસક્તિવાળા. એવા અનાત્મજ્ઞ આત્માઓ જ નકલી અપવાદને સાચા અપવાદ તરીકે સ્વીકારનારા હોય. દા. ત. પૂર્વે એક એવો કાળ આવી ગયો કે જયારે કેટલાય સાધુ ચૈત્યવાસી બની ગયા. ક્રિયા-ભ્રષ્ટ અને આચાર-ભ્રષ્ટ બની જિન-મંદિરની આવક ખાતા થઈ ગયા. પાછુ એને ઉન્માર્ગ નહિ પણ અપવાદનો માર્ગ માનવા લાગ્યા! એમ કહીને કે 'કાળ પડતો છે, સાધુ વિના દેવદ્રવ્ય કોણ ટકાવશે? કોઈપણ ઉપાય કરીને દેવદ્રવ્યનું રક્ષણ કરવુ જ જોઈએ. સાધુ કોઈપણ ભોગે દેવદ્રવ્યનું રક્ષણ ન કરે તો પાપ લાગે!' આવી આવી માન્યતાના ઓઠે મનમાન્યા અપવાદ ઉભા કર્યા. આને અપવાદ માનવો, તે અનાત્મજ્ઞ દશા છે, જડ દશા છે, ને એ અપવાદના આધારે ચાલવુ, એ સંસારરૂપી નદીના પ્રવાહમા તણાતા તણખલાનો આશ્રય લેવા જેવુ છે! ખોટા અપવાદ એ તણખલા જેવા છે, આત્માને રક્ષણ આપી શકે નહિ.

આ પ્રમાણે ચારે બાજુથી એના પર પરામર્શ કરી આ વસ્તુ અંગે યથાર્થ નિર્ણય કરવા જેવો છે.

**જિનપ્રવચનની ગંભીરતા:**-સારા ય જગતનો ઉદ્ધારક એવું જિનપ્રવચન જયારે અનધિકારીને ધર્મનો અધિકાર ન હોવાનું ફરમાવે છે, ત્યારે એ વિચારણીય બને છે કે આ પ્રવચન કેટલુ બધુ ગંભીર હોવુ જોઈએ. તો, 'હા, ખરેખર બહુ ગંભીર,' એમ માનીને બેસી રહેવાનુ નથી, પરન્તુ વિવિધ રીતે ગંભીરતાને શોધવા-સમજવા જેવુ છે. જિનપ્રવચન એ કેવી રીતે અને કેટલું બધુ ઉંડાણ સુધી

જનારૂં છે, સૂક્ષ્મદર્શી છે, અગાધ છે, એની બીજાને પણ સમજ કરાવવાની જરૂર છે. ધર્મ એ હિતકારી છે અને પ્રવચન જીવોને એ ધર્મ પમાડવા માટે છે, સંસાર પોષવા માટે નહિ! પ્રવચન ધર્મમા પ્રેરણા કરવા માટે છે રોકવા માટે નહિ! છતા જયારે એ પ્રવચન અમુકને ધર્મ-સાધના અને ધર્મ-દાનના નિષેધ કરે છે, તો તેની પાછળનું ઊંડું રહસ્ય અને દીર્ઘ દૃષ્ટિ, એ ખાસ આલોચન માગે છે.

એજ રીતે પ્રવચનની ગભીરતા સમજવા આ પણ એક વિચારણા છે, કે યોગની પૂર્વસેવામા પોતપોતાના ઇષ્ટ દેવોને મધ્યસ્થભાવે સેવવાનું કહેનાર આ પ્રવચન સમ્યગ્દર્શનની ભૂમિકામા વીતરાગ સર્વજ્ઞ શ્રી અરિહંત પરમાત્મા સિવાય અન્યને ન માનવાનું કહે છે! શ્રાવકને માટે અરિહંતની દ્રવ્યપૂજા અવશ્ય કર્તવ્ય અને ગુણરૂપ કહેનારૂ જિનશાસન સાધુને માટે અકર્તવ્ય અને દોષકારી કહે છે! રાગ-દ્વેષને સંસારનું કારણ કહેનારૂં આ પ્રવચન પ્રશસ્ત રાગ-દ્વેષને કર્તવ્ય કહે છે! આવા આવા વિધિનિષેધોમા પ્રવચનની ગંભીરતા સમજવા જેવી છે. એમ જિનપ્રવચનમા સરાગ સયમથી મોક્ષ ન મળે એ વિધાન સાથે એના દ્વારા જ વીતરાગ સંયમ પામ્યાના મળતા દૃષ્ટાન્તો; કર્મના બધ-ઉદય-ઉદીરણા, સક્રમણ વગેરેના સૂક્ષ્મ ભેદો અને સૂક્ષ્મ પ્રક્રિયા, ક્ષપકશ્રેણીમા ચઢનારા જીવમા પણ સૂક્ષ્મ વેદોદય અને રાગની વિદ્યમાનતા; અહિંસાદિ મહાવ્રતોવાળા મિથ્યાદૃષ્ટિ જીવમા પણ મિથ્યાત્વના ઉદયને લીધે ઉચ્ચ ગુણસ્થાનકનો અભાવ, વિવિધ ધર્મોને માટે વિવિધ યોગ્યતાના સૂક્ષ્મ પ્રકારો, સાધુજીવનના આચારો અને પ્રાયશ્ચિત્તોની સૂક્ષ્માતિસૂક્ષ્મ વિચારણા;...આવુ આવુ તો કેટલુંય ભર્યું પડ્યું છે, જે પ્રવચનની મહાગંભીરતાનો ખ્યાલ આપે છે.

સર્વજ્ઞ અરિહંતના પ્રવચનની એ ગભીરતાઓનો માર્મિક ખ્યાલ કરવામા આવે તો સમજાય કે તેની આગળ અસર્વજ્ઞતા દર્શનોમા એવી ગંભીરતા નથી, એટલુ ઉંડાણ નથી, સૂક્ષ્મતા નથી. એ સમજણ થયા પછી તો ઇતરદર્શનો કરતા જિનપ્રવચન કેટલુ બધુ ઊંચુ છે, અધિક છે, તેનો ખ્યાલ આવી શકે છે, અને તે પોતે સમજીને બીજાને ય સમજાવવુ જોઈએ.

**શાસ્ત્રની ત્રિવિધ પરીક્ષા.** જિન-પ્રવચનની વિશાલતા, ગભીરતા, ઉચ્ચતા, ઉચ્ચહિતકારિતા વગેરે શ્રદ્ધા માત્રથી નથી કહેવાતુ, પક્ષપાતથી નથી કહેવાતુ, પરંતુ કોઇ પણ આગમની શુદ્ધતા તપાસવા જે ત્રિવિધ પરીક્ષા છે, એ બધી જ પરીક્ષામા જિનાગમ, જિનપ્રવચન શુદ્ધ રીતે પસાર થાય છે, માટે કહેવાય છે. સોનાની જેમ શાસ્ત્રની પણ ત્રણ પરીક્ષા કષ, છેદ અને તાપની છે.

**(૧) કષ-પરીક્ષા:** પહેલી પરીક્ષા કરવા સોનાને કસોટી પર કસી જોવામા આવે છે, 'સોનાની રેખા પડે છે કે પિત્તળની?' એમ શાસ્ત્રને પણ પહેલું કસોટી પર પરખવાનું હોય છે. એની કસોટી-પરીક્ષામા 'શાસ્ત્રમાં ઉચિત વિધિ-નિષેધો છે કે નહિ,' તે જોવાનું હોય છે. વિધિ એટલે વિધાનો, દા૦ ત૦ 'તપ કરો, ત્યાગ કરો, ધ્યાન કરો,' વગેરે કરવાના આદેશ. નિષેધ એટલે અમુક ન કરવાના આદેશ. દા. ત હિસા ન કરો, અસત્ય ન બોલો, ચોરી ન કરો. ' વગેરે. આ યોગ્ય વિધિ-નિષેધ છે. એથી તદ્દન ઉલટુ કહેવામા આવે તો એને યોગ્ય વિધિ નિષેધ ન કહેવાય બાકી 'તપ કરો, ધ્યાન કરો,' વગેરે એકલુ જૈનદર્શન કહે છે એવું નથી, બીજા પણ કહે છે એમ, 'હિસા ન કરવી, જૂઠું ન બોલવુ' વગેરે. નિષેધ બીજા પણ કહે છે. તો જે જે શાસ્ત્ર આવા વિધિનિષેધ ફરમાવે, તે જ કષ પરીક્ષામા પસાર ગણાય.

**છેદ-પરીક્ષા:** કસોટીમાં પાર ઉતર્યા પછી સોનાની બીજી છેદપરીક્ષામા સોનાના ટૂકડા કરીને તપાસવામાં આવે છે, કે આ સોનું ઉપરથી ગિલેટ અને ઓપવાળું છે, પરતુ અંદર કથિર તો નથી ને? એમ શાસ્ત્રની બીજી છેદપરીક્ષા એ છે કે શાસ્ત્ર ફરમાવેલા વિધિ અને નિષેધોનુ પાલન થઈ શકે એવી ક્રિયા અને આચારો બતાવ્યા હોય, અર્થાત્ વિધિ-નિષેધને અનુકૂળ, વિધિ-નિષેધને સંગત, એવા આચાર-અનુષ્ઠાનો ફરમાવ્યા હોય, આ પરીક્ષામા કેટલાય દર્શનો પાછા પડે છે.

દા. ત. વેદોમા નિષેધ તો કર્યો કે જીવોની હિંસા ન કરવી; પરંતુ વળી અન્યત્ર કહે છે, 'શત્રુનો નાશ કરવા શ્યેનયાગ કરવો!' એમ બીજા બીજા બકરાદિના યજ્ઞ ફરમાવ્યા છે, આ યજ્ઞની ક્રિયા હિંસાના નિષેધ સાથે અસંગત છે.

એમ એક સ્થળે વિધાન કર્યું છે કે-'બ્રહ્મચર્ય પાળવું.' પરંતુ આચાર એ બતાવે છે કે 'ઋતુ-કાળમા વિષયભોગ અવશ્ય કરવો!' અથવા '**अपुत्रस्य गतिर्नास्ति,**' 'પુત્ર વિના સદ્‌ગતિ નહિ.' એમ કહે છે! એનો અર્થ એ થાય કે 'પુત્ર માટે અબ્રહ્મ સેવવું.'

વિધાન તરીકે વળી એક સ્થળ છે કે 'આત્મ-દર્શન કરવું.' પરંતુ તે માટે ઘર છોડી વનવાસમા જઈ સજીવ વનસ્પતિ-ભક્ષણ કરવા અને અગ્નિતાપ સહેવાનું નિર્દેશ્યું! અહીં પ્રથમતઃ તો વનસ્પતિના અને અગ્નિના આત્માનુ જ અદર્શન કર્યું! પછી સ્વાત્માનું દર્શન શી રીતે થાય? ત્યાં વનસ્પતિ અને અગ્નિના સ્થાવર જીવ ઉપરાત એ ફળફૂલ તથા કાષ્ઠાદિની નિશ્રાએ રહેલા બીજા કેટલાય ત્રસ જીવ મરે! કમઠ તાપસના કાષ્ઠમા સર્પ પૂરાયો હતો, તે બિચારો અડધો-પડધો બળી ગયો હતો. તો એ આચાર-ક્રિયા મૂળ હિંસાનિષેધને પ્રતિકૂળ ગણાય, તેમજ આત્મદર્શનનું જે વિધાન '**आत्मवत् सर्व-भूतेषु यः पश्यति स पश्यति**'તેને પણ પ્રતિકૂળ ગણાય. બીજા જીવોમા પોતાના જેવી સુખદુ:ખની લાગણી જોઇ એમને પ્રતિકૂળ ન આચરે તે જ સ્વાત્માને જોનારો કહેવાય; તે જ આત્મ-દર્શન કરનારો છે.

ત્યારે જૈનદર્શનમા અહિંસાને અને આત્મ-દર્શનને અનુકૂળ ક્રિયાઓ કહી છે, આચાર બતાવ્યા છે. સમિતિ, બ્રહ્મચર્યની ૯ વાડ, ગુપ્તિ, ૧૨ પ્રકારના તપ, ૫૭ પ્રકારે સંવર, વગેરે આચાર બતાવ્યા છે. તે આચારો વિધિ-નિષેધોને પોષે એવા છે. કેમકે સમિતિમા સૂક્ષ્મ જીવોની પણ હિંસા ન થાય એ રીતે જોઇ તપાસી ગમનાગમન, પૂંજીપ્રમાર્જી ઉઠ-બેસ અને વસ્તુની લે-મૂક, પોતાના નિમિત્તે નહિ બનાવેલી નિર્દોષ મધુકરી ભિક્ષા, સત્ય અને હિતકારી પ્રિય વચનવ્યવહાર, વગેરે કરવાના હોય છે. એમ પાચ મહાવ્રત, તપ, ધ્યાન, આત્મસંશોધન, વગેરે વિધિને અને હિંસાદિ પાપોના..યાવત્ પરપરિણતિ—પરરમણતા માત્રના નિષેધને સિદ્ધ કરી આપે તેવી મનોગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ, તેમજ પંચાચારના કેઈ પ્રકારો, વગેરે આચાર અનુષ્ઠાનો જૈનદર્શનમા ફરમાવ્યા છે.

(૩) **તાપપરીક્ષા.** સોનાની ત્રીજી પરીક્ષામા સોનાને અગ્નિમાં તપાવવામા આવે છે, તેમ શાસ્ત્રની તાપ પરીક્ષા એટલે શાસ્ત્રમા વિધિ નિષેધો, અને આચાર અનુષ્ઠાનો ઘટી શકે એવા સિદ્ધાન્ત માન્ય કરેલા હોય. કદાચ શાસ્ત્રમા વિધિનિષેધ ને આચાર યોગ્ય કહેવાયા હોય, પણ જો સિદ્ધાન્ત એવા પ્રરૂપ્યા હોય કે એના આધાર પર એ આચારો સંગત ન થઈ શકે તો તાપ—પરીક્ષામા એ પસાર થયુ ન ગણાય.

દા. ત. બૌદ્ધદર્શનમા સિદ્ધાન્ત એવો કહ્યો કે 'આત્મા એકાન્તે ક્ષણિક છે,' તો ત્યાં આત્મ-દર્શનનો વિધિ અને હિંસાનો નિષેધ ન ઘટી શકે. કેમકે આત્મા ક્ષણિક એટલે બીજી જ ક્ષણે નાશ પામનારો. એ સ્થિતિમા પછી આત્મદર્શનનો આદેશ કોણે બજાવવાનો? ત્યારે જીવમાત્ર બીજી ક્ષણે જો આપમેળ નાશ પામે છે તો ત્યા હિંસા શી રીતે? એમ યમ, નિયમ આદિ આચારોનો દીર્ઘ અભ્યાસ કરવાનો છે. આચારનો વારવાર અભ્યાસ થાય ત્યારે તે આત્માને વિધિ-નિષેધ સિદ્ધ કરવા તરફ, આત્મસાત્ કરવા તરફ લઈ જાય છે. પરંતુ તે તો આત્મા નિત્ય ટકવાનો હોય તો ને? એકાન્ત ક્ષણિક હોય તો તો બીજી ક્ષણે જ તે નાશ પામે છે પછી સિદ્ધ કરનાર કોણ?

એમ આત્મા એકાન્તે નિત્ય હોવાનો સિદ્ધાન્ત માનનારના મતે આત્મા નિત્ય એટલે તો એમા પરાવર્તન થવાનુ જ નહિ! તો આચાર પાળવાનું શું પ્રયોજન? પરાવર્તન તો થવાનુ નથી; માટે

યમનિયમાદિ આચાર-પાલન વ્યર્થ છે! એટલે, આત્મા શું ક્ષણિક કે શું નિત્ય, એકાન્ત સિદ્ધાન્ત માનવામાં વિધિ-નિષેધ અને આચારનો અમલ સંગત થઇ શકે નહિ તેથી તે શાસ્ત્ર તાપ-પરીક્ષામા પસાર ન ગણાય.

એમ આત્મા એકાન્તે ક્ષણિક જ હોય તો શુભાશુભ કર્મથી બંધાવાનું કોને? ભોગવવાનું કોને? કર્મના બંધનોમાથી છૂટીને મોક્ષ કોણે પામવાનો? ત્યારે આત્મા જો એકાન્ત નિત્ય હોય, તો તો એ પરાવર્તનને માટે અસહિષ્ણુ છે, પછી વિધિના ભંગથી અને નિષેધના આચરણથી બદ્ધ બનવા તરીકેનું પરાવર્તન કોનું? તેમ એવી બદ્ધ અવસ્થામાથી વિહિતનું પાલન અને નિષિદ્ધના ત્યાગ દ્વારા મુક્ત બનવારૂપ પરાવર્તન કોનું? એ તો આત્મા કથચિત્ નિત્યાનિત્ય હોવાનો સિદ્ધાન્ત સ્વીકારાય, આત્મા આત્મદ્રવ્યરૂપે નિત્ય, અને કર્તૃત્વ, ભોકર્તૃત્વ, બદ્ધત્વ, મુક્તત્વ, વગેરે પર્યાયરૂપે અનિત્ય મનાય, તો વિધિ—નિષેધ અને આચારો સંગત કરી શકાય, તો જ તાપપરીક્ષામા પસાર થવાય. આવી પરીક્ષામા જૈન આગમો પસાર થાય છે માટે તે વિશુદ્ધ શાસ્ત્ર છે. આમ સર્વજ્ઞ એવા જિનેન્દ્રદેવના વચનની સર્વાંગીણ વિશુદ્ધિ, અને અસર્વજ્ઞના પ્રવચનોમા રહેલી પરીક્ષાની અસહિષ્ણુતા, તથા ફલત સર્વાંગીણ વિશુદ્ધિનો અભાવ, એ તપાસવી જરૂરી છે.

### વ્યાપ્તીતર-વિભાગજિન: પ્રવચનની વ્યાપકતા, અન્ય દર્શનોની અવ્યાપકતા —

ગભીરતા અને અધિકતા તપાસવા ઉપરાત આગળ કહે છે કે '**અપેક્ષિતવ્યો વ્યાપ્તિ-ઇતર-વિભાગ:**।' અર્થાત્ જિનદર્શનની બીજા દર્શનોમા વ્યાપ્તિ અનુગમ અને બીજાઓની જિનદર્શનમા અ વ્યાપ્તિ, એના પર ખાસ મદાર બાધવા જેવો છે, ખાસ લક્ષ આપીને ચાલવા જેવુ છે, જેથી જિનદર્શનની સપૂર્ણતા અને અન્ય દર્શનની અપૂર્ણતા સહિત સત્યવિરોધકતાનો ખ્યાલ આવી શકે, અને તેથી આ મોંઘેરા માનવજીવનમા જિનોક્ત-તત્ત્વ ઉપર અટલ શ્રદ્ધા અને જિનોકત માર્ગનું જ એક માત્ર અનુસરણ સિદ્ધ કરી શકાય; માનવજીવનની ઉચ્ચ સફળતા પ્રાપ્ત કરી શકાય. અહી જિન-પ્રવચનની બીજા દર્શનોમા વ્યાપ્તિ, અને બીજાઓની જિનદર્શનમા અવ્યાપ્તિ કહેવામા આવી છે વ્યાપ્તિ એટલે અનુગમ, અર્થાત્ જિનપ્રવચન બીજાઓમા અનુગત છે, બીજાઓ જિનદર્શનમા અનુગત નથી. કારણ એ છે કે જિનદર્શન સર્વ નયમતોને અનુસરનારૂ છે, માનનારૂ છે, ત્યારે બીજા દર્શનો એક નયને સ્વીકારનારા છે. નય એટલે દૃષ્ટિ, નય એટલે અપેક્ષા, અને મત એટલે સિદ્ધાન્ત. નયમત એટલે અમુક અમુક દૃષ્ટિએ માન્ય કરાતા સિદ્ધાન્તો.

**સાતનય**· આમ તો વસ્તુને જોવાના જેટલા દૃષ્ટિબિન્દુઓ તેટલા નય કહેવાય પરન્તુ જૈનદર્શન એ દૃષ્ટિઓને જુદી જુદી રીતે વિભાગ કરી બતાવે છે. દા. ત. હજાર વિભાગ કરી **સહસ્રાર નયચક્ર** કહે છે, એમ સો વિભાગ કરી **શતાર-નયચક્ર**, કહે છે, બાર વિભાગ કરી **દ્વાદશાર નયચક્ર** કહે છે, સાત વિભાગ કરી **સપ્તનય** ઇત્યાદિ બતાવે છે. એમા ચાલુ પ્રસિદ્ધ સગ્રહ સાત નયોનો છે, તે સાતનયો નૈગમ, સંગ્રહ વગેરે છે. એમા નૈગમ નયદૃષ્ટિ વસ્તુને સામાન્યરૂપે ય જુએ છે, અને વિશેષરૂપે ય જુએ છે. સંગ્રહ નયદૃષ્ટિ કેવળ સંગ્રહરૂપે અર્થાત્ સામાન્યરૂપે જ જુએ છે વ્યવહાર નયદૃષ્ટિ વસ્તુને લોકવ્ય-વહારની દૃષ્ટિએ જુએ છે. ઋજુસૂત્ર નયદૃષ્ટિ વસ્તુને વર્તમાન સ્થિતિમા અને પોતાની દૃષ્ટિએ જ જુએ છે. આ ચાર અર્થનયો છે, ત્યારે શબ્દનયો ત્રણ છે. એમા **સાંપ્રતનય** વસ્તુના સમાન લિંગ-વચનવાળા નામની દૃષ્ટિએ જુએ છે. **સમભિરૂઢનય** વસ્તુના નામની વ્યુત્પત્તિની—દૃષ્ટિએ જુએ છે, ત્યારે **એવંભૂત** નામનો નય એજ વ્યુત્પત્તિ—અર્થ જે અવસ્થામા ઘટતો હોય. સક્રિય હોય, તે અવસ્થાની દૃષ્ટિએ વસ્તુને જુએ છે જૈનદર્શન તો આ બધી નયદૃષ્ટિઓથી પ્રાપ્ત થતા વસ્તુના બધા સ્વરૂપને માને છે, ત્યારે બીજાં દર્શનો એમાના કોઇ કોઇ નયની દૃષ્ટિએ પ્રાપ્ત થતા વસ્તુસ્વરૂપને સ્વીકારે છે

**સાત નયોમાં ભિન્ન ભિન્ન દર્શન.** ન્યાય-વૈશેષિક દર્શન નૈગમ નયદૃષ્ટિને અનુસરે છે; પૃથ્વીત્વ, ઘટત્વ, સત્તા વગેરે સામાન્યોનું જગતમા સ્વતન્ત્ર અસ્તિત્વ માને છે, તેમજ પરમાણુ-પરમાણુએ સ્વતન્ત્ર વિશેષ પદાર્થ છે, એ માન્યતા ધરાવે છે. વેદાન્ત-દર્શન સંગ્રહ-નયદૃષ્ટિએ એક જ સત્ એવા પરમબ્રહ્મને પારમાર્થિક તત્ત્વ તરીકે માને છે. **સાંખ્યનય** આખા જગતની ઘટમાળ પુરુષતત્ત્વની સાથેના એક જ પ્રકૃતિ તત્ત્વ ઉપર માને છે. વિશ્વમાં સત્ત્વ-રજસ્-તમસ્ એ ત્રિગુણાત્મક પ્રકૃતિનાં જ વિવિધ રૂપકો દેખાય છે એમ કહે છે. **ચાર્વાક દર્શન** અર્થાત્ આત્માનું અસ્તિત્વ નહિ માનનારૂં નાસ્તિક દર્શન વ્યવહાર નયદૃષ્ટિથી વસ્તુસ્વરૂપ સ્વીકારે છે. જીવો પોતાની કાયામાં જ 'હું'પણાનો વ્યવહાર કરે છે, માટે એ નાસ્તિક દર્શન કહે છે કે કાયા એજ આત્મા છે! **બૌદ્ધ દર્શન** ઋજુસૂત્ર નયના આધારે ચાલે છે, અને વસ્તુને વર્તમાન અવસ્થાએ જ સત્ માની વસ્તુમાત્રને ક્ષણિક કહે છે. વ્યાકરણ અર્થાત્ શબ્દને મુખ્ય કરીને ચાલનારા દર્શનો સાંપ્રત વગેરે નયદૃષ્ટિને અનુસરે છે. **સાંપ્રત નય** જુએ છે કે ઘડો, કુંભો, કળશ વગેરે એક જ પુલિંગ અને એકવચનવાળા શબ્દ છે; તો ઘડાને, કુંભને, કળશને એક જ જાતની વસ્તુ કહે છે. જો લિંગ કે વચન ફરે, દા. ત. ઘડી, કોઠી વગેરે, અથવા ઘડા, કુંભા વગેરે બોલાય તો તે પેલા કરતા જુદી વસ્તુને સૂચવે છે. **સમભિરૂઢ નયદૃષ્ટિ** વસ્તુના નામની વ્યુત્પત્તિ અર્થાત્ શબ્દાર્થ જોઈને જ વ્યવહાર કરે છે, દા. ત. સંઘ કાઢયો હોય તે સંઘવી, વકિલાતનો ધંધો હોય તે વકીલ, પરંતુ એનો છોકરો કે પોતરો હોવા માત્રથી સંઘવી કે વકિલ ન કહેવાય. ત્યારે **એવંભૂત નયદૃષ્ટિ** તો એ જુએ છે કે એ શબ્દાર્થ જે કાળે સક્રિય હોય તે જ વખતે એ એને લાગુ પડે. દા. ત. સંઘ લઈને જતો હોય ત્યારે જ તે સંઘવી, પણ પછી કોઈના સંઘમાં જતો હોય ત્યારે તે સંઘવી નહિ; અને તેથી આ દૃષ્ટિએ ત્યા વ્યવહાર પણ એવો જ થાય છે! સંઘમાં આગળ કરવો, માળ પહેરાવવી વગેરે ક્રિયા તે સંઘને લઇને જનાર સંઘવી ઉપર થાય છે, કોઈ જૂના સંઘવી ઉપર નહિ.

**ભિન્નભિન્ન નયયુગલ:**—શબ્દનય-અર્થનયની જેમ દ્રવ્યનય-પર્યાયનય, અર્થાત દ્રવ્યાર્થિક નય-પર્યાયાર્થિકનય, નિશ્ચયનય અને વ્યવહારનય, જ્ઞાનનય અને ક્રિયાનય, એવા એવા દૃષ્ટિ-વિભાગો છે.

દ્રવ્યનય વસ્તુનુ ઉપાદાનભૂત મૂળદ્રવ્ય જ જુએ છે, ત્યારે પર્યાયનય વસ્તુની ભિન્ન ભિન્ન અવસ્થા જ જુએ છે. **સાંખ્યદર્શન** દ્રવ્યાર્થિક નયદૃષ્ટિથી આત્મને સદા શુદ્ધ અને કુટસ્થ નિત્ય કહે છે. (આનું સ્પષ્ટીકરણ 'આઇગરાણું' પદની વ્યાખ્યામા આવશે.) તો **બૌદ્ધદર્શન** પર્યાયાર્થિક દૃષ્ટિથી વસ્તુની ક્ષણે ક્ષણે અવસ્થા ફરતી હોવાના હિસાબે વસ્તુને ક્ષણિક માને છે.

**નિશ્ચયનય** વસ્તુના આંતરિક અને અંતિમ સ્વરૂપને વસ્તુસ્વરૂપ તરીકે સ્વીકારે છે. દા ત પૂછવામા આવે કે સમ્યગ્દર્શન એટલે શું? તો આ નિશ્ચયનય કહે છે કે 'અમલમાં ઉતરેલી તત્ત્વશ્રદ્ધા ને સમ્યગ્દર્શન કહેવાય; અર્થાત્ ૭ મે ગુણસ્થાનકે અપ્રમત્તસંયમની અવસ્થાએ સમ્યગ્દર્શન હોય, તે પૂર્વેની અવસ્થાઓમા નિશ્ચયનયના મતે સમ્યગ્દર્શન હોઇ શકે નહિ. ત્યારે વ્યવહારનય વસ્તુના બાહ્ય સ્વરૂપને, વ્યવહારમા આવતા સ્વરૂપને વસ્તુસ્વરૂપ તરીકે માને છે. દા. ત. મિથ્યાત્વીનો અસંગ, પરમાર્થસંસ્તવ (પરિચય) વગેરે બાહ્ય વ્યવહારમા સમ્યગ્દર્શન હોવાનું આ નય ને સંમત છે, અને તે મુજબ એ વ્યવહાર કરે છે

**જ્ઞાનનયની દૃષ્ટિ** જ્ઞાનથી જ મોક્ષ, જ્ઞાનથી જ સાધના, જ્ઞાનથી જ કાર્યસિદ્ધિ માને છે. એ કહે છે, "આત્માજ્ઞાનભવં દુઃખમાત્મજ્ઞાનેન હન્યતે: આત્માના અજ્ઞાનથી દુ:ખ છે, તે આત્મજ્ઞાનથી હણાય છે." શુક્લધ્યાનરૂપી જ્ઞાનથી કૈવલ્ય મળે છે, ત્યા ક્રિયાની કિંમત નથી. ડોકટર અને ગુંડો-બંને ય જીવ પર છરી ફેરવે, પણ બંનેની કલ્પના જુદી હોય છે માટે એક ઉપકારી ગણાય છે, અને બીજો

દુશ્મન મનાય છે. ત્યારે **ક્રિયાનયવાળો** કહે છે કે–" ક્રિયાથી જ મોક્ષ થાય. ક્રિયાથી જ કાર્યસિદ્ધિ થાય. તપ, સંયમ, . યાવત્ શૈલેશીકરણ વગેરે ક્રિયાથી કર્મક્ષય થાય છે. તરવાની ક્રિયા કરે તો તરી શકે છે; ઔષધ ખાવાની ક્રિયા કરે તો રોગ મટે છે, પરંતુ તરવાના કે ઔષધના જ્ઞાનમાત્રથી કંઈ વળે નહિ."

આ રીતે નયો અનેક છે, તેમાથી એકેક નય લઈને તે તે દર્શન પ્રવર્તે છે, ત્યારે જૈનદર્શન બધા નયોને ન્યાય આપે છે. દરેક નય પર પ્રાપ્ત થતા સિદ્ધાન્તને અને વસ્તુસ્વરૂપને સ્વીકારે છે. માટે કહેવાય છે કે જૈનદર્શનની વ્યાપકતા છે, બીજા દર્શનોની નહિ.

પ્ર૦–બીજા દર્શનોએ ભલે એકેક નયનો આશ્રય લીધો, પણ તેથી તે દર્શન મિથ્યા તો નહિ ને ?

ઉ૦.–બીજા દર્શનો કોઈ એકેક અપેક્ષા લઈ એકેક સિદ્ધાન્ત ઘડે છે ખરા, પણ બીજી અપેક્ષાએ પ્રાપ્ત થતો બીજો સિદ્ધાન્ત નામંજુર કરે છે, માટે તે દર્શન મિથ્યા ઠરે છે. ત્યારે જૈનદર્શન બધી અપેક્ષાઓને ન્યાય આપી એના પર પ્રાપ્ત થતા વિવિધ સિદ્ધાન્તોને મંજૂર રાખે છે, તેથી એ સમ્યગ્ દર્શન કહેવાય, અને તેથી સહજ રીતે જૈનદર્શનની વ્યાપકતા ગણાય, બીજાં દર્શનોની નહિ. એકેક નય પર ચાલનારૂં કોઈપણ દર્શન એવો દાવો ન રાખી શકે કે 'હુ સર્વનયવાદી જૈનદર્શનમા બધી બાજુએ ઓતપ્રોત છું', અર્થાત્ જિનદર્શનના બધા દૃષ્ટિબિન્દુઓ મારામા આવી જાય છે.' ત્યારે જિનદર્શન સચોટપણે એમ કહી શકે છે કે 'ઇતર દર્શનોના બધા જ દૃષ્ટિબિન્દુ મારામા સમાઇ જાય છે.'

**દ્રવ્યદૃષ્ટિ અને પર્યાયદૃષ્ટિ**–આ વસ્તુને દૃષ્ટાન્તથી જોઇએ તો બૌદ્ધ દર્શન વસ્તુની પલટાતી અવસ્થાઓની અપેક્ષાએ અર્થાત્ પર્યાયદૃષ્ટિથી વસ્તુને જુએ છે, તો તેથી એણે વસ્તુ અનિત્ય, યાને ક્ષણિક જ હોવાનો સિદ્ધાન્ત માન્ય કર્યો. ત્યારે ન્યાયાદિ દર્શનો આત્મા, પરમાણુ આદિ વસ્તુને એના મૂળ સ્વરૂપની અપેક્ષાએ જુએ છે, એટલે કે દ્રવ્યદૃષ્ટિથી જુએ છે, તો એમણે એ વસ્તુ નિત્ય જ હોવાનો સિદ્ધાત માન્ય કર્યો. બંનેએ એકેક અપેક્ષાને સ્વીકારી, બને એકેક નયના માર્ગે ચાલ્યા. ત્યારે જૈનદર્શન દ્રવ્યદૃષ્ટિ ને પર્યાયદૃષ્ટિ, બને દૃષ્ટિઓની અપેક્ષા સ્વીકૃત કરે છે, અને તેથી એ વસ્તુ એકલી નિત્ય કે એકલી અનિત્ય ન માનતા વસ્તુ નિત્યાનિત્ય હોવાનો સિદ્ધાન્ત સ્વીકારે છે. એટલે જ જૈનદર્શનની બીજા દર્શનોમા વ્યાપિતા કહેવાય, પણ બીજાની જૈનદર્શનમા વ્યાપિતા નહિ

વાત પણ સાચી છે કે વસ્તુમા સર્વાંગીણ વાસ્તવિકતા જોવી હોય તો વસ્તુના સઘળા પાસા તપાસવા જોઈએ. એ તપાસતા એ સમજાશે કે માત્ર વસ્તુમા દ્રવ્ય પાસુ છે, ને પર્યાય પાસુ નથી,–એવુ નથી, અથવા એકમાત્ર પર્યાયપાસુ છે, પણ દ્રવ્યપાસુ નથી,–એવુ પણ નથી પરંતુ દ્રવ્યપાસુ ય છે, અને પર્યાયપાસુ પણ છે. એ હિસાબે નિત્યાનિત્યતાનો સિદ્ધાન્ત સિદ્ધ થાય છે. એમજ વસ્તુના બીજાં વિવિધ પાસાઓ જોતા ભેદાભેદનો સિદ્ધાન્ત, સદ્ અસતનો સિદ્ધાન્ત, વગેરે કેઈ સિદ્ધાન્તોને જૈનદર્શને અપનાવેલા છે. ત્યારે, ઇતર દર્શનો વસ્તુનું એકેક પાસુ જુએ છે, તેના પર કા એકલો ભેદ માને છે, અથવા એકલો અભેદ સ્વીકારે છે, એકલી સદ્રૂપતા કહે છે, અથવા એકલી અસદ્રૂપતાને પ્રરૂપે છે. એ પાછા એવા એકપક્ષી ધર્મ માનવા ઉપરાત પ્રતિપક્ષીધર્મનો વિરોધ કરે છે! અર્થાત્ એકાત નિત્યતા, ભેદ, વગેરે માનનારૂં દર્શન અનિત્યતા, અભેદ વગેરે વસ્તુસ્થિતિનો સાફ સાફ ઇન્કાર કરે છે! એથી તે દર્શનો માત્ર અધુરા જ નહિ પણ અસત્ય ઠરે છે. એથી જ નદીઓ અને સમુદ્રનું દૃષ્ટાત આપી કહેવાય છે કે "જેમ નદીઓ સમુદ્રમા અંશ રૂપે છે, પરંતુ સમુદ્ર નદીઓમા નથી, એવી રીતે બીજાં દર્શનો જૈનદર્શનમા અંશ રૂપે છે, પરંતુ જૈનદર્શન બીજાઓમા અંશરૂપે પણ નથી."

**જૈનદર્શનમાં બીજાં દર્શનો, બીજામાં જૈનદર્શન નહિઃ**–

પ્ર૦ – પહેલા તો તમે કહી આવ્યા ને કે જૈનદર્શનનો બીજાં દર્શનોમાં અનુગમ છે; પછી અહીં બીજા દર્શનોમા જૈનદર્શનનું આંશિક અસ્તિત્વ પણ કેમ નિષેધો છો?

ઉ૦ પૂર્વે અનુગમનો જે અર્થ કહેવામા આવ્યો છે, તે વાસ્તવિક વિચારાય તો આ પ્રશ્ન નહિ ઊઠે ફરીથી અનુગમનો સ્પષ્ટ અર્થ સમજી લો. 'અનુગમ'નો અર્થ એ છે કે સર્વનયવાદી જૈનદર્શનના વક્તવ્યમા એકેક નયવાદી દર્શનના વક્તવ્યોમાથી કોઈ પણ નયવાદીનું વક્તવ્ય બાકી રહી જતું નથી. ત્યારે બીજાં દર્શનોના વક્તવ્યમા જૈનદર્શનનું ઘણુ ઘણું વક્તવ્ય બાકી રહી જાય છે. આનું જ નામ જૈનદર્શનનો અન્યદર્શનોમા અનુગમ, વ્યાપ્તિ; અને ઇતર દર્શનોનો જૈનદર્શનમા અનનુગમ, અવ્યાપ્તિ. પરંતુ આનો એ અર્થ ન સમજવો કે જૈનદર્શનનો બીજાં દર્શનોમા આંશિક સમાવેશ છે. આનું કારણ, ઉપર કહી આવ્યા તેમ ઇતર દર્શન સંપૂર્ણ સત્યના અમુક અંશનો અપલાપ કરે છે, તે છે. સત્યના એક પણ અંશનો જે દર્શન અપલાપ કરે તેમા સંપૂર્ણ સત્યવાદી દર્શનનો સમાવેશ શી રીતે ઘટી શકે? માટે જ કહેવામા આવ્યું છે કે 'જેમ સમુદ્રમા નદીઓ છે, પણ નદીઓમા સમુદ્ર નહિ. તેમ જૈનદર્શનમા બીજાં દર્શન ખરા, બીજાં દર્શનોમા જૈનદર્શન નહિ.'

તાત્પર્ય એ છે કે વસ્તુને વિવિધ અપેક્ષાઓથી જોતાં જે જે સિદ્ધાન્ત તરી આવે, તે તે સિદ્ધાન્ત માનવા જ જોઇએ. દા. ત. માટીનો ઘડો બને છે ત્યાં માટી જે પહેલાં ઘડારૂપે નથી હોતી તે ઘડારૂપે બની જાય છે. ન હોવું ને બની જવુ એટલે નવા તરીકે ઉત્પન્ન થવુ. આમ માટી જ ઘડાસ્વરૂપે ઉત્પન્ન થાય છે, અને જ્યારે માટી ઘડાસ્વરૂપે છે ત્યારે પિંડારૂપે નથી, તેથી પિંડારૂપે નાશ પણ પામી ગણાય વળી ઘડામાથી માટીપણું ગયું નથી, અર્થાત્ માટી તરીકે તે કાયમ જ છે; તો આ રીતે એક જ વખતે માટીમા ઉત્પત્તિ, નાશ અને કાયમપણું આ ત્રણે ય અવસ્થા માનવી જોઇએ. એ ત્રણે ય હોય તો જ સત્પણું છે. 'उत्पाद-व्यय-ध्रौव्ययुक्तं सत्' આ તત્ત્વાર્થ મહાશાસ્ત્રનું સૂત્ર છે.

વળી જુઓ કે, ઘડો માટીમય છે, પરંતુ સુતરમય નથી; અર્થાત્ માટીરૂપે સત્ છે, ને સુતરરૂપે અસત્ છે; જયારે વસ્ત્ર સુતરરૂપે સત્ છે, પણ માટીરૂપે અસત્ છે. આત્મા આત્મારૂપે, અર્થાત્ પોતાના ચૈતન્યની દૃષ્ટિએ નિત્ય છે, પરંતુ પર્યાયદૃષ્ટિએ અનિત્ય છે. અનંત કાળમા એવો કોઇ કાળ નથી કે જયારે આત્મામા ચૈતન્ય ન હોય! જેમ જડ વસ્તુમાં સદા જડતા હોય છે, એમ આત્મામા સદા ચૈતન્ય હોય છે. આત્મા નિત્ય ચેતન સ્વરૂપ છે. આ વાત આત્મદ્રવ્યની અપેક્ષાએ હોવાથી દ્રવ્યદૃષ્ટિની વિચારણા ગણાય. એમ દ્રવ્યદૃષ્ટિએ આત્મા નિત્ય હોવાનો સિદ્ધાન્ત થયો. પરંતુ પર્યાયદૃષ્ટિએ અર્થાત્ એની પલટાતી અવસ્થાની દૃષ્ટિએ જોઇએ તો આત્મા મનુષ્ય બને છે, દેવ બને છે ..વગેરે. અર્થાત્ પર્યાયરૂપે આત્મા પલટાયા કરે છે, માટે પર્યાયદૃષ્ટિએ આત્મા અનિત્ય હોવાનો પણ સિદ્ધાન્ત થયો.

**મોક્ષમાં પણ નિત્યાનિત્યતા:**

પ્ર૦–તો શુ મોક્ષમા પણ આત્મા નિત્યાનિત્ય હોય છે?

ઉ૦–હા, ત્યાં ચેતનરૂપે તો અચળ છે જ; પણ કેવળજ્ઞાન-કેવળદર્શન એ જે જગતના પ્રતિસમયે પલટાતા ભાવોને પ્રત્યક્ષ જુએ છે, તેમા એ પલટાતા વિષયની અપેક્ષાએ પ્રત્યક્ષ જ્ઞાન પણ સમયે સમયે ફરતું ફરતું રહે છે, તે અપેક્ષાએ અનિત્ય પણ ખરો! જ્ઞાન-અવસ્થા આત્માથી તદ્દન જુદી નથી, તેથી જ્ઞાન જેમ ફરે એમ આત્મા પણ ફર્યો ગણાય, માટે આત્મા મોક્ષાવસ્થામા પણ અનિત્ય છે

**કેવળજ્ઞાનમાં પલટા ખરા?:-**

પ્રશ્ન –આત્મા સર્વજ્ઞ થાય એને કેવળજ્ઞાન થયુ; અને કેવળજ્ઞાનમા તો ભૂત, ભવિષ્ય અને વર્તમાન,-ત્રણે ય કાળનું બધું જ્ઞાન થઇ જાય છે, હવે એ જ્ઞાનમાં સમયે સમયે પલટાવનું શું?

ઉત્તર:-કેવળજ્ઞાન એ પ્રત્યક્ષ-જ્ઞાન છે. પ્રત્યક્ષ એટલે સામે જેવી વસ્તુ હોય તેવુ દેખાય. આ ક્ષણે અમુક અવસ્થામા વસ્તુ છે, તો એ વસ્તુને જોનારૂ જે જ્ઞાન, એ જ્ઞાન બીજી અવસ્થામા હોનારી વસ્તુને જોનારા જ્ઞાન કરતા જુદું જ જોઈએ. દા૦ ત૦ આગળી આ ક્ષણે સીધી છે, બીજી ક્ષણે વાકી છે. જ્ઞાન આગળીને સીધી છે ત્યારે સીધી જુએ છે, વાકી થાય ત્યારે વાકી જુએ છે. આગળી વાકી થયા પછી પણ જો સીધી જ જોયા કરે તો તે જ્ઞાન ખોટુ થાય, તેથી પલટાતી વસ્તુનું પ્રત્યક્ષ જ્ઞાન પણ પલટાતુ રહે. જ્ઞાન પલટાય તેમ આત્મા પણ પલટાય, કેમકે જ્ઞાન કાંઈ આત્માથી તદ્દન જુદી વસ્તુ નથી; જેમ સાકરમા મિઠાશ જુદી નથી, સુગંધિદાર પદાર્થથી સુગધ તદ્દન જુદી વસ્તુ નથી. બગીચામાથી આવતી ફૂલની સુગધ પરાગમય જ હોય છે, પરાગથી સુગધ તદ્દન જુદી નથી હોતી સુગધ એ પરાગનો ગુણ છે, અને ગુણ દ્રવ્યમા તન્મય હોય છે. તેમ જ્ઞાન આત્માનો ગુણ છે, સ્વભાવ છે, તો તે જ્ઞાન ગુણ આત્માથી તદ્દન જુદો ન હોઈ શકે; અભિન્ન હોય છે. તે જ્ઞાન પલટાય તો આત્મા પણ સાથે પલટાય જ! સોનાની લગડીમાથી કઠી બનાવી તો સોનું શુ લગડી તરીકે ઉભુ રહે છે. ના, અલબત્ સોના તરીકે કાયમ છે, છતા કંઠી બની ગયા પછી હવે લગડીરૂપે ન જ રહ્યુ, એ તો કંઠીરૂપે પલટો પામ્યુ એમ, આત્મા મૂળગત ચૈતન્ય-સ્વભાવે નિત્ય રહેવા છતા પલટાતા જ્ઞાનરૂપે આત્મા પલટાતો રહે છે તેથી તેને અનિત્ય કહી શકાય. માટે મોક્ષમા પણ આત્મા નિત્યાનિત્ય સિદ્ધ થાય છે.

**એક જ વસ્તુમાં નિત્યતા અને અનિત્યતા બને વિરુદ્ધ નહિ? —**

પ્ર૦-એક જ વસ્તુમા નિત્યતા અને અનિત્યતા, એ શુ વિરુદ્ધ ધર્મો નથી?

ઉ૦: ના, વસ્તુનું સ્વરૂપ જોવા માટે અનેક દૃષ્ટિઓ હોય છે. અમુક દૃષ્ટિએ વસ્તુ નિત્ય જણાય અને અમુક દૃષ્ટિએ અનિત્ય જણાય. ત્યા નિત્યતા અને અનિત્યતા, બંનેને માનવા પડે. આમ, અપેક્ષાઓ અનેક હોવાથી, વસ્તુમા વિરુદ્ધ દેખાતા અનેક ધર્મો સિદ્ધ થાય છે. દા. ત. આત્મા જ્ઞાની કહેવાય છે, કઇ અપેક્ષાએ? પોતાની જાણકારીની અપેક્ષાએ; પણ ગમનાદિ ક્રિયાની અપેક્ષાએ જ્ઞાની નથી કહેવાતો. અર્થાત્ એ ક્રિયાની દૃષ્ટિએ જ્ઞાની નથી, પણ જાણકારીની દૃષ્ટિએ જ્ઞાની છે. એમ અમુક શાસ્ત્રની દૃષ્ટિએ જ્ઞાની હોય અને અન્ય શાસ્ત્રની દૃષ્ટિએ જ્ઞાની ન હોય, એ પણ બને. એથી ફલિત થાય છે કે આત્મા જ્ઞાની છે પણ ખરો, અને નથી પણ ખરો. આત્મા જ્ઞાની હોવા છતા તેને અજ્ઞાની કહેવામાં વિરુદ્ધતા દેખાય છે ખરી; પણ એ વસ્તુસ્થિતિ છે, ત્યા શું થાય? વસ્તુમાત્ર અનેકાત સ્વરૂપવાળી છે. એમ મોક્ષ પામેલા જીવો શું એકાન્તે સિદ્ધ જ છે? ના, સિદ્ધ છે પણ ખરા અને નથી પણ ખરા. પોતાના કર્મક્ષયની દૃષ્ટિએ સિદ્ધ છે, પણ બીજાના કર્મક્ષયની દૃષ્ટિએ સિદ્ધ નથી.

**સત્ અને અસત:** વસ્તુનો વિચાર બે રીતે થાય, એક પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ, બીજો પોતાનામા નહિ એવા બીજાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ. ઘડો **સ્વદ્રવ્ય** માટીની અપેક્ષાએ સત્ કહેવાય; પરંતુ પરદ્રવ્ય સુતરની અપેક્ષાએ અસત્ કહેવાય. અર્થાત્ ઘડો માટીમય છે, પરંતુ સુતરમય નથી એવી રીતે ઘડો **સ્વક્ષેત્ર** રાજનગરની અપેક્ષાએ સત્ કહેવાય; પણ પરક્ષેત્ર પાટણની અપેક્ષાએ અસત્ કહેવાય, અર્થાત્ ઘડો રાજનગરસ્થ છે, પણ પાટણસ્થ નથી. ઘડો છે એટલે સત્, અને નથી એટલે અસત્ તેમ ઘડો જેટલો કાળ ટકે છે તે **સ્વકાળની** અપેક્ષાએ સત્ છે, પણ પછીના કે પૂર્વના પર કાળની અપેક્ષાએ અસત્ છે. ઘડો લાલ હોય તો લાલ **સ્વ-ભાવની** અપેક્ષાએ સત્ છે; અને પરભાવ શ્યામ આદિની અપેક્ષાએ અસત્ છે. વળી કુંભારે ઘડો બનાવ્યો ત્યા, પહેલા તો સ્વ-ભાવ તરીકે કુંભારની માલિકી છે, પરંતુ તે વેચ્યા પછી અન્યની માલિકીનો બને છે. ત્યારે ઘડામાં સ્વ-ભાવ તરીકે બીજાની માલિકી આવે છે, જયારે કુંભારની માલિકી એ પર-ભાવ બની

જાય છે, અને હવે આ કુંભારની માલિકીરૂપ પર-ભાવની અપેક્ષાએ ઘડો સત્ નથી રહેતો કિન્તુ અસત્ બને છે આમ વસ્તુ માત્ર સ્વ-દ્રવ્ય, સ્વ-ક્ષેત્ર, સ્વ-કાળ અને સ્વ-ભાવની અપેક્ષાએ સત્ છે; જ્યારે પર-દ્રવ્ય, પર-ક્ષેત્ર, પર-કાળ અને પર-ભાવની અપેક્ષાએ અસત્ છે.

વસ્તુના વિવિધ પાસાઓને તપાસવા માટે તે તે અપેક્ષાઓથી વિચારવાની આવશ્યકતા રહે છે. અનેક નયો વસ્તુના તે તે અંશનો, તે તે સ્વરૂપનો બોધ કરાવે છે; અને તે યથાર્થ હોય છે. તો અન્ય નયથી સિદ્ધ થતો વિરુદ્ધ દેખાતો અંશ પણ માન્ય રાખવો જોઈએ. દા. ત. સત્ અંશની સામે અસત્ અંશ, દ્રવ્ય અંશની સામે પર્યાય અંશ. આવા અનેક અંશના સાધક અનેક નયોને જૈનદર્શન માન્ય કરે છે, અને તે અનુસારે વસ્તુમાત્રને અનેક ધર્માત્મક માને છે, ત્યારે બીજાં દર્શન એકેક નય માની તે નય પૂરતો ધર્મ સ્વીકારે છે, અને એનો પ્રતિપક્ષરૂપ બીજો નય તથા તેને માન્ય પ્રતિપક્ષી ધર્મ સ્વીકારતા નથી. માટે તે તે દર્શનોની જૈનદર્શન પર વ્યાપિતા હોવાનું કહી શકાય નહિ. જ્યારે, અનેક નયવાદી જૈનદર્શનની એકેક નયવાદી બીજાં દર્શન ઉપર વ્યાપિતા હોવાનું કહી શકાય. બીજી રીતે કહીએ તો જૈનદર્શનમા ઈતર દર્શન એકેક નયના હિસાબે અંશે અન્તર્ભૂત થાય છે, પરંતુ જૈનદર્શન બીજા દર્શનોમાં અંશે પણ અન્તર્ભૂત નથી થતું.

પ્ર૦—ઈતર દર્શનમા જૈનદર્શન ભલે સર્વાંશે અન્તર્ભૂત ન કહેવાય, પરંતુ અલ્પાંશે અન્તર્ભૂત કેમ ન કહેવાય? દા. ત. ન્યાયદર્શને આત્મામા એકલો નિત્ય અંશ માન્યો છે, ત્યારે જૈનદર્શને આત્મામા નિત્યાનિત્ય એટલે કે નિત્ય, અનિત્ય બને અંશ માન્યા છે, તો તેમાથી નિત્ય અંશની દૃષ્ટિ પૂરતી જૈનદર્શનોમાં અન્તર્ભૂતતા કેમ ન કહી શકાય?

ઉ૦—ઈતર દર્શનોમા જૈનદર્શનની અન્તર્ભૂતતા નહિ હોવાનું કારણ એ છે કે ઈતર દર્શનમાં એક નયમતનું વિધાન માત્ર જ હોત તો હજી અન્તર્ભૂતતા કહી શકાત, પરંતુ તેમાં તો બીજા નયમતનો વિરોધ પણ કરવામા આવે છે, તેથી એ દર્શનો સત્યવિરોધક બનવાથી દૂષિત ઠરે છે. એમા સર્વ સત્યો સ્વીકારનાર જૈનદર્શનની અંતર્ભૂતતા કેમ કહી શકાય?

પ્ર૦ જૈનદર્શન નિત્ય, અનિત્ય બંને અંશ માને છે, તેમાથી એક નિત્ય અંશ પૂરતી અન્તર્ભૂતતા શું ન કહી શકાય?

ઉ૦—અહી જ ભૂલ થાય છે. જૈનદર્શન સ્વતંત્ર નિત્ય અંશ નથી માનતું, પરંતુ નિત્ય અને અનિત્ય બંને અંશો સંવલિત થઈને તેમાથી બનેલા સ્વતંત્ર "નિત્યાનિત્ય" ધર્મને માને છે.

નિત્ય અને અનિત્ય બે છૂટા ધર્મ માનવામા યદ્યપિ તે તે ધર્મના ગુણનો લાભ મળે, પણ સાથે તે તે ધર્મના દોષ પણ લાગે! દા. ત. નિત્ય અને અનિત્ય અંશોનો સરવાળો માનવામાં આવે તો નિત્ય અને અનિત્ય અંશોના નિમિત્તે ગુણ-દોષ બને લાગે.

આત્માને 'નિત્ય' માનવામા અલબત્ ગુણ એ છે કે સુકૃત-દુષ્કૃત કર્યા પછી તે સુકૃત દુષ્કૃતના ફળરૂપ પુણ્ય-પાપ ભોગવવા આત્મા જે ટકવો જોઈએ, તે ટકે છે, પરંતુ સાથે સાથે દોષ પણ એ છે કે આત્માને કેવળ નિત્ય જ માનવાથી આત્મામા પરિવર્તન ન થઈ શકે. કેમકે પરાવર્તન નિત્યતામાં બાધક છે! વસ્તુમાં જો પરાવર્તન થાય તો તેને નિત્ય ન કહેવાય, ને નિત્ય હોય તો તેનું પરાવર્તન શી રીતે? આત્મા જો મનુષ્યરૂપે હોય તો મનુષ્યરૂપે જ રહે. દેવાદિ રૂપે ન થઈ શકે! પરંતુ વસ્તુ-સ્થિતિ તો આત્માનું પરાવર્તન દર્શાવે છે આત્મા કાળે કાળે પલટાતો દેખાય છે. આ સત્ય હકિકત એકાંત 'નિત્ય' અંશને માનતા સંગત નથી થતી. તેમજ આત્મા જો નિત્ય હોય તો બદ્ધ-મુક્ત, મનુષ્ય-દેવ, અજ્ઞાની-જ્ઞાની વગેરે પલટાતાં રૂપો કેમ જ ઘટી શકે?

આ રીતે આત્મા જો એકાંત નિત્ય માનવામા આવે તો તે અગે આ ગુણુ–દોષો છે. એમ, જો આત્માને અનિત્ય માનવામાં આવે તો તે અગે પણુ ગુણુદોષો ઉભા થાય છે.

આત્માને અનિત્ય માનવાથી તેનું પરાવર્તન સગત બને. અર્થાત્ પૂર્વના રૂપને ત્યજી પછીના રૂપે ઉત્પન્ન થઇ શકે, આ ગુણુ ખરો, પરંતુ સાથે જ દોષ મોટો ઉભો થાય છે! એટલે કે જે પૂર્વનો આત્મા તે જ પછીનો આત્મા–એવી સાકળ ન રહી શકે. સુકૃત–દુષ્કૃત કરનારો આત્મા નાશ પામે, અને એ સુકૃત–દુષ્કૃતના ફળ ભોગવનાર આત્મા બીજો જ બને! આત્માને અનિત્ય માનવામાં આ આપત્તિ છે. સુકૃત–દુષ્કૃત આચરનાર આત્મા જો ઊભેલો હોય, હયાત હોય તો જ કહી શકાય કે 'એણે આ કર્મ કર્યા અને એણે જ એના ફળ ભોગવ્યા...' આત્મા જો નિત્ય હોય તો જ માની શકાય કે ભોજન તેણે કર્યું અને પાણી પણ એણે પીધું. પરતુ જો કેવળ અનિત્ય યાને ક્ષણિક માનવામા આવે તો કર્મ કરનાર આત્મા જુદો ને ફળ ભોગવનાર જુદો, એવી આપત્તિ આવે!

આ રીતે નિત્ય અને અનિત્ય બનેને સ્વતંત્ર ધર્મ માનતા ગુણુ–દોષ બંનેય ઉત્પન્ન થાય છે, તેથી જૈનદર્શન નિત્ય–અશ અને અનિત્ય–અંશ એ બંને અંશોના પરસ્પર અનુવેધથી આવિર્ભાવ પામેલા 'નિત્યાનિત્ય' નામના સ્વતંત્ર અને વિલક્ષણુ ધર્મને સ્વીકારે છે; કે જે ધર્મથી દોષ–પ્રસંગ એક પણુ ઊભો થવા પામતો નથી.

આ વિલક્ષણુ 'નિત્યાનિત્ય' ધર્મને જરા સ્પષ્ટ દૃષ્ટાન્તથી વિચારીએ.

વસ્ત્રમા રહેલા સુતરના તાંતણુાઓ પરસ્પર વિંટળાઇને રહેલા હોય છે, કે જે તાંતણુાઓ કેવળ જથ્થ રૂપે નહિ પણુ સ્વતંત્ર વસ્ત્રરૂપને ધારણુ કરે છે. કેવળ જથ્થા રૂપે ભેગા થાય તો વસ્ત્ર નહિ.

'ખીચડી' એટલે માત્ર દાળ અને ભાતનું મિશ્રણુ નથી! એ તો દાળ અને ભાત પરસ્પર એકરસ બની જાય છે ત્યારે સ્વતંત્ર ખીચડીનું સ્વરૂપ ધારણુ કરે છે.

તેમ નિત્યતા અને અનિત્યતાનો સરવાળો એ વિલક્ષણુ 'નિત્યાનિત્ય' ધર્મ નહિ, પરંતુ નિત્યતા અને અનિત્યતા જે પરસ્પર વિંટળાઇને–એકરસ બનીને રહે, તે 'નિત્યાનિત્ય' રૂપ સ્વતત્ર વિલક્ષણુ ધર્મ છે.

તમે સૂંઠ અને ગોળના મિશ્રણુથી તૈયાર થયેલી વિલક્ષણુ ગોળીનો ગુણુમય અનુભવ કર્યો છે? સમજી રાખો કે એકલી સૂઠ અને એકલા ગોળમા તે અનુભવ કરાવવાની તાકાત નથી. એકલી સૂંઠ પિત્તની જનક છે, એકલો ગોળ કફને ઉત્પન્ન કરે છે, ભલે પછી સાથે સાથે સૂંઠથી વાયુનાશ અને ગોળથી પિત્તનાશ થાય, પરંતુ દોષ તો ખરા જ ને? જયારે સૂંઠ–ગોળની ગોળી, કે જે વિલક્ષણુ દ્રવ્ય છે, તેનામા સૂઠ અને ગોળના ગુણો જ રહેલા હોય છે, દોષો નહિ અર્થાત્ તે ગોળીથી વાયુનાશ અને પિત્તનાશ થાય છે, પરંતુ પિત્તોત્પત્તિ કે કફનો ઉપદ્રવ થતો નથી.

બસ, તે રીતે 'નિત્યાનિત્યતા' ધર્મમાં નિત્યતા અને અનિત્યતાના ગુણો જ રહે છે, પણુ દોષો નહિ. અર્થાત્ નિત્યાશનો ગુણુ જે પૂર્વાપર અવસ્થાઓમા આત્માનો અન્વય, અને અનિત્યાશનો ગુણુ જે પરાવર્તનશીલતા, એ બંને ગુણો 'નિત્યાનિત્યતા' ધર્મમાં રહે છે

આ કારણુથી જૈનદર્શનની ઇતરદર્શનોમા આશિક પણુ અન્તર્ભૂતતા ન કહી શકાય.

પ્ર૦–ઠીક છે, ઈતરદર્શનોમા જૈનદર્શનની અન્તર્ભૂતતા નહિ, પરતુ જૈનદર્શનમા ઈતરદર્શનોની અન્તર્ભૂતતા તો ખરી ને? તો ઇતરદર્શનોના દોષો જૈનદર્શનમા ભળશે! જેમ કચરાવાળી નદી સમુદ્રમા ભળે તો સાથે નદીનો કચરો પણુ સમુદ્રમા આવે છે!

ઉ૦-દૃષ્ટાંત આપતા ભૂલ્યા! સમુદ્રમા નદી ભળે છે તે એવી ને એવી આવી ભળે છે, જ્યારે જૈનદર્શનમા તો બીજા દર્શનો ચળાઈને આવે છે, અર્થાત્ જૈનદર્શનમા આવતા અન્ય દર્શનોની એકાંતવાદિતા મૂકાઈ જાય છે, માત્ર તે તે નયોનું વક્તવ્ય જૈનદર્શનમા આવે એટલું માફ! બાકી તે તે દર્શનોમા રહેલી બીજા બીજા નયોની વિરોધકતા જૈનદર્શનને સ્વીકાર્ય નથી. માટે જ 'નિત્યાનિત્યતા' એ નિત્ય-અનિત્ય અંશોનો સરવાળો નથી, કિન્તુ સ્વતંત્ર સર્જન છે, એમ કહેવામાં આવ્યું.

આ રહસ્ય સમજાયા પછી 'બધા દર્શનો સમાન' એમ ન બોલી શકાય કે ન લખી શકાય.

આમ જિનપ્રવચનની ગંભીરતાદિ લક્ષમાં લઈ જે મહાપુરુષો જિનાજ્ઞાનુસાર ઉત્સર્ગ-અપવાદમાં પ્રવર્તેલા છે. તેમના દૃષ્ટાન્ત ધ્યાનમા રાખી આત્માએ પુરુષાર્થ આદરવો જોઈએ.

**અસ્થાને યોજાયેલા ઉત્સર્ગ-અપવાદ પાપરૂપ બને છે:**—ઉત્સર્ગ-માર્ગ અને અપવાદ-માર્ગ બન્ને અંગે જિનાજ્ઞા છે; પરન્તુ તે ઉત્સર્ગ-અપવાદ તેના સ્થાને યોજાય તો આજ્ઞાનુસારિતા ગણાય. અસ્થાને યોજવામા તો ઉલટું આજ્ઞાભંગનું મહાપાપ લાગે.

શાસ્ત્રમા સાવદ્યાચાર્યનું દૃષ્ટાન્ત આવે છે; કે જેમણે તીર્થંકર નામકર્મ બાંધ્યુ હતું પરંતુ કોઈ એકાદ વખતે વંદન કરતા સાધ્વી આચાર્યના પગે અડી જાય છે. વિરોધી લોકોને તે વાતની ખબર પડે છે, આવીને તેઓ આચાર્યને પૂછે છે, 'તમારાથી સ્ત્રીને અડાય કે નહિ?' આચાર્ય સમજી ગયા કે કેમ આ લોકો પૂછે છે! એ માનહાનિના ભયથી જવાબમા લોચા વાળવા લાગ્યા. છેવટે કહી દીધું, 'શાસ્ત્રમા ઘણા ઉત્સર્ગ-અપવાદ આવે છે, તેમાં તેમને શું ખબર પડે?' આમ અસ્થાને અપવાદનો ભાસ કરાવવાથી એક તો તીર્થંકર નામકર્મ ગુમાવ્યુ, અને ઉપરાત ભવમા ભટકયા એ જુદું!

**જૈનશાસનમાં એકાંત ઉત્સર્ગ કે એકાંત અપવાદ નથી.**

માટે, ઉત્સર્ગને કે અપવાદને એના યથાયોગ્ય સ્થાને યોજવો જોઈએ સાથે, એ પણ ધ્યાનમા રાખવા જેવુ છે કે **એકાંતે ઉત્સર્ગને કે એકાંતે અપવાદને પકડી રાખનારને શાસ્ત્ર મિથ્યાદૃષ્ટિ કહે છે; પછી ભલે તે ઉત્સર્ગ કે અપવાદ શાસ્ત્રનો હોય, શાસ્ત્રીય સત્ય તરીકે પકડી રખાતો હોય.** માટે જ, એકાતે ઉત્સર્ગને કે એકાતે અપવાદને પકડી રાખવો નહિ. સમજી લેવુ કે જૈનદર્શન મુખ્યતયા સ્યાદ્વાદના લોકોત્તમ સિદ્ધાન્ત ઉપર અવલંબે છે; અને એ સ્યાદ્વાદ જેમ સદ્ વસ્તુ માત્રના ઉત્પત્તિ-નાશ-સ્થિરતા વગેરે તત્ત્વમાં લાગુ થાય છે, તેમ માર્ગપાલનમા ય લાગુ પડે છે. તેથીજ માર્ગ એકલો ઉત્સર્ગ રૂપ નથી, તેમ એકલા અપવાદરૂપ પણ નથી; નહિતર તો સ્યાદ્વાદનો ભંગ થઈ એકાતવાદ થાય. માટે જ, શાસ્ત્રાનુસાર બંનેને એના યોગ્ય સ્થાને મહત્ત્વ આપવુ જ જોઈએ. તેથી તો સાધુ ઉત્સર્ગથી હિંસાના સર્વથા ત્યાગી છતા અપવાદથી વિહારમા નદી ઉતરે છે. આમ ઉત્સર્ગ-અપવાદમય જિનશાસનને બરાબર સમજી લેવુ જોઈએ. તે મુજબ જ પ્રવૃત્તિ કરવી એજ જિનાજ્ઞા છે. આજ્ઞાનુસાર પ્રવૃત્તિ કરવી એ જ કલ્યાણમાર્ગ છે. શાસ્ત્રની આજ્ઞા અને શાસ્ત્રની આજ્ઞા, મુજબ પ્રવર્તેલા મહાપુરુષો, એ જ કલ્યાણના માર્ગે ચાલવા માટે સર્ચલાઈટ છે, આલંબન કેન્દ્ર છે.

## અપુનર્બન્ધક : ચરમાવર્ત.

(૯૦) વ્યવસ્થિતશ્ચાયં મહાપુરુષાણાં ક્ષીણપ્રાયકર્મ્મણાં વિશુદ્ધાશયાનાં ભવાબહુમાનિનામપુનર્બન્ધકાનામિતિ। અન્યેષાં પુનરિહાનધિકાર એવ, શુદ્ધદેશનાનર્હત્વાત્ ।

**અર્થ.**– આ કલ્યાણમાર્ગ, કર્મનો ઘણો ક્ષય કરી ચુકેલા, વિશુદ્ધ આશયવાળા અને સંસાર પર બહુમાન વિનાના અપુનર્બન્ધક આદિ મહાપુરુષોને વિષે પ્રતિષ્ઠિત થયેલો છે. બાકી આ માર્ગને વિષે બીજા જીવોનો અધિકાર નથી, કેમકે એ જીવો શુદ્ધ દેશનાને યોગ્ય નથી

**વિવેચનઃ**

પ્ર૦:–પ્રવચનનું ગાભીર્ય વિચારવુ, અન્ય દર્શનોના શાસ્ત્રોની પરિસ્થિતિ જોવી, વગેરેને સાચા ઉત્સર્ગ–અપવાદના જ્ઞાનમા કારણભૂત અને કલ્યાણમાર્ગ તરીકે કહો છો ખરા, પરન્તુ એ કલ્યાણમાર્ગ અમલમા જ ન મૂકી શકાય તેવો હોય તો શું થઈ શકે ? જેમ કોઈને તાવ આવ્યો હોય, તેને 'તમે શેષનાગનો મણિ લાવો તો તાવ ઉતરે,' આ ઉપાય બતાવો, તો તે અશકયાનુષ્ઠાન છે, તેવી રીતે તમારો ઉપદેશ અશકયાનુષ્ઠાન હશે તો ?

ઉ૦:–આ જે માર્ગ છે તે અશકયાનુષ્ઠાન નથી, કારણ કે મહાપુરુષોએ અર્થાત્ અપુનર્બન્ધકાદિ ગુણવાળા ઉત્તમ આત્માઓએ એ માર્ગને અમલમા મૂકેલો છે, માટે એને આચરી શકાય છે.

**અપુનર્બન્ધક એટલે શુ ? —**

અપુનર્બન્ધક અવસ્થા એ સમ્યક્ત્વની નીચેની ભૂમિકા છે, અર્થાત્ મિથ્યાત્વની અવસ્થા છે. પરન્તુ એમા મિથ્યાત્વ મંદ હોય છે.

શુભ અધ્યવસાયથી તીવ્ર મિથ્યાત્વને મંદ કરતાં કરતા જીવને જે એવી સ્થિતિ પ્રાપ્ત થાય કે હવે પછીના સારાયે સંસાર–કાળ દરમિયાન આયુષ્ય સિવાય સાતે કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ એ આત્મા એક જ વાર બાધી શકે, તો તે અવસ્થા **સકૃદ્બન્ધક અવસ્થા** ગણાય છે.

એથી પણ વધારે શુદ્ધ અધ્યવસાય કેળવીને આત્મા મિથ્યાત્વને મંદ કરી દે અને એવી સ્થિતિ ઉભી કરે કે હવે આયુષ્ય સિવાય કોઇ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ કયારે ય ન બાધે તે અવસ્થાને **અપુનર્બન્ધક અવસ્થા** કહેવામા આવે છે.

આ અપુનર્બન્ધક અવસ્થાને પ્રાપ્ત થયેલા આત્મામા ત્રણ ખાસિયત હોય છે —

(૧) તીવ્રભાવે પાપ ન કરે, (૨) ઘોર સંસારની ઉપર બહુમાન ન ધરે, (૩) ઉચિત સઘળુ આચરે

(૧) અનંત કાળથી આત્મા પાપ કરતો આવતો હતો તે ઉગ્ર ભાવે કરતો હતો, હવે પાપ નહિ જ કરે, એમ નહિ; પણ તીવ્ર ભાવે નહિ કરે, રાચી–માચીને નહિ કરે, પાપના કટુફળના ખ્યાલ વિના નહિ કરે એ પાપ કરતા કંપ અનુભવશે, પરલોકનો ભય અનુભવશે !

(૨) ઘોર સંસાર ઉપર બહુમાન ન કરે. એટલે કે સંસારને ભયાનક સમજવાથી એના પર આદર આસ્થા નહિ કરે. પૈસા, પરિવાર, વિષયસુખ, વગેરે સંસાર છે; એના પર આદર-આસ્થા કરનારો હવે એ ન હોય. હવે એને એમા ફૂંફ, નિશ્ચિન્તતા, આશ્વાસન, આરામ ન લાગે.

પ્ર૦ તો શુ હવે એને પૈસા વગેરે ઉપર રાગ નહિ થાય?

ઉ૦. રાગ, પ્રેમ જુદી વસ્તુ છે, આદર, આસ્થા જુદી વસ્તુ છે. નાલાયક છોકરા પર પણ એકના એક પુત્ર તરીકે રાગ થઈ જાય છે, પણ આસ્થા કે એવો આદર નથી થતો. પોતાના બાપના ઘરનો જ પક્ષ કરનારી પત્ની પર પણ રાગ તો રહે છે, કિંતુ આદર, આસ્થા નથી થતા. એવું **સંસારમાં** પૈસા-પરિવાર વગેરે પર રાગ થઈ જાય એ બને; છતા આદર ન હોય, આસ્થા ન હોય; કેમકે એ બધાને ભવભ્રમણનાં કારણ માને છે. એનાથી એ ઉભગી ગયો છે.

(૩) ઉચિત સઘળુ આચરે, અનુચિત પ્રવૃત્તિ કયા ય ન થવા દે.

**ચરમાવર્ત:**

અપુનર્બન્ધક દશા ચરમાવર્ત કાળમા જ થાય છે. ચરમાવર્ત એટલે હવે જેને મોક્ષે જવા પૂર્વે છેલ્લા પુદ્ગલ પરાવર્તનો કાળ ચાલુ થયો હોય. એક પુદ્ગલ પરાવર્તકાળથી અધિક સંસારકાળ જેને હજી બાકી હોય તે અચરમાવર્ત કાળમા ગણાય. ત્યા ગમે તેટલા ધર્મ-સંયોગો મળે છતા એનામાં લેશમાત્ર પણ ભવભીતિ કે મોક્ષરુચિ પ્રગટી શકતી નથી. મોક્ષરુચિ માટેની એનામા સરાસર અયોગ્યતા છે.

દૃષ્ટાંત તરીકે, કેરીના મરવાને ઝાડ પરથી ઉતારી ગમે તેટલા ઘાસ વગેરેમાં ઘાલો પણ એ મરવામા પાકવાની કોઈ લાયકાત નથી. એ તો ઝાડ પર જ એના કાળે મોટી કેરી રૂપે થાય, પછી જ ઘાસના સયોગમા પાકવાની લાયકાત ગણાય. એવુ અચરમાવર્તમાં.

**પુદ્ગલ પરાવર્તકાળ કેટલો સમજવો:**

પ્ર૦-ચરમાવર્ત એટલે છેલ્લો પુદ્ગલ પરાવર્તકાળ, તે કેટલો હોય?

ઉ૦-પુદ્ગલ પરાવર્તકાળ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી મપાય છે. પ્રસ્તુતમાં ક્ષેત્ર પુદ્ગલપરાવર્ત સમજવાનો છે. તેની ગણત્રી એ રીતે છે કે એક જીવ આ વિશાલ ચૌદ રાજલોકના પ્રત્યેક આકાશ-પ્રદેશને ક્રમશ મરણથી સ્પર્શે; અર્થાત્ અમુક આકાશ-પ્રદેશમા રહીને મર્યો ત્યાથી ગણત્રી શરૂ કરી. હવે ભવમા ભમતા ભમતા એની લગોલગના આકાશપ્રદેશે મરે; વળી ભવો કરતા કરતા એની લગોલગના આકાશપ્રદેશે મરે, એમ મરણોથી આકાશપ્રદેશને ક્રમશઃ સ્પર્શતો સ્પર્શતો જયારે ચૌદેય રાજલોકના સમસ્ત આકાશપ્રદેશોને સ્પર્શી રહે, એ બધામાં જેટલો કાળ જાય, તે એક ક્ષેત્ર પુદ્ગલ પરાવર્ત કાળ કહેવાય. આમા અનંતા કાલચક્ર, અનતી ઉત્સર્પિણી અવસર્પિણીઓ પસાર થાય છે, જે એકેકા કાળચક્રમા ૨૦ કોડાકોડી સાગરોપમ પસાર થાય છે, ને એ એકેકા સાગરોપમમા દસ કોડાકોડી પલ્યોપમ વીતે છે, અને એ એકેકા પલ્યોપમમાં માત્ર અબજો-પરાર્ધો નહિ પણ અસખ્ય વર્ષો પસાર થાય છે! જીવને આ સંસારમા આવા પુદ્ગલ પરાવર્ત અનંતાનંત વીતી ગયા! એ બધો અચરમાવર્તકાળ માત્ર મોક્ષ જવા પૂર્વનો છેલ્લો પરાવર્ત એ ચરમાવર્તકાળ એમા લાવી મૂકનાર કોઈ હોય તો જીવનો ભવ્યત્વ સ્વભાવ અને કાળ છે કર્મ, ભાગ્ય કે ઉદ્યમ ત્યા કશું કરી શકતા નથી

જેવી રીતે શરીરમા મહાન વ્યાધિનો વિકાર હોય, અને દૂધ-ખીર વગેરે પૌષ્ટિક વસ્તુની સમ્યગ્ રુચિ ન રહે તેમ અચરમાવર્ત કાળમા જીવને મોક્ષનો આશય જ નથી હોતો; આત્મસ્વરૂપ

તરફ દૃષ્ટિ જ નથી હોતી કેમકે ત્યા સહજ ભાવ-મળનુ જોર હોય છે. સહજ ભાવ-મળ એટલે અનાદિનો નિબિડ રાગ-દ્વેષનો પરિણામ. એ પરિણામ આત્માનો વિચાર, ને એની શુદ્ધ શુદ્ધ અવસ્થાનો કોઈ વિચાર સરખો જાગવા દેતો નથી એ ભાવમળ એમ ટાળ્યો ટળતો નથી ! એ તો ચરમાવર્તમા જીવ આવે ત્યારે જ એનો નાશ થઈ શકે. આત્મામા એ નાશ જોઈને કહી શકાય કે 'આ જીવ ચરમાવર્તમા આવ્યો છે.' ચરમાવર્ત સિવાયના કાળમા ભલે જીવ મહાવ્રત અને ચારિત્ર પાળે, છતા એ દેવલોકાદિ ઋદ્ધિ-સિદ્ધિઓના હેતુથી હોય છે. પણ જયારે આત્મામા ઘન રાગ-દ્વેષનો કંઈક હ્રાસ થાય ત્યારે તેનામા સહજ મળનો ક્ષય થયો કહેવાય. ખૂબી તો એ છે કે અચરમાવર્ત કાળમાં જીવ કડક ચારિત્રના પાલનથી ગ્રૈવેયક દેવલોકમા ય જાય છે, ત્યા પ્રગટ રીતે રાગ-દ્વેષના વિકાર નથી હોતા, છતા એને સહજ ભાવ-મળ હયાત હોય છે ! ત્યારે અહીં ચરમાવર્તમાં રાગ-દ્વેષ વ્યક્ત રૂપમા દેખાતા ય હોય, છતા સહજ ભાવ-મળ હ્રાસ પામ્યો હોય છે

પ્ર૦: સહજ ભાવ-મળ ક્ષય પામ્યાના લક્ષણો કયા છે?

ઉ૦: 'યોગદૃષ્ટિ સમુચ્ચય' ગ્રન્થમાં શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ કહે છે:-

दुःखितेषु दयात्यन्तमद्वेषो गुणवत्सु च। औचित्यासेवनं चैव सर्वत्रैवाविशेषतः ॥३२॥

સહજ મળ ક્ષય પામ્યાના ત્રણ લક્ષણ છે, (૧) એને દુખિત જીવો પર અત્યત દયા પ્રગટતી હોય, (૨) ગુણવાન પુરુષો પર દ્વેષ ન હોય, અને (૩) ઔચિત્યનું પાલન કરતો હોય.

**(૧) દુઃખિત પર અત્યંત દયા:** 'દરેક જીવને સુખની જ વાંછા હોય છે તો જેમ મને દુઃખ નથી ગમતુ તેમ અન્યને પણ નથી ગમતુ.' એમ સમજી દુઃખિત જીવો પ્રત્યે દયાર્દ્ર બને. અચરમાવર્ત કાળમા કદાચ મહાવ્રત લઈ અહિસા પાળે એટલું જ, પરંતુ તે અહિસા પાલન જીવો પ્રત્યેની સહજ દયાથી પ્રેરાઇને નહિ, કિંતુ ભાવી દુન્યવી સુખો લેવાની લાલસાએ.

**(૨) ગુણવાન આત્મા પ્રત્યે દ્વેષ નહિ** એટલે કે એની ગુણવાનની ગુણવત્તા પ્રત્યે ઈર્ષ્યા નહિ, મત્સરભાવ નહિ. સહજ ભાવ મળના ક્ષયથી જીવ આત્મા અને ગુણોની કદર કરનારો બને છે.

**(૩) ઔચિત્યનું આસેવન** અનાદિની અનુચિત વૃત્તિનો ત્યાગ કરી ઉચિતાનો ખપ કરે. જીવ જયારે સહજ ભાવ મળના ક્ષયથી આત્મસન્મુખ બને છે, ત્યારે અનુચિતતા એના ચિત્તમા ખુચે છે, અને ઔચિત્યનો એ આદર કરે છે.

સહજભાવ મળની હાજરીમા આમાનું કશુ ન હોય શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ 'ચરમ પરાવર્ત' નામની વિંશિકામાં સહજ મળ અગે કહે છે કે, 'જેવી રીતે ફેંગ ફુદડી ફરતા બાળકમા એક ભ્રમણ-શક્તિ ઉભી થાય છે, જેથી પછી એ ફુદડી બધ કરી સ્થિર ઉભો છતા, જયાસુધી એ શક્તિ રહે છે ત્યાસુધી આજુબાજુનું બધુ સ્થિર પણ વિપરીતપણે ફરતુ દેખે છે, તેવી રીતે સહજ મળના યોગે જીવ સંસારભ્રમણની શક્તિવાળો હોય છે; તેથી જયાસુધી એ શક્તિ પહોચે ત્યાસુધી વિપરીતપણે અર્થાત્ ત્યાજય તત્ત્વને ઉપાદેય તરીકે જુએ છે. એ શક્તિ ચરમાવર્તમા જ નષ્ટ થાય છે, કેમકે સહજ મળ ત્યાં ક્ષય પામે છે, તેથી પછી ત્યાજયને ત્યાજય તરીકે અને ઉપાદેયને ઉપાદેય તરીકે ઓળખે છે.' દા. ત હિંસાદિ પાપો, ક્રોધાદિ કષાયો, શબ્દાદિ વિષયો વગેરેને ત્યાજય તરીકે ઓળખે છે, અને અહિંસાદિ ધર્મ ક્ષમાદિગુણ, ઇન્દ્રિયનિગ્રહ વગેરે આદરણીય છે, તો એને એ તરીકે ઓળખે છે. જીવનો સહજ ભાવમળવાળો અચરમાવર્ત કાળ '**ભવબાળ-કાળ**' ગણાય છે, અને સહજ મળના ક્ષયવાળો ચરમાવર્ત કાળ એ '**ધર્મયૌવન-કાળ**' ગણાય છે. ધર્મયૌવન-કાળમા જ ધર્મબીજના વાવેતર વગેરે કરવાનો એ અધિકારી બને છે આ વાવેતર વગેરેમા ધર્મરાગ, ધર્મ-પ્રશસા, ધર્મ-ઇચ્છા, ધર્મ સાટે ગુરુની શોધ,

ગુરુયોગ, ધર્મશ્રવણ . એ બધું આવે છે. એ જયારે ઠરે ત્યારે એ ધર્મબીજના ફળરૂપે સમ્યગ્દર્શનરૂપી ધર્મ પામે, પણ તે પહેલાં અપુનર્બન્ધક અવસ્થા પામે છે. અપુનર્બન્ધક અવસ્થામા પૂર્વે કહ્યુ તેમ, તે આત્મા તીવ્રભાવે પાપ નથી કરતો, ઘોર સંસાર પર બહુમાન નથી ધરતો, ને ઉચિતનો આદર કરે છે એ મુખ્ય ત્રણ ગુણ પ્રગટે છે. એવા અપુનર્બન્ધકાદિ આત્માઓ જિનપ્રવચનની ગંભીરતા, સૂક્ષ્મતા, તપાસવી, વગેરે કરવા દ્વારા સાચા ઉત્સર્ગ અપવાદનું જ્ઞાન મેળવવાનો કલ્યાણમાર્ગ આદરે છે; તેથી એ પ્રવૃત્તિ અશક્યાનુષ્ઠાન કેમ કહી શકાય ?

આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ કહે છે કે 'આ કલ્યાણમાર્ગ અપુનર્બન્ધકાદિ જીવોથી આચરાયેલો છે', ને એવા જીવોની ઓળખ કરાવતા કહે છે કે 'એ ક્ષીણપ્રાયકર્મ હોય છે, વિશુદ્ધાશયવાળા હોય છે, ભવાબહુમાની હોય છે અને મહાપુરુષો હોય છે,'

ક્ષીણપ્રાયકર્મ:—અપુનર્બન્ધક આત્મા શુભ ભાવ દ્વારા (૧) આયુઃકર્મ સિવાય સમગ્ર કર્મોની કાળસ્થિતિમાથી કેટલાય કોડાકોડી અર્થાત ઠેઠ ૬૯ કોડાકોડી સાગરોપમ સુધીની સ્થિતિનો ક્ષય કરીને માત્ર એક કોડાકોડી સાગરોપમની ય અંદરની કાળસ્થિતિ કરી મૂકે છે, અને કર્મમળનો રસ પણ મન્દ કરી મૂકે છે, તેમજ (૨) મિથ્યાત્વ મોહનીયકર્મ અને અનંતાનુબન્ધી કષાયકર્મને ઘણા ઘણાં મન્દ કરી મૂકે છે અપુનર્બન્ધક દશાથી આગળ વધી ક્રમશઃ સમ્યગ્દર્શન પામેલ આત્માને તો મિથ્યાત્વ અને અનંતાનુબન્ધી કષાયનો ક્ષયોપશમ થઈ ગયો હોય છે. આ કર્મમળનો ક્ષય બહુ જરૂરી છે. એ થાય તો જ ગુણની ભૂમિકા સર્જાય છે. કર્મક્ષીણતા જેમ વધે તેમ ઊંચા ઊંચા ગુણસ્થાનકે ચઢાય.

વિશુદ્ધાશય: મોક્ષદૃષ્ટિવાળા બનેલા એ ભવ્યાત્માનો આંતરિક આશય, દૃષ્ટિ, બુદ્ધિ, અભિપ્રાય ઉજજવળ બનેલો હોય છે. અનાદિ કાળથી ભવાભિનન્દી યાને સંસારરસિક દશામાં કેવળ જડ પુદ્ગલ અંગેના આશય હોવાથી, તે રાગ, દ્વેષ અને મોહભર્યાં તેમજ હિંસાદિ પાપોભર્યા રહે, એટલે મલિન રહે છે. હવે અહીં મોક્ષની રુચિ જાગ્રત થવાથી જડના ચિકણા આકર્ષણ ઓછા થઇ જાય છે, તેથી રાગ-દ્વેષાદિ મોળા પડી જાય છે; અને એના સ્થાને સંવેગ, વૈરાગ્ય, અનિત્યાદિ ભાવના, અહિંસાદિ ધર્મ, ક્ષમાદિ ગુણો, ઇત્યાદિનો નિર્મળ આશય પ્રગટે છે.

અહીં ધ્યાનમાં રાખવાનું છે કે આત્મોત્ક્રાન્તિની હજી આ પ્રારંભિક દશા હોવાથી પ્રવૃત્તિ રાગાદિવાળી અને હિંસાદિમય જોવા મળે, પરન્તુ આંતરિક આશયની એટલે કે ઉદ્દેશ અને દૃષ્ટિની નિર્મળતા એ મહત્ત્વની વસ્તુ છે. લોકવ્યવહારમાં પણ આશયને મુખ્ય કરવામાં આવે છે. છરી ફેરવવાની ક્રિયા તો ડોકટરે ય કરે અને ગુંડો ય કરે છે, પરન્તુ એના આશયમા મહાન અંતર હોય છે. ડોકટરનો આશય શુદ્ધ અને ઉપકારી મનાય છે. કોર્ટમા ગુનેગાર જો પુરવાર કરે કે પોતાનો આશય શુદ્ધ હતો તો એ ગુનામાથી છૂટી જાય, એવુ બને છે. આમ માત્ર વ્યવહાર નહિ, પરન્તુ ફળ પણ આશયના આધારે નીપજે છે. એક માતાએ છોકરાને વાવડીંગવાળું દૂધ પીરસ્યુ. પોતાનો છોકરો હોંશે પીને પુષ્ટ થયો ! ત્યારે, ઓરમાન છોકરાનો પીવાનો વારો આવ્યો, એનો આશય એવો થયો કે 'આ મારી દુશ્મન મા છે તેથી મને દૂધમા કંઈક કાળું કાળું ખરાબ પીવરાવે છે.' મનમા બીક રાખી એ કંપતો કંપતો પીને માંદો પડી મરી ગયો. આશયનું મહત્ત્વ છે. માટે જ ધર્મસાધનાનો પહેલો પાયો નિર્મળ આશય, પવિત્ર આશય છે. દૃષ્ટિ સંસાર પરથી ઉઠી મોક્ષ પર સ્થાપિત થાય છે, પછી આશય ફરે છે, શુદ્ધ બને છે. ક્રિયા દેખીતી રાગની હોય, પણ આશય વૈરાગ્યનો રાખે. પ્રવૃત્તિ હિંસાની યાને આરંભ-સમારંભની હોય, પણ આશય અહિંસાનો રાખે. તો ધર્માત્મા બની શકે છે. તેથી ઉલટું ક્રિયા તપની, જપની, દાનાદિની ચાલતી હોય, પણ એની પાછળ મનમા આશય જડની આસક્તિનો હોય તો એ જીવ પાપમા સપડાઈ

જાય છે. ખ્યાલ તો એ રાખવાનો છે કે 'બનવાનું તે બને છે, ભાગ્યના અનુસારે બને છે. તો આશય શા માટે બગાડવો?'

**ગામડાની ડોશી:** ગામડાની ડોશી હતી. ઘી અને ચામડા ખરીદવા નીકળેલા બે વેપારીની એણે મેમાનગત કરી. પણ ઘીના વેપારીને અંદર રસોડામા બેસાડયો, ને ચામડાના વેપારીને બહાર બેસાડયો! વળી માલ ખરીદીને પાછા આવ્યા ત્યારે ય મેમાનગીરી કરી, પણ આ વખતે ચામડાવાળા વેપારીને અંદર બેસાડયો ને ઘીવાળાને બહાર! બન્નેએ આ ભેદનું કારણ પૂછયું. ડોશી કહે છે. 'તમે બન્ને ખરીદી માટે ગયા ત્યારે ઘીવાળાનો આશય સારો હતો કે 'જઇએ છીએ ત્યા વરસાદ પાણી સારા થયા હોય તો ઠીક, જેથી ઘી સસ્તું મળે.' ત્યારે ચામડાવાળાનો આશય મેલો હતો કે 'દુકાળ પડયો હોય તો સારૂં જેથી ઢોર ઘણા મરી ગયા હોય, તો ચામડું સસ્તુ મળે.' પણ હવે બન્નેને માલ વેચવાની ગરજ છે તેથી આશય પલટાયો છે. ઘીવાળો ચાહે છે 'દુકાળ જેવુ થાય તો સારૂં, જેથી ઘીના ભાવ સારા ઉપજે.' ત્યારે ચામડાવાળો ઇચ્છે છે કે 'સુકાળ થાય તો સારૂં જેથી ઢોર મરે નહિ તો ચામડાનો ભાવ સારો ઉપજે.'

વળવાનું નસીબ પ્રમાણે; પણ આશય બગાડવાથી જીવ ભારે કર્મી થાય છે અપુનર્બન્ધક આદિ જીવો ભવાભિનન્દીપણું મૂકી મોક્ષરસિક બન્યા હોવાથી, અનાદિના રાગાદિભર્યા મલિન આશય મૂકીને વૈરાગ્યાદિના પવિત્ર આશય ધારણ કરતા હોય છે.

**ભવાબહુમાની**·—અપુનર્બન્ધક આત્મા સંસાર પ્રત્યે બહુમાન વિનાનો બન્યો હોય છે, સંસારમા ભલે દેવતાઇ સુખો પણ હોય, પરન્તુ એ સુખોની સાથે ય આત્મામાં બીજા-ત્રંજા સતાપ, રાગ-દ્વેષાદિના સંકલેશ, પરાધીન અવસ્થા, સુખોની વિનશ્વરતા, અવશ્યંભાવી સુખનાશ વખતે જીવની કલ્પાંતભરી દુર્દશા, અને ભાવી દુ:ખમય દીર્ઘ દુર્ગતિના ભ્રમણ, ..વગેરે કેઇ કરૂણ વિટંબણાઓ નિહાળી એવા સંસાર પરથી એને આદર, આસ્થા ઉઠી જાય એ સહજ છે અલબત આવા જીવને ય સંસારના સુખોનું સંવેદન થાય છે, પણ એ સમજે છે કે 'આ સુખોનું સવેદન મૂળ તો વિકારના દુઃખમાંથી પ્રગટે છે આત્મા કામવાસનાથી વિકારી બન્યો છે, માટે વિષયભોગ સુખકારી લાગે છે. સરસ આહારની સજ્ઞાના વિકાર ઉપર રસના ભોજન સુખદ ભાસે છે, ભૂખ છે તો ભોજનથી સુખ; તરસ છે તો પાણી પીવાથી સુખ; એમ વિકારના પાયા ઉપર સુખના અનુભવ છે. પાછા એ સુખના અનુભવ વિકારોના સંસ્કારને મજબૂત કરે છે; તેથી વિટબણા વધે છે, ઘટતી નથી. માટે સસારનાં સુખ પણ દુ:ખ છે, દુઃખફલક છે, દુઃખની પરપરા ચલાવનારાં છે' તેથી એને સંસાર પ્રત્યે ઘૃણા, ગ્લાની અને ખેદ જન્મ્યો હોય છે.

**મહાપુરુષ:** અપુનર્બંધક જીવો મહાન આત્મા બનેલા હોય છે. એમને મહાત્મા એટલા માટે કહેવાય છે કે એ આજ સુધી પોતાની જાતને સરાસર ભૂલી પર એવા જડ પદાર્થોમા જ અહંત્વ-મમત્વ કરતા હતા, દોષ-દુર્ગુણોના જ ખપી બનતા હતા, અજ્ઞાન-મિથ્યાજ્ઞાનમા જ રમતા હતા, તે હવે જાતને ઓળખતા થયા, નિજના આત્માનુ મમત્વ કરતા થયા, ગુણના ખપી બન્યા, સમ્યગ્જ્ઞાનની સન્મુખ બન્યા. .વગેરે વગેરે. આવા અપુનર્બન્ધકાદિ મહાપુરુષો કલ્યાણમૂર્તિ બનેલા હોય છે. અનાદિની રૂઢ અધમતા દૂર કરીને ઉત્તમતાવાળા બન્યા હોય છે આવા જીવો જ શુદ્ધ દેશનાને યોગ્ય છે.

∧

## શુદ્ધ દેશના કઇ ? : અશુદ્ધ દેશનાથી બુદ્ધિભેદાદિ.

(૯૦) અન્યેષાં પુનરિહાનધિકાર એવ, શુદ્ધદેશનાનર્હત્વાત્ ।

**અર્થ:** બીજાઓનો તો અહી અધિકાર જ નથી; કેમકે તે શુદ્ધ દેશનાને અયોગ્ય છે.

**વિવેચન** આવી ક્ષીણપ્રાય-કર્મમળતા, વિશુદ્ધાશય વગેરે ગુણોથી રહિત ક્ષુદ્ર જીવો તો કલ્યાણ-માર્ગના અધિકારી જ નથી; કેમકે કલ્યાણમાર્ગ આપવા પહેલાં શુદ્ધ દેશના યાને ઉપદેશ આપવો જોઇએ; ત્યારે નિર્ગુણ ક્ષુદ્ર જીવો શુદ્ધ દેશનાને ય યોગ્ય નથી, પછી માર્ગને યોગ્ય હોવાની વાતે ય શી ? શુદ્ધ દેશના તો પૂર્વોક્ત ગુણસંપન્ન અપુનર્બન્ધકાદિ યોગ્ય જીવો જ સ્વસ્થતાથી સાંભળી શકે, સમજી શકે અને પચાવી શકે.

પ્ર૦:—અહીં શુદ્ધ દેશના એટલે શુ સમજવાનું ?

ઉ૦: **(૧) શુદ્ધ દેશના એટલે તે તે ધર્મ માટે વિવિધ યોગ્યતાને જરૂરી બતાવતી દેશના.** શુદ્ધ દેશના માટે અધિકારી આત્મા તે, કે જે ધર્મ માટે અર્થી, સમર્થ અને શાસ્ત્ર-અનિષિદ્ધ હોય, તથા બહુમાનવાળો, વિધિપર અને ઉચિતવૃત્તિ હોય. શુદ્ધ દેશના યોગસાધનાનું પ્રતિપાદન તો કરે જ છે, પરંતુ તે પહેલાં યોગની પૂર્વસેવા આદરવાનું પણ ફરમાવે છે; સમ્યગ્દર્શનાદિ જેવા લોકોત્તર ધર્મ માટે માર્ગાનુસારી અને અપુનર્બન્ધક જીવન આદિના કેઇ ગુણો ફરમાવે છે, વ્રતધારી શ્રાવક-જીવન માટે યોગ્યતાના ૨૧ ગુણોનું ફરમાન કરે છે, સંસારત્યાગી સાધુનુ જીવન સ્વીકારવા પૂર્વે ૧૮ દોષોનો ત્યાગ અને ૧૬ ગુણોની યોગ્યતા જરૂરી હોવાનું કહે છે. વગેરે. આવી દેશના સાભળવાને યોગ્ય અપુનર્બંધકાદિ મહાપુરુષો જ હોય છે, ક્ષુદ્ર જીવો નહિ; કેમકે ક્ષુદ્ર જીવો એવી યોગ્યતાની વાતને સહી શકતા નથી. એમ,

**(૨) શુદ્ધ દેશના એટલે યથાયોગ્ય ઉત્સર્ગ—અપવાદની દેશના.** એ કડકમાં કડક વિધિ–નિષેધનો ઉત્સર્ગરૂપી મુખ્ય માર્ગ બતાવે છે; અને તેવા તેવા પુરુષ-કાળ-ક્ષેત્ર-સંયોગ-પરિસ્થિતિ આદિ કારણે તે વિધિ-નિષેધમા અપવાદ-માર્ગ પણ ફરમાવે છે. ક્ષુદ્ર જીવો આવી દેશનાને યોગ્ય નથી હોતા, કેમકે એમને તો મનમાન્યા અપવાદ ઘડવા હોય છે; અથવા અપવાદને રાજમાર્ગ તરીકે હંમેશ માટે આચરવા હોય છે ! ને ઉત્સર્ગને સદા ખીટીએ ચઢાવવા હોય છે ! વળી,

**(૩) શુદ્ધ દેશના એટલે બાલ, મધ્યમ અને પંડિત જીવોને કક્ષાનુસાર દેશના.** દા. ત. જે જીવો સાધુને માત્ર બાહ્ય વેશ આદિ જોઇને સાધુ તરીકે માનનારા હોય છે, તે જીવો બાળ કહેવાય છે; ત્યારે સાધુ માનવા માટે જે એમના આચાર તરફ નજરવાળા છે તે **મધ્યમબુદ્ધિ** છે, અને જે, 'કેવા આગમતત્ત્વ સાધુ માને છે,' તે તરફ જોનારા છે તે **પંડિત પુરુષો** છે. 'ષોડશક' નામના શાસ્ત્રમા આ અંગે વિચાર કરવામા આવ્યો છે. એમની તે તે કક્ષા સમજીને તેને યોગ્ય દેશના અપાય તે શુદ્ધ દેશના છે. કક્ષા બહારની દેશના તો સામાને ઉલટું ધર્મ ખોવરાવી દે છે. માટે જ કહ્યું છે કે–' **પરસ્થાને**

દેશના પાપદેશના.' ક્ષુદ્રતાવાળા જીવોને આપમતિએ ચાલવુ હોય છે, તેથી એ તો એક કક્ષામાં બીજી કક્ષાની વાતનું ડહાપણુ ડહોળવા બેસે છે, એટલે એ શુદ્ધ દેશનાને યોગ્ય નથી.

**(૪) શુદ્ધ દેશના એટલે ભૂમિકાને યોગ્ય ધર્મની દેશના.** ભૂમિકાઓ અનેક રીતે હોય છે:

(૧) એક ભૂમિકા છે સમકિતી અને ધર્મના અર્થી એવા યોગ્ય જીવની અપેક્ષાએ. એવા જીવને પ્રથમતઃ સાધુધર્મની-મહાવ્રતોની દેશના અપાય કેમકે જો પહેલા સાધુધર્મથી નીચી કક્ષાના ગૃહસ્થધર્મના અણુવ્રતોની દેશના આપે, તો તે જીવ એટલેથી જ અટકી જાય અને તેથી તો એને મહાવ્રતોમાં અંતરાય કર્યો ગણાય. હા, જો શ્રોતા મહાવ્રતોની અશક્તિ બતાવે તો તો પછી એને નીચેની અણુવ્રતોની દેશના આપવાની હોય છે. આવી ભૂમિકાબદ્ધ શુદ્ધ દેશનાને યોગ્ય ક્ષુદ્ર જીવો હોઇ શકતા નથી; કેમકે એ તો ઝટ 'જોયું? આ સાધુઓને તો એકલી દીક્ષાની જ વાત આવડે છે! બસ બધા બાવા બની જાઓ!' આવુ અથવા બીજું કાઇ કહેશે, ને એમ કહીને પવિત્ર સાધુધર્મ પ્રત્યે અને જિનવચન પ્રત્યે સુગ વધારનારા બનશે. ત્યારે,

(૨) બીજી રીતે ભૂમિકા-યોગ્ય દેશના એ, કે જી જે જે ગુણસ્થાનકમા વર્તતો હોય તે તે ગુણસ્થાનકની ભૂમિકાને યોગ્ય અને ભૂમિકામા જરૂરી આચાર-અનુષ્ઠાનાદિ ધર્મોની દેશના તેને આપવી જોઇએ. દા ત. પ્રારંભિક મંદ મિથ્યાત્વ ગુણસ્થાનકવાળાને સત્યાન્વેષણની વૃત્તિ ઉભી રખાવીને મધ્યસ્થભાવે '**ચારીસંજીવની**' ન્યાયે દેવ-ગુરુ ધર્મની ઉપાસના કરવાનું ઉપદેશાય. 'ચારીસંજીવની' ન્યાય એટલે જેમ કામણથી માણસ મટી બળદ બનેલાને કેટલીય વનસ્પતિઓનો ચારો ચરાવતા એમાથી સાચી ખાસ વનસ્પતિ ચરવામા આવી જતા, એ બળદ કામણની અસરથી મુક્ત બન્યો, અને મૂળ મનુષ્યપણાનું સંજીવન પામ્યો, તે દૃષ્ટાંત. એ દૃષ્ટાંતથી દેવાદિને મધ્યસ્થભાવે ભજતા સત્યાન્વેષણની વૃત્તિના યોગે એમાથી શુદ્ધ સ્વરૂપવાળા દેવાદિ ભજવાનું પ્રાપ્ત થઇ જાય, અને સમ્યગ્દર્શનનું સંજીવન પામી જવાય. હવે અહી જો પહેલેથી સામાને એમ ઉપદેશાય કે 'અમુક જ દેવ-ગુરુ સાચા છે, બીજા બધા તો મિથ્યાદૃષ્ટિ છે, તેને છોડ,' તો તો પેલો, સંભવ છે, એમ સમજે કે 'આ ઉપદેશક નો બીજા દેવાદિની નિંદા કરે છે માટે ખોટા છે.' માટે જ, એને પહેલા તો કયાય દુરાગ્રહ રાખ્યા વિના મધ્યસ્થભાવે દેવાદિની ઉપાસના કર્યે જવાનું કહેવાય. અલબત્ એમા સાચો જિજ્ઞાસુભાવ વધારતા ક્રમશઃ તત્ત્વ તરફ લઇ જવાય, જેથી એ સમ્યગ્દર્શન પામે

ત્યારે જે એથી ઊંચા સમ્યગ્દર્શનના ગુણસ્થાનકે ચઢયો છે, તેને તો વધુ વિવેક જાગ્યો હોવાથી, વીતરાગ સર્વજ્ઞ પરમાત્માને જ શુદ્ધ દેવ તરીકે, મહાવ્રતધારી નિર્ગ્રન્થ સાધુને જ શુદ્ધ ગુરુ તરીકે અને સર્વજ્ઞોક્ત અહિંસામૂલક ધર્મને જ શુદ્ધ માનવાનુ તથા કુદેવ-કુગુરુ-કુધર્મ અવશ્ય ત્યજવાનું ઉપદેશાય; જેથી એની તત્ત્વપરિણતિ જળવાઇ રહે, ને અતત્ત્વની રુચિમા ન ફસાય.

એવી રીતે સમ્યગ્દર્શનને યોગ્ય કે સમ્યગ્દર્શન સહિત વ્રતધારીપણાને યોગ્ય ગૃહસ્થના વિવિધ આચાર-અનુષ્ઠાનો, જેવા કે, ભિક્ષા માગ્યા વિના ન્યાયોપાર્જિત શુદ્ધ દ્રવ્ય પર જીવન-નિર્વાહ, અરિહંતની ભક્તિ, દ્રવ્યસ્તવ, સુપાત્રદાન, ગુરુભક્તિ, સહધર્મી શ્રાવક-શ્રાવિકાની ભક્તિ વગેરેની દેશના;- એ ભૂમિકાને યોગ્ય દેશના છે. ત્યારે સંસાર ત્યજી મહાવ્રતધારી મુનિ બનેલાને નિર્દોષ ભિક્ષા પર જીવન-નિર્વાહ કરવાનો,' દ્રવ્યસ્તવ-ગૃહસ્થભક્તિ વગેરે નહિ કરવાનો...વગેરે ઉપદેશ છે એમા પણ ગચ્છવાસી સાધુને માટે ઉત્સર્ગ અપવાદમય સંયમ જીવનનો ઉપદેશ છે, ત્યારે એથી આગળ વધી નિરપેક્ષ યતિ-ધર્મે પહોચેલાને લગભગ અપવાદ-રહિત ઉત્સર્ગમય સંયમ જીવનનો ઉપદેશ છે ત્યારે વીતરાગને તો વળી તપસ્યા, પ્રતિક્રમણ વગેરે ધર્મક્રિયા જ નથી હોતી.

**કક્ષાભેદે સાધના જુદી જુદી:**- આનો સાર એ છે કે તે તે ભૂમિકા પર રહેલાએ તેને તેને યોગ્ય આચાર-અનુષ્ઠાનાદિ પાલન કરવા જોઇએ; એમ કરતા કરતાં એ આગળ વધી શકે. સાધુને ભિક્ષા-જીવન છે, માટે જો ગૃહસ્થ પણ ધંધો બંધ કરી એમ કરવા જાય, તો ધર્મ નિંદાય! સાધુઓને અભિષેકાદિ જિનભક્તિ નથી કરવાની માટે જો ગૃહસ્થ પણ એ મૂકી દે, તો સમ્યગ્દર્શન ગુમાવે! એમ, નિરપેક્ષ યતિધર્મનો ચાળો ગચ્છવાસી સાધુ કરવા જાય તો 'લાખાની વાસે ઢૂંકો જાય, મરે નહિ તો માંદો થાય,' એ કહેવત જેવું થાય. ત્યારે વીતરાગની જેમ સરાગ અવસ્થામાં રહેલા સાધકો ધર્મ-ક્રિયા જ છોડી દે, તો પછી તો પાપક્રિયાઓ થોકબંધ ઉભી રહેવાથી એ તદ્દન ભ્રષ્ટ થાય, ઊંચે ચઢવાને બદલે કે તેટલે રહેવાને બદલે ત્યાથી નીચે પતન પામે. તાત્પર્ય એ છે કે સાધના કક્ષાભેદે ભિન્ન ભિન્ન હોય. તેથી દેશના કક્ષાને યોગ્ય અપાય. પરસ્થાને દેશના પાપદેશના બને; શુદ્ધદેશના નહિ.

આજે શુષ્ક આત્મધર્મવાળાઓ,મૂર્તિપૂજાના વિરોધકો, દયા-દાનના વિરોધકો, વગેરે આ વસ્તુસ્થિતિ સમજતા નથી; તેથી શુદ્ધ દેશનાના નામે પાપદેશનામા પડે છે. ઉપરના ગુણસ્થાનકવાળાને જે સાધના શકય ને યોગ્ય છે, તે સાધના નીચેના ગુણસ્થાનકવાળાને એ ઉપદેશે છે! પરિણામે તેના શ્રોતા જીવો તેમ કરવા જતા પોતાની યોગ્ય અને શકય સાધના પડતી મૂકી ઊંચી અશકય સાધનાનો ચાળો કરે છે; ને તેથી સાવ કર્તવ્યભ્રષ્ટ અને નિષ્ઠાભ્રષ્ટ બને છે! એટલું જ નહિ પણ વધુ ભયકરતા એ બને છે, કે એ પોતે જે આરંભ-સમારંભ અને વિષય-પરિગ્રહની પાપપ્રવૃત્તિમા પડયા છે તેને ઓછી કરવાને કે ત્યાજ્ય માનવાને બદલે પોતાની ભુમિકાને યોગ્ય ધર્મક્રિયાને નકામી કહે છે! અને ત્યજી દે છે! આનું પરિણામ શુ આવે? કેવળ અર્થ અને કામની પાપક્રિયાઓની જ જીવનમા વ્યાપકતા કે બીજું કાંઈ? એટલે લલિતવિસ્તરાકાર ઠીક જ કહે છે કે 'ક્ષુદ્ર જીવો, શુદ્ધ દેશનાના અનધિકારી છે, કેમકે એ કક્ષા મુજબની ચર્યા-સાધના માનવા તૈયાર નથી હોતા, અને એવી સાધનાની દેશનાને અજ્ઞાન-મૂલક સમજી તેનો વિરોધ કરે છે.'

### (૩) દેશનાની વિધિ મુજબ ભૂમિકાનો વિકાસ થતાં થતાં ઊંચી ઊંચી દેશના:

ભુમિકા-યોગ્ય દેશનાને વળી બીજી રીતે જોઇએ. ઈતર ધર્મીને સર્વજ્ઞકથિત તત્ત્વ તરફ કેમ આકર્ષવા, એ માટે શ્રી ધર્મબિંદુ શાસ્ત્રના બીજા અધ્યાયમા સદ્ધર્મ-દેશના વિધિ બતાવી છે. એમા પહેલા એની પ્રકૃતિ, એના ઇષ્ટ દેવની મુક્તિ, વગેરે જાણી સામાન્ય ગુણોની પ્રશસા કરવાપૂર્વક એને અધિક ગુણોનો ઉપદેશ કરવાનુ કહ્યુ છે. પછી કહ્યું કે એનામા જિજ્ઞાસાવૃત્તિ જાગ્રત કરી જ્ઞાનાચારાદિ આચારોનું શકય પાલન, અશકય આચારો પર રુચિ, કલ્યાણ પરંપરારૂપી એના મહાન ફળ, અસદ આચારોની જુગુપ્સનીયતા, એના દારુણ અનર્થ, નરકાદિ દુઃખોની પરંપરા,...વગેરે ઉપદેશવુ, સાથે ઉપાયપૂર્વક મોહની નિંદા અને સમ્યગ્ જ્ઞાનની પ્રશંશા તથા સત્ પુરુષાર્થના રોચક વર્ણન કરી દેખાડવા; જેથી એ અસદને તજી સદ આચારોમા મગ્ન બનતો જાય. એમ કરતા પરિણત થાય પરિપક્વ થાય, ત્યારે દેશના વિધિમા આગળ વધતા ગંભીર દેશના દેવી શરૂ કરવી. એમા શાસ્ત્રોના ઉદ્દેશ, સ્વરૂપ, વગેરે કહેતા સુવર્ણની જેમ એની કષ, છેદ અને તાપની પરીક્ષા બતાવાય. એમા તાપ પરીક્ષા તરીકે તત્ત્વ અને સિદ્ધાન્તોની સંગતતા કેવી હોઈ શકે, આત્મા-કર્મનો અનાદિ પ્રવાહ, નિત્યાનિત્યતા વગેરેનું સાચું સ્વરૂપ શુ હોઈ શકે, તે દેખાડાય. આ બધુ સાભળતા શ્રોતામા કેવા પરિણામ જાગ્યા તે તપાસાય. પરિણામ નિર્મળ જણાય તો કર્મબધના પ્રકારો, ભવ્યત્વ, ગ્રન્થિભેદ, સમ્યકત્વ, ચારિત્ર, સદ્ભાવનાઓ, રાગાદિ પર વિજય અને મોક્ષ અંગેનો ઉપદેશ કરાય. આ બધાનો સારાશ એ, કે જેમ જેમ ભૂમિકાનો વિકાસ થતો જાય તેમ તેમ દેશનાની માત્રા વધે.

આ દેશના–વિધિમા ગરબડ થાય તો લાભને બદલે નુકસાન થાય. માટે જ કહ્યુ છે કે 'ક્ષુદ્ર જીવો શુદ્ધ દેશનાના અધિકારી નથી. અર્થાત્ ઉપર ઉપરની ભૂમિકા નહિ પામેલા નીચેની કક્ષાના જીવો ઉપરની ભૂમિકાવાળાને યોગ્ય પવિત્ર દેશનાને લાયક નથી.'

## સિંહનાદ સમી શુદ્ધ દેશનાથી ક્ષુદ્ર જીવોને અનર્થની હારમાળા

(૯૦) शुद्धदेशना हि क्षुद्रसत्त्वमृगयूथसंत्रासनसिंहनाद' । ध्रुवस्तावदतो बुद्धिभेद', तदनु सत्वलेशचलन, कल्पितफलाभावापत्त्या दीनता, स्वभ्यस्तमहामोहवृद्धि', ततोऽधिकृतक्रियात्यागकारी संत्रास· ।

અર્થ·–ખરેખર શુદ્ધ દેશના એ ક્ષુદ્ર જીવોરૂપી હરણુના ટોળાને ભડકાવનાર સિંહનાદ છે। નિશ્ચિત છે કે એથી એને બુદ્ધિનો ભેદ થાય છે, ત્યાર પછી રહ્યું સહ્યુ સત્ત્વ ચલિત થઈ જાય છે; પોતે કલ્પેલા ફળનો અભાવ જાણીને એને દીનતા થાય છે; સારી રીતે અભ્યાસ કરેલા મહામોહની વૃદ્ધિ થાય છે, ને તેથી પોતે આદરેલી ક્રિયાને પણ છોડાવી દે એવો સત્રાસ યાને ફડફડાટ થાય છે

વિવેચન–શુદ્ધ દેશના એ સિંહનાદ જેવી છે, જેમ સિંહની ગર્જનાને હરણિયા જીરવી શકતા નથી. ગર્જના થતાં મૃગના ટોળેટોળા ત્રાસ અને ફડફડાટ અનુભવે છે; તેમ શુદ્ધ દેશનાને અનધિકારી જીવ જીરવી શકતા નથી, પણ ત્રાસ અને ફડફડાટ અનુભવે છે એથી એમને અવશ્ય બુદ્ધિનો ભેદ થાય છે.

બુદ્ધિભેદ બુદ્ધિનો ભેદ એટલે શુ ? એજ, કે પોતે જે બરાબર વિધિસર નહિ, પણ ગમે તેમ પ્રસ્તુત ધર્મક્રિયા કરતો હોય, એના ઉપર પણ હવે શુદ્ધ દેશના સાભળવાથી ક્ષુદ્રતાવશ અવિશ્વાસ થઈ જાય, તેથી અને તુચ્છ સત્ત્વના લીધે શુદ્ધ ક્રિયા કરવાનુ સામર્થ્ય નહિ હોવાથી, ધર્મક્રિયા કરવાના ભાવ જ તૂટી જાય, તેનું નામ બુદ્ધિભેદ. શુદ્ધદેશના સાભળતા ચિત્ત મુઝવણમા પડી જાય છે કે, દા. ત. "આ ઉપદેશક તો કહે છે કે સાચો તપ તેનું નામ કે જ્યા ઇચ્છાનિરોધ થાય, વિષય માત્રની ઇચ્છા ન જાગે; બાકી તો મનમાન્યા કરેલા તપ સંસારના વર્ધક બને છે,' ત્યારે હું જે તપ કરૂ છુ તેથી શુ સસાર વધવાનો? તો એના કરતા ખાવુ શુ ખોટુ?" આવી મુઝવણ થાય છે. પાછુ મનને એમ થાય છે કે "ઉપદેશક તો કહે છે કે ખાઇએ અને દિલમા ખટકો રહે. ખાવુ ખોટું લાગે, તો સમકિત રહે. એ હિસાબે તો મારા તપ કરતા આ સારૂ." મનને આમ થતા પોતાના તપ ઉપરથી વિશ્વાસ ઉઠી જાય છે ત્યારે સંપૂર્ણ ઇચ્છાનિયોધવાળો તપ કરવાનુ તો તેનામા તેવુ સત્ત્વ નથી. એટલે સરવાળે તપ કરવાના હૃદયના ભાવ ભાગી જાય છે એ બુદ્ધિભેદ.

પ્ર૦ પણ એમા ખોટુ શુ? ધર્મમા એમજ ગબડાવ્યે જતો હતો એથી શો લભ ?

ઉ૦:—આવા કુતર્ક કરનારને એ ખબર નથી કે જીવમા અનાદિ કાળથી તો ખાવાના જ સસ્કાર અને વલણ હતા એમા આ જીવ માડ કોઈ પૂર્વના પુણ્ય સસ્કારથી, વર્તમાનના સારા સંયોગ-વાતાવરણથી અને કર્મલઘુતાથી ખાવાનું મૂકી તપ કરવા પ્રેરાયો હોય છે. અલબત્ હજી બધી જાતના ઇન્દ્રિયવિષયોના આકર્ષણ મટી નથી ગયા હોતા, છતા આહારનું ઉત્કટ આકર્ષણ કંઈકેય મોળું પડયું હોય છે, તેથી તો તપમા જોડાયો હોય છે. હવે એને, અપ્રમત્ત મુનિને લાગુ પડી શકે એવી આતરિક ઇચ્છા–નિરોધની દેશના આપવી, અને નીચેની કક્ષાની તપ–કરણી માટે કહેવુ કે 'આ શું નકામુ લઇ પડયા છો,' એનો અર્થ શો? એથી તો એ તપ છોડી પાછો ખાવામા પડશે. ત્યારે શુ ખાતા ખાતા ઇચ્છા—નિરોધ થઈ જશે ખરો? વિષયો ભોગવતા ભોગવતા વીતરાગતા આવશે? ધર્મક્રિયાઓ બધ કરીને શુ પાપક્રિયાઓ કરતા કરતાં યથાખ્યાત ચારિત્ર આવી જશે? ના, તો તો જે દુબળો પણ

તપ યા બીજી ધર્મસાધના ચાલુ રહેત, તો ભવિષ્યમાં એમા સુધારો અને વિકાસ થવાને અવકાશ હતો; તે ગયો; કેમકે બદલે આ તો ખાવુ ભયંકર મનાવવાને બદલે તપ ભયંકર મનાવ્યો! સંસારની પાપક્રિયાઓ ભયંકર મનાવવાને બદલે પવિત્ર ધર્મક્રિયાઓ ભયકર મનાવી! એથી હવે ખાનપાન અને બીજી સંસાર ક્રિયાઓમા અરુચિ, ભય વગેરે રાખવાનું ક્યા રહ્યું, કે જેથી એનાં આકર્ષણુ છૂટે? કાનજીસ્વામી જેવા ઉપદેશકો બુદ્ધિભેદ કરી દયાપાત્ર જીવોના ભાવખૂન કરે છે. એ કહે છે, "નિશ્ચય નયથી આત્માની ક્રિયા આત્મા જ કરે છે. જડની ક્રિયા આત્મા પર કશું કરી શકતી નથી. માટે શરીરથી થતી ધર્મક્રિયાઓ આત્માને માટે નકામી છે. તેથી તો અનંતી દ્રવ્યક્રિયાઓ નિષ્ફલ ગઇ છે. આત્માના શુદ્ધ-અશુદ્ધ ભાવ જ આત્માનું હિત-અહિત કરે છે. **मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयो**. માણસનું મન એટલે કે આત્માના ભાવ, એ જ બંધ યા મોક્ષમા કારણભૂત છે.-નહિતર ભાવ મેલા હોય અને ક્રિયા કોઈ તપ-જપ વગેરેની થતી હોય તો તે ક્રિયા કેમ લાભ કરતી નથી? કહેવુ જ પડે જેવા ભાવ તેવા લાભ, પણ નહિ કે જેવી ક્રિયા તેવો લાભ"

હવે જોઈએ તો આ ઉપદેશ બુદ્ધિભેદ કરનારો છે; સાધક આત્માને ધર્મક્રિયા અને ધર્મઆચારો પર અનાસ્થા કરાવી એને છોડી દેવાની, અગર ન કરવાની વૃત્તિ જગાડનારો છે, અને એ છૂટયુ એટલે કેઈ પાપપ્રવૃત્તિઓ ઉભી રહેવાની છે. પોતાની તેવી પહોચ ન હોવાથી એ એવા ઉપદેશ પર એટલું વિચારી શકતો નથી કે 'જડની ક્રિયા આત્મા પર જો કશુ ન કરતી હોય તો શરીર પરના ઘાથી આત્માને વેદના કેમ થાય છે? આંખ સામે જેવા જડના ગમન-આગમન થાય તેના આધારે જ આત્મામા જ્ઞાન કેમ ઉત્પન્ન થય છે? કેવળજ્ઞાનીનું કેવળજ્ઞાન કેમ એકરૂપે નહિ, પણ ફરતું રહે છે? કહેવું જ પડે કે જગત પલટાતુ છે, તો જે જે સમય જગત જેવું જેવું બને, તે તે સમય તેવા તેવા પલટાયેલા જગતના આધારે, જ્ઞાનને તેવા તેવા બનવુ જ પડે. બાહ્ય ક્રિયાની તો બહુ અસર છે, આખો સંસાર એના પર ચાલ્યો છે. આત્માના આતરિક રાગ-દ્વેષાદિ ભાવો બાહ્ય ક્રિયા પર બહુ પોષાય છે. માતાના ટહુકાર પર સ્નેહરાગ અને નવી પત્નીના ટહુકાર પર કામરાગ જાગે છે. આત્માની સંસારમય અવસ્થા આખી ય બાહ્ય કર્મની બંધ-ઉદય-ઉદીરણા-સંક્રમણ વગેરે ક્રિયાના આધારે ચાલે છે. આત્મા વીતરાગ થવા છતાં, હજી પૂર્વ કર્મના ઉદયની ક્રિયા છે, તોઆત્મા મુક્ત નથી, સ સારી છે.' આ વિચારવામા નથી આવતું તેથી ભદ્રક જીવોનો બુદ્ધિભેદ થાય છે.

ક્રિયા ક્યાં નકામી છે? અનતી ક્રિયા નકામી ગઇ તે દ્રવ્યક્રિયા હતી માટે ભાવક્રિયા થઇ હોત તો કામ થઇ ગયું હોત. ક્રિયાનો ભાવ પ્રગટ ન પણ થયો હોય છતાં ભાવ લાવવા માટે કરાતી ક્રિયા પણ ભાવક્રિયાને ઉત્તેજનારી હોવાથી ઉપયોગી છે. મલિન આશય ન હોય, મૂઢદશા ન હોય, તો ક્રિયા કરતા કરતા અંતરમા પરમાત્મપ્રીતિનો ભાવ વધે છે, જિનવાણી-શ્રવણની ક્રિયા કરતા તત્ત્વ શ્રદ્ધાનો ભાવ પ્રગટે છે. કહો કે શુભ ભાવને જગાવવા-વધારવા માટે શુભક્રિયાઓ જ સમર્થ છે, અશુભ ક્રિયાઓ નહિ. શુભ આચાર-અનુષ્ઠાનોના આધારે જ ધર્મશાસન પરાપૂર્વથી ચાલ્યું આવ્યુ છે. એને નકામા કહેવા, એ બુદ્ધિભેદ કરાવનારૂ છે

માણસે બોલતાં બહુ વિચાર કરવાનો છે, જેથી અનધિકારી જીવોનો બુદ્ધિભેદ ન થાય. જે એને ધર્મ કરવાના પરિણામ (ભાવ) નષ્ટ થઇ જાય, સદગુરુ ઉપરની શ્રદ્ધા ચલિત થઇ જાય, દેવાધિદેવની પૂજા-ભક્તિ કરવાની ઉર્મિઓ મરી જાય, ઈત્યાદિ બધું બુદ્ધિભેદ થયો કહેવાય. અનધિકારીને શુદ્ધ દેશના બુદ્ધિભેદ કરાવે છે.

**સત્ત્વલેશ-ચલન**—અનધિકારીને શુદ્ધ દેશના દેવાથી સુકૃત કરવાનો જે થોડો ઘણો ઉત્સાહ હોય તે મરી જાય છે. બુદ્ધિભેદ થવાથી તો, જે સુકૃત કરતો હતો, તેને બંધ કરવાનું તો બને જ છે,

પરંતુ સત્ત્વના એટલે કે સુકૃત કરવાના ઉત્સાહનો રહ્યો સહ્યો અંશ નષ્ટ થવાથી આગળ માટે પણ સુકૃતરૂપી ધર્મપ્રવૃત્તિ આચરવાનું બંધ પડે છે. એટલું જ નહિ, પણ-

દીનતા:— દેશના દેનાર જ્યારે એમ કહે છે કે 'જેમ ધર્મની પ્રવૃત્તિ મુદ્દલ ન કરો, તેમ યથાસ્થિત ન કરતાં ગમે તે રીતે કરો તો પણ એની કશી કિંમત નથી, કશો લાભ નથી,' ત્યારે અનધિકારી જીવને એવાં, વચન સાભળીને સ્વકીય ધર્મક્રિયનું પોતાની બુદ્ધિથી સંભાવિત ફલ નહીં ઉપજવાની ગભરામણ થાય છે। અર્થાત્ એને એમ થાય છે કે-'અરે! આ તો હું ભૂલો પડચો! આ ધર્મની મહેનત હું નકામી જ કરૂં છું. કેમ કે આ દેશનાકારના કહેવા અનુસાર યથાસ્થિત તો કરી શકતો નથી, તો પછી એનું ધારવા મુજબ ફળ નહિ મળે. ત્યારે તો શા સારુ આ મજૂરી કરૂં? આ સુકૃત પર ધર્મ-બુદ્ધિથી મમતા જ શું કામ કરૂં?' આમ લાભનો અભાવ જાણીને એ દીન, શક્તિહીન બને છે.

આનાં દૃષ્ટાન્ત આજે હયાત છે. કાનજીસ્વામીનો કહેવાતા શુદ્ધ નિશ્ચયનો ઉપદેશ આજ પરિણામ લાવી રહ્યો છે. શ્રીમદ્ રાજચંદ્ર, હુકમમુનિ વગેરેના પ્રતિપાદનોએ આ ભયંકરતા સર્જી છે. એ ઉપદેશ અજ્ઞાન અને વિષયાંધને રળિયામણો લાગે, એમ થાય કે-'અહો, ખરું તો તત્ત્વ આજે કેટલા કાળે આમણે સમજાવ્યું! સાચો આત્મધર્મ બતાવ્યો!' પછી આજ સુધી જે થોડું ઘણું સુકૃત એ કર્યા કરતો હતો, તે કરવાની શક્તિ હવે એનામાથી મૂળમાથી જ નાશ પામે છે। એટલે માત્ર ચાલુ સુકૃત મૂકી દે, અગર નવાં સુકૃતનો ઉત્સાહ મરી જાય એટલું જ નહિ, પરંતુ મૂળમાથી જ સુકૃત કરવાની શક્તિ જ ખલાસ થઇ જાય છે! પહેલાં તો કદાચ માનતો હોય છે કે-'ભલે આપણે મહાત્માઓ જેવું ઊંચું સુકૃત નથી કરી શકતા. છતાં જે સુકૃત કરીએ છીએ એ સાસારિક પાપકૃત્યો કરતા તો સારૂં જ છે, તેથી કંઇક લાભ થશે;' પરંતુ હવે તો અનધિકારની દેશના સાભળવાથી એમ લાગે છે કે-'અમારાં આ મનમાન્યાં સુકૃતની સાંસારિક પાપકૃત્યો કરતા કોઇ વિશેષતા નથી, લાભકારિતા નથી, ઉલટું મિથ્યાત્વ લાગે છે, માટે હવે વ્યર્થ શા સારુ આમા કૂચે મરવુ?' એમ એનામાથી સુકૃતના મમત્વ જ ઉડી જાય છે। મૂળ સુકૃતશક્તિ જ નષ્ટ થઇ જાય છે! 'આ જિંદગીમા હવે કદી આવાં સુકૃત સામે ન જોવું,'-આવી દીનતા રાકડાગીરી ઉભી થઇ જાય છે. પછી આનું પરિણામ શુ? એજ કે,

સુ-અભ્યસ્ત મહામોહવૃદ્ધિ:—જન્મોજન્મથી સારી રીતે ને પુનઃ પુન સેવતા આવેલા મહા-મોહની વૃદ્ધિ થાય છે, અર્થાત્ મિથ્યાત્વરૂપી મોહ વધુ જોરદાર બને છે

પ્ર૦ મિથ્યાત્વ વધુ જોરદાર શી રીતે?

ઉ૦ પહેલાં તો એટલું જ મિથ્યાત્વ હતુ કે સાંસારિક પાપપ્રવૃત્તિઓને એ કરવા લાયક માનતો હતો, હવે મિથ્યાભાવ એ વધ્યો કે સુકૃતની પ્રવૃત્તિને નિરર્થક તો શુ પણ આગળ વધીને પાપપ્રવૃત્તિ કરતાં વધુ ભયાનક, વધુ અનર્થકારી માનતો થાય છે। પહેલાં ધર્મ ન કરવામાં જે આનંદ નહોતો અનુભવતો, એવો આનંદ હવે સુકૃત છોડીને અનુભવે છે। એમ માને છે કે-'હાશ! આવાં સુકૃતની આવી બાહ્ય મજૂરીની મારક મમતામાથી છૂટચો!' આ ઓછું મિથ્યાત્વ વધ્યું? સુકૃતની મમતા તો તારક કહેવાય, એને મારક માની બેઠો! પરિણામે, હિંસાદિ પાપકૃત્યો અને મોહમાયાદિને ભયાનક લેખવાને બદલે પ્રભુભક્તિ-વ્રત-પચ્ચક્ખાણ વગેરે સુકૃતને ભયાનક લેખવા મંડચો। મૂર્તિપૂજાના વિરોધીઓ અને દયા-દાનના વિરોધીઓની પણ શી સ્થિતિ છે? એજ કે એમને કામોત્તેજક ફોટાઓ પર જે દ્વેષ નથી એ વીતરાગની પ્રશમરસ ઝરતી મૂર્તિ પર છે! એમને ઘરવાસમાં ચાલી રહેલ પદ્કાય જીવના આરંભ-સમારંભ જેટલા નથી ખટકતા, એટલી મૂર્તિપૂજા ને દયાદાન ખટકે છે! એમને કામરાગાદિની ચેષ્ટાઓ અને ઇન્દ્રિયોના વિષયભોગ જેટલા નથી ખૂંચતા એટલી દયા-દાનની પ્રવૃત્તિ ખૂંચે છે। આ કેટલું મિથ્યાત્વ!

બીજી રીતે મહામોહની વૃદ્ધિ જોઈએ તો એ, કે મિથ્યાદર્શનમા પડેલા જીવો પણ જિનોક્ત સુકૃતો, જિનમૂર્તિ, દયા, દાન, વગેરેની પ્રત્યે, હિંસા-જૂઠ-અબ્રહ્મ વગેરે પાપો કરતા વધારે અરુચિ, ને વધારે સુગથી નથી જોતા; જ્યારે કહેવાતા નિશ્ચયની કે કહેવાતી અહિંસાદિની દેશના પામેલા અનધિકારી લોક એ જિનોક્ત સુકૃતાદિને વધુ સુગથી જુએ છે! તો શુ એ મહામિથ્યાત્વ નહિ? પાપને ઘૃણાથી જોવાને બદલે દયા આદિ ધર્મને ઘૃણાથી જોવું એ મહામોહનો નાચ છે, મંદ મિથ્યાદષ્ટિ કરતા પણ નીચી કોટિની ભવાભિનંદીપણાની સ્થિતિ છે. માટે જ એ માને છે કે-'હાશ! હવે હું માર્ગ સમજ્યો! આત્મધર્મ સમજ્યો! દયા-દાન-શીલ-તપ-પ્રભુપૂજન-સામાયિક વગેરેને તારક માનવાની મૂર્ખાઈ છૂટી! આજ સુધી એમ માનીને ઘણું ગુમાવ્યુ. ધર્મક્રિયાઓ કરી કરીને અનંતા ભવ ભટક્યો! આજે જાણ્યા મળ્યુ કે તરવુ હોય તો આત્માના ભાવથી જ તરાય. શરીરની ક્રિયા જુદી જ ચીજ છે, એની આત્માના ભાવ પર કોઈ અસર નથી, દયાની ક્રિયાથી સામાનો બચાવ નથી થતો; કટારી ભોકવાથી સામાનુ ખૂન નથી થતુ. સામાનો બચાવ કે મોત તો સામાના તેવા નિશ્ચિત પર્યાયક્રમથી થાય છે, ત્યા બીજાને દયા કરનારા કે ખૂન કરનારા માનવા એ મિથ્યાત્વ છે. આત્મદષ્ટિએ દયા અને હિંસાની ક્રિયા, બંને સરખી છે. 'આમા છે કોઈ મિથ્યામતિની હદ? મિથ્યાત્વનું કોઈ માપ? એની પાછળ પછી યથેચ્છ ખાનપાન, દુરાચારો અને પરિગ્રહાદિ મોહમાયા જ વધે કે બીજુ કાઈ થાય?

**ધર્મ કક્ષા મુજબનો હોય:** અનધિકારની દેશના આપનારે વિચારવું તો એ જોઈએ, કે સૌ-સૌની ભૂમિકાવાર, ને કક્ષાવાર ધર્મપ્રવૃત્તિ જુદી જુદી હોય છે. શાસ્ત્રમા તો બધા નયની વાતો હોય, પરંતુ શ્રોતાની કક્ષા મુજબ તે તે નયને આશ્રીને ઉપદેશ કરવાનો હોય છે. માટે તો ખુદ સમયસારની બારમી ગાથાની ટીકામાં કહ્યુ છે કે નિર્વિકલ્પ દશા નહિ પામેલા જીવોને માટે શુદ્ધ નિશ્ચયનયની દેશના નથી, અર્થાત્ એણે બાહ્ય આચારના વ્યવહાર અવશ્ય પાળવા જોઈએ, તો જ એ ઊંચો આવી શકે.

(૯૦) भवाभिनन्दीनां स्वानुभवसिद्धमप्यसिद्धमेतद्, अचिन्त्यमोहसामर्थ्यादिति। न खल्वेतानधिकृत्य विदुषा शास्त्रसद्भावः प्रतिपादनीयो दोषभावादिति। उक्तं च,

'अप्रशान्तमतौ शास्त्रसद्भावप्रतिपादनम्। दोषायाभिनवोदीर्णे, शमनीयमिव ज्वरे'॥

इति। कृतं प्रसङ्गेन, अधिकारिण एवाधिकृत्य पुरोदितान्, अपक्षपातत एव निरस्येतरान् प्रस्तुतमभिधीयत इति।

**અર્થ:** ભવાભિનંદી જીવોને આ અનુભવસિદ્ધ હોવા છતા માન્ય થતુ નથી; કેમકે [એનામા રહેલા] મોહનું અચિન્ત્ય સામર્થ્ય છે. એવાઓને આશ્રીને વિદ્વાન પુરુષે શાસ્ત્રનુ સત્ય નહિ કહેવું જોઈએ; કારણ કે એથી દોષ જન્મે છે. કહ્યું છે કે-'અશાંત મતિવાળાને શાસ્ત્રના સત્યનું પ્રતિપાદન કરવુ તે નવા આવેલા તાવ પર તેને દબાવી ઔષધ વાપરવા જેવુ છે' હવે આ પ્રાસંગિક ચર્ચાથી સર્યું. હવે પૂર્વોક્ત અધિકારીને ઉદ્દેશીને અને વિના પક્ષપાત અનધિકારીને બાદ રાખીને પ્રસ્તુત વિષય કહેવામાં આવે છે.

**અનધિકારી પર નવા રોગીનું દૃષ્ટાન્ત.**

**વિવેચનઃ**—ભવાભિનંદી જીવોમા રહેલ મિથ્યાત્વમોહનો એમના પર એટલો બધો પ્રભાવ હોય છે કે એ જીવોએ શુદ્ધ દેશનાના વિષયને ગમે તે રીતે જાણી લેવાથી બુદ્ધિભેદ વગેરે થવાનો...યાવત્ સુકૃતની શક્તિ નાશ પામવાનો અનુભવ જાતે કર્યો હોય છે, છતા એ એમ માનવા તૈયાર નથી કે 'અધિકાર વિના જાણવા-સાંભળવાનું આ કટુ પરિણામ આવ્યુ કે સુકૃત ગુમાવ્યા!' એ તો ઉલટું

એમ માને છે કે-'આ સુકૃતો તો અનર્થરૂપ હતા, તે અમને એવા અનર્થથી બચાવનારૂ શ્રવણ મળ્યુ! સાચો પ્રકાશ મળ્યો!' તેથી હવે એ સુકૃતથી આઘા રહેવાનુ હોશે હોશે કરે છે! એનુ પરિણામ શું આવે? એ જ ને કે સુકૃત તરફ સુગ કરવાની, મનમા 'શુદ્ધ ભાવ' 'શુદ્ધ ભાવ'ની માળા જપવાની અને બાહ્ય સાંસારિક આરંભ-સમારંભની પ્રવૃત્તિઓ ધરખમ ચાલુ!

માટે જ આચાર્ય મહારાજ કહે છે કે એવા અનધિકારી ભવાભિનંદી જીવોને ઉદ્દેશીને વિદ્વજ્જનોએ શાસ્ત્રના સત્યો, યાને સમ્યગ્ ભાવો નહિ કહેવા જોઈએ, કેમકે તેમ કરવાથી એને ઉલટું ઉપર કહેલ અનર્થ નીપજે છે જુઓ, પૂર્વ મહર્ષિનુ આ વચન એમા દૃષ્ટાન્ત આપીને સાક્ષી પૂરે છે.

अप्रशान्तमतौ शास्त्रसद्भावप्रतिपादनम् । दोषायाभिनवोदीर्णे शमनीयमिव ज्वरे ॥

-જેવી રીતે નવા સ્ફૂરેલા તાવમા જો તેને ઉતારી નાખવા માટે ઔષધ અપાય તો તે ઔષધ ગુણ કરવાને બદલે દોષકારી બને છે; તેવી રીતે અશાત મતિવાળાને જો શાસ્ત્રસત્ય બતાવવામા આવે તો તે તેને લાભને બદલે હાનિ કરે છે.

જેવી રીતે નવો તાવ આવ્યો, ગઈ કાલે તો સારા તાજા-માજા હતા અને આજે એકાએક તાવ ચઢચો તો આયુર્વેદ શાસ્ત્રનો નિયમ છે કે તાવ ઉતારી નાખવા કે પેટનો કચરો સાફ કરવા ઔષધ ન આપવુ જોઈએ. એમા તો કુપથ્ય ન કરે તેટલુ જ બસ છે. એમા તાવે ય જાય, ને કફ હોય તે પણ પાકી જાય. તો જ મૂળથી રોગ જાય. એવા પ્રસગમા રોગ પોતે જ ઔષધ છે ત્યા રોગને દબાવવો તે વસ્તુગત્યા ઔષધને દબાવવા જેવું છે. કુદરતની ક્રિયા છે કે તાવ દ્વારા દોષ કાઢી નાખે. એને દબાવવા જતા રોગ વધે છે, ઘટતો નથી. અપ્રશાન્ત એટલે કે જેનું મન શાન્ત નથી, વિહ્વલ છે, જે આત્મા સંકલિષ્ટ ચિત્તવાળો છે, તેને શાસ્ત્રના સત્ય આપવા તે નવા તાવને દવાથી દબાવવા જેવું છે. એ વધારે નુકશાન માટે થાય છે. તેથી એ એને માટે અનધિકારી છે. ચૈત્યવન્દન અધિકારીને અપાય. એમા અધિકારી-અનધિકારીનો પ્રસગ આવ્યો, તે હવે સમાપ્ત કરવામા આવે છે, અને પૂર્વે અધિકારીના જે લક્ષણ કહ્યા, તેવા લક્ષણવાળા અધિકારીને જ ઉદ્દેશીને અનધિકારીને બાદ રાખીને પ્રસ્તુત વિષય કહેવામાં આવે છે, અર્થાત્ ચૈત્યવન્દન સૂત્ર અગે વિવેચન શરૂ કરવામા આવે છે.

પ્ર૦- અનધિકારીને બાદ રાખવા, ને અધિકારીને ઉદ્દેશીને કહેવુ એમા પક્ષપાત નથી?

ઉ૦- ના, ચૈત્યવન્દનાદિ ધર્મથી ઉદ્ધાર પામવાના પાત્ર જીવ અધિકારી જીવો જ છે, અનધિકારીને દે તો ઉલટું મહામોહની વૃદ્ધિ વગેરે નુકશાન થાય છે. માટે અમુકને આપવુ ને અમુકને નહિ, એમા નિષ્પક્ષપાત વલણ છે, 'અપાત્ર જીવનું વધારે નિકન્દન ન થાય,' તેમા તો દયાભાવ જ છે, તેથી પક્ષપત નથી. હવે ચૈત્યવન્દનની વિધિ બતાવી સૂત્રની વ્યાખ્યા કરશે.



## ચૈત્યવન્દનની પૂર્વવિધિ.

(૯૦) इह प्रणिपातदण्डकपूर्वकं चैत्यवन्दनमिति स एवादौ व्याख्यायतेतत्र चायं विधिः–इह साधुः श्रावको वा, चैत्यगृहादावेकान्तप्रयतः, परित्यक्तान्यकर्त्तव्यः प्रदीर्घतरतद्भावगमनेन, यथासम्भवं भुवनगुरोः सम्पादितपूजोपचारः, ततः सकलसत्त्वानपायिनीं भुवं निरीक्ष्य, परमगुरुप्रणीतेन विधिना प्रमृज्य च, क्षितिनिहितजानुकरतलः, प्रवर्द्धमानातितीव्रतरशुभपरिणामो, भक्त्यतिशयात् मुदश्रुपरिपूर्णलोचनो, रोमाञ्चाञ्चितवपुः, मिथ्यात्वजलनिलयानेककुग्राहनक्रचक्राकुले भवाब्धावनित्यत्वाच्चायुषोऽतिदुर्लभमिदं सकलकल्याणैककारणं चाधःकृतचिन्तामणिकल्पद्रुमोपमं भगवत्पादवन्दनं कथञ्चिदवाप्तं, न चातःपरं कृत्यमस्तीति अनेनात्मानं कृतार्थमभिमन्यमानो, भुवनगुरौ विनिवेशितनयनमानसो,ऽतिचारभीरुतया सम्यगस्खलितादिगुणसम्पदुपेतं, तदर्थानुस्मरणगर्भमेव, प्रणिपातदण्डकसूत्रं पठति, तच्चेदम् नमोत्थु णं अरहंताणमित्यादि ।

અર્થ–અહીં ચૈત્યવન્દનમા પહેલા 'પ્રણિપાત–દંડક' નામનું સૂત્ર આવે છે, તેથી તે સૂત્રની વ્યાખ્યા પહેલી કરવામા આવે છે. ત્યા (સૂત્ર ભણવા પૂર્વે) આ વિધિ છે.

અહીં સાધુ કે શ્રાવક, જિનમંદિરાદિને વિષે એકાન્તે સાવધાન બને, અને બીજાં કાર્યને છોડીને રહે; તે પણ, ચૈત્યવન્દનના ભાવ લાબો કાળ ચાલે એવા ભાવમા પ્રવેશ કરીને. એણે સંભવ અનુસાર જગદ્‌ગુરુ પરમાત્માની પૂજા–ભક્તિ કરી હોય. ત્યારબાદ કોઈ જીવનો નાશ ન થાય એવી ભૂમિ ચક્ષુથી બરાબર જોઈને, તથા ભૂમિને પરમ ગુરુ પરમાત્માએ કહેલી વિધિથી પ્રમાર્જીને, જમીન પર ઢીચણ અને બે હાથના તળિયા સ્થાપિત કરી નમસ્કાર કરે! અત્યંત ચઢીયાતા તીવ્ર, શુભ પરિણામ વધતા ચાલે, ભક્તિના આવેગથી ચક્ષુ હર્ષના આસુથી ભરાઈ જાય, અને શરીર રોમાચ–વિકસ્વર બને, તથા પોતાની જાતને એવી કૃતાર્થ માને કે–

'અહો મિથ્યાત્વરૂપી પાણીમાં વસેલા અનેક કુમતરૂપી મત્સ્યોના સમૂહથી વ્યાપ્ત એવા આ સંસારસમુદ્રને વિષે, એમાં ય આયુષ્ય અનિત્ય હોવાથી, ભગવાનની આ ચરણવંદના અતિ દુર્લભ છે! છતાં પણ એ મને ગમે તે રીતે મળી! એ વદના સકલ કલ્યાણનું જ એક કારણ છે, અને એણે ચિંતામણિ અને કલ્પવૃક્ષની ઉપમાને પણ નીચી પાડી દીધી છે, એવી આ વંદનાથી વધીને કોઇ બીજું શ્રેષ્ઠ કાર્ય નથી'

એ પ્રમાણે ભાવના વડે પોતાના આત્માને કૃતકૃત્ય માનતો ભુવનગુરુ ભગવાનને વિષે પોતાની દૃષ્ટિ અને મન સ્થાપિત કરી દે. (પછી) અતિચાર લાગી જવાનો ભય હોવાથી સમ્યગ્ રીતે અસ્ખલિત વગેરે ગુણસંપત્તિથી યુક્ત અને અર્થના સ્મરણથી ભરેલું 'પ્રણિપાતદંડક' નામનું સૂત્ર ભણે. તે સૂત્ર આ 'નમોઽત્યુ ણ અરહંતાણં. ' વગેરે.

વિવેચન:

'પ્રણિપાતદંડક' એટલે:-ચૈત્યવન્દનના મહાન અનુષ્ઠાનમા પહેલુ 'પ્રણિપાતદડક' સૂત્ર ભણવામા આવે છે, તેથી એની વ્યાખ્યા અહીં પહેલી કરવામા આવે છે. 'પ્રણિપાતદંડક' સૂત્ર એટલે નમસ્કાર કરવાનું દંડક સૂત્ર. 'દંડક' શબ્દનો અર્થ 'આલાવો' કે 'આલાપક' થાય છે. એ એક વિષયને કહેનારો પદસમૂહ છે. દા. ત. 'સામાયિક-દંડક' એટલે સામાયિકની પ્રતિજ્ઞાનો આલાવો,-'કરેમિ ભંતે ! સામાઈયં...' વગેરે. 'પ્રણિપાતદંડક' ને સૂત્રના પહેલા પદથી ઓળખીએ તો 'નમુત્થુણં' તરીકે પણ ઓળખાય છે; તેમ એને 'શક્રસ્તવ' પણ કહેવામા આવે છે, કેમકે અરિહંતપ્રભુના ચ્યવન કલ્યાણક પ્રસંગે શક્રેન્દ્ર આ સૂત્રથી એમની સ્તવના કરે છે. પ્રસ્તુતમા આ દંડકસૂત્ર ભણતા પહેલાં ચૈત્યવન્દનની પૂર્વવિધિ શી કરવી, તે કહે છે.

**ચૈત્યવન્દનની પૂર્વવિધિ**:-સાધુ યા શ્રાવક જે ચૈત્યવન્દન કરવા ઉજમાળ થયો હોય તે, ચૈત્યઘર અર્થાત્ જિનમંદિરને વિષે અગર બીજા કોઈ પોષધશાળા વગેરે સ્થાનમા ચૈત્યવન્દન કરે. ત્યા ચૈત્યવન્દનની પૂર્વવિધિ શી કરવી, તે આ રીતે બતાવે છે:-

**(૧) ચૈત્યવન્દન માટે જ એકાન્ત પ્રયત્ન માનસિક ઉપયોગ, તથા અન્ય કાર્યોનો ત્યાગ.**

**(૨) પ્રદીર્ઘતર તદ્‌ભાવ ગમન.**

**(૩) યથા સંભવ અર્હત્-પૂજા સત્કારનું સંપાદન.**

**(૪) જીવવિરાધનારહિત ભૂમિનું નિરીક્ષણ તથા પ્રમાર્જન.**

**(૫) 'નમોત્થુ ણં અરહંતાણં' બોલતાં ભૂમિ પર ઢીંચણ અને હસ્તતલનુ સ્થાપન.**

**(૬) અતિ તીવ્રતર શુભ પરિણામનું વર્ધન.**

**(૭) અતિશય ભક્તિવશ હર્ષનાં અશ્રુ તથા રોમાંચ**

**(૮) મિથ્યાત્વભર્યા સંસારમાં અને ક્ષણભંગુર આયુષ્યમાં અતિ દુર્લભ એવી કલ્પવૃક્ષ સમાન અર્હત્-ચરણ-વંદનાનુ શ્રેષ્ઠ કર્તવ્ય મળવા બદલ કૃતાર્થતાનું સંવેદન.**

**(૯) ભુવનગુરુને વિષે જ ચક્ષુ અને મનનું સ્થાપન.**

**(૧૦) 'પ્રણિપાત-દંડક' સૂત્રનું સમ્યક્ પઠન, અને અર્થચિંતન.**

(૧) પહેલા તો ચૈત્યવંદન કરનાર એકાન્ત પ્રયત બને, એટલે કે મનમાથી બીજા-ત્રીજા વિચાર કાઢી નાખી, એક ચૈત્યવંદન માટે જ સાવધાન બને; ચૈત્યવન્દનના જ ખ્યાલવાળો બને; બીજા-ત્રીજા કાર્ય છોડી દઈ હવે ચૈત્યવન્દનની જ ક્રિયામા લીન બનવા તૈયાર થાય. 'મારે ચૈત્યવન્દનના મહાન અનુષ્ઠાનમા જોડાવુ છે. એ દ્વારા અરિહંત પરમાત્માની સ્તવનામાં લયલીન બનવુ છે. આ આ એની વિધિ, ને આ સૂત્ર એમાં આવા આવા ભાવ પ્રગટાવવાના છે .' ઈત્યાદિ રૂપે મનને સાવધાન કરે, પ્રણિધાન કરે. જયા ચૈત્યવન્દન શરૂ કરતાં જ આ ભાવ પ્રગટાવવાના હોય, આ તન્મય જાગ્રતિ ઊભી કરવાની હોય, ત્યાં પછી ચૈત્યવન્દનની ચાલુ ક્રિયામાં તો કેટલી બધી તન્મયતા જોઈએ ! તે વખતે સાથિયો ચિતરવાની કે બીજી-ત્રીજી ક્રિયા કેમ કરાય ? અથવા બીજી-ત્રીજી વસ્તુમાં ધ્યાન કેમ જ રખાય ? એક માત્ર ચૈત્યવન્દનમાં જ ધ્યાન હોય. એ માટે પહેલેથી ખૂબ જ સાવધાન બની જાય, અને તે સારુ અન્ય કાર્યોમાંથી નિવૃત્ત થઈ જાય. હવે માત્ર એકચિત્તે ચૈત્યવન્દન કરવા સિવાય બીજું કાઈપણ કાર્ય,

યાવત્ આસનને સરખું કરવું વગેરે પણ કરવાનું બાકી ન હોય; કે જેથી ચૈત્યવન્દન કરતી વખતે એવા કાર્યોની ડખલ આવે.

(૨) પ્રદીર્ઘતર તદ્‌ભાવ-ગમનઃ– ચૈત્યવન્દનને ઉપયોગી જે ઉચ્ચ કોટિનો ભાવોલ્લાસ, તે લાબા કાળ સુધી અવશ્ય ટકી રહે, કમમાં કમ ચૈત્યવન્દન-ક્રિયાની ઠેઠ પૂર્ણાહુતિ સુધી નક્કી બન્યો રહે, એ રીતે ચૈત્યવન્દનના ભાવમા આરૂઢ થાય. આ વસ્તુ એટલા માટે જરૂરી છે, કે ચૈત્યવન્દન શરૂ કર્યાં પછી ભાવ મદ ન પડી જાય, ક્રિયામા મન સુસ્ત, નિરુત્સાહ કે શૂન્ય ન બને, પહેલેથી ભાવોલ્લાસ ખૂબ લાબો ચાલે, એ રીતે મનને દૃઢ કરે. આમા ચૈત્યવન્દનની મહાભવ્યતા, પરમાત્માની લોકોત્તમતા–અનત ઉપકારકતા વગેરેની વિચારણા ઉપયોગી બને છે.

(૩) યથાસંભવ અર્હત્પૂજા-ઉપચારનુ સપાદન. ચૈત્યવંદનની પૂર્વ ભૂમિકામા ત્રીજી વસ્તુ ત્રિભુવનગુરુની યથાસભવ પૂજા અને ઉપચાર (સત્કાર) કરી લેવાના છે 'યથાસંભવ'નો અર્થ એ છે કે શ્રાવકને પોતાની શ્રાવકપણાની કક્ષા અને શકયતા અનુસાર પૂજા–સત્કાર કરવાના, તથા સાધુને પણ પોતાની સાધુતાની કક્ષા અને શકયતાને અનુસારે પૂજા–સત્કાર કરવાના. કેમકે શ્રાવકપણાની કક્ષામા શકયતા મુજબ અભિષેકાદિ–પૂજા સત્કાર આવશ્યક છે; ત્યારે સાધુપણાની કક્ષામા તદ્દન નિર્વદ્ય, નિષ્પાપ, નિરારંભ જીવન હોવાથી સચિત્ત જલ વગેરેનો સ્પર્શ પણ નિષિદ્ધ છે, તેમ સત્કારયોગ્ય સ્વકીય દ્રવ્યપરિગ્રહ પણ નિષિદ્ધ છે, તેથી અભિષેકાદિ પૂજા–સત્કાર એમને કરવાના હોય નહિ, માટે એમને પૂજા-સત્કારના સ્થાને એકાગ્ર અને ભક્તિભાવનામા લીન મને દેવદર્શન–સ્તુતિપાઠ વગેરે કરવાનું હોય છે.

પ્ર૦– ગૃહસ્થને પૂજા અને સત્કારમાં શો ફેર ?

ઉ૦— પૂજામા જલ–ચન્દનાદિથી અભિષેક–અર્ચન–વિલેપન વગેરે આવે, અને સત્કારમા વસ્ત્ર-અલંકાર વગેરે ઉત્તમ દ્રવ્યોનું અર્પણ આવે. બન્નેનું સ્વતંત્ર મહત્ત્વ છે.

અભિષેકાદિ પૂજા એ નિત્ય કરણીઃ-

પરન્તુ પહેલા એ જુઓ કે ચૈત્યવન્દનની પૂર્વભૂમિકામા આ જરૂરી કહ્યા, એ હિસાબે જયારે ચૈત્યવન્દન એક રોજની ક્રિયા છે, તો આ પૂજા–સત્કાર પણ રોજની ક્રિયા સિદ્ધ થાય છે. માટે જે લોકો 'અભિષેકાદિ પૂજાને હમેશાં કરવાનું વિધાન પ્રાચીન જૈન શાસ્ત્રોમા નથી', એમ કહે છે તે શાસ્ત્રના અનભિજ્ઞ છે, અને આવી ભયંકર ઉત્સૂત્ર પ્રરૂપણા કરીને કેઈ ભવ્ય જીવોને અર્હત્પૂજા જેવી ઉત્તમ સાધનાથી ભ્રષ્ટ કરવાનું ઘોર પાપ સેવી રહ્યા છે. ચૈત્યવન્દના એટલે અર્હદ્–વન્દના, એ શુ રોજનું આવશ્યક નથી ? એ આવશ્યક હોય તો પૂજા–સત્કાર પણ રોજના આવશ્યક હોવાનું સાબિત થાય છે. ત્યારે જો એ રોજના આવશ્યક ન હોય તો ગૃહસ્થના જીવનમાં રોજનો પ્રભુભક્તિનો ધર્મ કયાથી રહેવાનો ? જે અર્હત્ પ્રભુનો આપણા પર અનંત ઉપકાર છે એમના પ્રત્યે કૃતજ્ઞતાની રૂએ પણ નિત્ય પૂજા આવશ્યક ઠરે છે વળી ગૃહસ્થને માટે તો દ્રવ્યસ્તવને ખૂબ મહત્ત્વની નિત્ય ક્રિયા તરીકે કહી છે.

પ્ર૦ પ્રભુના અંગે પાણી ઢોળી દીધું એનું શું મહત્ત્વ ? અથવા વીતરાગ એવા એમની આગળ ઉત્તમ દ્રવ્યોના અર્પણથી શું વિશેષ ?

ઉ૦–બન્ને ય નવા જમાનાના પ્રશ્ન છે. પરન્તુ પૂજા–સત્કારની પાછળ રહેલા ઉત્તમ આશય-ઉદ્દેશ સમજવાથી એનું સમાધાન થઇ જશે.

અભિષેક પૂજાનું મહત્ત્વ. સસારની જડ અહંત્વનો નાશઃ

પ્રભુને અભિષેક એ ખાલી પાણી ઢોળવાની કે પ્રભુને સ્વચ્છ કરવાની ક્રિયા નથી, પરન્તુ

ઉત્કૃષ્ટ પ્રભુની આગળ પોતાની જાતની અપકૃષ્ટતાના, જઘન્યતાના તથા નમ્ર ભાવના પ્રતીકરૂપ અથવા એની ભાવનાની પ્રેરક એક ભવ્ય ક્રિયા છે. માટે પ્રભુના જન્મ વખતે ઈન્દ્રો અને અન્ય દેવો મહાન જન્માભિષેક મહોત્સવ કરે છે; પ્રભુને દીક્ષા લેવાના અવસરે પણ ભવ્ય અભિષેકપૂજા ઉજવે છે. પ્રભુની આગળ વિનયભાવે ઉભા રહી બે હાથમા નમાવેલો કળશ પકડી **નમ્ર મસ્તકે ને નમ્ર હૃદયે પ્રભુને અભિષેક કરવામાં આત્માના અનાદિના અહંકાર તૂટે છે જીવ અનતાનંત કાળથી સંસારની ૮૪ લાખ યોનીમાં ભટકી રહ્યો છે તેનુ એક મુખ્ય કારણ આપમતિ છે, અહંકાર છે.** મિથ્યાત્વ પણ એના પર પોષાય છે; અને કદાચ મિથ્યાત્વને હટાવ્યુ હોય તો પણ ઉપરના ચારિત્ર સુધીના ઉત્તમ ધર્મની સાધનામા જતા એ અટકાવે છે. એટલું ધ્યાનમાં રહે કે ધર્મ કઠીન છે માટે મોઘો છે, અને સસાર સરળ છે માટે સસ્તો છે, એવુ નથી. અહંકાર એને મોઘો–સસ્તો કરે છે. મન એવા એવા લોચા વાળે છે કે 'ચારિત્ર એ ઊચો ધર્મ ખરો, પરન્તુ હુ કુટુંબનો માલિક બન્યો છું તે હવે, એમને શુ એમ એકદમ છોડી દઉં? એકદમ છોડુ તો કેવો ઘેલો ગણાઉં?' લોક કહે, 'જુઓ આ બધાને રખડતો મૂકી ચાલ્યા.' અથવા 'માર્ગ ઊચો, કલ્યાણકારી, બધુ ખરૂં, પણ અહીં માલિક તરીકે, શેઠ તરીકે રહ્યા પછી સાધુ બની ગુરૂઓના તથા અન્ય સાધુઓના સેવક તરીકેનું જીવન મારાથી કેમ જીવી શકાય?' અથવા 'આપણે તો ભાઈ! જરા સહેલ–સગવડમા જીવેલા, તે આપણાથી આ કાયાએ ચારિત્રના કષ્ટ કેમ ઉપડે!' આવા આવા લોચાનો અર્થ શુ? એ જ કે અહંકાર નડે છે, આપમતિ નડે છે. અરે, ચારિત્ર તો દૂર, પણ તે પૂર્વેના ય કેટલા ય સુકૃત અહંકારને લીધે ગુમાવાય છે, આપમતિને લીધે બગાડાય છે! તેમ જગતના કેઈ પાપો અહંકાર અને આપમતિને લીધે જીવ સેવે છે! અહંભાવના ઉપર કેટલો ય ગુસ્સો, અભિમાન, માયા, તૃષ્ણા વગેરે કષાયો અને હાસ્યાદિ કષાયો પોષાય છે! 'હુ હોશિયાર છું બીજાને બનાવુ' એવા અહંભાવ ઉપર બીજાની હાસી, મશ્કરી ઉડાવાય છે! 'દુકાને બેસુ તો પાધરાં પૈસા મળે છે! સામાયિકમા એવુ પ્રત્યક્ષ ફળ મને દેખાતુ નથી.' આવુ કોણ મનાવે છે? જ્ઞાનીના વિશ્વાસને બદલે આપમતિના વિચાર, અહંભાવની ગણત્રીઓ! સસારની જડસમા આ અહંભાવનો ઉચ્છેદ કરવાનો એક ઉત્તમ ઉપાય અર્હત્ પરમાત્માની અભિષેક વગેરે પૂજા છે. એ પૂજા કરતા એ ખ્યાલ આવે છે કે–'અહો અસખ્ય દેવોના માલિક ઈન્દ્રોએ પણ પ્રભુની આગળ પોતાની જાતને પશુ જેવી ગણી અતિ નમ્ર ભાવે પ્રભુને અભિષેક કર્યા હતા! કેવા લોકોત્તમ આ નાથ! આમનું શરણુ મને પણ પરમાત્મા બનાવી દે એવુ છે આ અનંતજ્ઞાનીની આગળ હુ નિર્બુદ્ધિ છું, જડભરત છું. માટે મારે તો પ્રભુ! તુ જ ગતિ ને તું જ મતિ હો!' આમ અભિષેક પૂજાથી આત્મા નમ્ર બને છે, પ્રભુ પ્રત્યે પૂજ્યભાવવાળો અને આધીન બને છે, ભાવભરી અભિષેકની ક્રિયા એ અહંભાવ અને આપમતિને ઇલેકટ્રીકશોક (વિદ્યુત–આઘાત) લગાડે છે.

**પૂજા શેને કરી કહેવાય?** મહાન અવધિજ્ઞાનના ધણી ઈન્દ્રો જેવા પણ અભિષેક પૂજા કરવામા ઉલ્લસિત બને છે, પ્રભુને ઇંદ્રો અને દેવોના લાખો અભિષેક થાય છે! રાજ્યાભિષેક વગેરેમાં પણ અભિષેકનું મહત્ત્વ હોય છે, તો પછી અભિષેક પૂજાનુ કેટલું બધુ મહત્ત્વ ગણાય? પરતુ આજે એવી ગણત્રી થઇ ગઈ છે કે પ્રભુને કેશરથી ટીકી કરી એટલે 'મે પૂજા કરી, એમ માને છે! અને એટલું ન થયુ પણ અભિષેક, ધૂપ, સ્વસ્તિક વગેરે થયું, તો મનને એમ રહેશે કે–'મારે પૂજા ન થઈ.' આ ભ્રમણામા પરિસ્થિતિ એ બની ગઈ છે કે કેશરની ટીકી કરવાની તમન્ના રહે છે, અને અભિષેક તો પૂજારી કરી લે તો ચાલે!

**વાળાકુંચીનો ઉપયોગ**–એનુ પરિણામ એ આવ્યુ કે પ્રભુ લગભગ પૂજારીને ભળાવાઇ ગયા! પછી એ પ્રભુના અગે વાળાકુચીને કુચડાની જેમ ઘસે અને આશાતના થાય તો વાધો નહિ! એમા

૨૫-૫૦ વર્ષે ધાતુના પ્રતિમાજીના આંખ, કાન, નાક, મુખ ઘસાઇ નાબુદ થઇ જવાથી પ્રભુના નાશ જેવી ભયંકર આશાતના થઇ જાય તો ય વિચાર કરવાનો નહિ ! જે કેશર ભીના કપડાથી ય નીકળતુ ન હોય તે કાઢવા વાળાકુંચી યતનાથી વાપરવાનું શાસ્ત્રે કહ્યુ છે. યતનાથી વાપરવી એટલે જરા ય ઘસાઘસ કે અવાજ ન થાય એ રીતે, નહિતર આશાતના થાય. અભિષેકપૂજાનું ઊંચું મહત્ત્વ સમજે તો આના પર વિચાર કરવાનું બને; તેમજ ગામેગામ અભિષેકપૂજા દેવોની જેમ મોટો જનસમૂહ ઉજવે ! એમા ભાવોલ્લાસના તરંગો ઉછળે ! પરંતુ આજે આ કોણ વિચારે ? અસ્તુ. અભિષેકની જેમ બીજા પણ ચન્દનાદિથી વિલેપન, કેશરથી અર્ચન, પુષ્પ-પૂજન, ધૂપ-દીપાદિથી પૂજન, ઇત્યાદિ 'પૂજા'માં આવે

ઉપચાર (સત્કાર) પૂજાનું મહત્ત્વ . સંસારનું બીજ મૂર્છા કપાય –

જેમ 'પૂજા'થી અહંભાવરૂપી એક મૌલિક દોષ ઘટતો આવે છે, તેમ 'સત્કાર'થી મૂર્છારૂપી બીજો મૌલિક દોષ હ્રાસ પામે છે, કેમકે એમા પ્રભુની આગળ પોતાની કિંમતી પણ વસ્તુનું અર્પણ કરવાનું હોય છે, અને તે અર્પણ મૂર્છા કમી થાય તો જ બને. અહંભાવ અને મૂર્છા, આ બે સંસારના જબરદસ્ત કારણો છે. જેમ અહંભાવથી કેટલીય સમજાય એવી અને સરળ પણ ધર્મ-સાધના ગુમાવાય છે; તેમ મૂર્છાથી પણ ઘણા ય ધર્મકૃત્યો ગુમાવાય છે. અનાદિનો મૂર્છા અને સ્વાર્થાંધતાનો દુર્ગુણ જ એવો કે પરમાર્થ માટે ધન છોડવુ નથી ગમતું. કીડીને ખાવા કેટલું જોઇએ ? પરન્તુ એના દરમા ઢગલો દાણા પડેલા હોય છે. એમ માણુસની પાસે સાત પેઢી ખાય એટલુ ધન હોય છતા સુકૃત કરવું કેમ કઠીન પડે છે ? કહો, મૂર્છાના યોગે. ત્યારે પરમાત્માનો અગાધ ઉપકાર વિચારી કૃતજ્ઞભાવ અદા કરવા ખાતર પણ ઉપચાર-વિધિ અર્થાત્ સત્કાર કરવામા આવે તો મૂર્છા દોષ પર કાપ પડે છે. એમા પ્રભુને અલંકાર, અંગરચના વગેરેથી સત્કારવાનું આવે. આવા ત્રિલોકનાથનું આલંબન મળ્યા પછી તો મનને એમ થાય કે-'ફરી આ નાથ ક્યા મળશે ? તો મને જે કાંઇ મળ્યુ છે તે જાતને શોભાવવા નહિ, પણ નાથને શોભાવવા અર્પી દઉં !' ત્રિલોકનાથના ચરણે ધરેલું એ અક્ષય સુકૃત બને છે. 'પંચાશકજી' શાસ્ત્રમા કહ્યુ છે કે પોતાની જે શક્તિ પહોંચે તે મુજબ પ્રભુભક્તિમા સ્વદ્રવ્ય અર્પવુ. ત્યારે કોઇ પૂછે કે-'પણ થોડું અર્પે તેથી શું વિશેષ ?' ના ! ત્યા કહ્યુ છે કે જેમ સમુદ્રમા નાખેલું જલબિન્દુ એ અમર બની જાય છે, તેમ વીતરાગ પ્રભુની ભક્તિમાં અર્પેલું થોડુ પણ સ્વદ્રવ્ય અક્ષય લક્ષ્મી બને છે. વાત એક જ છે-ચૈત્યવન્દન એ નિત્ય કર્તવ્ય છે, તો તેની પૂર્વવિધિમા પૂજા સત્કાર નિત્ય કરો, યથાશક્તિ સ્વદ્રવ્ય પ્રભુના ચરણે અર્પો.

આમ, અહંભાવ અને મૂર્છાને કાપનારા પૂજા અને ઉપચાર (સત્કાર)નું પહેલા યથાશક્ય સંપાદન કરે તે પછી ચૈત્યવન્દન કરવાનું.

(૪) ચૈત્યવન્દન જે સ્થાને કરવાનું હોય તે સ્થાનને ચક્ષુથી બરાબર જોઇ લેવાનું, કે ત્યા કીડી વગેરે જીવજંતુ ન હોય. અને પાછું પરમગુરુ જિનેન્દ્રદેવે કહેલી વિધિ મુજબ જોવાનું સ્થાનએટલે કે ઉત્તરાસંગ (ખેસ)ના કોમળ દશીમય છેડાથી યતનાપૂર્વક ત્રણ વાર પ્રમાર્જી લેવાનું, કે જેથી પછી ત્યા બેસતા અદશ્ય પણ કોઈ સૂક્ષ્મ જંતુ કચરાઈ ન જાય. યતનાપૂર્વક એટલે કે પોચા હાથે ત્યા કપડાનો છેડો ભૂમિ પર જતનાથી ફેરવવાનો, પણ ઘસડવાનો નહિ, નહિતર તો જીવરક્ષાના સ્થાને ઉલટી જીવ-વિરાધના થઈ જાય સાધુ તેમજ પૌષધધારી શ્રાવકે ઉત્તરાસંગને બદલે રજોહરણથી પ્રમાર્જવાનું. અનંત જીવોને અભયદાતાની ભક્તિ કરવાની છે, ત્યાં શક્ય એવી અહિંસાનું પાલન અવશ્ય થવુ જોઇએ.

(૫) ભૂમિ પર કરતલ સ્થાપન પ્રમાર્જન કર્યા પછી પગની પાની પર બેસવાનું, કે જેથી બે ઢીંચણ જમીન પર અડે. ચૈત્યવંદન આ આસને કરવાનુ છે એમા પહેલુ પદ 'નમોત્થુ ણુ'મા

નમસ્કાર આવવાનો છે. તે નમસ્કાર પંચાંગ પ્રણિપાતરૂપ છે. અહીં કહ્યું છે કે નમોત્થુણં અરહંતાણં બોલતા, પહેલાં બે ઢીચણ અને બે હસ્તતલ જમીન પર મૂકવાના. ત્યારે, બે ઢીંચણ, હાથની અંજલિ સાથે મસ્તક જમીન પર અડાડી પંચાગ પ્રણિપાત થાય, ત્યા બે ઢીચણ, બે હાથ, એક મસ્તક એમ પાચ અંગથી નમસ્કાર કરવાનો. અહી જોવા જેવુ છે કે બીજા ધર્મવાળા કરે છે તેમ ભૂમિ પર દંડવત્ લાબા પડીને અષ્ટાગ નમસ્કાર કરવાનું ન કહ્યું; કેમકે એમા શરીર અડવાથી બધી પ્રમાર્જન બરાબર થઇ ન શકે. કદાચ પહેલા કરી લે તો પણ પછી ઉભા થતા પ્રમાર્જવાનું ન સાચવી શકાય. પંચાગ પ્રણિપાતમા એ સચવાઇ શકે છે. જૈનશાસનની એકેકી ક્રિયા કેવી ખુબ તાત્ત્વિક અને તારક રહસ્યભરી હોય છે, એ જોવા જેવુ છે!

**(૬) અતિ તીવ્રતર શુભ પરિણામનું વર્ણન** ચૈત્યવન્દનની પૂર્વવિધિમા અંતરાત્માને અતિ તીવ્ર શુભ ભાવોલ્લાસમા ઝીલતો કરે. ભાવ શુભ તો ખરા, પણ માત્ર સામાન્ય નહિ, કેવળ તીવ્ર નહિ, માત્ર અતિ તીવ્ર નહિ, કિન્તુ અતિ તીવ્રતર; અર્થાત્ અત્યંત અધિક ઉત્કટ ભાવ જાગ્રત કરે. શુભ ભાવ એટલે વિષયાસક્તિ અને કષાયોના ભાવ નહિ, પરન્તુ વિશુદ્ધ પરમાત્મભક્તિના હાર્દિક ભાવ. આ જગાવવા માટે મનમાથી અશુભ ભાવોને દૂર કરી મનને જગદ્ગુરુ અરિહંત પરમાત્માની સન્મુખ કરવુ જોઇએ. ત્યા જો આ સંસારમા પોતાની આજ સુધી થયેલી અનંત દુર્દશા જાણે નજર સામે તરવરે અને એ દુર્દશાનો અંત લાવનાર પરમાત્માની દુર્લભ પ્રાપ્તિ થઇ છે, એવો અટલ વિશ્વાસ હોય તો શુભ ભાવ ઉછળવા માંડે 'આ જગતમા સર્વથા રાગાદિ દોષ રહિત આવા વીતરાગ અને અનંત ગુણ-સંપન્ન પરમાત્માને પ્રાપ્ત કરવા એ કેટકેટલું દુર્લભ છે! એવી પ્રાપ્તિ થયા પછી એમની ઉપાસના જ એક શ્રેષ્ઠ કર્તવ્ય છે.! મહાપુણ્યશાલી આત્માઓએ એજ અપનાવ્યુ છે! દેવો અને ઇન્દ્રો જેવા પણ અર્હદ્ ભક્તિમા ગુલતાન બને છે!.'—ઈત્યાદિ વસ્તુ દિલમા હાડોહાડ વસી જાય! મન પ્રભુ સાથે તન્મય બનાવી દેવાય! ત્યારે ચૈત્યવન્દનમા ઉત્કટ શુભ ભાવ ઉછળવા માડે

**(૭) ભક્તિવશ હર્ષાશ્રુ-રોમાંચ:**—એ પછી એ કહેવામા આવ્યુ કે, ચૈત્યવન્દન કરવા પૂર્વે અંતરમા અરિહંત પરમાત્માની ઉપર પ્રીતિ, ભક્તિ અને બહુમાન ઉછળવાના કારણે આખમાથી હર્ષના આંસુ ઉભરાય અને શરીરે રોમાચ ખડા થઇ જાય. ભારે દુ:ખિયારા માણસને મહાન ઓથ—આશ્વાસન દેનાર મળી જતા આંખ અશ્રુભીની બને છે, રોમાચ વિકસ્વર થાય છે, એ પ્રમાણે અહીં જો મનને થાય કે-**'અહો! અનંત દુઃખભર્યા આ સંસારમાં ફસેલા મને આ ઉદ્ધારક પરમાત્મા મળ્યા! અહો! કેવું સુન્દર શરણું મળ્યું! પ્રભુ! તું તો મારા નરકનિગોદાદિ અનંતા દુઃખનો, અનંતી વિટંબણાનો, સર્વ પરાધીનતા, સર્વ અશાંતિ, સર્વ દુર્દશાનો અંત લાવનાર! વળી જગતની કિંમતીમાં કિંમતી વસ્તુ કરતાં અનંતગુણ શ્રેષ્ઠ આ પ્રભુ શોધ્યા કયાં મળે! આ મારા પ્રભુએ નિજનાં જીવન કેટલાં બધાં ભવ્ય વિશ્વદયામય, કઠોર સહિષ્ણુતામય, સર્વોચ્ચ સમતા—ઉદારતા—ગંભીરતાદિ ગુણમય અને મહાજ્ઞાનમય જીવ્યાં છે!** ' આવા બધા દુઃખોચ્છેદકતા અને અનંત ગુણોના ખ્યાલ ઉપર આખ આસુથી ભરાઇ જાય! અંગે અંગ પર રોમાચ ખડા થઈ જાય! ન મળી શકવાનું મળ્યા ઉપર રોમે રોમમા હર્ષ વ્યાપી જાય!

**રોજને રોજ હર્ષાશ્રુ અને રોમાંચ શી રીતે?—**

પ્ર૦—પહેલવહેલી વાર પરમાત્માની ભેટ થવા ઉપર તો આવુ થાય, પરન્તુ રોજને રોજ પ્રભુને મળવામા આ બધુ શી રીતે થાય?

ઉ૦ મોટા ટી. બી, કેન્સર જેવા દર્દવાળો માણસ રોજ ને રોજ ડાકટરને ભેટતા ગળગળો

થઈ જાય છે! મોટા દેવામા ફસાયેલો માણુસ રોજને રોજ કોઈની પાસેથી ભારે સહાય મળતી હોય તો ત્યાં સહાયકના રોજના દર્શને ગળગળો થાય છે! એમ અહીં પણ જ્યા સુધી ઘોર સંસાર-દુઃખ મીટે નહિ ત્યા સુધી મહાસહાય કરનારા પ્રભુના રોજ-રોજ દર્શન મળ્યે ગળગળા જરૂર થવાય. અરે! સહાય તો પછી, તે વિના પણ દુનિયામા જુઓ, કે ગરીબ માણુસ કોઈ મહાશ્રીમતને અપ્સરા જેવી સ્ત્રીઓ સાથે, મોટર-વિમાનમા મહાલતો, રોજના હજારો કમાતો વૈભવ-વિલાસની સ્થિતિમા રમતો જયારે જયારે જુએ છે, ત્યારે ત્યારે ગદ્‌ગદ થઈ જાય છે! તો પછી પ્રભુને રોજ રોજ જોતા કેમ ગદ્‌ગદ ન થવાય? એ પણ અનતા અવ્યાબાધ સુખમા મહાલે છે, અનંતજ્ઞાનાદિ ગુણોથી સમૃદ્ધ છે! તો પોતે તેવો ન થાય ત્યા સુધી આકર્ષણ જરૂર બન્યું રહે. વાત એટલી છે કે આ વસ્તુ, જડ વૈભવ-વિલાસ નહિ પણ અનંતા આત્મવૈભવ-વિલાસની ઉત્કટ ભૂખ લાગી હોય તો બને.

(૮) અર્હદ્-વન્દનાનુ મૂલ્યાંકન અને કૃતાર્થતાનું સંવેદન —

ચૈત્યવન્દનની તૈયારી માટે આઠમી વસ્તુ આ જોઈએ કે અર્હત્ પરમાત્માના ચરણે જે વન્દના કરવાનું જીવને મળ્યું છે, તેનું ઉત્કૃષ્ટ મહત્ત્વ સમજવું જોઈએ, ને તે મળવા બદલ પોતાની જાતને ખૂબ જ કૃતાર્થ માનવી જોઈએ.

**સંસારની ભયાનકતા : વન્દનાની દુર્લભતાઃ**

પ્ર૦.–વન્દનાનુ ઉત્કૃષ્ટ મહત્ત્વ એટલે?

ઉ૦–મહત્ત્વ આ રીતે.–એક તો આ સંસારસાગર મિથ્યાત્વરૂપી પાણીથી ભરેલો છે. સંસારીજીવોમા જયા જુઓ ત્યા, ને આપણા જીવના અનંતાનંત ભૂતકાળમા ય જયા જુઓ ત્યા મિથ્યામતિ, અતત્ત્વશ્રદ્ધા, રાગાદિ દોષ-રુચિ, વિષય પક્ષપાત વગેરે મિથ્યાત્વના રૂપકો જ ભરચક ભર્યા દેખાય છે. આમા શુદ્ધ અર્હદ્-વન્દના, કે જેમા સમ્યગ્દર્શન જરૂરી છે, એ કયાંથી ઝટ પ્રાપ્ત થાય? વળી એ ભવસમુદ્ર અનેક અવિરતિ, કષાયો, યોગ અને પ્રમાદરૂપી જળચર પ્રાણીઓના થોકથી વ્યાપ્ત છે. અવિરતિ એટલે વિષયાસક્તિ અને હિંસાદિપાપવૃત્તિ, કષાયો એટલે ક્રોધ-માન-માયા-લોભ-કામ અને હાસ્યાદિ, યોગ એટલે મન-વચન-કાયાની ધૂમ પ્રવૃત્તિ; તથા પ્રમાદ એટલે અજ્ઞાન-ભ્રમ-સંશય, અશુભનું સ્મરણ અને શુભનું વિસ્મરણ વગેરે આ એવા ભયંકર હોય છે કે જીવ એની પકડમાથી છૂટી જ શકે નહિ; કેમકે જીવને એ અનિષ્ટ પણ લાગતા નથી, ભય પણ થતો નથી, અને એમાથી છૂટવાનો પણ પ્રયત્ન પણ થતો નથી. પછી આમા શુદ્ધ અર્હદ્-વન્દના કયાથી સૂઝે? વળી સંસારમા આયુષ્ય મળે છે તે ય અનિત્ય હોય છે, તેથી તે પુરૂ થતા થતામા ચૈત્યવન્દન મળી જવુ કયા સહેલું છે?

**અર્હદ્‌વન્દનના આગળ ચિંતામણિય વિસાતમાં નહિ.**—આમ ઘોર સંસારમા ભગવાનના ચરણે વન્દના કરવાનુ મળવું અતિ અતિ દુર્લભ હોય છે. એ મળે એના તો મહાભાગ્યના દરવાજા ઉઘડી ગયા! કેમકે એ વન્દના દુર્લભ હોવા ઉપરાત એટલી બધી ઉચ્ચ ફલદાયી છે કે એણે ચિંતામણિ અને કલ્પવૃક્ષનીય ઉપમાઓને નીચે ઉતારી નાખી છે! ફીક્કી પાડી દીધી છે! ચિંતામણિરત્ન કે કલ્પવૃક્ષ ભલે મનોવાછિત આપે પરંતુ તે તો આ ક્ષણિક જીવન પૂરતું જ. બાકી એની પાછળ જન્મ-મૃત્યુ, દુર્ગતિ વગેરેના ભયંકર દુખ ઉભા રહે છે! જયારે અરિહંતને કરાતી વન્દના એ તો અચિંત્ય સ્વર્ગ-મોક્ષ સુધીના ફળને આપે છે; અને જન્મ-મૃત્યુ તથા ભવોભવ-ભ્રમણની અને દુઃખોમા સબડવાની દુર્દશાનો કાયમી અંત લાવે છે! આવી વન્દનાને ચિંતામણિ સાથેય કેવી રીતે સરખાવી શકાય?

**કૃતાર્થતાનું સવેદન** આ બે રીતે વંદનાનું ઉત્કૃષ્ટ મહત્ત્વ સમજી એવી ભાવના ભાવવી જોઈએ કે "**અહો! ભીમ ભવસાગરમાં દુર્લભ અને ચિંતામણિને ટક્કર મારે એવું સુંદર અર્હદ્-**

વંદન મને ગમે તે પ્રકારે પ્રાપ્ત થયું ! મારે તો જાણે આશ્ચર્ય ઘટના બની ગઇ ! આ ચૈત્ય-વંદનની ક્રિયા તો સમસ્ત રોગ-શોક-દુઃખ-દુર્દશા-જન્મ-જરા-મૃત્યુ વગેરેનો અંત કરનારી છે ! તેથી ચૈત્યવંદન અર્થાત્ અર્હદ્-વન્દનથી વધીને જગતમાં કોઇ ચઢીયાતું કૃત્ય નથી, કર્તવ્ય નથી. અહો ! ઉત્કૃષ્ટ પુણ્યોદય મારો, કે આ મને પ્રાપ્ત થયું ! મારાં ભાગ્યની અવધિ નથી. આ પ્રાપ્તિથી, અહો ! મારો જન્મ કૃતાર્થ થયો ! આ જન્મ પામ્યો તે સફળ થયો !' આ પ્રમાણે પોતાની જાતને કૃતાર્થ માને; ચૈત્યવંદનની પ્રાપ્તિને મહાન ગૌરવવંતી માને. દુનિયાના બધા કાર્ય કરતા અરિહંતને વંદના કરવાનું કર્તવ્ય શ્રેષ્ઠ માને ! કેમકે બીજાં કાર્યના પ્રયત્નો આપી આપીને શું આપે ? કદાચ આખી દુનિયાનું રાજ્ય આપે, કે સમૃદ્ધિના ઢેર આપે, પરંતુ તેથી કાંઈ નરક-નિગોદાદિ દુર્ગતિનો ભય મટે નહિ, સંસાર કટે નહિ ! ત્યારે આ અર્હદ્-વંદના તો એ કાર્ય કરી આપે છે ! આવી અર્હદ્-વંદના એટલી બધી દુર્લભ છે, કે એ આ જગતમાં શોધી જડે નહિ. ક્ષેત્રની દૃષ્ટિએ ચૌદ રાજલોકના વિરાટ ક્ષેત્રમા કયા જડે ? અરે, અર્હત્ પ્રભુના ચૈત્ય પાસેના ક્ષેત્રમા જન્મ પણ મળી ગયો, તોય ભાવની દૃષ્ટિએ દુર્લભતા છે ! કેમકે મિથ્યાત્વના યોગે જીવ અર્હત્ પ્રભુ પ્રત્યે એવી મિથ્યા માન્યતાઓમાં ફસ્યો હોય છે કે ત્યા પણ અર્હદ્-વંદનાના ભાવ જાગતા નથી. ત્યારે અર્હદ્-વંદનાને યોગ્ય દ્રવ્ય અને કાળ પણ મળવા મુશ્કેલ છે. ચૈત્યવંદના કરનારને લાગે છે કે 'આમ મહાદુર્લભ એવી અર્હદ્-વંદના મને શી રીતે મળી, એ આશ્ચર્ય છે ! કેમકે મારામા તેવી કોઇ વિશિષ્ટ ગુણ-યોગ્યતા પણ દેખાતી નથી. આ તો જાણે લોટરીનું ઇનામ લાગે તેમ અર્હદ્-વંદના ગમે તે પ્રકારે મળી ગઈ છે ! હવે આનાથી વધીને કોઇ બીજુ કર્તવ્ય નથી, એવુ મહાદુર્લભ અને અનંતલાભદાયી કર્તવ્ય મને મળ્યુ !' આ રીતે વંદના કરનારો પોતાની જાતને કૃતકૃત્ય માને. 'આનાથી વધીને શું બીજું વધુ દુર્લભ કૃત્ય મળવાનું હતુ ? કંઈ જ નહિ. માટે આ મળ્યુ એજ ખરેખર દુર્લભ મળ્યું,' એમ કૃતાર્થતાનું સંવેદન કરે.

(૯) ભુવનગુરુને વિષે ચક્ષુ અને મનનું સ્થાપન, એ નવમો મુદ્દો છે. ચૈત્યવન્દન શરૂ કરવા પહેલાં ભાવોલ્લાસની વૃદ્ધિ વગેરે કરવાની સાથે હવે દૃષ્ટિ તથા મનને બરાબર ભગવાન અરિહંત દેવ ઉપર સ્થાપિત કરવા જોઈએ. પરમાત્માનું પાદવન્દન આતરશત્રુનો નાશ કરે છે, અનંતા કર્મ-બંધનના ભુક્કા કરે છે. એવુ પાદવન્દન મળ્યાનો ગૌરવ અનુભવનાર સહેજે સહેજે પરમાત્મા ઉપર પોતાની ચક્ષુ અને મન સ્થાપિત કરી ચૈત્યવન્દન માટે ઉદ્યત થાય છે. ચક્ષુ અને મનને સ્થાપિત કરી દેવાના, એટલે એવા ચોટાડી દેવાના કે આખું ચૈત્યવન્દન પૂર્ણ થાય ત્યા સુધી ત્યાથી ખસે જ નહિ. ખસે નહિ એટલે સમજો છો ? વચમા વચમા આડે અવળે કયાય ન જાય ! એક માત્ર ભગવાન પર જ દૃષ્ટિ અને મન રહે. આત્માની ચંચળતા દૂર કરી સ્થિરતા કેળવવા માટે આ સુંદર સાધન છે. આવા અનંતગુણસંપન્ન પરમાત્મા જોવા મળ્યા પછી, અરે ! ભાવવા અને ધ્યાવવા મળ્યા પછી ક્ષણવારમા આખ બીજે ભટકે, મન 'કોણ આવ્યું', કોણ ગયુ. .એ શું પડ્યું છે, બીજુ શું પડ્યુ છે.' .. એમ ચંચળતા ને જિજ્ઞાસા સેવ્યા કરે, એનો અર્થ શું ? મનને એમ થવુ જોઇએ કે,

'આ જગતમાં આ મારા દેવાધિદેવથી વધીને જોવા લાયક કોઈ ચીજ નથી આમને મેં સ્થિરતાથી દીર્ઘકાળ પર્યંત જોઈ એમનામાં ઠરવાનુ કર્યું નથી, માટે જ જ્યાં ત્યાં નિષ્ફળ ડાફોળીયાં મારવાની અને બીજું ત્રીજુ જોવાની કુટેવ ચાલુ રહે છે. બસ, હવે તો આવો સુંદર યોગ મળ્યો છે, તો ક્રમમાં ક્રમ ચૈત્યવન્દન પૂરૂં થતાં સુધી નાથને જ જોયા કરૂં ! અહો, કેવી સુંદર પ્રભુની વીતરાગ-મુદ્રા ! કેવું'ક મહાલાવણ્ય ! કેવું ચન્દ્ર જેવું વદન ! કેવું'ક ગંભીર અને પ્રૌઢ મુખ ! કેવી પ્રશાંત દૃષ્ટિ ! .'

આમ મન અને ચક્ષુ, ઉછળતા ઉલ્લાસ અને નિર્ધારિત સ્થિરતા સાથે પ્રભુના ઉપર સ્થાપિત થઇ જવા જોઇએ. પછી ચૈત્યવન્દનમા જે જે બોલાતુ જાય તેનો તેનો પ્રભુની સાથે સંબંધ જોડાતો જાય; એટલે પણ દૃષ્ટિ અને મન પ્રભુની ઉપર જ લાગ્યા રહે. આવા કોઇ પ્રયત્નો થાય તો અનાદિની કુટેવો અને કુસંસ્કારો નાબૂદ થતા આવે; તેમજ ચૈત્યવન્દન એટલે કે પરમાત્માને વન્દના એ વિનય, શિસ્ત અને વફાદારીથી કરી કહેવાય. દુનિયામા કોઇ રાજા-મહારાજા જેવા મોટા માણસની આગળ કોઈ વાત કરવાની હોય, અરજ ગુજારવાની હોય તો તે શું આડા-અવળા ડાફોળીયા મારતાં થાય? કે બરાબર સ્થિરપણે દૃષ્ટિમાં દૃષ્ટિ મિલાવીને? ત્યાં બધી શિસ્ત-વિનય-વફાદારીની ખબર પડે છે, ને અહી ત્રિલોકનાથ આગળ નથી આવડતુ! સમજવુ જોઇએ છે કે અહીં દૃષ્ટિ જયા ત્યાં ભટકાવવામા પરમાત્માની આશાતના થાય છે, પુણ્યકાર્ય વખતે પાપનું ઉપાર્જન થાય છે, કુટેવ પોષાય છે...ઈત્યાદિ કેઈ નુકશાન થાય છે! માટે દૃષ્ટિ અને મન બરાબર પ્રભુ ઉપર સ્થાપિત કરી દેવા જોઇએ.

(૧૦) 'પ્રણિપાત દંડક' સૂત્રનું સમ્યક્ પઠનઃ

આ રીતે ઠેઠ ચક્ષુ અને મનને પરમાત્મા પર બરાબર સ્થાપિત કરી દેવા સુધીની પ્રાગ્-વિધિ સુધી આવી પહોંચ્યા પછી હવે ચૈત્યવન્દન શરૂ કરતા 'પ્રણિપાત દંડક' સૂત્રનું સારી રીતે ઉચ્ચારણ કરે, 'નમોત્થુણં' ..વગેરે. એ બોલતા, ઉપર કહ્યું તેમ ઢીંચણ અને હાથના તળિયા જમીનને અડે.

ચૈત્યવન્દન એટલે કે અર્હદ્-વંદનામા 'હું અરિહંત પ્રભુને વંદના કરૂં છું' માત્ર એટલેથી પતાવવાનુ નથી એમા તો અર્હત્ પરમાત્માને વિવિધ વિશેષણોથી સ્તવીને એમને નમસ્કાર કરવાનો છે. એ સ્તવના કરવા માટે, ગણધર ભગવન્તે રચેલ સૂત્રના પદે પદમા જયારે મહાગંભીર તાત્ત્વિક ભાવો ભર્યા પડચા છે ત્યારે એનું ઉચ્ચારણ પણ વ્યવસ્થિત થવુ જોઇએ. વ્યવસ્થિત ઉચ્ચારણનો અર્થ એ કે અસ્ખલિત, અમિલિત ગુણોવાળું આદિ બહુ સ્પષ્ટ અને શુદ્ધ ઉચ્ચારણ. સમુદ્રમંથનના જેવા, નાભિમાથી ઉઠતા ગંભીર અને મધુર અવાજે ઉચ્ચારણ થવુ જોઈએ. અક્ષરે અક્ષર સ્પષ્ટ બોલાય, જે હોય તે બોલાય, જોડાક્ષર હોય તો જોડાક્ષરની જેમ; દા૦ ત૦ 'અનત્થ ઉસસિએણ' નહિ પણ 'અન્નત્થ ઊસસિએણં.' સ્વર સહિત વ્યંજન તે પ્રમાણે, અને એકલો વ્યંજન એકલા વ્યંજન પ્રમાણે. દા. ત. 'તમ ધમ્મચક્કવટ્ટિ' નહિ, પરંતુ 'તમ્ ધમ્મચક્કવટ્ટિ' પાછો એક પણ અક્ષર ઓછો ન બોલાય, કે વધુ ન બોલાય, પણ સ્ખલના વિના, અને એક અક્ષર બીજા પર ચઢી ન જાય, ભેળસેળ ન થાય કે આઘો-પાછો ન થાય એ રીતે બોલાય. કોઇ સાભળતો હોય તો તે દરેક અક્ષરને મોતીના દાણાની જેમ ગણી શકે, એવુ સ્પષ્ટ ઉચ્ચારણ થવુ જોઇએ. વળી પૂર્વે 'પાઠોપયોગ'માં કહી આવ્યા તે રીતે પદચ્છેદ, ભાર આપવાનું, વગેરે સાચવીને બોલાવુ જોઇએ. તે પણ આતરિક ભાવપૂર્વક બોલાવુ જોઇએ. દિલમા તેને યોગ્ય લેશ્યા, અધ્યવસાય, સંભ્રમ, સંવેગ વગેરે ભાવ ઉછળતા રહે અને ઉચ્ચારણ થાય. એમાય બને તો પૂર્વ પૂર્વ પદના ભાવની સંકલના પૂર્વક પછી પછીના પદના અર્થનો ભાવ મનમા સ્ફૂરતો જાય એ રીતે બોલવાનું.

આ બધુ સાચવવાનું કારણ એ છે કે એમા ગરબડ થાય તો અતિચાર લાગે છે, દોષ લાગે છે; અને ચૈત્યવન્દનનો સાધક આત્મા જયારે ચૈત્યવન્દન આત્માના કલ્યાણ માટે જ કરે છે, તો પછી એને અતિચાર લાગી જવાનો ભય હોય છે. એટલે એ એમ ન વિચારે કે-'કંઇ નહિ, સૂત્ર બરાબર નહિ બોલાય, તો ૧૦૦ ને બદલે ૮૦ ટકા ફળ મળશે.' એને તો ખૂબ ડર હોય, 'રખે મને કોઇ અતિચાર લાગે!' કેમકે અતિચારથી ક્રિયા વિકૃત થઇ જાય છે. દૂધમા મીઠું પડે તો? ફોદા જ થાય ને? સૂત્ર ગમે તેમ બોલવાથી આશાતના-અનાદર થાય છે, તેથી જીવ જ્ઞાનાવરણીયાદિ કર્મથી બંધાય છે. સમજે એના માટે તો સૂત્રનુ આલંબન પણ મહાન યોગ-સાધના રૂપ છે.

સૂત્રનો અર્થ ન આવડતો હોય, છતાં જાણે સામે પાટિયા પર લખેલા અક્ષર કેમ વાંચતા હોઇએ ? એ રીતે પ્રત્યેક અક્ષર પર ધ્યાન આપીને ઉચ્ચારણ થાય, તો પણ એમા ચિત્તની મહાન એકાગ્રતાનો યોગ સિદ્ધ થાય છે. સૂત્રના અક્ષરોમા ડૂબી જવુ જોઇએ. પાણીમાં ડૂબેલાને જેમ બીજો ખ્યાલ ન હોય તેમ સૂત્રાક્ષરોનુ ઉચ્ચારણ કરતા કોઇ બીજો ખ્યાલ નહિ, અક્ષરો પર એટલું ચિત્ત લાગેલું હોય કે આ ત્રણ અક્ષરનો શબ્દ બોલાયો, આ ચાર અક્ષરનો બોલાયો...આ સંયુક્ત અક્ષર આવ્યો, આ અડધો અક્ષર આવ્યો ..ઇત્યાદિ નજર સામે જાણે દેખાતું જાય. જિનકલ્પી મહાત્માઓનું સૂત્ર-રટણ પણ એટલા બધા સતેજ ખ્યાલવાળું હોય છે, કે એ એનાં આધારે સમયનું માપ કાઢી શકે છે કે આટલો સમય વીત્યો તો અત્યારે આટલો દિવસ કે રાત્રિ વીતી હશે,' તેમજ એ સૂત્ર-રટણમાં તલ્લીનતા એવી કે બીજો કોઇ વિચાર મનને સ્પર્શી ન શકે!

આવા સૂત્ર ઉચ્ચારણમા સાથે અર્થનો ખ્યાલ હોય એટલે તો સોનામા સુગધ ભળે. દા. ત. 'નમોત્થુણ'' પદ બોલતા જ એનો અર્થ 'નમસ્કાર હો,' અર્થાત્ 'ઈચ્છાયોગનુ નમન ' એ સાથે જ લક્ષમા આવે. જ્યાં એ લક્ષમાં નથી હોતુ ત્યાં ગોટાળો એવો થાય છે કે માથું નમાવી નમન પહેલુ કરી લઇ, પછી માથું ઉંચકી 'નમોત્થુણ' બોલવાનું કરાય છે. ખરી રીતે 'નમો. .' બોલતી વખતે જ માથુ નમવુ જોઈએ; માથું નમતી વખતે જ નમો બોલવુ જોઇએ સાથે 'અરહ તાણું ભગવંતાણું' બોલાય ત્યા જાણે સમવસરણ નજર સામે હુબહુ દેખાય! એમાં બાર પર્ષદાથી પરિવરેલા, અશોકવૃક્ષ-ત્રણ છત્ર-ચામર-પુષ્પવૃષ્ટિ વગેરેથી શોભતા જગદ્ગુરુ અરિહંત પરમાત્મા દેખાય ..એવી રીતે આગળના પદોના ઉચ્ચારણ વખતે તેનો ભાવાર્થ નજર સામે આવે. ચતુર્વિંશતિ સ્તવ ('લોગસ્સ') સૂત્ર બોલવાનું આવે ત્યા જાણે નજર સામે ત્રીજા આરાના છેડેથી તીર્થંકરદેવરૂપી સૂર્ય પ્રકાશતા દેખાય, તે ઠેઠ ચોથા આરાના છેડા સુધીમા ૨૪ સૂર્યો ઝગમગ ઝગમગ પ્રકાશતા યુગને જ્ઞાનમય બનાવી દેતા દેખાય. સારાંશ એ છે કે સૂત્રના ઉચ્ચારણની સાથે મનમા અર્થનું ચિત્ર ખડું થાય. વ્યવહારમા એમજ વાતચીત થાય છે, જેમકે 'ફલાણાભાઇ તો મોટરવાળા!' એટલે મનમા નજર સામે મોટર તરવરે છે! એમ અહી સૂત્રના પદો બોલતા જાય અને દરેક પદની વસ્તુ ખ્યાલમા આવતી જાય, નહિ કે એક સ્ટેશનેથી ગાડી ઉપડી તે વચલા સ્ટેશનોના ખ્યાલ વિના જ છેલ્લા સ્ટેશને જઈ ઉભી રહે ત્યારે ધ્યાનમા આવે; એની જેમ ખ્યાલ વિના સૂત્ર પૂરૂં બોલાઇ જાય ત્યારે ખ્યાલમા આવે કે 'આ તો પુરૂ થઇ ગયું!' પણ વચમા શું શું બોલાયુ કે એમા શી શી વસ્તુ આવી ગઈ, એના તરફ તો લક્ષ પણ ગયુ નહિ! ઉચ્ચારણ આવુ નહિ થવું જોઇએ.

હવે નીચે પ્રમાણે 'પ્રણિપાતદંડક' નામનું પહેલું ચૈત્યવંદન સૂત્ર બોલે. ( આને શક્રસ્તવ પણ કહેવાય છે.

## 'પ્રણિપાત–દંડક' સૂત્ર.

સૂત્ર:

(१) नमोत्थु णं १ अरहंताणं–२. भगवंताणं

(२) ३. आइगराणं– ४. तित्थयराणं– ५. सयंसंबुद्धाणं,

(३) ६. पुरिसुत्तमाणं–७. पुरिससीहाणं–८. पुरिसवरपुण्डरीयाणं– ९. पुरिसवरगन्ध-हत्थीणं,

(४) १०. लोगुत्तमाणं–११. लोगनाहाण– १२. लोगहिआणं– १३. लोगपईवाणं– १४. लोगपज्जोअगराण,

(५) १५. अभयदयाण–१६. चक्खुदयाणं– १७. मग्गदयाणं– १८. सरणदयाणं– १९. बोहिदयाणं,

(६) २०. धम्मदयाणं–२१. धम्मदेसयाणं– २२ धम्मनायगाणं–२३. धम्मसारहीणं, २४. धम्मवरचाउरन्तचक्कवट्टीणं,

(७) २५. अप्पडिहयवरनाणदंसणधराणं–२६. वियट्टछउमाणं,

(८) २७. जिणाणं–जावयाणं, २८. तिण्णाणं–तारयाणं, २९. बुद्धाणं–बोहयाणं, ३० मुत्ताणं–मोयगाण,

(९) ३१. सव्वन्नूणं सव्वदरिसीणं, ३२. सिव-मयल-मरुअ मणंत-मक्खय–मव्वाबाह–मपुणरावित्ति–सिद्धिगइनामधेयं ठाणं संपत्ताणं, ३३. णमो जिणाणं जिअभयाणं.

અર્થ:–

(૧) નમસ્કાર હો (૧) અરિહંતદેવને (એ કેવી વિશેષતાવાળાને ?) (૨) ભગવાનને,

(૨) (૩) આદિના કરનારને–(૪) તીર્થના કરનારને–(૫) સ્વયંસંબુદ્ધ બનેલાને

(૩) (૬) પુરૂષોમાં ઉત્તમને– (૭) પુરૂષોમાં સિંહસમાનને–(૮) પુરૂષોમાં શ્રેષ્ઠ પુંડરીક સમાનને–(૯) પુરૂષોમાં શ્રેષ્ઠ ગંધહસ્તી સમાનને

(૪) (૧૦) લોકમાં ઉત્તમને (૧૧) લોકના નાથને–(૧૨) લોકના હિત સ્વરૂપને–(૧૩) લોકને માટે પ્રદીપ સમાનને–(૧૪) લોકને પ્રદ્યોત કરનારને.

(૫) (૧૫) અભયદાતાને–(૧૬) ચક્ષુદાતાને (૧૭) માર્ગદાતાને–(૧૮) શરણદાતાને–(૧૯) બોધિદાતાને.

(૬) (૨૦) ધર્મદાતાને–(૨૧) ધર્મના ઉપદેશકને –(૨૨) ધર્મના નાયકને– (૨૩) ધર્મના સારથિને– (૨૪) ધર્મના શ્રેષ્ઠ ચતુરન્ત (ચારગતિનો અંતકરનાર) ચક્રવર્તીને

(૭) (૨૫) અપ્રતિહત શ્રેષ્ઠ જ્ઞાનદર્શન ધરનારને–(૨૬) છદ્મસ્થપણું દૂર કરી ચુકેલાને.

(૮) (૨૭) જિનને–જિન બનાવનારને, (૨૮) તરી ગયેલાને તારનારને, (૨૯) બોધ પામેલાને–બોધ પમાડનારને, (૩૦) મોક્ષ પામેલાને–મોક્ષ પમાડનારને

(૯) (૩૧) સર્વજ્ઞને સર્વદર્શીને–(૩૨) નિરુપદ્રવ અચલ અરોગી અનંત અક્ષય અવ્યાબાધ (અને જ્યાંથી સંસારમાં) પુનરાવૃત્તિ ન થાય એવા સિદ્ધિગતિ નામના સ્થાનને પામેલાને, (૩૩) જેમણે ભયોને જીતી લીધા છે એવા જિનને હું નમું છું.

વિવેચન: 'પ્રણિપાત' એટલે નમસ્કાર. 'દંડક' એટલે આલાવો, (આલાપક ફકરો). પ્રણિપાત કરવા માટે બોલવાનો દંડક, તે 'પ્રણિપાત-દંડક' 'પ્રણિપાતદંડક' નામનું સૂત્ર તે પ્રણિપાતદંડકસૂત્ર.

આ સૂત્રથી શ્રી અરિહંત પરમાત્માને નમસ્કાર કરવાનો છે, તે પણ એમની જુદા જુદા વિશેષણોથી સ્તુતિ કરીને. તેથી સ્તુતિનો વિષય એટલે કે **સ્તોતવ્ય** બન્યા શ્રી અરિહંત ભગવાન.

એમની અહી સ્તુતિ જે કરવામાં આવી છે, તેના આઠ વિભાગ પડે છે. એકેક વિભાગમા ૩, ૪, ૫...વગેરે પદો છે. એવા અનેક પદોના દરેક વિભાગને 'સંપદા' કહેવામા આવે છે. સંપદા= પદસમૂહ.

આખા સૂત્રમા પહેલી સ્તોતવ્યસંપદા અને બીજી આઠ સંપદા એમ કુલ નવ સંપદાઓ છે. તેથી આ સૂત્ર બોલતી વખતે નવ મુદ્દા ધ્યાનમા રાખવાના છે. નવ સંપદા યાને વિભાગ, ઉપર પ્રમાણે, સૂત્રમા જુદા જુદા ફકરા પાડી બતાવ્યા છે.

તો ઉચ્ચારણ, એવી રીતે સંપદાઓ અલગ અલગ દેખાઈ આવે, તે રીતે થવુ જોઇએ એની સાથે દરેક સંપદા બોલતી વખતે ક્રમમા ક્રમ એનો સામૂહિક ભાવાર્થ સક્ષેપમા નજર સામે તરવરવો જોઇએ. તે હવે વિચારીશુ.

ચૈત્યવન્દન સૂત્રના ઉચ્ચારણ વખતે એનો ભાવ નજર સામે તરવરતો થાય, એ માટે આ પ્રમાણે યોજના કરવાની છે:

## 'નમોત્થુણં'...સૂત્રની નવ સંપદાનો સંક્ષિપ્ત ભાવ –

**'નમોત્થુણ અરહંતાણ ભગવંતાણં'.** આ પહેલી સંપદા બોલતી વખતે સમવસરણમા રત્નસિંહાસને બિરાજમાન આઠ પ્રાતિહાર્યયુક્ત શ્રી અરિહંત દેવ, અને એમનું ભગવાનપણું, એટલે કે નરેન્દ્ર-દેવેન્દ્રાદિથી થતા સન્માનાદિ રૂપ ઐશ્વર્ય, અનુપમરૂપ-લાવણ્ય, વગેરે જાણે નજર સમક્ષ આબેહૂબ તરવરે.

**'આઇગરાણં ..'**—વગેરેની બીજી સંપદામા બીજા જીવ અને અર્હત્ પરમાત્મા વચ્ચે સમાનતા સાથે મહાન અસમાનતા દેખાય તે એ રીતે કે સામાન્યરૂપે બીજા જીવની જેમ એ જન્મ આદિના કર્તા હોવા ઉપરાત વિશેષરૂપે, ધર્મ-તીર્થના કર્તા અને માટે જ વિશિષ્ટ યોગ્યતાથી સ્વય બોધ પામેલા.

**'પુરિસુત્તમાણં':** – વગેરેની ત્રીજી સંપદામા અર્હત્ પરમાત્માનો અસાધારણ વિકાસ સમગ્રપણે ચાર કક્ષામા દેખાય. ૧. જાત્યરત્ન જેવી અનાદિ ઉત્તમતા, ૨ રાગાદિ સામે પરાક્રમ, ૩. શ્રેષ્ઠ કમળ ઉપદ્રવનિવારણ અને ૪. જેવી વિશેષતાઓ, દા. ત. કેવળજ્ઞાનરૂપી શ્રી દેવીનો રહેવાસ વગેરે

**'લોગુત્તમાણં'.** વગેરેની ચોથી સંપદામા અરિહંત પરમાત્માનો લોકને ઉપયોગ, શો શો છે, તે જોવાનું; તે આ- ૧. ઉત્તમતા, ૨. નાથપણું, ૩. હિતરૂપતા, ૪. પ્રદીપપણું અને ૫. પ્રદ્યોતકતા.

**'અભયદયાણં'.**–વગેરેની પાચમી સંપદામા અર્હત્ પ્રભુના એ ઉપયોગ પાછળ કામ કરતા એમના પાચ નક્કર દાન નજરે ચઢે, તે આ—૧. અભય, ૨ ચક્ષુ, ૩. માર્ગ, ૪. શરણ અને ૫ બોધિના દાન. તે માટેનું પ્રસંગચિત્ર આવુ દેખાય,–જેમ કોઇ પ્રવાસીને અટવીમા લૂટારાઓને લૂટી ધન પડાવી લઇને આખે પાટા બાધી રખડતો મૂકયો છે. એને કોઇ દયાળુ પહેલા ૧. નિર્ભય કરી, પછી ૨. પાટા છોડી, ૩ માર્ગ બતાવે છે; તથા ૪. શરણ આપી, ૫ નક્કર રત્નની મૂડી આપે છે, તેમ જગત-દયાળુ પરમાત્મા પણ સંસાર અટવીમા લૂટાઇ અંધ બનેલ જીવ-પ્રવાસીને એવો ઉપકાર કરે

છે. તો જાણે આપણી નજર સામે પરમાત્મા જીવને અભય-ચક્ષુ તરીકે આત્મસ્વાસ્થ્ય-તત્ત્વદર્શનની પ્રશંસાદિ રુચિ; માર્ગ તરીકે ચિત્તનુ સરળ ગમન; શરણમા તત્ત્વજિજ્ઞાસા અને બોધિમાં સમ્યગ્દર્શન આપી રહ્યા છે.

'ધમ્મદયાણં.. .' વગેરેની છટ્ઠી સંપદામા અહર્ત્ પ્રભુનો લોકને વિશેષ-ઉપયોગ થતો જોવાનો છે. તે ઉપયોગ એટલે ધર્મદાન-ધર્મઉપદેશ-ધર્મ નાયકતા-ધર્મ સારથિપણું અને ધર્મનું શ્રેષ્ઠ ચતુરન્ત ચક્રવર્તીપણુ; એ ઉપકાર કરતા પરમાત્મા દેખાય. જગતમાં બીજા કોઈ પણ ઉપકાર કરતા આ શ્રેષ્ઠ ઉપકાર છે. જાણે આપણી નજર સામે ભાસે કે જગતમા ધર્મધન વિનાના કંગાળ ગરીબ જીવોને પરમાત્મા શ્રુતધર્મ અને ચારિત્રધર્મ એટલે કે તત્ત્વજ્ઞાન અને વ્રતનિયમોનું છૂટે હાથે દાન કરી રહ્યા છે, ઉપરાત ધર્મદેશના રેલાવી રહ્યા છે. તે પણ ધર્મ-નાયક બનીને એટલે કે સ્વયં કઠોર સાધનાથી ધર્મસિદ્ધ કરીને! પાછું ધર્મમા ઢીલા પડતા જીવોને ધર્મમાર્ગમા રાખવા સારથિ અને ચતુર્ગતિનો અંત કરવા ધર્મના સમ્રાટ ચક્રવર્તી બનેલા છે.

'અપ્પડિહય ' વગેરે બે પદની સાતમી સંપદામાં પરમાત્માનું આત્મસ્વરૂપ નજર સામે તરવરે કે એક બાજુ કેવળજ્ઞાન-કેવળદર્શનરૂપી સૂર્યનો ઝગમગ પ્રકાશ એમના આત્મામા ઝળહળી ઉઠયો છે! અને બીજી બાજુ રાગાદિ છદ્મસ્થ ભાવની મલિનતા નષ્ટ થઇ જવાથી વીતરાગતાની નિર્મળ સ્થિરતા સિદ્ધ થઇ છે!

'જિણાણં જાવયાણં '...' વગેરેની આઠમી સંપદામા ચાર પદથી અરિહંત પરમાત્માએ સાધનાથી ચાર ક્રમિક ફળ સિદ્ધ કર્યાનું જોવાનું અને અન્ય જીવોને એ ચાર ફળ પ્રાપ્ત કરાવતા હોય એ જોવાનુ.

ચાર ફળ આ પ્રમાણે.—(૧) રાગદ્વેષાદિ પર વિજય, (૨) અજ્ઞાન-અશક્તિનો સમુદ્ર તરવાનું, (૩) કેવળજ્ઞાનનો પ્રકાશ, અને (૪) સર્વ કર્મથી મુક્તિ

પ્રસંગચિત્ર આ મુજબ —જેમ દા. ત. આપણી નજર સામે કોઈ સમુદ્રમા પડેલો માણસ મગર-મચ્છની પકડમા આવી ગયો દેખાતો હોય, તો પહેલા તો એ મગરની સાથે જોરદાર યુદ્ધ કરી એનો પરાજય કરીને ન છૂટે ત્યાં સુધી એ તરવાનું કાર્ય કરી શકતો નથી, માટે પહેલા ત્યા (૧) એની સામે યુદ્ધ કરી વિજય મેળવતો દેખાય છે, પછી (૨) તરતો દેખાય છે, પછી (૩) કિનારાની ભૂમિ પરનો પ્રકાશ મેળવતો દેખાય જે, અને ત્યારબાદ (૪ ઇષ્ટ સ્થાને એ પહોંચી જતો દેખાય છે; તેમ, અરિહંત પરમાત્મા પોતાની સાધનાથી-

(૧) રાગ-દ્વેષ આદિ આતર શત્રુઓ સાથે એટલે કે મોહનીય કર્મ સાથે ઝઝુમી એના પર વિજય મેળવતા દેખાય છે, એથી દસમા ગુણસ્થાનકના અંતે જિન અર્થાત્ વીતરાગ બન્યા દેખાય છે, પછી,

(૨) બારમે ગુણસ્થાનકે અજ્ઞાન-અશક્તિ વગેરે ટાળવા, જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાય કર્મનો સમુદ્ર તરી જવા મથતા દેખાય છે. અને ૧૨ મા ગુણસ્થાનકના અંતે સંપૂર્ણ અજ્ઞાન-અશક્તિ આદિને તરી જતા દેખાય છે તેથી,

(૩) હવે ૧૩ મા ગુણસ્થાનકની ભૂમિ પર બુદ્ધ બનતા યાને સંપૂર્ણ કેવળજ્ઞાન-દર્શનના પ્રકાશ પામતા દેખાય છે, તે ઠેઠ ૧૩ મા અને ૧૪ મા ગુણસ્થાનકમા પરમ પ્રકાશવાળા છતા ઇષ્ટ નગરે હજી નહિ પહોંચેલા હોય છે; તે,

(૪) ૧૪ મા ગુણસ્થાનકના અંતે સર્વ કર્મનો ક્ષય કરી ઇષ્ટ મુક્તિપુરીને પ્રાપ્ત કરતા દેખાય છે

આ બધુ આજે આપણને સાક્ષાત્ જોવા મળવાનું ભાગ્ય કયાં છે? પરન્તુ પદો પરથી નજર સામે આબેહૂબ કલ્પનાચિત્ર ખડું કરી શકાય.

અહીં ૧૦ મું, ૧૨ મુ, વગેરે ગુણસ્થાનક શું, એ સમજવા માટે ૧૪ ગુણસ્થાનકનો આછો ખ્યાલ કરી લઈએ. પરન્તુ તે પૂર્વે સંપદાઓનો ટૂંકો વિચાર સમાપ્ત કરીએ. ઉપર કહ્યુ તેમ ચાર કક્ષાએ પ્રભુને 'જિણાણં-તિણ્ણાણં-બુદ્ધાણં-મુત્તાણં'-બનનાર તરીકે જોવાના છે, અને પ્રભુ બીજાઓને પણ તેવા બનાવી રહ્યા છે, એ તરીકે દેખવાના છે; અર્થાત્ કૃતકૃત્ય બનેલા એવા પણ પ્રભુનો પ્રભાવ બીજાઓને રાગદ્વેષ સાથેના યુદ્ધમા જિતાડે છે, અજ્ઞાનાદિ સાગરને પાર પહોંચાડે છે, જ્ઞાનાદિ-પ્રકાશ પમાડે છે, તથા મુક્તિના ધામે સ્થાપિત કરે છે.

'સવ્વન્નૂણં' થી 'જિયભયાણં' સુધીના ત્રણ પદોની નવમી સંપદામા પ્રભુને સાધનાના અંતિમ ફલ તરીકે આ ત્રણ વિશેષતાવાળા મોક્ષને વરેલા તરીકે જોવાના છે.- (૧) મોક્ષમા શાશ્વત કાળ માટે સર્વજ્ઞ-સર્વદર્શીપણું, (૨) નિરૂપદ્રવ-અચલ-અરોગિ-અનંત-અક્ષય-અવ્યાબાધ-અપુનરાવૃત્તિ સ્થાન, અને (૩) ભયો પર વિજય. તાત્પર્ય એ છે કે ઝગઝગાટ મારતો અમાપ પ્રકાશ, અનંત શુદ્ધ સુખમય શાશ્વત સ્થિતિ, અને સર્વ ભયોથી પર અવસ્થા,-અર્હત્ પરમાત્માની એ મોક્ષદશા નજર સામે તરવરવી જોઈએ. હવે ગુણસ્થાનકો વિચારીએ.

## ૧૪. ગુણસ્થાનક.

**ચૌદ ગુણસ્થાનક** આત્માના વિકાસની, યાને આત્માની ઉત્ક્રાન્તિની ચૌદ ભૂમિકા જૈન દર્શનમા બતાવવામા આવી છે. એ ઉત્તરોત્તર ચઢતી ભૂમિકા છે, એટલે એને ચૌદ પગથિયા કહી શકીએ. એ ચૌદે ય પગથિયા ચઢી જવાથી આખરે મોક્ષ-મહેલમા પહોંચી ત્યા શાશ્વત વાસ કરાય છે.

**(૧) મિથ્યાત્વ ગુણસ્થાનક**:-ગુણસ્થાનકોમા પહેલે પગથિયે મિથ્યાત્વ. એમા ઉગ્રથી માંડી ઉત્તરોત્તર હ્રાસ થતા થતા ઠેઠ મોક્ષરુચિ પ્રગટીને મિથ્યાત્વ મંદ પામતું જાય, તે અનિવૃત્તિકરણના અંત સુધી, એ સ્થિતિ હોય છે. અહી મંદ મિથ્યાત્વમા વૈરાગ્ય જવલંત ખીલેલો હોય, મોક્ષની અથાગ પ્રીતિ વિકસી હોય, 'ધર્મ અર્થે ઇહા પ્રાણનેજી છંડે, પણ નહિ ધર્મ,' અર્થાત્ ધર્મ ખાતર પ્રાણ ત્યજે પણ પ્રાણ બચાવવા ખાતર ધર્મને ન છંડે, એવી દશા હોય! છતા મિથ્યાત્વ અવસ્થા એટલા માટે કહી કે અહીં શ્રી સર્વજ્ઞકથિત તત્ત્વોની યથાર્થ શ્રદ્ધા પ્રાપ્ત થઇ નથી. તત્ત્વ સર્વજ્ઞના કહેલાં જ સાચા હોય, માટે એજ તત્ત્વોની શ્રદ્ધા જોઈએ, એનુ નામ સમ્યકત્વ.

**(૨) સાસ્વાદન-ગુણસ્થાનક** સાસ્વાદન એટલે આસ્વાદન સહિત, પ્રસ્તુતમા સમ્યકૂત્વના સહેજ સ્વાદવાળું ગુણસ્થાનક. સહેજ સ્વાદ એટલા માટે કહેવાય છે કે યદ્યપિ આમા મિથ્યાત્વ એટલે કે અતત્ત્વની રુચિ નથી, પરન્તુ તત્ત્વરૂચિ સ્વરૂપ સમ્યકૂત્વ પણ નથી. એનું કારણ એ છે કે સમ્યકૂત્વ-ગુણનો ઘાતક અનંતાનુબંધી નામનો કષાય ઉદયમા વર્તે છે. કષાય એટલે ક્રોધ-માન-માયા-લોભ, અથવા રાગ-દ્વેષ. આ ચાર કક્ષાના હોઇ શકે છે, (૧) અતિ ઉગ્ર, (૨) ઉગ્ર, (૩) મધ્યમ અને (૪) મન્દ. તેના નામ છે (૧) અનંતાનુબંધી, (૨) અપ્રત્યાખ્યાનીય, (૩) પ્રત્યાખ્યાનાવરણ અને (૪) સંજ્વલન. એ અનુક્રમે આત્માના ચાર ગુણનો ઘાત કરે છે. તે આ રીતેઃ—

| કષાય | કયા ગુણનો ઘાતક? |
| --- | --- |
| અનંતાનબંધી એ, | સમ્યક્ત્વ=યથાર્થ તત્ત્વશ્રદ્ધા, એનો ઘાતક |
| અપ્રત્યાખ્યાનીય એ, | દેશવિરતિ=સ્થૂલ અહિંસાદિ-વ્રત, એનો ઘાતક |
| પ્રત્યાખ્યાનાવરણ એ, | સર્વવિરતિ=સર્વથા અહિંસાદિ મહાવ્રત, એનો ઘાતક |
| સંજ્વલન એ, | વીતરાગતા=સૂક્ષ્માતિસૂક્ષ્મ પણ રાગદ્વેષથી રહિતતા, એનો ઘાતક |

તો પ્રસ્તુતમા અનંતાનુબંધીની કક્ષાના કષાયનો ઉદય એવો ઉગ્ર હોય છે કે એ કષાય જરાય ત્યાજ્ય લાગતા નથી. એમા જીવને પરલોકનો કોઈ ભય નથી. એથી સમ્યક્ત્વ ગુણ પ્રગટ નથી હોતો, થયો હોય તો આનાથી નાશ પામી જાય છે.

પ્ર૦ મિથ્યાત્વનો ઉદય રોકનાર આત્માની શું એ શક્તિ નથી કે એ અનંતાનુબંધીને પણ રોકે? અને જો રોકે, તો પછી બીજે ગુણસ્થાનકે ચઢે જ શી રીતે?

ઉ૦—શક્તિ તો છે, પરન્તુ આ ગુણસ્થાનક જીવને ચઢતાં નથી હોતું, પણ સમ્યક્ત્વના ગુણ-સ્થાનકથી પડતા હોય છે. એમાં જ્યારે પડતા મિથ્યાત્વ અને અનંતાનુબંધીના કષાય બંને સાથે ઉદયમા આવે છે, ત્યારે તો આત્મા સીધો પહેલે મિથ્યાત્વ ગુણસ્થાનકે જાય છે. પરન્તુ જ્યારે મિથ્યાત્વને ઉદયમા આવવાની વાર હોય છે, અને એકલો અનંતાનુબંધી કષાય ઉદયમા આવે છે, ત્યારે જીવ સમ્યક્ત્વ વમી, પડીને બીજે સાસ્વાદન ગુણસ્થાનકે જાય છે. ત્યા ખીરની ઉલટી થઈ ગયા પછી મોમા આવતા સ્વાદની જેમ જીવ સમ્યક્ત્વનો લેશ આસ્વાદ અનુભવે છે. પણ પછી તરત મિથ્યાત્વ ઉદયમા આવી જતા પહેલે ગુણસ્થાનકે પહોંચે છે.

**(૩) મિશ્ર-ગુણસ્થાનક.** મિશ્ર એટલે જેમાં અતત્ત્વ કે તત્ત્વ કોઈનો ય પક્ષપાત ન હોય, અથવા તત્ત્વ ઉપર રુચિ ય ન હોય તેમ અરુચિ ય ન હોય, એવી વચલી અવસ્થા. દા. ત. નાળિયેરી દ્વીપના મનુષ્યને અનાજ પર રુચિ કે અરુચિ કશું ય નથી હોતુ. આ અવસ્થાનું ગુણકસ્થાનક જીવને ચઢતાં ય હોઇ શકે, તેમ પડતા ય હોઈ શકે. અહીં યદ્યપિ મિથ્યાત્વ અને અનંતાનુબંધી કષાય બંને ય ઉદયમા નથી વર્તતા હોતા, છતા મિથ્યાત્વ મોહનીય કર્મના અર્ધશુદ્ધ કરેલા મિશ્ર પુદ્ગલ ઉદયમાં આવવાથી મિશ્રભાવ વર્તે છે. એકલું અશુદ્ધ મિથ્યાત્વ તો તત્ત્વની અરુચિ ને અતત્ત્વની રુચિ કરાવે છે

**(૪) અવિરતિ-સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક** શુભ અધ્યવસાય દ્વારા મિથ્યાત્વના અર્ધશુદ્ધને બદલે પૂર્ણ શુદ્ધ કરેલા કર્મપુદ્ગલ ઉદયમા આવે છે ત્યારે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ગુણ પ્રગટ થાય છે. મિથ્યાત્વનો તદ્દન ઉપશમ કરી દેવામા આવે; અર્થાત્ એનો વિપાક-ઉદય એટલે કે રસનો અનુભવ તો નહી, પરંતુ પ્રદેશઉદય પણ નહી, ત્યારે ઉપશમ-સમ્યક્ત્વ પ્રગટે છે; અને મિથ્યાત્વનાં સર્વ પુદ્ગલોને મૂળ સત્તામાથી સર્વથા ક્ષય કરી દેવામા આવે, ત્યારે ક્ષાયિક-સમ્યક્ત્વ ગુણ પ્રગટ થાય છે અહીં સમ્યક્ત્વના યોગે હિંસાદિ પાપને ત્યાજ્ય માની એના તરફ અરુચિ કરી હોવા છતાં, હજી એ હિંસાદિનો સ્થૂલ પણ ત્યાગ કરવાની પ્રતિજ્ઞા અર્થાત્ સ્થૂલવિરતિ આત્મા નથી કરી શકતો, તેથી આ ગુણસ્થાનકને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક કહેવામા આવે છે.

(૫) **દેશવિરતિ ગુણસ્થાનકઃ** દેશવિરતિ એટલે અંશે વિરતિ, અર્થાત્ સ્થૂલ અહિંસાદિ વ્રતો એ, જ્યારે બીજા નંબરના અપ્રત્યાખ્યાનીય કષાયોનો ક્ષયોપશમ કરવામા આવે છે ત્યારે, પમાય છે. સ્થૂલ અહિંસાનો અર્થ એ કે નાના–મોટા સમગ્ર જીવોની હિંસાનો ત્યાગ નહિ, પરંતુ ત્રસ યાને હાલતા-ચાલતા-દ્વિન્દ્રિયાદિ જીવોની હિંસાનો ત્યાગ; તે પણ નિરપરાધી એવા ત્રસ જીવોને ઈરાદાપૂર્વક નિરપેક્ષપણે મારવા નહિ એટલો જ ત્યાગ. એવી રીતે બીજા સ્થૂલ મૃષા (જૂઠ) વગેરે પાપનો ત્યાગ. આ ત્યાગ એમને એમ પાળે એ વિરતિ નહિ, પરંતુ એની પ્રતિજ્ઞા કરવાપૂર્વક પાળે એનુ નામ દેશવિરતિ. એ પછી,

(૬) **પ્રમત્ત ગુણસ્થાનક**· આત્મામા વીર્યોલ્લાસ વધતા સર્વથા હિંસાદિ પાપોનો ત્યાગ કરવાની વિરતિ સ્વીકારે, અર્થાત્ મહાવ્રતો લે, તેનું નામ સર્વવિરતિ ગુણ. આ ગુણ ત્રીજા નંબરના પ્રત્યાખ્યાનાવરણ કષાયોના ક્ષયોપશમ કરવાથી પ્રગટે છે. એટલે હવે આત્મામા માત્ર છેલ્લા સંજ્વલન નામના કષાયોનો ઉદય વર્તતો હોય છે, જે પૂર્વના કષાયો કરતા બહુ મંદ કોટિના હોય છે. છતાં આત્મામા હજી પ્રમાદ અવસ્થા અર્થાત્ નિદ્રા, વિકથાદિ, અથવા સંશય, ભ્રમ, વિસ્મરણ વગેરે વર્તતા હોય છે, તેથી આ ગુણસ્થાનકને પ્રમત્ત ગુણસ્થાનક કહેવામા આવે છે.

(૭) **અપ્રમત ગુણસ્થાનકઃ**- સર્વવિરતિપણામા પણ જ્યારે પ્રમાદને રોકવામા આવે છે ત્યારે અપ્રમત્ત ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે પ્રમત્ત ગુણસ્થાનક સુધી ધર્મધ્યાનની ગૌણતા અને આર્તધ્યાનરૂપી પાપધ્યાનની મુખ્યતા હોય છે, જ્યારે આ અપ્રમત્ત ગુણસ્થાનકથી કેવળ ધર્મધ્યાન હોય છે. એમા આગળ વધતા શુકલધ્યાન પણ પ્રગટે છે.

(૮) **નિવૃત્તિબાદર યાને અપૂર્વકરણ ગુણસ્થાનકઃ**—આ અને ઉપરના ૧૨મા સુધીના ગુણસ્થાનક શ્રેણિના ગુણસ્થાનક છે. શ્રેણિ એટલે અધ્યવસાયની ઉત્તરોત્તર વિશુદ્ધિ થતા થતા ઘાતીકર્મોના ક્ષય યા ઉપશમની જે પરંપરા ચાલુ થાય, તે. ક્ષયની પરંપરાને ક્ષપકશ્રેણિ કહેવામા આવે છે, ઉપશમની પરંપરાને ઉપશમશ્રેણિ કહે છે. આઠમે ગુણસ્થાનકે એની ભૂમિકારૂપે આત્મા અપૂર્વ અધ્યવસાય અને વીર્યોલ્લાસ પ્રગટ કરે છે, તેથી એને અપૂર્વકરણ ગુણસ્થાનક કહેવાય છે. એમા આત્મામા સત્તાગત કર્મોની કાળસ્થિતિનો ઘાત, રસનો ઘાત વગેરે થાય છે. અહીં હજી કષાય દસમા ગુણસ્થાનકની અપેક્ષાએ બાદર અર્થાત્ સ્થૂલરૂપે ઉદયમા હોય છે, તેમજ પ્રત્યેક સમયે જે આત્માઓ આગળ વધે છે, એમના દરેક સમય થતા વિશુદ્ધ અધ્યવસાયો પણ એ આત્માઓની પરસ્પરની તુલનામા એક સરખા નથી હોતા, પણ જુદા જુદા પ્રકારના હોય છે, અર્થાત્ સમાનકાળે આ ગુણઠાણામા પ્રવેશતા અને વર્તતા જીવોના અધ્યવસાયોમા ફેરફાર એટલે કે નિવૃત્તિ હોય છે, તેથી આ ગુણસ્થાનકને નિવૃત્તિબાદર પણ કહેવામા આવે છે. ત્યારે,

(૯) **અનિવૃત્તિબાદર ગુણસ્થાનકઃ** આ નવમા ગુણસ્થાનકે ચઢનાર સર્વ આત્માઓનો દરેક સમયે એક જ સરખો અધ્યવસાય હોવાથી આને અનિવૃત્તિબાદર ગુણસ્થાનક કહેવામા આવે છે. બાદર એટલે પૂર્વે કહ્યુ તેમ હવે પછીના દસમા ગુણઠાણાના કષાયની અપેક્ષાએ સ્થૂલરૂપે કષાયો

(૧૦) **સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકઃ** સંપરાય એટલે કષાય અહી અધ્યવસાયની વિશુદ્ધિ એટલી બધી વધી ગયેલી હોય છે કે સ્થૂલ કષાયનું નામ-નિશાન હોતુ નથી માત્ર સૂક્ષ્મ કષાય અને તે પણ સૂક્ષ્મ લોભ ઉદયમા છે.

અહીં સુધી આવનાર આત્માઓ બે રીતે આવે છે, કોઈ તો મોહનીય કર્મની ઉપશમના કરતા, અને કોઇ ક્ષપણા કરતા ઉપશમના કરનાર આત્મા મોહનીય કર્મને અંદર ને અંદર શમાવે છે, અર્થાત્ ઉદય રહિત કરે છે એટલું જ, બાકી સિલિકમા તો પડયા હોય છે; ત્યારે ક્ષપણા કરનાર

આત્મા એનો સર્વથા ક્ષય કરી દે છે. આ બે જાતની પ્રક્રિયાના હિસાબે ફળ બે જાતનું આવવાનું; એક આત્મા ઉપશાન્તમોહ બનશે, બીજો ક્ષીણમોહ બનશે.

**(૧૧) ઉપશાન્તમોહ ગુણસ્થાનકઃ** દસમા ગુણસ્થાનકના અંત સુધીમાં જેમણે મોહનીય કર્મોની સર્વથા ઉપશમના કરી દીધી, તે હવે અહીં ઉપશાન્તમોહ વીતરાગ બનેલા હોય છે. પરંતુ માત્ર અંતર્મુહૂર્ત એટલે કે બે ઘડીની અંદરના કાળ જેટલું જ આ ગુણસ્થાનકે રહી, અંદર શાન્ત કરેલ મોહનીય કર્મ પાછું ઉદયમા આવવાથી આત્મા નીચેના ગુણસ્થાનકમાં ગબડે છે. ત્યારે,

**(૧૨) ક્ષીણમોહ ગુણસ્થાનકઃ** દસમા ગુણસ્થાનકની અંત સુધીમાં જેમણે મોહનીય કર્મની સર્વથા ક્ષપણા અર્થાત્ ક્ષય કરી દીધો, તે ક્ષીણમોહ વીતરાગ બનેલા હોવાથી બારમા ગુણસ્થાનકે આરૂઢ થયેલા કહેવાય છે. એ વીતરાગ હોવા છતા હજી અહીં જ્ઞાનાવરણ કર્મના ઉદયવાળા હોવાથી સર્વજ્ઞ નથી હોતા, છદ્મસ્થ હોય છે, જ્ઞાનની અપૂર્ણતાવાળા હોય છે, વીર્યાંતરાયાદિવાળા હોય છે. તેથી એમને છદ્મસ્થ વીતરાગ કહેવાય છે. તે હવે અહીં જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાય એ ત્રણેય ઘાતી કર્મોનો નાશ કરવા માંડે છે, તે બારમાના અંત સમયે સર્વથા ક્ષય કરી દે છે. ત્યારે,

**(૧૩) સયોગી કેવલી ગુણસ્થાનક.** અહીં તેરમા ગુણસ્થાનકે આત્મા સર્વજ્ઞ સર્વદર્શી વીતરાગ બને છે; તેમજ અનંત વીર્ય આદિ સહજ આત્મલબ્ધિઓના ધારક બને છે. અહીં હજી વચનયોગ અને કાયયોગ યાને બોલવા-ચાલવાની ક્રિયા ચાલુ હોય છે. તેમજ પોતે સર્વજ્ઞ હોવાથી તેઓશ્રીને બધું પ્રત્યક્ષ હોવાથી વિચારવાનું કશું જ રહેતું નથી, માટે તેમને મનની જરૂર રહેતી નથી. છતાં બીજાના સંશયના માનસિક ઉત્તર આપવા મનોયોગ પણ ધારણ કરે છે. આમ ત્રણે ય યોગ હોવાથી એ સયોગી કેવળી કહેવાય છે.

**(૧૪) અયોગી કેવળીઃ** તેરમા ગુણસ્થાનકના છેવટના ભાગમાં યોગોને રુંધવાની પ્રક્રિયા કરે છે, તે અંત સમયે છેવટનો સૂક્ષ્મ યોગનો પણ નિરોધ કરી લે છે, ત્યારે ચૌદમા ગુણસ્થાનકના પહેલા સમયે અયોગી બનેલા હોય છે, અને સર્વજ્ઞ યાને કેવળજ્ઞાની તો છે જ, માટે અહીં અયોગી કેવળી ગુણસ્થાનક કહેવાય છે. તે, પાંચ હ્રસ્વ સ્વરના ઉચ્ચારણમાં જેટલો સમય લાગે તેટલા કાળમાં બાકીના ચાર અઘાતી કર્મ-વેદનીય, આયુ, નામ અને ગોત્રકર્મ નો સર્વથા ક્ષય કરી દે છે, અંતે સર્વ કર્મોથી રહિત બનવાથી આત્મા મુક્ત બને છે, મોક્ષ પામે છે; અને સર્વ બંધનથી રહિત થવાને લીધે એક જ સમયમા લોકના અંતે જઇ સિદ્ધશિલાની ઉપર શાશ્વતકાળ માટે આરૂઢ થાય છે.

આમ ચૌદ ગુણસ્થાનકના સ્વરૂપમાં જોયું કે ૧૦ મા ગુણસ્થાનકના અંતે આત્મા રાગ-દ્વેષને જીતે છે માટે તે જિન બન્યા, ૧૨ માના અંતે અજ્ઞાન આદિને તરી જાય છે, માટે તીર્ણ બન્યા; તેરમા ગુણસ્થાનકે સર્વજ્ઞ બને છે માટે બુદ્ધ બન્યા, ૧૪ માને અંતે સર્વ કર્મથી મૂકાયા, માટે મુક્ત બન્યા. એવા સ્વરૂપવાળા બનનાર અર્હત્ પરમાત્મા બીજાને પણ તેવા બનાવે છે, તેથી સ્તુતિ કરી 'જિણાણં જાવયાણં' વગેરે. તે પછી છેલ્લી મોક્ષસંપદા કહી.

આ સંપદાઓને ગ્રન્થકાર પોતે આ રીતે બતાવે છે.

## 'નમોત્થુણ્' ...'ની ૯ સંપદા

(૯૦) इहद्वात्रिंशदालापकाः; त्रयस्त्रिंशदित्यन्ये 'वियट्टछउमाणमि'त्यनेन सह। इह च (१) आलापकद्वयेन स्तोतव्यसम्पदुक्ता, यतोऽर्हतामेव भगवतां स्तोतव्ये समग्रं निबन्धनम्। (२) तदन्यैस्तु त्रिभिः स्तोतव्यसम्पद एव प्रधाना साधारणासाधारणरूपा हेतुसम्पत्। यतः आदिकरणशीला एव तीर्थकरत्वेन स्वयंसंबोधतश्चैते भवन्ति। (३) तदपरैस्तु चतुर्भिः स्तोतव्यसम्पद एवासाधारणरूपा हेतुसम्पत्, पुरुषोत्तमानामेव सिंह-पुण्डरीक-गन्धहस्तिधर्म्मसाकूत्वेन तद्भावोपपत्तेः (४) तदन्यैस्तु पञ्चभिः स्तोतव्यसम्पद एव सामान्येनोपयोगसम्पद्, लोकोत्तमत्व-लोकनाथत्व-लोकहितत्व-लोकप्रदीपत्व-लोकप्रद्योतकरत्वानां परार्थत्वात्। (५) तदपरैस्तु पञ्चभिरस्या एवोपयोगसम्पदो हेतुसम्पद्, अभयदान चक्षुर्दान-मार्गदान--शरणदान--बोधिदानैः परार्थसिद्धेः। (६) तदन्यैस्तु पञ्चभिः स्तोतव्यसम्पद एव विशेषेणोपयोगसम्पद्, धर्म्मदत्व-धर्म्मदेशकत्व-धर्म्मनायकत्व-धर्म्मसारथित्व--धर्म्मवरचतुरन्तचक्रवर्तित्वेभ्यस्तद्विशेषोपयोगात्। (७) तदन्यद्वयेन तु स्तोतव्यसम्पद एव सकारणा स्वरूपसम्पद्, अप्रतिहतवरज्ञानदर्शनधरा व्यावृत्तच्छद्मानश्चार्हन्तो भगवन्त इति हेतोः। (८) तदपरैश्चतुर्भिरात्मतुल्यपरफलकर्तृत्वसम्पद्, जिनजापकत्व-तीर्णतारकत्व-बुद्धबोधकत्व-मुक्तमोचकत्वानामेवंप्रकारत्वात्। (९) तदन्यैस्तु त्रिभिः प्रधानगुणापरिक्षय-प्रधानफलाप्त्यभयसम्पदुक्ता, सर्वज्ञसर्वदर्शिनामेव शिवाचलादिस्थानसम्प्राप्तौ जितभयत्वोपपत्तेः।

અર્થ: આ સૂત્રમાં ૩૨ આલાવા છે કેટલાક કહે છે, 'વિયટ્ટછઉમાણું'ની સાથે ગણતા તેત્રીસ આલાવા છે. આમા

(૧) પહેલા બે આલાપક (નમોત્થુણં અરહંતાણં, ભગવંતાણં) થી 'સ્તોતવ્ય' સંપદા કહી, કેમકે સ્તુતિ-યોગ્ય હોવાના સમગ્ર નિમિત્ત અરિહંત ભગવંતમા જ હોય છે.

(૨) તે પછીના બીજા ત્રણ આલાવા (આઇગરાણં, તિત્થયરાણં, સયં-સંબુદ્ધાણં) થી સ્તોતવ્યસંપદાના સાધારણ અને અસાધારણ હેતુને જણાવનારી હેતુસંપદા કહી, કેમકે આદિકરણશીલ, અર્થાત્ સંસારમા (પૂર્વે) સર્વ જીવોની સાથે સાધારણ જન્માદિ કરવાવાળા એવા તે અસાધારણ તીર્થંકરપણાએ અને સ્વયં-સંબોધ દ્વારા સ્તોતવ્ય બને છે.

(૩) તે પછી બીજા ચાર આલાવા (પુરિસુત્તમાણં, પુરિસસીહાણં, પુરિસવરપુંડરીયાણં, પુરિસવરગંધહત્થીણં)થી સ્તોતવ્યસંપદાની જ અસાધારણ હેતુસંપદા કહી. (સ્તોતવ્ય બનવામા આ

અસાધારણ કારણો છે), કેમકે પુરુષોત્તમ હોય તે જ સિંહ, પુંડરીક અને ગંધહસ્તિ બનીને સ્તોતવ્યપણું પ્રાપ્ત કરે છે.

(૪) ત્યારબાદ બીજા પાંચ આલાવા (લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિઆણં, લોગપઈવાણં, લોગપજ્જોઅગરાણં)થી તો સ્તોતવ્ય-સંપદાની જ સામાન્ય-ઉપયોગ સંપદા કહી (સ્તોતવ્ય અર્હત્-પ્રભુનો ઉપયોગ જણાવ્યો કેમકે એમાં કહેલ લોકોત્તમતા, લોકનાથપણું, લોકહિતરૂપતા, લોકપ્રદીપપણું અને લોકપ્રદ્યોતકરતા એ બીજાના ભલા માટે છે.)

(૫) તેની પછીના પાચ આલાવા (અભયદયાણં, ચક્ખુ૦, મગ્ગ૦, સરણ૦, બોહિ૦) થી આજ ઉપયોગ-સંપદાની હેતુસંપદા કહી. કેમકે એ જે ઉપયોગ અર્થાત્ પરોપકાર છે, તે અભયદાન-ચક્ષુદાન-માર્ગદાન-શરણદાન અને બોધિદાન દ્વારા સિદ્ધ થાય છે.

(૬) તે પછી પાંચ આલાવા (ધમ્મદયાણં, ધમ્મદેસયાણં, ધમ્મનાયગાણં, ધમ્મસારહીણં, ધમ્મવરચાઉરન્તચક્કવટ્ટીણં)થી સ્તોતવ્ય સપદાનો જ વિશેષ ઉપયોગ કહેનારી સંપદા કહી. કેમકે ધર્મદાતાપણું, ધર્મદેશકપણું, ધર્મનાયકપણું, ધર્મસારથિપણું, ને ધર્મનુ શ્રેષ્ઠ ચતુરન્તચક્રવર્તીપણું, એનાથી સ્તોતવ્ય અરિહંત પ્રભુનો વિશિષ્ટ ઉપયોગ (ઉપકાર) સિદ્ધ થાય છે.

(૭) તે પછીના બે પદ (અપ્પડિહયવરનાણદ સણધરાણં, વિયટ્ટછઉમાણં)થી સ્તોતવ્ય સંપદાની જ સ્વરૂપ કહેનારી સંપદા કારણ-સહિત કહી; કેમકે સ્તોતવ્ય શ્રી અરિહંત ભગવાન કદી લેશ પણ હણાય નહિ એવા શ્રેષ્ઠ (કેવળ) જ્ઞાન-દર્શનને ધરનારા છે, કેમકે તે છદ્મો (જ્ઞાનાવરણાદિ ઘાતી કર્મો)થી રહિત હોય છે.

(૮) ત્યાર પછીના ચાર આલાવા (જિણાણં-જાવયાણં, તિણ્ણાણં-તારયાણં, બુદ્ધાણં-બોહયાણં. મુત્તાણં-મોયગાણં)થી આત્મતુલ્ય-પર-ફળ-કર્તૃત્વ સંપદા કહી; કેમકે જિનપણુ-જિતાડવાપણું, તરવાપણુ-તારવાપણુ, બુદ્ધપણું-બોધકપણુ, અને મુક્તપણુ-મુક્ત કરવાપણુ, એ એવા પ્રકારનું છે, (પોતાની જેમ બીજાને સમાન ફળ નિપજાવવા રૂપ છે.)

(૯) તે પછીના ત્રણ આલાવા (સવ્વન્નૂણં-સવ્વદરિસીણં-સિવમયલમરુઅમણંત મક્ખયમવ્વાબાહમપુણરાવિત્તિ સિદ્ધિગઇ નામધેયં ઠાણં સંપત્તાણં નમો જિણાણં જિઅભયાણં)થી 'પ્રધાનગુણ-અપરિક્ષય-પ્રધાન ફળ પ્રાપ્તિ-અભય' નામની સપદા કહી, કેમકે સંર્વજ્ઞ-સર્વદર્શી રહીને શિવ, અચલ વગેરે સ્થાનને પ્રાપ્ત થયા હોય તેમનામાં જ ભયોને જીતી લેવાપણું ઘટે છે.

વિવેચનઃ—

સારાંશ : અરિહંત ભગવાન (૧) સ્તુતિયોગ્ય છે. એના (૨) સામાન્ય કારણ તરીકે એ સર્વ સંસારી જીવોની જેમ જન્મ વગેરે કરવાની સ્થિતિમાથી અસાધારણ તીર્થંકરપણું અને સ્વયંબુદ્ધપણુ વરેલા હોય છે; તેમજ (૩) વિશેપકારણ તરીકે એ પુરુષોત્તમપણું વગેરે પામેલા હોય છે. વળી એ પરમાત્મા લોકોત્તમપણું વગેરેથી (૪) સામાન્ય ઉપકારવાળા, અને ધર્મદાતાપણું વગેરેથી (૫) વિશેષ ઉપકારવાળા.છે, એમા (૬) સામાન્ય ઉપકારવાળા હોવાનું કારણ એ છે કે એ અભય-ચક્ષુ-માર્ગ-શરણ અને બોધિના દાન કરે છે. એવા પરમાત્માનુ (૭) સ્વરૂપ સર્વજ્ઞ-વીતરાગતાનું છે; અને એ સ્વયં જિન-તીર્ણ-બુદ્ધ-મુક્ત બની, બીજાને (૮) તેવા ફળે પહોંચાડનાર છે. પછી તો આ (૯) મુખ્ય ગુણ સદા સ્થાયી રહી સાથે મુખ્ય ફળ મોક્ષસ્થાનની પ્રાપ્તિ તથા સર્વથા ભય રહિતતા પ્રગટે છે.

# 'નમોત્થુ ણં...' સૂત્રનો ટૂંક ભાવાર્થ.

જગતમાં સ્તુતિ, પ્રાર્થનાનો અચિંત્ય મહિમા છે. પ્રાર્થના એટલે માગણી, સ્તુતિ એટલે ગુણગાન. બોલો છો ને ? 'જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ.'

ભગવાન જિનેશ્વરદેવ શ્રી અરિહંત પરમાત્માના ગુણગાન અને તે પણ શ્રુતકેવળી શ્રી ગણધર ભગવંતોના શબ્દોમાં કરવાના, એની બલિહારી ઓર છે ! કેમકે એ શબ્દો મંત્રસમા ચમત્કારિક છે ! વળી, જીવનમા આદર્શ જેટલો ઊંચો તેટલી પ્રેરણા (Inspiration) વધારે. અર્હત્ પ્રભુ જગતમા ગુણોના, શક્તિના અને ઉપકારોના સર્વોચ્ચ આદર્શ છે. એ બધાનું સ્તવન-ચિંતન-મનન-નિદિધ્યાસન આપણા આત્માને તન્મય કરી દે છે, આપણા જીવનને ઘડવા માટે ઊંચી પ્રેરણા આપે છે, આપણા અસંખ્ય જન્મોના પાપકર્મોનો વિધ્વંસ કરી દે છે, કુમતિને દૂર કરી અને કુસંસ્કારોનો ઉચ્છેદ કરી, આપણા હૃદયને સદ્ભાવનાઓથી ભરી દે છે. માટે અર્હત્-સ્તુતિના આ મહાસૂત્ર વડે, એનો અર્થ-ભાવાર્થ-તાત્પર્યાર્થ લક્ષમાં રાખવાપૂર્વક વારંવાર અર્હત્-પ્રભુની સ્તુતિ કરીને જીવનને ધન્ય અને સફળ બનાવવુ.

પ્ર૦—બીજા દેવો કે દર્શનપ્રણેતાઓને છોડી અર્હત્ પરમાત્માની જ સ્તુતિ શા માટે ?

ઉ૦—સમાધાન સ્પષ્ટ છે, અર્હત્ પરમાત્મામા જે સ્તુતિ-યોગ્યતા છે એવી બીજામા નથી; અને તેના આ સંગીન કારણો છે.–

(૧) **અર્હદ્ ભગવાન**, એ અષ્ટ મહાપ્રાતિહાર્યાદિ-પૂજાને યોગ્ય છે, અને અનુપમ રૂપ, યશ, યત્ન, આદિવાળા હોઈ ભગવાન છે આ સ્તોતવ્ય છે

(૨) **આદિકર-તીર્થંકર-સ્વયંબુદ્ધ** અરિહંત પરમાત્મા 'આદિકર' છે એટલે કે પૂર્વે સંસારના બીજા જીવોની જેમ જન્મપરંપરા, વિવિધગતિમા પર્યટન, શરીરના સંયોગ-વિયોગ, વગેરેને વહનારા હોવા છતાં એ તીર્થંકર બન્યા છે, અને તે પણ સ્વયંબુદ્ધ થઈને. એનો અર્થ એ, કે તે પોતાની યોગ્યતા અને પુરુષાર્થથી અનીશમાથી ઈશ બન્યા ! જીવમાથી શિવ બન્યા ! આત્મામાંથી પરમાત્મા બન્યા ! વળી એ શરીરાદિના ધારક હતા તો ઉપદેશ કરીને તીર્થ(શાસન)ના કરનાર બન્યા. તે પણ સ્વકીય વિશિષ્ટ યોગ્યતાની રૂએ સ્વયં બોધ પામીને એવા બન્યા નિત્ય ઈશ્વર માનનારના મતે તો ઈશ્વરને કર્મજ નહિ હોવાથી શરીર પણ ન હોય, તો એ વચન-પ્રયોગ જ કયાથી કરી શકે ? જગતને તત્ત્વ અને મોક્ષમાર્ગ કયાથી બતાવી શકે ? ત્યારે સર્વજ્ઞ વિના ટંકશાળી સત્ય તત્ત્વો અને મોક્ષમાર્ગ જગતને જાણવા ય કયાથી મળે ? એ જાણ્યા વિના સાચું આરાધવાનું શું, અને જ્ઞાની બનવાનું કેવી રીતે ? આ બધી આપત્તિ નિત્ય ઈશ્વર માનનારને છે. અર્હત્ પરમાત્માને માનનાર તો માને છે કે કે અનાદિ અનંત કાળથી પૂર્વ પૂર્વના અર્હત્ પરમાત્માએ બતાવેલા તત્ત્વ અને મોક્ષમાર્ગની આરાધના કરી કરીને નવા નવા અર્હત્ પરમાત્મા બને છે 'આદિકર' એ સાધારણ હેતુ સંપદા, અને તીર્થંકર-સ્વયંબુદ્ધ એ અસાધારણ હેતુ સંપદા છે.

(૩) **પુરુષોત્તમ-સિંહ-પુંડરીક-ગંધહસ્તી** અરિહંત પરમાત્મા, જેમ જાત્યરત્ન ખાણમા હોય છે ત્યારથી જ એ બીજાં રત્ન કરતા ઉત્તમ હોય છે, તેમ અનાદિ કાળથી બીજાં જીવો કરતા ઉત્તમ હોય છે. આ ઉત્તમતા ઉપર એ અરિહંત બને છે તે સિંહની જેમ પરાક્રમ કરીને, અર્થાત્ રાગાદિ આંતરશત્રુઓ સામે ક્રૂરતા દાખવીને, ઉપસર્ગ-પરીસહોમા નિર્ભીક રહીને, કર્મક્ષયમા થાકયા વિના પુરુષાર્થી બનીને, ઇત્યાદિ રીતે પુરુષસિંહ બને છે. એ બનવાથી ચાર ઘાતીકર્મ નાશ થતા એમનામા, જેમ શ્રેષ્ઠ કમળ પર શ્રીદેવી વાસ કરે છે તેમ કૈવલ્ય-લક્ષ્મી વાસ કરે છે, માટે પુરુષોમા શ્રેષ્ઠ પુંડરીક

સમા છે. એ થવાથી તીર્થંકર નામકર્મ ઉદયમાં આવે છે, તેના યોગે જેમ, શ્રેષ્ઠ ગંધહસ્તીના આગમને ક્ષુદ્ર હાથીઓ ભાગી જાય, તેમ પ્રભુના આગમનથી સવાસો જોજનમાંથી મારી-મરકી-દુકાળ વગેરે ઉપદ્રવો દૂર થઇ જાય છે. આ ચાર વિશેષણોથી અસાધારણ હેતુસંપદા કહી.

**(૪) લોકોત્તમ-નાથ-હિત-પ્રદીપ-પ્રદ્યોત:** અરિહંત પ્રભુ સ્તવનીય એટલા માટે છે કે એમનો લોકોત્તર સામાન્ય ઉપયોગ અને વિશેષ ઉપયોગ હોય છે. સામાન્ય ઉપયોગમાં લોકોત્તમતાદિ અને વિશેષોપયોગમા ધર્મ-દાતાપણું-દેશકપણું વગેરે. આ બન્નેયથી પ્રભુ લોકને ઉપયોગી બને છે, લોકના લાભ માટે થાય છે. પ્રભુમાં વિશિષ્ટ તથાભવ્યત્વના યોગે બીજા ભવ્ય જીવો કરતાં ઉત્તમતા, ભવ્યોના હિતનો યોગક્ષેમ કરતા હોવાથી નાથપણુ, સમસ્ત ચરાચર દ્રવ્યોના યથાર્થ પ્રકાશકર હોવાના કારણે હિતરૂપતા, વિશિષ્ટ સન્ની જીવોને તત્ત્વપ્રકાશ દેતા હોઇને પ્રદીપસ્વરૂપતા, અને ગણધર ભગવંતોની પ્રત્યે પ્રદ્યોતકરપણું હોય છે. આ પાચ સંપદાથી સામાન્ય ઉપયોગ સંપદા કહી.

**(૫) અભય-ચક્ષુ-માર્ગ-શરણ-બોધિના દેનાર:** પ્રભુ લોકોત્તમ, લોકનાથ વગેરે બને છે, તે અભયદાન, ચક્ષુદાન, આદિ કરવા દ્વારા. મોક્ષનો અનન્ય માર્ગ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર છે. એમા સમ્યગ્દર્શન એટલે 'બોધિ' તત્ત્વશ્રદ્ધા. એ પ્રાપ્ત કરવા માટે પહેલી 'અભય' અવસ્થા, એટલે કે ચિત્તની સ્વસ્થતા જોઇએ. એ પછી 'ચક્ષુ' એટલે કે સમ્યગ્દર્શનાદિ ધર્મની રુચિ, પ્રશંસા વગેરે જરૂરી છે. એના ઉપર 'માર્ગ' અર્થાત્ આગળના ઉત્કટ તત્ત્વજિજ્ઞાસા, અપૂર્વકરણ વગેરે વિશિષ્ટ ગુણના લાભ કરાવે એવો દર્શનમોહનીયકર્મનો ક્ષયોપશમ જોઇએ. એને ચિત્તનું સરળ ગમન અને ઉપશમ સુખ કહી શકાય. એ પછી 'શરણ' એટલે કે તત્ત્વચિંતા અર્થાત્ એવી તત્ત્વજિજ્ઞાસા જોઇએ કે જેમાથી શુશ્રૂષા (તત્ત્વ સાંભળવાની ઇચ્છા)-શ્રવણ-ગ્રહણ વગેરે બુદ્ધિના આઠ ગુણ પ્રગટે છે. ત્યારબાદ અપૂર્વકરણાદિ પરાક્રમવશાત્ રાગદ્વેષની નિબિડ ગ્રન્થિનો ભેદ થઇને 'બોધિ' એટલે કે જિનપ્રણીત ધર્મની પ્રાપ્તિરૂપ સમ્યગ્દર્શન પ્રગટ થાય છે. જેની ઓળખ શમ-સંવેગ-નિર્વેદ-અનુકમ્પા-આસ્તિકય એ પાચ લક્ષણ પરથી પડે છે. અરિહંત પરમાત્મા આ અભયાદિ આપે છે, તે કારણે લોકોત્તમતા-લોકનાથતા વગેરે એમનો સામાન્ય-ઉપયોગ છે. માટે આ પાચ પદના સમૂહને સામાન્ય-ઉપયોગ સંપદાની હેતુસંપદા કહી

**(૬) ધર્મદાતા-દેશક-નાયક-સારથિ ચક્રવર્તી.**—હવે પ્રભુનો વિશેષ ઉપયોગ કહે છે. 'પ્રભુ સમ્યગ્દર્શન-ધર્મ આપે છે' એ ઉપર કહી આવ્યા. અહીં કહે છે, 'પ્રભુ ચારિત્રધર્મ આપે છે,' 'ચારિત્રધર્મનો ઉપદેશ સાભળવાની યોગ્યતા આપે છે.' પછી ધર્મનો ઉપદેશ આપે છે.– 'સંસારવાસ એટલે સળગતા ઘરમાં વાસ ! ત્યા જીવે પ્રમાદ ન કરવો, ચંચલ આયુષ્યમા પરલોક-સાધના કરી લેવી, સાધુ-સેવા, સૂત્રાનુસાર પ્રવૃત્તિ વગેરે કરવી, શાસન ઉડ્ડાહથી દૂર રહેવુ.' ઈત્યાદિ ધર્મનો ઉપદેશ પ્રભુ કરે છે. વળી પ્રભુ ધર્મના નાયક એટલે કે સ્વામી છે. કેમકે સ્વજીવનમાં ધર્મને આચરીને ધર્મ સિદ્ધ કર્યો છે. એટલુ જ નહિ પરન્તુ સાધકોને પણ ધર્મમા સમ્યક્ પ્રવર્તન-પાલન કરાવવા વડે પ્રભુ ધર્મસારથિ બન્યા છે. આગળ વધીને પ્રભુ ધર્મના શ્રેષ્ઠ ચતુરન્ત ચક્રવર્તી બન્યા છે, કેમકે આ લોક-પરલોક બ નેનો ઉપકારી, અને ત્રિકોટિપરિશુદ્ધ, તેથી ઇતર ધર્મ કરતાં શ્રેષ્ઠ, એવો જે ધર્મ, તે ધર્મરૂપી ચક્રવાળા છે; તે ધર્મ ચાર ગતિનો અંત કરનારો છે, પાચમી મોક્ષગતિ અપાવનારો છે. આ પાચ પદથી વિશેષ ઉપયોગ સંપદા કહી.

**(૭) અપ્રતિહત-વરજ્ઞાનદર્શનધર, વિનષ્ટ-છદ્મસ્થભાવ:** સ્તોતવ્ય પ્રભુની સ્તુતિ-યોગ્યતા હેતુસિદ્ધ છે અને ઉપયોગ સામાન્ય વિશેષ છે, એ કહ્યા પછી હવે કારણ સહિત સ્વરૂપ બતાવે છે. અહીં પ્રભુ કેવળજ્ઞાન-દર્શનથી વૈશાખ માસના વાદળ રહિત મધ્યાહ્નના સૂર્ય જેવા ચમકતા દેખાય

છે; અને એના કારણ તરીકે છદ્મસ્થભાવ યાને જ્ઞાનાવરણાદિ કર્મવાદળો તદ્દન નષ્ટ થઈ ગયેલા દેખાય છે, તેથી આત્માની અંદરનો અનંત પ્રકાશ ઝળહળી ઉઠયો હોય છે. આ બે પદની સકારણ-સ્વરૂપસંપદા છે.

(૮) જિન જાપક, તીર્ણ-તારક, બુદ્ધ-બોધક, મુક્ત-મોચક. હવે પ્રભુની પોતાની સિદ્ધિ બતાવવા પૂર્વક બીજાને એ પોતાના જેવી સિદ્ધિ યાને ફળ પમાડે છે તે બતાવે છે. આમા પોતે જિન-તીર્ણ-બુદ્ધ-મુક્ત એટલે કે પૂર્વે બતાવી આવ્યા તે મુજબ રાગાદિ જિતનારા-અજ્ઞાનાદિને તરી જનારા-સર્વજ્ઞ બનનારા, અને મોક્ષ પામનારા થાય છે, તેમજ બીજાને પણ તેવા કરનારા અર્થાત્ જાપક-તારક-બોધક-મોચક બને છે. જૈન દર્શનમા આ વિશેષતા છે કે પરમાત્મા બીજાને પોતાના જેવા મોક્ષપર્યન્તના ફળ પમાડે છે. આ વિશેષતાની ઉપર ઇંગ્લાંડના મોટા નાટયકાર બર્નાડ શોએ કહેલું કે પરલોક જેવી વસ્તુ હોય તો હુ જૈન ધર્મ માગું; કેમકે એમાં પરમાત્માની Sole Agency નથી, અર્થાત્ કોઈ એકને જ પરમાત્મપણાના સર્વ હક્ક અપાયેલા નથી! અસ્તુ. આ ચાર પદની 'નિજસમ-પરફલ-કર્તૃત્વ' નામની સંપદા છે.

(૯) પ્રધાન ગુણની અક્ષયતા-પ્રધાન ફળ પ્રાપ્તિ-અભયઃ છેલ્લે (૧) આત્માનો મુખ્ય ગુણ અનંત જ્ઞાનદર્શન ઠેઠ મોક્ષમા પણ ક્ષય પામ્યા વિના શાશ્વત કાળ માટે રહે છે, એ બતાવવા 'સવ્વન્નૂણું-સવ્વદરિસીણું' પદ કહ્યું, તેમજ (૨) મુખ્ય ફળ તરીકે નિરુપદ્રવ-અચલ-અરોગ, અનંત-અક્ષય-અવ્યાબાધ, અપુનરાવૃત્તિ એ સાત વિશેષણવાળા 'સિદ્ધિગતિ' નામના સ્થાનની પ્રાપ્તિ બતાવવા 'સિવમયલ-...ઠાણં સંપત્તાણં' પદ કહ્યુ, તથા (૩) 'નમો જિણાણં જિઅભયાણં' પદથી પ્રભુ સર્વથા અભય બન્યા છે એ સૂચવ્યુ. આ ત્રણ પદની 'પ્રધાનગુણાપરિક્ષય-પ્રધાનફલાપ્તિ-અભય' નામની સંપદા થઇ.

આ સંક્ષિપ્ત સાર બરાબર લક્ષમા રાખીને મનમા વારવાર ઘુટવો, અને જયારે જયારે 'નમોત્થુ ણું' સૂત્ર બોલવાનો પ્રસંગ આવે ત્યારે ત્યારે એનું ઉચ્ચારણ એ લક્ષ સાથે થવુ જોઈએ.

બીજું, એમને એમ પ્રભુના દર્શન કરતી વખતે પણ આ ભાવ મનમા રાખીને જો મોઢેથી સ્તુતિ કરાય કે 'હે અરિહંત! હે ભગવત! હે આદિકર! હે તીર્થંકર! હે સ્વયંબુદ્ધ! .' યાવત્ 'હે જિતભય!' તો પણ મનમા સારી એકાગ્રતા સાથે જિનપ્રીતિ, જિનભક્તિ વગેરે શુભ ભાવો હૃદયમા ઉછળતા રહે છે.

વળી, જયા મંદિરમા પ્રદક્ષિણામા ભગવાનના બિંબ હોય છે ત્યા, તથા જયા ગભારામા અનેક જિનબિંબ હોય છે ત્યા, એકેક ભગવાનના સમ્યગ્ દર્શન-વંદનનો મહાન લાભ લેવા માટે નત મસ્તકે હાથ જોડી દરેક ભગવાનનું મુખ જોતા જોતા 'નમો અરિહંતાણં,' 'નમો ભગવંતાણં,' 'નમો આઇગરાણં,' 'નમો તિત્થયરાણં,' 'નમો સય-સંબુદ્ધાણં,'...વગરે પદોમાથી એકેક પદ બોલી શકાય. એટલુ બોલવાનો સમય ન હોય તો ય દરેક ભગવાનનુ મુખ જોતા જોતા 'નમો જિણાણં' 'નમો જિણાણં' પદ બોલાય ધાતુના અનેક બિંબ હોય તો કમમા કમ 'અર્હં નમઃ' 'અર્હં નમઃ' પદ બોલી દરેક પ્રભુનું મુખદર્શન થાય.

## વસ્તુ અનન્તધર્માત્મકઃ બૌદ્ધ અને વેદાન્તના એકાંતવાદ.

(૯૦) इयं च चित्रा सम्पद् अनन्तधर्मात्मके वस्तुनि मुख्ये मुख्यवृत्त्या. स्तवप्रवृत्तिश्चैवं प्रेक्षापूर्वकारिणामिति संदर्शनार्थमेवमुपन्यासोऽस्य सूत्रस्य, स्तोतव्यनिमित्तोपलब्धौ तन्निमित्ताद्यन्वेषणयोगादिति प्रस्तावना ।

**શબ્દાર્થ:** આ વિવિધ સંપદા અનંત-ધર્મ સ્વરૂપ પારમાર્થિક વસ્તુમા મુખ્યપણે રહે છે, અને વિચાર પૂર્વક પ્રવૃત્તિ કરનારાઓની સ્તુતિ-પ્રવૃત્તિ પણ એ પ્રમાણે થાય છે; તે બતાવવા માટે આ સૂત્રની રજુઆત તે રીતે કરી છે કારણ એ છે કે સ્તુતિપાત્ર (શ્રી અરિહંત પરમાત્મા) સ્તુતિ-ક્રિયામાં નિમિત્ત હોવાનુ જાણ્યા પછી એમનામા (તે નિમિત્ત બનવાના) શા કારણો છે, તેનું અન્વેષણ થવુ સંગત છે. આટલી (ચૈત્ય-વંદન સૂત્ર ઉપર) પ્રસ્તાવના થઈ.

**વિવેચન:** આ બધી વિવિધ સંપદારૂપી ધર્મો બતાવ્યા, તો તે શુ એક જ વ્યક્તિમા રહી શકે?

ઉ૦ એક જ પરમાત્મ-વ્યક્તિમા વિવિધ સંપદાના અનેક ધર્મો રહી શકે છે, રહે છે, કેમકે પરમાત્મા એ પણ જગતની એક સદ્ વસ્તુ છે. અને સદ્ વસ્તુ માત્ર અનંતધર્માત્મક હોય છે, કેમકે એનામા અનંત ધર્મ છે.

**ધર્મો ધર્મસ્વરૂપ છેઃ**

પ્ર૦ તો તો વસ્તુ ધર્મવાળી કહેવાય, ધર્માત્મક શી રીતે ?

ઉ૦ ધર્મ કોઇ વસ્તુથી તદ્દન જુદી વસ્તુ નથી, પરંતુ જેમા એ રહે છે, એ ધર્મી-સ્વરૂપ છે. માટે કહેવાય કે વસ્તુ ધર્મસ્વરૂપ છે, ધર્મમય છે, ધર્માત્મક છે, દા. ત. સાકરમા મિઠાશ-ધર્મ સાકરથી તદ્દન જુદી વસ્તુ નથી, સાકર પોતે જ મિઠાશમય છે. કપડું પોતે જ સફેદાઈમય છે. એમ ચંદનમા સુગંધિ ચંદનમય છે, બરફમા ઠંડો સ્પર્શ બરફમય છે. આત્મામા જ્ઞાન આત્મમય છે. આ ગુણોને જુદા ન પાડી શકાય. જ્યા તદ્દન જુદી વસ્તુ હોય ત્યા તન્મય, તત્સ્વરૂપ કે તદાત્મક ન કહી શકાય. માટે જ 'પાણીવાળી ઘડી' અને 'પાણીવાળી નદી' બોલાય સરખું, પણ ઘડીથી પાણી તદ્દન જુદી વસ્તુ હોવાથી ઘડી પાણી-સ્વરૂપ ન કહી શકાય, જ્યારે નદી તો પાણી-સ્વરૂપ પણ કહી શકાય, કેમકે પાણી એ નદીથી તદ્દન જુદી વસ્તુ નથી એટલે તો પાણીનું વહેણ ફરી ગયા પછી કહેવાય છે કે નદી ઉપડી ગઈ, બીજી તરફ ગઇ. તો જેવી રીતે નદી પાણીવાળી ય કહેવાય છે અને પાણી-સ્વરૂપ પણ કહેવાય છે, તેવી રીતે વસ્તુ ધર્મવાળી ય છે અને ધર્મસ્વરૂપ યાને ધર્માત્મક પણ છે. ધર્મ એટલે એક જાતની ખાસિયત. પાકી કેરીનો રસ કેસરી છે, મીઠો છે, સુગંધિ છે, મુલાયમ છે, ઇત્યાદિ કહેવાય ત્યા કેસરી રંગ, મીઠો સ્વાદ, સારી ગંધ, મૃદુ-સ્પર્શ વગેરે શું છે? કેરીના રસની ખાસિયતો છે, રસના ધર્મ છે, રસના સ્વભાવ છે. હવે કોઇ પૂછે કે 'ઘડામાં પાણી ભરાય એમ શુ એ ધર્મો રસમા બહારથી આવીને ભરાયા? ને શુ પાછા એમાથી ઉંચકીને બહાર કાઢી શકાય?' તો કહેવુ પડે કે ના, રસ વસ્તુ પોતે પહેલા ધોળી, ખાટી વગેરે હતી, તેજ હવે કેસરી, મીઠી, વગેરે બની ગઇ. રસનું સ્વરૂપ પલટાઇ ગયુ; એનો એ રસ નવા ધર્મરૂપે બની ગયો, માટે કહ્યું કે વસ્તુ ધર્મસ્વરૂપ છે.

પ્ર૦ તો પણ વસ્તુ તો એક સ્વભાવને આધીન અર્થાત્ એક સ્વભાવને ધરનાર હોય, દા. ત. અગ્નિમાં બાળવાનો સ્વભાવ. તો પછી તમે તો અરિહંત પરમાત્મામા સ્તોતવ્ય વગેરે અનેક સંપદાઓ કહીને અનેક સ્વભાવ સૂચિત્ત કરો છો, તો એક જ વસ્તુમાં અનેક સંપદા કેવી રીતે હોઈ શકે? ત્યારે જો વસ્તુસ્થિતિએ નહિ પણ ઉપચારથી કહેતા હો, તો જુદી વાત.

ઉ૦ ના, અરિહંત પરમાત્મામાં અનેક વિચિત્ર સંપદારૂપી ગુણ યાને સ્વભાવો ઉપચારથી નથી, પરંતુ મુખ્યપણે અર્થાત્ વસ્તુસ્થિતિએ છે. કેમકે વસ્તુમાત્ર એક જ સ્વભાવવાળી નહિ, કિંતુ અનંત ગુણધર્મસ્વરૂપ છે. એટલુ ધ્યાનમા રહે કે અહીં પહેલા તો વસ્તુ પણ ઔપચારિક નથી, કાલ્પનિક યાને અસત્ નથી; કિન્તુ મુખ્ય જ છે, સત્ યાને વાસ્તવિક સ્થિતિવાળી છે, પછી ધર્મોનું શુ પૂછવુ ’

**બૌદ્ધ અને વેદાન્ત દર્શન વસ્તુને અસત્ માને છે:**—જગતમા એવા પણ મત પ્રવર્તે છે કે જે વસ્તુને અસત્ માને છે. બૌદ્ધ દર્શનની ‘માધ્યમિક’ નામની શાખા કહે છે, “**સર્વં શૂન્યમ્**-વસ્તુ માત્ર સ્વપ્નની વસ્તુની જેમ શૂન્યરૂપ છે, અસત્ છે, કેમકે, વિચાર કરતા, કોઈ એક ચોકસ રૂપે ઘટી શકતી નથી. દા. ત. શું વસ્તુને માત્ર કારણરૂપ ગણીએ ? ના, એ પાછી કાર્યરૂપ પણ ગણાય છે. સુતર એ વસ્ત્રના કારણરૂપે મનાય છે, તો પાછું રૂના કાર્યરૂપે પણ મનાય છે આમ વસ્તુમા પરસ્પર વિરુદ્ધ એવી કારણરૂપતા અને કાર્યરૂપતા બંને આવવાથી એક ચોકસ રૂપતા ન રહી, એમ હ્રસ્વરૂપતા કે દીર્ઘરૂપતા, ઉજ્જવલરૂપતા કે ઝાખીરૂપતા, દૂરપણું કે નજીકપણુ, જુનાપણું કે નવાપણુ, કોઈ એક ચોકસરૂપતા નથી. બધું અમુક અમુક અપેક્ષાની ગણત્રી ઉપર મનાય છે. માટે વસ્તુ સત્ નહિ પણ પણ કાલ્પનિક છે, માન્યતા પર નિર્ભર છે. વળી,

“એમ જો વિચાર કરીએ કે વસ્તુ સત્ હોઇને ઉત્પન્ન થાય કે અસત્ હોઇને, તોય એક ચોક્કસ સ્થિતિ નહિ જણાય. દા. ત. વસ્ત્ર પહેલેથી સત્ હોઇને ઉત્પન્ન થતુ હોય, તો એને ઉત્પન્ન કરવાની જરૂર જ શી? સત્ છે જ. ત્યારે અસત્ હોઈને ઉત્પન્ન થતુ હોય તો સુતરમા જ શા માટે ઉત્પન્ન થાય, માટીમા કેમ નહિ ? સુતરની જેમ માટીમા પણ પહેલા અસત્ તો છે જ. ત્યારે જો કહો કે માટીમાં નહિ પણ સુતરમા ઉત્પન્ન થતુ દેખ્યુ છે, તો એનો અર્થ જ એ થયો કે દેખવાને અનુસારે વસ્તુ કલ્પવાની છે, પણ પહેલેથી સત્ કે અસત્ એવુ કોઇ ચોક્કસ સ્વરૂપ નથી, માટે જ એ કાલ્પનિક છે. આ તો માત્ર બે દલીલ થઈ.; બાકી બીજી અનેક દલીલો છે.”—આમ માધ્યમિક બૌદ્ધ કહે છે. ત્યારે,

**બૌદ્ધ દર્શનની યોગાચાર શાખા** કહે છે, “ક્ષણિક વિજ્ઞાન એજ સત્ છે.” **વેદાન્ત દર્શન** કહે છે કે “એક શુદ્ધ બ્રહ્મ (આત્મા) જ સત્ છે, વાસ્તવિક છે, બાકી બધું અસત્ છે, ‘**બ્રહ્મ સત્યં, જગન્મિથ્યા ।**’ કોઈએ સ્વપ્નમા જોયુ કે પોતે લાખ રૂપિયા કમાયો અને લાવી તિજોરીમા મૂકયા, હવે જોઈશે ત્યારે તિજોરીમાથી લેશે પરંતુ જાગીને તિજોરીમા લેવા જાય તો રૂપિયા થોડા જ મળે છે? ના, કેમકે એ અસત્ છે. બસ, **જીવન પણ એક સ્વપ્ન** છે. ફરક એટલો કે સ્વપ્નમા **આંખ** ખૂલ્યે કશુ નહિ, અને જીવનમા ‘**આંખ મીંચ્યે ડૂબ ગઈ દુનિયા**’ આખ બંધ થઈ ગયા પછી કશું હાથમા નથી આવતુ. એમ, જીવતા પણ જ્ઞાન કરીએ ત્યા સુધી જ વસ્તુ દેખાય છે, જ્ઞાનના અભાવમા નહિ, એ સૂચવે છે કે વસ્તુ કોઇ ચીજ નથી, કલ્પના પર આધાર છે, માટે વસ્તુ કાલ્પનિક છે અસત્ છે. અહી એક સવાલ ઉઠશે કે તો પછી તે તે સમયે ચોક્કસ રૂપની વસ્તુ કેમ દેખાય છે? પરંતુ એનું કારણ તો સ્પષ્ટ છે કે અનાદિકાળની અવિદ્યાવશ ચાલી આવતી અને પુષ્ટ થતી તેવી તેવી વાસના ઉઠવાના હિસાબે તેવા તેવા ચોક્કસ રૂપની વસ્તુ દેખાય છે, ને વ્યવહારમા આવે છે; માટે વાસના પર આધાર છે, વસ્તુ તો કાલ્પનિક છે.”

**બૌદ્ધ-વેદાન્તના અસદ્-વસ્તુવાદનુ ખંડન'**

માધ્યમિક, યોગાચાર અને વેદાન્ત ત્રણેય દર્શનની આ માન્યતા યોગ્ય નથી, કેમકે જો ‘**સર્વ**’

શૂન્યં ' યાને બધુ જ કાલ્પનિક, અસત્ કહેવામા આવે તો પહેલો પ્રશ્ન તો એજ ઉઠે ' સર્વં શૂન્યં ' એવુ જ્ઞાન સત્ કે અસત્? જ્ઞાન સત્ કહો તો બધું અસત્ કયા રહ્યું ? ત્યારે જ્ઞાનને પણ અસત્ કહો તો અસત્ એવુ જ્ઞાન તો અપ્રમાણ હોવાથી વસ્તુસ્થિતિને અર્થાત્ સર્વ શૂન્યતાને સિદ્ધ નહિ કરી શકે! જેમકે, રસ્તા પર પડેલી છીપમાં ચાદી તરીકે થયેલું જ્ઞાન અપ્રમાણ હોવાથી ત્યા ચાદીને સિદ્ધ કરી શકતુ નથી. વળી જે કહ્યું કે ' વસ્તુ, કાર્ય કે કારણ, લાબી કે ટૂંકી, દૂર કે નજીક, . એમ કોઈ એક ચોક્કસ રૂપે દેખાતી નથી, માટે અસત્ છે,' ત્યા પણ એ સમજવાનું છે કે દેખવા-દેખવામાં ય ફરક હોય છે; સાચું પણ દેખાય અને ભ્રમ પણ થાય. દા. ત. ચાર આગળીમાની ત્રીજી આગળીમા ચોથી આગળી કરતા લાબાપણુ દેખ્યું, અને બીજી આગળી કરતાય ભ્રમથી લાબાપણુ દેખ્યુ, ત્યા કહેવુ પડે છે કે પહેલું દર્શન સાચુ અને બીજુ દર્શન ખોટું; તો એ સાચું કે ખોટું શાથી ? કહો, એટલા જ માટે કે લંબાઇ જયા સત્ છે ત્યા સાચું દર્શન થયું, અને જયા અસત્ છે ત્યા ખોટું દર્શન થયુ, ભ્રમ થયો. આ હિસાબે વસ્તુ સત્ છે એ સિદ્ધ થાય છે. ત્યારે હવે એટલો પ્રશ્ન રહે કે,

પ્ર૦ જો ચોથીની અપેક્ષાએ સત્ લંબાઇ છે, અને ત્યા જ બીજી આગળીની અપેક્ષાએ સત્ ટૂંકાપણુ પણ આવે છે, તો વસ્તુનુ એક ચોકસ સ્વરૂપ કયા રહ્યુ ?

ઉ૦ એનું સમાધાન એ કે વસ્તુ એક જ સ્વરૂપે હોય એવુ સિદ્ધ કયા છે? દા. ત. પૂર્વે કહ્યુ તેમ કેરીનો રસ મીઠો છે, સુગંધિય છે, પીળો ય છે, ને સુંવાળો ય છે. અલબત જગતમા પદાર્થને સામાન્ય દૃષ્ટિથી બે રીતના સમજાય છે, નિરપેક્ષ અને સાપેક્ષ. **નિરપેક્ષ એટલે જુદી જુદી દૃષ્ટિએ** પણ એકરૂપ, દા. ત. કેરીનો રસ એ રામલાલની દૃષ્ટિએ પણ રસ છે, અને હરિલાલની દૃષ્ટિએ પણ રસ જ છે. ત્યારે **સાપેક્ષ એટલે જુદી જુદી દૃષ્ટિએ જુદો જુદો;** જેમકે એ જ રસ રામલાલની દૃષ્ટિએ મીઠો અને હરિલાલની દૃષ્ટિએ મોળો હોઇ શકે છે, અથવા દૂધની અપેક્ષાએ મીઠો, અને મધની અપેક્ષાએ મોળો; તેમ, શેરડીના રસની અપેક્ષાએ મોઘો, ને દાડમના રસની અપેક્ષાએ સોઘો હોઇ શકે છે. આ સોઘું-મોઘુ, કે મોળુ-મીઠું સ્વરૂપ અસત્ નથી, પણ સત્ છે. વસ્તુમા આવા તો કઇ વાસ્તવિક સ્વરૂપો હોય છે, એ બધા ચોકસ સ્વરૂપો જ છે, અને તે વસ્તુ સત્ હોય તો જ તેમા સભવે છે. અસત્ એવા આકાશકુસુમમા સોઘુ-મોઘું શું ? કે અપેક્ષાએ ઓછુ-વધારે સુગંધી શુ ? ત્યારે વસ્તુમા વિરૂદ્ધ દેખાતા પણ ધર્મોનો અપેક્ષાએ વ્યવહાર થાય, તે ખાલી કલ્પના નથી, કિન્તુ ખરેખર તે ધર્મો હોવાની સત્ય હકીકત છે, વસ્તુસ્થિતિ છે. રામચંદ્રજીમા દશરથની અપેક્ષાએ પુત્રપણું અને લવણ-અંકુશ(લવ-કુશ)ની અપેક્ષાએ પિતાપણુ એ કાલ્પનિક નહિ, પણ વાસ્તવિક હકીકત છે. એમ સુતરમા રૂની કાર્યતા અને વસ્ત્રની કારણતા, એ ચોકસ સ્વરૂપો છે.

પ્ર૦ તો વસ્તુ સત્ હોઇને ઉત્પન્ન થાય કે અસત્ હોઇને? એ પ્રશ્નનું શું ?

ઉ૦- એમા એજ કે વસ્તુ સદ્-અસત્ હોઇને ઉત્પન્ન થાય છે. વસ્તુને એકલી સત્ કે એકલી અસત્ માનનાર એકાતવાદી દર્શનોને વાધા નડે છે. પણ સદ્-અસત્ માનનાર અનેકાંતવાદી જૈન દર્શનને નહિ. એ તો કહે છે કે દા. ત. ઘડો માટીમા અવ્યક્ત રૂપે સત્ છે, અને વ્યક્ત આકૃતિ આદિ રૂપે અસત્ છે. તો જે રૂપે અસત્ છે તે રૂપે પ્રગટ કરવા માટે કારણ સામગ્રી ઉપયોગી બને છે; અને જે રૂપે સત્ છે, તે રૂપે ભલે ઉત્પન્ન કરવાનું કશું નથી, પણ માટી સિવાય બીજે સત્ નથી માટે જ ત્યાં તે ઉત્પન્ન થઇ શકતો નથી, એ માટીમાં સદ્રૂપે હોવાનું સાબિત કરે છે

પ્ર૦ તો વેદાન્તી અને યોગાચાર બૌદ્ધ સ્વપ્નના દૃષ્ટાન્તથી જગતને મિથ્યા કહે છે, અર્થાત્ સ્વપ્નની જેમ જયા સુધી જ્ઞાન છે ત્યા સુધી જ વસ્તુ જણાય છે, માટે વસ્તુ કોઇ અલગ ચીજ નથી, -એમ કહે છે, તેનું કેમ ?

ઉ૦ જગતના પદાર્થો પર મોહ-માયા ન થાય એ માટે એમને સ્વપ્ન જેવા માનવા, એ

વૈરાગ્ય માટે ઉપયોગી છે. છતા એ તો એક ભાવના ભાવવાનો વિષય થયો પરતુ તેથી કાંઈ તાત્ત્વિક પરિસ્થતિ સિદ્ધ થતી નથી. દા. ત. પિતાની ગેરહાજરીમા મોટાભાઈને પિતાતુલ્ય માનવા છતા, વસ્તુસ્થિતિએ એ કાઇ પિતા અર્થાત્ માતાનો પતિ વગેરે બનતો નથી. પ્રસ્તુતમા જગત ખરેખર સ્વપ્નની માયા નથી; કેમકે જો એમ હોય તો પ્રશ્ન થશે કે

**એ સ્વપ્ન કોને આવે છે, અને સ્વપ્ન પણ સત્ છે કે અસત્ માયા?**

સ્વપ્ન બ્રહ્મ-આત્માને આવી શકે નહિ, કેમકે બ્રહ્મ તો સદા એકાત શુદ્ધસત્ નિર્ગુણ-નિર્ધર્મક છે, એમ તમે કહો છો. સદા એકાન્તે નિર્ગુણ બ્રહ્મ અવિદ્યાવશ પણ વસ્તુગત્યા સગુણ બની શકે નહિ; નહિતર તમારે વાસ્તવિક નિર્ગુણ-સગુણનો અનેકાન્તવાદ માનવો પડે. ત્યારે સ્વપ્નને ખુદને જો સત્ કહો તો બ્રહ્મ સત્ અને સ્વપ્ન સત્, એમ બે સત્ સિદ્ધ થવાથી એકલો બ્રહ્મ આત્મા સત્ એવા અદ્વૈતવાદનો ભંગ થઈ જાય છે; ને સ્વપ્નને જો અસત્ કહો તો એ આવ્યુ અને ગયુ, એ ઉત્પન્ન થયું અને નાશ પામ્યું એ શુ ? અસત્ તો વધ્યાપુત્ર જેવુ; એમાં જન્મવા મરવાનું ન હોય. વળી માણુસને ઊઘમા આવતુ સ્વપ્ન, એમા જોયેલી વસ્તુ મિથ્યા હોવા છતા, પોતે મિથ્યા નથી. માટે સ્વપ્નનું દૃષ્ટાન્ત ખોટું છે. તેથી જગત મિથ્યા યાને અસત્ સાબિત થઈ શકે નહિ. આત્માની જેમ જગત પણ સત્ છે. માટે જ તમે વેદશાસ્ત્ર સાચા અને બીજાં ખોટા, એમ કહી શકો છો. કોઈ ગુરુ ને કોઇ શિષ્ય, કોઈ માતા, કોઈ પત્ની, કોઇ પરસ્ત્રી, કોઇ સરળ કોઈ માયાવી, કોઈ હિંસક ને કોઇ દયાળુ, કાઈ લેવું, ને કાઈ દેવુ, વગેરે વસ્તુસ્થિતિ, જગત સત્ હોય તો જ, બની શકે. અસતમા એ બધું ઘટી શકે જ નહિ.

ત્યારે યોગાચાર બૌદ્ધ દર્શન એકલું જ્ઞાનને સત્ માની એના બાહ્ય વિષયને અસત્ કહે છે, તે ય ખોટું છે; કેમકે જો બાહ્ય પદાર્થ જેવુ કાઇ છે જ નહિ, તો પછી બાહ્ય વિષયના વ્યવહારમા ભેદ પડવાનું શુ ? અગ્નિ બાળે, અને પાણી ઠારે, તલમાથી જ તેલ નીકળે અને દહીમાથી જ માખણુ નીકળે; સાચો રૂપિયો માલ ખરીદે, પણ નકલી રૂપિયો નહિ, ભ્રમાત્મક જ્ઞાન પછી વસ્તુ ન મળે અને સાચું જ્ઞાન થના પર વસ્તુ મળે;—એ બધું, બાહ્ય સત્ વસ્તુ જેવુ કાઇ ન હોય તો, શી રીતે ઘટે ? માટે કહો, જ્ઞાન પણ સત્ વસ્તુ છે, પદાર્થો પણ વાસ્તવિક છે, અને એના ગુણધર્મો પણ વાસ્તવિક છે; અને તે અનંત છે, તેમજ પોતાના આશ્રયભૂત પદાર્થોથી તદ્દન અલગ નહિ કિન્તુ ભિન્નાભિન્ન છે.

એમ, અરિહંત પરમાત્મા પણ અસત્ નહિ, કાલ્પનિક નહિ, પણ પારમાર્થિક વસ્તુ છે; અને એમા વિવિધ સપદાઓ, વિવિધ ગુણધર્મો, એ પણ કાલ્પનિક નહિ, ઔપચારિક નહિ, કિન્તુ મુખ્ય વસ્તુસ્થિતિ છે, વાસ્તવિક હકીકત છે. એ પણ ધ્યાનમા લેવા જેવુ છે કે આ સંપદાઓના ગુણોથી 'નમોત્થુ ણું...'ની સ્તુતિ રચનારા ગણધર મહર્ષિ છે, મહાવિચાર-પૂર્વક કાર્ય કરનારા આદર્શ પુરુષ છે, અને વિચારપૂર્વક કાર્ય કરનારા પુરુષો ઔપચારિક અર્થાત્ આરોપિત ગુણોથી સ્તુતિ કરનારા નથી હોતા, પરંતુ વાસ્તવિક ગુણો જોઇને જ એની સ્તવના કરનારા હોય છે. તેથી પણ સંપદાના ગુણ વાસ્તવિક સિદ્ધ થાય છે ત્યારે ગુણ વાસ્તવિક હોય પછી એના આશ્રયભૂત પરમાત્મા તો વાસ્તવિક હોય એમા શી નવાઇ ? અર્હત્ પરમાત્મામાં એ ગુણોની વાસ્તવિકતા, આગળ દરેક ગુણની વ્યાખ્યા કરતા, બતાવશે.

અહીં સ્તોતવ્ય છે અરિહંત પ્રભુ. એ વ્યાકરણની દૃષ્ટિએ સ્તુતિ રૂપ ક્રિયાનું કર્મ છે, કેમકે સ્તુતિકાર એમને સ્તવે છે. વ્યાકરણમાં કર્મને કર્તા, કરણ, સંપ્રદાન વગેરેની જેમ કારક કહેવામા આવે છે. કારક એટલે ક્રિયામા નિમિત્તભૂત તો કર્મકારક એવા સ્તોતવ્ય અરહંતપ્રભુ સ્તુતિ ક્રિયામા નિમિત્ત બન્યા. એ સ્તોતવ્ય સ્વરૂપ નિમિત્તને જાણ્યા પછી હવે એ શોધવું સગત છે, કે 'તો પછી એ સ્તોતવ્ય સ્વરૂપ નિમિત્તને હોવાના શા નિમિત્ત છે ?' એ શોધન, એ જિજ્ઞાસા તૃપ્ત કરવાને અર્થે આદિકરત્વ વગેરે પદોની સંપદા તથા ઉપયોગાદિની અર્થાત્ નિમિત્તભૂત ગુણો, ઉપયોગ વગેરેની સંપદાઓ કહેવાશે.

★

## વ્યાખ્યાનું ૬ પ્રકારનું સ્વરૂપ અને ૭ અંગો.

(લ૦) अथास्य व्याख्या; तल्लक्षणं च संहितादि, यथोक्तम्

संहिता च पदं चैव, पदार्थः पदविग्रहः। चालना प्रत्यवस्थानं व्याख्या तन्त्रस्य षड्विधा ॥ इति। एतदङ्गानि तु जिज्ञासा, गुरुयोगो, विधि इत्यादीनि। अत्राप्युक्तम्,

जिज्ञासा गुरुयोगो विधिपरता--बोधपरिणति-स्थैर्यम्। उक्तक्रिया-ऽल्पभवता, व्याख्याङ्गानीति समयविदः ॥

અર્થ: હવે આ (ચૈત્યવન્દન સૂત્ર)ની વ્યાખ્યા (કરવામા આવે છે). વ્યાખ્યાનું સ્વરૂપ સંહિતા વગેરે છે; જેમ, કહ્યુ છે કે 'સંહિતા (શુદ્ધ ઉચ્ચારણ), પદ, પદનો અર્થ, પદવિગ્રહ (સમાસ છૂટા પાડવા તે), શંકા, સમાધાન-આમ છ સ્વરૂપે શાસ્ત્રની વ્યાખ્યા હોય છે.'

જ્યારે વ્યાખ્યાના અંગો જિજ્ઞાસા, ગુરુયોગ, વિધિ, ઈત્યાદિ છે. આ અંગે પણ કહ્યુ છે કે, 'જિજ્ઞાસા, ગુરુનો યોગ, વિધિ-પાલન, પરિણત બોધ, સ્થિરતા, વચનાનુસાર અમલ, અલ્પ સંસારીપણું, આ સાત વ્યાખ્યા-અંગો છે, એ પ્રમાણે શાસ્ત્રવેત્તાઓ કહે છે.'

વિવેચન:—કોઇ પણ સૂત્ર કે શાસ્ત્રની વ્યાખ્યા મળવાથી આપણને તે સૂત્ર કે શાસ્ત્ર સ્પષ્ટ થાય છે. વ્યાખ્યા, છ વસ્તુ કરવામાં આવે તો, બની કહેવાય છે. માટે કહો કે એ વ્યાખ્યાનુ સ્વરૂપ છ વિભાગમાં વહેંચાયેલુ છે; અને વ્યાખ્યા, ભણનાર વડે સાત વસ્તુ જળવાયાથી સિદ્ધ થાય છે; માટે કહો કે એ સાત વ્યાખ્યાના અંગ છે. એના નામ ક્રમે સંહિતા-પદ-પદાર્થ-પદવિગ્રહ-શંકા, સમાધાન, તથા જિજ્ઞાસા-ગુરુયોગ-વિધિપાલન-પરિણતબોધ-સ્થિરતા-વચનાનુસાર અમલ-અલ્પસંસારીપણું. આ દરેકનુ હવે ગ્રંથકાર વિવરણ કરે છે.

(લ૦) तत्र नमोऽस्त्वर्हद्भ्यः' इति संहिता। (१) पदानि तु 'नमः', 'अस्तु', 'अर्हद्भ्यः' (२) पदार्थस्तु 'नमः' इति पूजार्थं, पूजा च द्रव्यभावसङ्कोचः: तत्र करशिरःपादादिसंन्यासो द्रव्यसङ्कोचः। भावसङ्कोचस्तु विशुद्धस्य मनसो नियोग इति। 'अस्तु' इति भवतु; प्रार्थनार्थोऽस्येति। 'णम्' इति वाक्यालङ्कारे, प्राकृतशैल्या चेहोपन्यस्तः। 'अर्हद्भ्यः' इति देवादिभ्योऽतिशयपूजामर्हन्तीत्यर्हन्तस्तेभ्यः। नमः शब्दयोगाच्चतुर्थी।

અર્થ.—વ્યાખ્યાના સ્વરૂપમાં (૧) પહેલી છે સંહિતા, એટલે દા. ત. 'નમોઽત્થુ ણં અરહંતાણં' એવુ ઉચ્ચારણ, (૨) બીજુ છે પદો. (પદોને છૂટા પાડી બતાવવા તે). જેમકે 'નમો,' 'ત્થુ', 'અરહંતાણં' વગેરે. (૩) ત્રીજું, પદોનો અર્થ કહેવો દા. ત. 'નમો' (નમ.) પદનો અર્થ પૂજા. ત્યાં પૂજા એટલે દ્રવ્યસંકોચ અને ભાવસંકોચ. એમા દ્રવ્યસંકોચ એટલે હાથ, પગ વગેરેનું નિયમન,

અને ભાવસંકોચ એટલે વિશુદ્ધ મનનું નિયોજન, (સ્થાપન). 'ત્થુ' ('અસ્તુ') એટલે 'થાઓ.' એનો અર્થ 'પ્રાર્થના' એવો થાય છે. (અર્થાત્ નમસ્કારની પ્રાર્થના કરી.) 'ણં' એ પદ વાકયમા શોભા અર્થે છે, અને તે પ્રાકૃત ભાષાની પદ્ધતિએ અહીં મૂકવામા આવ્યું છે. 'અરહંતાણં' ('અર્હદ્દ્ભ્યઃ') એટલે દેવો વગેરે તરફથી અતિશયોની પૂજાને જે યોગ્ય છે, માટે અર્હત્ કહેવાય છે, તેમને. 'નમઃ' પદની સાથે આવ્યું હોઈને આ પદમા ચોથી વિભક્તિ લાગી છે.

## વ્યાખ્યાનું સ્વરૂપ.

વિવેચન:

વ્યાખ્યા લેવા માટે પહેલા 'સંહિતા' જાણવી જોઇએ, પછી પદો જાણવા જોઇએ, પછી પદાર્થ જાણવાનું જરૂરી છે .વગેરે. એ સંહિતા વગેરે છ પગથિયાંનો પરિચય કરાવવામા આવે છે.

૧. સંહિતાઃ–સંહિતા એટલે સૂત્રનું શુદ્ધ ઉચ્ચારણ દા. ત. 'નમોરિ હંતાણં' નહિ, કિન્તુ 'નમો અરિહંતાણં' એ શુદ્ધ ઉચ્ચારણ. 'સંહિતા'મા જોડાક્ષર જોડાક્ષર તરીકે બોલાય, અસંયુક્ત અક્ષર એ તરીકે બોલાય. 'સવન્નૂણં' ખોટું, 'સવ્વનૂણં' પણ ખોટું, સાચું 'સવ્વન્નૂણં'. પહેલામા 'મડદાને જાણનારને,' બીજામા 'સર્વથી ન્યૂન' આવા ખોટા અર્થ નીકળે; ત્રીજામા 'સર્વજ્ઞને' એવો સાચો અર્થ નીકળે જોડાક્ષરનું યથાર્થ ઉચ્ચારણ કરવા માટે એની પૂર્વનો સ્વર દીર્ઘ બોલવો જોઇએ દા. ત 'નામગ્ગહણં' મા 'મ' નો 'અ' લંબાવીને બોલવાનો, નામગ્ગહણં. જોડાક્ષરના શુદ્ધ ઉચ્ચારણ માટે એમાનો અડધો અક્ષર (સ્વર વિનાનો વ્યંજન) પહેલા સહેજ જૂદો બોલી પછી બાકીનો આખો અક્ષર બોલવાથી સરળતા થશે શુદ્ધ ઉચ્ચારણ માટે આ ઉપરાત, અમુક શબ્દો પર જરૂરી ભાર આપવાનો; અનુસ્વાર વિસર્ગ સ્પષ્ટ બોલવાના; અમુક પદ અમુકની સાથે અને અમુકથી જુદા જ બોલવાના; (દા. ત. 'કારાવણે અ, કરણે.' બોલવાનું; પણ નહિ કે 'કારાવણે, અકરણે.' કેમકે એમા તો પછી 'અકરણે' નો અર્થ 'પાપ ન કરવામા' એવો થશે, અને એનું કાઇ પ્રતિક્રમણ કરવાનુ હોય નહિ.) . ઇત્યાદિ ધ્યાન રાખવાનું હોય છે. 'તમ–તિમિર–પડલ–વિદ્ધં સણસ્સ' બોલે. ત્યા 'વિદ્ધ' ને 'સણસ્સ'થી શુ સમજાય ? એ તો 'તમ–તિમિર–પડલ વિદ્ધસણસ્સ' બોલે તો સમજાય કે 'મોહ–અજ્ઞાન રૂપી અંધકારના સમૂહનો નાશ કરનારને.' એમ 'વંદણ–વય–સિક્ખાગા રવેસુ' બોલવાથી અર્થ કેમ સમજાય ? એ તો 'વંદણ–વય–સિકખા–ગારવેસુ' બોલે તો સમજાય.

૨ પદ વ્યાખ્યામા બીજું પગથિયું 'પદ.' '**विभक्त्यन्त पदम्**' જે શબ્દને છેડે વિભક્તિ હોય તેને પદ કહેવાય, દા. ત ક્રિયાપદ, નામપદ, વિશેષણપદ વગેરે. તે એકાકી (અસામાસિક) પદ હોય દા ત. 'લોએ'; અથવા બે કે અધિક શબ્દથી બનેલું સામાસિક પદ પણ હોય, જેમકે 'સવ્વસાહૂણં' તો સંહિતા પછી સૂત્રના પદ અલગ પાડી બતાવવાના, જેમકે પ્રસ્તુતમા 'નમો, ત્થુ, ણં, અરહંતાણં' એથી સરળતાથી અર્થ સમજાય.

૩. પદાર્થ - હવે પદોનો અર્થ બતાવવો પ્રસ્તુતમા, 'નમો' પદનો અર્થ 'નમસ્કાર' થાય છે, અને નમસ્કાર એટલે પૂજા લેવાની છે પૂજા એટલે સંકોચ કરવો તે તે બે પ્રકારે, ૧. દ્રવ્યસંકોચ અને ૨. ભાવસંકોચ.

દ્રવ્યસંકોચમાં હાથ, પગ, મસ્તક વગેરેનુ અમુક ચોકસ પ્રકારનુ નિયમન આવે, ભાવસંકોચમા મનનું નિયમન આવે હાથ વગેરેનુ નિયમન એટલે શાસ્ત્રે કહ્યા મુજબ એને સ્થાપિત કરવા, અર્થાત્ અંજલિબદ્ધ પ્રણામ કરવો હોય તો હાથની અંજલિ જોડી, મસ્તક સહેજ નમાવી આગળ અંજલિ રાખવી.

બે પગના તળિયા વચ્ચે અંતર આગળથી ૪ આંગળ, પાછળથી સહેજ ઓછું. મંદિરમાં પેસતાં જ જ્યાં પ્રભુ દેખાયા કે તરત જ આ અંજલિબદ્ધ પ્રણામથી 'નમો જિણાણં' બોલી નમસ્કાર કરવાનો છે. એ બોલવું એ વાણીનું નિયમન રૂપી દ્રવ્યસંકોચ છે. ગભારા આગળ પહોંચી પ્રભુ સામે ઉભા રહેતા 'અર્ધાવનત' પ્રણામ કરવાનો. એમા કેડમાથી નમીને એજ અંજલિબદ્ધ પ્રણામની મુદ્રાએ 'નમો જિણાણુ' કહેવાનું. ચૈત્યવંદન શરૂ કરવા પૂર્વે ખમાસમણું દેતાં પંચાગ પ્રણિપાત કરવાનો; જેમાં નીચે પડી ભૂમિને બે ઢીંચણુ, અંજલિ જોડેલા બે હાથ, અને લલાટ, એમ પાચ અંગ અડે. 'નમોત્થુ ણું' શરૂ કરતા પણ, અહી કહે છે, ભૂમિ પર બે ઢીચણુ અને બે હાથ સ્થાપિત કરી 'નમોત્થુણું અરહંતાણું' બોલવાનું. આ બધું દ્રવ્યસકોચ

**ભાવસંકોચમાં** વિશુદ્ધ મનનું નિયોજન કરવાનું. આના વિના ઉપર કહેલું બધું સાચવ્યું છતા લાભ નથી. લાભ તો સાથે વિશુદ્ધ મનને ભેળવવાથી થાય, માનસિક શુભ લક્ષથી થાય. અહીં પ્રશ્ન થાય કે, **વિશુદ્ધ મન એટલે શું?**

'**યોગદૃષ્ટિ સમુચ્ચય**' નામના શાસ્ત્રમા પહેલી યોગદૃષ્ટિના પ્રસંગમા, '*जिनेषु कुशलंचित्तं..*' વગેરે યોગના બીજનો સંગ્રહ કરવાનું કહ્યુ છે. તેમા જિનેન્દ્ર દેવ ઉપર કુશળ ચિત્ત, અને વાચિક સ્તુતિ, તથા સંશુદ્ધ પ્રણામાદિ કરવાનુ કહ્યુ, ત્યા સંશુદ્ધિ યાને વિશુદ્ધિ શુ, એ માટે કહ્યુ કે એ ચરમાવર્ત કાળમા જ તથાભવ્યત્વનો પરિપાક થયે થાય, અને આવા સ્વરૂપવાળી હોય –

उपादेयधियात्यन्तं संज्ञाविष्कम्भणान्वितम् । फलाभिसन्धिरहितं संशुद्धं ह्येतदीदृशम् ॥

અર્થાત્ જે પ્રણામાદિ (૧) અત્યન્ત ઉપાદેય બુદ્ધિથી યાને જગતનાં બીજા કાર્યો કરતાં મહા-કર્તવ્ય તરીકે હૃદયથી વધાવીને થતું હોય, સાથે (૨) આહારાદિ ચાર સંજ્ઞા અને ક્રોધાદિ ચાર સંજ્ઞા તથા ઓઘસંજ્ઞા અને લોભસંજ્ઞાના નિગ્રહવાળું હોય, તેમજ (૩) સાંસારિક કોઈ ફળની આશંસા–અપેક્ષા વિનાનું હોય, તે વિશુદ્ધ પ્રણામાદિ છે આમા સ્પષ્ટ થઈ જાય છે કે વિશુદ્ધ મન માટે આ ત્રણ વસ્તુ જોઈએ.

(૧) **અત્યન્ત ઉપાદેય બુદ્ધિ** —ચાહ્ય નમસ્કાર હોય કે બીજુ કોઇ ધર્માનુષ્ઠાન હોય, પહેલું તો એના માટે મન એટલું નિશ્ચલ જોઈએ કે અંદરથી એ પોકાર કરીને કહે કે 'આ અર્હદ્-નમસ્કારાદિ એ અનુપમ કાર્ય છે! માટે અત્યંત આદરણીય છે, મહા-ઉપકારક ને મહાહિતકારક છે! આ કરવામા જ મારા જીવનની શોભા છે! માનવજીવનનો મારે આ એક મહાન લહાવો છે!.' વગેરે. એનું નામ અત્યંત ઉપાદેય બુદ્ધિ. ધર્માનુષ્ઠાન અત્યંત કરણીય લાગવુ તે.

(૨) **સંજ્ઞાઓનો નિગ્રહ** —વિશુદ્ધ મન માટે આહારાદિ દસ સંજ્ઞાનાઓને ય અટકાવવી જોઇએ. સંજ્ઞા એટલે માત્ર ઇચ્છા નહિ, કિન્તુ વલણુ અને પક્ષપાત, લત અને લગની આહારની ઈચ્છા તો થાય પણુ માત્ર ઇચ્છા હોય તો આહાર લીધા પછી લત ન રહે. આ તો પેટ ભરીને જમ્યા પછી કોઈનું નોતરું આવે ને એમ થતુ હોય કે 'અરેરે! કેવી મેં જમી લેવાની ઉતાવળ કરી! ને આ ગુમાવવાનું થયુ!' તો એ લત છે. નહિતર તો એમ થાય કે,–'હવે શું છે? આહારની વેઠ પતી ગઇ.' બસ, સંજ્ઞાને લીધે આહારાદિની ક્રિયા એ વેઠરૂપ નથી લાગતી, એજ વાંધો છે. વેઠ સમજો છો ને? પોતાનુ કાર્ય પતાવી જલદી પાછું આવવુ છે, એમા પાડોશી કામ વળગાડે અને અનિચ્છા છતા ના પડાતી નથી, તો એ કામ કરશે, પણુ વેઠરૂપ માનીને આહાર, વિષય, પરિગ્રહ, અને નિદ્રા, એ ચાર

તથા ક્રોધાદિ ચાર કષાયો, લોકખુશી ને ઓઘ-ગતાનુગતિક પ્રવૃત્તિ, એ દસની સંજ્ઞા હોય છે. એ બધું વેઠરૂપ લાગવુ જોઇએ, પછી એની સંજ્ઞા કાબુમાં લેવાના ચોક્કસ પ્રયત્ન થઈ શકશે.

વેઠરૂપ લગાવવા માટે દરેક સંજ્ઞાનો પૂર્વ ઇતિહાસ, સંજ્ઞામા તણાયા આત્માના અથાગ પ્રયત્નોની બરબાદી, સંજ્ઞાના ફળ સ્વરૂપે આત્માને વર્તમાન અને ભવાંતરોની દુ:ખદ દુર્દશા, વગેરે ખૂબ હૃદયથી વિચારવા જેવુ છે! ◆**આહારસંજ્ઞામાં** જીવ ગર્ભમા આવે ત્યારથી તરત પહેલી આહારની લપ શરૂ થાય છે! પ્રતિસમય આહાર લે છે! કવિ કહે છે, '**આહાર કરતાં અહર્નિશ માચ્યો, નાચ્યો ઇણ સંસાર, સાંભળ વિશરામી.**' તો હવે ક્યા સુધી એની લત રાખવી? પેટ બિચારૂં ગમે તે આહારથી ભરાયા પછી માગતુ નથી; તો લત શા સારૂ જોઈએ? ભૂખને લીધે નહિ પણ આહારની સંજ્ઞાને લીધે તપ ન કરતા છૂટા રહેવાનુ મન રહે છે. તપ ગુમાવવાથી અઢળક પાપક્ષય કરવાનું ગુમાવાય છે. વગેરે પર વિચાર કરતા આહારની સંજ્ઞા કાબૂમા આવી શકે છે.. ◆**વિષયની સંજ્ઞા** પર કાપ મૂકવા માટે પણ ઇન્દ્રિયોને મનગમતા વિષયો,- રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ તથા એના આશ્રય, ને એના સાધનના ભોગવટા પણ વેઠરૂપ લાગવા જોઈએ, કેમકે એનો ઇતિહાસ જુગજૂનો છે, કાળો ઇતિહાસ છે! એની પાછળ આત્માના અથાગ પ્રયત્નો છતા પરિણામે વિશ્વાસઘાત, નિરાશા, નાલેશી અને નિકંદન તથા ૮૪ લાખ યોનિમા અનંતા ચક્રાવા, સિવાય બીજુ શુ મળ્યુ છે? આટલુ છતા વિષયોની કારમી ભૂખ પાછી એની એ! મોહમદિરાનો નશો છે એ જ! વિષયોના આકર્ષણ આત્માના વૈરાગ્યના પરાક્રમને જર્જરિત કરે છે, તત્ત્વદષ્ટિને આવરે છે, પરમાત્મ-સગાઈને જામવા દેતા નથી! પ્રકાશમય માનવજીવનમા આ અંધારા? વિષયો પાછળ કેવી વિટંબણા! એના શા પક્ષપાત રાખવા, શી લત ધરવી? .◆**પરિગ્રહ સંજ્ઞાએ** તો દાટ વાળ્યો છે! જીવને પરિગ્રહની એવી લત લાગી છે કે 'બસ, જે અને જેટલુ મળે તે ભેગું કરો.' ગોખી રાખ્યુ છે કે 'સંઘર્યો સાપ પણ કામ લાગે!' 'ઝાઝુ હશે તો વધારે નિરાત!' ખબર નથી કે 'વિશાળ પૃથ્વી પર તો અપરંપાર પડયુ છે! તું શું શું, ને કેટકેટલુ ભેગું કર્યે જઇશ? ભેગું કરેલુ ય કોના માટે? **લોભનો ખાડો અપૂર્વ** છે, '**अपूर्णः पूर्णतामेति, पूर्यमाणस्तु हीयते**'—**એને પૂરવાનું બંધ કરાય તો પૂરાઇ જાય છે! ને પૂરવા જતાં ઉંડો થતો જાય** છે! પાછુ ગમે તેટલુ ભેગું કર્યું પણ તે અવશ્ય મૂકીને મરવાનુ જ! ને થોક પાપના ઉકરડા ઉંચકી પરલોકે ચાલવાનું! વિષય સંજ્ઞામા રાજસભાવ, ત્યારે પરિગ્રહ-સંજ્ઞામા તામસભાવ પ્રવર્તે છે, ને એના સંરક્ષણમા નરકદાયી રૌદ્રધ્યાન આવે છે! વળી સંસારનું મૂળ આરંભસમારંભ, અને એનું મૂળ પરિગ્રહ છે. માતાપિતાની ભક્તિ અને સગાના સ્નેહ તોડાવનાર પરિગ્રહ છે. કલેશ-કંકાસને જગાવી આપનાર પરિગ્રહ છે! પરિગ્રહની લત જડની આસક્તિ અને ધર્મની અરુચિ કરાવે છે! ગુણોનો નાશ અને દોષોનો વાસ કરાવનાર પાપી પરિગ્રહ છે. પરિણામે ભવભ્રમણના ચકડોળે ચઢાવનાર એ પરિગ્રહ વેઠ નહિ તો બીજું શું? ◆**નિદ્રા અને ભય સંજ્ઞા** પણ જીવને સત્ત્વહીન બનાવે છે. જરા નવરો પડયો કે 'લાવ, આરામ કરૂ' સૂઝશે, અથવા રાત્રે ઉંઘ નથી આવતી કે વહેલો જાગી પડયો તો 'કેમ ઉંઘનુ ઠેકાણુ નથી' એમ થશે! પણ 'લાવ, તત્ત્વચિંતન અથવા પરમાત્મસ્મરણ કરૂ' એ નહિ. દુનિયાનો બીજો સ્વાર્થ ઘવાતો હોય એવી ઉંઘ આવી ગઈ તો ખેદ થાય છે, પણ 'નિદ્રાની લપમા આત્મ જાગ્રતિ ગુમાવી રહ્યો છુ' એમ નથી થતુ! યાદ નથી કે એકેન્દ્રિયપણામા અનંતા પુદ્દગલ-પરાવર્ત કાળ નિદ્રામા ગયા! આ તો આત્મચિંતાનો પંચેન્દ્રિય માનવપણાનો કાળ છે. આ જીવનની પળેપળ કિંમતી છે. ◆**ભય સંજ્ઞા** પણ ચારે બાજુનો જરી જરી વાતનો ય ભય લગાડે છે. 'શરીર બગડશે? ચીજ બગડી જશે? ફલાણાને ખોટું લાગશે? હુ મૂર્ખ ગણાઇશ?'. હાલતા ને ચાલતા ભય! ભય સંજ્ઞાથી વળતુ કાંઇ નથી, ને સત્ત્વહીનતા મળે છે! કાર્ય સુધારવાને બદલે કેટલીકવાર

બગાડી નાખવાની ઉતાવળ થાય છે! કર્મના અટલ સિદ્ધાન્ત ભૂલાય છે! પરમાત્માનો વિશ્વાસ ગુમાવાય છે! નહિતર, 'છે શુ? વારેવારે ડરપોકપણુ શું? અરિહંત પ્રભુની કૃપાએ બધું સારૂં જ થવાનું છે,–' એવી લગની રહ્યા કરે.

.. ત્યારે ◆**ક્રોધાદિની સંજ્ઞાઓ** ખોટી જીવે છે, ક્રોધ–માન–માયા–લોભ થઇ જાય, પરંતુ એની લત શી? યોગીઓ ક્ષમાદિના ભેખ લે તેમ, જીવે આ તો જાણે ગુસ્સો, ને અહંકાર, મમતા ને તૃષ્ણાના ભેખ લીધા! અરે! એમા કદાચ તત્કાલ પૌદ્ગલિક લાભેય દેખાયો,–જો કે એ લાભ તો પુણ્ય પહોંચતુ'તું માટે દેખાયો, નહિ કે કષાયથી,–છતા એમા આત્મસ્વરૂપ વધારે મલિન થઇ રહ્યું છે, એ હકીકત છે. સમજવું જોઈએ છે કે અનાદિની આ કુટિલ કષાયસંજ્ઞા ભવભ્રમણ તરફ દોરી જઈ રહી છે! મનને સહેજ અણુગમતુ થયું કે ક્રોધ ઉઠયો, માન ઉઠયુ, 'મારૂં કેમ બગાડયું?' આમાં ક્ષણનો વિલંબ નહિ! જાણે સ્વભાવ બનાવી દીધો કે હાલતા ને ચાલતા હર્ષ–ઉદ્વેગ, ને રાગદ્વેષ કરવાના! કોઇનો બંગલો, ભલે એના ઓટલેય બેસવા ન મળે, પણ ઝટ રાગ! 'બંગલો બહુ સારો બાંધ્યો!' આવા આવા રાગ–દ્વેષમા, ને ક્રોધાદિ કષાયમા ક્ષમા–નમ્રતાદિની ઉત્તમ તક ગુમાવાઈ રહી છે! કયા એ ક્ષમાદિના જોરદાર અને વારંવાર અભ્યાસ કરી દિલને ઉદાર, ગંભીર અને તૃપ્ત બનાવવાનુ! ને કયા ક્રોધાદિમા નીપજતી ક્ષુદ્રતા, તોછડાઈ, લંપટતા વગેરે! કષાય જ સંસાર છે, ને '**कषायमुक्तिः किल मुक्तिरेव!**'...ત્યારે, ◆**લોકસંજ્ઞા** એક જ ધૂન રખાવે છે 'કેમ લોકમા સારો હોશિયાર દેખાઉ! સામાને વહાલો થાઉં!' પછી એમા જૂઠ કપટ વગેરે પાપોનો સંકોચ નથી રહેતો! લોકસંજ્ઞામા તણાયા મુનિ પણ માર્ગ ભૂલે છે! લોક કશું પરખાવી દેતો નથી; ઉલટું અનંતા સિદ્ધ ભગવાન જે આપણાં યથાર્થ દર્શન કરી રહ્યા છે એમને દૃષ્ટિમા રાખવાનું ગુમાવી અજ્ઞાન મોહાંધ લોકના સર્ટીફિકેટ લેવાની ઘેલછા થાય છે! તારક જિનાજ્ઞાને વહાલી કરવાને બદલે મૂઢ લોકને વહાલા થવાની દુર્બુદ્ધિ રહે છે!...◆**ઓઘ સંજ્ઞામાં**, નિર્વિચાર બની હિતાહિતનું લક્ષ ભૂલી ગતાનુગતિક ચાલવાની સંમૂર્છિમ દશામા ઘસડાયા રહેવાનું થાય છે! પ્રવૃત્તિ પાપની થતી હોય તો ય, સાથે સાથે આલોક-પરલોકનું શુ અહિત થઇ રહ્યુ છે એનો ધીખતો ખ્યાલ જોઈએ, અને પ્રવૃત્તિ ધર્મચર્યાની હોય તો એમા હિતનો, વિધિનો, સૂત્રાર્થનો વગેરે–પાકો માનસિક ઉપયોગ જોઇએ.

આવી બધી વિચારણા આહારાદિની પ્રવૃત્તિને વેઠ રૂપ મનાવે છે, કમી કરાવે છે, એની સંજ્ઞાના જોસ મોળા પાડે છે, અને એમ સંજ્ઞાનો નિગ્રહ થતો આવે છે.

(૩) **ફળની આશંસાનો ત્યાગ**: વિશુદ્ધ મન માટે, નમસ્કારાદિ ધર્મક્રિયાના ફળ તરીકે કોઈ માનપાન, રાજ્ય, ઋદ્ધિ વગેરે કે દેવલોકાદિ સુખની લેશ પણ અપેક્ષા ન રખાય, અભિલાષા ન રખાય એવી અપેક્ષા-અભિલાષાદિથી કરાતી ધર્મક્રિયા, એ મનને પૌદ્ગલિક સુખનાં બીજા પાપ સાધનની જેમ એક પ્રકારનું સાધન માત્ર ભાસે છે, તેથી પૌદ્ગલિક સુખની આગળ એ ગૌણ બની જાય છે. મૂળ મમત્વ 'પૌદ્ગલિક સુખનું સાધન મળશે!' એટલું જ થાય એમ નહિ, પણ મન હરખે છે કે ધર્મક્રિયાથી તો એ સુખ ઉલટા બહોળા મળશે, તથા અવશ્ય મળશે, એટલે એવો હરખ મનને એ સુખમાં અતિશય ગૃદ્ધ, લંપટ અને મૂર્છિત બનાવે છે. માટે એવી ફલાશંસાનો, ફળ–કામનાનો ત્યાગ કરી નિષ્કામ વૃત્તિએ ધર્મસાધના કરવી જોઇએ

પ્ર૦ ભલે એ નહિ, તો મોક્ષની તો કામના રહેશે ને? પછી નિષ્કામ શી રીતે?

ઉ૦—મોક્ષની કામના એ ખરી રીતે કામના નહિ, પણ કામનાઓનો મોક્ષ છે, અર્થાત્ ઇચ્છાઓનો ત્યાગ છે; માટે નિષ્કામવૃત્તિ છે. એને ખૂબ વિકસાવતા અંતે મોક્ષની પણ ઇચ્છા છૂટી જાય છે!

તો ભાવ પૂજારૂપ નમસ્કાર એટલે જે ભાવસંકોચ અર્થાત્ વિશુદ્ધ મનનો નિયોગ કહ્યો, તેમા મનની વિશુદ્ધિ માટે ઉપર કહ્યા મુજબ નમસ્કારમાં મહાકર્તવ્ય-બુદ્ધિ, સંજ્ઞાનિગ્રહ, અને નિષ્કામવૃત્તિ જોઈએ. 'નમોત્થુણં અરહંતાણં'માં 'નમો' નો આટલો અર્થ થયો.

**નમસ્કારની પ્રાર્થના અને નમસ્કારમાં ફેર:** હવે 'ત્થુ' અર્થાત્ अत्थु=અસ્તુ' નો અર્થ 'હો' એવો થાય. એનો ભાવ પ્રાર્થના છે, અર્થાત્ અહીં નમસ્કારની પ્રાર્થના કરી. પ્રાર્થના એટલે જે વસ્તુ આપણી પાસે નથી અને જોઈએ છે, તેની માગણી. તેથી સુચિત થાય છે કે પ્રસ્તુતમા સ્તુતિકાર 'હું-નમસ્કાર કરૂં છું,' એવો દાવો નથી રાખતા, પણ મને 'નમસ્કાર કરવાનું મળો, એવી પ્રાર્થના કરે છે. ત્થુ=અસ્તુ' વિના એકલુ 'નમો અરિહંતાણ' બોલાય એનો અર્થ તો 'હુ અરિહંત પરમાત્માને નમુ છું,' એવો થાય, ત્યાં નમસ્કાર હો એવો અર્થ નહિ.

પ્ર૦ ત્યારે એક સ્થાને નમસ્કાર કરવાનો દાવો, અને બીજે નમસ્કારની પ્રાર્થના કેમ?

ઉ૦ જયા 'નમસ્કાર કરૂં છુ' એમ કહ્યું ત્યા ઇચ્છાયોગનો નમસ્કાર કર્યો; ને જયા પ્રાર્થના કરી ત્યા સામર્થ્યયોગનો નમસ્કાર કરવાની માગણી કરી. શ્રી ગણધર મહર્ષિ જેવા પણ આવા સામર્થ્યયોગના નમસ્કારનો દાવો નથી કરતા, કેમકે એ શાસ્ત્રયોગની ય ઉપરનો ને શ્રેણિમા ચઢેલા જ કરી શકે તેવો છે. એ તો પ્રમાદના યોગે ખોડખાંપણવાળો છતાં અત્યંત અભિલાષા પૂર્વક થતો નમસ્કાર, કે જે ઈચ્છાયોગનો નમસ્કાર છે, એ કરવાનો એકરાર કરે છે; માટે અહિં 'નમોત્થુણ' મા ઉંચા નમસ્કારની પ્રાર્થના કરી. આ સૂચવે છે કે આત્મામાં કેટલો બધો નમ્રભાવ અને લઘુભાવ પ્રગટે ત્યારે ઊંચી નમસ્કાર ક્રિયાની પ્રાર્થના થાય અને પછી તો કેટલી બધી અત્યંત ઉચ્ચદશા પામે ત્યારે ઉચ્ચ નમસ્કાર કરે! ત્યારે પોતે એવા નમસ્કાર લેવાને યોગ્ય થાય એ વળી કેટલી બધી સર્વોચ્ચ પરમાત્મદશા! ઊંચા ઊંચા વિકાસ નિજના આત્માના કરો, માટીની માયા-બંગલા તિજોરી, વેપાર, હકુમત, કીર્તિ, વગેરે-ના કચેથી શુ?' એ તાત્પર્ય છે. હવે 'નમોત્થુણ' વાકયમા,

'ણં' નો અર્થ કાંઈ નથી. માત્ર તે વાકયના અલંકાર માટે, એટલે કે ઉચ્ચારણમા શોભે તે માટે મૂકવામાં આવ્યું છે, એ સંસ્કૃત ભાષામાં નથી આવતુ, પણ અહિં પ્રાકૃત ભાષાની શૈલીથી મૂકેલુ છે.

'અરહંતાણં=અર્હદ્‌ભ્ય:' એટલે દેવ વગેરેથી કરાતા અતિશયરૂપી પૂજાને જે યોગ્ય છે, તે. સંસ્કૃતમા 'અર્હ' અને પ્રાકૃતમા 'અરહ' અથવા 'અરિહ'નો અર્થ 'યોગ્ય હોવું' એવો થાય છે. તે પરથી 'અર્હત્=અરહંત કે અરિહંત' નો અર્થ 'યોગ્ય હોનાર' એવો થાય છે. તે પરથી 'અરહંતાણં' અથવા 'અરિહંતાણ' પદ બને. તેમાં છઠ્ઠી વિભક્તિ લાગી તે ચોથી વિભક્તિના અર્થમા છે; કેમકે પ્રાકૃત ભાષામા ચોથી વિભક્તિ નથી, પણ જરૂર પડયે છઠ્ઠી વિભક્તિથી ચોથી વિભક્તિનો અર્થ લેવાય છે. પ્રસ્તુતમા ચોથી વિભક્તિનો અર્થ એટલા માટે લેવાનો છે કે 'નમો=નમ:' પદના યોગમા જેને નમસ્કાર કરવામા આવે તેને ચોથી વિભક્તિ લાગે, એવો નિયમ છે. અહિં એટલું ધ્યાનમા રહે કે 'અરહંત' કે 'અરિહંત' શબ્દ એ નામનો મુખ્ય અર્થ, 'દેવાદિથી થતા અતિશયો કે જેમાં અશોકવૃક્ષ વગેરે આઠ પ્રાતિહાર્ય આવે છે, તે રૂપી પૂજાને યોગ્ય'-એવો લેવાનો છે, નહિતર તો જો 'અરિ-(રાગાદિશત્રુ)ને હણનારા' એવો અર્થ લઈએ, તો તેવા તો બીજા વીતરાગ કેવળજ્ઞાની પણ હોય છે, છતા તેમને અરહંત કે અરિહંત તરીકે સબોધવામા કેમ આવતા નથી, એવો પ્રશ્ન ઉભો થાય.

(લ૦) पदविग्रहस्तु यानि समासभाञ्जि पदानि तेषामेव भवतीति नेहोच्यते । चालना तु अधिकृतानुपपत्तिचोदना; यथा,—अस्त्विति प्रार्थना न युज्यते, तन्मात्रादिष्टासिद्धे । प्रत्यवस्थानं तु नीतितस्तन्निरासः; यथा, युज्यत एव, इत्थमेवेष्टसिद्धेरिति । पदयोजनामात्रमेतद् ; भावार्थं तु वक्ष्यामः ।

અર્થ: પદોનો વિગ્રહ તો જે સમાસવાળા પદો હોય, તેનો જ થાય છે. (પણ અહીં સમાસ નથી.) એટલા માટે અહીં પદવિગ્રહ કહેવાનો નથી. ચાલના વળી પ્રસ્તુતની અસંગતિ અંગે પ્રશ્નરૂપ છે; જેમકે ('નમસ્કાર હો' એમાં) 'હો' એ પ્રમાણે પ્રાર્થના કરવી યોગ્ય નથી; કેમકે પ્રાર્થના માત્રથી ઇષ્ટની સિદ્ધિ થતી નથી. ત્યારે પ્રત્યવસ્થાન એ યુક્તિપૂર્વક તે પ્રશ્નનું નિરાકરણ કરવા રૂપ છે. જેમકે (પ્રાર્થના) યોગ્ય જ છે; કારણ કે પ્રાર્થના કરવાથી જ ઇષ્ટની સિદ્ધિ થાય છે વ્યાખ્યાનું આ સ્વરૂપ બતાવ્યું, એ પદોની યોજના માત્ર છે; કિન્તુ ભાવાર્થ આગળ કહીશુ

વિવેચન:

(૪) પદવિગ્રહ વ્યાખ્યાના પદવિગ્રહ નામના ચોથા સ્વરૂપમાં જે સૂત્રની વ્યાખ્યા કરવાની હોય તેના સામાસિકપદ (સમાસ)ના અવાતર પદો વિભક્તિ સાથે છૂટા પાડી બતાવવાના હોય છે. દા. ત. 'શ્વેતાબર' પદનો વિગ્રહ કરતા. કહેવાય કે 'શ્વેત છે અંબર (વસ્ત્ર) જેના.' 'નમોત્થુણં અરહંતાણં ભગવંતાણં ભગવતાણ'મા કોઇ સમાસવાળું પદ નથી, માટે અહીં પદવિગ્રહ વગેરે કહેવાનું નથી.

(૫) ચાલના' વ્યાખ્યાના પાચમાં સ્વરૂપમાં ચાલના કરવાની હોય છે, અર્થાત્ સૂત્રમાં કહેલી વસ્તુ સામે 'એ કેમ ઘટી શકે,' એવો પ્રશ્ન, એવી અસંગતિ યાને શકા ઉભી કરવાની હોય છે. જેમકે, પ્રસ્તુતમા કહેવાય કે 'નમોસ્તુ'મા 'અસ્તુ' કહીને જે પ્રાર્થના લો છો, તે કેવી રીતે ઘટી શકે? કારણ કે પ્રાર્થના કરવા માત્રથી ઈષ્ટ વસ્તુની સિદ્ધિ થતી નથી. દા. ત. મોક્ષની પ્રાર્થના કરવાથી મોક્ષ થોડો જ મળી જાય છે? એમ પ્રાર્થના માત્રથી નમસ્કારનું સામર્થ્ય ક્યાંથી મળી શકશે? આ શંકા કરી, અસગતિ ઉભી કરી. હવે,

(૬) પ્રત્યવસ્થાન' પ્રત્યવસ્થાન એટલે કે યુક્તિદ્વારા સમાધાન કરવુ, અસંગતિનું નિવારણ કરવુ. જેમકે પ્રસ્તુતમા પ્રાર્થના અસંગત નથી, પણ યોગ્ય જ છે. કેમકે, પ્રાર્થનાથી જ ઇષ્ટ વસ્તુની સિદ્ધિ થાય છે. ઇષ્ટસિદ્ધિમાં અલબત બીજા કારણો કામ કરે છે ખરા, પરંતુ પ્રાર્થના મુખ્ય કામ કરે છે. કારણ કે પ્રાર્થના વિના ચાલી શકે નહિ. 'બધું સારૂં અરિહંતના પ્રભાવથી જ થાય છે,'–એવી જોરદાર આસ્થા હોય તો પ્રાર્થના થાય છે; અને એ આસ્થા ઈષ્ટની આડે આવતા આવરણભૂત કર્મોનો નાશ કરે છે; અને તો જ ઇષ્ટ સિદ્ધ થાય છે. એટલે કહેવાય કે પ્રાર્થના જ આસ્થા દ્વારા ઈષ્ટને સાધી આપે છે આ પ્રમાણે વ્યાખ્યાના ૭ સ્વરૂપ અર્થાત્ લક્ષણ બતાવ્યા. આ તો પદોની યોજના માત્ર થઈ. ભાવાર્થ આગળ કહેવાશે.

હવે એવી વ્યાખ્યાના અધિકારી બનવા માટે જિજ્ઞાસાદિ સાત ગુણો આવશ્યક છે, તે વ્યાખ્યાનાં અંગ કહેવાય છે. તેની સમજ આગળના પ્રકરણમા આપવામાં આવે છે. એ ખૂબ મનનીય છે. એમા માત્ર વ્યાખ્યા કેમ લેવાય એટલી જ સમજ નથી; પરંતુ જીવન-ઘડતરને ઉપયોગી વસ્તુઓ, જ્ઞાનની મહત્તા, જ્ઞાનના પ્રકાશ ઉપરાત અત્યંત આવશ્યક અને કિંમતી પરિણમન, એના સંબંધમા અનેકાનેક ગુણોના સૂક્ષ્મ રહસ્ય અને ઉપાય ..વિગેરેનું વર્ણન છે, જે પામીને આત્માના ઊર્ધ્વીકરણ માટે વિશિષ્ટ પ્રયત્ન આદરણીય છે.

## વ્યાખ્યાનાં ૭ અંગ : ૧. જિજ્ઞાસા

(લ૦) व्याख्याङ्गानि तु जिज्ञासादीनि, तदव्यतिरेकेण तदप्रवृत्तेः । तत्र, 'धर्मं प्रति मूलभूता वन्दना,—अथ कोऽस्यार्थः' इति ज्ञातुमिच्छा जिज्ञासा । न सम्यग्ज्ञानाद् ऋते सम्यक्क्रिया, 'पढमं नाणं तओ दये'तिवचनात् । विशिष्टक्षयक्षयोपशमनिमित्तेयं नासम्यग्दृष्टेर्भवतीति तन्त्रविदः ।

અર્થ —વળી વ્યાખ્યાના અંગો જિજ્ઞાસા આદિ છે, કેમકે જિજ્ઞાસાદિ વિના વ્યાખ્યાની પ્રવૃત્તિ થતી નથી એમાં જિજ્ઞાસા એ છે કે (દા. ત.) 'ધર્મ પ્રત્યે મૂળ કારણભૂત વંદના છે, તો એનો શો અર્થ છે ?,' એ જાણવાની ઈચ્છા થાય. (જાણવું જરૂરી એટલા માટે છે કે) સમ્યગ્જ્ઞાન વિના સમ્યક્ ક્રિયા થતી નથી. શાસ્ત્રે કહ્યું છે કે,–'પઢમં નાણં તઓ દયા,' અર્થાત્ પહેલું (જીવોનું) જ્ઞાન, પછી (એની) દયા આ જિજ્ઞાસા (કર્મના) વિશિષ્ટ ક્ષય યા ક્ષયોપશમથી થાય છે (માટે) એ અસમ્યગ્દૃષ્ટિ-મિથ્યાદૃષ્ટિ આત્માને થતી નથી, એમ શાસ્ત્રજ્ઞ પુરૂષો કહે છે

વિવેચનઃ—જિજ્ઞાસા વગેરે, એ વ્યાખ્યાના સાત અંગ છે, કારણ છે. કારણ એટલા માટે કે શિષ્યમાં જિજ્ઞાસાદિ દેખાયા વિના ગુરુ વ્યાખ્યા આપતા નથી.

કોઇ પણ સૂત્રની વ્યાખ્યા પામવાની યોગ્યતા એ, કે (૧) એ સૂત્રના અર્થ–ભાવાર્થ માટે સાચી જિજ્ઞાસા પ્રગટી હોય, (૨) યોગ્ય વ્યાખ્યાકાર ગુરુ પ્રાપ્ત થયા હોય; (૩) પોતે વાચના-લેવાની વિધિમાં ઉદ્યત હોય, (૪) વાચનામાં મળતા બોધને પરિણમાવી સ્થિર કરે તેવો હોય, (૫) જ્ઞાન પામ્યા ઉપર ગર્વ ન થતો હોય, (૬) પ્રાપ્ત થતા બોધને અમલમાં ઉતારતો હોય, અને (૭) અલ્પસંસારી જીવ હોય. સામૂહિક વ્યાખ્યાન અપાતુ હોય, એમા પોતે યોગ્ય નહિ છતાં શ્રોતા તરીકે આવી ગયો હોય તો પણ સાભળવા તોમળે, પરંતુ એથી કાંઇ વાસ્તવિક વ્યાખ્યા પ્રાપ્તિ થઈ શકતી નથી. આ સાતેય ગુણોના આગલ બતાવાશે તે સ્વરૂપ પરથી સમજી શકાશે કે વ્યાખ્યા લેવા માટે કેટલું આત્મ—ઘડતર કરવાની આવશ્યકતા છે. વ્યાખ્યા શુ, કે બીજી પણ કોઈ આત્મહિતકર વસ્તુ શુ એ સિંહણના દૂધની માફક ઘણી ઊંચી અને કિંમતી વસ્તુ છે. એ લેવા આત્માને સોનાના પાત્ર જેવો બનાવવો પડે હવે સાતેયની વિવેચના:

### ૧. જિજ્ઞાસા

જિજ્ઞાસા ન હોય તો શો વાંધો  કોઇ પણ સૂત્રની વ્યાખ્યા માટે શ્રોતામાં જિજ્ઞાસા પહેલી જોઇએ. જિજ્ઞાસા એટલે જાણવાની ઇચ્છા. ઈચ્છા ન હોય એવાની આગળ પારાયણ કરવાથી પોતાને વ્યર્થ શ્રમ અને ઉત્સાહભંગ વગેરે થાય છે, ત્યારે સામા બિનગરજુને બોજ લદાતા જેવું લાગે છે. તેમા ઉલટું કંટાળો, તથા કેટલીક વાર સૂત્રશાસ્ત્ર કે કહેવાતા તત્ત્વ પર વધુ અનાદર વગેરે પ્રગટે છે. જેમ ભૂખ વિનાનાને કરાવેલ ભોજન કદાચ પેટમા ઉતરીય જાય, પણ પરિણામે નુકશાનકારક થાય છે, તેમ બિનગરજુને આપેલ વ્યાખ્યા કદાચ સમજાઇ પણ જાય, છતાં સરવાળે નુકશાન થાય છે. માટે જ્ઞાનની ગરજ, જ્ઞાનની જિજ્ઞાસા પહેલી જોઇએ.

**ધર્મ પ્રત્યે મૂળભૂત વંદનાઃ**-પ્રસ્તુતમાં ચૈત્યવન્દન સૂત્રની વ્યાખ્યાની જિજ્ઞાસા જરૂરી છે. એ જિજ્ઞાસા એવુ જાણવાની ઇચ્છા સ્વરૂપ છે કે,-'**ચૈત્યવન્દન એ વંદના છે, અને વંદના એ ધર્મ પ્રત્યે મૂળ કારણભૂત કહો છો, તો એનો શો ભાવ છે? શું રહસ્ય છે? સૂત્રનો અર્થ શું છે?' સૂત્રના પદોથી શું શું કહેવું છે?'** . વગેરે.

**પ્ર૦-વંદના એ ધર્મ પ્રત્યે મૂળ કારણભૂત કેવી રીતે?**

ઉ૦-કોઈપણુ ધર્મ કરવો હોય તો વંદના પહેલી. સાધુદીક્ષા લેવી હોય, શ્રાવકના વ્રત કે બીજા તપ ઉચ્ચરવા હોય, ઉપધાનની કે માળની ક્રિયા કરવી હોય, છ આવશ્યકમાં મુખ્ય પ્રતિક્રમણુ યાને પાપ આલોચવા-નિંદવા હોય,-બધે પહેલી દેવાધિદેવને વંદના (દેવવંદન) અને બીજી ગુરુને વંદના (વાંદણા) કર્યા પછી જ તે તે ક્રિયા થાય છે. ચૈત્યવંદનની મોટી ક્રિયામાં પણુ પહેલું પંચાગ પ્રણિપાત (ખમાસમણું) દેવાની વંદના કરવાની. ગુરુ આગળ સામાયિકની ક્રિયા પણુ વંદના કરીને શરૂ કરવાની. ગુરુ કોઇ આદેશ કરે તોય તે વંદનાપૂર્વક સ્વીકારવાનો, અને પાછો અમલ કરવા વખતે ય વંદના. પૂર્વક આગળ વધવાનું. વડિલ પાસે પચ્ચક્ખાણુ કરવુ હોય, ક્ષમા માગવી હોય, વાચના અર્થાત્ (પાઠ) લેવો હોય, બધુ જ વંદના કરીને થાય પ્રતિક્રમણુમાં જુઓ વાંદણા દઈને 'અબ્ભુટ્ઠિઓ' (વિનયસ્ખલનાનો મિથ્યાદુષ્કૃત), અને પાછું વાંદણા દેવાપૂર્વક 'આયરિય ઉવજ્ઝાએ' (આચાર્યાદિની ક્ષમાપ્રાર્થના.)

**વંદનાને લીધે આત્મા નમ્ર બને છે, સામાના ગુણનો ગ્રાહક બને છે, વિનય-વિવેક અને ઔચિત્ય સચવાય છે; અને તો જ પછીના લાભનો તે અધિકારી થાય છે.** વંદના કર્યા વિના સીધું પચ્ચક્ખાણુ કે બીજું કાઇ માગવાનો શો અધિકાર છે? અને એવું કાઇ કદાચ મળી ગયુ તો તેની કિંમત કેટલી? વંદના કિંમત લાવનાર છે, દિલને કોમળ બનાવનાર છે; ને જેમ કોમળ બનેલા માટીના પિંડામા સારા ઘાટ ઉતરે, તેમ કોમળ દિલમા સારા લાભ ઉતરે છે. આજે ય બ્રહ્મદેશમા વડિલની પાસેથી નાનડિયા માત્ર પસાર થાય તોય નમીને પસાર થાય છે; આજ્ઞા નમીને ઝીલે છે. અહીં પુત્ર-પુત્રી એ રીતે માબાપને નમવાનું સાચવે ખરા? વિદ્યાર્થી શિક્ષકને? મોટા વિદ્યાર્થી પ્રોફેસરને? પત્ની પતિને? ના રે ના, બે હાથ જોડી માથું નમાવી વંદના કરવાની વાતે ય શી? પછી પોષણ, કેળવણી, વગેરે લીધેલા કયાંથી ફળે?

અસ્તુ. વંદના, સૂત્ર વગેરેના અર્થની જ્ઞાનની ભૂખનું નામ જિજ્ઞાસા.

પ્ર૦-એવા જ્ઞાનની શી એટલી બધી જરૂર છે? એ વિના માત્ર સૂત્ર બોલીને શુ વંદનાદિક્રિયા ન થઈ શકે?

ઉ૦-ક્રિયા ગમે તે કર્યાની કિંમત નથી, સમ્યક્ ક્રિયા કર્યાની અને સમ્યક્ રીતે કર્યાની ખરી કિંમત છે; ને તે સમ્યગ્ જ્ઞાન વિના થઇ શકતી નથી. સમ્યગ્ જ્ઞાન માટે અર્થ ભાવાર્થને જાણુવા જોઇએ, માટે તે જણાવનારી વ્યાખ્યાનું જ્ઞાન અત્યંત જરૂરી છે. ક્રિયામા જ્ઞાન જરૂરી હોવા અંગે શાસ્ત્ર પણુ કહે છે કે '**પઢમ નાણં તઓ દયા**' અર્થાત્ 'પહેલું જીવોનુ જ્ઞાન મેળવો, પછી જીવોની દયા કરો.'

**દયાનું સ્થાન**

પ્ર૦.-- તો શું જ્ઞાન મેળવવા સુધી દયા મોકૂફ રાખવી?

ઉ૦.-પ્રશ્ન જ ઠીક નથી; કેમ કે દયા તેટલા જ જીવોની ધ્યાનમા આવશે કે જેટલા જીવોનું જ્ઞાન હશે. તો ત્યા જ્ઞાનના પ્રમાણુમાં દયા કરવાની જ છે; પછી દયા ઉભી રાખવાનો અવકાશ જ નથી; ત્યારે જે સૂક્ષ્મ જીવોની અને ગુપ્ત કે અપરિચિત જીવોની ઓળખ જ નથી ત્યા દયા કરવાનો ખ્યાલ જ નથી, પછી શી દયા મોકૂફ રાખવાની?

પ્ર૦ -- ઠીક છે, પણ શાસ્ત્રની આ બે આજ્ઞામાંથી એક માત્ર પહેલી જ્ઞાન મેળવવાની આજ્ઞા પાળે અને દયા ન કરે, તો તે આજ્ઞાપાલક ખરો કે નહિ ?

ઉ૦:— દયાની વૃત્તિ જ ન રાખે તો તે આજ્ઞાનો પાલક નહિ પણ વિરાધક છે, ઉત્થાપક છે; અને વૃત્તિ છે તો તે શકય દયા પાળવામાં બેદરકાર નહિ રહેવાનો એટલું જ નહિ પણ અશકય દયા, દા. ત. ગૃહસ્થને અગ્નિ, પાણી વગેરેના સ્થાવર જીવોની દયા અશકય છે તો તેમા, જતના યાને બને તેટલી ઓછી હિંસા, અને અનિવાર્ય હિંસામાં અકર્તવ્ય-બુદ્ધિ, પાપભય, અનિષ્ઠુર દિલ તથા સાવધાની જરૂર રાખે. ત્યારે વ્રતધારી શ્રાવક ન હોય, માત્ર સમ્યગ્દષ્ટિ હોય, એ પણ દયાની વૃત્તિ યાને ભાવનાવાળો જરૂર હોય, હિંસામાં ઘોર પાપ સમજતો હોય. આ રીતે આ બંને ય દયાની આજ્ઞાના ઉત્થાપક નહિ પણ માનનારા છે, પાલક છે.

જ્ઞાનનું સ્થાન —

તાત્પર્ય, જ્ઞાન દયા માટે છે; કેમકે, દયા વિના ઉદ્ધાર નથી. તેથી કહેવાય છે કે 'જ્ઞાનસ્ય ફલં વિરતિઃ' એટલે કે જ્ઞાન મેળવ્યાની સફળતા વિરતિમાં અર્થાત્ હિંસાદિ પાપોથી વિરામ પામવામાં છે. વિરતિ નહિ તો જ્ઞાન નિષ્ફળ કર્યું. પરંતુ આનો એ અર્થ નથી કે 'તો પછી વિરતિ જ મેળવો, જ્ઞાનનું શું કામ છે?' કારણ કે જ્ઞાન નહિ હોય તો વિરતિ શી પાળશે? વિવિધ જીવોની ઓળખ જ નહિ હોય, તે દયા કરવા નીકળી પડશે, તો દયા કોની કરશે? માટે જ્ઞાનની તો પહેલી જરૂર છે. જ્ઞાનથી સમજાશે કે ઠેઠ પૃથ્વીકાય, અપ્કાય વગેરે એકેન્દ્રિય સુધીના ઝીણા જીવો જગતમા હોય છે; લીલ-ફુગ-કંદમૂળમા એકેક કણે અસંખ્ય શરીરો અને તે એકેકા શરીરમા અનંતાનંત જીવો હોય છે, વાશી રોટલા-માવો-પોચાપુરી વગેરે, પાકા તડકા ખાધા વિનાનું બોળ અથાણું, બે રાત્રિ લઘેલુ દહીં-છાશ, વગર ગરમ કરેલા દૂધ-દહી-છાશ સાથે કઠોળ (દ્વિદળ, વિદળ)ના સંયોગ, ઇત્યાદિમા અગણિત જીવો ઉત્પન્ન થાય છે, ચાલે ત્યારે જ દેખાય એવા કંથવા (કંથુઆ) વગેરે સૂક્ષ્મ જીવો હોય છે, ખૂણે ખાંચરે, જાજમ-ફરનીચર વગેરે નીચે કીડી વગેરે જીવો કદાચ સંભવી શકે છે, એ જીવોનો આવી આવી રીતે, દા. ત. ખારા, ને મીઠા પાણી ભેગા થવાથી, લાલ અને કાળી માટી ભેગી થવાથી, ઘાત થાય છે, વળી એની દયાના અમુક ઉપાય છે, આ બધું જ્ઞાન મેળવ્યું હોય તો સમજાય. જ્ઞાન વિના તો દહીંના સંયોગ વગેરે બની ગયા; હવે એ વિચારશે કે 'આને બહાર મૂકી દઇશ તો કેટલાય નવા જીવ જન્મશે મરશે, માટે એની રક્ષા ખાતર આ ખાઇ જાઉં'! ખરી રીતે આ દયાનો પરિણામ નથી, કઠોરતા છે, કેમકે અસંખ્ય જીવવાળું પોતાના દાંત વચ્ચે ચાવી નાખવાની યા પેટમા પધરાવી દેવાની બુદ્ધિ કરી. પેલું તો અનિવાર્ય હતુ; પછીનું એના સ્વભાવે થવાનુ હતુ. ત્યારે આ તો પોતે જ મારવાનું કર્યું. એના બદલે 'આ મારી ભૂલે ઉત્પન્ન થઇ ગયેલા જીવો બિચારા-હવે એ સુખે જીવે; માટે એને શકય સલામત સ્થળે જાળવીને મૂકી દઉં,' આમ કરવામા કોમળતા છે. જ્ઞાન વિના આ કોણ સમજાવે? કહો જો, અદૃશ્ય સૂક્ષ્મ જીવોને બદલે ખદબદતી હાલતી ચાલતી-ઇયળો જેવું દેખાત તો શુ ખાઇ જવાનો વિચાર આવત? ના, માટે જ જ્ઞાનથી એ અદૃશ્યને પણ ખદબદતા જેવા જોઇ અભયદાન આપવાનુ.

બીજી સમ્યક્ ક્રિયામા પણ જ્ઞાન ખૂબ જરૂરી છે. દા.ત.જ્ઞાન સમજાવે છે 'તુ એ તો વિચાર કે કેટલા મોટા પુરુષ આગળ ચૈત્યવંદન કરી રહ્યો છું! માટે ચિત્ત અને દૃષ્ટિ બરાબર એકાગ્ર કર' હવે આ જ્ઞાન નહિ હોય, પછી સૂત્ર તો શરૂ કરશે, પણ 'નમોત્થુણં અરહંતાણં ભગવંતાણં' એમ બોલ્યો એટલામા-'આ મગનભાઈ આવ્યા'.. એવું નવું સૂત્ર ઘુસાડશે! સૂત્રને, ક્રિયાને કલુષિત-કલંકિત ન કરવા, બહોળા જ્ઞાનની જરૂર છે. જ્ઞાન અને ક્રિયા ઉભય પૈડાથી મોક્ષમાર્ગે સાધનાનો રથ ચાલે છે, એમા જ્ઞાન

એ ક્રિયાનું સ્વરૂપ, વિધિ, ભંગસ્થાન, ઉલ્લાસના ઉપાય, ઊંચા ઊંચા ગુણસ્થાનકની ક્રિયામાં કેમ જવાય, વગેરે સમજાવે છે. ઠેઠ શૈલેશી સુધીની મહામૂલી ક્રિયા જ્ઞાનથી થાય છે. જ્ઞાની શ્વાસોશ્વાસમાં અમાપ કર્મ ખપાવે છે **જ્ઞાન વિના ઉદ્ધાર નથી. જ્ઞાન અને ક્રિયાના તાણાવાણે આરાધનાનું વસ્ત્ર વણાય** છે. એવું બને કે કેટલીક વાર દયાની બુદ્ધિ છતા કઠોરતા કરી નાખે. દા ત ઉપર કહ્યું તેમ વાશી, કે વિદળમા માટે જ્ઞાન ખાસ જરૂરી.

તેથીજ કહ્યુ કે સમ્યગ્ જ્ઞાન વિના સમ્યગ્ ધર્મક્રિયા થઇ શકે નહિ. માટે વ્યાખ્યા-જ્ઞાનની ઇચ્છા એ વ્યાખ્યાનું પ્રથમ અગ. એવી જિજ્ઞાસા મિથ્યાત્વમોહનીય કર્મના વિશિષ્ટ ક્ષય યા ક્ષયોપશમથી જન્મે છે. કેમકે મિથ્યાત્વનો ઉદય હોય ત્યા અતત્ત્વની રુચિ અને તત્ત્વની અરુચિ હોય, એટલે તત્ત્વ-ભૂત ચૈત્યવદન સૂત્ર વગેરેના અર્થની રુચિ જ ક્યાથી થાય કે પછી એની જિજ્ઞાસા ય જાગે ? અને કદાચ એ જિજ્ઞાસા દેખાડે, તોય તે મલિન આશયવાળી હોય, એવાને જોગજોગે વ્યાખ્યા આપવા માંડી, તો જેમ જેમ સાભળતો જશે તેમ તેમ અશ્રદ્ધા અને કષાયો વધારતો જશે. કુમતની દલીલો ઉચકી લેશે, એનો દુરુપયોગ કરશે! કુમતના ખ ડન કા લેશે નહિ, ને લેશે તો બહાર વિતંડાવાદમાં વાપરશે! જેમ જેમ વધુ જ્ઞાન મેળવશે તેમ તેમ વધુ ગર્વ, અન્યના પરાભવ, વધુ અર્થ-કમાઈ, ઈત્યાદિ પાપો કરશે. માટે એવાની જિજ્ઞાસા ખોટી. સાચી જિજ્ઞાસા મિથ્યાત્વકર્મના નાશથી, તે પણ વિશિષ્ટ નાશથી થાય. કેમકે એ-કર્મના સામાન્ય નાશમા અર્થાત્ મંદ મિથ્યાત્વમા તો હજી મિથ્યાદેવ-ગુરુ-ધર્મ તત્ત્વ ઉપર શ્રદ્ધા હોય છે, સાચા ઉપર નહિ. તેથી કહ્યું કે 'સત્ય દેવાદિ ઉપર શ્રદ્ધા ધરાવનાર સમ્યગ્દષ્ટિ આત્મા શિવાય બીજાને આ જિજ્ઞાસા થતી નથી, એવો શાસ્ત્રજ્ઞ પુરુષોનો અભિપ્રાય છે.'

## ૨. ગુરુયોગ.

**(લ૦-) तथा (गुरुयोगः) गुरुणा यथार्थाभिधानेन स्वपरतन्त्रविदा स्वपरहितनिरतेन पराशयवेदिना सम्यक् सम्बन्धः, एतद्विपर्ययाद् विपर्ययसिद्धेः। तद्व्याख्यानमपि अव्याख्यानमेव। अभक्ष्यास्पर्शनीयन्यायेनाफलमेतदितिपरिभावनीयमिति ॥२॥**

**અર્થ** વળી, ગુરુયોગ એટલે (ગુરુ તરીકેના) યથાર્થ નામવાળા, સ્વપર શાસ્ત્રના જ્ઞાતા, સ્વ-પર કલ્યાણમા રક્ત, સામાના અભિપ્રાયને સમજનારા, (એવા વ્યાખ્યાતા) ગુરુની સાથે સમ્યક્ મેળાપ થવો (જરૂરી છે.) કેમકે, વ્યાખ્યાતા ગુરુમા આથી ઉલટપણુ હોય તો વ્યાખ્યામાં વિપરીતતા આવે છે. એવાનુ વ્યાખ્યાન એ વ્યાખ્યાન જ નથી એ તો 'અભક્ષ્ય અસ્પર્શનીય' ન્યાયે નિષ્ફળ છે; એ સારી રીતે વિચારવુ.

**વિવેચન** વ્યાખ્યા પ્રાપ્ત કરવામા બીજુ જરૂરી અંગ ગુરુયોગ છે. 'ગુરુયોગ' એટલે ગુરુની સાથે સમ્યક્ સબંધ; તે થાય તો જ વ્યાખ્યા પ્રાપ્ત થઈ શકે

પ્ર૦-ગુરુ કોને કહેવા?

ઉ૦-અહી ગુરુ એટલે વ્યાખ્યાકાર ગુરુ લેવાના છે; ને તે ગુરુ ચાર વિશેષતાવાળા હોવા જોઈએ. (૧) 'ગુરુ' એવા યથાર્થ નામને ધારણ કરનારા, અર્થાત્ 'ગુરુ' શબ્દના અર્થ પ્રમાણે ગુણવાળા, (૨) સ્વ-પર શાસ્ત્રના જાણકાર, (૩) પરહિતરક્ત, અને (૪) પરના અભિપ્રાયને સમજનાર! ત્યા,

(૧) **'ગુરુ' શબ્દના અર્થ પ્રમાણે ગુણવાળા,** એમાં 'ગુરુ' શબ્દનો અર્થ 'સારી રીતે શાસ્ત્ર-તત્ત્વની ગિરા (વાણી) વાળા,' એવો થાય છે (गृणाति सम्यक् शास्त्रतत्त्वमिति गुरुः।) જેની પાસે વ્યાખ્યા લેવા જઈએ, એ જો આ અર્થ પ્રમાણે ગુણવાળા નહિ હોય, તો પરિણામ એ આવે, કે

આપણે જાણીએ કે શાસ્ત્ર સમજવા મળે છે જ્યારે વસ્તુસ્થિતિએ કાંઈ ભળતુ જ મળતુ હોય ! ભણાવનાર પોતે શાસ્ત્રના શબ્દો અને પંક્તિઓને પોતાની ધારણા મુજબ અયોગ્ય કે વિપરીતપણે લગાવતા હોય (interpetc કરતા હોય), શાસ્ત્રમાથી યથેચ્છ ભાવ કાઢી બતાવતા હોય, એ ગુરુ જ નથી; એમની પાસેથી સાચી વ્યાખ્યા ન મળી શકે. માટે વ્યાખ્યાકાર શાસ્ત્રના જ તત્ત્વને કહેનારા અને તે મુજબ આગળ પાછળના સંબંધ, તાત્પર્ય વગેરેને જાળવીને પદ–પંક્તિને સમજાવનારા જોઈએ. વળી તે,

(૨) સ્વ–પર શાસ્ત્રના જાણકાર હોવા જોઈએ. સ્વશાસ્ત્રના જાણકાર એટલા માટે કે ભલે પ્રસ્તુત શાસ્ત્રને આમ સમજી શકતા હોય, પરંતુ તેમા કેટલીક વસ્તુઓ સક્ષેપમા કે નામ માત્રથી જ કહી હોય અને તેના વિસ્તાર બીજા શાસ્ત્રમા આવતા હોય, અથવા આમા બીજા શાસ્ત્રની ભલામણ હોય, બીજાના અનુસંધાન હોય, વગેરે, અને તે શાસ્ત્રોની જાણકારી ન હોય તો પ્રસ્તુત શાસ્ત્રની વ્યવસ્થિત વ્યાખ્યા ન કરી શકે. એવી રીતે પરશાસ્ત્ર એટલે કે ઇતર મતના શાસ્ત્રોની જાણકારી પણ એટલા માટે જરૂરી કે પ્રસ્તુત શાસ્ત્રમા તેના મત સક્ષેપમા રજૂ કર્યા હોય, અથવા તેના વાકય ઉદ્ધૃત કર્યા હોય, વગેરે, ને તે મતના વિસ્તૃત શાસ્ત્રની માહિતિ ન હોય તો તેની વસ્તુ બરાબર સમજાવી નહિ શકે, તેમજ તેનું ખંડન પણ યથાર્થ બતાવી નહિ શકે; ઉલટુ કંઈનું કંઈ સમજાવશે ! પ્રસ્તુત શાસ્ત્રના ઈતર મતવાળાએ કરેલ ખડનની યુક્તિઓ વગેરેની ખબર નહિ હોય તો એનો પ્રતિકાર નહિ સમજાવે. પરિણામે ભવિષ્યમા કોઇ ઇતર મતવાળો આપણા ભણેલા શાસ્ત્રની વસ્તુનું ખંડન કરતાં, આપણું ચિત્ત ચકિત, વિહ્વલ કે ચલાયમાન થવાનો સંભવ રહેશે માટે વ્યાખ્યાકાર ગુરુ સ્વપર શાસ્ત્રના જ્ઞાતા હોવા જોઈએ. વળી, તે–

(૩) પરહિતરક્ત યાને આત્મહિત અને પરોપકારમા પરાયણ, પોતાનું અને બીજાનું કલ્યાણ સાધવામાં તત્પર હોવા જોઈએ, તેમાં જો પોતાના આત્માના હિતમાં રક્ત નહિ હોય, ઇન્દ્રિયપરવશ, શરીરાસક્ત, ને કષાયાભિભૂત હશે, નિદ્રા–વિકથા–આલસ્યાદિ પ્રમાદને આધીન હશે, તો વર્તન અને વાણીમા ફરક પડશે. તેથી પરહિતના લક્ષથી વ્યાખ્યામા સાચી વસ્તુ કહેવા છતાં શિષ્યને તેના પર વિશ્વાસ નહિ બેસે એને એમ થશે કે 'એ કહે છે આમ, પણ એમના જીવનમા જુદું દેખાય છે, તો એ દેખાતુ સાચું કે આ કહેલુ સાચુ ? વળી, ભલે ગુરુ એમના જીવન સામે જોવાનુ ના કહે છે, પરંતુ અપવાદે એમ પણ વર્તી શકાતુ હશે; નહિતર આવી ઉત્તમ વ્યાખ્યા કરનાર ગુરુમા આવુ વિપરીત વર્તન હોય ?' આગળ વધીને, ગુરુ સ્વાધ્યાયમા ઉદ્યત નહિ હોય તો, પરહિતમા રક્ત છતા, કદાચ પોતાનુ ઢાકવા માટે, શિષ્યને એવી રીતે વ્યાખ્યા કરી આપશે કે એકને બદલે બીજી જ વસ્તુ પર ભાર મૂકાય ! દા. ત. પ્રમાદ, અસંયમ, અનાચાર, વગેરેના ત્યાગ પર ભાર મૂકવાને બદલે મિથ્યાત્વના ત્યાગ પર ભાર મૂકશે ! મિથ્યાત્વના ત્યાગ માટે પણ સમ્યક્ત્વની કરણી, વિષયવૈરાગ્ય, યથાશક્તિ દાનાદિ–બહુલતા. વગેરેને બદલે કેવળ તત્ત્વશ્રદ્ધાદિ પર ભાર મૂકશે ! તેથી શ્રોતા શિષ્ય તેમ દોરાશે. ગુરુના પોતાના જીવનમા આત્મહિત–પરાયણતા ન હોવાથી આવા અનર્થ નીપજે છે ! ◆ ત્યારે, જો ગુરુ પરહિત રક્ત નહિ હોય તો, શાસ્ત્રની વ્યાખ્યા ટૂંકે પતાવશે ! કે વ્યાખ્યામા ખાડા પાડશે ! એમા શિષ્યને સરખું નહિ મળે. વળી, કોઇ કારણવશ શિષ્ય પર અરુચિ થઈ હશે તો, નીતરતી પવિત્ર પરકલ્યાણની બુદ્ધિના અભાવે, ગુસ્સો અને ધમધમાટ કરતા વ્યાખ્યા આપશે ! તેથી શિષ્યનુ હૃદય અને ઉત્સાહ ભાગી જશે, ને તારક શાસ્ત્રજ્ઞાનની ને સ્વાધ્યાયની પ્રવૃત્તિથી કદાચ પરાઙ્મુખ પણ બનશે ! અથવા, ગુરુ પરહિતમા રક્ત નહિ હોય તો, પોતે આત્મહિતાર્થી પણ હશે તોય, સામાને જીવનવ્યાપી કલ્યાણના સાધનભૂત અગાધ આગમ–બોધને બદલે એકલી પોતાની સેવા વૈયાવચ્ચાદિ પ્રવૃત્તિમા રચ્યો રહે એવી રીતે વ્યાખ્યા આપશે ! ઇત્યાદિ કંઈ અનર્થ ઊભા કરશે. તો પછી જો ગુરુ

**યોગાવચક આદિઃ-** આમ, શિષ્યભાવ-ગુરુભાવની અખંડિતતા પૂર્વકના ગુરુયોગથી 'યોગાવંચક' નામનું પહેલું અવંચક નીપજે છે. અવંચક એટલે ઠગનારો નહિ, નિષ્ફળ નહિ. 'યોગાવંચક' એટલે સફળ ગુરુયોગ. એમાથી આત્મપુષ્ટિ-શુદ્ધિકારી વંદનાદિ ક્રિયા નીપજે તે કિરિયાવંચક. જે ક્રિયા નિષ્ફળ ન જાય, તે '**કિરિયાવંચક**' કહેવાય. એના ફળરૂપે જે સાનુબન્ધ ક્ષયોપશમાદિ સ્વરૂપ આત્મશુદ્ધિ અને પુણ્યાનુબંધી પુણ્યરૂપ પુષ્ટિ નીપજે તે '**ફલાવચક**' નામનું ત્રીજુ અવંચક. જે ફળ નાશ ન પામે તે ફળાવ ચક.

તો ઉપરોક્ત વિશેષણોવાળા ગુરુની સાથે સમ્યક્ સંબંધ થવો વ્યાખ્યા માટે અતિ આવશ્યક છે નહિતર, વિપરીત્ત ગુણવાળા ગુરુ થકી તો વ્યાખ્યામા ગરબડ ઉભી થાય, ભળતુ કહેવાતુ હોય, અપ્રાસંગિક લાંબું લાબુ બોલીને પ્રસ્તુતને ડહોળી નખાતું હોય, શાસ્ત્ર વિરુદ્ધ, અસત્ય કે અહિતકારી વ્યાખ્યાન થતું હોય, ...વગેરે; આવું વ્યાખ્યાન એ વ્યાખ્યાન જ નથી, અવ્યાખ્યાન છે. જેવી રીતે ગાયનું માસ વગેરે વસ્તુ માસાહાર-ભક્ષણ કરે એમને ખાઈ શકવી મુશ્કેલ નથી, છતા નિંદ્ય હોવાથી અભક્ષ્ય કહેવાય છે; તેમ જેવી રીતે ચંડાળ વગેરે સ્પર્શ કરી શકાવા કઠિન ન છતા કોઇને અર્થાત્ સ્પર્શાસ્પર્શમા ન માનનારને જુગુપ્સનીય લાગવાથી અસ્પર્શનીય મનાય છે; તે દૃષ્ટાન્તથી પૂર્વોક્ત ગુણરહિત ગુરુનુ વ્યાખ્યાન પણ અવ્યાખ્યાન હોઇને હિતકારી નહિ, કિન્તુ અનર્થકારી છે. આ મનનીય છે.

## ૩. વિધિપરતા.

**(લ૦) तथा विधिपरता,--'(१) मण्डलिनिषद्यादौ प्रयत्नो, (२) ज्येष्ठानुक्रमपालनं (प्र०... ज्येष्ठक्रमानुपालनं), (३) उचितासनक्रिया, (४) सर्वथा विक्षेपसंत्यागः, (५) उपयोगप्रधानता,' इति श्रवणविधिः। हेतुरयं कल्याणपरंपरायाः, अतो हि नियमतःसम्यग्ज्ञानम्। न ह्युपाय उपेय-व्यभिचारी तद्भावानुपपत्तेरिति ॥३॥**

**અર્થ** તથા વિધિપરાયણતા (એ વ્યાખ્યાનું ત્રીજું અંગ છે. વ્યાખ્યા લેવા માટે) ૧ મંડલીબદ્ધ બેસવુ-ગુરુનું આસન બિછાવવુ-સ્થાપનાચાર્ય પધરાવવા-વગેરેની કાળજી, ૨. (વ્યાખ્યા લેવા બેસવામા) વડિલના અનુક્રમને સાચવવો; ૩. (વાચનાને) યોગ્ય મુદ્રા રાખવી; ૪ (વાચનાના ધ્યાનને બાધક) કોઇપણ વિક્ષેપનો અત્યંત ત્યાગ કરવો; (અને ૫. વાચના-શ્રવણમાં જ) ચિત્તોપયોગને કેન્દ્રિત કરી રહેવુ,-આ શ્રવણ કરવાની વિધિ છે. આ શ્રવણ-વિધિ કલ્યાણોની પરંપરાની જનેતા છે; કેમકે આનાથી અવશ્ય સમ્યગ્ (આત્મોદ્ધારક) જ્ઞાન થાય છે. કારણ એ કાર્યનો ન સાધી શકનારો હોઈ શકે જ નહિ; નહિતર એનામા કારણપણું અસંગત થાય.

**વિવેચન** જેમ સૂત્રની વ્યાખ્યાનું ખૂબ મહત્ત્વ છે, તેમ વ્યાખ્યા સાભળવાની વિધિનું પણ ઘણું મહત્ત્વ છે, માટે વ્યાખ્યા પ્રાપ્ત કરવા માટે વિધિપરાયણતા એ ત્રીજું આવશ્યક અંગ છે અહી વિધિપાલકતા ને બદલે વિધિપરાયણતા કહ્યુ છે, એ સૂચવે છે કે વિધિ માત્ર સાચવવાની એમ નહિ પરંતુ વિધિની ભારે તત્પરતા, રસિકતા અને ચોકસતા જગાવી એ બજાવવાની એ માટે જીવને થવું જોઇએ કે, 'શાસ્ત્રકાર ભગવતોએ વિધિના ભારે મહત્ત્વ આકયા છે, એ વિધિના સામાન્ય લાભ નહિ, કિન્તુ અતિ ઊંચા લાભને લઇને, તેમજ વિધિની અવગણનાના ભારે નુકસાનને જોઇને. લાભ અંગે તો અહીં જ આગળ કહેવાના છે કે વિધિ એ તો કલ્યાણોની પરંપરાની જનેતા છે. એટલે, જો હુ આ વિધિની ભૂમિકા વિના જ શાસ્ત્રબોધ લઇ રહ્યો છું અને ધર્મક્રિયા કરી સંતોષ માની રહ્યો છું, તો હું ભ્રાન્તિમા પડયો છુ મહાન તાર્કિક શાસ્ત્રકાર અને બીજા મહર્ષિઓ, યાવત્ ખુદ તીર્થંકર પરમાત્મા જેવાઓએ પોતાના જીવન અને ઉપદેશમા વિધિને ઊચી અગત્ય આપી છે, તો મારે એના

વિના કેમ જ ચાલી શકે?' વાત પણ સાચી છે કે જ્ઞાન મેળવવું અને ક્રિયા કરવી; એ તો ગુરુ અને જિનાજ્ઞાની પરાધીનતા સેવ્યા વિના ય પુણ્યની અભિલાષાથી કરી ય શકાય; પરંતુ વિધિની ચીવટ-ચોકસાઈ અને આદર, એ તો ગુરુ અને જિનાજ્ઞા પ્રત્યેના પારતન્ત્ર્યથી આવે છે. મોક્ષમાર્ગની સાધનામાં આ પરતન્ત્રતા એ અતિ આવશ્યક મૂળભૂત ઉપાય છે; એના વિના ચાલી શકે જ નહિ. દુનિયામાં ય વિધિ વિના ક્યાં ચાલે છે? મનગમતી રસોઈ એની વિધિથી તૈયાર થાય છે. મોટા ઉદ્યોગો એની વિધિ પર નભે છે. મોટા રાજાઓ કે આજના પ્રધાનોની ઉપાસના વિધિપૂર્વક કરે તો ફળે છે. એક કચરો કાઢી સાફ કરવા સુધીની ક્રિયામાં ય શું છે? સાવરણી ગમે તેમ નહિ ફેરવવાની, પણ વિધિસર ધીરે કચરો કાઢ્યા પછી એને ખ ખેરવી પડે છે, વગેરે વિધિ ખરી. તો પછી આત્મામાં દિવ્ય પ્રકાશ લાવનારા, અને ધર્મક્રિયાના મહાનૂર વધારી દેનારા શાસ્ત્રશ્રવણમાં વિધિ વિના કેમ જ ચાલી શકે? વિધિની ઉત્કટ તમન્ના સાથે એના ઝીણવટભર્યા પાલનમા પ્રબળ પુરુષાર્થ જોઈએ. એનુ નામ વિધિપરતા.

**૧. માંડલી-આસન, વગેરે:**—સૂત્રની વ્યાખ્યા લેનારાઓએ વાચનાચાર્યની સામા માંડલી-આકારે (ગોળાકારે) બેસવુ જોઈએ; જેથી (૧) એમનુ બધા ઉપર ધ્યાન રહી શકે, ને નજર પડી શકે, તો પ્રમાદીને પ્રેરણા, તથા કોને ઓછુ-વધતુ સમજાયુ એ જોઈને ઠીક વિવેચન કરી શકે; તેમજ (૨) વાચના લેનારને પણ કોઈનુ પીઠ-માથું ન નડે, અને દરેક જણ વાચનાચાર્યની મુખમુદ્રા જોઈ કહેવાનો ભાવ બરાબર પકડી શકે. ◆ બીજું વાચનાચાર્યના આવતા પહેલા એમના માટે વ્યવસ્થિત આસન બિછાવી રાખવુ જોઈએ; જેથી જ્ઞાન-જ્ઞાનીનો વિનય સચવાય, અને વાચનાગુરુ પધારે કે તરત બેસીને ઉત્સાહથી વાચના શરૂ કરી શકે; નહિતર શિષ્યની આ પહેલી જ બેદરકારી જોઈ, એ નિરુત્સાહ બનવા સંભવ. આસન પણ પ્રશસ્ત દિશા પૂર્વ કે ઉત્તરની સામે જોઈએ. આસન પણ એવુ જોઈએ કે દીર્ઘકાળ બેસવામાં આરામ રહે, તેમજ એવે સ્થાને જોઈએ કે જયા અંધકાર અને ઘામ ન હોય. આ માડલી અને આસનનો મુદ્દો સૂચવે છે કે વાચનાચાર્યની પહેલા વાચના-ગ્રાહકોએ આવી જવુ જોઈએ; પણ નહિ કે પહેલા વાચનાચાર્ય આવે, ને પછી વાચના લેનાર લાટ સાહેબો અનુકૂળતાએ આવતા જાય. ◆ વળી, ત્યા વચમા સ્થાપનાચાર્ય પધરાવવા જોઈએ; કેમકે એમની સાક્ષીએ વાચના આપવાની છે. એનુ કારણ એ, કે ગુરુ, પરમગુરુ, યાવત્ ગણધર ભગવાન અને તીર્થંકર દેવનું કહેલુ જ અહી કહેવાનુ છે એ ભાર વાચના-ગુરુના માથે જોઈએ; તથા શિષ્યને એ આશ્વાસન જોઈએ કે મને અહીં ગુરુઓ, યાવત્ જિનેન્દ્રભગવાનનું કહેલુ મળવાનુ છે. ◆ આસનને નિષદ્યા, અને સ્થાપનાચાર્યને અક્ષ કહે છે. દરિયામા શંખની જેવા પણ વજનમા ભારે સફેદ અક્ષ ઉત્પન્ન થાય છે. તેમા આચાર્યની સ્થાપના કરવામાં આવે છે, માટે તે સ્થાપનાચાર્ય. અહીં અક્ષ આદિ કહ્યુ, તેમા 'આદિ' શબ્દથી ગુરુ માટે શ્લેષ્મની કુંડી, માત્રાની કુ ડી વગેરે મૂકવી, વળી એમની ક્ષેત્ર-કાળની જેમ દ્રવ્ય-ભાવની અનુકૂળતા સાચવવી, અર્થાત્ એમને અનુકૂળ આહારાદિ દ્રવ્યો, અને એમના ચિત્તના પ્રસન્નભાવ તરફ ખૂબ લક્ષ રાખવુ, બીજું, મુકામમા તથા આજુબાજુ લોહી હાડકા વગેરેની અસજ્ઝાય (અશુદ્ધિ) નથી ને, તે જોઈ લેવું...વગેરે આવે.

**૨. જ્યેષ્ઠાનુક્રમ-પાલન**' વાચના વખતે માડલીબદ્ધ બેસવામા પણ વાચના લેનારાને વિષે જે જે વડિલો હોય, તેનો અનુક્રમ સાચવીને બેસવું, અર્થાત્ મોટા વડિલની બેઠક વાચનાગુરુની નજીક આવે, અને નાનાની પછી આવે પરસ્પરમા પણ પહેલેથી આ વિનય ન હોય તો પછી બીજાના કરતા વધુ બોધવાળો થતા મદ ચઢવાનો સંભવ, અને ઓછા બોધવાળો રહેતાં નિરપેક્ષ થવાનો સંભવ.

**૩. ઉચિત આસનક્રિયા.**—અહીં આસનનો અર્થ મુદ્રા. વાચના લેતા. મુદ્રાની ક્રિયા યોગ્ય જોઈએ. મુદ્રા બે પ્રકારે, (૧) બેસવાની મુદ્રા, અને (૨) મુખમુદ્રા. (૧) બેસવાની ઉચિત મુદ્રામા, ઉભડક પગે બેસી, બે પગની વચમા પગને ન ટેકે તે રીતે બે હાથ યોગમુદ્રાએ અંજલિ

જોડીને રાખવાના. એમા થકાય તો એક પગની પાની પર બેસી, બીજો પગ ઉભો રાખવાનો; ત્યા બે હાથની કોણી પેટ પર રાખી હાથ અંજલિબદ્ધ રાખવાના. દૃષ્ટિ ઠેઠ વાચનાના અંત સુધી જરા ય ડાફોળિયું લગાવ્યા વિના ગુરુના મુખ સામે નિશ્ચિત રાખવાની. ◆ (૨) મુખમુદ્રા ગુરુના અને શાસ્ત્રના અનુગ્રહને નમ્રતાથી ખૂબ ઝીલતી અને આભારયુક્ત બનતી રાખવાની. વળી તે સંભ્રમ વાળી રહે; એટલે કે એકાએક કોઈ અપૂર્વ મહાકિંમતી વસ્તુ કે નિધાન મળી જાય અને જેવો આશ્ચર્ય-યુકત આનંદ પ્રગટે, તેવો આનંદ વ્યાખ્યાના પદેપદ મળતા મુખમુદ્રા પર પણ વ્યક્ત થવો જોઈએ. વાકયે વાકયે અદ્દભુત ઉલ્લાસ તરવર્યા કરે. એના પર વાણીથી ગુરુનો અપાર ઉપકાર માનવાનુંય કરાય. આ બધું જળવાય તો ગુરુને વ્યાખ્યા દેતા ઉત્સાહ રહે. મોઢું નીચું રાખીને, કે હાથ પર લમણું ટેકવીને-અગર બે હાથ વાળી વચમા ઢીંચણ રાખી, કે બે હાથ પાછળ ભૂમિ પર ટેકવી, વગેરે ગમે તેમ બેસે તો જ્ઞાન-વાચના અને વાચનાચાર્યની અવગણના થાય, અને એમનો કહેવાનો ઉત્સાહ પડી ભાગે. કોઇ કહે, 'લો લાખ રૂપિયા' તો શુ લમણે હાથ દઇ બેસી રહેવાય ? ના' ત્યા તો ટપ વ્યવસ્થિત થઈ ઝટ કાન સરવા અને હાથ પહોળા કરી નખાય છે! અહી લાગવુ જોઇએ કે 'ભવોભવના ભ્રમણ મિટાવનારૂં ને સદ્દગતિની અમૂલ્ય સંપત્તિઓ અપાવનારૂં જ્ઞાન મળી રહ્યું છે!' પછી એના દાતા પર અઢળક બહુ-માન જાગે; અને ઉપરોકત મુદ્રા, સંભ્રમ વગેરે સુલભ બને. ◆ મુખમુદ્રામા એ પણ જોઇએ, કે ગુરુ કહે એ સમજાતું જાય છે એની રેખા તરવરવી જોઈએ, આંખ સમજ પડયાની ચકમકવી જોઈએ. નહિતર ગુરુ એમ જાણે કે આને હજી સમજાયું નથી તેથી એમને ફરી બોલાવવાનો, પિંજયુ પિંજવાનો નિરર્થક-શ્રમ પડે. ◆ વળી એ પણ છે કે જયા ન સમજાયુ હોય ત્યા એને યોગ્ય મુંઝવણની મુદ્રા, પ્રશ્ન-જિજ્ઞાસા ઉઠે તો એને યોગ્ય ઉત્સુકતાની મુદ્રા, થવી જ જોઈએ. આ બધી થઇ ઉચિત આસનક્રિયા.

**(૪) સર્વથા વિક્ષેપનો સંત્યાગ:** વ્યાખ્યા લેનારે સર્વથા એટલે કે દરેકે દરેક પ્રકારના વિક્ષેપનો સમ્યક્ ત્યાગ યાને અત્યંત ત્યાગ કરવો, એ પણ વિધિ છે. વિક્ષેપ એટલે પ્રસ્તુતમા શ્રવણ-ગ્રહણની ચાલુ ક્રિયા સિવાય બીજા કોઇપણ વાણી, વર્તાવ કે વિચાર. કડક સંયમ અને જાગ્રતિ રાખી મન-વચન-કાયાને, બીજે કયા ય ન પ્રવર્તાવવા,-એનું નામ સર્વથા વિક્ષેપનો અત્યંત ત્યાગ. દા. ત. વાચના લેતા લેતા વાતો કરવી, ભળતુ જ જોવુ, હાથ-પગ હલાવ્યા કરવા, ખંજવાળ્યા કરવુ, હાથમા કલમ, પુસ્તક, આસન વગેરે ફેરવ્યા કરવા, અથવા વાચનાની વચમા કોંઈ નિમિત્ત કાઢી ઉઠવુ, મનમા બીજા ત્રીજા વિચાર લાવવા, ઈત્યાદિ વિક્ષેપ છે, તેને કડક સંકલ્પ અને સંયમપૂર્વક દૂર રાખવા જોઈએ. ગુફામા બેસી વિદ્યા-મંત્ર જપનાર વિદ્યા સાધકનુ દૃષ્ટાન્ત સમસ્ત વિક્ષેપ દૂર રાખવા અને પછીનો ગુણ ઉપયોગ-પ્રધાનના જાળવવા માટે બહુ ઉપયોગી છે. તેમા ય દુનિયાની વિદ્યા તો માત્ર આ વિનાશી દેહને ઉપયોગી તુચ્છ અને વિનશ્વર, એવું લૌકિક ફળ આપે, ત્યારે આ સૂત્રની વિદ્યા આપણા અવિનાશી આત્માને ઉપયોગી, વિશાળ, ચિરંજીવી, એવા લોકોત્તર ફળને આપે છે! પછી એમા વિક્ષેપ-ચોરને કેમ જ પેસવા પણ દેવાય ? 'એક રીતે વિચારતા કે, 'સૂત્ર-વ્યાખ્યાની મહાવિદ્યા લેતા મન-વચન-કાયાને બીજે ત્રીજે પ્રવર્તાવવામા વેશ્યા જેવું થાય છે, એ બેસે કોઇની પાસે, વાત-સંકેત બીજા સાથે કરે, અને મન વળી કોઇ ત્રીજામા જ હોય! મારે શા માટે એવું કરવુ ? એમ વિચારતા પણ વિક્ષેપ માત્રનો સદંતર ત્યાગ કરી શકાય.

સદંતર ત્યાગ એટલે એમ પણ વિચાર નહિ કે આ વાચનામા રોકાવાથી મારૂં અમુક કાર્ય બગડી જશે. એવો કોઈ ભય, શોક, વગેરે કશુ નહિ કે જે પ્રસ્તુતમા તન્મય ન થવા દે

**(૫) ઉપયોગ-પ્રધાનતા:** વ્યાખ્યાની પ્રાપ્તિ માટે મનનો વિક્ષેપ ન થાય એટલી જ વિધિ બસ નથી, કેમકે મન શૂન્ય બની બેસે તો ય વિક્ષેપ તો ન રહ્યો! પરંતુ તેય નહિ, કિન્તુ મનનો ધીખતો

ઉપયોગ એટલે કે સચોટ લક્ષ પણ જોઈએ, ક્યાં જોઈએ ? વાચનાચાર્યથી બોલાતા વ્યાખ્યા-વચનો પર, વાચના પર ઉપયોગ-પ્રધાન બનવાનું એટલે કે માનસિક લક્ષ એજ મહાકર્તવ્ય, અને એ અવશ્ય-ધારાબદ્ધ બનાવવાનું. 'લક્ષ ધારાબદ્ધ' એટલે 'હમણાં બોલાયુ તેના પર બરાબર લક્ષ તો રાખ્યું પણ પછી એને પડતુ મૂકી, નવુ બોલાયું તે પર જ લક્ષ રાખ્યું',-એમ નહિ, કિન્તુ પહેલા કહેવાયેલ વસ્તુની મનમા પાછી ધારણા કરી, એને સંસ્કારરૂપે પકડી રાખવાની, તેથી, આગળ નવુ નવું કહેવાય તે પૂર્વ પૂર્વની કહેવાયેલ વસ્તુઓ સાથે અનુસંધાનપૂર્વક ધ્યાનમાં આવે આમ કરવામા: ઉપયોગની એકાગ્રતા ખૂબ વધે છે વાચનાનુ પૂર્ણ વકતવ્ય કડીબદ્ધ અખંડરૂપે ખ્યાલમા આવે છે, પદાર્થો પૂર્વાપરના સંબંધ સાથે સમજમા આવે છે. પ્રશ્ન—જિજ્ઞાસા પણ ઠીક ઉઠે છે, અને એના પર વાચનાચાર્યને અન્ય શાસ્ત્રોનાં કથન અને તર્કના આધારે નવી સ્ફુર્તિ સાથે સુંદર સમાધાન આપવાની તક મળે; તેથી વાચના લેનારને અદ્ભુત નવા નવા તત્ત્વ-પ્રકાશ મળે છે. જો વાચના ઉપર જ માનસિક ઉપયોગની અખંડ ધારા નહિ ચાલે, તો વચમાથી ઉપયોગ (લક્ષ) તૂટવાને લીધે વાચનાનો આગળનો ધારાબદ્ધ પદાર્થ ખ્યાલમા નહિ આવે, પછી કહેશે 'સમજ ન પડી!' હવે ? કાં ૐ શાતિ; અગર ફરી એનું એજ પહેલથી પિંજણુ ! પરિણામે વ્યર્થ શ્રમ, ને અમૂલ્ય સમય બરબાદ ! માટે વાચનાચાર્ય ક્રમસર પગથિયા માડી ઊંચે ઊંચે આપણુને ચઢાવે, તેમ તેમ આપણે લેશ માત્ર સ્ખલના વિના ઊંચે દોરડા પર આગળ વધતા નટની જેમ અખંડ લક્ષ પૂર્વક ઊંચે ચઢવાનુ. જીવોનાં કર્મ ચિત્રવિચિત્ર હોય છે, તેથી કોઇને કદાચ જ્ઞાનાવરણના મંદ ક્ષયોપશમને લીધે વ્યાખ્યાનમા સાભળેલું એટલુ ન વિકસે તો પણ પોતાની સર્વ શકિત ખરચીને ઉપયોગ પ્રધાન બનવાથી એટલો સમય સંસાર ભૂલાઇને શુભ ભાવમા મન-વચન-કાયા લાગ્યા રહે છે ! તે શુભ ઉપયોગ એકાગ્ર ચિંતનરૂપ બને તો તે શુભ ભાવમા ધ્યાન રૂપ થવાથી ઘણા પાપકર્મનો નાશ કરે છે. પૂર્વના મહાન પુરુષો જલ્દી ઉન્નતિ કેમ સાધી શકયા ? કહો-શુભ ઉપયોગની પ્રધાનતાથી.

**શ્રવણ-વિધિનો મહિમા:** આ પ્રમાણે સૂત્ર-વ્યાખ્યા સાભળવાની, ને સમગ્ર વિધિનું પાલન કરવાથી કલ્યાણની પરંપરા નીપજે છે. માડલીબદ્ધ બેસવું વગેરે, વિધિના અંગો એવા એવા છે કે- જેમાં મહાન આત્મહિતો સધાય, જેવા કે વિનય, શિસ્ત, વ્યવસ્થિતતા, મનઃ સયમ, શુભ એકાગ્રતા, પુણ્યો-પાર્જન, પાપક્ષય વગેરે. ઠેઠ સર્વોચ્ચ વીતરાગદશા સુધી પહોચવા માટે આ અત્યન્ત આવશ્યક ગુણો છે. આ હિતો પણ એક જ વાર સધાય એમ નહિ, પરંતુ તેની પરંપરા ચાલે છે. એનું કારણ એ છે કે- વિધિના વારંવાર અભ્યાસથી સુસંસ્કરણ થાય છે, અને અનાદિના કુસંસ્કાર મટતા આવે છે. દા. ત. બાળપણથી બચ્ચાને 'ચાલો દેરાસર, લ્યો પ્રભુના દર્શન કરો, ધૂપ કરો, ..'વગેરેથી સારા સંસ્કાર પડીને મોટી ઉંમરે તે સતત ચાલે છે, અને એમા આગળ બીજી સમ્યક્ પ્રવૃત્તિનો વધારો થાય છે પ્રસ્તુતમાં પણ વિધિના આ પાયાના ગુણોમાથી વિકાસ થતાં થતા અનેક મોટા કલ્યાણોનો પ્રવાહ વહેવા માટે અવકાશ મળે છે.

આવી કલ્યાણ-પરંપરાની અર્જક શ્રવણવિધિ જાળવવાથી અવશ્ય સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થાય છે; કેમકે એ સમ્યગ્જ્ઞાનનું ચોકસ કારણ છે. કારણ હોય તો કાર્ય અવશ્ય થાય. કાર્ય ન કરી શકે તે કારણ શાનું ? સાચું કારણ કાર્ય કર્યા વિના રહે નહિ.

પ્ર૦ તો પછી સુતર વસ્ત્રનું કારણ હોવા છતા કેટલીક વાર એમજ પડી રહે છે, ને વસ્ત્ર નથી કરતુ તેનું કેમ ?

ઉ૦ સુતર એકલુ વસ્ત્રનું કારણ નથી, પરંતુ શાળ, વણકર, વગેરે સામગ્રી સહિત બનીને વસ્ત્રનું કારણ છે, ચોકસ કારણ છે; અને તે સ્થિતિમા તો વસ્ત્ર કરે જ છે. પ્રસ્તુતમા પણ વ્યાખ્યા-શ્રવણની ઉપરોક્ત વિધિ સમ્યગ્જ્ઞાનનું નિશ્ચિત કારણ છે, માટે તે સમ્યગ્જ્ઞાનને પેદા કરે જ છે. આ એ પણ સૂચવે છે કે જ્ઞાનના અર્થીને શ્રવણવિધિ પાળ્યા વિના ચાલી શકે જ નહિ.

## ૪. બોધપરિણતિ.

(લ૦) तथा बोधपरिणतिः सम्यग्ज्ञानस्थिरता, रहिता कुतर्कयोगेन, संवृतरत्नाधाराप्तिकल्पा, युक्ता मार्गानुसारितया, तन्त्रयुक्तिप्रधाना । स्तोकायामप्यस्यां न विपर्ययो भवति; अनाभोगमात्रं, साध्यव्याधिकल्पं तु तद्, वैद्यविशेषपरिज्ञानादिति ॥ ४ ॥

અર્થ તથા (વ્યાખ્યાનું ચોથું અંગ) બોધપરિણતિ એ સમ્યગ્જ્ઞાનની સ્થિરતારૂપ છે. તે કુતર્કના સ્પર્શથી રહિત, ઢાંકેલા રત્નના ભાજનની પ્રાપ્તિ સમી, માર્ગાનુસારિતાથી યુક્ત, અને શાસ્ત્ર-યુક્તિને મુખ્ય કરનારી હોય છે. એવી થોડી પણ બોધપરિણતિ આવે, તો ભ્રમ નથી થતો. (હા, કદાચ) અનુપયોગ માત્ર થાય, પરંતુ તે અનુપયોગ સાધ્યવ્યાધિના જેવો છે, કેમકે વિશિષ્ટ વૈદ્યના જેવુ વિશિષ્ટ જ્ઞાન (એને નિવારી શકે) છે

**વિવેચન** સૂત્રની વ્યાખ્યા સિદ્ધ થવા માટે વિધિસર શ્રવણ પછી બોધપરિણતિ થાય, અર્થાત્ પ્રાપ્ત બોધ અંતરાત્મામા પરિણામ પામવો જોઈએ, જ્ઞાન આત્મભાવે સ્થિર થવુ યાને આત્મા જ્ઞાનથી ભાવિત થવો જોઈએ.

**પ્ર૦ આત્મા એ જ્ઞાનથી પરિણત યાને ભાવિત થવો એટલે ?**

ઉ૦ કપડામા કોરા રંગનું પોટલુ બાધેલુ ખાલી કરી નાખો પછી કપડું કોરા રગવાળુ રહે એ જુદું, અને રંગના પાણીમા ઝબોળી કાઢેલુ કપડુ ભીના રગવાળુ થાય એ જુદું. એમ, આત્મામા કોરા જ્ઞાનનુ પોટલું બાધેલું જુદુ, અને આત્માને ભીનો-પોચો બનાવનારૂ જ્ઞાન જુદુ ! પેલુ વસ્ત્ર ખખેરો તો રંગ દૂર થઈ જાય, કેમકે ત્યા પુરેપુરો રગ જામ્યો નથી, જયારે ભીનામા તો સૂક્ષ્મમા સૂક્ષ્મ પુમે રંગ જામી પડચો છે, તેથી કપડું જ રંગમય થઈ ગયુ છે. એમ આત્મા જ્ઞાનની પરિણતિમય થઈ ગયો છે એનો અર્થ જ એ કે જેમ, કપડુ રગથી ભાવિત કરાય, તેમ આત્માને જ્ઞાનથી ભાવિત અર્થાત્ જ્ઞાનની ફોરમથી આત્માનો પ્રદેશે પ્રદેશ વાસિત કરવાનો છે, એટલે કે જ્ઞાન જેવુ જેવુ વસ્તુ સ્વરૂપ બતાવે છે, તેને અનુરૂપ હાર્દિક વલણુ ઉભુ કરવાનું છે. તે તે વસ્તુ પ્રત્યે આજ સુધી આત્માના ઉધા વલણ હતા, અર્થાત્ ત્યાજય વસ્તુ પ્રત્યે આસ્થા આદરના વલણ, ને આત્મહિતકર વસ્તુ પ્રત્યે ભય, અરુચિના વલણ, તે હવે મટી જઈને જ્ઞાને બતાવેલા સ્વરૂપને અનુરૂપ (યોગ્ય માફક) વલણ ઉભા થાય, ત્યાજય વસ્તુ પ્રત્યે અરુચિ, ભય વગેરેના, અને ઉપાદેય (આદરણીય) તત્ત્વો પ્રત્યે હર્ષ-કોડ-આસ્થા-આદર આદિના; એનું નામ **બોધપરિણતિ, જ્ઞાનસ્થિરતા, જ્ઞાનભાવિતતા.** આ થાય એટલે આત્માને હવે પોતાની શુદ્ધિ અને ઉન્નતિની દિશા સૂઝવાની. શુદ્ધિ એટલે દોષનો ત્યાગ, ઉન્નતિ એટલે ગુણવિકાસ. આજ સુધી જડ-કાયા વગેરેની જ શુદ્ધિ અને વિકાસ કરવાની લગની રહેતી હતી તે હવે લગનીની દિશા પલટાય

કુતર્કત્યાગ:— સમ્યગ્ બોધપરિણતિ વળી કુતર્કોથી કલકિત ન હોય, માણસને સાભળવામા આવતી નક્કર વસ્તુ પર ચિંતન-મંથન કરવાને બદલે નવા નવા પ્રશ્નો અને તુક્કા ઉડાવવાનું મન-થાય છે, પણ એ ઠીક નથી. અલબત યોગ્ય શકા, જિજ્ઞાસા ઉઠે અને તે પૂછી શકાય, પરંતુ તે જિજ્ઞાસા તો ચાલુ વિષયને સ્પર્શનારી અને શ્રોતાની વર્તમાન કક્ષાની મર્યાદામા રહેનારી હોય, તેમ શ્રવણથી સમજાતી વસ્તુ પર તર્ક-યુક્તિ પણ યોગ્ય લગાવાય, કુતર્ક નહિ. ભેજું મળ્યું છે માટે ગમે તેમ તર્ક-લડાવવાના કે ગમે તેમ પથરા નહિ મૂકવાના તો જ બોધ અતરમા પરિણામ પામે, બાળક નિશાળમા પહેલા ૧૨×૨=૨૪,વગેરે બરાબર ભણે-ગોખે, પણ એના પર કુતર્ક ન કરે તો તેટલો બોધ પરિણત થઈ આગળના ઊંચા ગણિત ઝટપટ ગણવામા એ કામ લાગી શકે છે એવુ અહીં પણ પોતાની ભૂમિકા સમજી

તર્કનો ઉપયોગ કરી શકાય. વીતરાગ સર્વજ્ઞના વચન પર અખંડ શ્રદ્ધા, તત્ત્વાનુસારી મતિ, અને મળેલા તત્ત્વના મહામૂલ્યાંકન થાય, તો કુતર્કને અવકાશ રહે નહિ. એ માટે,

ઢાંકયો રત્ન-કરંડિયો: આ બોધપરિણતિ ઢાંકયા રત્નના કરંડિયાની પ્રાપ્તિ જેવી સમજવાની છે. રત્નપેટી પર માણુસને જેમ ફૂંફ રહે છે કે 'હવે ફિકર નહિ, ખરેખરું ઝવેરાત મળી ગયું છે;' વળી આઘો જાય પાછો જાય પણ એની ભારે ચિંતા અને રક્ષા કરે છે; તેમજ એના આધારે અનેક પ્રકારની સુખ-સગવડ ભોગવે છે. બસ એ રીતે બોધપરિણતિ પર ફૂંફ રહે કે 'હવે બીજું ઓછું હોય તોય ફિકર નહિ, આ મહાનિધાન મળી ગયુ!' વળી એની ભારે ચિંતા અને રક્ષા કરે; તેમજ એના આધારે અનેક પ્રકારની આંતરિક સુખ શાન્તિ, સ્વસ્થતા અને શુભ ઉલ્લાસ અનુભવે! કેમકે સમ્યગ્ બોધ અંતરાત્મામા પરિણામ પામ્યાથી એવા મહાન સુખદ પ્રકાશ, સ્ફુર્તિ અને ઉત્સાહ ઝગમગે છે કે કેટલીય દુર્ધ્યાનરૂપી દરિદ્રતા, કુવિકલ્પોરૂપી વેદનાઓ, વગેરે દૂર થઇ જાય છે! આ બધાનું કારણુ એ છે કે જૈન સૂત્રોની વ્યાખ્યાના બોધમાં સ્યાદ્વાદ-અનેકાન્તવાદના પ્રખર સિદ્ધાન્ત, આત્મા-કર્મ વગેરેના ત્રિકાલાબાધ્ય તત્ત્વ, સંસારહેતુ અને મોક્ષમાર્ગના યથાર્થ નિરૂપણુ,......ઇત્યાદિ ઇત્યાદિ અપૂર્વ-અદ્ભુત જાણુવા મળે છે. એ બોધના અરિસામા વાસ્તવ જગત પ્રતિબિંબિત થાય છે, એટલે હૃદયમા એની પરિણુતિ થઇ, એ તો જાણે રત્નોભરેલા કરંડિયાની પ્રાપ્તિ થઇ! પાછો એ ઢાંકયો કરંડિયો કહ્યો, તે એ દષ્ટિએ કે ઢાંકયા કરંડિયાની જેમ એમાં શું ઝળકી રહ્યુ છે એની બીજાને ખબર ન પડે, એ તો બોધપરિણુતિ પામેલો જ અનુભવી શકે; વળી એને ઢાંકી રાખે, જ્યાંત્યા લ્હાણી કરતો ન ફરે, અર્થાત્ અપાત્રમાં વહેવડાવવાનું મન ન કરે, તેમજ બહાર એને 'હું આટલું જાણું છું' એમ ગાતો ફરી ઉત્કર્ષનું સાધન ન બનાવે. બોધપરિણુતિ ચીજ જ એવી છે કે એ ખરેખર પ્રાપ્ત થયેથી મહાન ગાંભીર્ય ખીલે.

માર્ગાનુસારિતાથી યુક્તા: બોધપરિણુતિ અર્થાત્ જ્ઞાનની સ્થિરતા એવો મહાન જવાબદારીભર્યો ગુણુ માનવામા આવે છે કે એની સાથે માર્ગાનુસારીપણું પણ હોવુ જ જોઇએ. એમાં એક દૃષ્ટિએ ન્યાયસંપન્ન વિભવ વગેરે માર્ગાનુસારીના ૩૫ ગુણો આવે. એને સરળતાથી યાદ રહે એ માટે વિભાગવાર જોઇએ તો આમ જોવાય.

| ચાલુ જીવનના ૧૧ | ત્યાજ્ય દોષ ૮ | ગ્રાહ્ય ગુણ ૮ | સત્પ્રવૃત્તિ ૮ |
|---|---|---|---|
| ન્યાયસંપન્ન વિભવ | અંતરંગ છ શત્રુ | દયા | શિષ્ટાચાર-પ્રશંસા |
| ઉચિત વ્યય | ઇન્દ્રિયવશતા | સૌમ્યતા | પ્રસિદ્ધ દેશાચાર પાલન |
| ,, વેશ | દુરાગ્રહ | લજ્જા | સત્સંગ |
| ,, ઘર | નિંદા | દીર્ઘદષ્ટિ | સદાચાર |
| ,, સાથે વિવાહ | નિંદ્યપ્રવૃત્તિ | ભલાભલ- | પરોપકાર |
| અજીર્ણે અ-ભોજન | ધર્મ-અર્થ-કામને | વિચારણા | ધર્મશ્રવણુ |
| કાળે અવિરુદ્ધ ભોજન | પરસ્પર બાધા | ગુણુપક્ષપાત | બુદ્ધિના ૮ ગુણુ |
| પોષ્યપોષણુ | ઉપદ્રવવાળું સ્થાન | પાપભીરુતા | રોજ વિશેષ-જ્ઞાન પ્રાપ્તિ |
| માતાપિતૃપૂજા | અયોગ્ય દેશકાળ- | યથાર્હ લોકયાત્રા | |
| સાધુ-અતિથિ-દીન સેવા | આચરણુ | | |
| જ્ઞાનવૃદ્ધ ચારિત્રશીલ ,, | -આ આઠ દોષ ત્યજવાના | | |

માર્ગાનુસારી ગુણ એટલે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપી મોક્ષમાર્ગને અનુસરનારા ગુણ, મોક્ષમાર્ગને સુલભ કરનારા અને પોષનારા ગુણ. એ માર્ગાનુસારિતા. બીજી રીતે જોઈએ તો મોક્ષમાર્ગને અનુકૂળ વૃત્તિ અને પ્રવૃત્તિ એ માર્ગાનુસારિતા. એનાથી યુક્ત જોઈએ બોધપરિણતિ. એ સૂચવે છે કે જૈનદર્શન કોરી વિદ્વત્તા યાને શુષ્ક જ્ઞાનની કોઈ જ કિંમત નથી ગણાતુ; એ તો કહે છે કે સાથે માર્ગાનુસારી હૃદય અને માર્ગાનુસારી જીવન જોઈએ. એ, ગુણસ્થાનકની વૃદ્ધિને યોગ્ય કર્મનો વિશિષ્ટ ક્ષયોપશમ થાય, તો બની શકે.

**શાસ્ત્રયુક્તિ પ્રધાન:** એવી બોધપરિણતિ શાસ્ત્ર અને યુક્તિની મુખ્યતાવાળી હોય, આગમ અને હેતુ બંનેના આધાર પર ઉભી હોય, બંનેથી પુષ્ટ બનેલી, મજબૂત થયેલી હોય. વિશ્વમા પદાર્થ બે જાતના હોય છે.**એક આગમ-ગમ્ય અને બીજા હેતુ-ગમ્ય.** આગમ-ગમ્ય પદાર્થો અતીન્દ્રિય હોય છે, જે ઇન્દ્રિયથી જાણી શકાતા નથી, તેમજ જે યુક્તિનો વિષય પણ નથી બની શકતા, એ તો માત્ર વીતરાગ સર્વજ્ઞના શાસ્ત્રે કહ્યા છે તે પર જ સમજવાના અને શ્રદ્ધેય કરવાના હોય છે. અર્થાત્ માત્ર આગમ પ્રમાણથી જાણવા-માનવાના હોય છે. દા. ત લોકમા નિગોદ (સાધારણ વનસ્પતિકાય જીવના શરીર) અસંખ્ય છે, અને દરેક નિગોદમા જીવો અનંતાનંત હોય છે એમ, ભવિષ્યમા કયારેય સંસાર ભવ્ય જીવોથી ખાલી થવાનો નથી, એટલુ જ નહિ, પણ અનાદિ કાળથી મુક્ત થતા આવેલા જીવો કરતા અનંતગુણ જીવો સંસારમા ભવિષ્યમા પણ સદા મળવાના છે. વળી, આત્માથી ઉપાર્જાતા કર્મ-અણુઓ જ્ઞાનાવરણીયાદિ સાત વિભાગમા અમુક પ્રમાણમા વહેચાઈ જાય છે, પછી તેના પર અમુક અમુક રીતે સંક્રમણ, ઉદ્વર્તના, અપવર્તના, ઉદીરણા વગેરે કરણ લાગુ પડે છે. આ બધી વાતોમા ઇન્દ્રિય ન પહોચે; દલીલ નહિ લડાવવાની, નહિતર ઉલટુ શ્રદ્ધાથી અર્થાત્ સમ્યગ્દર્શનથી ખસી જવાય. આ પદાર્થો તો, અસત્ય બોલવાના કારણભૂત રાગ-દ્વેષ અને અજ્ઞાન જેમના સર્વથા નષ્ટ થઇ ગયા છે, માટે જ જેમને અસત્ય બોલવાને કોઈ જ કારણ નથી, એવા પરમ પુરૂષ તીર્થંકરે કહેલા અને આગમમા ગુંથેલા છે; માટે એના દ્વારા જાણવા-માનવાના છે. એ આગમ-ગમ્ય પદાર્થ કહેવાય. ત્યારે બીજા હેતુ-ગમ્ય અર્થાત્ તર્કથી, દલીલથી જાણી શકાય એવા પદાર્થો હોય છે દા. ત. આત્મા, પરલોક, કર્મ વગેરે. અલબત્ત તેને પણ શાસ્ત્રે તો કહ્યા જ છે, તેથી શાસ્ત્રથી જણાય એવા ખરા, છતા તેને માત્ર શાસ્ત્રથી જાણી મૂકવાના નહિ, પરંતુ તર્કયુક્તિથી સમજીને દઢ શ્રદ્ધેય કરવાના હોય છે, જેથી મિથ્યાદૃષ્ટિઓ કુયુક્તિથી એનાથી વિરુદ્ધ પ્રતિપાદન સાચા. જેવા કરે, છતા તેનાથી ચલિત ન થવાય, તેમા અંજાઇ, આકર્ષાઈ કે લ્હેવાઈ ન જવાય, પણ તેની સામે સદ્યુક્તિ, સત્તર્કના બળે ટકી શકાય, સત્તત્ત્વોને સચોટપણે જાણી, માની અને પ્રરૂપી શકાય. અર્થાત્ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, ને સમ્યક્પ્રરૂપણા અખંડિત-અબાધિત ટકાવી રખાય એટલે, આવા પદાર્થના બોધમા યુક્તિની મુખ્યતા હોય છે, ત્યારે પૂર્વોક્ત પદાર્થના બોધમા શાસ્ત્રની મુખ્યતા કહી આ રીતે બંને જાતના પદાર્થનો બોધ મળે. એમ બે રીતે વિશ્વનું તત્ત્વજ્ઞાન થાય, તેને પરિણત કરવાનું છે, સ્થિર કરવાનુ છે; માટે કહ્યુ કે બોધ-પરિણતિ શાસ્ત્ર યુક્તિની પ્રધાનતાવાળી હોય.

**અવિપર્યાસ છતાં અનુપયોગ એ સાધ્યવ્યાધિ.**

આવી કુતર્કરહિત, ઢાંકી રત્નપેટીની પ્રાપ્તિ જેવી, અને શાસ્ત્ર-યુક્તિથી પુષ્ટ, એવી બોધ-પરિણતિ જગાવી, પછી તેમા વિપર્યાસ અર્થાત્ બોધમા અસ્થિરતા, ભ્રમ, કુશંકા, અશ્રદ્ધા જેવુ કશું થવાનો સંભવ નથી ભલે સંપૂર્ણ શ્રુતજ્ઞાન નથી મળ્યું, છતા જે મળ્યું છે તે બોધપરિણતિ રૂપ થયું હોવાથી વિપર્યાસને અવકાશ નથી આથી જમાલી જેવાને વિપર્યાસ થયો, તેમા કહી શકાય કે જિજ્ઞાસાથી માંડીને બોધ-પરિણતિ સુધીના વ્યાખ્યા-અંગોની સાધનામા કયાંક ખામી રહેલી; નહિતર ભ્રમ શા માટે જ થાય ?

પ્ર૦ તો શું સમ્યગ્ બોધ-પરિણતિવાળાને ક્યારે ય ભૂલભાલ થવી સંભવે જ નહિ?

ઉ૦- સંભવે, ક્યારેક જ્ઞાનાવરણાદિ કર્મના ઉદયે જાણેલી વસ્તુમાં અનાભોગ અર્થાત્ ખ્યાલ-ફેર ન થાય એમ નહિ, થવો સંભવિત છે; પરંતુ તે ખ્યાલફેર તો સાધ્ય-વ્યાધિ જેવો છે. જેમ અસાધ્ય-દુઃસાધ્ય નહિ, પણ સાધ્ય એવો શારીરિક વ્યાધિ, નિષ્ણાત વૈદ્ય પર શ્રદ્ધા રાખીને તેનું કહ્યું કરવાથી મટી જાય છે, તેમ 'આત્માના રોગ હટાવનાર ભાવવૈદ્ય શ્રી તીર્થંકર ભગવાન એ સંપૂર્ણ અને શ્રેષ્ઠ આપ્ત પુરુષ છે, સર્વથા આદરણીય છે, એમના સર્વ વચન નીતરતાં સત્ય છે, એકાન્તે માન્ય છે,' આવું પરિજ્ઞાન યાને આવી બુદ્ધિ સજાગ કરવાથી એમ થાય કે 'તો પછી મારે શંકા કે બીજો ખ્યાલ કરવાનો હોય નહિ'; એમ ખ્યાલફેર દૂર થઈ જાય છે. અથવા, શાસ્ત્રજ્ઞાન એ વૈદ્યનું કામ કરે છે, એનું આલંબન લેતાં ખ્યાલફેર કે વિસ્મૃતિ એ સાધ્ય-વ્યાધિની જેમ દૂર થઇ જાય છે. બોધપરિણતિ જ એવુ ચોથું વ્યાખ્યા-અંગ છે, કે એમા નથીને કદાચિત્ અનાભોગ થાય, તો ય તે સાધ્ય-વ્યાધિ જેવો હોઇ ટકતો નથી, નષ્ટ થઈ જાય છે.

## ૫ સ્થૈર્ય.

**(લ૦) तथा स्थैर्यं-ज्ञानर्द्ध्यनुत्सेकः, तदज्ञानुपहसनं, विवादपरित्यागः, अज्ञबुद्धिभेदाकरणं, प्रज्ञापनीये नियोगः । सेयं (पाठान्तर...संयम)पात्रता नाम वहुमता गुणज्ञानां विग्रहवती शमश्रीः, स्वाश्रयो भावसम्पदामिति ॥ ५ ॥**

અર્થ. તેવી રીતે (વ્યાખ્યાનું પમુ અંગ) સ્થૈર્ય, એટલે (૧) તે જ્ઞાનસમૃદ્ધિનો ગર્વ નહિ, (૨) પોતે જાણેલી વસ્તુને ન જાણનારની મશ્કરી નહિ, (૩) વિવાદ કરવાનો નહિ, (૪)અજ્ઞપુરુષનો બુદ્ધિ-ભેદ કરવાનો નહિ, (૫) જ્ઞાન લેવાને યોગ્ય હોય તેને જાણેલું આપવાનું. આ પાત્રતા એ તો ગુણજ્ઞ પુરુષોએ બહુ માન્ય કરેલી છે, અને એ મૂર્તિમંત પ્રશમલક્ષ્મી, તેમજ ભાવસંપત્તિઓનો સમ્યગ્ આશ્રય છે.

વિવેચનઃ વ્યાખ્યાનું પાંચમુ અંગ સ્થૈર્ય છે. બોધપરિણતિને જ્ઞાન સ્થિરતારૂપ કહી તે સ્થિરતા જુદી અને આ સ્થૈર્ય જુદું. પેલામાં યોગ્ય આભ્યન્તર વલણ હોય અર્થાત્ તત્ત્વજ્ઞાનથી વિરુદ્ધ વલણ ન હોય, આમા જ્ઞાનસમૃદ્ધિ પામ્યાનો ગર્વ ન હોય વગેરે લેવાનું છે.

**(૧) તત્ત્વજ્ઞાન એ સાચી અચિંત્ય સમૃદ્ધિ છે.** કેમકે એ પૂર્વે કહેલી રત્નપેટીની સમૃદ્ધિ કરતાં અપૂર્વ સુખ-શાન્તિ, સ્ફુર્તિ અને ઉલ્લાસ આપે છે, અચિંત્ય તીર્થંકરનામકર્મ સુધીના પુણ્યાનુબંધી પુણ્ય કમાવવાના ધર્મ-વ્યાપાર કરાવે છે અજ્ઞાની ક્રોડો વરસ સુધી ઘોર કષ્ટ સહી જેટલાં પાપ નાશ કરે તેટલાં પાપકર્મ માત્ર શ્વાસોશ્વાસ જેટલા કાળમા નષ્ટ કરી દેવા રૂપ દારિદ્ર્યનિવારણ જ્ઞાન કરી દે છે! એ જ્ઞાનસમૃદ્ધિરૂપી વિમાન દ્વારા તત્ત્વના આસમાનમા વિહરવાનું મળે છે! શુભ ભાવના, તત્ત્વદૃષ્ટિ અને ધ્યાનના મહેલમા વસવાનું મળે છે! એ દુર્ગતિ-દુર્દશા-દીનહીનતા વગેરે દુ ખોની ચૂરક બને છે! 'विद्वान् सर्वत्र पूज्यते'-જ્ઞાન-સમૃદ્ધિ મોટા રાજા-મહારાજા અને દેવો સુદ્ધાંના સન્માન અપાવે છે! રાગ-દ્વેષ, મોહ, મદ વગેરેની કારમી વિષમતાઓને દૂર કરી, એ વૈરાગ્ય, ઉપશમ, ક્ષમા, નમ્રતા, નિઃસ્પૃહતા વગેરેની સરખાઈ લાવે છે પછી,

**એના પર ગર્વ નહિ આવે** એવી જ્ઞાનસમૃદ્ધિ પર ગર્વ શાનો થાય કે 'હું આવો જાણકાર'? એવો સંતોષ શાનો થાય કે 'મેં બહુ જાણ્યું?' પરિણતિ બોધ પામેલો તે સમજે છે કે 'મારૂ જ્ઞાન એ સર્વજ્ઞ ભગવાનના

કેવળજ્ઞાન કરતા ય અનંતમા ભાગનું જે ચૌદ પૂર્વધર મહર્ષિનું જ્ઞાન, તેના કરતા ય અનંતમા ભાગનું છે. એ તો વળી ચૌદે ય પૂર્વને સવળું ને અવળુ યાદ કરી શકે છે! ત્યારે હું તો એક નવકાર-સૂત્રને પણ અવળો નથી બોલી શકતો! પછી શાના ગુમાન કરવાના? અરે! કયા એક શાસ્ત્રના પ્રસંગમાં કંઠસ્થ સો શાસ્ત્રના અવતરણ ટાકી શકનારા પૂર્વાચાર્ય અને કયા એક શાસ્ત્રને પણ ઠીક ઠીક ન જાણનારો હુ! એવા ખુઝાતી દિવાસળીના સહેજ ચમકારા જેવા અત્યલ્પ જ્ઞાનપ્રકાશ કે હજી જયા આત્મામા અનંત મળ બેઠા છે, તેના પર શો ગર્વ કે સંતોષ માની બેસું?' .આવી આવી રીતે જ્ઞાનસમૃદ્ધિનો મદ આફરો દૂર રાખી શકાય. વળી એ પણ છે કે 'જ્ઞાન એ તો પ્રકાશ છે, જો ખરેખર પ્રકાશ હુ પામ્યો હોઉ તો મદ, મમત્વાદિ અંધકાર તો મારાથી દૂર જ રહેવા જોઈએ, મારામા ઉભા ન રહો'.. આવી આવી રીતે માનસિક ધોરણો નક્કી કરવામા આવે, 'જ્ઞાન એ તો તારક છે, એના જ આધારે શુ મદ કરી મરવાનું?'-એમ મદનો ભય રાખવામા આવે તો અનાદિની મદ, અહંકાર, ઇર્ષ્યા વગેરેની વાસનાના સકંજામા સપડાયેલ જીવને એમાથી મુક્ત કરી શકાય. પ્રથમ તબક્કે એ દુર્ગુણો દૂર થવા મુશ્કેલ છે; માટે ઉપરોક્ત વિચારણા, મનોમથન વગેરેને વારવાર સેવવા પડે. એમ કરતા કરતાં, જ્ઞાનસમૃદ્ધિનો ગર્વ નથી થતો, અને સ્થૈર્ય કેળવાતુ આવે છે ભૂલવાનું નથી કે મળેલા જ્ઞાનને બહાર દેખાડવાની જરા ઉત્સુકતા પણ ઉભી થઇ તો ગર્વ થતા વાર નહિ લાગે; અને ગર્વિષ્ઠ જ્ઞાનીની તો નિન્દા થાય છે. જ્ઞાની તો નમ્ર અને મૃદુ શોભે વૃક્ષને ફળ આવે એમ એ નીચું નમે છે. એમ સ્થૈર્ય થાય. વળી ◆ **(૨) અજાણની મશ્કરી નહિ:** બોધ એવો નમ્રતાવાળો હોય કે એને બિનજાણકારની હાસી-ઉપહાસ કરવાનું મન જ થાય નહિ; એ હાસી-ઉપહાસ કરે નહિ. એને તો ભાવદયા ઉપજે-'કે આ બિચારા માણુસ કર્મથી કેવા પીડિત કે એમને આનું જ્ઞાન નથી!' અથવા ગ્લાની ઉપજે કે 'અહો! જ્ઞાનાવરણાદિ કર્મથી કેવી વિટંબણા!' એમ, માણુસ મહાકિમતી એવા ગભીરતા ગુણને પામવા-પાળવાનું વિચારે તો પણ ઉપહાસ, મશ્કરી કરવાનું મન ન થાય બાકી હાસી-મશ્કરીમા છીછરાપણુ આવે છે, અને તે, પછી તત્ત્વદૃષ્ટિ અને ઉદાર વ્યવહારમા નડે છે! વળી હાસી ગુણાનુરાગને ય મંદ કરે છે! જ્ઞાનને પચાવનારો ને જ્ઞાનના અજીર્ણથી ડરનારો આ બધા અનર્થ વિચારી અજાણની હાસી-મશ્કરી કરતો નથી. વળી ◆ **(૩) વિવાદનો પરિત્યાગ** એ કરે છે. પ્રાપ્ત થયેલ બોધ પર ગર્વ નથી, કે બીજાને જીતવાની યા ખોટા પાડવાની લાલસા નથી, તેથી એ વાદવિવાદમા ઉતરતો નથી. તત્ત્વવિચારણાની દૃષ્ટિથી યા સામાને સમજાવવાની ભૂમિકા પર ચર્ચારૂપ વાદ થાય, એમા બાધ નહિ; પરંતુ બીજાને જીતવાની ઇચ્છાથી કરાતી ચર્ચા એ જલ્પ, અને સામાને ખોટો પાડવાની ઇચ્છાથી ચર્ચા કરાય તે વિતંડા, આ બને વિવાદરૂપ છે, એમા એ ન પડે કેટલીકવાર સામો દેખાવ સમજવાનો કરે, પરંતુ હોય હઠવાળો, તો ચર્ચાથી ખોટી ખેચતાણ થાય છે, મનને કલેશ-કષાય થાય છે, પોતે સામાને તત્ત્વ સ્વીકારાવવાને બદલે સામાનો પ્રબળ કુતર્ક દેખવાથી કદાચ પોતે જ તત્ત્વ ઉપર અશ્રદ્ધાવાળો બની જાય છે! તે ન થવા દે તો ય મોઘેરા માનવસમયની એટલી બરબાદી તો છે જ. માટે પરિણુત જ્ઞાની વાદવિવાદનો ત્યાગ કરે છે એટલુ જ નહિ, પરંતુ ◆ **(૪) એ અજ્ઞ જીવનો બુદ્ધિ-ભેદ પણ નથી કરતો.** 'બુદ્ધિભેદ'ની વિચારણા પૂર્વે ધર્મ-દેશનાના પ્રકરણમા કરી છે. સારાશ, તત્ત્વનો અજ્ઞ, અજાણુ એવો સામાન્ય જીવ કુલસસ્કારાદિના હિસાબે જે સાધારણ શ્રદ્ધા-સમજથી દેવ-ગુરુને માનતો હોય અને ધર્મક્રિયા કરતો હોય, તે શ્રદ્ધા, સમજ અને સુકૃતોલ્લાસ ડગમગી ઉઠે એનું નામ બુદ્ધિભેદ. એવા જીવો ખરી રીતે ધર્મમા વધુ પ્રોત્સાહિત કરવા યોગ્ય હોય છે; માટે બોધપરિણતવાળો ભવ્ય આત્મા પોતાના બોધના બળ પર એવુ કાઇ ન બોલે કે જેથી અજ્ઞજનોના બુદ્ધિનો ભેદ થાય દા. ત. અજ્ઞ જીવો ચૈત્યવંદનમા કોઈ અક્ષર અશુદ્ધ બોલતા હોય, મુદ્રાને બરાબર અણીશુદ્ધ સાચવવાનું ન કરી શકતા હોય, પાછા તે સૂક્ષ્મ સુધારાની જિજ્ઞાસા ધરે એવી કક્ષામા ન

હોય, હવે ત્યા જો બોધવાળો જીવ એમ ભાષણ કરે કે, 'શાસ્ત્રમાં તો આવી આવી વિધિ લખી છે, તે ન સાચવો તો ક્રિયા તમારી નકામી છે, એક વિટંબણા છે, એનાથી મહાન આશાતના અને પાપ થાય છે,. ' વગેરે વગેરે, તો પેલાને એમ થાય કે-'આ જાણકાર આમ કહે છે ત્યારે ખરેખર આપણે ભૂલા પડયા છીએ, આ કરીને પાપમાં પડવુ એના કરતાં તો ઘેર બેસો; અથવા, માત્ર પ્રભુના દર્શનથી સંતોષ માનશું ..' ઇત્યાદિ; પછી તો એટલી ય ધર્મપ્રવૃત્તિ અને કદાચ બીજી પણ ધર્મપ્રવૃત્તિ અવિધિના પાપને ભયંકર સમજી છોડી દેશે, અગર નહિ કરે! અને આમ થાય એ યોગ્ય નથી; કેમકે વિષયકષાયની એકાકાર પ્રવૃત્તિમાથી છૂટીને માંડ અહીં આવ્યો છે, ને ધર્મપ્રવૃત્તિમા જોડાયો છે. જેના દિલમા વિધિનો અનાદર નથી, એ કદાચ વિધિ પાળી નથી શકતો અને અવિધિથી ક્રિયા કરે છે, તોય એ એટલા પણ પણ ધર્મક્રિયાના અભ્યાસથી આગળ આવી શકશે. જો બુદ્ધિભેદ થવાથી ધર્મક્રિયા જ છોડી દેશે તો તો પછી એકલા પાપના પરિચયમાં રહેવાનો. એમ સાધુ પ્રત્યે પણ બુદ્ધિભેદ જો થયો તો એમા ય એવુ થવાનું માટે અજ્ઞનો બુદ્ધિભેદ નહિ કરવાનો. એનામાં ક્રિયા કાંઈ નહિ, એકલી ધર્મશ્રદ્ધા હોય, તોય તે પણ ન ભેદાય એ જોવાનું. (૫) ◆ **પ્રજ્ઞાપનીયે નિયોગ:**-બોધપરિણતિ ઉપર સ્થૈર્ય સિદ્ધ કરનારો આત્મા અજ્ઞ જનોને હસે નહિ, કે એનો બુદ્ધિભેદ કરનારૂ બોલેચાલે નહિ, કે પોતાને મળેલ જ્ઞાનસમૃદ્ધિ પોતાનામા જ દબાવી ન રાખે, પરંતુ પ્રજ્ઞાપનીય એટલે કે સમજ લેવાને યોગ્ય આત્માને અવશ્ય એનું દાન કરે; એને જ ચૈત્યવંદનાદિ સમ્યક્ પ્રવૃત્તિમા યોજે, અપ્રજ્ઞાપનીયને નહિ, અપાત્રને નહિ. પ્રજ્ઞાપનીય જીવો અજ્ઞ-અજાણ હોવા છતા આ મોટી વિશેષતાવાળા હોય છે કે એને સાચું સમજાવો, આપો, તો તે ગ્રહણ કરી લેવા તત્પર હોય છે, પોતાનું માનેલું ખોટું હોય તો ય તે પકડી રાખવાના અને પોતાનો કક્કો ખરા કરવાના દુરાગ્રહી નથી હોતા. એવાને તો સમ્યગ્જ્ઞાનનું દાન કરવુ જ જોઇએ; જેથી એનું ય કલ્યાણ થાય, પ્રભુના જ્ઞાનક્રિયાના વારસાની પરંપરા ય ટકે, બીજાના ય હિત થાય, અને પોતાની ય જ્ઞાન પ્રત્યેની કૃતજ્ઞતા સચવાય, તથા ઉત્તમ ભાવદયાની સાધના થાય.

'**સેયં પાત્રતા નામ ..**' આ જે પ્રજ્ઞાપનીય જીવની તત્ત્વજ્ઞાન માટેની પાત્રતા, તેમજ બોધ-પરિણતિ ગુણવાળા જીવની વ્યાખ્યા લેવા માટેની ઉપરોક્ત જે બધી પાત્રતા, એને ખરેખર ! ગુણજ્ઞ યાને ગુણનું મહામૂલ્યાંકન કરનાર પુરુષો બહુ માન્ય કરે છે, આદરે છે, વધાવે છે, કદર કરે છે, સમર્થન કરે છે, કેમકે એ સમજે છે કે વસ્તુના સીધા અમલ કરતાં ય, પહેલાં તો વસ્તુ માટેની પાત્રતા અર્થાત્ યોગ્યતાના ગુણોનું બહુ મહત્ત્વ છે. પાત્રતા વિના ચીજ ફળતી નથી. કેટલીકવાર નુકસાન થાય છે; જેમકે મંત્રથી, પાત્રતા હોય તો જ, સાચી સાધના થઇ શકે, સાધનામા આગળ વધાય. ગુણસ્થાનકની પાયરી પર પાત્રતાથી ચઢી શકાય, ઊંચા ઊંચા જ્ઞાનપ્રકાશ સ્ફુરે. બધું પાત્રતાના પાયા પર ! મૃગાવતીજી પાત્ર હતા તો ગુરુણી ચંદનબાળાના 'પ્રજ્ઞાપનીયે નિયોગ' પર એમણે કેવળજ્ઞાન લીધુ ! વ્યવહારમા ય શું છે ? બીજ યોગ્ય ભૂમિમા સારા ફળ દે છે! સારા રંગ પાત્ર પોત પર ચઢે છે! પાત્ર વિદ્યાર્થી વિદ્યામાં સારો આગળ વધી શકે છે ! તો આત્મહિતના સંબંધમા તો પાત્રતાનું ઊંચું મહત્ત્વ હોય એમા નવાઇ નથી. ◆ પાત્રતા એ તો જાણે મૂર્તિમતી **શમશ્રી** અર્થાત્ ઉપશમ-લક્ષ્મી છે. આત્માના અનંત કલ્યાણનો સાધક ધર્મ, એને શાસ્ત્ર '**ઉપશમપ્રભવ**' અર્થાત્ ઉપશમમાથી જન્મનારો કહે છે પાર્શ્વનાથ પ્રભુના સ્તવનમાં કવિ કહે છે, 'માનવ ભવ, આરજ કુળ, સદ્ગુરુ, વિમળ બોધ મળ્યો મુજને, ક્રોધાદિક સહુ શત્રુ વિનાશી, તેણે ઓળખાવ્યો તુજને.' પ્રભુ ! તારી ઓળખ, અર્થાત્ યથાર્થ મોક્ષમાર્ગ સ્વરૂપ સદ્ધર્મને સ્વયં સિદ્ધ કરનાર, અને વિશ્વને તે તત્ત્વો સહિત દેનાર તરીકે તારી ઓળખાણ, એટલે કે સમ્યગ્દર્શનની પ્રાપ્તિ, એ માનવ ભવ, ..યાવત્ ક્રોધાદિ અનંતાનુબંધી કષાયના ઉપશમથી થઈ. આ ઉપશમ એ એક મહાન આત્મલક્ષ્મી છે, આત્માની સાચી શોભા છે. એ આત્માની આંતરિક વસ્તુ છે, ભાવાત્મક છે, પણ એને મૂર્ત રૂપે જોવી હોય તો પાત્ર જીવની યોગ્ય ચર્યારૂપ પાત્રતા જોવી.

કષાયોના અનાદિના એકાંગી ઉકળાટ શમે, તો જ પાત્રતા પ્રગટે છે. માટે પ્રગટ પાત્રતા એ આતરિક ઉપશમનું બાહ્ય રૂપ છે. ◆ વળી એ પાત્રતા ભાવસંપત્તિ અર્થાત્ આત્મિક સંપત્તિનો સમ્યગ્ આશ્રય છે. માલ-મિલ્કત એ દ્રવ્યસંપત્તિ ! એ તુચ્છ છે, સમતાના અભાવે દુ.ખી કરનારી છે. શમ, દમ, તિતિક્ષા, સંવેગ, વૈરાગ્ય, પરમાત્મભક્તિ, દાનાદિ-ધર્મો, સમતા-સમાધિ વગેરે, એ ભાવસંપત્તિ છે, આત્માને મહાસુખ-દાયિની છે ! આ સારી રીતે આવીને વસી શકે, ટકી શકે, ને વિકસી શકે, તે અપાત્રમા નહિ, પણ પાત્ર જીવમા ! ત્યા પછી ભલે બહુ વિદ્વત્તા કે બહુ તપ ન પણ હોય. માટે એ બધાનો સમ્યગ્ આશ્રય પાત્રતા કહેવાય, વિદ્વતા કે તપ નહિ. અપાત્ર એવા વિનયરત્ન નામના શિષ્યે કાલિકસૂરિજી મહારાજ પાસે વર્ષો સુધી ચારિત્ર પાળ્યુ છતાં અંતે ઉદાયી રાજાનું ખૂન કરી ચાલતો થઇ ગયો ! ત્યારે પાત્ર એવા ૧૫૦૦ તાપસોમાં ગૌતમ મહારાજનું આલંબન મળતા સવેગ, વૈરાગ્ય, ક્ષમાદિ યતિધર્મ, વગેરે એવા ઝટ આવી વસ્યા, અને વિકસ્યા, કે એ તરત કેવળજ્ઞાન સુધી પહોચ્યા ! એમ કુરગડુ, માષતુષ, વગેરે મુનિઓ પાત્રતા ઉપર વીતરાગ-સર્વજ્ઞતા જેવી સર્વોચ્ચ ભાવસંપત્તિ પામ્યા ! માટે બોધપરિણતિવાળો પાત્ર જીવને જ ચૈત્યવન્દનાદિ સમ્યક્ પ્રવૃત્તિમા યોજે, એને અવશ્ય યોજે. ॥ ૫ ॥

## ૬. ઉક્તક્રિયા.

(૯૦) **तथोक्तक्रिया । उक्तस्य विज्ञातस्य, तत्तत्कालयोगिनः तदासेवनसमये तथोपयोग-पूर्वं शक्तितस्तथाक्रिया । नौषधज्ञानमात्रादारोग्यं, क्रियोपयोग्येव तत् । न चेयं यादच्छिकी शस्ता, प्रत्यपायसम्भवादिति ॥ ६ ॥**

**અર્થ:** તથા (છટ્ઠું વ્યાખ્યાંગ) ઉક્તક્રિયા. ૧. શાસ્ત્રે કહ્યા પરથી, ૨ વિશેષરૂપે જાણેલી, (૩) તે તે કાળને યોગ્ય વસ્તુને, ૪.તેના આસેવન-સમયે ચોકસ ઉપયોગપૂર્વક, અને ૫. શક્તિ ઉલ્લઘ્યા કે ગોપવ્યા વિના, ૬. તે મુજબ અમલમા મુકવી, એ ઉક્તક્રિયા કહેવાય (ક્રિયાની જરૂર એટલા માટે છે કે ક્રિયાના અમલ વિના એકલા જ) ઔષધના જ્ઞાનમાત્રથી આરોગ્ય નીપજતુ નથી. જ્ઞાન તો માત્ર ક્રિયામા જ ઉપયોગી છે. (જયારે આરોગ્યમા ઉપયોગી ઔષધગ્રહણની ક્રિયા છે.) અને તે ક્રિયા મન:-કલ્પિત હોય તો પ્રશંસનીય નથી, કેમકે એમા નુકશાનનો સંભવ રહે છે.

**વિવેચન:**-વ્યાખ્યાની ઉત્તમ પ્રાપ્તિ થાય એ માટે છટ્ઠો ગુણ છે **ઉક્તક્રિયા**; એટલે કે શાસ્ત્રવિહિતનો અમલ. આત્મા એકલું જ્ઞાન મેળવે એટલુ જ બસ નથી, પરંતુ સાથે જાણેલાને અમલમા ઉતારે, અસત્ પ્રવૃત્તિ ઘટાડતો આવે, અને સત્પ્રવૃત્તિ વધારતો આવે, એ પણ જરૂરી છે. તો જ જ્ઞાનની એને કિંમત છે એમ ગણાય. **ज्ञानस्य फलं विरति.** જ્ઞાનની સફળતા વિરતિમા છે, પાપ કાર્યો અને રાગ-દ્વેષાદિ પ્રમાદથી વિરામ પામી અપ્રમત્ત શુભ ચર્યામા ઉદ્યત બનવામાં છે. **'सा विद्या या विमुक्तये'** વિદ્યા તે છે કે જે આત્માને શુભ વૃત્તિ ને શુભ પ્રવૃત્તિ દ્વારા હિંસાદિ પાપો, ક્રોધાદિ કષાયો, ઇન્દ્રિયવશતા, નિદ્રાવિકથાદિ પ્રમાદ, વગેરેમાથી મુક્ત કરાવતી કરાવતી અંતે સર્વ સંસારથી મુક્ત કરાવનારી હોય. માટે વ્યાખ્યાજ્ઞાન મેળવવાની યોગ્યતાનું માપ, જાણુવા પાછળની ગરજ પરથી કાઢવુ જોઇએ. તે જીવ-નમા 'ઉક્તક્રિયા' અર્થાત્ જાણેલાનો શક્ય અમલ કરવા પરથી જણાય. અમલ નથી કરવો, કોરૂ જ્ઞાન જોઇએ છે, એનો અર્થ એ કે જ્ઞાનની જવાબદારી નથી જોઇતી, આગળ વધવાનુ નથી જોઈતું, તો એકલી પંડિતાઇ માટે જો જોઇએ છે, તો તે પછીથી મદ, ક્ષુદ્રતા વગેરે દુર્ગુણોને પોષશે ! કહ્યું છે, **'जहा खरो चंदण भारवाही, भारस्स भागी न हु चंदणस्स । एवं खु नाणी चरणेण हीणो, भारस्स भागी, न हु सुग्गईए'** ॥ આચરણ વિનાનો જ્ઞાની ગધેડાની જેમ ભારનો ભાગી છે, પણ સદ્દગતિનો નહિ માટે

આચરણુ, અમલ જોઇએ. આ 'ઉક્તક્રિયા' ગુણમા ૬ મુદ્દા છેઃ-(૧) શાસ્ત્રે કહેલું, (૨) તે વિશેષરૂપે જાણેલું હોય, (૩) કાળને યોગ્ય કરાતુ હોય, (૪) ઉપયોગપૂર્વક, (૫) યથ.શક્તિ, અને (૬) જાણ્યા મુજબ કરાય.

◆ (૧) અમલમા જે ઉતારવાનું, તે શાસ્ત્રે કહેલું હોય. '**साधवः शास्त्रचक्षुष.**' સત્પુરુષો શાસ્ત્રની આખે જોનારા હોય; પ્રવૃત્તિમાત્ર શાસ્ત્રને અ ગળ કરીને કરતા હોય; કેમકે એ સમજે છે કે 'પૂર્ણ જ્ઞાન વિનાનાને સર્વજ્ઞના શાસ્ત્ર એ દીનાદાંડી છે, ખરાબે નહિ અથડાવા દે; સર્વજ્ઞનાં શાસ્ત્ર એ સુકાની છે, યોગ્ય રાહે લઈ જઈ ઠેઠ પરમપદ મોક્ષ સુધી પહોચાડશે; માટે શાસ્ત્રે કહેલું જોવાનું, ને આચરવાનું.' પરંપરાને પણુ શાસ્ત્રે માન્ય કરવાની કહી છે, માટે તે પણુ શાસ્ત્રે કહેલામા આવી જાય છે. ◆ (૨) શાસ્ત્રે કહેલું વિષય-વિભાગ કરીને વિશેષરૂપે અર્થાત્ એમા ભાવ શો, અંતિમ તાત્પર્ય શું, આગળ પાછળનો સંબધ શો, ઉત્સર્ગ રૂપે છે કે અપવાદ રૂપે છે, વગેરે વિવેક અને સૂક્ષ્મ-નિપુણુ મતિ યોજીને સારી રીતે જાણેલુ હોવુ જોઇએ. તો અમલ યથાયોગ્ય થઇ શકે. ◆ (૩) અમલમા ઉતારવાનું એ, તે તે કાળને યોગ્ય અર્થાત્ સમ્યગ્ના અનુષ્ઠાનોના કહેલા, તે તે સમય પ્રમાણે સુનિશ્ચિત વિષય-વિભાગ કરીને આચરવાનું. દા. ત. ગૃહસ્થને શાસ્ત્રે જિનભક્તિ અને જિનવાણીનું શ્રવણુ આદરવાનું કહ્યું, તો જિનભક્તિના કાળે તે આચરવાની, જિનવાણી શ્રવણુના કાળે તે શ્રવણુ કરવાનું. એકના ભોગે બીજું, કે એકના કાળે બીજું નહિ આદરવાનું. વિશેષ પ્રસગમા જુદી વસ્તુ છે. ◆ (૪) વળી અમલ ઉપયોગ-પૂર્વક અર્થાત્ મનના સચોટ જાગતા અને ચોકસરૂપના ખ્યાલવાળો જોઇએ; શૂન્ય કે રખડતા મનથી નહિ, અથવા ઉપર ઉપરનો ખ્યાલ રાખીને નહિ, અગર ભળતા ભાવથી કે શંભુમેળા જેવા ભાવથી નહિ. દા. ત. ચોવીસ જિનની નામ-સ્તુતિરૂપ 'લોગસ્સ' સૂત્ર ને ભક્તિના ભાવથી, અને 'ઇરિયાવહિય' પ્રતિક્રમણુ સુત્રને પશ્ચાત્તાપના ભાવથી, એમાય 'લોગસ્સ'ના પદે પદે વિશેષણુ યા પ્રભુના નામ વગેરે જે આવે, તે દરેકની ઉપર બરાબર લક્ષ રાખીને ઉચ્ચારણુ થાય. 'ઇરિયાવહિય'ના પદે પદે જીવના યા વિરાધનાના દરેક નામ પર પાકો ખ્યાલ જોઇએ. 'નમુત્થુ ણુ' બોલતા પદે પદે પ્રભુની નિરનિરાળી દરેક વિશેષતા પર ખ્યાલ જોઈએ. વ્યાખ્યાજ્ઞાન મેળવવા પાછળ આ અમલ જોઇએ. ◆ (૫) જાણેલાનો અમલ કરવાનો તે યથાશક્તિ કરવાનો, અર્થાત્ શક્તિને ઉલ્લઘ્યા કે ગોપવ્યા વિના કરવાનો. કારણુ કે શાસ્ત્ર કોઇ એક વ્યક્તિ નહિ પણુ જનસમુદાય માટે રચાયા છે, એટલે તે અનેક કક્ષાની સાધનાઓ, સત્પ્રવૃત્તિઓ બતાવે; પણુ સાધકે પોતાનું ગજું માપીને સાધવાનું, ગજા ઉપરાતનું નહિ આચરવાનું, નહિતર આઘા જઇને પાછા પડવાનું થાય ! પાર પાડી શકે નહિ, મન મુઝાય, અસમાધિ થાય, 'કયાં આ મે ઉપાડયુ ?' એમ ઉદ્વેગ થાય, યાવત્ ધર્મ પ્રત્યે અભાવ, અરુચિ થવાનો ય પ્રસંગ સંભવે, માટે શક્તિ ઉલ્લંઘીને કરવાનું નહિ. પણુ એનો એ અર્થ નથી કે 'શક્તિની ચોરી રાખીને કરવાનું,' અમલમાં શક્તિ ગોપવવાની પણુ નહિ. ગોપવેલી શક્તિ વેડફાઈ જાય છે. દાનવૃત્તિમા, તપમા, ત્યાગમાં ને જ્ઞાનધ્યાન-ભક્તિ-વૈયાવચ્ચ વગેરેમાં જેમ જેમ શક્તિ ખરચાય છે તેમ તેમ કર્મનો ક્ષયોપશમ વધે છે, તેથી તે તે શક્તિ વધે છે. એના પ્રત્યક્ષ દાખલા જોવા મળે છે. માટે પૂરી શક્તિનો સદુપયોગ કરી લેવાનો; કેમકે મહાકિમતી શક્તિઓ મળી છે, તે હાથમા છે ત્યા સુધી જ અપૂર્વ સુકૃત અને ભાવી દીર્ઘ કાળના કલ્યાણુલાભ ઉપાર્જી લેવાને અવસર છે, અવકાશ છે. ▲ (૬) શાસ્ત્ર-વ્યાખ્યાનથી જાણેલાનો યથાશક્તિ અમલ પણુ જાણ્યા મુજબ કરવાનો; અર્થાત્ જાણ્યુ તો ખરૂ, પણુ અમલ પોતાની મરજી મુજબનો કે પ્રમાદભર્યો ન હોવો જોઇએ, જેથી જાણેલું વાઝીયું રહી જાય, ને અનાદિની સ્વચ્છદાચારિતા શાસ્ત્રનો નિર્મળ બોધ મળ્યા પછી પણુ ઉભી રહે, પોષાયા કરે ! એમ જાણેલાનો યથાશકય અમલ અવશ્ય કરવો જ જોઇએ. આ ઉત્તમ ભવમા સમ્યગ્ જ્ઞાનના અજવાળા મળ્યા પછી ચોકસ અને સચોટ રૂપે શકય સર્વ હિતની પ્રવૃત્તિ, તથા અહિતના થોકની શકય નિવૃત્તિ નહિ થાય, તો પછી બીજા કયા અંધારિયા ભવમા એ થઈ શકશે ?-

એનો ગંભીર હૃદયસ્પર્શી વિચાર કરી બોધપરિણુતિવાળો ઉક્તક્રિયાનો અવશ્ય ખપી બનનારો હોય.

◆ **ઔષધના દૃષ્ટાન્તથી ક્રિયાની ઉપયોગિતા:** જ્ઞાનની સફળતા ક્રિયામા છે, એ વસ્તુ ઔષધમા દેખાય છે, કેમકે ઔષધના જ્ઞાનમાત્રથી રોગ નષ્ટ થઈ આરોગ્ય મળતુ નથી, પણ ઔષધ વાપરવાની ક્રિયા પણ કરવી પડે છે; તો જ આરોગ્ય મળે છે. માટે ઠીક જ કહ્યું છે કે '**જ્ઞાનક્રિયાભ્યાં મોક્ષ:**' જ્ઞાન અને ક્રિયા બંનેથી ભવરોગ મટીને મોક્ષ-આરોગ્ય નીપજે છે. આરોગ્યમાં ખરૂ જોતા ઔષધની ક્રિયા (પ્રયોગ) ઉપયોગી છે, પરંતુ તે ગમે તેમ યાને યથેચ્છ ઔષધની ક્રિયા નહિ, કેમકે તેથી તો ઉલટું નુકસાન થવા સંભવ, કિન્તુ યથાર્થ ઔષધ-ક્રિયા ઉપયોગી છે, એ માટે યથાર્થ ઔષધ-જ્ઞાન જરૂરી છે તેથી ઔષધનું જ્ઞાન યથાર્થ ઔષધક્રિયામા જ ઉપયોગી થયું, ને યથાર્થ ઔષધક્રિયા આરોગ્યમા કારણ બની. નદી પાર કરી જવામા પણ એકલું તરવાનું જ્ઞાન કામ નથી લાગતુ, મુખ્ય તો તરવાની ક્રિયા જોઇએ છે. એમ વ્યાખ્યાનુ જ્ઞાન મેળવ્યાથી નિસ્તાર નથી, જાણ્યા મુજબનો અમલ જોઈએ. વળી, જાણવાનું જરૂરી એટલા માટે કે યથાર્થ ક્રિયા, ને યથાર્થ વિધિનું જ્ઞાન થાય. મનઘડંત ક્રિયા વ્યવહારમા ય નથી ચાલતી, તો ધાર્મિક અર્થાત્ આત્મિક બાબત કે જ્યા ક્રિયાના ફળ અતીન્દ્રિય હોય છે, ત્યાં કેમ ચાલે ? કયાથી સફળ બને ? એમા તો કેવી ક્રિયાવિધિથી કર્મક્ષયાદિ ઈષ્ટ ફળ નીપજે એ અતીન્દ્રિયદષ્ટા સર્વજ્ઞ ભગવાને યથાર્થ જોઈને કહેલું જ યથાર્થ હોય, માટે એમના માર્ગદર્શન મુજબ જ વર્તવુ-કરવું પડે. એ છોડીને યથેચ્છ રીતે, દા. ત. 'ચારને બદલે પાચ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરીએ તો શો વાધો ? અધિકસ્ય અધિક ફલ' એમ ગબડાવે એ નુકશાનકારી કેમકે એ કાઉસ્સગ્ગ એ પ્રાયશ્ચિત્તરૂપ છે, દવારૂપ છે. દવા તો માપસર જ લેવાય. યથેચ્છ વર્તાય તેમા તો ઉલટુ (૧) પહેલુ નુકસાન તો એ કે જ્ઞાની અને જ્ઞાનીના વચનના અનાદરનુ પાપ ! (૨) અનાદિની સ્વચ્છંદ-વૃત્તિ ને અહંભાવનું પોષણ ! (૩) ક્રિયાના વિપર્યાસથી કર્મબંધ ! (૪) પ્રાપ્ત કરેલા શાસ્ત્રજ્ઞાનની નિષ્ફળતા ! (૫) ઉપરાંત, જાણવા છતાં એ રીતે કરવાના અખાડા, એમા હૃદયની ધિટ્ઠાઈનુ પોષણ ! (૬) ક્રિયા કરવા છતા એનું ફળ ગુમાવવાનું ! આવા આવા નુકસાન છે, માટે યથેચ્છપણે નહિ, પણ શાસ્ત્રે કહ્યા પ્રમાણે ક્રિયા કરવાની, અને તે અવશ્ય કરવાની, એનુ નામ 'ઉક્તક્રિયા' ॥૬॥

## ૭ અલ્પભવતા.

(૯૦)-तथा अल्पभवता व्याख्याङ्गं, प्रदीर्घतरसंसारिणस्तत्त्वज्ञानायोगात् । तत्र, अल्पः-पुद्गलपरावर्तादारतो, भवः संसारो, यस्य तद्भावः अल्पभवता । न हि दीर्घदौर्गत्यमाज् चिन्तामणिरत्नावाप्तिहेतुः । एवमेव नानेकपुद्गलपरावर्तभाजो व्याख्याङ्गमिति समयसारविदः॥ अतः साकल्यत एतेषां व्याख्यासिद्धिः, तस्याः सम्यग्ज्ञानहेतुत्वादितिसूक्ष्मधियालोचनीयमेतत् ।

**અર્થ** - તેવી રીતે (સાતમુ) વ્યાખ્યા-અંગ, વ્યાખ્યાજ્ઞાન પ્રાપ્ત કરવામા જરૂરી અલ્પભવતા (અલ્પસંસારીપણુ) છે, કેમકે અતિ દીર્ઘ સંસાર હોય એને તત્ત્વજ્ઞાન થતુ નથી. 'અલ્પભવતા' શબ્દમા 'અલ્પ' એટલે એક પુદ્ગલ-પરાવર્ત કાળની અંદરનો, 'ભવ' એટલે સંસાર, જેને છે (તે 'અલ્પભવ',) તેપણુ એ 'અલ્પભવતા'-દીર્ઘ દરિદ્રતાવાળો ચિંતામણિરત્નની પ્રાપ્તિમા કારણ નથી બનતો. એ જ પ્રમાણે અનેક પુદ્ગલપરાવર્ત કાળવાળો એ વ્યાખ્યા (પ્રાપ્તિ)નુ અંગ નથી બનતો; એમ શાસ્ત્રરહસ્યના જાણકારો કહે છે ।૭॥ આ સમસ્ત(સાતે ય અંગો)થી એમને વ્યાખ્યાની પ્રાપ્તિ થાય છે, કેમકે એ જ સમ્યગ્જ્ઞાનનું કારણ છે એ સૂક્ષ્મ બુદ્ધિથી વિચારણીય છે

વિવેચન સાતમુ વ્યાખ્યા-અંગ અલ્પભવતા છે. 'અલ્પભવ' એટલે એક પુદ્ગલ-પરાવર્ત કાળની અંદર હવે બાકીનો સંસાર છે જેમને તે. હવે જેમને એટલા કાળમા મોક્ષે જવાનું જ છે, માટે સંસારમા હવે જેમને એથી વધારે નથી રહેવાનું તે અલ્પભવી જીવ કહેવાય. એને એ વિશેષતાએ 'અલ્પભવતા' નામનો ગુણ, એ પણ વ્યાખ્યાપ્રાપ્તિમા કારણ છે. એવાને જ વ્યાખ્યાનું જ્ઞાન સિદ્ધ થઈ શકે. એનુ કારણ એ છે કે અતિ દીર્ઘ અર્થાત્ એક પુદ્ગલ-પરાવર્ત કાળથી અધિક કાળ જેટલા સંસાર-ભ્રમણવાળાને તત્ત્વજ્ઞાન જ સ્પર્શી શકતું નથી, પછી સૂત્ર-વ્યાખ્યાના જ્ઞાનની વાતે ય શી ?

પ્ર૦-જિજ્ઞાસા, ગુરુયોગ વગેરે તો ઉપયોગી અંગ ગણાય પણ કાળ શી રીતે ઉપયોગી ?

ઉ૦-કાળ તો બીજે પણ ઘણુ જરૂરી અંગ છે, દા. ત. ગર્ભ કાળે જ તૈયાર થાય છે, ફળ કાળે જ પાકે છે, યુવાની કાળે જ આવે છે, વગેરે; તો કાળ તત્ત્વજ્ઞાન માટે કેમ જરૂરી ન હોય ? નહિતર તો વ્યવહાર રાશિમા આવ્યા પછી, અર્થાત્ અનાદિ કાળના સૂક્ષ્મ નિગોદ સાધારણ વનસ્પતિ કાયના નિવાસ પછી બાદર નિગોદ, પૃથ્વીકાયાદિ સ્થાવર કાય, બેઈન્દ્રિયપણું, વગેરેમાં આવ્યા પછી જીવ કેટલીયવાર મનુષ્યપણું ય પામે છે, સામગ્રી ય પામે છે, છતાં ત્યાં તેને તત્ત્વજ્ઞાન કેમ નથી થતું ? કહો કે, જેમ જેની લાબી દરિદ્રતા સર્જાયેલી હોય તેને ચિંતામણિરત્ન કે બીજાં રત્નોની પ્રાપ્તિ થઈ શકતી નથી, તેમ અતિ દીર્ઘ અર્થાત્ એક પુદ્ગલ પરાવર્તથી અધિક સંસારકાળ જેને હજી ઉભો છે તેનામા તત્ત્વજ્ઞાન સ્પર્શવાની યોગ્યતાના અભાવે તેને તે પ્રાપ્ત થતું નથી; માટે એવો જીવ વ્યાખ્યાજ્ઞાનનું પણ કારણ ન બની શકે. એ તો પહેલા કહ્યુ જ છે કે અહીં જ્ઞાન ખાલી જાણવારૂપ નથી લેવાનું પણ રુચવારૂપ, પરિણમવારૂપ લેવાનું છે. અતિ દીર્ઘ સંસારવાળાને, નિયત દિનના તાવવાળાની જેમ, મધુર ભોજનની માફક તત્ત્વ જાણવા છતા, એની રુચિ જ થતી નથી. માટે તો '**ચરમાવર્તની બીસી**'મા કહ્યું કે, 'બાળક ફેરફૂદડી ફરવાનુ બંધ કર્યા પછી પણ ઉત્પન્ન થયેલી ભ્રમણશક્તિના યોગે ખર્યું ભમતું નહિ છતા ભમતું દેખે છે; એવી રીતે અતિ દીર્ઘ સંસાર-ભ્રમણની શક્તિના યોગે ત્યાજય પદાર્થો ઉપાદેય નહિ છતા એને ઉપાદેય તરીકે અને ઉપાદેય તત્ત્વ ત્યાજય નહિ છતા એને ત્યાજય તરીકે જુએ છે. તાત્પર્ય, તત્ત્વ એના યથાર્થ રૂપમા અતિ દીર્ઘ સંસારીને રુચતુ જ નથી; ચરમાવર્ત કાળમાં આવ્યા પછી જ રુચે. તેથી એ દીર્ઘ કાળ આગળ તીર્થંકર દેવ જેવાનુ પણ નિમિત્ત અકિંચિત્કર બને છે. માટે એવાને વ્યાખ્યાજ્ઞાન દેવાય નહિ, તેમ દો તો ય એ પામી શકે નહિ.

ઉપસંહાર આ સાતે ય વ્યાખ્યાના અંગ સમસ્તપણે કાર્ય કરે છે, અર્થાત્ એકલી જિજ્ઞાસા, એકલો ગુરુયોગ, કે માત્ર એ બે, વ્યાખ્યાન પ્રાપ્ત કરાવી શકે નહિ; કિન્તુ જિજ્ઞાસાથી માડી અલ્પભવતા સુધીના સાતે સાત ગુણ તે કરાવી શકે, કેમકે તે રીતે જ લીધેલી વ્યાખ્યા સમ્યગ્ બોધનુ કારણ બને છે. આ સૂક્ષ્મ બુદ્ધિએ વિચારી, ગોઠવવા જેવું છે. અધિકાર અને વિધિપૂર્વક વસ્તુ પ્રાપ્ત કરવી એ જુદું; ને એમજ તફડાવી કરવી એ જુદું ! એમ નહિ કહેવુ કે 'વ્યાખ્યા આપવામાં આટલું ઝીણવટથી જોવાને બદલે તે ગુણો વિનાના જીવની દયાભાવનાથી આવી સુદર વ્યાખ્યા આપતાં શુ સુધારો નહિ થાય ?' કારણ એ છે કે એ ગુણો વિનાનો જીવ તો વ્યાખ્યામાથી સીધું લેવાને બદલે ઉંધુ લેશે ! સામા ઇસ્યુ (દલીલ) ધરશે ! સૂક્ષ્મ રહસ્યો સાભળતાં રુચિને બદલે કદાચ વધારે અરુચિ ઉભી કરશે ! કીર્તિ-માનપાનાદિની આશંસા પોષશે ! ઇત્યાદિ નુકસાનો સાતના દરેક ગુણમા કહેલ વર્ણનના અનુસારે જાણવા ! એના બદલે સાતે ય ગુણવાળાને આપેલી વ્યાખ્યા કોઇ નુકસાન તો નહિ પણ સુંદર તત્ત્વ-પરિણમન, નક્કર આત્મ-શોધન-સંશોધન, સ્વપર કલ્યાણ-સાધન, વગેરે અદ્ભુત લાભ કરે છે. માટે ઉપલક દૃષ્ટિએ જોવા અને ધોરણ બાંધવા કરતા સૂક્ષ્મ બુદ્ધિએ વિચારી નિર્ણય કરવા યોગ્ય છે.

## નમોત્થુ ણં અરહંતાણં

(લ૦–) तत्र 'नमोऽस्त्वर्हद्भ्य' इत्यत्र 'अस्तु,भवतु' इत्यादौ प्रार्थनोपन्यासः 'दुरापो भावनमस्कारः, तत्त्वधर्म्मत्वाद्, अत इत्थं बीजाधानसाध्य' इति ज्ञापनार्थम् ।

**અર્થ:**—ત્યા 'નમોત્થુ ણું અરહંતાણું' એમાં 'ત્થુ' અર્થાત્ 'અસ્તુ, ભવતુ' વગેરેમા પ્રાર્થનાની રજુઆત એમ સૂચવવા માટે છે કે 'ભાવ-નમસ્કાર એ દુર્લભ છે, કેમકે એ તાત્ત્વિક નમસ્કાર-ધર્મ છે; એટલા માટે આ રીતે બીજાધાનથી સિદ્ધ કરવા યોગ્ય છે.

**વિવેચન:**—હવે 'પ્રણિપાતદંડક' (નમોત્થુ ણુ) સૂત્રના દરેક પદની વ્યાખ્યા શરૂ થાય છે એમા 'નમોત્થુ ણું અરહંતાણું'–એનો અર્થ 'અરિહંત પરમાત્માને મારો નમસ્કાર હો,' એ છે. અહી 'ત્થુ'= અત્થુ, અસ્તુ, ભવતુ વગેરેમાં 'થાઓ' એમ કહીને પ્રાર્થનાનુ સૂચન છે. અર્થાત્ સૂત્રકારે ભાવ–નમસ્કારની પ્રાર્થના રજૂ કરી છે એ સૂચવે છે કે 'ભાવ–નમસ્કાર કરવાનો હુ દાવો નથી કરી શકતો, પરંતુ મને એ કરવાનું મળે એ માટે પ્રાર્થના કરૂ છુ' સૂત્રકાર ગણધર ભગવાન કે જેઓ સ્વયં 'દ્વાદશાગી' અને એમા ચૌદ 'પૂર્વ'ની રચના કરનારા છે, સર્વશ્રેષ્ઠ શ્રુતજ્ઞાનના ધણી છે, એ દાવો નહિ પણ પ્રાર્થના કરીને ભાવ–નમસ્કારની મહા–દુર્લભતા સૂચવે છે એ કરવાનુ સામર્થ્ય, એ કરવાની યોગ્યતા, મળવી અતિ દુષ્કર છે. એનું કારણ એ છે કે એ નમસ્કાર તો તાત્ત્વિક સ્વરૂપવાળો છે, અને તે તો સામાન્ય રીતે કેટલાય જન્મોની ઉચ્ચ-ઉચ્ચતર સાધના સગૃહીત થાય અને હવે ફળ મળવાની તૈયારી હોય, ત્યારે એ મળે! એટલી ઉંચી ચીજ એ છે.

પ્ર૦-ભાવ નમસ્કારને નમસ્કારના તાત્ત્વિક સ્વરૂપવાળો કહ્યો, તો શુ બીજા નમસ્કાર એવા નહિ?

ઉ૦–અપેક્ષાએ નમસ્કાર ખરા, પરતુ ગૌણ નમસ્કાર, વ્યવહારથી નમસ્કાર. એ દ્રવ્ય નમસ્કાર છે, એમા તાત્ત્વિક નમસ્કારધર્મ અર્થાત્, પૂર્વોક્ત અને હવે કહેશે તે ભાવસકોચાત્મક પૂજાનું સ્વરૂપ અને એના વીતરાગતા–ફળને તુરત ઉત્પન્ન કરવાનુ સામર્થ્ય નહિ. એ તાત્ત્વિક ધર્મ તો અરિહંતને કરાતા ભાવ–નમસ્કારમા છે, કે જે અતિ ઊંચો અપૂર્વ યોગ છે, અને જે આત્માનુ વિશિષ્ટ ઊર્ધ્વીકરણ કરી સાધેલી ઉચ્ચ આત્મદશાએ પ્રાપ્ત થાય છે!

તો પૂછવાનુ મન થાય કે પ્રારંભિક અવસ્થાવાળાને કોઈ સ્થાન ખરૂ? તો કહ્યુ કે હા, ભાવ–નમસ્કારની પ્રાર્થના કરો, દિલથી ઝખના કરો કે અરિહંતના પ્રભાવે એ અવશ્ય પ્રાપ્ત થાય. અલબત એકલી પ્રાર્થના કરીને બેસી નથી રહેવાનુ, પરતુ એ પામવાના એક માત્ર હેતુથી ઊંચા ઊંચા દ્રવ્ય નમસ્કાર ખૂબ કરવાના છે, ભાવ–નમસ્કારરૂપી ફળને પેદા કરે એવા વૃક્ષના બીજનુ આરોપણ કરવાનુ છે. ધર્મ એક વૃક્ષ છે એનુ બીજ વાવવુ પડે, એમાથી ઝાડ ઉગે અને ફળ આવે. નિશ્ચયનય ઇષ્ટ ફળને પેદા કરે તેને નમસ્કાર કહે છે શુદ્ધ વ્યવહાર નય ફળ પેદા કરવાના જ એક હેતુથી એ માર્ગે લઈ જાય તેને નમસ્કાર તરીકે જણાવે છે. તાત્પર્ય, વીતરાગને નમસ્કાર વીતરાગ બનવા માટે કરો, વીતરાગતાની દિશાએ ચલાવે તેવો કરો. અરિહંતને નમસ્કાર માત્ર કુલાચારથી કે શૂન્ય મગજે થાય, કે દુન્યવી

લાભની આકાંક્ષાએ નમસ્કાર તો થતો હોય, પરંતુ એમાંથી ફળ ન આવે. આપણે તો વીતરાગત'ની દિશાએ ચલાય, અને ભાવ-નમસ્કાર કરવાની અવસ્થાએ પહોંચાય, એવું કરવાનું છે. તે આ રીતે એના બીજનું આરોપણ કરવાથી થાય. -

## ધર્મવૃક્ષનાં બીજ, અંકુર વગેરે.

(લ૦-)उक्तं च,

"विधिनोप्ताद्यथा बीजादङ्कुराद्युदयः क्रमात् । फलसिद्धिस्तथा धर्मबीजादपि विदुर्बुधाः ॥१॥
वपनं धर्मबीजस्य सत्प्रशंसादि तद्गतम् । तच्चिन्ताद्यङ्कुरादि स्यात्फलसिद्धिस्तु निर्वृतिः ॥ २ ॥
चिन्ता सच्छ्रुत्यनुष्ठानं देवमानुषसंपदः । क्रमेणाङ्कुरसत्काण्डनालपुष्पसमा मताः ॥ ३ ॥
फलं प्रधानमेवाहुर्नानुषङ्गिकमित्यपि । पलालादिपरित्यागात् कृषौ धान्याप्तिवद् बुधाः ॥ ४ ॥
अत एव च मन्यन्ते तत्त्वभावितबुद्धयः । मोक्षमार्गक्रियामेकां पर्यन्तफलदायिनीम् ॥५॥ इत्यादि ।

અર્થ: કહ્યું છે કે, (૧) જેવી રીતે વિધિથી વાવેલા બીજમાંથી ક્રમશઃ અંકુરાદિ ઉગે છે, અને ફળ પાકે છે, તેવી રીતે ધર્મબીજમાંથી પણ (થવાનું) વિદ્વાન પુરુષો જાણે છે. (૨) ધર્મ સંબંધી શુદ્ધ પ્રશંસાદિ એ ધર્મ બીજનું વાવેતર છે. ધર્મ-અભિલાષાદિ એ અંકુર વગેરે છે, જ્યારે મોક્ષ એ ફળ-પાક છે (૩) ધર્મની અભિલાષા, સમ્યક્શ્રવણ, અનુષ્ઠાન, (એથી) દેવ-મનુષ્ય સંબંધી સંપત્તિઓ, એ ક્રમશઃ અંકુર, સમ્યક્ કાંડ, નાળ અને પુષ્પ સમાન માનેલા છે. (આમા સંપત્તિને ફળ ન કહ્યુ, કેમકે (૪) વિદ્વાનો ફળ મુખ્યને જ કહે છે, નહિ કે આનુષંગિકને પણ. દા. ત. ખેતીમા પલાળ (ઘાસને)ને છોડીને ધાન્ય પ્રાપ્તિ (એ જ ફળ છે,) (૫) અને એટલા જ માટે તત્ત્વથી ભાવિત બુદ્ધિવાળા એકલી મોક્ષમાર્ગની ક્રિયાને અંતિમ ફળ (મોક્ષ) આપનારી માને છે.

વિવેચન: પૂર્વાચાર્યોએ કહ્યુ છે કે જેવી રીતે વિધિપૂર્વક બીજ વાવ્યુ હોય તો એમાથી અંકુરો ફૂટે છે, દાંડી આવે છે, તથા પાદડા અને પુષ્પ આવીને છેવટે ફળ તૈયાર થાય છે; તેવી રીતે ધર્મના બીજને વાવવાથી એના અંકુર વગેરે થઈને ફળ પર્યંતની ઉત્પત્તિ થાય છે, એમ વિદ્વાન પુરુષોનું કહેવું છે ત્યારે પ્રશ્ન થાય કે

પ્ર૦ ધર્મબીજનું વાવેતર અને અંકુરાદિ એટલે શું ?

ઉ૦-ધર્મની શુદ્ધ પ્રશંસા, કુશળ ચિત્ત અને ઉચિત કૃત્યનુ સેવન, એ ધર્મબીજનું આરોપણ છે, વાવેતર છે, ત્યારે ધર્મની તીવ્ર અભિલાષા વગેરે, એ અંકુરાદિ છે, . યાવત્ મોક્ષ એ ફળ પ્રાપ્તિ છે,

ધર્મ બે પ્રકારે.-શ્રુત-ધર્મ અને ચારિત્ર-ધર્મ. શ્રુતધર્મમાં પાંચ પ્રકારનો સ્વાધ્યાય અર્થાત્ શાસ્ત્રની વાચના=ભણવુ, ભણાવવુ, પૃચ્છના=શંકા-જિજ્ઞાસા પૂછવી, પરાવર્તના=ભણી ગયેલા સૂત્ર-અર્થની આવૃત્તિ કરવી, અનુપ્રેક્ષા=ભણેલા ઉપર ચિંતન મનન કરવું, અને ધર્મકથા=ધાર્મિક પદાર્થોની ચર્ચા-વિચારણા કરવી, એ આવે. એવી રીતે સમ્યક્ શાસ્ત્રોને લખાવવા; યોગ્ય જીવોને એનું દાન કરવુ, વાચનાદિ યોજાવવા, બીજાને એના પ્રેરક-સહાયક થવું, ઈત્યાદિ શ્રુતધર્મની ઉપાસના છે. ચારિત્ર ધર્મમાં સર્વવિરતિ ચારિત્રરૂપી યતિધર્મ, અને દેશવિરતિ ચારિત્રરૂપી શ્રાવકધર્મ આવે યતિધર્મમાં ક્ષમા-મૃદુતાદિ દશ ધર્મ, અહિંસાદિના પાંચ મહાવ્રત,, પાચ સમિતિ, ત્રણગુપ્તિ, પંચાચારનું પાલન વગેરે આવે. શ્રાવક ધર્મમા સમ્યક્ત્વમૂળ સ્થૂલ અહિંસાદિ બાર વ્રત, અને એને ટકાવનાર, નિર્મળ અને પુષ્ટ કરનાર જિનભક્તિ, સાધુ સેવા, દાન-શીલ-તપ-ભાવના, ને માર્ગાનુસારી વગેરે ગુણો આવે.

ધર્મબીજનું આરોપણઃ ધર્મની શુદ્ધ પ્રશંસા કરવી, કુશળ ચિત્ત, કુશળ ચિંતન કરવુ, ને ઉચિત કૃત્યનું આચરણ કરવુ, એ ધર્મબીજનું વાવેતર કરવા રૂપ છે ◆ ધર્મની શરૂઆત ધર્મ પ્રશંસાથી થાય છે. ધર્મનો મહિમા લાગે, ધર્મનો પ્રભાવ જણાય, ધર્મ તરફ આકર્ષણ થાય, સંભ્રમ-આશ્ચર્યકારી ભાવ થાય, ત્યારે જે ઉદ્દ્ગાર નિકળે કે 'અહો! કેવો સુદર ધર્મ ! કેવો મહાન ધર્મ ! કેવો ઉપકારી ધર્મ ! '. વગેરે, એનુ નામ ધર્મપ્રશંસા આ કરી એનો અર્થ એ, કે આત્મારૂપી ખેતરમા ધર્મનું બીજ પડયુ. એ હવે કયારે ને કયારેય ઉગવાનું. સઘયાત્રા-ઉત્સવ-વરઘોડા વગેરે શાસન-પ્રભાવનાના કાર્યો દેખી જૈનેતરોને આ પ્રશંસા થાય છે, એ એનામા ધર્મ-બીજારોપણનું મહાન કાર્ય થયુ કહેવાય, માટે પ્રભાવક કાર્ય કરનારે તો ધર્મબીજની લહાણી કરી! જૈનેતરને આમ, તો જૈનને તો સમ્યક્ ધર્મના પ્રત્યેક અંગની જયા કયાંય સાધના થતી હોય તેની પ્રશસા જોઇએ જ. તો જ બીજ-અવસ્થામા ય આવે, નહિતર તો જો બીજ પણ નહિ, તો ઉપરની વાતે ય શી ? દુશ્મનનું પણ ધર્મકાર્ય, ઇર્ષ્યા અસૂયા કે અવગણનાની દૃષ્ટિએ ન જોવાય મુમુક્ષુ પુત્રાદિને કદાચ ચારિત્ર લેવામા સંમતિ ન અપાતી હોય તોય ચારિત્ર ધર્મની પ્રશંસા તો જોઇએ જ. એમ કોઇનો પણ ત્યાગ, તપ, દાન, જ્ઞાન, સયમ વગેરે ધર્મ જોઇને 'ધન્ય છે, આવો ધર્મ થઈ રહ્યો છે ! ' એમ ધર્મ પ્રશસા ન થતી હોય તો મૌલિક વાધો છે દાનાદિધર્મનું બીજ જ ન હોય પછી ગમે તેટલું દાન-શીલ વગેરે કરે, એથી શુ ? ◆ વળી ધર્મપ્રશસા શુદ્ધ જોઇએ. શુદ્ધ એટલે પૂર્વે કહ્યું તેમ **उपादेयधियात्यन्त** તે તે ધર્મમા કર્ત્તવ્ય-બુદ્ધિ જોઇએ, સંજ્ઞાઓના નિગ્રહ જોઇએ, અને ધર્મના ફળ તરીકે પૌદ્ગલિક ફળનો નિરાશસભાવ જોઇએ.

પ્ર૦-ધર્મ-પ્રશંસા તો હજી ધર્મના બીજરૂપ છે, અતિ પ્રાથમિક અવસ્થા છે, ત્યા જૈનેતરમા અત્યંત કર્ત્તવ્યબુદ્ધિ, સંજ્ઞાનિગ્રહ, નિરાશસભાવ, આટલું બધુ કયાથી હોય ?

ઉ૦-બીજની અવસ્થા ય કોઇ પણ જીવને સસારના ચરમાવર્ત (છેલ્લા પુદ્ગલ પરાવર્ત) કાળમા જ આવે છે; એટલે એથી અધિક કાળ હશે તો સંજ્ઞાઓના ભારે જોર હશે, અને એ ગમે તે ધર્મ પણ કરતો હશે તો તે કેવળ દુન્યવી સ્વર્ગાદિના સુખ લેવા માટે હશે. એવાને સાચી ધર્મપ્રશંસા નહિ જ જાગવાની. બાકી ઈતરધર્મીના હાથમા ભલે શુદ્ધ સર્વજ્ઞકથિત ધર્મ નથી, છતા એ ચરમાવર્તમા હોઈ શકે; એને ય આર્યધર્મના પ્રતાપે મોક્ષની ઈચ્છા હોઈ શકે; તેથી એની નજરે મહિમાવંતો શુદ્ધ ધર્મ આવતા 'આ ખરેખર કરવા જેવુ છે' એવી એમા કર્ત્તવ્ય બુદ્ધિ એને જાગી શકે છે વળી એ આહારાદિ તથા કષાયાદિની સંજ્ઞાઓનો અશે પણ નિયંત્રણ કરનારો હોઈ શકે છે. નિયત્રણના માર્ગે હોય, એના પ્રયત્નમા હોય, એ ય નિગ્રહયુક્ત કહેવાય. વળી એ સંજ્ઞાઓના જોરમા અવિવેકીપણુ લાગે, ખરાબી દેખાય, એ પણ સજ્ઞાઓનો એક પ્રકારનો નિગ્રહ-માર્ગ છે. બીજું, એવા ઈતર ધર્મીને મોક્ષનું મહત્ત્વ અને સસારની વિટબણા સમજાયાથી ધર્મના ફળ રૂપે સ્વર્ગાદિના પણ સંસાર માગવાનું ન ગમે, એ ય શકય છે; તેથી એને નિરાશંસભાવ પણ હોઇ શકે છે આવો જીવ સદ્ધર્મની પ્રશસા કરે, ગુણ ગાય, વાહવાહ બોલે, એ શુદ્ધ પ્રશંસા છે, અને એવી પ્રશસા એ જ ધર્મબીજ બની શકે છે. ◆ બીજમા પ્રશંસા આદિ કહી 'આદિ' શબ્દથી કુશળ ચિત્ત અને ઉચિત કૃત્યપાલન લીધા કુશળ ચિત્તમા, તે ધર્મ, ધર્મસ્થાપક, ને ધર્મગુરુ પ્રત્યે દ્વેષનો અભાવ આવે, તેમજ શુભ આશય આવે. પ્રશસા તો અન્ય હેતુથી ય થાય, પણ તેવી નહિ, કિન્તુ કુશળ ચિત્ત સહિત જોઇએ, અર્થાત્ મન મલિન આશય વાળું, અતિ નીચ લાગણી-વિચારસરણીવાળુ ન હોવુ જોઇએ. તેમ જીવન પણ ઉચિત કૃત્યોના આસેવન-ભર્યું હોય, નહિ કે અનુચિત કૃત્યભર્યું અને ઉચિત કૃત્યોની બેપરવાઈવાળુ એથી તો ધર્મ નિંદાય. પૂર્વે ધર્મના અધિકારી પ્રકરણમા ત્રીજો ગુણ ઉચિત વૃત્તિ કહ્યો છે, એ ઉચિત આજીવિકા-વ્યવસાય સાથે બીજો પણ ઉચિત વર્તાવ, યાને ઔચિત્યનુ અને યોગ્ય કાર્યોનુ આસેવન જોઇએ. બહાર અનુચિત વર્તનારાને

તો ધર્મમાં ય નવા ફતવા, નવી વિધિ, વગેરે સ્વચ્છંદપણે અનુચિત વર્તવાનું મન થાય છે. તો જુઓ, ધર્મની શરૂઆત થવા માટે, ધર્મનું બીજ પડવા માટે, વાણી-મન-કાયા, ત્રણેની શુદ્ધિ જરૂરી બતાવી. વાણી ધર્મની પ્રશંસા કરતી હોય, નિંદા નહિ; મન કુશળ આશયોવાળુ હોય, મલિન મન નહિ; અને કાયા ઉચિત કૃત્યમાં લાગેલી હોય, અનુચિત વર્તાવવાળી નહિ.

પ્ર૦ ધર્મબીજને આટલી બધી શી અપેક્ષા ?

ઉ૦ બળેલું બીજ રસાળ જમીન, વરસાદ વગેરે છતા કેમ ઊગતુ નથી ? કહેવુ જોઇએ કે એમાથી અનેક તત્ત્વો નાશ પામ્યા છે. સારા બીજમાં તો છૂપાએલા બધા તત્ત્વો ભર્યા છે કે જેના પર અંકુર, ડાળી, પત્ર, પુષ્પ વગેરે પ્રગટ થાય છે. એવુ જ ધર્મબીજમા હોવુ જોઈએ. બીજથી આગળ ધર્માભિલાષા રૂપી અંકુર વગેરેમા જવાનું છે, એને યોગ્ય તત્ત્વો આમા નહિ હોય તો એ કયાથી પ્રગટવાના ? ધર્મપ્રશસા એ તો યંત્રનું એક ચક્ર છે, એની સાથે બીજાં કેટલાય ચક્ર ચાલતાં હોય તો, ધર્મરુચિને અટકાવે એવા જે અનેકાનેક દોષ-દુર્ગુણોએ હૃદયનો કબજો કર્યો છે, એને એથી ધક્કો લાગે, અને એ ધર્મપ્રશંસાદિમાથી ધર્મ-ઇચ્છાદિ માલ તૈયાર થાય.

**A ધર્મચિંતાદિ એ અંકુરાદિ છે.** ધર્મચિંતા એ અકુર, ધર્મનું સત્શ્રવણ એ મૂળ સ્કન્ધ (થડ), ધર્માનુષ્ઠાન એ અવાન્તર (પેટા) ડાળી, અને દેવ-મનુષ્યની સપત્તિ એ પુષ્પ સમાન છે; અને ફળ તરીકે મોક્ષ છે. અહીં ધર્મપ્રશંસા-કુશળચિત્ત-ઉચિતકૃત્યકરણ રૂપ બીજમાથી ◆ અંકુરભુત ધર્મચિંતા યાને ધર્મની હાર્દિક અભિલાષા પ્રગટે છે, ધર્મને પોતાના જીવનમા ઉતારવાની ભૂખ લાગે છે, ગરજ જાગે છે. ધર્મની સાચી ભૂખ અને ગરજ જુદી, ત્યારે દેખાવની કે ધન-માન વગેરેના સ્વાર્થથી થતી જુદી ! 'લાખ રૂપિયા મળે તો સંઘ કાઢુ', એમ ઈચ્છા થાય, પણ પાસે જે છે એમાથી બે પાચ પણ ગરીબ સાધર્મીને તીર્થયાત્રા કરાવવાનું શકય છતા દિલ નથી થતુ, તો એ ઈચ્છા દેખાવની કે સાચી ? એમ ધન માટે આયંબિલઓળી કરવાનું મન થયુ, પુત્ર માટે ભગવાનનુ પારણુ લેવાનું મન થયુ, એમા ખરેખર ભૂખ અને ગરજ તો ધન ને પુત્રની થઈ, ધર્મની નહિ ! એવી ઇચ્છા અહીં નથી લેવાની. અહીં તો શુદ્ધ ધર્મની અભિલાષા, તમન્ના-તાલાવેલી લેવાની છે. મૂળમા ધર્મની શુદ્ધ પ્રશંસા જાગે તો આ સુલભ બને છે. એ માટે પંચસૂત્રમા કહ્યા મુજબ 'ધર્મ એ સમસ્ત કલ્યાણોનું કારણ છે, ધર્મ એજ રક્ષક અને પાલક છે, ધર્મ એજ ખરૂ જીવન છે, ..'વગેરે વગેરે શ્રદ્ધાપૂર્વક ઉછળતી પ્રીતિ ધર્મ પર રહેવી જોઈએ. એમ ધર્મની અભિલાષા જાગ્યા પછી ◆ ધર્મનું સમ્યક શ્રવણુ કરવાનું; જેથી ધર્મનું સમ્યગ્જ્ઞાન મળે. પુસ્તકમાથી વાચી લેવાય તે જુદુ; અને ધર્મનું જ ઊંચું જીવન જીવનારા ત્યાગી વૈરાગી સદ્ગુરુ પાસેથી મળે તે જુદુ ! કેમકે (૧) એમના મોઢેથી નિઃસ્વાર્થ વાત્સલ્યભાવે કહેવાતાની ભારે અસર પડે છે, વિશેષ સંવેગ-વૈરાગ્યાદિ પ્રેરાય છે; તેમજ (૨) વાસ્તવિક પ્રક્રિયાત્મક જાણુવા મળે છે; વળી, (૩) પહેલા અઘરો લાગતો ધર્મ એ એવી રીતે કહે છે કે સાધનો સહેલો લાગે છે; ત્યારે (૪) એ પણ લાભ છે કે એક સાથે વિવિધ શાસ્ત્રોની વાત સાંભળવા મળે છે, અને તે પણ ઉત્સર્ગ અપવાદ વગેરે વિષય-વિભાગ વાર મળે છે, અને પોતાની કક્ષા તથા સયોગ અનુસાર કયો ને કેટલો ધર્મ શકય બને, ઈત્યાદિ બધું વિવેકભર્યું જાણુવા મળે છે. પુસ્તક જાતે વાચી લેવાથી આ બધા લાભો કયાથી મળી શકે ? ત્યારે ગુરુ પાસે શ્રવણુ કરવાનું તે પણ યોગ્યકાળ-વિનય-બહુમાન વગેરે, વિધિ સાચવીને કરવાનું. તો જ એ સમ્યક્ શ્રવણુ બને. એમાય શુશ્રૂષા-શ્રવણુ-ગ્રહણુ-ધારણુ-ઉહાપોહ વગેરે, બુદ્ધિના આઠ ગુણુ, તથા બોધપરિણિત, સ્થૈર્ય.વગેરે, સાચવવા જોઈએ. આ સત્ શ્રવણુ એ અંકુર પર મુખ્ય સ્કન્ધ-અવસ્થા થઇ. એ પછી એના પર બીજી ડાળીઓ, ડાડીઓ તરીકે ◆ ધર્મનુ અનુષ્ઠાન આચરવાનુ, સાંભળીને હેઠુ નહિ મૂકવાનું, પરંતુ એમાથી શકય હોય એટલો ધર્મ અમલમા ઉતારવાનો. શકયનો

અર્થ એ છે કે ઉપદેશ તો આદર્શ વસ્તુનો પણ હોય, ને ઉચ્ચ સાધનાનો ય હોય, એમાથી જેટલું બની શકે એટલું, પરંતુ એનો અમલ જોઈએ. દા. ત. પ્રભુભક્તિ અને શાસન-પ્રભાવનાના પ્રસંગમા સાભળ્યુ કે 'ધનાપોરવાલ, વિમળશાહ વગેરેએ કરોડોના ખર્ચે આવા સુંદર જિનમંદિર બંધાવ્યા', ત્યા પછી એમ વિચારી બેસી નહિ રહેવાનું કે 'આપણાથી શે એ બને?' ત્યા તો શકય નાની ભક્તિ-પ્રભાવવાના ધર્મકાર્ય અમલમા લાવવાનાં. ત્યા એમ નહિ પૂછતા કે 'તો પછી ગુરુ નાના જ દાખલા, ને નાની જ વાત સંભળાવે તો સારૂં ને?' ના, ગુરુ તો ઊંચુ શ્રવણ ભવ્ય પ્રેરણા-પ્રોત્સાહના માટે આપે છે. જીવનમાં ધર્મક્રિયા અને ધર્મમય આચારો પણ ખૂબ ખૂબ તથા વારંવાર સેવવા જોઇએ, જેથી અનાદિની પાપવાસનાઓ અને પાપકુટેવોના જોર મોળા પડે, તો આગળ ધર્મ-અનુષ્ઠાનના પરિણામે જે દેવ-મનુષ્યની સંપત્તિના સુખ આવવાના છે, ત્યા જીવ મોહમૂઢ ન થાય, મદમા મહેકી ન જાય. વળી અનુષ્ઠાન પણ સાંભળેલી વિધિ-વિધાન મુજબ થવો જોઇએ, પણ યથેચ્છ રીતે નહિ. આમ અનુષ્ઠાનમાથી .. ◆ **દેવ-મનુષ્યની સંપત્તિ-વૈભવ** નીપજે, તે ધર્મવૃક્ષમા પત્ર-પુષ્પની અવસ્થા છે. બીજ રોપ્યુ એટલે ક્રમસર આ આવીને ઉભું રહે છે ખરૂ, પણ આના માટે ધર્મ નથી કરવાનો. કેમકે ધર્મનું આ ફળ નથી; તેમજ આની ઝંખનામા આજ મુખ્ય ઇષ્ટ બની બેસે છે, અને ધર્મ ગૌણ બની જાય છે, એ મોટું નુકસાન છે! અહી એક પ્રશ્ન થશે કે તો પછી સંપત્તિઓને ધર્મવૃક્ષમા કેમ ઘાલી? ઉત્તર એ છે કે એક તો ધર્મ-બીજમાથી જેટલુ જેટલું નીપજતું આવે એ બતાવવું જોઇએ, તેમજ ધર્મની શુદ્ધ પ્રશંસા, ઇચ્છા, સત્શ્રવણ વગેરેથી પ્રાપ્ત થયેલ સંપત્તિઓ પણ પુણ્યાનુબંધી પુણ્યની હોય છે, તેથી ધર્મહૃદય વધતું-વિકસતું રહે છે. બાકી તો જયાસુધી અંતિમ મોક્ષ ન મળે ત્યા સુધી ધર્મ પુણ્યજ આપે, પાપ નહિ! તે પુણ્યના ફળ સંપત્તિજ હોય, આપત્તિ-વિપત્તિ નહિ! છતા એમા જીવનુ મોક્ષપ્રયાણરૂપ ધર્મસાધન ચાલુ જ રહે છે. તે યાવત્ સર્વવિરતિ, અપ્રમત્તાવસ્થા, ને શુકલ ધ્યાન સુધી, ને એનું છેવટે, ◆ **મોક્ષરૂપી ફળ** નીપજે છે. ધર્મની શુદ્ધ પ્રશંસા, કુશળ ચિત્ત, અને ઉચિત કૃત્યકરણરૂપી ધર્મ બીજમાથી ઊગેલા વૃક્ષને ફળ રૂપે મોક્ષ સાપડે છે. અનાદિ અનંતાનંત કાળથી મોહમૂઢ અને કર્મવશ બનેલો, સંસારની ચારે ગતિના અનંત પરિભ્રમણ કરતો, તથા અપાર દુ:ખ સાગરમા રીબાતો, જીવ એ બધાથી મુક્ત બની હવે અનંત કાળ માટે મોક્ષઅવસ્થામા સ્થિર થાય છે. ત્યા માત્ર દુઃખનો અભાવ નહિ, પરંતુ અનંત અવ્યાબાધ સુખ પણ છે. ગરીબી ટળે અને સારી રીતે પેટપૂર ખાવાપીવા મળે એ તો દુઃખ ટળ્યુ, પરંતુ એના ઉપરે ય કરોડોની સંપત્તિ જો મળે, તો એ સુખનો અનુભવ કરાવે છે! તેમ સર્વ કર્મના ક્ષયથી દુઃખ જવા ઉપરાત સાચુ સહજ અનંત સુખ મળે છે!

પ્ર૦—પરંતુ મોક્ષમા લાડી-વાડી-ગાડી કાઇ નથી, તો સુખ શુ?

ઉ૦ પંચસૂત્રમા એનુ સ્પષ્ટીકરણ છે,—એક શત્રુના ક્ષયથી જેમ માણસને સુખ! એક રોગ દા. ત એક ખાસી ઓછી છતા સુખ! એક ઇચ્છા પુરી થતા સુખ! જગતની એક ગમતી ચીજ મળવાથી સુખ! તો પછી સર્વ શત્રુનો ક્ષય થઇ જાય, સર્વ રોગ નાશ પામે, સર્વ ઇચ્છાની પૂર્તિ થાય, અને સર્વ ઇષ્ટ પદાર્થો મળે તો સુખ કેટલું? આવુ મોક્ષનુ સુખ છે, નિવૃત્તિનું સુખ છે! કિંચિત્ નિવૃત્તિના સુખનો અહીં અનુભવ નથી? તો સમજો કે, સંપૂર્ણ નિવૃત્તિ થઇ જાય તો સુખ અનંત! એકના નિવારણમા એક સુખ, તો અનંતના નિવારણમા અનંત સુખ! છતા આને કોઇ નિષેધાત્મક ન સમજે. કોઇ દલીલ કરે 'રોગ ગયો એટલે દુ:ખ ગયુ! એ બધુ જાય તો દુઃખ જાય પણ સુખ શાનું?' ના, આ નિષેધાત્મક સુખ નથી વિધેયાત્મક સુખ છે! ચોક્કસ સુખ છે! પણ સંયોગ જન્ય સુખના ટેવાયેલાને એનો અનુભવ નથી! દુઃખના અભાવે ય છે! તદુપરાત અનંત સુખ પણ છે! બાધક તત્ત્વો બેઠા હોય ત્યા

સુધી સત્ય તત્ત્વોનું જ્ઞાન ન થાય. સ્ફૂર્તિનું બાધક છે સુસ્તી! તો સુસ્તીમા સ્ફુર્તિનો અનુભવ ન થાય! છતા સુસ્તી જવા ઉપરાંત વિશિષ્ટ વસાણુ રસાયનના સેવનથી સૂક્ષ્મ જડતાનો ય નાશ થઈ વિશેષ સ્ફુર્તિનો અનુભવ થાય છે એમ અહી સર્વ સંયોગ નાશ પામવાથી આત્માનું સ્વભાવગત અનંત સુખ પ્રગટ થાય છે. સંસારના ઇષ્ટ સંયોગોમા સુખનો અનુભવ એ તો ખરજવાના સંયોગમા ખણુવાના સુખના અનુભવ જેવો છે! એ તો ભ્રમણામાત્ર છે. ભાવ-આરોગ્યનું સુખ એ સાચુ સુખ છે.

ધર્મવૃક્ષનું ફળ મોક્ષ જ છે, દેવતાઈ સુખ નહિ કેમકે ફળ તો મુખ્ય સિદ્ધિનેજ કહેવાય. જેમ કે, ખેતીમા ધાન્યનો પાક નીપજે એને ફળ કહેવાય છે; વચમા ઘાસ પાકે, કડિયા પાકે, એને નહિ! એ તો આનુષંગિક વસ્તુ કહેવાય, ફળ નહિ. આને તે જ સમજી શકે કે જેઓ આત્મા અને જડની વચ્ચે આકાશ-પાતાળના અંતર, આત્માનું મૂળગત અનંત જ્ઞાનાદિમય શુદ્ધ સ્વરૂપ, સાસારિક સુખોમા વિભાવદશાપણુ, પરાધીન અવસ્થા, જડ પુદ્ગલનો સડન-પડન-વિધ્વંસનનો સ્વભાવ, મિથ્યાત્વાદિથી સંસાર, અને સમ્યગ્દર્શનાદિથી મોક્ષ; વગેરે તત્ત્વને સચોટપણે સમજીને તે રીતે એને નવાજે છે એમાય જે તત્ત્વથી ભાવિત મતિવાળા કહેવાય છે, અર્થાત્ વસ્તુના પરમાર્થને યાને ખરેખરી સચોટ શક્તિને જોનારા હોય છે, તેઓ તો સમ્યગ્દર્શનાદિ મોક્ષમાર્ગને પૂર્વની બીજી અવસ્થામાં મોક્ષમાર્ગ તરીકે નથી માનતા, કેમકે એ અવસ્થાઓમાંથી બીજાં બીજા ફળ થાય છે, તેથી એ ત્યા મોક્ષરૂપી કાર્યને કરતા નથી. જો એ અવસ્થામા એનામાં મોક્ષરૂપી કાર્ય કરવાની સચોટ શક્તિ ખરેખર હોય તો એ સીધું મોક્ષરૂપી કાર્ય જ કેમ ન કરી દે? મોક્ષ નથી કરતા માટે એ અવસ્થામા એ મોક્ષમાર્ગ તરીકે નથી. એ તો જયારે મોક્ષરૂપી અંતિમ મુખ્ય ફળને તરત પેદા કરનારી શૈલેશી અવસ્થા પ્રગટે, ત્યારે કહેવાય કે એ હવે મુખ્ય ફળરૂપ કાર્યને કરી દેશે તો એ શૈલેશી અવસ્થાના સમ્યગ્દર્શન-જ્ઞાન-ચરિત્રને જ મોક્ષમાર્ગ તરીકે ગણી શકાય; આવુ પરમાર્થદર્શી નિશ્ચયનયનુ મન્તવ્ય છે. બાકી જેનામા તરતજ મોક્ષરૂપી કાર્ય કરવાની સચોટ શક્તિ નહિ સહી, તો પણ ઉતરોત્તર વિકાસ થતા પરંપરાએ જઈને મોક્ષ-કાર્ય જો થતું હોય, તો તેવા પૂર્વાવસ્થાના સમ્યગ્દર્શનાદિને પણ મોક્ષમાર્ગ તરીકે વ્યવહારનય માને છે.

આ ધર્મના બીજથી માંડીને ઉત્તરોઉત્તર વિકાસ થતા ફળ સુધીની વાત થઈ. એમા ભાવ-નમસ્કાર-ધર્મની પ્રશંસા, કુશળ ચિત્ત વગેરે બીજાધાન, એની તીવ્ર અભિલાષારૂપી અંકુર, એને માટેનું સમ્યક્‌શ્રવણુ અને ઇચ્છાયોગની નમસ્કાર ક્રિયાઓરૂપી સ્કન્ધ ડાળી વગેરે સાધતા સાધતા ભાવનમસ્કારરૂપી અંતિમ ફળ નીપજે; ત્યારે સાચું કહી શકાય કે હુ ભાવનમસ્કાર કરું છું. એટલે એ દુર્લભ કહેવાય, અને તે પૂર્વે તો તેની પ્રાર્થના કરવાની હોય કે 'મને ભાવનમસ્કાર કરવાનુ મળો. મારો ભાવનમસ્કાર હો.' આ પ્રાર્થનાની અંતર્ગત માનસિક પ્રશંસા, કુશળચિત્ત, તીવ્ર અભિલાષા વગેરે આવી જ જાય છે, પ્રાર્થના સવિનય નમનપૂર્વક થાય એટલે ઇચ્છાયોગનું નમન પણ આવે; ને એ બધા ભાવનમસ્કાર માટેના સમર્થ કારણો જ છે; તેથી પ્રાર્થના પણ સમર્થ કેમ ન કહેવાય? માટે પ્રાર્થનાસૂચક સૂત્ર 'નમોત્થુ ણું...' કહેવું યુક્તિયુક્ત છે. પ્રાર્થના કાર્યકર છે. ત્યારે અહી એક પ્રશ્ન ઉઠે છે,

## ભાવનમસ્કાર.

(લ૦-) આહ, "यद्येवं न सामान्येनैवं पाठो युक्तो, भावनमस्कारवतस्तद्भावेन तत्साधनायोगात्। एवमपि पाठे मृषावादः, 'असदभिधानं मृषे'ति वचनात्। असदभिधानं च भावतः सिद्धे तत्प्रार्थनावचः, तद्भावेन भवनायोगादिति।" उच्यते,-यत्किञ्चिदेतत्, तत्तत्त्वापरिज्ञानात्, भावनमस्कारस्यापि उत्कर्षादिभेदोऽस्त्येवेति तत्त्वम्। एवं च भावनमस्कारवतोऽपि तथातथोत्कर्षादिभावेनास्य तत्साधनायोगोऽसिद्धः, तदुत्कर्षस्य साध्यत्वेन तत्साधनोपपत्तेरिति। एवं चैवमपि

पाठे मृषावादः इत्याद्यपार्थकमेव, असिद्धे तत्प्रार्थनावच इति न्यायोपपत्तेः। तत्प्रकर्षवांस्तु वीतरागो नैवैवं (प्र०...नचैवं) पठतीति, न चान्यस्तत्प्रकर्षवान्, भावपूजायाः प्रधानत्वात्, तस्याश्च प्रतिपत्तिरूपत्वाद्। उक्तं चान्यैरपि-"पुष्पामिषस्तोत्रप्रतिपत्तिपूजानां यथोत्तरं प्राधान्यं"। प्रतिपत्तिश्च वीतरागे, पूजार्थं च नम इति, पूजा च द्रव्यभावसङ्कोचः इत्युक्तम्। अतः स्थितमेतदनवद्यं 'नमोऽस्त्वर्हद्भ्यः' इति।

અર્થ: ◆ પ્ર૦—જો એમજ હોય તો પછી આ રીતે સર્વને લાગુ પડે એવો પ્રાર્થનાનો 'નમોત્થુ ણું' પાઠ મૂકવો વ્યાજબી નથી; કેમકે ભાવ નમસ્કારવાળાને તો તે પ્રાપ્ત હોવાથી તે (હવે પ્રાર્થના કરીને કાંઇ નવો) ઉત્પન્ન કરવાનો છે નહિ. એમ છતા પણ તે પાઠ બોલે તો મૃષાવાદ થાય; કેમકે કહ્યું છે કે અસત્ કથન એ મૃષાવાદ છે, તો ભાવથી (નમસ્કાર) સિદ્ધ હોયે છતે તેની પ્રાર્થનાનું વચન (કાઢવુ) એ અસત્ કથન છે.

ઉ૦ આ પ્રશ્ન તુચ્છ છે, કેમકે ભાવનમસ્કારના રહસ્યની ખબર નથી, (ને પ્રશ્ન કર્યો છે.) રહસ્ય એ છે કે ભાવનમસ્કારના પણ ઊચા, વધુ ઊચા, વગેરે ભેદ છે જ; અને એથી જ ભાવનમસ્કારવાળાને પણ તેવા તેવા ઊચા રૂપે ભાવનમસ્કારને સાધવાની પ્રવૃત્તિ અયુક્ત નથી, કેમકે તેવો ઊંચો નમસ્કાર હજી સાધ્ય હોવાથી તેની સાધના સગત છે એટલા માટે "એવા પણ (પ્રાર્થનાવાળા) 'નમોત્થુણુ'નો પાઠ બોલવામા મૃષાવાદ છે." વગેરે (કથન) નિરર્થક જ છે, કેમકે 'અસિદ્ધ (વસ્તુ) અંગે તેની પ્રાર્થનાનું વચન હોય છે' એ ન્યાય યુક્તિયુક્ત છે ભાવનમસ્કારની પરાકાષ્ઠાવાળા બીજા કોઇ છે નહિ, માત્ર વીતરાગ છે. પણ એ તો એ પ્રમાણે બોલતા જ નથી. (એમને એ પૂજા હોવાનુ) કારણ એ છે, નમસ્કાર 'પૂજા'ના અર્થમા છે, (જે) પૂજા દ્રવ્યસંકોચ-ભાવસંકોચ રૂપ છે; એ કહી દીધુ છે. (એમા) ભાવપૂજા પ્રધાન છે, અને તે પ્રતિપત્તિ સ્વરૂપ અર્થાત્ આપ્તોપદેશના પાલન સ્વરૂપ છે. બીજાઓએ પણ કહ્યું છે કે પુષ્પ-અર્પણને યોગ્ય વસ્તુ-સ્તોત્ર-પ્રતિપત્તિ એ (ચાર પ્રકારની) પૂજાઓ ઉત્તરોત્તર પ્રધાન છે. એમા વીતરાગને પ્રતિપત્તિ પૂજા છે. માટે, એ આવ્યુ કે 'નમોત્થુ ણું અરહણુ' પાઠ નિર્દોષ છે.

વિવેચન

◆ પ્ર૦ 'નમોત્થુ ણું' પાઠથી ભાવ-નમસ્કારની જો પ્રાર્થના જ કરવાની હોય તો તો પછી આ રીતે સર્વસામાન્ય પાઠ અર્થાત્ સૌને બોલવાનો પાઠ યોજવો યુક્તિયુક્ત નથી. કેમકે જે ઉચ્ચમહાત્માઓ ભાવનમસ્કારવાળા છે, અર્થાત્ એવો નમસ્કાર કરી શકે છે, એમને તો હવે એ સિદ્ધ છે જ, અને સિદ્ધને કાંઇ સાધવાનું હોતુ નથી કે જેથી એ માટે એમને પ્રાર્થના કરવી પડે તો પછી પ્રાર્થનાસૂચક આ 'નમોત્થુ ણું' પાઠ એ શા માટે બોલે? પરંતુ તમારો આ પાઠ તો સર્વસામાન્ય હોવાથી એમના માટે પણ આજ પાઠ હોવાથી આજ બોલવાનો રહેશે! અને એવુ એમનું બોલવુ મૃષાવાદ ઠરશે, અસત્ય વચન ઠરશે! શાસ્ત્ર મૃષાનો અર્થ જ એ કરે છે કે અસદ્ યાને ન ઘટતી વસ્તુનું કથન એ મૃષા. પ્રસ્તુતમા અસત્-કથન એ રીતે કે નમસ્કાર પોતાને ભાવથી સિદ્ધ છે, છતા એની પ્રાર્થના કરીને સિદ્ધ ન હોવાનું સૂચવે છે સિદ્ધને કાંઇ નવુ સિદ્ધ થવાનું હોય નહિ ભાવનમસ્કાર જો સિદ્ધ જ છે તો પ્રાર્થનીય કયો ભાવનમસ્કાર હવે સિદ્ધ થવાનો રહે છે? કોઇ નહિ. વર્તમાનમા સિદ્ધ નહિ પણ ભવિષ્યમાં સિદ્ધ થાય એવા જ કોઈ ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિ માટે ઇચ્છા વ્યક્ત કરવાની હોય, અને તેનું નામ પ્રાર્થના છે. ભાવનમસ્કાર જેને સિદ્ધ છે એને પ્રાર્થના શી?

ઉ૦-આ આક્ષેપ તુચ્છ છે, વસ્તુતત્ત્વની સમજ વિનાનો હોઈને અનુચિત છે. વસ્તુતત્ત્વ અર્થાત્ ભાવનમસ્કારનું સ્વરૂપ યાને રહસ્ય, એ છે કે ભાવનમસ્કારની પણ ચઢતી ઉતરતી અનેક કક્ષાઓ છે. તેથી નીચેની કક્ષાનો ભાવનમસ્કાર સિદ્ધ કર્યો હોય એને એનાથી ચઢીયાતી કક્ષાનો ભાવનમસ્કાર હજી સિદ્ધ નથી પણ સાધ્ય છે, તેથી એનું સાધન કરવાનું ઉભુ જ છે. તો પ્રાર્થના દ્વારા એની સાધના કરે, સાધના માટે પ્રાર્થના કરે, અને આ પાઠ બોલે, એ ખધુ સંગત છે, યુક્તિયુક્ત જ છે. માટે એમને આ એમને આ પાઠ બોલવામા મૃષાવાદનો દોષ નથી લાગતો.

**ચારે ય પ્રકારના નમસ્કારની કક્ષાઓ:**

ભાવનમસ્કારમા પણ ચઢતી ઉતરતી કક્ષાઓ કહી એટલે નામાદિ-નમસ્કારમા તો કહેવુ જ શુ? આનો પણ વિચાર કરવા માટે એ જોવુ જોઈએ કે નામાદિ-નમસ્કાર એ શી વસ્તુ છે. જૈનદર્શનની એક આગવી વિશેષતા નિક્ષેપની છે. નિક્ષેપ એટલે એક જાતના પ્રકાર, વિભાગ. દા.ત. વિશ્વમા દરેક વસ્તુના ઓછામા ઓછા ચાર નિક્ષેપ યાને ચાર પ્રકાર પડે, ૧, નામ, ૨. સ્થાપના, ૩. દ્રવ્ય અને ૪. ભાવ. અર્થાત્ એ વસ્તુ નામથી હોય, સ્થાપનાથી હોય, . વગેરે. જેમકે, ઈન્દ્રનો વિચાર કરીએ તો નામઈન્દ્ર, સ્થાપનાઈન્દ્ર, દ્રવ્યઈન્દ્ર અને ભાવઈન્દ્ર, એમ ચાર વિભાગ પડે, ચાર નિક્ષેપ પડે

◆ નામનિક્ષેપ એટલે ગુણ વિના ખાલી નામથી વસ્તુ. દા.ત. કોઇ છોકરાનું નામ પાડયુ 'ઈન્દ્ર.' એનામાં ઇન્દ્ર-પણાનો કોઈ ગુણ નથી છતા લોક એને ઈન્દ્ર કહે છે, તો એ પણ ઇન્દ્ર વસ્તુ થઇ, પરંતુ નામથી. એમ કોઈ સ્વય કાયર હોવા છતા કોઈએ એનું નામ 'મહાવીર' પાડયું છે, તો એ નામથી મહાવીર છે. વળી આની જેમ 'ઇન્દ,' 'મહાવીર' એવો અક્ષરસમૂહ એ પણ નામ છે, તો એને પણ નામ-નિક્ષેપ કહેવાય. બોર્ડ પર 'ઈન્દ્ર'લખી પૂછવામા આવે કે આ શું લખ્યુ છે, તો ઉત્તર મળશે કે ઇન્દ્ર. એટલે 'ઇન્દ્ર' શબ્દ એ પણ નામનિક્ષેપે ઇન્દ્ર-વસ્તુ થઈ. હવે,

◆સ્થાપના-નિક્ષેપ એટલે વસ્તુના ગુણ વિના જે ચિત્ર, મૂર્તિ વગેરેમા એની કલ્પના સ્થાપી તે. તો ઈન્દ્રની મૂર્તિને કે ચિત્રને પણ, 'આ શું છે' એમ પૂછતા કહેવાય કે 'ઈન્દ્ર' છે. આ સ્થાપના નામની ઈન્દ્રવસ્તુ થઈ. સ્થાપના બે પ્રકારની હોય, (૧) **સદ્દભૂત સ્થાપના** એટલે કે મળતી આકૃતિવાળી સ્થાપના દા. ત. તીર્થંકર ભગવાનની પ્રતિમા, ગુરુની મૂર્તિ, પિતાનો ફોટો, વગેરે. (પિતાના ને કાકાના ફોટાને પણ છોકરો કહે છે, 'આ મારા પિતા છે, ને પેલા મારા કાકા છે,' એ સ્થાપના-પિતાને પિતા કહી રહ્યો છે.) બીજી, (૨) **અસદ્દભૂત-સ્થાપના** હોય છે. એમા બરાબર મળતી આકૃતિ નહિ પણ માત્ર તે વસ્તુની કલ્પના સ્થાપી હોય છે, જેમકે, નવકારવાળી કે પુસ્તક આદિમા ગુરુ-આચાર્યની સ્થાપના કરાય છે, તો પછી એમા આચાર્યની આકૃતિ મળતી નહિ છતા કહેવાય છે કે આ સ્થાપનાચાર્ય છે. નામ-વસ્તુ કરતાં સ્થાપનાવસ્તુની એ વિશેષતા છે કે એની ઉપાસના કરીને લોક લાભ પામે છે। દા. ત. સ્થાપનાચાર્યનો વિનય-બહુમાન સાચવવાથી અથવા પરમાત્માની મૂર્તિની પૂજાભક્તિ કરવાથી મહાન લાભ મલે છે.

◆ **દ્રવ્ય-નિક્ષેપ** એટલે મુખ્ય વસ્તુની કારણભૂત, યા કાર્યભૂત વસ્તુ. દા ત. ઇન્દ્ર કે ન્યાયાધીશ જયારે સિંહાસને નથી બેઠો ત્યારે પણ 'ઇન્દ્ર' કહેવાય છે, 'ન્યાયાધીશ' કહેવાય છે. સાધુના મડદાને પણ લોક 'આ સાધુ છે' એમ કહે છે, એના દર્શન કરે છે. રાજાના પુત્રને પણ લોક 'આ અમારા રાજા છે' એમ કહે છે. એમ વક્તાને, લેખકને, ચિત્રકારને, એ ભાષણ-લેખન-ચિત્રણની ક્રિયા ન કરતા હોય ત્યારે પણ 'આ વક્તા છે, આ લેખક છે, ચિત્રકાર છે,' એ તરીકે બોલાવવામાં આવે છે. કેમકે એણે ભૂતકાળમા ખરેખર વક્તા વગેરેનું કાર્ય કર્યું છે, અગર ભવિષ્યમા કરનાર છે. આ ખધી દ્રવ્ય-નિક્ષેપે વસ્તુ થઇ. આ સિવાય ગૌણ અર્થમા યાને ઔપચારિક રીતે પણ જયા મુખ્ય વસ્તુનો વ્યવહાર થતો હોય તે ય દ્રવ્યનિક્ષેપે વસ્તુ છે. દા. ત. કર્તાહર્તા

મંત્રીને લોક કહે છે, 'ભાઇ ! આ તો રાજા છે.' અહીં મુખ્ય રાજા જૂદો છે, આ ઉપચારથી રાજા છે. એમ મુખ્ય 'આવશ્યક' સવાર–સાંજ ભાવથી પ્રતિક્રમણ કરાય તે. પરંતુ સવારના ઉઠીને કરાતા શૌચ, દાતણ–પાણી, સ્નાન વગેરેને લોક આવશ્યક કહે છે, એ ઉપચારથી અર્થાત્ દ્રવ્યનિક્ષેપે કહેવાય. એમ પ્રતિક્રમણાદિ આવશ્યક ક્રિયા પણ ભલે શુદ્ધ ઉચ્ચારણાદિ સાચવીને કરી, છતા ભાવ વિના યાને મનના લક્ષ વિના જો કરી, તો એ દ્રવ્ય આવશ્યક થયું, ભાવઆવશ્યક નહિ. એમ, ભાવની મુખ્યતા વિનાની એટલે કે પુષ્પાદિ દ્રવ્યોથી, કે સંગીત–નૃત્યથી પૂજા એ દ્રવ્યપૂજા.

◆ભાવ–નિક્ષેપ એટલે, વસ્તુ જે નામથી ઓળખાય છે, તે નામનો અર્થ જેમાં ઘટતો હોય તે. દા. ત. 'ઇન્દ્ર' નામનો અર્થ છે 'ઇન્દન કરવુ,=દેવોની સભામા વિશિષ્ટ ઐશ્વર્ય ભોગવવુ તે.' એ અર્થ તો જયારે એ દેવસભામા ઇન્દ્ર તરીકે શોભતો હોય ત્યારે સંગત થાય. માટે એ અવસ્થામા એ ભાવ–ઇન્દ્ર, ભાવનિક્ષેપે ઇન્દ્ર કહેવાય સાધુ સાધુપણાના ગુણમાં હોય ત્યારે ભાવસાધુ. શ્રાવકપણાની આતરિક દશા વર્તતી હોય ત્યારે એ ભાવશ્રાવક. આતરિક લક્ષવાળું પ્રતિક્રમણ એ ભાવ–આવશ્યક.

જિનના ૪ નિક્ષેપા: 'જિન' અરિહતના પણ ચાર નિક્ષેપા પડે. 'જિન' એવુ નામ એ નામનિક્ષેપ. જિનની મૂર્તિ એ સ્થાપના નિક્ષેપ. વિચરતા જિન એ દ્રવ્યનિક્ષેપ, અને સમવસરણ પર દેશના દેતી વખતે ભાવજિન એ ભાવનિક્ષેપ. અહી એટલું સમજવાનું છે કે ખરી રીતે 'જિન' શબ્દનો અર્થ 'રાગદ્વેષને જિતનાર' એવો થાય છે, તે મુખ્ય અર્થ તો બીજા વીતરાગ–કેવળજ્ઞાનીમા પણ ઘટે છે, છતાં તેમને ભાવજિન તરીકે અહીં ન કહ્યા અને સમવસરણસ્થ અરિહંતને ભાવજિન કહ્યા, એનું કારણ એ કે પેલા તો 'વીતરાગ' કહેવાય છે, ત્યારે અહીં જિન શબ્દ જિનેન્દ્ર ભગવાનમા રૂઢ થયેલો છે. નહિતર તો વીતરાગ જ શા માટે, બાહ્ય શત્રુને જિતનાર પણ જિન છે, છતા એ જિન નથી કહેવાતા.

'નમસ્કાર'ના ચાર નિક્ષેપામાં કક્ષાઓ

હવે પ્રસ્તુતમા 'નમસ્કાર'ના પણ ચાર નિક્ષેપા કયા, અને એમા ચઢતી-ઉતરતી કક્ષાઓ કેવી રીતે, તે જોઇએ. એટલે ભાવ-નમસ્કારમા પણ ત્રિવિધ કક્ષાઓ, ને તેથી ઉપર-ઉપરની કક્ષા માટે પ્રાર્થના હોવાનું સમજાય.

◆પહેલો, નામ–નમસ્કાર એટલે એક તો કોઇનું 'નમસ્કાર' એવુ નામ પાડયું તો એ વ્યક્તિ નામ નમસ્કાર કહેવાય, પછી ભલે એનામા નમસ્કારનો ગુણ ન હોય તેમ બીજુ, 'નમસ્કાર' એવી અક્ષરોની રચના એ પણ નામ નમસ્કાર. ત્યા, 'નમસ્કાર' નામની વ્યક્તિઓમા તો ધન સૌદર્ય, હોશિયારી, વગેરેની ચઢતી ઉતરતી કક્ષાઓ અર્થાત્ તરતમતા હોય છે, એ અનુભવ સિદ્ધ છે. ત્યારે, 'નમસ્કાર' એમ બોલાતા વર્ણ–સમૂહમા શુદ્ધિ–અશુદ્ધિ, મૃદુતા–કર્કશતા, વગેરે ઉચ્ચારણની ઢબના હિસાબે તરતમતા હોય છે, એ સમજાય એવુ છે.

◆ બીજો, સ્થાપના–નમકાર એટલે નમસ્કારની સ્થાપના; દા. ત. નમસ્કારનું કોઈ ચિત્ર, મૂર્તિ, વગેરે. તો જેમ દેવની મૂર્તિઓમા ઘડતરના ને કળાના હિસાબે ચઢતી–ઉતરની કક્ષા હોય છે, એમ આમા પણ હોઈ શકે છે.

◆ત્રીજો દ્રવ્ય નમસ્કાર એટલે પૂર્વે કહ્યુ તેમ દ્રવ્યસંકોચ. ચિત્તમાં નમસ્કારનો ભાવ ન હોય, પણ બહારથી 'નમુ છું', વંદુ છું,' વગેરે બોલે, હાથની અંજલિ જોડે, મસ્તકે લગાડે,...એ બધું દ્રવ્ય-નમસ્કાર. ત્યા પણ બાહ્ય ક્રિયામા ચઢતી–ઉતરતી કક્ષાઓ હોઈ શકે છે; કોઈનું બોલવાનું 'આપને વાંદુ છું,' અને કોઇનું 'તમને વાદું છુ,' કોઈની અંજલી વ્યવસ્થિત, અને કોઇની અવ્યવસ્થિત, કોઈ અંજલિને લલાટે લગાડે છે, તો કોઇ મોઢા આગળ, ને કોઇ છાતી આગળ રાખે છે. આ બધી

દ્રવ્યનમસ્કારમાં કક્ષાઓ અર્થાત્ તરતમતા ગણાય. તો જેમ નામાદિ-નમસ્કારમાં કક્ષાઓ હોય છે, એમ.

◆ચોથો, ભાવનમસ્કાર અર્થાત્ ભાવસંકોચ એટલે કે નમસ્કાર સંબંધી વિશુદ્ધ મનનું નિયોજન, એમા પણ તરતમતા યાને ચઢ-ઉતર કક્ષા હોય છે; કોઇને માનસિક ઊંચી વિશુદ્ધિ, તો કોઇને નીચી. ઊંચીમા પણ કોઈને અધિક ઊંચી તો કોઇને ઓછી ઊંચી. આમા નીચેની કક્ષાની વિશુદ્ધિવાળાને હજી ઊચી કક્ષાની વિશુદ્ધિ પ્રાપ્ત નથી, સિદ્ધ નથી; તો 'असिद्धे तत्प्रार्थना वच.' પ્રાર્થના દ્વારા એ અસિદ્ધને સાધવાની આવશ્યકતા રહે છે જ. એટલે એ પ્રાર્થનાસૂચક 'નમોત્થુ ણુ' પાઠ બોલે એમા કશુ અઘટિત નથી. તેથી સમજાશે કે ભાવનમસ્કારવાળો પણ આ પાઠ બોલી પ્રાર્થના કરે એમાં મૃષાવાદ લાગવાનો આક્ષેપ કર્યો તે ખોટો કરે છે. માટે 'નમોત્થુ ણુ' આ પાઠ સર્વસામાન્ય ઘટી શકે છે.

**વીતરાગને માટે શું?:** હા, જે માનસિક વિશુદ્ધિ, જેમ જેમ રાગ-દ્વેષાદિ દોષ ઘટતા ઘટતા આવે એમ, વધતી વધતી હોય છે. એની પરાકાષ્ઠા સર્વથા રાગાદિ વિનાના વીતરાગ આત્મામા મળવાની એનાથી હવે ઊંચી માનસિક વિશુદ્ધિ યાને ભાવનમસ્કાર નથી **જેટલી સાધનાઓ છે, તે બધી વીતરાગ બનવા માટે છે, આત્માની સર્વથા શુદ્ધિ કરવા માટે છે. માટે કોઈપણ ધર્મસાધના કરતાં વીતરાગ બનવાનું ધ્યેય નજર સામે રહેવું જોઈએ** વીતરાગ બની ગયા, તો સાધનાકાળ પૂરો થયો. એટલે સર્વોત્કૃષ્ટ ભાવનમસ્કારવાળા વીતરાગને પ્રાર્થના કરવાની જરૂર પણ નથી; તો તેમને કાંઈ 'નમોત્થુ ણુ' બોલવાનું હોતુ પણ નથી. હવે તો એ બીજાને માટે નમસ્કરણીય થયા, કૃતકૃત્ય થયા, એટલે એમણે બીજાને નમવાનું નહિ. વીતરાગ એ તો સાધક અવસ્થા મટીને સિદ્ધ અવસ્થા થઇ; હવે એ અવસ્થાવાળાને બીજા સાધકની જેમ નમસ્કારાદિ સાધના કરવાની રહે નહિ.

પ્ર૦ તો પછી વીતરાગ અરિહંત પરમાત્મા સમવસરણમા બિરાજમાન થતાં પહેલાં 'નમો તિત્થસ્સ' (તીર્થને નમસ્કાર) એમ શા માટે બોલે છે?

ઉ૦- એ નમસ્કારની સાધના તરીકે નહિ, પણ એક કલ્પ તરીકે, એક આચાર તરીકે. સાધનામાં તો એ ઉદ્દેશ હોય છે, એ આશંસા હોય છે, કે 'આ કરીને હું મારા કર્મનો ક્ષય કરૂં, બહિરાત્મદશામાંથી અંતરાત્માદશામા, અને અંતરાત્મદશામાથી પરમાત્મદશામાં જાઉં.' પરંતુ ઘાતીકર્મોનો ક્ષય થઇ ગયો, પરમાત્મદશા સિદ્ધ થઈ, એટલે તો આશંસા પૂર્ણ થઈ માટે તીર્થંકર પરમાત્માને નિરાશંસભાવે પોતાના કલ્પ મુજબ, 'નમો-તિત્થસ્સ' કહીને સિંહાસને બેસવાનું; તેથી એ એમ બોલે છે. એટલે એ સિદ્ધ થયુ કે વીતરાગ સિવાય બીજાને ભાવનમસ્કારની પરાકાષ્ઠા પ્રાપ્ત નથી, તેથી એમને એની પરાકાષ્ઠા સુધી પહોંચાડનાર ઊંચા ઊંચા ભાવ-નમસ્કાર પ્રાપ્ત કરવા માટે પ્રાર્થના કરવી જ રહે છે.

**પ્ર૦- વીતરાગને ભાવનમસ્કારની પરાકાષ્ઠા શી રીતે?**

ઉ૦- પહેલા કહ્યું છે, 'નમસ્કાર' શબ્દ પૂજાના અર્થમાં છે, ચાર પ્રકારની પૂજામાય ભાવપૂજા એ પ્રધાન છે, શ્રેષ્ઠ છે, તથા ભાવપૂજા 'પ્રતિપત્તિ' પૂજા રૂપ હોય છે, ને તે વીતરાગમાં જ પૂર્ણપણે મળે છે. બીજાઓએ પણ કહ્યું છે, **'पुष्पामिषस्तोत्रप्रतिपत्तिपूजानां यथोत्तरं प्राधान्यम् ।'** અર્થાત્

**પુષ્પાદિ ચાર પ્રકારની પૂજા:**

પુષ્પ, આમિષ (નૈવેદ્યાદિ), સ્તોત્ર અને પ્રતિપત્તિ એમ ચાર પ્રકારની પૂજામા ઉત્તરોત્તર પૂજા વિશેષતાવાળી છે; વધારે વધારે ચઢીયાતી છે. પુષ્પ પૂજા કરતા આમિષ-પૂજા, એના કરતાં સ્તોત્રપૂજા, ને સૌથી શ્રેષ્ઠ પ્રતિપત્તિપૂજા.

◆**પુષ્પપૂજા:** તાજા સુગંધિદાર સુંદર અખંડ પુષ્પો ચઢાવવાં, સોયથી પરોવીને નહિ, પણ હાથેથી ગુંથેલા એના હાર ચઢાવવા, પુષ્પવૃષ્ટિ, ફૂલવાડી-રચના. એ બધી પુષ્પપૂજા.

◆**આમિષ-પૂજામાં**:-આમ તો આમિષ શબ્દના અનેક અર્થ છે,-દા.ત. માસ, ભોગ્યવસ્તુ રુચિકર વર્ણપ્રશંસા વગેરેના લાભ, ધાન્યાદિ-સચયના લાભ, રોચકરૂપ-રસ-ગંધ વગેરે, રોચક શબ્દ ગીત, નૃત્યાદિ, ઈન્દ્રિયના મનગમતા વિષયો તથા ભોજન-જમણ વગેરે;-પરંતુ પ્રસ્તુત આમિષનામની અર્હત્-પૂજામા એમાથી જે જે અયોગ્ય છે, દા. ત. માસાદિ, તે તે દ્રવ્ય ન યોજવા, પણ યથાયોગ્ય હોય તે યોજવા. એમા ચંદન, કેશર, કસ્તૂરી, બરાસ વગેરેના તિલક-વિલેપન આવે, ચાદી-સોનું મોતી-રત્નની આગી આભૂષણ આવે, દશાગ ધૂપ, વાસક્ષેપ, દીપક, અક્ષતાદિ આવે, ફળ-મેવા-મિઠાઇ ધરવાનું આવે, વિવિધ વાજિંત્રોના નાદ-ગીત-નૃત્ય, તેમજ ઊંચા સત્કાર-સન્માન-પ્રશંસા આવે, જેની જેવી શક્તિ તેવી ભક્તિ કરે. એટલું ધ્યાનમા રહે કે અતરમા ભાવ યાને વિશુદ્ધ મનોયુક્તતારૂપી મનોનિયોજન ન હોય કે એનો ઉદ્દેશ ન હોય, તો આ બધું માત્ર દ્રવ્યપૂજામા જાય; કેવળ મજૂરીમા ખપે ! માટે ભાવ યુક્ત થવુ જોઈએ, વધુ ઊંચા ભાવને પેદા કરવા થવુ જોઇએ.

◆**સ્તોત્ર-પૂજામાં**, પરમાત્માના ભાવભર્યા સ્તોત્ર સૂત્ર-સ્તવન-સ્તુતિ-છંદ શ્લોક-પદો વગેરેને **ભાવોલ્લાસથી ઉભરાતા હૃદયે, મધુર કંઠે, અને ગંભીર સૂરે** બોલવા- ગાવાનુ આવે. એમા (૧) સ્વાત્માની નિંદા, (૨) પરમાત્માના ગુણગાન, (૩) પરમાત્મા પ્રત્યેની ભક્તિના ઉદ્‌ગાર, કે (૪) વસ્તુની પ્રાર્થના આવે. ◆(૧) સ્વાત્માની નિંદામા પોતાના મન-વચન-કાયાના દુષ્કૃત્ય, દોષ, દુર્ગુણો ગવાય; **માનસિક** દુષ્ટ વિચારો, દુર્ભાવનાઓ, દુષ્ટવૃત્તિ, **વાચિક** નિંદા-કુથલી-વિકથાના દુર્વચનો, અસત્ય, માયાવી યા પાપપ્રેરક ભાષણ, અને કાયિક હિંસા, આરંભ-સમારંભ, પરિગ્રહ, ચોરી-છિનારી, વિષયસેવાદિ પાપો ગવાય; તેમજ રાગ દ્વેષ, કામ-ક્રોધ-લોભ, માન-મદ-અહત્વ, ઇર્ષ્યા-અસૂયા-કિન્નાખોરી વગેરે દુર્ગુણો, આહારાદિ સંજ્ઞાઓ, માયાદિ શલ્ય, રસ-ઋદ્ધિ-શાતાગારવ, આવે, દેવ-ગુરુ-ધર્મની આશાતના-અવર્ણવાદાદિ, તેમજ જ્ઞાનાચારાદિ પચાચારની વિરાધના, બીજાઓને ધર્મના અંતરાય અને બુદ્ધિભેદની પ્રવૃત્તિ નિંદાય; વળી આર્તધ્યાન-રૌદ્રધ્યાન, કુવિકલ્પો તથા કર્મભારેપણું, સસારભ્રમણ, દુર્ગતિની દુર્દશા, .. ઈત્યાદિ ઈત્યાદિ ઘણું ઘણુ નિંદવાનુ આવે. સ્તોત્ર-પૂજામા પરમાત્મા આગળ આ બધાના ઈકરાર કરવા, ખેદ-પશ્ચાત્તાપ વ્યક્ત કરવા, ક્ષમા અને દયા યાચવી, એવુ બધુ આવે. ◆ (૨) પરમાત્માના ગુણગાનની સ્તોત્રપૂજામા એમનું સ્વરૂપ, જીવન, ગુણ, શક્તિ, અને ઉપકાર,-એ પાચના ખૂબ ખૂબ ગુણગાન કરવાનું આવે. આમા [૧] અનાદિ કાળનુ વિશિષ્ટ તથાભવ્યત્વ, જગત્કર્તાપણાનો અભાવ, વીતરાગભાવે શાસનસ્થાપના, નયનિક્ષેપે સ્થિતિ વગેરે, એ **સ્વરૂપ** [૨] પૂર્વ ભવના અને અંતિમ ભવના ભવ્ય સાધનામય એમના જીવન; જન્માદિ અવસ્થાઓ મહાવૈરાગ્યમય, ઉગ્ર ઉપસર્ગ પરીસહ સહવામય, નિરપવાદ નિરતિચાર ચારિત્ર, લગભગ કાયોત્સર્ગમા રહેવાનું, વળી જીવન કઠોર સંયમમય, સર્વોચ્ચ અહિંસામય, ઘોર તપોમય ..એવુ એવુ એ **જીવન** છે, [૩] એમના ઊચા શમ-સંવેગ-નિર્વેદ, ગાભીર્ય-સહિષ્ણુતા-ઉદારતા, ક્ષમા-મૃદુતાદિ અનેક ગુણો, હાસ્ય શોક ભયાદિરહિતતા, મહાસમતા મહા-સમાધિ, ભારડપક્ષીવત્ અપ્રમત્તતા, વાયુવત્ અપ્રતિબદ્ધતા, ગગનવત્ નિરાલબનતા, પૃથ્વીવત્ સર્વસહિષ્ણુતા, કમળવત્ નિર્લેપતા, શખવત્ નિરંજનતા, મન-વચન કાયાની મહાગુપ્તિ, મહાધ્યાન વગેરે વગેરે અનેકાનેક વિવિધ **ગુણો** છે [૪] અનુપમ રૂપ, રોગ-રહિતતા, સફેદ રૂધિર, સુગંધિ શ્વાસોશ્વાસ, વગેરે મૂળ અતિશયો, જન્મથી અવધિજ્ઞાન અને દીક્ષાથી માડીને મનઃપર્યવજ્ઞાન તથા કેશ-નખ વધે નહિ, કેવળ-જ્ઞાનથી માડીને જઘન્યથી ક્રોડ દેવતા સેવામા રહે, ચાલે ત્યા પંખી પ્રદક્ષિણા દે, વૃક્ષ નમે, દેવકૃત સુવર્ણ-કમળ પર પાદસ્થાપન વગેરે, અશોકવૃક્ષાદિ આઠ પ્રાતિહાર્ય (વિશિષ્ટ દેવકૃત શોભા), વગેરે ૩૪ અતિશયો રૂપી શક્તિ, માત્ર ત્રિપદીના દાનમા દ્વાદશાગી સ્ફુરાવવાની શક્તિ, દેશનાની વાણીના પાત્રીસ અતિશયો, એ બધુ **શક્તિ** છે, અને (૫) પાચમું, પરમાત્માનો અચિંત્ય **ઉપકાર**, જેવો કે શાસનની સ્થાપના, જીવાદિ નવ

તત્ત્વના ઉપદેશ, સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપી મોક્ષમાર્ગનું દાન, અનન્ય લભ્ય સ્યાદ્વાદ આદિના સિદ્ધાન્ત, નય-નિક્ષેપ-ભંગ-અનુયોગ, સૂક્ષ્મ અહિંસાદિના વ્રત-આચાર વગેરે આપવા, એ ઉપકાર ..આ બધુ સ્તોત્ર-પૂજામા ગાવા-પ્રશંસવાનું આવે. ◆ (૩) પરમાત્મા પ્રત્યેના ભક્તિ-ઉદ્ગારની સ્તોત્ર-પૂજામાં સુદર ઉપમાઓથી પોતાનો પ્રભુ પ્રત્યેનો ભક્તિરાગ, ને સ્નેહ-બહુમાન વ્યક્ત કરવાનું, પ્રભુએ મહાપાપીઓને પણ તાર્યા અને સેવકને ન તાર્યો, વગેરેના મીઠા ઠપકા,...એવું બધું સહજ નિર્દોષ પ્રીતિ-ભક્તિના ઉછાળામા કહેવાનુ આવે ▲ (૪) પ્રાર્થના-સ્તોત્રમાં આત્મસંપત્તિ, મોક્ષ, મોહનાશ, ગુણો, રાગાદિજય, સમાધિ, વગેરે માટે પ્રભુને વિનંતિ, પ્રાર્થના, અરજી કરવાની આવે. ◆ આ ચારે પ્રકારની સ્તોત્રપૂજા ખૂબ સમજી-યાદ રાખીને એના પર વિસ્તારી વિચારી માલ તૈયાર રાખવાનો છે. પછી દેરાસરમાં જાઓ ત્યા પ્રભુ સામે દર્શન કરતા શું વિચારવુ-બોલવુ એમાં મગજ મૂઢ કે અજ્ઞ નહિ રહે; તીર્થયાત્રાએ જતા, તીર્થગિરિમાં શું ચિંતવવુ, શી ભાવના ભાવવી, વગેરેની મુંઝવણ નહિ રહે. આમાંથી ભરપૂર ખોરાક મળી રહેશે ચારે પ્રકારના સ્તોત્રના ભાવો નજર સામે તરવરતા હશે તો અદ્ભુત કાવ્યો—શ્લોકો સ્તવનો વગેરે રચી શકાશે. કમમાં કમ પ્રભુનાં દર્શન કરતાં ચિંતવન કરી શકાશે.

◆ (૪) પ્રતિપત્તિ પૂજામાં આપ્ત પુરુષ એટલે કે અત્યંત વિશ્વસનીય વીતરાગ સર્વજ્ઞ પ્રભુના ઉપદેશનું પાલન આવે. પૂર્વની ત્રણ પૂજા કરતાં આ ઊંચી પૂજા છે, વાસ્તવિક નક્કર પૂજા છે. કેમકે, જીવનમાં જેની આજ્ઞાનું પાલન જ ન હોય, એની બીજી પૂજા કેટલી કારગત થાય ? અલબત, શક્તિ ન હોય એટલુ ઉપદેશ-પાલન ન બને એ સ્વભાવિક છે, પરંતુ સર્વ ઉપદેશની પૂર્ણ વફાદારી સાથે શક્તિના પ્રમાણમાં તો એનું પાલન જોઇએ ને ? ત્યારે જેટલું ન બની શકે એ લાવવા માટે પૂર્વોક્ત ત્રણે ય પ્રકારની પૂજા કરવાની છે, એ ઉદ્દેશ ત્રણે ય પૂજાના આસેવનમા ન ભૂલાય. સર્વશ્રેષ્ઠ આપ્ત પુરુષ જિનેન્દ્ર પરમાત્માના ઉપદેશમાં, મુખ્યપણે મિથ્યાત્વ અને હિંસા-અસત્ય વગેરે પાપોનો પ્રતિજ્ઞાપૂર્વક સર્વથા ત્યાગ, તથા ક્રોધાદિ કષાયો અને ઈન્દ્રિયવશતા વગેરે પ્રમાદનો ત્યાગ, એ કરવા રૂપ નિવૃત્તિ-ધર્મ, અને એકાતે જ્ઞાનાચારાદિ પંચાચાર આરાધવારૂપ પ્રવૃત્તિ-ધર્મ આવે. એના પેટામાં આંશિક નિવૃત્તિ-પ્રવૃત્તિ ધર્મ આવે. એજ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપી મોક્ષમાર્ગ છે, અહિંસા સંયમ-તપરૂપી ઉત્કૃષ્ટ મંગળભુત ધર્મ છે. એની પૂર્વસાધનાના ઉપદેશમાં દાન-શીલ-તપ-ભાવ, યોગપૂર્વસેવા, માર્ગાનુસારી ગુણો, શ્રાવકધર્મ અને સાધુ ધર્મની યોગ્યતાના ગુણો, સમ્યક્ત્વના અને શ્રાવકના આચાર અનુષ્ઠાન, વગેરે આવે.

**કોને કેટલી પૂજા ?**:—આ ચારે પ્રકારની પૂજા દેશવિરતિ અર્થાત્ સ્થૂલ અહિંસાદિ વ્રતવાળા શ્રાવકને હોય છે; ત્યારે સર્વવિરતિ સાધુને સ્તોત્ર અને પ્રતિપત્તિ, એમ બે પ્રકારની જ પૂજા હોય છે. કારણ કે સાધુને સૂક્ષ્મ અહિંસાનું વ્રત છે, તેથી એકેન્દ્રિયવનસ્પતિકાય જીવ રૂપ પુષ્પને એ અડે ય નહિ તો પુષ્પપૂજા કયાથી હોય ? તેમજ સાધુ પાસે દ્રવ્ય નથી તેથી આમિષપૂજામાં શું સમર્પે ? માટે એ બે પૂજા એમને નહિ.

પ્ર૦ સાધુ જેમ ભિક્ષા વહોરી લાવી વાપરે છે, તેમ આ આમિષપૂજાની વસ્તુ વહોરી લાવીને પૂજા કરે તો ?

ઉ૦ ન કરી શકે. એના બે કારણ છે; એક તો, આમિષપૂજા એટલે પ્રભુ આગળ વસ્તુ માત્ર મૂકવાની નથી, અર્પણ કરવાની છે; અને તે તો પોતાની માલિકીની વસ્તુ હોય તો જ બની શકે, બીજું એ કે, ત્યારે સાધુ જો, એવુ અર્પણ કરવુ છે માટે વસ્તુને, વહોરીને પોતાની માલિકીની બનાવવા જાય, તો પહેલાં તો પોતાનું પરિગ્રહવિરમણ વ્રત ગુમાવશે, અકિંચન યતિધર્મ ખોશે. ભિક્ષાવસ્ત્ર પાત્ર રજોહરણ, એ તો સાધુધર્મના સાધન છે; એટલે એનો પરિગ્રહ નથી ગણાતો. ત્યારે આમિષપૂજાના દ્રવ્ય એ સાધુધર્મ પાળવા માટે જરૂરી નથી.

પ્ર૦ ઠીક છે; પણ જો એમને પુષ્પપૂજા નહિ, કેમકે એમા હિંસા થાય છે, તો ગૃહસ્થને પણ એવી હિંસાવાળી પૂજા શા માટે ?

ઉ૦ સાધુની સાથે કે યાવત્ વીતરાગની સાથે તુલના અંગેના આવા પ્રશ્નો કરવા પહેલા એક વાત ચોક્કસ સમજી રાખો કે ધર્મની સાધના કક્ષાવાર હોય છે. જેવી રીતે કેળવણી કક્ષાવાર, બાળકને એની કક્ષા મુજબ, તેમ ૧લા, ૨જા, ૩જા, વગેરે ધોરણવાળાને, યાવત્ કૅલેજીયન, અને પી. એચ. ડી. ભણનારને એની એની કક્ષાનુસાર, હોય છે; જેવી રીતે રોગીને ચિકિત્સા (ટ્રીટમેન્ટ) એની કક્ષા મુજબ, અર્થાત્ એની ઉમર કેટલી, રોગ કેટલો જૂનો, કેટલો ઉગ્ર, શેમાથી ઉદ્ભવેલો ..વગેરે વગેરે જોઇને,—કરાય છે, એવુ ઘણા ક્ષેત્રોમા; એમ, ધર્મક્ષેત્રમા પણ વિષયાસક્તિ અને કષાય રોગના દરદી જીવને કક્ષા મુજબના ધર્મઔષધથી ટ્રીટમેન્ટ હોય. તો ગૃહસ્થ એવી એવી આરંભ સમારંભની હિંસા, વિષયોનાં આકર્ષણ—સેવન, પરિગ્રહની પ્રવૃત્તિ, તથા સાસારિક મોહક ક્રિયાઓમા બેઠો છે કે એ બધાએ એને આવર્જી લીધો છે. એમાથી એને છોડાવવા માટે પરમાત્માની ભક્તિ અને મમતા જગાડવાની છે. તો જેમ દુન્યવી સગા—સ્નેહીઓના સત્કાર સન્માન કરવાથી સ્નેહ—પ્રીતિ વધે છે, ટકી રહે છે, એવી ગૃહસ્થની સ્થિતિ છે, તેમ એ સ્થિતિવાળાને પરમાત્માની પ્રીતિ-ભક્તિ મમતા જગાડવા-ટકાવવા --વધારવા માટે પણ એમના સત્કાર-સન્માન કરવા અતિ આવશ્યક છે. એ માટે અભિષેકપૂજા, પુષ્પપૂજા, વગેરે પૂજા એજ ઉપાય છે, અને એ કરવી જ જોઇએ એમ કરતા કરતા વીતરાગ પ્રત્યેની ઊંચી પ્રીતિ-ભક્તિ વધવાથી એનામા સર્વહિંસાદિ પાપો ત્યજી નિરવદ્ય નિષ્પાપ જીવન સ્વીકારવાના પરિણામ જાગશે, અને સ્વીકાર તથા પાલન થશે.

પ્ર૦ પણ એને પુષ્પાદિ--પૂજામા હિંસાનું પાપ તો લાગે ને ?

ઉ૦ તો તો સાધુ પણ વિહારમા નદી કેમ ઉતરી શકે ? એમને ય હિંસા લાગે ! પણ વસ્તુ--સ્થિતિએ એવુ નથી. આ સ્વરૂપ-હિંસા છે. પરિણામ--હિંસા નહિ. અર્થાત્ એને હિંસા કરવાના માનસિક પરિણામ નથી; પરિણામ તો જેમ સાધુને સાધ્વાચારના, તેમ ગૃહસ્થને પ્રભુભક્તિના છે; અને કર્મબંધ પરિણામના આધારે થાય છે; માટે એ પાપરૂપ હિંસા ન કહેવાય. જેમ દસ માઇલ તાપમા તપતો ચાલી આવેલો મુસાફર તૃષા નિવારવા પાણી માટે બીજો ઉપાય ન હોય તો નદીના ભાઠામાં ખોદે છે, તો ત્યાં ખોદવામા તો ઉલટું પ્રવાસના શ્રમ વગેરે ઉપરાત શ્રમ વધશે, ધૂળનો મેલ વધુ લાગશે, અને તરસ વધશે ! તો એવુ શા માટે કરે ? પરંતુ જે પાણી પ્રાપ્ત થશે એનાથી જ આ અને પૂર્વના શ્રમ-મેલ-તૃષા દૂર થાય છે, તેથી એ એમ કરે છે. એ શ્રમ વગેરે ત્યાજ્ય નહિ પણ ઉપાદેય બને છે. એવી રીતે અહીં પુષ્પાદિપૂજા અવશ્ય ઉપાદેય છે. ગૃહસ્થ દ્રવ્યમા બેઠેલો છે, એ દ્રવ્યની મૂર્ચ્છા એને વીતરાગની નજીક આવવામા અંતરાયભૂત છે. માટે એ મૂર્ચ્છાને તોડવા માટે સર્વોચ્ચ પાત્રભૂત વીતરાગની ભક્તિમા દ્રવ્યનું સમર્પણ યાને ત્યાગ અત્યંત જરૂરી છે. એ કરે તો જ એમના પર સાચો ભક્તિભાવ જાગે વધે. જેમની ભાવપૂજા કરવી છે, એમના પર અત્યંત ભક્તિ બહુમાન વિના એ ન આવે ! અને એ લાવવા માટે તો એ ભાવના કેળવવી પડે કે-'પ્રભુની દ્રવ્યપૂજામા, મારું ચાલે તો, મારું સર્વસ્વ અર્પી દઉં. પ્રભુ ! તમારાથી વધુ કિંમતી કઇ ચીજ છે ?' આ તમન્ના હોય તો પછી શક્ય એટલા દ્રવ્યથી પૂજાભક્તિ અવશ્ય થાય. પાછું દ્રવ્ય સંગ્રહવાળો ગૃહસ્થ તો સમજે છે કે 'અહીં પ્રાપ્ત થયેલ બધું જ પૂર્વભવની પરમાત્માની સેવાથી ને કૃપાથી મળ્યુ છે, એમના પ્રભાવે મળ્યુ છે, તો એ ઉપકાર પ્રત્યેની કૃતજ્ઞતાની રૂએ પણ એમને અર્પણ કરવુ જોઇએ.' એટલે, હવે જે એમ કહેતુ કે 'ફૂલ પાખડી જયાં દુભાય, તિહા નહિ જિનવરની આણ,' એ કહેનારને પૂછો કે તો પછી કૃતજ્ઞતા ભૂલવામા અને મૂર્ચ્છા પોષવામા જિનવરની આણ ખરી ? માટે સમજવુ જોઇએ કે વસ્તુસ્થિતિએ ગૃહસ્થની અવસ્થા જ એવી

છે કે એને મૌલિક ગુણ કૃતજ્ઞતા તથા મૂર્ચ્છાત્યાગ, વળી ભક્તિ-બહુમાનની ઉત્તરોત્તર વૃદ્ધિ, ને બીજા આકર્ષણો ઘટાડી વીતરાગના આકર્ષણની વૃદ્ધિ વગેરે, એ બધા માટે પુષ્પ-આમિષપૂજા જોરદાર રહેવાની, ને સ્તોત્ર-પ્રતિપ્રત્તિ પૂજા ગૌણ રહેવાની. છતા એને ચારેય પૂજા, ને સાધુને બે.

પ્ર૦ તો સાધુને બે પૂજા ઓછી રહેવાથી લાભ ઓછો મળવાનો ને?

ઉ૦ ના, ઓછો નહિ! કેમકે લાભનો હિસાબ પોતાની કક્ષા મુજબના કર્તવ્ય અને કક્ષા મુજબના સુકૃતોના પાલન ઉપર છે. બીજું એ છે, કે સર્વ પ્રકારની સાધના શુભ ભાવના જનન, રક્ષણ અને વર્ધન માટે છે. ત્યારે જો આ પુષ્પાદિ પૂજા એ શુભ ભાવ છે, તો અપરિગ્રહ-વ્રત એ મહાશુભ ભાવ છે. એમ, સર્વથા અહિંસકપણું એ અત્યંત ઊંચો શુભ ભાવ છે. એટલે ગૃહસ્થ પાસેથી આમિષપૂજા માટે દ્રવ્ય લઈ પહેલાં તો અકિંચનપણાનો મહાશુભ ભાવ તોડીને પછી દ્રવ્યપૂજા કરવી, એના કરતાં અપરિગ્રહ મહાવ્રતનું પાલન કરવુ એ મહાલાભકારી છે. શાસ્ત્રે દ્રવ્યપૂજા કરતાં ભાવપૂજાનો અનંતગુણો લાભ કહ્યો છે. કેમકે દ્રવ્યપૂજામાં જિનાજ્ઞાપાલનની અભિલાષામાત્ર છે, ત્યારે પ્રતિપત્તિરૂપ ભાવ પૂજામા જિનાજ્ઞાપાલનનો સીધો અમલ છે. ગૃહસ્થે તો દ્રવ્યપૂજામા થોડો ત્યાગ કરી બાકીનું હજી પોતાના તરીકે રાખ્યું છે, અને એની પાછળ રંગરાગ અને સંસાર રાખ્યો છે, ત્યારે સાધુએ તો સર્વસ્વ ત્યાગ કરી પ્રભુના શાસનને સર્વાંશે નિજના જીવનમા ઉતારવા ભેખ ધર્યો છે! અને બીજાના જીવનમા ઉતરાવવાનું મીશન (પ્રચાર કાર્ય) હાથ ધર્યું છે! એ વસ્તુ ઉપકારી પ્રભુ પ્રત્યે મોટી કૃતજ્ઞતા છે! એમા અનંત લાભ છે! માટે એમને દ્રવ્યપૂજા ન હોવામા કોઈ લાભની ન્યૂનતા નથી.

તો, સર્વવિરતિ સાધુને સ્તોત્ર અને પ્રતિપત્તિ, એમ બે પ્રકારની પૂજા કરવાની. એમાં પ્રતિપત્તિમા આગળ વધતાં ઉપશાન્તમોહ યા ક્ષીણમોહ વીતરાગ બનેલા આત્માને હવે જિનાજ્ઞાનું પાલન સંપૂર્ણ આત્મસાત્ થવાથી એકલી પરાકાષ્ઠાની પ્રતિપત્તિ પૂજા હોય છે. અહીં સમજાશે કે 'પૂજાના પ્રકારોમાં આવો ક્રમ છે, અને વીતરાગને ઉત્કૃષ્ટ પ્રતિપત્તિ પૂજા સિદ્ધ છે,'—એ વસ્તુને નમસ્કારના વિચારમા રજૂ કરવાનું કારણ એ છે કે 'નમઃ' શબ્દ પૂજાના અર્થમા છે, અને પૂજા દ્રવ્ય ભાવ સંકોચ રૂપ પૂર્વે કહી આવ્યા છીએ; તેમા ઉત્કૃષ્ટ ભાવસંકોચ પ્રતિપત્તિ પૂજારૂપે વીતરાગને સિદ્ધ હોવાથી એમને હવે ઉપર કોઈ પૂજારૂપી નમસ્કાર સાધવાનો રહેતો નથી. તો એ પ્રાર્થનાસૂચક આ 'નમોત્થુણં'.. પાઠ બોલતા પણ નથી. બાકી જેમને એ બોલવાનો છે, તેમને હજી વધુ ઊંચો ભાવનમસ્કાર સાધવાનો ઉભો જ છે, એટલે એ આ પાઠ દ્વારા પ્રાર્થના કરે એ યુક્તિયુક્ત જ છે. માટે 'નમોત્થુણં અરહંતાણં' પાઠ નિર્દોષ છે. એમા કરાતી પ્રાર્થના અઘટતી નથી.

(લ૦) इह च प्राकृतशैल्या चतुर्थ्यर्थे षष्ठी। उक्तं च, "बहुवयणेण दुवयणं, छट्ठी विभत्तीए भण्णइ चउत्थी। जह हत्था तह पाया, नमोत्थु देवाहिदेवाणं ॥१॥ बहुवचनं तु अद्वैतव्यवच्छेदेनार्हद्बहुत्वख्यापनार्थं, विषयबहुत्वेन नमस्कर्तुः फलातिशयज्ञापनार्थं च, इत्येतच्चरमालापके 'नमो जिणाणं जियभयाणमि'त्यत्र सप्रतिपक्षं मात्रार्थमधिकृत्य दर्शयिष्यामः।

अन्ये त्वाहुः 'नमोऽस्त्वर्हद्भ्यः' इत्यनेन प्रार्थनावचसा तत्त्वतो लोकोत्तरधानवतां तत्साधनं प्रथममिच्छायोगमाह; ततः शास्त्रयोगसामर्थ्ययोगभावात्, सामर्थ्ययोगश्चानन्तर्येण महाफलहेतुरिति योगाचार्याः।

**અર્થ:** 'અરહંતાણં' પદમા છટ્ઠી વિભક્તિ ચોથીના અર્થમા છે, (ને તે) પ્રાકૃતભાષાની શૈલીથી છે કહ્યું છે કે-'(પ્રાકૃતભાષામાં) બહુવચનથી જ દ્વિવચન, અને છટ્ઠી વિભક્તિથી

જ ચોથી જણાવાય છે. દા. ત. 'હત્થા' અને 'પાયા' (એટલે બે હાથ, તથા બે પગ). 'નમોત્થુ દેવાહિદેવાણં' (એટલે દેવાધિદેવને નમસ્કાર હો.) ('અરહંતાણુ' માં) બહુવચન તો (૧) પરમાત્માના એકપણાનો નિષેધ કરીને અરિહંતોના અનેકપણાને સૂચવવા માટે છે, તેમજ (૨) (નમસ્કારના) પાત્રોના બહુપણાને લીધે નમસ્કાર કરનારને (થતી) ફળમાં અતિશયતાને જણાવવા માટે છે.--આ વાત છેલ્લા 'નમો જિણાણું જિયભયાણું' એ આલાવા વખતે પ્રતિપક્ષ-યુક્ત ભાવાર્થને લઈને બતાવીશું.

ત્યારે, બીજાઓ કહે છે, 'નમોત્થુ ણું અરહંતાણું' એ પ્રાર્થના-વચનથી તાત્ત્વિક રીતે લોકોત્તર જહાજ (સમ્યગ્દર્શનાદિ મોક્ષમાર્ગ)વાળાને તે માર્ગના સાધનભૂત પહેલા ઇચ્છાયોગને જણાવે છે. કેમકે, ઈચ્છાયોગમાથી શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ જન્મે છે, અને સામર્થ્યયોગ તરત જ મહાફળ (કેવળજ્ઞાન)નું કારણ બને છે. એમ યોગના આચાર્ય કહે છે.

**વિવેચન.**—હવે અહીં 'નમોત્થુ ણું અરહંતાણું' પદમા 'અરહંત' પદની છઠ્ઠી વિભક્તિ ને બહુવચન પર, તથા 'નમોત્થુ'ના અન્યોએ કરેલા અર્થ પર વિચાર કરે છે.

**ચોથી વિભક્તિના અર્થમાં છઠ્ઠી વિભક્તિ:** છઠ્ઠી વિભક્તિનો અર્થ તો સામાન્ય રીતે 'સંબંધી, માલિકીની' એવો થાય; (દા. ત. અરિહંતનું શાસન-અરિહંત સંબંધી શાસન,) પરંતુ અહીં ચોથી વિભક્તિનો અર્થ લેવાનો છે. કેમકે સંસ્કૃત ભાષામા નિયમ છે કે 'નમઃ' પદની સાથે ચોથી વિભક્તિ આવે; '**वीराय नित्य नम.**" એમ '**नमोऽस्तु अर्हद्भ्य.**' અને પ્રાકૃત ભાષામા પણ સંસ્કૃત જેવા નિયમો લાગે છે, તો 'નમોત્થુ'ની સાથે ચોથી વિભક્તિ જોઇએ. પરંતુ પ્રાકૃતભાષામા જુદી ચોથી વિભક્તિ જ નથી, છઠ્ઠીથી કામ ચલાવાય છે. એટલે અહીં ચોથીના અર્થમાં છઠ્ઠી આવી છે, ને 'અરહંતાણુ' બોલાયુ છે. અત્રે એક વાત સમજવાની છે કે નમસ્કાર યાને વંદના કરવી એટલે આપવી. વળી દેવ-ગુરુને ખમાસમણું દેવું એ વંદના કરવાની છે, દેવાની છે. ગુરુને વાદણા દેવા એ વંદના દેવાની છે. માટે બીજાને ઉપયોગ આપતાં, અજ્ઞાનતાથી જે બોલે છે કે 'ખમાસમણુ લો, વાદણા લો,' તે સરાસર ઉંધું છે, કેમકે એ વંદનરૂપ હોવાથી લેવાના નથી, દેવાના છે; માટે 'લો' એમ ન બોલાય, 'દો' એમ બોલાય. વંદના લેનાર તો દેવ ગુરુ છે; કરનારો દેનાર છે અસ્તુ. ચોથીના સ્થાને છઠ્ઠીની જેમ, ◆ **દ્વિવચનના સ્થાને બહુવચન**, એ પણ સંસ્કૃત કરતા પ્રાકૃતમા ભિન્નતા છે. વચન-વિભક્તિ દૃષ્ટાંત '**जह हत्था तह पाया, नमोत्थु** દેવાહિદેવાણ' કહેવું એ છે કે '(માણુસને) જેમ બે હાથ છે, તેમ બે પગ છે દેવાધિદેવને નમસ્કાર હો.' સારાંશ પ્રાકૃતમા જુદું દ્વિવચન અને ચોથી વિભક્તિ નહિ હોવાથી એની જરૂર હોય ત્યારે બહુવચન અને છઠ્ઠીનો પ્રયોગ થાય છે.

**'અરહંતાણું' એમાં અનેક અરહંત કેમ લીધા?** એક જ અરહંત લઇને 'અરહંતસ્સ' એમ કેમ ન મૂક્યું?-આ પ્રશ્ન છે. એનું સમાધાન એ છે કે (૧) અરહંત પરમાત્મા અનેક હોય છે એ, તથા (૨) અનેકને નમસ્કારનું ફળ વધારે આવે એ, સૂચવવા માટે બહુવચન-પ્રયોગ 'અરહંતાણુ' લીધો.

**પરમાત્મા અનાદિ-શુદ્ધ ન હોય.** આ બેમા પહેલા સૂચનથી જે પતંજલિ દર્શન, ન્યાય-વૈશેષિક દર્શન, વગેરે અનાદિ શુદ્ધ-બુદ્ધ-મુક્ત એક નિત્ય ઇશ્વર માને છે, એ મત અસત્ ઠરે છે. ◆ **ઇતર દર્શનો** કહે છે, 'ઇશ્વર એ અચિંત્ય, અસાધારણ અને સર્વશક્તિમાન અનાદિ અનંત વ્યક્તિ છે. અખિલ વિશ્વનો કર્તાહર્તા છે. નિયન્તા છે, અતીન્દ્રિય તત્ત્વનો ઉપદેષ્ટા છે એની ઇચ્છા વિના એક પાદડું પણ હાલી શકતુ નથી. આવો ઈશ્વર જીવ-વસ્તુથી તદ્દન વિલક્ષણ હોય, તેમજ ઘડચો ઘડાય નહિ, પણ નિત્ય નિર્દોષ, અને નિત્ય જ્ઞાન નિત્ય શક્તિવાળો હોય એ છે તો જ વિશ્વની વ્યવસ્થિત રચના છે,

અને જટિલ સંચાલન ચાલી શકે છે.' ઈતર દર્શનોની આ માન્યતાની સામે ◆ જૈન દર્શન કહે છે, 'વિશ્વની રચના અને સંચાલન, એ પરમાત્માનું કાર્ય જ નથી. વિશ્વમા જીવ, પુદ્‌ગલ વગેરે મૂળ દ્રવ્યો **અનાદિ નિત્ય છે; અને એમાં સર્જાતી ઘટનાઓ એ કાળ-સ્વભાવ-ભવિતવ્યતા-કર્મ (ભાગ્ય) અને પુરુષાર્થ, એ પાંચ કારણના સમવાય પર સર્જાય છે.** આ પાચ પૈકી કર્મ એવા વિચિત્ર હોય છે કે એના આધારે વિચિત્ર વિચિત્ર સર્જનો થાય છે. કર્તા ઈશ્વર માનનારને પણ આ તો માનવુ જ પડે છે. નહિતર જીવના તેવા કર્મ વિના જ જો ઈશ્વરે નરક વગેરે સ્થળ બનાવ્યા કહીએ, તો તો તેવા ઈશ્વર જેવો ભયંકર ક્રૂર-ઘાતકી બીજો કોણ? 'જીવોના કર્મનો ન્યાય આપવા ઈશ્વર એમ કરે છે,' એવુ પણ ન કહેવાય; કેમકે ઈશ્વર તો અનંત શક્તિમાન છે, તો બિચારા અજ્ઞાન જીવને પહેલા ગુનો કરતાં જ કા ન રોકે કે જેથી એવો ક્રૂર ન્યાય ચુકવવાનું ઉભું જ ન થાય? ▲ **બીજું, ઇશ્વરને સર્જન કરવા શરીર જોઇએ;** તે પોતાના કર્મ વિના કયાથી બની શકે? ઇશ્વરને તો કર્મ છે નહિ ત્યારે જો કહો કે 'વિશ્વના જીવોના ભાગ્યથી એ બને છે,' તો તો એવુ થયું કે '**જમે દુર્યોધન, અને ઝાડે જાય શકુનિ મામો!' જીવોના પાપે સંસારની લોથ ઈશ્વરના માથે આવી!** એકના કરેલ કર્મ બીજો ભોગવી શકે નહિ. જેનું જેવુ ભાગ્ય, તેવું તે ભોગવે. સારા ભાગ્યવાળો જીવ ઘડામાથી ઠંડુ પાણી પીશે, ને નરસા ભાગ્યવાળી કીડી એજ ઘડા નીચે મરશે કર્મ કરે તે થાય, ઇશ્વરને એ જંજાળ શા માટે? બીજી વાત એ છે કે, ◆ અનાદિ-શુદ્ધ ઈશ્વરને **શરીર નહિ, તો એ ઉપદેશ પણ કેવી રીતે કરી શકે?** ત્યારે, સર્વજ્ઞાની ઇશ્વરના ઉપદેશ વિના યથાસ્થિત અને સંપૂર્ણપણે તત્ત્વ જાણવાનું ગજું કોનું? અતીન્દ્રિય પદાર્થોની સૂક્ષ્મતાના સંપૂર્ણ સત્ય બુદ્ધિના કે તર્કના જોરે ન જોઇ-જાણી શકાય, એ તો એના પ્રત્યક્ષ દર્શન કરી યથાસ્થિત કહેનાર કોઇ સ્વકર્મરચિત શરીરધારી પરમાત્મા જોઈએ. વળી એ પણ છે કે. ◆ **ઈશ્વર જો સૃષ્ટિ રચવા વગેરેની લીલાવાળા હોય, તો જીવોને આદર્શ પણ તેવો મળશે!** એ પણ જગતની ઘડ-ભાંગ કરવામા અને માયાના ખેલમા કશું અજુગતુ નહિ દેખે! શ્રીમંતને આદર્શ તરીકે ચિત્તમા સ્થાપનારાઓ પૈસાના પૂજારી બનતા દેખાય છે. આદર્શ તો સર્વોત્તમ જોઇએ. ચિત્તની વિશુદ્ધિ શુદ્ધ આદર્શ પર અવલબે છે, અને એ વિશુદ્ધિ હોય તો જ વિશુદ્ધ ધ્યાન થઈ શકે છે. ત્યારે જો કહો કે 'નિરંજન નિરાકાર શુદ્ધ ઇશ્વરને આદર્શ તરીકે રાખવાથી એ બની શકશે,' તો મોટો પ્રશ્ન જ એ છે કે '**मूलं नास्ति, कुतः शाखा?** જગત્કર્તા ઈશ્વર નિરાકાર ન હોય, નિરંજન ન હોય; અને કર્તા -ઉપદેશક નહિ એવા શુદ્ધ-નિરંજન નિરાકાર અનાદિના હોય એમા કોઇ પ્રયોજને ય નથી, તેમ પ્રમાણભૂતે ય નથી; પછી એવી વસ્તુ જ નહિ, તો ધ્યાન કોનું?' માટે કહો કે, ◆ કર્તા નહિ પણ ઉપદેશક અને જીવોને માટે આદર્શભૂત એવા પરમાત્મા અનાદિના નહિ, પણ બનેલા હોય છે. જીવ અનાદિની બહિરાત્મ-દશામાથી બહાર નિકળી, તત્ત્વદર્શનના બળે અંતરાત્મદશામા રમતો થાય, આધ્યાત્મિક સાધનાઓ દ્વારા એમા ખૂબ આગળ વધે ત્યારે ઉચ્ચ ઉત્કર્ષે પહોચતા જ્ઞાનાવરણ આદિ કર્મોનો વિધ્વંસ કરી વીતરાગ સર્વજ્ઞ પરમાત્મા બને છે એમા પણ જેણે પૂર્વની વિશિષ્ટ સાધના પર તીર્થંકર નામકર્મ નામનું પુણ્ય ઉપાર્જી મૂકયુ હોય, તે તેના આધારે પ્રાપ્ત થયેલ ૩૪ અતિશયો અને ૩૫ વાણી-ગુણોના બળે ધર્મશાસન સ્થાપી શકે છે,

## બહિરાત્મા-અંતરાત્મા-પરમાત્મા.

આત્માની ત્રણ અવસ્થા હોય. એમા ◆ **બહિરાત્મદશા,** એટલે બાહ્ય કાયાદિકને જ આત્મા અને સર્વસ્વ માનવાની અવસ્થા. જીવમાત્રને અનાદિ કાળથી એજ ચાલુ છે. એમા પોતાને 'હુ' તરીકે માત્ર કાયા, ઈન્દ્રિયો, અને મનને ગણે-સમજે છે, તેથી એ અને એના સુખકારી ધન-માલ-પરિવાર, રંગરાગ-માનપાન વગેરેને જીવનના સાર અને સર્વસ્વ લેખે છે.

કાયાને કેમ મહાલવાનું મળે, ઇન્દ્રિયો કેમ તુષ્ટ થાય, મન કેમ અનુકૂળ મળવાથી મદમસ્ત રહે, બસ! રાતદિ' એજ લગની. લેશ્યા, અને એની જ પ્રવૃત્તિ! 'પોતે કાયાથી જુદો, જ્ઞાનાદિના મૂળ સ્વભાવવાળો, અને મોહ તથા કર્મને લીધે અનાદિ અનંત કાળથી ભીષણ સંસારની ૮૪ લાખ યોનિઓમા ભટકનારો ચેતન આત્મા છે,' એનો સ્વપ્ને ય ખ્યાલ નહિ! સંતોના કે તેવા કુળમા જન્મના જોરે કદાચ પરલોકગામી આત્માનો ખ્યાલ આવ્યો હોય તો ય એવા આત્માનું હિત વિચારવાની, ને એને સંસારની દુઃખદ જન્મમરણની જ જાળમાથી મુક્ત કરવાની કોઈ જ લેશ્યા નહિ. એ કદાચ વ્રત કરે, તપ કરે, ધર્મક્રિયા કરે, તો ય એક જ ધૂન કે 'એથી દુન્યવી રાજ્ય, રમણી, વિષયોના સુખો કેમ પામું! કેમ સત્તા, સાહ્યબી અને જશ મળે! દેવતાઇ જન્મ મળે!' પણ 'રાગ દ્વેષ, મદ–મોહ, કામ–ક્રોધ વગેરે મારા આત્માના દુર્ગુણ છે, દુશ્મન છે, હિંસા જૂઠ વગેરે એ વિટંબણા છે; દેવતાઈ સંસાર પણ કેદ છે, એ બધાથી ક્યારે છૂટી સર્વશુદ્ધ અને અનંતગુણસંપન્ન બનુ,' એવો કોઈ વિચાર નહિ! 'કાયા માદી પડી? દવા લાવો,' 'ધન વધારવું છે, વેપાર વધારો.' 'વિષયો મળે છે, ભોગવી લો'...માત્ર એવી ને એવી જ બધી વૃત્તિ ને પ્રવૃત્તિમા રમ્યા કરે! આ સઘળી બહિરાત્મદશા છે. 'આ ભવ મીઠા. પરલોક કોણે દીઠા?' 'પરલોકથી કોની ચિઠ્ઠિ આવી?' 'ખાધુપીધુ એ આપણુ!' 'જીવ્યા કરતાં જોયું ભલું!' 'ભલાઇની દુનિયા નથી, પોલીસીથી ચાલો,' વગેરે વગેરે બહિરાત્માના સૂત્રો ઘડી રાખેલા હોય છે. એને કશો વિચાર નથી કે 'અંતે બધા નાચ નકામા છે; બધું મૂકીને જવુ પડશે! મોહની રમતોનાં કટુ ફળ નરકાદિમા ભોગવ્યા નહિ જાય! એથી દીર્ઘદુર્ગતિની પરંપરા ચાલશે! અહીં એક માત્ર ઉત્કૃષ્ટ ધર્મ–પુરુષાર્થને યોગ્ય ઉત્તમ માનવભવ મળ્યો છે, તો લાવ, અર્થ–કામની લત છોડું! કૂતરા–બિલાડા, કીડા–મકોડા વગેરે અગણિત હલકટ જીવો જે કરી રહ્યા છે, તેમા હું રાચું–રમું?.' બહિરાત્મદશામા ખૂંચેલાને મન એટલું મલિન છે, તામસ પ્રકૃતિવાળુ છે, કે આવી કોઇ વિચારણાજોગી ચિત્તવિશુદ્ધિ જ નથી. મનની પવિત્રતાનો એને ખપ સરખો નથી! પછી કોઇ હિતૈષી સંતસાધુ શિખામણ આપે તો તે ઝીલવાને બદલે તેને ઠગાઈ સમજે છે!

'ઉપમિતિ' ગ્રન્થમા એક ભિખારીનુ દૃષ્ટાંત મૂકયુ છે. મૂળ એ અખૂટ નિધાનોનો માલિક, પણ લુચ્ચાઓની જાળમા ફસાઈ બેડીએ બંધાય છે, અને તેવી કોઈ જડીબુટ્ટીના પ્રયોગે સ્મરણશક્તિ અને સ્વસ્થતા ગુમાવે છે! પછી ભૂખ્યો થતાં એને પેલાઓ ચાર ગતિની શેરીઓમા શરીરરૂપી ચપ્પણિયા આપી નચાવે છે, મજૂરી કરાવે છે, ને માર પણ મરાવે છે! છતાં એમ કરીને ય ખાવા–ખેલવા મળે છે એટલે, અને અસલ સ્થિતિ વિસરાઇ ગઈ છે તેથી, એ બધું પોતાનું ખરૂં જીવન સમજી એમા જ મસ્ત રહે છે! પછી એને અનંતો કાળ એમ ગુજારતા ક્યારેક સંત પુરુષ મળી આવતા કહે છે કે–'અરે! તુ કોણ? તુ તો આવો સ્વતંત્ર, મહાવૈભવી, મહાસુખી! તે આ લુચ્ચાઓના નાચે નાચવામા મસ્ત? કાં ભૂલો પડી ગયો? કેટલો તું દુઃખી!' પરંતુ એ ઉપદેશને એ હંબગ–મિથ્યા ગણે છે. કહેનારને ભૂલેલા અને અને ભરમાવનારા ગણે છે! પોતાની અસલ જાત અને સમૃદ્ધિ જરા ય માનવા તૈયાર નથી. એ તો ચપ્પણિયું, ગુલામી, અંધાપો, નાચ અને નચાવનારા, વગેરેને સહજ સમજે છે! બહિરાત્માની આવી સ્થિતિ હોય છે. શરીર, મજૂરી, અજ્ઞાન, રાગ–દ્વેષાદિ, અને માયા–મમતા વગેરેને પોતાની સહજ સ્થિતિ તરીકે લેખે છે! ધર્મની, આત્મા–પરમાત્માની વાતોને મિથ્યા ગણે છે! ધર્માત્માને ભૂલેલા અને ભરમાવનારા ગણે છે!

◆અનંતો કાળ આમ વીત્યા પછી જીવ **અંતરાત્મદશા** તરફ જો વળે, તો એની પ્રગતિ શરૂ થાય છે પણ તે ચરમાવર્ત કાળમા જ શકય છે; ત્યા જ એની દૃષ્ટિ કાયા–માયાના હિત પરથી ઉઠી આત્મા અને આત્મહિત ઉપર પડે છે; ભવ્ય સમૃદ્ધિવાળા પોતાના આત્માનો ખ્યાલ આવે છે; સંસારે કરેલો આત્માનો અપકાર, ને આત્મહિતની ભયંકર બરબાદી એની નજરમા આવે છે, એથી એ કંપી ઉઠે છે! ઘોર સંસાર પર એને નફરત છૂટે છે; અણગમો થાય છે, એનાથી એ ઉભગે છે, ને એને આત્માની અનંત સુખમય

પૂર્ણ આબાદીમય તથા પુદ્દગલની લેશ પણ ગુલામી રહિત આઝાદીવાળા મોક્ષની રુચિ જાગે છે. હવે એ સમજે છે કે 'આવા ભવ્ય મોક્ષની પ્રાપ્તિ અને સંસારની ઘોર વિટંબણાનો અંત કાયા-માયાના, ઇન્દ્રિયો અને મનના, ને લાડી-વાડી-ગાડીના, પક્ષપાત તથા મમત્વ રાખ્યેથી નહિ થાય. એ રાખીને તો આજસુધી દુઃખદ સંસારમાં અખંડ ધારાએ પરિભ્રમણ કર્યા છે. એટલે હવે તો, એ એક જ જીવનના સંબંધી અને બંધનકારી બાહ્ય પદાર્થોને પર લેખી પોતાના આંતરિક સનાતન આત્મા પર દૃઢ રાગ, ગાઢ મમત્વ, અને પાકા પક્ષપાત-વાળો બને છે. ઇન્દ્રિયો અને મનથી નીપજેલા વિવિધ જ્ઞાન, કાયા-માયા દ્વારા અનુભવાતા સુખ-દુઃખ, ને અંતઃકરણથી ઉદ્દભવતી કેઈ લાગણીઓ,-એના આધાર તરીકે તે ઇન્દ્રિયો કાયા, વગેરેને નહિ, પણ ભીતરમા રહેલા જુદા જ આત્મદ્રવ્યને જુએ છે. એને જોતો થયો એટલે હવે જાણે છે કે ખાનપાન, જોવુ-ચાખવુ. .વિચારવું-બોલવુ, પરિગ્રહ-રાગદ્વેષ વગેરે કરવા, એ બધું કરવાની સ્વતંત્ર તાકાત કાયા કે મનમા નથી. એ બધું તો પરભાવમાં ભૂલી મૂળ માલિક પોતાનો આત્મા કરે છે; કાયા-માયા એની પાસે કરાવીને એની પાયમાલી સર્જે છે! તેથી હવે એ જાણ્યા પછી, કાયા, ઇન્દ્રિયો, ને મનથી એવું બધું થતુ દેખે એમાં પોતે શાનો ખુશી હોય ? એ તો હવે રસ લીધા વિના, એનો માત્ર સાક્ષી બની રહે છે.

**'આતમબુદ્ધે કાયાદિક ગ્રહ્યો, બહિરાતમ અઘરૂપ** (પાપ રૂપ);**કાયાદિકનો સાખીધર રહ્યો, અંતર આતમરૂપ,'** અંતરાત્મા બનેલાને સાક્ષિભાવ જાગ્યાથી 'કાયાદિનાં સુખદુઃખ અને હ્રાસ-વિકાસ, એ મારા નહિ,'-એવુ સચોટપણે લાગી ગયું હોય છે. ત્યારે તો **ગજસુકુમાળ** મહામુનિ પોતાના માથે સોમિલ સસરે સગડી કરીને ભરેલા ધખધખતા અંગારા સુખપૂર્વક સહી શકયા! એમ વિચારીને કે 'આ **બળે છે તે મારૂં નથી, ને મારૂં છું તે બળતું નથી.** કાયા તો વળગેલી એક લપ છે, એ બળી જાય છે તો લપ જશે.' કાયાને બદલે અંદરના આત્માને પોતાની ચીજ તરીકે દેખ્યા પછી (૧) આત્મા છે, (૨) એ નિત્ય છે, (૩) કર્મનો કર્તા છે, (૪) કર્મનો ભોક્તા છે, (૫) મોક્ષ છે, (૬) મોક્ષનો માર્ગ છે,- એ ષટ્સ્થાન નક્કી કરી, હવે મોક્ષ માટે એનાં જૂના કર્મ ઓછા કરવાની અને નવાં કર્મ અટકાવવાની લગની લાગે! જે કુવાસનાઓ અને દુર્ગુણોથી આ જંજાળ પોષાઇ રહી છે, એને નાબૂદ કરવાની લગની લાગે! હજી ઇન્દ્રિયો અને કાયા-માયાની પ્રવૃત્તિ છૂટી નથી, પણ એમા લક્ષ રહે કે **'મારા આત્માનું ન બગડે' એ પોતાને અર્થાત્ પોતાના આત્માને એ કાયા-માયા-ઇન્દ્રિયો વગેરેના હવાલે ન કરે, પણ એ બધાને આત્માની ચોકી નીચે રાખે.** ચોવીસે કલાક આત્માની ચિંતા, આત્માના હિતાહિતનો ખ્યાલ અંતરાત્મભાવ રખાવે. ભૂતકાળ બગડી ગયો, પણ ભવિષ્ય કેમ ન બગડે તે વિચાર, ને તે સાવધાની રહે. માટે જ તે કાયા-માયાના રંગમા ન ફસાય. સમજે છે કે **'સંસારયાત્રામાં આ કાયામાં આવી વસ્યા, તે તો એક ધર્મશાળા છે ભાડાની કોટડી છે. એમાં અંતિમ મુકામ નહિ માનવાનો.'** નમિ રાજર્ષિને ઇન્દ્રે બંગલા બંધાવવા, કોટ સમરાવવા વગેરે કહ્યું મહર્ષિએ ઉત્તર કર્યો કે 'માર્ગમાં જે ઘર કરી બેસે તે ઠગાય છે.' સંસાર તો જંગલ છે, જંગલમા તો સિંહ વાઘ વરુથી મરવાનો, ને લૂંટારાથી લૂંટાવાનો ભારે ભય! ત્યા મુકામ કરી નિરાતે ન બેસાય. એવુ ઉત્તમ મનુષ્યભવમા જો કાયા-માયામા નિરાંત કરી, તો મુક્તિના મુખ્ય સ્ટેશન ભૂલી જવાશે, ને લુંટાવાનું થશે! દિલ્હી જવુ છે, વચલા સ્ટેશને મેઇલ ઉભો; ત્યા પ્રવાસી નીચે ઉતરે તો ય કેવા હૃદયે? કયી સમજ સાથે? એજ કે ગાડી અને માલ ન ઉપડી જાય; નાસ્તા-પાણીમા બહુ ખર્ચાઇ ન જાય. એમ અંતરાત્મા આ જીવન-વિસામાને હવે બહુ પાપસેવનરૂપી ખર્ચથી નભાવવા ખૂશી નહિ. એટલે પાપ-પ્રવૃત્તિઓમાં શકય ઘટાડો કરે છે. એ માટે દાન-શીલ, ત્યાગ-તપ, શમ-દમ (કષાયનિગ્રહ-ઇન્દ્રિયનિગ્રહ), શુભ ભાવનાઓ વગેરેના ભવ્ય પુરુષાર્થ, અને હિંસાદિ પાપોમાં ધરખમ ઘટાડો કરે છે એ કાયાથી શકય ન હોય તો વાણીથી, ને એ ય છેવટે શકય ન હોય તો મનથી કરે છે. આત્મદ્રષ્ટા બન્યો એટલે આત્માના તારક દેવાધિદેવ અને સદ્ગુરુ પર અથાગ શ્રદ્ધા-

પ્રીતિ-ભક્તિ આદરે છે. બસ! એક જ લગની છે, 'આત્માની ઉપરના કર્મના અને દોષના ભાર ઉતારૂં, ગુણ સમૃદ્ધિ વધારૂં, આત્માનું પાપવીર્ય ઘટાડી ધર્મવીર્ય વધારૂં.' અંદર ધર્મવીર્ય તો ઘણું છે, પણ બહિરાત્મભાવે એને છારી દીધું છે. આવરી દીધું છે, બહિરાત્મભાવની વાસનાઓને જેમ જેમ ઘટાડવામાં આવે, તેમ તેમ ધર્મવીર્ય વધે છે. અલબત એ માટે ધર્મનો પુરુષાર્થ વધતો રહેવો જોઇએ. ધર્મવીર્ય વધવાથી અંતરાત્મભાવ પણ વિકસિત બને છે. પછી કાયાદિની ખાનપાનાદિ પ્રવૃત્તિ ક્યાં થઇ જાય છે, એની જાણે ખબર જ નથી પડતી! તેથી ઉલટું, ધર્મની વૃત્તિ-પ્રવૃત્તિ જાગ્રત પણે સહજ જેવી બનતી આવે છે! ક્ષમાદિ ધર્મ આત્મસાત્ યાને આત્માના સ્વભાવભુત બનતા આવે છે! સ્વરૂપરમણુતા વધતી ચાલે છે.

◆**પરમાત્મદશા:** અંતરાત્મભાવમા આગળ આગળ વધતાં જ્યાં ઉચ્ચ નિરાલંબન ધ્યાનથી સ્વરૂપરમણુતાની પરાકાષ્ઠાએ પહોચી, ક્ષમાદિ ધર્મ અને તત્ત્વસંવેદનને બિલકુલ આત્મસ્વભાવભૂત કરી દે છે, ને આત્મા વીતરાગ બને છે, ત્યારે ત્રીજી પરમાત્મદશા પ્રગટ થાય છે. ત્યા જ્ઞાનાવરણાદિ કર્મોનો નાશ થઈ જવાથી લોકાલોક-પ્રકાશક અનત જ્ઞાન-દર્શન અને અનંત વીર્ય આદિ અનંતા ગુણ પ્રગટે છે હવે અહીં ત્રણે ય કાળનું સમસ્ત વિશ્વ પ્રત્યક્ષ દેખાતુ હોવાથી કશુ જ ન જણાતુ અથવા ન દેખાતુ રહેતું નથી કે જેના માટે ચિંતન, ધ્યાન કરવુ પડે. માટે, આ ધ્યાનાતીત શુદ્ધ સ્વરૂપસ્થ અવસ્થા છે. અલબત અહીં હજી દેહનો સંબંધ છે, દેહની પ્રવૃત્તિ છે, છતા અજ્ઞાન અને નિદ્રા, મિથ્યાત્વ-અવિરતિ, રાગ, દ્વેષ, કામ અને હાસ્યાદિ ૬ (હાસ્ય-શોક, રતિ-અરતિ, ભય, જુગુપ્સા), તથા દાન-લાભ-ભોગ-ઉપભોગ-વીર્યના પાચ અંતરાય-એ આત્માના મુખ્ય અઢાર દોષ એના અવાન્તર પ્રકારો સહિત સર્વથા નાશ પામી ગયા હોવાથી તદન શુદ્ધ સ્વચ્છ ગુણમય અવસ્થા પ્રગટ થઇ ગઇ છે; માટે આ સદેહ પરમાત્મદશા છે, જીવન્મુક્ત દશા છે. પછી શાતા-અશાતા વેદનીય કર્મ, આયુષ્ય કર્મ વગેરે ભોગવાઇને નાશ થઇ જતા, હવે કોઇ કર્મનો સંબંધ નહિ રહેવાથી તે આત્મા દેહાદિ સંબધ-રહિત બની સદાને માટે મોક્ષ પામે છે, તે વિદેહ પરમાત્મદશા છે. ત્યા હવે સદા અનંતજ્ઞાન, અનંતદર્શન, અવ્યાબાધ સુખ, અનંત ચારિત્ર (વીતરાગતા), અક્ષયપણું, અરૂપીપણુ, અગુરુલઘુપણું અને અનંતવીર્યાદિ, એમ મૂળ આઠ ગુણ પ્રગટ રહે છે.

**કયા પરમાત્મા અરહંત?:** સદેહ પરમાત્મદશાની સાથે, જે જીવે પૂર્વની વિશિષ્ટ સાધના કરીને તીર્થંકર-નામકર્મનું ઉત્કૃષ્ટ પુણ્ય ઉપાર્જ્યું હોય તેમને, તે પુણ્ય ઉદયમા આવવાથી, પહેલા સ્તોત્ર-પૂજાના વિષયમા અરિહંતના ૩૪ અતિશય, ૩૫ વાણીગુણ વગેરે જે શક્તિ કહી આવ્યા, તે પણ પ્રગટ થાય છે. અષ્ટ પ્રાતિહાર્યાદિ પૂજાને અર્હ (યોગ્ય) બને છે, માટે તે અરિહંત યા અરહંત કહેવાય છે, અને તે ધર્મ-તીર્થ (ધર્મ-શાસન)ની સ્થાપના કરે છે, માટે તે તીર્થંકર પરમાત્મા પણ કહેવાય છે. સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા એ ચતુર્વિધ સંઘને તે સ્થાપે છે. આમ એ પરમાત્મા 'બનેલા' હોય છે, પણ કાઇ 'અનાદિના' નથી હોતા. તો પૂછો કે એ શી રીતે બને? ઉત્તર એ છે કે,

**અરહત બનતા શી રીતે:** બહિરાત્મભાવમાથી નીકળી અંતરાત્મા અને પરમાત્મા બનવા માટે એમને સર્વજ્ઞોકત તત્ત્વો અને મોક્ષમાર્ગનું જ્ઞાન તથા ધર્મ-શાસનની નિશ્રા ( ઓથ ) જોઇએ, અને તે તો પૂર્વે થઇ ગયેલ અરિહંત પરમાત્મા થકી જ મળી શકે, વળી તે પૂર્વના અર્હત્પરમાત્મા પણ એમની પૂર્વે થઇ ગયેલ અરહંત પ્રભુના તત્ત્વદર્શન અને ધર્મશાસનના આધારે જ બન્યા હોય... એમ પૂર્વે પૂર્વે વિચારતા અનંતા અરિહંત પરમાત્મા યુક્તિ-પુરસ્સર સિદ્ધ થાય છે. એટલે જે લોકો પાર્શ્વનાથ અને મહાવીરસ્વામીને જ ઐતિહાસિક તીર્થંકર તરીકે ઓળખાવી એમની પૂર્વના તીર્થંકર ભગવાનો અંગે સંદેહ ઉભો કરે છે, તેઓ અજ્ઞાન યા મિથ્યા ગ્રહને લીધે વાસ્તવિક તર્કસિદ્ધ નિશ્ચિત હકીકતનો

વ્યર્થ વિરોધ કરનારા છે. અરિહંત પરમાત્મા એક એ નહિ પણ અનેક થઇ ગયા છે, એ વાસ્તવિક નિશ્ચિત હકીકતનું સૂચન 'નમોત્થુ ણું અરહંતાણું'માંના બહુવચનથી થાય છે. કેમકે બહુવચન એ, અદ્વૈત યાને જેનો બીજો પ્રકાર નથી એવી એકમાત્ર વસ્તુનો નિષેધ કરે છે, ▲અહીં એટલું ધ્યાનમાં રહે કે જગતમા આત્માનું અદ્વૈત એટલે એકમાત્ર આત્મા, પરમાત્માનું અદ્વૈત એટલે એકમાત્ર પરમાત્મા, જ્ઞાનનું અદ્વૈત, શબ્દનું અદ્વૈત, અર્થાત્ વિશ્વ એકલું જ્ઞાન સ્વરૂપ, શબ્દસ્વરૂપ,...આવા આવા અનેક અદ્વૈત પ્રવર્તે છે એ બધા મિથ્યા અને નિષેધ્ય છે, પરંતુ પ્રસ્તુત 'અરહંતાણું'માના બહુવચનથી માત્ર આત્મા અને પરમાત્માના અદ્વૈતનો નિષેધ સૂચિત છે.

**આ બહુવચનથી બીજું સૂચન ફળની અતિશયતા છે** કેમકે નમસ્કારના વિષય ઘણા લેવાથી નમસ્કાર કરનારને ફળ અતિશય મળે છે. અહીં પ્રશ્ન ઉઠે કે શું ઘણાંને એક નમસ્કાર કરવામાં તો ફળના નાના નાના ટૂકડા ન થઇ જાય ? પણ એવું નથી. આની ચર્ચા આગળ 'નમો જિણાણં' પદની વિચારણામાં બતાવાશે. બાકી એટલું ચોક્કસ છે કે અનેક અરહંત પ્રભુને નમસ્કાર કરવા માટે આતરિક દૃષ્ટિ સમક્ષ અનેક અરહંત પ્રભુ લાવવા પડે; અને એમ કરીને નમસ્કાર કરવામાં ભાવોલ્લાસ ઘણો વધી જાય; ને તેથી નમસ્કાર કરનાર ભાગ્યશાળી એકને નમસ્કારના ફળ કરતાં ઊંચા શુભ ભાવનાના ઉત્કર્ષ રૂપી ફળને પામ્યો એ સહજ છે. આ અત્યધિક ભાવોલ્લાસનો અનુભવ, 'નમો અરિહંતાણં...' વગેરે પંચપરમેષ્ઠિ-સૂત્ર બોલતાં આપણે જાણે લોકની બહાર અલોકમાં ઉભા છીએ, અને સામે લોકમા જાણે આપણી દૃષ્ટિ સમક્ષ અનંત અરિહંત, અનંત સિદ્ધ, અનંત આચાર્ય-ઉપાધ્યાય-સાધુને સાક્ષાત્ જોતા સૂત્રના પદે પદે નમસ્કાર કરીએ છીએ,-એ વખતે થાય છે ! ત્યારે એકને બદલે અનેક પરમાત્માને નમસ્કાર કરવામાં મનને થાય કે ધન ખર્ચ વગેરે તો કાંઇ લાગતો નથી, પછી શા સારૂ અનેકને લઇને આવો સહેલો છતાં ઊંચો લાભ ન લેવો ? કહે છે ને 'वचने का दरिद्रता ?-કોઇની સાથે વાતના પ્રસંગે વિવેકના બોલમાં કંજૂસાઈ શા માટે કરવી ?' એમ અહીં 'नमनविषये का दरिद्रता ?,-નમસ્કારના વિષય લેવામાં કંજૂસાઇ શા માટે કરવી ? વિષય તરીકે શા માટે અનેક અરહંત ન લેવા ?

**'નમોત્થુ'માં પ્રાર્થના-વચનથી બીજાઓ બીજો અર્થ** લે છે. તે એ છે કે આ પ્રાર્થના-વચન વસ્તુગત્યા લોકોત્તર જહાજવાળા માટે તેના સાધન તરીકે પહેલો ઇચ્છાયોગ હોવાનું કહે છે. લૌકિક જહાજ તરીકે નાવ, સ્ટીમર વગેરે ગણાય; લોકોત્તર જહાજ તરીકે અરહંત પરમાત્માનું પ્રવચન અર્થાત્ જિનશાસન કહેવાય; કેમકે એ એનો આશરો લેનારને ભવસાગરથી પાર ઉતારે છે; પરંતુ તે તત્ત્વત. યાને વસ્તુસ્થિતિએ આશરો લેનારને યાને ખરેખર આ જહાજ સ્વીકારનારને પાર ઉતારે છે. ખાલી નામથી જ જૈન હોય, યા માત્ર પૌદ્ગલિક દુન્યવી લાલસાઓ પોષવા માટે જ બીજા ઉપાયોની જેમ જૈનશાસનનો ઉપયોગ કરતો હોય, એ જૈનશાસનનો વસ્તુસ્થિતિએ આશરો લેનારો ન ગણાય. કેમકે એને તો સંસાર પોષવો છે, સંસારનો અંત નથી લાવવો. ઇતરની જેમ એવાને પણ, હવે કહેશે તે, ઇચ્છાયોગ વગેરે હોઈ શકતા નથી; તેમ એ ભવપાર કરી શકતો નથી. તો જે ખરેખર જિનશાસનને સ્વીકારનારા છે, એમને હવે એની ઉપાસના કરવા માટે સાધન તરીકે ત્રણ પ્રકારના યોગ છે. એમાં અહી 'નમોત્થુ' કહીને પહેલો ઇચ્છા-યોગ કહે છે. તેમાંથી બીજો શાસ્ત્ર-યોગ અને ત્રીજો સામર્થ્ય-યોગ જન્મે છે; અને સામર્થ્ય-યોગ પછી તરત જ કૈવલ્ય પ્રાપ્ત થાય છે-એમ યોગના આચાર્ય કહે છે.

## ઇચ્છાયોગ : શાસ્ત્રયોગ : સામર્થ્યયોગ.

(લ૦) अथ क एते इच्छायोगादयः ? उच्यते, अमी खलु न्यायतन्त्रसिद्धा इच्छादि-प्रधानाः क्रियया विकलाविकलाधिकास्तत्त्वधर्म्मव्यापाराः ।

**અર્થ**: ત્યારે, (પ્રશ્ન થાય કે) એ ઇચ્છાયોગાદિ શું છે? ઉત્તર કરવામાં આવે છે કે આ તો ન્યાયશાસ્ત્રમા પ્રસિદ્ધ, ઇચ્છાદિની પ્રધાનતાવાળાં અને ક્રિયામાં (ક્રમે કરીને) અપૂર્ણ પૂર્ણ, અને અધિક એવા તાત્ત્વિક ધર્મની પ્રવૃત્તિ છે.

વિવેચન:

પ્ર૦-ઇચ્છાયોગ વગેરે શું છે?

ઉ૦-ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ, એ તાત્ત્વિક ધર્મની પ્રવૃત્તિ સ્વરૂપ છે. કેમકે યોગ એટલે મોક્ષની સાથે યોજી આપે તે, અને તાત્ત્વિક ધર્મપ્રવૃત્તિ એ કરી આપે છે, તે તેથી યોગ કહેવાય છે. એમા ઇચ્છાયોગ વગેરે એ કક્ષાવાર ધર્મની પ્રવૃત્તિના યથાયોગ્ય નામ છે. યથાયોગ્ય એટલા માટે, કે જે ધર્મપ્રવૃત્તિમાં ઇચ્છાની મુખ્યતા છે તેનું નામ ઇચ્છાયોગ, શાસ્ત્રની મુખ્યતા છે તેનું નામ શાસ્ત્રયોગ, અને સામર્થ્યની મુખ્યતા છે તેનું સામર્થ્યયોગ. ત્રણે ય પ્રવૃત્તિ ધર્મની તો ખરી જ, પાપપ્રવૃત્તિ નહિ, સંસાર-પ્રવૃત્તિ નહિ. ધર્મપ્રવૃતિ પણ તાત્ત્વિક ધર્મની પ્રવૃત્તિ લેવાની; અર્થાત્ જેમા ખરેખર ધર્મનું લક્ષણ ઘટે, જે ખરેખર જીવને દુર્ગતિથી ધારી (બચાવી) સદ્ગતિમાં ધરે તેનુ નામ ધર્મ. તે જ સાત્ત્વિક ધર્મ કહેવાય, અને તે સર્વજ્ઞકથિત હોવો જ જોઇએ. સર્વજ્ઞ વિના બીજાનું ગજું નહિ કે એવો ધર્મ બતાવી શકે. (૧) હવે ધર્મનો સાધક આત્મા પહેલે તબક્કે ઉચ્ચ કોટિની ધર્મસાધના નથી કરી શકતો. પહેલા તો એ સાધનામાં પ્રવર્તે ત્યાં એને કેટલીય વિકલતા યાને ત્રુટિઓ રહી જાય છે પરંતુ એને ધર્મ કરવાની ઇચ્છા પ્રબળ છે, તેથી અહીં ત્રુટિવાળી ક્રિયાની મુખ્યતા ન ગણતા ઇચ્છાની મુખ્યતા ગણીને આવી ધર્મસાધનાને 'ઇચ્છાયોગ' નામ આપ્યું. એથી સ્પષ્ટ છે કે એકલી ધર્મ—ઇચ્છા એ ઇચ્છાયોગ નથી, પરંતુ ધર્મઇચ્છાવાળી ધર્મક્રિયા એ ઇચ્છાયોગ છે. (૨) શુદ્ધ ધર્મ કરવાની ઇચ્છાના જોર પર ધર્મ-ક્રિયામા આગળ વધતાં વધતા જયારે ક્રિયાની બધી વિકલતા અર્થાત્ ખામીઓ દૂર કરી, શાસ્ત્રે કહ્યા મુજબ અવિકલ યાને સંપૂર્ણ શુદ્ધ ક્રિયા કરાય છે, ત્યારે તે ધર્મપ્રવૃત્તિ 'શાસ્ત્રયોગ'રૂપ બને છે. એમા શાસ્ત્રના આદેશ સાચવવાનું મુખ્ય છે, માટે તે શાસ્ત્રયોગ કહેવાય છે. (૩) એમા પણ આગળ વધતા જયારે અધિક એટલે કે વિશેષતાવાળી ધર્મસાધના કરવાનું સામર્થ્ય ફોરવાય છે, ત્યારે તે સાધનામાં શાસ્ત્ર ઉપરાંત આત્મસામર્થ્યની વિશેષતા હોઇને તેને 'સામર્થ્યયોગ' કહેવામા આવે છે.◆આ ત્રણે ય યોગ અલબત આગમમાં સૂત્રરૂપે અર્થાત્ શબ્દશ કયા ય સાભળવા નથી મળતા, છતાં યુક્તિ-સ્વરૂપ શાસ્ત્રથી એ સિદ્ધ થાય છે; અને આ જ ગ્રન્થમા આગળ 'आगमश्चोपपत्तिश्च' એ શ્લોકથી કહેવાના છે કે આગમ અને યુક્તિ, બન્નેયથી પદાર્થ સિદ્ધ થાય છે, ને તેનુ શ્રવણ, મનન, આદિ કરવુ જોઇએ. એટલું ખરું કે યુક્તિ લડાવવા જતા આગમનો વિરોધ ન આવવો જોઇએ. બાકી એવા કેટલાય પદાર્થો છે કે જે સીધા શબ્દશઃ વર્તમાન આગમમા નથી મળતા, છતા એ યુક્તિથી સિદ્ધ થાય છે. તેમજ એ આગમવિરુદ્ધ નથી, કિન્તુ આગમોક્ત પદાર્થની સાથે સંગત થાય છે. ઇચ્છાયોગાદિ ત્રણ યોગ આ પ્રકારના છે.

## ૧. ઇચ્છાયોગ.

(લ૦) उक्तं च,

कर्तुमिच्छोः श्रुतार्थस्य ज्ञानिनोऽपि प्रमादतः। विकलो धर्मयोगो यः स इच्छायोग इष्यते ॥ १ ॥

**અર્થ**:—કહ્યું છે કે (ધર્મ) કરવાની ઇચ્છાવાળા (અને) આગમશ્રવણવાળાની (એ આદરણીય તત્ત્વનો) જ્ઞાની છતા પ્રમાદના લીધે (થતી) જે ખામીવાળી ધર્મપ્રવૃત્તિ, એને

ઈચ્છાયોગ માનવામાં આવે છે.

વિવેચન: પહેલી ઇચ્છાયોગની કક્ષાની ધર્મપ્રવૃત્તિમાં ચાર વસ્તુ છે.

(૧) કોઈ આશંસા વિના જ તેવા પ્રકારના કર્મ-ક્ષયોપશમથી ધર્મ કરવાની ઈચ્છા,

(૨) તે ધર્મના વર્ણનવાળા આગમનું કરેલું શ્રવણ,

(૩) શ્રવણથી થયેલું સાધ્ય—ધર્મના તત્ત્વનું જ્ઞાન, અને

(૪) વિકથાદિ પ્રમાદવશ ખામીવાળી ધર્મસાધના

◆(૧) ઈચ્છાયોગ એ પાયાની ધર્મસાધના છે. એમાં મુખ્ય પહેલી તો ધર્મ કરવાની ઇચ્છા જોઈએ, હાર્દિક ઊર્મિ જોઇએ. ધર્મની એકલી જાણકારી કારગત ન બને; એને સાધવાની ગરજ, તાલાવેલી અને તમન્ના હોય તો આગળ વધાય આ અંતરમાંથી ઉઠે, તો એની પાછળ શકય ધર્મપ્રવૃત્તિ પણ થાય, ને તે રસમય થાય. દેખાદેખી કે શરમાશરમી કરવુ પડે કે બળાત્કારે ધર્મપ્રવૃત્તિ થાય તો ત્યાં વેઠિયાગીરી જેવી કરાશે. ઇચ્છા નથી, ને પ્રવૃત્તિ કરવી પડે, એમાં અકળામણ થશે કે 'કયાં લપ આવી! કયારે પૂરી થશે!...' વગેરે. એવી ધર્મપ્રવૃત્તિ એ પ્રાથમિક ઈચ્છાયોગમા પણ નહિ. માટે એ હાર્દિક ઈચ્છાપૂર્વક જોઇએ. ◆ હાર્દિક ઇચ્છા પણ કોઈ બહાના હેઠળ, કે કોઇ પૌદ્ગલિક ધન-માનાદિની આશંસાપૂર્વક નહિ જોઇએ. એમાં તો લક્ષ ધર્મ સિદ્ધ કરવાનુ નહિ, પણ દુન્યવી લાભ સિદ્ધ કરવાનું રહે છે. તેથી ધર્મ સહજ યાને સ્વભાવગત નથી બનતો આવતો. ધર્મ ભૂલવા માગીએ તો ન ભુલાય, એના બદલે પરાણે યાદ કરવો પડે, યાદ કરીએ ને ભુલી જવાય છે, એ શાથી? નિરાશંસભાવે ધર્મ કરવાની તાલાવેલી જોરદાર નથી જગાડી તેથી બીજા બહાના હેઠળ થતી ધર્મપ્રવૃત્તિ પગાર માટેની નોકરી ભરવા જેવી છે. પગાર બંધ કે ઓછો થયો લાગે એટલે એ નોકરીમૂકી બીજું પકડાય છે, તેમ આશા, અપેક્ષા ન ફળતી કે ઓછી ફળતી લાગતા ધર્મપ્રવૃતિ છોડી બીજા કાર્યોમા ઓતપ્રોત થવાય છે. ધર્મ—પ્રવૃત્તિ બે જાતની,-૧. ઔદયિક ભાવની, ને ૨. ક્ષાયોપશમિક ભાવની. ઔદયિક ભાવની એટલે ધનાદિ-લોભ, માન 'હુ સારો દેખાઉ,' વગેરે મોહોદયથી પ્રેરાઈ જે ધર્મ-પ્રવૃત્તિ કરાય તે; ક્ષાયોપશમિક ભાવની એટલે મિથ્યાત્વ મંદ પડયુ રાગાદિ મંદ પડયા ને આત્મહિતાર્થે જે ધર્મ-પ્રવૃત્તિ થાય તે. ઔદયિક ભાવમા આધળી દળે, ને કૂતરૂં ચાટી જાય! આધળો આત્મા ધર્મ કરી કરીને રાગ લોભાદિ કષાયોને પોષશે! માટે રાગાદિકર્મનો ક્ષયોપશમ થઈને શુદ્ધ નિરાશસભાવે ધર્મની ઈચ્છા અને ધર્મ થવો જોઈએ. એથી સુસંસ્કારની વૃદ્ધિ થાય. એવા ધર્મના અભ્યાસથી પાછો ક્ષયોપશમ વધે, અને વિશેષ ઊંચો ધર્મ સધાય, તો શાસ્ત્રયોગ તરફ જવાય. ◆(૨) ધર્મની ઇચ્છા તો કહી, પરંતુ પછી એકલી ધર્મપ્રવૃત્તિ લઇ બેસવાનું નહિ, પણ તે ધર્મની વિધિ શી, યોગ્યતા શી, ઇત્યાદિ બતાવનારા આગમનું શ્રવણ કરવુ જોઈએ. તો એનુ સમ્યગ્ જ્ઞાન થઇ સાચી સાધના થાય; આપકલ્પના યા કોઇ કોઇનું જોઈ લીધા માત્રથી નહિ. કેમકે બીજાનુ જોવામા તો કોને ખબર કે એ બીજો યથેચ્છ કલ્પના કે અવિધિ આદિથી કરતો હશે તો? તેમ, સ્વયંકલ્પનામા સાચી વિધિ વગેરે ય ન જાણી શકાય. ધર્મનું તન્ત્ર અતીન્દ્રિય છે, કેવી કેવી ઝીણવટભર્યા વિધિવિધાન અને કેવી કેવી વિશેષતા જાળવવાથી કેવા કેવા પુણ્યાનુબંધી પુણ્યના ઉપાર્જન થાય છે, પ્રાગબદ્ધ કયા કયા અશુભ કર્મદલિયાના શુભમા સંક્રમણ થાય છે, અપવર્તના (સ્થિતિ-રસના હ્રાસ) થાય છે, પ્રદેશોદય થાય છે, વગેરે શા શા સામાન્ય ને વિશિષ્ટ ફળ મળે છે, ત્યારે કઇ કઇ અયોગ્યતા, વિધિભંગ, આશાતના વગેરેથી કયા કયા મોહનીય કર્મ, ને જ્ઞાનાવરણાદિ કર્મ બંધાય છે, .. ઈત્યાદિ બધું અતીન્દ્રિય છે. ચક્ષુ કે મનથી જાણી શકાય નહિ. દાળમા મસાલો નાખી એ જીભે મૂકી તો ઝટ ખબર પડી કે આ મસાલો ઓછો વધુ છે. પણ અતીન્દ્રિયમા તો સર્વજ્ઞના શાસ્ત્રથી જ ખબર પડે. માટે શાસ્ત્ર સાભળીને ધર્મપ્રવૃત્તિ કરે તો એ પ્રવૃત્તિ ઈચ્છાયોગમા આવે કહે છે, 'બે કલાક પૂજામા થાય છે. માટે

વ્યાખ્યાને નથી આવતો,' અરે પણ સાંભળ્યા વિના ધર્મનો હક જ કયા છે? ◆ (૩) આગમ સાભળ્યા તો હોય, પણ ધર્મપ્રવૃત્તિ વખતે યાદ ન હોય યા સમજ્યો જ ન હોય તો ય ન ચાલે. માટે જે ધર્મપ્રવૃત્તિ કરવી છે, તેને અંગે શાસ્ત્રશ્રવણ કરવા ઉપર તેનું ગ્રહણ-અવધારણ જોઈએ. એમા રહસ્ય, સિદ્ધાન્ત વગેરે તત્ત્વને બરાબર સમજવા-યાદ રાખવા જોઈએ; ચોકસરૂપે મનમા ઠસાવી-ઠરાવી રાખવા પડે. સાભળીને ઉઠયા પછી કાઇ નહિ એ તો સુપ્તનૃપકથા જેવુ છે;-રાજા ઉંઘ લાવવા માટે વાત સાંભળે એના જેવુ છે. માટે સાભળ્યા પર સ્થિર જ્ઞાન જોઈએ. ◆ (૪) ધર્મની ઈચ્છા, શ્રવણ અને જ્ઞાન કર્યું પણ પછી પ્રવૃત્તિ ન કરે તો ઈચ્છાયોગ નહિ. માટે ઇચ્છા અને જ્ઞાનનો અમલ જોઇએ. અલબત સાચી ધગશ હોય તો પ્રવૃત્તિ થાય, પરંતુ કેટલીક વાર ખોટી રીતે સાસારિક ગડમથલમા ગુંથાઈ ધર્મપ્રવૃત્તિ ગુમાવ વાનું થાય છે, તે ન થવુ જોઈએ. ઇચ્છાના અમલની જેમ શ્રવણનો અમલ ન કરે, તો પછી હૃદય ધિટ્ઠ થઈ જાય છે ' તુમ કહતે ભલા, હમ સૂનતે ભલા ' સાભળ્યું ખરૂં કે મૈત્રી પ્રમોદ વગેરે ભાવના એ ધર્મનો પાયો છે, પણ પછી અમલમા જો દેવાળું હોય;માર્ગાનુસારીના ગુણો સાભળ્યા પરંતુ જો અમલ નહિ, તો હૃદય નઠોર થતુ આવે છે. સાભળ્યા પછી કહે છે, 'અમે પામર છીએ, નથી બનતુ,' આ કલેજે ઠંડક છે. દુનિયાના પ્રસગમાં કેમ 'પામર છીએ' નથી બોલાતુ? ત્યા તો સારા ભાવ, ફાવટ થવાનું, વગેરે સાભળી ઝટ સોદો કરવા દોડાય છે. અહીં પામર છીએ કહીને છૂટી જવુ એ સારા સારા ઉપદેશને ચાવી ખાવા જેવુ છે જેમ દુઃખીના દર્દને જોઇ, દર્દ મિટાવવા પાઇ ન ખર્ચે કે બીજી શકય સહાય ન કરે, તો એવા દર્શન ચાવી ખાધાં ગણાય. માટે અમલ જોઈએ. શ્રી ભદ્રબાહુસ્વામી કહે છે **" વર્તમાનમાં બોધિને નિષ્ફળ કરનારો તું ભાવાંતર માટે બોધિ કયા મૂલ્ય પર માગી રહ્યો છે? "** બોધિ એટલે ધર્મશ્રદ્ધા, એને નિષ્ફળ કરવી એટલે કે શકય અમલમા ન ઉતારવી, એ જીવને ભવાંતરે બોધિને માટે નાલાયક ઠેરવે છે. માટે તન-મન-ધન તોડીને ધર્મ-પ્રવૃત્તિ જોઇએ. ◆આમ ધર્મ-સાધના સુધી આવવા છતા, અનાદિના અભ્યાસવશ નિદ્રા, વિકથા-રાજકથા સ્ત્રીકથા, દેશકથા, ભોજનકથા, તથા અનુપયોગ, શરીરરાગ, કંટાળો અરુચિ (દ્વેષ), અનુપયોગ, વિસ્મરણ, સશય, ચંચળતા ઇત્યાદિ પ્રમાદ થઇ જવાથી ધર્મક્રિયા બરાબર શાસ્ત્રવિધાન મર્યાદા અને ચોકસાઇને અનુસારે નથી ચાલતી; દા ત. ચૈત્યવંદનાદિ ક્રિયામા કાળ, મુદ્રા વગેરેના ભંગ થાય, અશુદ્ધિ થાય, ઈત્યાદિ ક્રિયા ખોડખાપણવાળી થાય છે, વિઘ્ન આવતા ચલિત થવાય છે, માટે એ ઇચ્છાયોગરૂપ છે. આનો અર્થ એ નથી કે, 'પ્રમાદ રાખવો.' પ્રમાદને તો જ્ઞાન, વીરતા-ધીરતા અને સ્થિરતાથી દૂર કર્યે જ જવાનો. પરતુ જયા સુધી શાસ્ત્રે કહેલા કાળ, આસન-મુદ્રા વગેરેમા સહેજ પણ ત્રુટિ રહેશે, અતિચાર લાગશે, ત્યા સુધી તે ધર્મ-પ્રવૃત્તિ ઈચ્છા યોગ ગણાશે.

## ૨. શાસ્ત્રયોગ.

(લ૦) शास्त्रयोगस्त्विह ज्ञेयो, यथाशक्त्यप्रमादिनः । श्राद्धस्य तीव्रबोधेन वचसाऽविकल-स्तथा ॥ २ ॥

**અર્થ**:-યોગશાસ્ત્રમા જોવામા આવે છે કે યથાશકિત પ્રમાદરહિત અને સ્વસ વેદનાત્મક શ્રદ્ધાવાળાને તીવ્ર બોધના કારણે આગમાનુસારે અખંડ (યોગરૂપ) શાસ્ત્રયોગ હોય છે.

**વિવેચન**:— 'શાસ્ત્રયોગ' શબ્દથી આગમમા નહિ પણ યોગશાસ્ત્રમા શાસ્ત્રયોગનુ આ સ્વરૂપ જોવા મળે છે,

(૧) યથાશક્તિ અપ્રમાદી; અને

(૨) તથાવિધ મોહનાશથી સ્વસંવેદનાત્મક શ્રદ્ધાવાન,

(૩) તીવ્રબોધપૂર્વક,

(૪) શાસ્ત્રના અખંડ વિધાનો જાળવીને જે ધર્મ-પ્રવૃત્તિ કરે તે શાસ્ત્રયોગ

◆ (૧) ઇચ્છાયોગમાં આગળ વધતાં બીજી કક્ષાએ શાસ્ત્રયોગના ઘરની ધર્મ-પ્રવૃત્તિમાં અવાય છે. એમાં નિદ્રા, વિકથા, અનુપયોગ, ચંચળતા, સ્મૃતિભ્રંશ (વિસ્મરણ) સંશય, વગેરે સર્વ પ્રમાદોને, પોતાની શક્તિને અનુરૂપ અર્થાત્ સર્વ શક્તિ ખર્ચીને નિવારવામા આવે છે. તેથી તે તે ધર્મની સાધનામા આત્મા મન-વચન-કાયાથી એકાકાર થઈ જાય છે. એમા તન્મય લક્ષવાળું, અનુરૂપ શુભ લેશ્યા અને અધ્યવસાયયુક્ત, સ્પષ્ટ શુદ્ધ સૂત્ર ઉચ્ચારણ, સચોટ ક્રિયાવિધિ-પાલન, ચોકસ શાસ્ત્રોક્ત કાળ-મુદ્રા-મર્યાદાની જાળવણી, તથા સંશય,ભ્રમ, વિસ્મરણ. અનુપયોગાદિ વિનાનો માનસિક અખંડ ઉપયોગ બરાબર ઝળહળતા રહે છે. આની પૂર્વે સત્ત્વ અપૂર્વ કેળવેલુ હોવાને લીધે સાધનામા પ્રમાદથી અતિચાર અને અપવાદમાર્ગનું સેવન નથી હોતું. એટલું ઊંચું અપ્રમત્તપણું હોય છે।

પ્ર૦ આવી અપ્રમત્તસ્થિતિ કયારે આવે ?

ઉ૦ એ માટે તીવ્ર સંવેગ (ધર્મરંગ), વધતો ઉલ્લાસ, અપૂર્વ ધગશ, ખંત, મનોબળ અને કઠોર સાધનાનો દીર્ઘ અભ્યાસ કેળવવો પડે. પ્રમાદ મોહનીય કર્માદિના ઉદયથી સેવાય છે, અને કર્મોનું બળ એવુ છે કે એની સામો ધીખતો પુરુષાર્થ ચાલુ ન હોય તો એ ભલભલા દીર્ઘકાળના સાધુને પણ પ્રમાદમાં પાડી નાખે! ભણી ગયા ઘણું, મહાન આગમો ય ભણી ગયા, પણ સાથે એનું સૂત્ર-અર્થથી સચોટ પરાવર્તન ચાલુ ન હોય, તો ભૂલાઈ જવાય! એમાં અને ક્રિયા તથા તત્ત્વચિંતનમા સળગતી જાગ્રતિ ન રાખી, તો દર્શનાવરણ કર્મ યાને નિદ્રા ચઢી બેસે! આરંભમાં ક્રિયા બરાબર ઉઠવા-બેસવાનું જાળવીને કરતા'તા, મુનિઓની ભક્તિવૈયાવચ્ચ સારી કરતા'તા, પરંતુ પછી એમા પોલ ચલાવી, તો વીર્યાન્તરાય ઉદયમા આવવા તૈયાર જ છે! એ જ્વલંત સમ્યગ્દર્શનની તત્ત્વપરિણતિ, વૈરાગ્ય-ક્ષમાદિની ભાવનાઓ, ને ઉચ્ચ શુભ લેશ્યાદિ જાગતા ન રાખ્યા. ખેદ-ઉદ્વેગ વગેરે ક્રિયાના દોષ તથા અનાયતન યાને અસત્ નિમિત્તો; પતનના સ્થાનો વગેરેથી દૂર ને દૂર એ ન રહ્યા, તો મોહનીય કર્મ ઝટ ઉદયમા આવી જાય છે! અલબત કેટલાક નિકાચિત કર્મ એવાં હોય છે કે સારા નિમિત્તો સેવવા છતાં એના ઉદય ચાલુ રહે છે, જેમકે સૂત્ર ગોખવાની બહુ મહેનત કરવા છતાં યાદ નથી થતુ એવું ય બને છે. નંદિષેણ મુનિ મહાતપસ્યા, રસત્યાગ, ઉગ્રચારિત્ર-સાધનાદિ કરતા હતા છતા મોહના વિકાર એમને પીડતા હતા! આમ છતા ઘણા દુષ્કર્મ એવા હોય છે કે જે સારાં નિમિત્તોના સેવનમાં દબાઈ એનો ક્ષાયોપશમ પ્રવર્તે છે, અને ખરાબ નિમિત્ત આપો કે એ ઝટ ઉદયમાં આવે છે! મન બરાબર સાબૂત રાખી ઉત્સુકતા, ક્ષુદ્રતા વગેરે ટાળો-તો સ્વસ્થતા, ગાંભીર્ય, ઔદાર્ય વગેરે ટકે, કર્મનો ક્ષયોપશમ બન્યો રહે પરંતુ મન પર નિમંત્રણ ચૂકયા તો ઝટ કર્મ ઉદયમાં આવી જાય, વિહ્વલતા, ચાંચલ્ય, હાસ્ય, હર્ષ, ઉદ્વેગ વગેરે પ્રમાદમા પાડી દે છે. માટે મન-વચન-કાયાની સર્વ શક્તિઓનો ઉપયોગ કરી પુરુષાર્થ, ખંત, ધગશ, વગેરે જાગતા રાખવાના, શક્તિ જો ગોપવી તો એ મંદ પડવા માંડશે. મન તો કદાચ એમ કહેશે, શક્તિ ખર્ચ્યા વિના સંઘરી રાખીએ તો અવસર કામ લાગે, આગ્રા જઈને પાછા ન પડાય; પરંતુ મન ચોર છે. એ શક્તિનું માપ ખોટું કાઢે છે, ને અંદરખાને એ પ્રમાદ, શિથિલતા, સુંવાળાશ વગેરેનુ લંપટ હોય છે. એવા એના

આધારે ચાલ્યા કરવામા પ્રમાદો પોષાયા કર્યા છે; આત્મા ગુણસ્થાનકની ઊંચી ઊંચી કક્ષા પામી શકતો નથી. વળી સંતોષ વાળી દે કે આપણે તો આટલી સાધના ઘણી, તો ય આગળ ન વધી શકે. માટે ઉછળતી શ્રદ્ધા, સંવેગ અને નક્કર મનોબળ સાથે વધતી તમન્ના, વેગ અને ઉત્સાહથી શક્તિ મુજબ સારા પુરુષાર્થમાં લાગ્યા રહેવુ જોઇએ; તેમજ તપ વગેરે કઠોર સાધનાના ખૂબ અભ્યાસ કરવા જોઇએ. કષાયજય, સર્વપ્રલોભનજય, નિર્ભયતા, શરીર પર પણ નિસ્પૃહા, સાધનામાં માનસિક ઉપયોગની અખંડધારા, વગેરે કેળવવા પડે ત્યારે અપ્રમત્તદશા આવે.

◆ (૨) શાસ્ત્રયોગ માટે બીજુ જરૂરી અગ સ્વસ પ્રત્યયરૂપ બનેલી શ્રદ્ધા છે સંપ્રત્યય એટલે સમ્યક્ પ્રતીતિ, સચોટ આતર સવેદન, આતર અનુભવ કરેલી શ્રદ્ધા. સામાન્ય શ્રદ્ધામા જ્ઞાનીએ ફરમાવેલી કલ્યાણ સાધના પર સચોટ વિશ્વાસ હોય, પરંતુ એની ઉત્કૃષ્ટતાનો આંતર અનુભવ નહિ. ઇચ્છાયોગની સાધનાસહિત શ્રદ્ધામાં પણ તેવો અનુભવ નહિ, અર્થાત્ સાધના ખાનપાનાદિ પ્રવૃત્તિની જેમ સહજરૂપ ન બની હોય એ તો જયારે શાસ્ત્રયોગની કક્ષામા આવે ત્યારે અત્યાર સુધી શ્રદ્ધેય બનેલી તે તે ધર્મ-વ્યાપારની ઉપાદેયતા (કર્તવ્યતા), એની જ જીવનરૂપતા, એમા ઉચ્ચ કોટિના લાભ, એમા આત્માની શોભા-સદ્અવસ્થા, વગેરેના હવે આતર અનુભવ થતા હોય એટલે અત્યાર સુધી તો ઘણી ક્રિયા જ થતી હતી તે ધર્મ પ્રવૃત્તિ જ્ઞાનીઓએ આદરવાની કહી છે, માટે આદરવાની 'એમ કરીને આદરાતી હતી, અથવા પાપથી બચવાના અને કર્મક્ષયના હેતુથી આદરાતી હતી; કદાચ અમૃતક્રિયા આવતી તો એટલી બધી ઊંચી અને સળંગ નહિ, પરંતુ હવે તો એ એકાતે ઉચ્ચ અમૃતક્રિયારૂપે સહજભાવે આદરાય. માનવ-જીવન આ બધી ધર્મ—પ્રવૃત્તિનું જ લાગે જેમ સંસારી જીવને ખાવુ, પીવુ, રળવુ, એ બધુ સ્વાભાવિક જીવન જેવુ બની ગયું હોય છે, એમ શાસ્ત્રયોગીને અણીશુદ્ધ અને ધારાબદ્ધ ધર્મપ્રવૃત્તિમય જીવન એ સ્વાભાવિક જીવન જેવુ બની ગયુ હોય છે એટલે ખાસ ઈરાદો ન કરવો પડે અથવા મન ન મનાવવુ પડે કે 'ધર્મપ્રવૃત્તિ કરૂ, બીજું નહિ, કેમકે બીજામા નુકશાન છે,. ' વગેરે તો ધર્મયોગ સાથે અંતરની વૃત્તિ એટલી બધી તાણેતાણે વણાઈ ગઈ, એવી વૃત્તિ એ સ્વસંવેદનરૂપ શ્રદ્ધા કહેવાય. આ સ્થિતિમાં વિકથા, સકલ્પ-વિકલ્પ, વિસ્મરણ, વગેરે કયાથી નડી શકે ? પણ એ માટે ઇચ્છાયોગની સાધનામા એના પ્રત્યે એટલી હાડોહાડ શ્રદ્ધા અને પ્રીતિ ઉભી રાખવી પડે કે મન ધર્મયોગને સ્વભાવગત બનાવવા મથે, ધર્મ-યોગ પત્યા પછી પણ એના સુખદ સંસ્મરણ અને આધ્યાત્મિક સ્વાદ આવ્યા કરે, જરા નવરા પડયા કે મનમા તત્ત્વચિંતન, ધર્મયોગના રહસ્ય, ઉત્તમ ભાવનાઓ, પચ પરમેષ્ઠિ સ્મરણ, એવુ એવુ સ્ફુર્યા જ કરે, અને ધર્મયોગો ચાલતા હોય ત્યારે ય પ્રમાદ ન નડે, ચળવિચળતા ન થાય, એ માટે ધર્મ-યોગો પર એટલુ બધુ પ્રીતિ-ભક્તિબળ વધારવુ પડે કે મન જ એના વલણવાળુ બની જાય, ' આ જ ખરૂ કર્તવ્ય છે, આ જ ધ્યાન છે, આ જ દ્રવ્ય, ભાવ, બને પ્રકારના રોગોનું ઔષધ છે,' એમ મન ઉલ્લાસમા ઉછળતુ હોય. નાના બાળને જેમ થાય 'મા તે મા, !' વળી ઘણુાયે પગાર વગેરે આપનાર શેઠ માટે નોકરને જેવી રીતે થયા કરે કે 'શેઠ તે શેઠ, ! ' એમ ધર્મ માટે થયા કરે કે—'આ તે આ ! આનો અનત લાભ !' જીવને ધર્મયોગમા આવે ત્યારે હૂંફ, આશ્વાસન અને સ્વસ્થતા થાય; નિજ ઘરમાં આવ્યો લાગે; બાકી બીજે તો અવિશ્વાસ, અકળામણ, અસ્વસ્થતા લાગ્યા કરે એમ ધર્મયોગમા સર્વ શક્તિ, સર્વ મનોબળ ને ઉચ્ચ શ્રદ્ધા વિકસાવતા વિકસાવતા શાસ્રયોગની સ્વસ પ્રત્યયરૂપ શ્રદ્ધાએ પહોચી શકાય.

◆(૩) શાસ્ત્રયોગ માટે આવા શ્રદ્ધાબળ ઉપરાત **તીવ્ર બોધ** અર્થાત (i) ધર્મયોગના વિધિ-વિધાનો અગે સર્વજ્ઞ પ્રભુના શાસ્ત્રે કઇ કઇ સૂક્ષ્મતા અને ચોકસરૂપતા બતાવી છે, ઉત્સર્ગ-અપવાદના કેવા કેવા દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ વિહિત કર્યા છે, વગેરેનો બોધ જોઇએ. એ ખબર ન હોય તો તે તે શુદ્ધ ધર્મ પ્રવૃત્તિ શી રીતે આદરી શકે ? વળી (ii) તીવ્ર બોધ એટલે કે શાસ્ત્રીય તત્ત્વોનો વિશાળ અને ગભીર

બોધ ન હોય તો ચિત્તને તનમય અને સ્વાનુભવરૂપ શ્રદ્ધાવાળું કેવી રીતે બનાવી શકશે ? માટે આગમનો તેવો બોધ જોઈએ. (iii) બોધ તીવ્ર એટલે એટલો બધો છુટેલો અને ચોકસ, કે સ્વાધ્યાય-મનનમા ખ્યાલ રહે કે એ આટલું થયુ માટે આટલો સમય વીત્યો હોય. અહી વચમા આડાઅવળા કે બીજા વિચાર આવતા હોય તો કાંઈ સમયની ચોકસતા ન માપી શકાય. વળી (iv) બોધ એટલો બધો તીવ્ર અર્થાત્ તૈયાર કે કયા પ્રસગો માટે શાસ્ત્રે શું વિધાન કર્યા છે એ માટે પાછા શાસ્ત્ર ઉઘાડવા ન જવુ પડે. માટે જ (v) તીવ્ર બોધ એટલો બધો કે એમા જાણેલા તત્ત્વોની જ રટણા ચાલ્યા કરે.

◆(૪) આવી રીતે સુસજ્જ હોય તેવા શાસ્ત્રયોગીની જે ધર્મ પ્રવૃત્તિ તે અખંડ આજ્ઞાનુસારી ચાલતી હોય, સપૂર્ણપણે આજ્ઞાબદ્ધ હોય; ક્યાય સહેજ પણ દોષ, સ્ખલના, કે અતિચાર લગાડવાની વાત નહિ. નિરતિચાર સાધના જ શાસ્ત્રયોગમા પ્રવર્તતી હોય. સાપેક્ષ યતિધર્મ અર્થાત્ ગુરુ અને ગચ્છની નિશ્રાએ રહીને કઠોર સાધનાની તન્મયતા દ્વારા બાહ્ય શરીર અને આભ્યન્તર કષાયોની સારી સલેખના કરી હોય અર્થાત્ એને કસી તથા ઘસી નાખ્યા હોય, પછી ગુરુની આજ્ઞા પામીને નિરપેક્ષ યતિધર્મમા જવાય અર્થાત્ એકાકીપણે નિરપવાદ ચારિત્ર પામતા વિચરે ત્યારે શુદ્ધ, નિર્દોષ, નિરતિચાર સાધના હોય છે. લગભગ ઉત્સર્ગમાર્ગે શાસ્ત્રે જેવુ કહ્યુ તેવો અમલ. ઇચ્છાયોગમાથી આ સ્થિતિએ જવા માટે દિન પ્રતિદિન સાધનામા દોષોને ટાળતાં ટાળતા આગળ વધવુ પડે; માનસિક દોષો અને દોષ સેવવાના ચિતન પણ દૂર જ નસાડી મૂકવા જોઈએ, દોષ લાગી જાય ત્યા ભારે આત્મજુગુપ્સા કે 'અહો હુ કેવો ધિક્કાર પાત્ર કે મેં આ દોષ સેવ્યો !' ભારે ખેદ અને સંતાપ કે, 'મારી પવિત્ર ધર્મ સાધના આ દોષથી કેવી કલુષિતા-કલંકિત બની !' વગેરે થવા સાથે ગુરુ આગળ એનું બાળભાવે સખેદ પ્રકાશન કરવા સાથે પ્રાયશ્ચિત લઈ તેને વહન કરીને શુદ્ધિકરણ કરવુ પડે; તેમજ દોષોથી બચવા શુદ્ધ ધર્મવીર્ય વિકસાવવું જોઈએ. એમ કરતા કરતા નિરતિચાર સાધનાએ પહોંચાય. વળી યોગ્ય કાળનો ભગ, તેમજ વારે વારે અપવાદમાર્ગની ઇચ્છા અને સેવનને ઓછા ઓછા કરતા જવુ જોઈએ, ત્યારે પરાકાષ્ઠાએ નિરપવાદ સાધનાએ પહોચાય; અને એવા નિરતિચાર અને નિરપવાદ શાસ્ત્રયોગની સાધના થાય.

## ૩. સામર્થ્યયોગ.

(લ૦) शास्त्रसंदर्शितोपायस्तदतिक्रान्तगोचरः । शक्त्युद्रेकाद्विशेषेण सामर्थ्याख्योऽयमुत्तमः ॥ ३ ॥

**અર્થ:** (સામાન્યથી) શાસ્ત્રે કહેલા ઉપાયવાળો, (પણ) શકિતની પ્રબળતાએ (વિશેષરૂપે) શાસ્ત્રકથનની મર્યાદા ઉપરનો વિશિષ્ટ ધર્મવ્યાપાર એ ઉત્તમ સામર્થ્યયોગ છે.

**વિવેચન:** યોગોમા ઉત્તમયોગ સામર્થ્યયોગ છે. એમા,

(૧) સાધનાના ઉપાયો શાસ્ત્રમાં કહ્યા હોય પણ સામાન્યથી,
(૨) ઉપાયો વિશેષરૂપે શાસ્ત્રકથનની મર્યાદા બહારના હોય,
(૩) સાધના શકિતની પ્રબળતાથી થતી હોય, અને
(૪) શાસ્ત્રથી વિશેષરૂપે ન કહી શકાયેલા ઉપાયોને પણ સામાન્યથી નહિ કિંતુ વિશેષરૂપે સેવાતા હોય.

◆ (૧-૨) શ્રેષ્ઠયોગ સામર્થ્યયોગ છે, કેમકે તે વિલંબ વિના પરમ ફળને પેદા કરે છે. પરમ ફળ છે વીતરાગ સર્વજ્ઞતા અને મોક્ષ. એ બનેને બે જાતના સામર્થ્યયોગ, જે આગળ કહેવાશે તે, ઢીલ કર્યા વિના ઉત્પન્ન કરે છે. આવો યોગ કેમ સાધવો એના ઉપાય શાસ્ત્રમા કહેલા મળે ખરા, પણ સામાન્યરૂપે કહેલા મળે; વિશેષ ઝીણવટ-સ્પષ્ટીકરણથી નહિ; કેમકે એ શબ્દમા ઉતારી શકાવા મુશ્કેલ છે. એ તો અનુભવગમ્ય છે, જે અનુભવ કરે તે સમજી શકે. 'જિન હી પાયા, તિન હી

છિપાયા, ન કહે કોઉ કે કાનમેં" જેને અનુભવની તાલી લાગી, એણે એને છિપાવી, અર્થાત્ અંતરમાં જ અનુભવી, બહાર શબ્દથી કોઇને કહી નહિ, કેમકે શબ્દમા ઉતારવી મુશ્કેલ છે. દા. ત. અપ્રમત્ત-ભાવના અધ્યવસાય કરતાં અનંતગુણી વિશુદ્ધિવાળા અધ્યવસાયમાં ચઢે ત્યારે અપૂર્વકરણ લાધે, અને એ યોગમા પછી તો પ્રતિક્ષણ અનંતગુણી વિશુદ્ધિવાળા અધ્યવસાય ઉત્તરોત્તર જાગતા જાય છે, એટલું શાસ્ત્રે કહ્યું, પરંતુ એ અધ્યવસાયો માટે આત્મામા શી મથામણ કરવાની, કેવા કેવા સંવેદન અનુભવવાના, વગેરે ઉપાયોના વિશેષરૂપે સ્પષ્ટ અને વિસ્તૃત વર્ણન શાસ્ત્રે ન કર્યા એવા ઉપાયો એ તો સામર્થ્યયોગનો વિષય છે. એમા પ્રવૃત્તિ થાય એ સામર્થ્યયોગ. એ માટે શાસ્ત્રે અપૂર્વ શ્રદ્ધા-સંવેગનુ બળ, સમ્યગ્દર્શનની અધિકાધિક નિર્મળતા, અપૂર્વ સંયમ-શુદ્ધિ, પરપરિણતિના ત્યાગપૂર્વક આત્મરમણતાનો મહાવિકાસ, તન્મય સતત તત્ત્વચિંતન, બાહ્ય આભ્યન્તર તપ, વગેરે ઉપાયો કહ્યા, ધર્મધ્યાનની ઉત્તરોત્તર પ્રબળતા, આવા આવા પ્રકારનું શુકલધ્યાન વગેરે ઉપાય બતાવ્યા, પણ એ બધું સામાન્ય નિર્દેશરૂપ છે. એમા ઝીણવટભરી આતર પ્રક્રિયા શી શી ચાલે, ઇત્યાદિને વિશેષ સ્વરૂપ કહેવાય, એનો નિર્દેષ શાસ્ત્રમા નહિ; એ તો ઊંચે ચઢેલો આત્મા પોતાની આતરિક પ્રબળ શક્તિથી અનુભવમાં ઉતારે છે. માટે એ ધર્મવ્યાપારને સામર્થ્યયોગ કહેવામા આવે છે.

પ્ર૦—તો પછી શાસ્ત્રની શી જરૂર ? આતરિક શક્તિથી જ ઊંચે જવાશે ?

ઉ૦ ના, શાસ્ત્ર તો બહુ જરૂરી છે. કેમકે ઉપાયો મૂળમા સામાન્યથી ય જાણ્યા ન હોય તો વિશેષ જાણવાનું શાના પર ? શાસ્ત્રે આના માટે અમુક અંશ સુધી જે ઉપાય-વર્ણન કર્યાં છે, તેને શાસ્ત્રમાથી બરાબર જાણ્યા હોય, તો એને અમલમા મૂકી શકાય, અને એ અમલનો હાર્દિક ખૂબ અભ્યાસ વધે, તો ઉચ્ચ વિશેષતા તરફ જઈ શકાય છે, અને પ્રબળ શક્તિ પ્રગટાવી શકાય છે. એ શક્તિ કાંઇ એમજ પ્રગટી નથી જતી. આત્માને પૂર્વે કસવો પડે છે.

▲ (૩) સામર્થ્યયોગ માટે સાધનામા આત્માની પ્રબળ શક્તિ કામે લાગી જવી જોઇએ. એ શક્તિ માટે મુખ્યપણે આત્મપરિણતિ યાને અધ્યવસાયની વિશુદ્ધિ ખીલવવા-વિકાસવાનો પુરુષાર્થ કેળવવો જોઇએ.

**અધ્યવસાય બે પ્રકારના,-૧. સંક્લેશરૂપ અને ૨ વિશુદ્ધિરૂપ** સંક્લેશાત્મક અધ્યવસાય મલિન હોય છે, રાગ-દ્વેષાદિ કષાયોના જોરવાળા હોય છે, ત્યારે વિશુદ્ધિરૂપ અધ્યવસાય નિર્મળ હોય છે; કષાયોની મંદતાવાળા હોય છે. માટે જ, ઊંચા નિર્મળ અધ્યવસાયે ચઢેલો જીવ જો ત્યાથી પડવા માડે, નિર્મળતા ગુમાવતો જાય ને મલિનતા પામતો જાય તો તે સંક્લેશવાળો કહેવાય. એથી ઉલટું, કોઇ અત્યંત મલિન અધ્યવસાયવાળો જીવ મલિનતા ઓછી ઓછી કરતો આવે ને નિર્મળતા પામતો જાય, તો એ વિશુદ્ધિવાળો કહેવાય છે, પછી ભલે પર્વત પર ચઢતા ને ઉતરનાની જેમ બને એક અધ્યવસાયસ્થાનકે ભેગા થયા હોય, જેમકે એક ૧૧ મે ગુણસ્થાનકેથી પડતો અને બીજો ૭ મે ગુણસ્થા-નકથી ચઢતો, એ બંને નવમે ગુણસ્થાનકે ભેગા થયા, અર્થાત્ સમાન અધ્યવસાયસ્થાને પહોચ્યા, પણ પડતો એ સંક્લેશમા છે, ત્યારે ચઢતો એ વિશુદ્ધિમા છે. સામર્થ્યયોગ તરફ જવુ હોય તો સંક્લેશ મૂકીને આ વિશુદ્ધિનો મહાન પુરુષાર્થ કરવાનો છે. મંદમિથ્યાત્વના છેલ્લામા છેલ્લા અધ્ય-વસાય કરતા અનંતગુણ વિશુદ્ધિ કેળવવામા આવે ત્યારે સમ્યક્ત્વનું પહેલુ અધ્યવસાય પ્રાપ્ત થાય છે. પછી એમા અનંતગુણી વિશુદ્ધિએ ચઢતા ચઢતા અવિરતિ સમ્યગ્દૃષ્ટિના ઊંચામા ઊંચા અધ્યવ-સાયે પહોંચાય, તેની વિશુદ્ધિ કરતા અનંતગુણી વિશુદ્ધિ સધાય ત્યારે દેશવિરતિનું પહેલું અધ્યવસાય-સ્થાન પ્રાપ્ત થાય છે; એમા પણ વિશુદ્ધિ કરતા કરતા દેશવિરતિ શ્રાવકનો જે ઊંચામા ઊંચુ અધ્ય-વસાય મળે તેની વિશુદ્ધિ કરતા અનંતગુણ નિર્મળતા કેળવવામા આવે ત્યારે સર્વવિરતિ-સાધુપણાનુ

પહેલું અધ્યવસાયસ્થાનક પ્રાપ્ત થાય એ પછી તો એમાં ય ઇચ્છાયોગ અને શાસ્ત્રયોગના અનંતગુણ અનંતગુણ વિશુદ્ધિવાળા અસંખ્ય અધ્યવસાયસ્થાનક પસાર કરવામાં આવે ત્યારે સામર્થ્યયોગનું પહેલું અધ્યવસાયસ્થાનક પ્રાપ્ત થાય છે. તાત્પર્ય એ આવ્યું કે મનથી ઉત્તરોત્તર વિશુદ્ધિ કરવાનો પ્રચંડ પુરુષાર્થ આદરવો જોઈએ, અને એ પ્રયત્નની ધારા વહેતી રહેવી જોઈએ. ક્રોધ, માન, માયા, લોભ, રાગ-દ્વેષ, હર્ષ-ઉદ્વેગ વગેરેના ભારે નિગ્રહ કરી એમાં મંદતા મંદતા કરતા આવવું જોઈએ અલબત એ માટે દાનાદિ ધર્મસાધનાઓ, વિનયાદિ ગુણો, અહિંસાદિ વ્રતો, ઇન્દ્રિયસંયમ, તપ, સ્વાધ્યાય, ધ્યાન, વગેરે પણ અત્યંત જરૂરી છે, એથી એમા પણ પ્રગતિશીલ રહેવું જોઈએ.

◈ (૪) સામર્થ્યયોગમા ચોથી વાત એ કહી કે શાસ્ત્રે વિશેષ રૂપે નહિ કહેલા ઉપાયોને પણ સામર્થ્યયોગી સામાન્યરૂપે નહિ કિન્તુ વિશેષરૂપે સાધે છે; અર્થાત્ આતરશક્તિનો અગ્નિ એટલો બધો ભભુકયો હોય છે કે એ શાસ્ત્રવચનની ઉપરના ઉપાયોમા પ્રચંડ પરાક્રમ આદરે છે. ત્યારે આવા પ્રચંડ પરાક્રમભર્યો યોગદાવાનળ ભભુકયા વિના અસંખ્ય જન્મોના સંગૃહીત જ્ઞાનાવરણાદિના અનંતા કર્મદલિકોને ક્ષણવારમા ભસ્મીભૂત કરી નાખવાનું કયાંથી બને ?

**(લ૦) सिद्धयाख्यपदसंप्राप्तिहेतुभेदा न तत्त्वतः । शास्त्रादेवावगम्यन्ते सर्वथैवेह योगिभिः ॥४॥**
**सर्वथा तत्परिच्छेदात्साक्षात्कारित्वयोगतः । तत्सर्वज्ञत्वसंसिद्धेस्तदा सिद्धिपदाप्तितः ॥५॥**
**न चैतदेवं यत्त स्मात्प्रातिभज्ञानसंगतः । सामर्थ्ययोगोऽवाच्योऽस्ति सर्वज्ञत्वादिसाधनम् ॥६॥**

અર્થ: સિદ્ધિ નામના પદની પ્રાપ્તિના કારણોના પ્રકારો સૂક્ષ્મતાએ શાસ્ત્ર માત્રથી જણાતા નથી. કેમકે જો સર્વ પ્રકારો (એમ) જણાય, તો તો ત્યાં (કેવળજ્ઞાનની જેમ) સાક્ષાત્કાર સિદ્ધ થવાથી એમને સર્વજ્ઞપણું પ્રાપ્ત થવા દ્વારા ત્યાં જ સિદ્ધ-પદ પ્રાપ્ત થઈ જાય ! પરંતુ એવું નથી બનતું. એટલા માટે (કહો કે) પ્રાતિભજ્ઞાનથી યુક્ત અને સર્વજ્ઞતાદિનો સાધનભૂત સામર્થ્યયોગ શબ્દાતીત છે.

વિવેચન: સામાર્થ્યયોગના સમર્થન માટે કહે છે કે મોક્ષ નામના પદની પ્રાપ્તિનાં જે કારણ છે તે અનત પ્રકારે છે, કેમ કે આમ જો કે અધ્યવસાય અસંખ્યાત, છતાં ભૂત-ભવિષ્યના અનંત સાધકોની અપેક્ષાએ મોક્ષહેતુભૂત અધ્યવસાય—વિશુદ્ધિમા તરતમતા પડવાથી અનંતા પ્રકાર થાય. સાધક સાધુઓ વડે આ બધા વ્યક્તિગત સ્વરૂપે માત્ર શાસ્ત્રમાથી જાણી શકાતા નથી. પૂછો કે તો પછી શાસ્ત્ર નિરૂપયોગી નહિ બને? ના, શાસ્ત્રમાથી સમષ્ટિગત સામાન્યરૂપે તો જણાય છે, પરંતુ સમસ્ત વ્યક્તિગત વિશેષરૂપે જાણી શકાતા નથી. એનું શબ્દથી વર્ણન કરવાનું શકય નથી; માટે શાસ્ત્રની પહોચની બહાર છે. શબ્દથી કહી શકાય એવા અભિલાપ્ય ભાવો કરતા ન કહી શકાય એવા અનભિલાપ્ય ભાવો જગતમા અનંતગુણા હોય છે.◆ જો તે ઉપાયો સમસ્ત પ્રકારોએ શાસ્ત્રથી જણાતા હોય તો તો વાંધો એ આવે કે શાસ્ત્ર સાંભળી લેતાં જ કેવળજ્ઞાન અને મોક્ષ થઈ જવા જોઇએ. તે આ રીતે, મોક્ષ સુધીની પ્રાપ્તિના હેતુભૂત પ્રકારો પૈકીના જે વિલંબ વિના તરત કાર્ય કરી દેનારા પ્રકારો, તેનું જ્ઞાન શાસ્ત્રશ્રવણથી થતાવેંત કેવળજ્ઞાનની જેમ ત્રણે ય કાળના સર્વ પદાર્થોના સમસ્ત ભાવોનો સાક્ષાત્કાર થઇ જાય, લોકાલોકનો પ્રકાશ પ્રગટી જાય; તો એવા સાક્ષાત્કારવાળાને સર્વજ્ઞતા જ સિદ્ધ થઇ ગઈ ! આમ થવાનો પ્રસંગ શાસ્ત્રશ્રોતા સાધુને, પણ બીજાને નહિ, કેમ કે એને તો શાસ્ત્રશ્રવણના અભાવે પ્રસ્તુત હેતુભૂત પ્રકારોનો સર્વાંશે બોધ થવાને અવકાશ જ નથી. ત્યારે શાસ્ત્રશ્રોતાને માત્ર સર્વજ્ઞતા મળીને કાર્ય

ઉભું ન રહે, પણ તરત જ મોક્ષપદ પણ પ્રાપ્ત થઈ જવાનો પ્રસંગ આવે. કેમ કે મોક્ષ માટે જરૂરી યોગનિરોધ કરવા દ્વારા જે અયોગી કેવળીપણું તેના સ્વરૂપની પણ અર્થાત્ યોગનિરોધ માટે કેવા કેવા યૌગિક આત્મ પરિણામ કામ કરે છે, કેવું 'વ્યુચ્છિન્નક્રિયા-નિવૃત્તિ' શુકલધ્યાન કામ કરે છે, વગેરે ઠેઠ મોક્ષ થવાના પૂર્વ સમય સુધીનો કેવો આત્મ પરિણામ સર્વકર્મ ક્ષય કરે છે, એ બધુ શાસ્ત્રથી જ જણાઇ જવાનું તમે કહો છો. પોતાની મર્યાદા બહારમા પણ શાસ્ત્રનું સામર્થ્ય કેમ હોય ?

પ્ર૦ તો એમ તો ખરેખર જે કેવળજ્ઞાની સર્વજ્ઞ બન્યા, એમને તો અયોગી-કેવલિપણુ વગેરેનું સ્વરૂપ હવે જ્ઞાત છે; તો એમને પણ કેવળજ્ઞાન થતાવેત તરત જ મોક્ષ થવાનો પ્રસંગ નહિ આવે ?

ઉ૦ માટે તો અમે કહીએ છીએ કે સામર્થ્યયોગની વિશિષ્ટ વસ્તુ શાસ્ત્રનો વિષય નથી પરંતુ સ્વાનુભવનો વિષય છે; તો સર્વજ્ઞ પણ જયારે શુકલધ્યાનના છેલ્લા બે પ્રકાર, સૂક્ષ્મક્રિયા અપ્રતિપાતી અને વ્યુચ્છિન્ન ક્રિયાનિવૃત્તિનો પુરુષાર્થ કરે ત્યારે એમને અયોગી કેવલીપણાનો સ્વાનુભવ થાય છે. ત્યા દ્વિતીય પ્રકારનો સામર્થ્યયોગ છે, અને ત્યારે જ મોક્ષ થાય છે.◆ શાસ્ત્રથી સામાન્યરૂપે અયોગી-કેવલીપણાનુ જ્ઞાન થવા છતા તરત મોક્ષ થઇ શકતો નથી, એ હકીકત છે, માટે કહેવુ જોઇએ કે એક બાજુ શાસ્ત્રોક્ત સર્વ ઉપાયોની સાધના અને બીજી બાજુ સર્વજ્ઞત્વાદિ થવાની વચમા કોઇ સાધના છે કે જે સર્વજ્ઞત્વાદિને વિના વિલંબે સિદ્ધ કરી આપે છે. એ જ સામર્થ્યયોગ નામની સાધના છે, ને એ મુખ્યતયા આતરિક સામર્થ્ય ઉપર અવલંબનારી છે, માટે અનિર્વચનીય છે, શબ્દથી સંપૂર્ણતઃ પ્રતિપાદન ન થઈ શકે એવી, અને યોગીને સ્વાનુભવથી જણાય એવી છે. આ સામર્થ્યયોગ ક્ષપકશ્રેણિમાના ધર્મ-વ્યાપાર રૂપ છે.

◆ 'ક્ષપકશ્રેણિ' એટલે આત્મામા સ્થાન જમાવી બેઠેલા મોહનીયના વિવિધ કર્મોનો ક્ષય થવાની ધારા. પિચકારીમાથી જેમ પાણીની ધાર વહી જાય, એમ શુકલધ્યાનયુક્ત સામર્થ્યયોગના બળે આત્મામાથી ધારાબદ્ધ કર્મ વહી જાય. તે એવા વહી જાય કે ફરી નવા તેવા કર્મ હવે કદી આત્મામા બંધાશે નહિ. શ્રેણિનો બીજો અર્થ સોપાન પંક્તિ (નિસરણી). ક્ષપકશ્રેણિએ ચઢેલો આત્મા અધિકાધિક કર્મોનો ક્ષય કરતો જ જાય છે આ શ્રેણિમાનો ધર્મવ્યાપાર એ સામર્થ્યયોગ એની એક વિશેષતા એ છે કે એ **પ્રાતિભજ્ઞાન**થી યુક્ત બને છે. **પ્રાતિભજ્ઞાન** એ મોક્ષમાર્ગ-સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રને અનુસરીને જ ચાલનાર ઉત્કૃષ્ટ ઊહા જ્ઞાન અર્થાત્ સૂક્ષ્મ મતિયુક્ત સમ્યક્ તર્કાત્મક ચિંતનસ્વરૂપ છે. આની વિશેષ ચર્ચા આગળ આવશે.

(લ૦) द्विधायं धर्म्मसंन्यास-योगसंन्याससंज्ञितः । क्षायोपशमिका धर्म्मा, योगाः कायादिकर्मतु ॥७॥
द्वितीयापूर्वकरणे प्रथमस्तात्त्विको भवेत् । आयोज्यकरणादूर्ध्वं द्वितीय इतितद्विदः ॥ ८ ॥
अतस्त्वयोगो योगानां योगः पर उदाहृतः । मोक्षयोजनभावेन सर्वसंन्यासलक्षणः ॥ ९ ॥
इत्यादि (योगदृष्टिसमुच्चयः ३-११)

**અર્થ:** આ સામર્થ્યયોગ, ધર્મસંન્યાસ અને યોગસંન્યાસ નામના બે પ્રકારે છે. (અહીં) ધર્મો ક્ષાયોપશમિક, અને યોગો કાયાદિ ક્રિયા (રૂપ સમજવાના) છે. પહેલો (ધર્મસંન્યાસ નામનો સામર્થ્યયોગ) દ્વિતીય અપૂર્વ-કરણ વખતે થાય છે, અને બીજો (યોગસંન્યાસ નામનો સામર્થ્યયોગ) આયોજ્યકરણની પછી થાય છે, એમ તેના જાણકારો કહે છે માટે જ સર્વ-સંન્યાસ સ્વરૂપ અયોગને (સર્વ) યોગોને વિષે શ્રેષ્ઠ યોગ કહ્યો છે, કેમકે એથી (તરત જ) મોક્ષ સાથે યોજાવાનુ થાય છે.

**વિવેચન:** સામર્થ્યયોગ બે પ્રકારે; (૧) ધર્મસંન્યાસ સામર્થ્યયોગ, અને (૨) યોગસંન્યાસ સામર્થ્યયોગ સંન્યાસ એટલે ત્યાગ કહો. નિવૃત્તિ કહો, કે વિરામ પામવુ કહો, એક જ વસ્તુ છે. 'ધર્મ સંન્યાસ'મા ધર્મ તરીકે ક્રોધમોહનીયાદિ કર્મના ક્ષયોપશમથી નીપજનારા ક્ષમાદિ ધર્મ લેવાના છે; અને 'યોગસંન્યાસ'મા યોગ તરીકે કાર્યોત્સર્ગ કરવા, વિહાર કરવા, ઉપદેશ કરવા, વગેરે કાયાદિની પ્રવૃત્તિ લેવાની છે. આનો સદંતર ત્યાગ એ ધર્મ યોગ સંન્યાસ.

પ્ર૯ તો શુ ક્ષમાદિ ક્ષાયોપશમિક ધર્મોનો ત્યાગ કરીને ક્રોધી વગેરે થવાનુ ?

ઉ૦ ના, વાત એ છે કે ક્ષમા, નિસ્પૃહતા વગેરે આત્માના સહજ ગુણ છે પરંતુ તે મોહનીય કર્મોથી આવરાઇ ગયા છે. એનો ક્ષયોપશમ અર્થાત્ અંશે નાશ કરવાથી ક્ષયોપશમિક ક્ષમા,નિસ્પૃહતાદિ ગુણ પ્રગટે છે ખરા, પરંતુ હજી સિલિકમા બીજા તેવા કર્મ પડયા છે, એટલે ભય છે કે કયારેક એ કોથળામાથી બિલાડું બહાર પડવાની જેમ બળવાન થઇ ઉદયમા આવે અને ક્ષમાદિ ગુણોને પાછા ઢાકી દે. માટે તો સુજ્ઞ પુરુષો ક્રોધ લોભાદિના નિમિત્તથી જ દૂર રહે છે; અને અચાનક એ જાગતા ક્ષમાદિની ભાવનાથી એને દબાવે છે; પણ આ ભય ટાળના માટે કર્મોનો સર્વથા ક્ષય કરી દેવો જોઈએ તો ક્ષાયોપશમિક ક્ષમા વગેરેને બદલે ક્ષાયિક (કર્મક્ષયથી ઉત્પન્ન) ક્ષમાદિ ધર્મ પ્રગટ થાય, જે હવે શાશ્વત કાળ પ્રગટ રહેવાના. આ ક્ષમાદિ ધર્મને ક્ષયોપશમથી પેદા થનારા ક્ષમાદિ ન કહેવાય, અર્થાત્ ક્ષાયોપશમિક ન કહેવાય. એ તો હવે છૂટી ગયા, એનો ત્યાગ થઈ ગયો. એનું જ નામ ધર્મસંન્યાસ. આ કાર્ય જે ધર્મવ્યાપારથી થઇ શકે છે, એનું જ નામ ધર્મસંન્યાસ-સામર્થ્યયોગ છે.◆ આત્મા જયારે સાધનામાં આગળ વધે છે ત્યારે, શ્રી **પંચસૂત્ર** નામના શાસ્ત્રમા કહ્યું છે કે, તે **અસ્થિરમાંથી સ્થિર દ્વીપ યા સ્થિર દીપ** તરફ જવા જેવો ઉદ્યમ કરે છે. સમુદ્રમા કેટલાક બેટ એવા હોય છે કે જે અસ્થિર હોય છે અર્થાત્ અમુક કાળે સમુદ્રના પાણીથી ઢંકાઇ જનારા હોય છે. તેથી સંયોગવશાત્ અસ્થિર દ્વીપનો આશરો મળ્યો હોય તો પણ સુજ્ઞ પુરુષે એનો ત્યાગ કરી સ્થિર દ્વીપનો આશ્રય કરવો રહે છે. એવી રીતે તૈલી દીવો એ અસ્થિર દીવો; એનો પણ ભરોસો નહિ; તેથી એના બદલે સ્થિર રત્નદીપક જેવાનુ આલંબન લીધું હોય તો પછી તેલ વગેરે કોઈ બાહ્ય સામગ્રીની પરાધીનતા નહિ અને તે કયારે ય બુઝાય નહિ. બસ આ જ પ્રમાણે ક્ષાયોપશમિક ક્ષમાદિ ધર્મ અસ્થિર હોવાથી ઉદ્યમ કરીને એને સ્થિર એવા ક્ષાયિક ક્ષમાદિ ધર્મમા પલટાવી નાખવા રહે છે. ત્યા ક્ષાયોપશમિક ધર્મોનો સંન્યાસ થઈ જાય. આનો ઉદ્યમ સામર્થ્યયોગથી જ થઇ શકે, તેથી તેનું નામ ધર્મસંન્યાસ સામર્થ્યયોગ છે.◆એ કરીને ક્ષાયિક ક્ષમાદિ ધર્મ યાને વીતરાગતા સિદ્ધ કરી, તો પણ આયુષ્ય વગેરે કર્મ ઉભા છે, અને ત્યા વિહાર, ઉપદેશ વગેરે કાયિકાદિ યોગ યાને પ્રવૃત્તિ હોય છે તેથી પણ આત્મા-મા નવુ કર્મ બંધાય છે, તો તેનો ય ત્યાગ કરવો જોઈએ. તે ય બીજા પ્રકારના સામર્થ્યયોગથી થઇ શકે. માટે તે કાયિકાદિ યોગ ત્યજાવનાર આત્મ પ્રવૃત્તિનું નામ યોગસંન્યાસ સામર્થ્યયોગ છે.

પ્ર૦ **બે સામર્થ્યયોગ કયાં થાય ?**

ઉ૦— ધર્મસન્યાસ નામનો પહેલો સામર્થ્યયોગ દ્વિતીય અપૂર્વકરણ વખતે હોય છે

**અપૂર્વકરણ: યથાપ્રવૃત્તકરણ: ગ્રન્થિભેદ.** પ્રથમ અપૂર્વકરણ એ ભૂતકાળમા કદી નહિ પ્રગટેલો એવો એક નવો સબળ શુભ અધ્યવસાય છે, યાને આત્માની પરિણતિ છે. એ શુભ અધ્યવસાયમા શુભ લાગણી, શુભ વિચારણા, શુભ વલણ અને શુભ ભાવ વગેરે ભળેલુ હોય છે. આત્મામાં આમ તો કેટલીય વાર શુભ અધ્યવસાય સહેજે સહેજે જાગી જાય છે છાપરા પરથી કોઈ માણસ ગફલતમા નીચે પડયો તે જોતા હૃદય દ્રવિત થઇ જાય છે ને ? 'અરરર ! બિચારો પડયો,' આવુ સહેજે થઈ જાય છે. એમ પોતાની ભૂલના પશ્ચાત્તાપરૂપે પણ કોમળતા જાગે છે. શુભ ભાવ જગાડવા-વધાર-

વાના કોઈ ઉદ્દેશ કે ઈરાદા વિના સહેજે જાગી જતા શુભ ભાવને 'યથાપ્રવૃત્તકરણ' કહેવામા આવે છે. એ ચિર કાળ ટકતા નથી. તેથી શુભ ભાવે, શુભ અધ્યવસાયે જ આગળ વધીને અત્યંત બળવાન બનવુ જોઈએ, અને અનાદિની રાગદ્વેષની ગ્રન્થિ(ગાંઠ)ને ભેદી નાખવી જોઇએ, અર્થાત્ ગ્રન્થિભેદ કરવો જોઈએ, તે થતુ નથી. અનાદિના રાગદ્વેષની ગાંઠ એવી ,છે કે એ આત્માને અહિતકારી અને એટલા જ માટે જ ત્યાજ્ય એવા પદાર્થો પર રુચિપૂર્વક રાગ કરાવે છે, અને હિતકારી, માટે જ આદરણીય એવી વસ્તુ ઉપર અરુચિ કરાવે છે, જગતમા પ્રિય-અપ્રિય લાગતા પદાર્થ પર દિલથી રાગ દ્વેષ કરાવે છે, અર્થાત્ એ કરવામા એને કશુ ખોટું નથી લાગતુ, ગેરવ્યાજબી નથી લાગતુ. તો રાગ-દ્વેષ સમૂળગા જવા, એ તો વીતરાગ બનાય તો થાય. એ ભારે કપરું છે. પરંતુ પહેલા એમા રહેતી રુચિ અને નિશ્ચિન્તતા, તથા એમા લાગતુ વ્યાજબીપણું પહેલું ટાળવુ જોઈએ. એ ટાળવા માટે ગ્રન્થિભેદની ક્રિયા છે 'વૈરાગ્ય' શબ્દનો અર્થ પણ આ છે. વૈરાગ્ય એટલે 'લેશમાત્ર પણ રાગ-દ્વેષ આદિ ન થાય,'-એ નહિ, પરંતુ રુચિપૂર્વક રાગ દ્વેષાદિ ન થાય; અર્થાત્ એની પકડ ન હોય, એટલે એમા ડર લાગે કે સંસાર-પરિભ્રમણના બીજભૂત આ રાગદ્વેષાદિ કરૂં છું તો મારૂં શું થશે!' સંસાર પરથી આસ્થા ઉઠી જાય, કષાયો અને ઇન્દ્રિયોના વિષયોને કટુ વિપાકવાળા દેખે અને એથી અંતરમા કંપે તે ગ્રન્થિભેદ કરવા માટે આત્માએ પ્રબળ વીર્યોલ્લાસ જગાડીને શુભ અધ્યવસાય વિકસતો કરવો જોઈએ, ઉત્તરોત્તર અધિકાધિક વિશુદ્ધ કરતા ચાલવુ જોઈએ. ત્યા અપૂર્વકરણ થાય એટલે આ **પાંચ અપૂર્વ કાર્ય નીપજે:**

**૧. અપૂર્વસ્થિતિઘાત, ૨. અપૂર્વરસઘાત, ૩. અપૂર્વસ્થિતિબંધ, ૪ ગુણશ્રેણિ, અને ૫. ગુણસંક્રમ** ◆ બાંધેલા કર્મની સ્થિતિ એટલે ટકવાનું કાળમાન. તેટલા કાળના 'સમયો (કાળના ઝીણામા ઝીણા અંશ) ના ક્રમે તે તે કર્મના દળિયા નક્કી થઈ ગયા હોય છે, જે તે તે સમયે ઉદય પામવા યોગ્ય હોય છે. અહીં અપૂર્વકરણમા આ સ્થિતિનો અપૂર્વઘાત થાય છે, અર્થાત્ એમાની ઉપરની અંતિમ સ્થિતિભાગના કર્મસ્કન્ધોને પ્રતિસમય અસંખ્યગુણ વૃદ્ધિએ ઉપાડે છે, ને ઉપર નીચેની સ્થિતિવાળા કર્મસ્કન્ધોમા ભેળવી દે છે. તેથી એ ભાગની સ્થિતિમા કર્મ જ નહિ રહેવાથી તેટલી સ્થિતિનો ઘાત થયો કહેવાય. યથાપ્રવૃત્તકરણની શરૂઆત વખતે કર્મોની સ્થિતિ ઠેઠ એક કોડાકોડી (ક્રોડ ક્રોડ) સાગરોપમની અંદર આવેલી હતી. તેમા એ કરણથી અંતઃ કોડાકોડીમા ય ઓછી કરી મૂકી હતી, તે હવે અહી અપૂર્વકરણમા છેવટે જઇને એમાથી સંખ્યાતા ભાગ ઓછા થઈ જવાથી પ્રારંભ કરતા સંખ્યાતમા ભાગ જેટલી કાળસ્થિતિ બાકી રહે છે આ અપૂર્વ સ્થિતિઘાત છે. ▲ અપૂર્વ**રસઘાત**મા અહી કર્મોમા રહેલા ઉગ્ર રસનો ઘાત કરી એને મંદ બનાવે છે. જેથી એ હવે ઉદયમા આવતા આત્મા પર તેટલો પ્રભાવ નહિ બતાવી શકે. ▲ **અપૂર્વ ગુણશ્રેણિમાં** 'ગુણ'= અસંખ્યગુણ, ને શ્રેણિ=રચના પૂર્વ જે સ્થિતિઘાત બતાવ્યો ત્યા પ્રતિસમય ઉપરની સ્થિતિમાથી જે કર્મ-દળિયાં ઉતારે, તેને અસંખ્યાતગુણ અસંખ્યાતગુણના ચઢતા પ્રમાણમા ગોઠવે. દા ત. પહેલે સમયે ૫ ગોઠવ્યા, તો બીજે સમયે ૫૦, ત્રીજે સમયે ૫૦૦, ચોથે સમયે ૫૦૦૦ એમા જેમ ૧૦-૧૦ ગુણા ચઢતા ક્રમે વધારે ને વધારે છે, તેમ અહી અસંખ્યગુણ-અસંખ્યગુણ ચઢતા ક્રમે વધુ ને વધુ કર્મદલિકને નીચેના સમયોમા ગોઠવે છે. ▲ **અપૂર્વ ગુણ-સંક્રમ**મા અસંખ્યાતગુણ અસંખ્યાતગુણ ચઢતા ક્રમે અશુભ કર્મલિકોનું નવા બંધાતા શુભ કર્મમા સંક્રમણ કરે, અને તેને શુભમા પલટાવી નાખે. આમ તો સામાન્ય રીતે બંધાતા શુભ કર્મમા પૂર્વબદ્ધ સજાતીય અશુભ કર્મના અને બંધાતા અશુભ કર્મમા પૂર્વબદ્ધ સજાતીય શુભ કર્મના અમુક અંશોનું સંક્રમણ (પરાવર્તન) ચાલુ હોય છે, પરંતુ સંક્રમ પામતો અંશ પ્રતિસમય અસંખ્યગુણ અસંખ્યગુણ બનતો જાય તેને ગુણસંક્રમ કહે છે. અહીં મુખ્ય વિચાર મિથ્યાત્વકર્મનો છે,

અને તેમા કોઈનો સંક્રમ થવાનો પ્રસંગ નથી. તેથી આ 'અપૂર્વગુણસંક્રમ' વસ્તુ આમાં નથી બનતી. એ અપૂર્વ ગુણસંક્રમ થયો ◆અપૂર્વસ્થિતિ બંધમાં, અહીં અંતર્મુહૂર્તે અંતર્મુહૂર્તે નવા નવા કર્મબંધનમાં કાળસ્થિતિ પલ્યોપમના સંખ્યાતમા ભાગ જેટલી ઓછી ને ઓછી નક્કી થતી જાય છે. એવો નિયમ છે કે અધ્યવસાયનો સંક્લેશ વધારે તેમ સ્થિતિ વધારે-વધારે, અને વિશુદ્ધિ વધારે તેમ સ્થિતિ ઓછી-ઓછી બંધાય. શુભ કે અશુભ, બંને જાતના કર્મ માટે સ્થિતિબંધમા આ નિયમ; ત્યારે રસબંધમા નિયમ એવો છે કે સંક્લેશમા શુભનો મંદ રસ અને અશુભનો તીવ્ર રસ થાય; જ્યારે, વિશુદ્ધિમાં શુભનો તીવ્ર ને અશુભનો મંદ રસ બંધાય. ◆ સારાંશ, અપૂર્વકરણ વખતે શુભ અધ્યવસાય પ્રતિસમય ચઢતી માત્રામા હોય છે, તેથી સમયે સમયે ઉપરોક્ત પાચ ચઢતાં ચઢતા કાર્ય થાય છે

**અનિવૃત્તિકરણ: અંતરકરણ:** પ્રથમ અપૂર્વકરણમા આ રીતિ આગળ વધતા ગ્રંથિભેદ થઇ, અપૂર્વસ્થિતિઘાતાદિ ચાલુ રહેવા સાથે ક્રમશઃ વધતા શુભ અધ્યવસાયે **અનિવૃત્તિકરણ** થાય છે. અનિવૃત્તિ એટલે અપરાવૃત્તિ અર્થાત્ ફેરફારી નહિ. અનિવૃત્તિમા પેસનારા સર્વ જીવોને ઉત્તરોત્તર સમયે સરખો અધ્યવસાય ચઢતો જાય, પરસ્પરમાં ફેરફાર નહિ. અપૂર્વકરણમાં ૧લે, ૨જે, ૩જે વગેરે સમયે જીવો પરસ્પરમાં ઊંચા-નીચા અધ્યવસાયવાળા હોય. અનિવૃત્તિકરણના બળે હવે અહીં નજીકમા જે સમ્યક્ત્વ પામવાનો છે, તે સમ્યક્ત્વના અંતર્મુહૂર્ત કાળમા મિથ્યાત્વ કર્મ ઉદય જ ન પામે, એ માટે આમ સીધેસીધા તે કાળમા ઉદય આવવા યોગ્ય જે મિથ્યાત્વકર્મ હતા તેને ત્યાથી ખાલી કરી નાખે છે, અર્થાત્ ભવિષ્યમા સમ્યક્ત્વ પછીથી મિથ્યાત્વ ઉદય આવશે તે કાળ અને સમ્યક્ત્વ પ્રાપ્તિ પૂર્વ ઉદયમા જ્યાં સુધી છે તેનો અંતિમ સમય, વચમા મિથ્યાત્વ કર્મ ખાલી થઈ જવાથી અંતર (આંતરૂ)પાડી દે છે. આને **અંતરકરણ** કહે છે આ કરવા માટે અનિવૃત્તિકરણના પાછલા ભાગમાં સમ્યક્ત્વ કાળના કર્મદળિયાને ખેંચી ખેંચી અહીંના ઉદય આવતા કર્મમાં તેમજ કેટલાક સમકિતની આગળના કાળના કર્મમા ભેળવી દે છે. તેથી અનિવૃત્તિના છેલ્લા સમયે ઉપરના ભાગના દળિયાં બધાં જ ખાલી થઈ જવાથી હવે પછીના અંતરકરણના પહેલા સમયે કોઇ મિથ્યાત્વદાલિક ઉદય યોગ્ય નહિ રહેવાથી જીવ ત્યા સમ્યક્ત્વ (સમ્યગ્દર્શન) ગુણ પામે છે.

**સમ્યગ્દર્શનના પાંચ લક્ષણ** સમ્યગ્દર્શન એ આત્માનો એક વિશુદ્ધ તત્ત્વશ્રદ્ધાનો અર્થાત્ સર્વજ્ઞ જિને કહેલા તત્ત્વ ઉપર હાર્દિક આસ્થાનો અનન્ય પરિણામ છે, અને એમા પ્રશમાદિ પાચ લક્ષણો પ્રગટે છે તત્ત્વાર્થ મહાશાસ્ત્રના ભાષ્ય કહ્યુ છે, **प्रशम-संवेग-निर्वेदाऽनुकम्पा-ऽऽस्तिक्याभिव्यक्ति लक्षणं सम्यग्दर्शनमिति ।'** ◆ પ્રશમ એટલે અનંતાનુબંધી કષયોનો ઉપશમ કષાય એટલે કષનો આય અર્થાત્ સંસારનો લાભ જેનાથી થાય તે. ત્યા ક્રોધ એ જ કષાય અને લોભ એ કષાય નહિ એવુ નથી. મેવા-મિઠાઇની ઝંખના છે, ધન-માનની ઝંખના છે, તો એ પણ લોભકષાય છે. ક્રોધ-અભિમાન-માયાપ્રપંચ-તૃષ્ણા-આ બધા કષાય છે. એના આત્મામા ઉકળાટ છે, એ શમાવવાના છે. એ શમન થાય એટલે પ્રશમ ગુણ પ્રગટ્યો કહેવાય ક્રોધનો ઉકળાટ શમ્યા એટલે પછી 'અપરાધીનું ભુંડુ થજો, એનું નિકંદન નિકળજો' એવું એવુ ન થાય તેમ, લોભનો ઉકળાટ શમવાથી 'બધુ મને જ મળજો, એ મળવુ જ જોઈએ, એજ જીવનનો સાર છે,'... ન થાય, એવા અહંકાર, કપટ વગેરેના ઉકળાટ નહિ ◆**સંવેગમાં** એકમાત્ર મોક્ષની અને તેના કારણભૂત સદ્ધર્મની એવી જ્વલંત અભિલાષા વર્તતી હોય, કે દુનિયાનાં દેવતાઇ પણ સુખ તુચ્છ લાગે, દુઃખરૂપ લાગે, એની પ્રત્યે કોઇ બહુમાન-આસ્થા-પક્ષપાત નહિ. પણ વિરક્ત દશા વર્તતી હોય. ◆ નિર્વેદ એટલે સંસારની નિર્ગુણતા સમજી એની ચાર ગતિની ચોરાશી લાખ યોનિમા અનંત વાર પરિભ્રમણ કર્યાથી થાકી હવે સંસારવાસ પર ભારે કંટાળો, અકળામણ, ઉદ્વેગની નિર્વેદ એટલે સંસારને આત્માનુ કેદખાનું સમજી એનાથી ઉભગી જવુ તે. ◆ **અનુકંપા**

એટલે દ્રવ્યદયા અને ભાવદયા. દ્રવ્યદયા એટલે ભૂખ્યા, તરસ્યા, રોગી, નિર્ધન, પીડિત, નિગૃહીત, વગેરે જીવોના એ દુઃખ દૂર કરવાની ઇચ્છા. ભાવદયા એટલે મિથ્યાત્વ, અધર્મ, હિંસા, જૂઠ, વગેરે પાપો, અને ક્રોધ, મદ, માયા, વિષયલંપટતા વગેરે દોષોથી પીડાતા જીવોની એ વિટંબણા ટાળવાની ઇચ્છા. ▲આસ્તિકય એટલે વીતરાગ સર્વજ્ઞ એવા જિનેન્દ્ર ભગવાનનું વચન જ સાચું અને શંકા વિનાનું, '**तमेव सच्चं निस्सकं जं जिणेहिं पवेइयं**'। એમણે કહેલ જીવાદિ તત્ત્વ અને મોક્ષમાર્ગનું સ્વરૂપ એજ સાચું એવી દઢ પ્રતીતિ યાને હાર્દિક વિશ્વાસ સાથે, નિર્ગ્રન્થતા અર્થાત્ સર્વ પાપ-વ્યાપાર અને સાંસારિક સંગ વિનાનું શ્રમણપણું એ જ પ્રધાન છે જેમાં એવું જિનપ્રવચન જ ઇષ્ટ છે, પરમ ઇષ્ટ છે, હિત છે, પરમ હિતરૂપ છે, બાકીનું બધું અનિષ્ટ છે, અનર્થરૂપ છે, **एसेव खलु अट्ठे परमट्ठे, सेसे सव्वं खलु अनिट्ठे**,'—એવો એના પર દઢ રંગ, અનન્ય બહુમાન, એ આસ્તિકય કહેવાય.

પ્રશમાદિ પાંચ લક્ષણોનો આ ક્રમ પ્રધાનતા યાને વિશેષતાની દૃષ્ટિથી છે, અર્થાત્ સૌથી વિશિષ્ટ છે પ્રથમગુણ એનાથી બીજા નંબરે છે સંવેગ, પછી નિર્વેદ, એ પ્રમાણે. પરંતુ ઉત્પત્તિનો ક્રમ ઉલટો છે, અર્થાત્ પહેલું આસ્તિકય જન્મે, પછી જ યથાર્થ અનુકંપા આવે, પછી નિર્વેદ. .એ પ્રમાણે. તાત્પર્ય, પ્રધાનતા પૂર્વાનુપૂર્વી ક્રમથી, અને ઉત્પત્તિ પશ્ચાનુપૂર્વી ક્રમથી જાણવી.

## ધર્મ સંન્યાસ.

**અતાત્ત્વિકધર્મ-સંન્યાસ:** આ પ્રમાણે સમ્યગ્દર્શન પામવા પૂર્વે જે અપૂર્વકરણ કરાય છે તે પહેલું અપૂર્વકરણ છે. બીજું અપૂર્વકરણ નવમા ગુણસ્થાનકેથી શરૂ થતી ક્ષપકશ્રેણિ માટે આઠમા ગુણ-સ્થાનકે કરાય છે. તેમાં પણ પ્રથમની જેમ અપૂર્વ સ્થિતિઘાતાદિ પાંચ કાર્ય કરવામાં આવે છે, તે વિશેષે કરીને ચારિત્રમોહનીય કર્મમાં થાય છે, અને તેનું બળ એટલું બધું હોય છે કે પછી તો પરિણામે આગળ શ્રેણિમાં મોહનીય કર્મનો સર્વથા વિધ્વંસ થઈ જવાથી આત્મા ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ અને યથા-ખ્યાત ચારિત્રવાળો યાને વીતરાગ બને છે. આવું અપૂર્વકરણ વગેરે 'સામર્થ્યયોગ' નામના ધર્મ-વ્યાપારથી થાય છે. એ પહેલા પ્રકારનો 'ધર્મસંન્યાસ' નામનો સામર્થ્યયોગ છે, કેમકે એમાં પરિણામે તાત્ત્વિક ધર્મોનો ત્યાગ કરવામાં આવે છે. અતાત્ત્વિક ધર્મોનો ત્યાગ તો સર્વવિરતિ ચારિત્ર સ્વીકારતાં જ થાય છે. કેમકે ત્યાં સંસારત્યાગ કરવા માટે સાવદ્યપ્રવૃત્તિરૂપ સાંસારિક ધર્મોનો, યાને લૌકિક ધર્મોનો ત્યાગ કરવો રહે છે. કહે છે ને કે-'સંસારમાં રહ્યા એટલે ચૂલો-ઓલો-રસોઇ-પાણી, કમાવવું વગેરે બધા ય ધર્મ બજાવવા પડે ?' પણ આ બધા અતાત્ત્વિક ધર્મ છે, કેમકે એ ષટ્કાય જીવોના આરંભ-સમારંભ, કુટુંબરાગ, પરિગ્રહ, વિષયસેવન વગેરે પાપપ્રવૃત્તિરૂપ છે એવા અતાત્ત્વિક ધર્મોનો ત્યાગ તો પ્રવ્રજ્યા (સાધુ-દીક્ષા) કાળે પણ થાય છે; કારણ કે:

◆ **પ્રવ્રજ્યા એ જ્ઞાનયોગના સ્વીકારરૂપ છે. સંસારમાં મોહયોગ હતો,** અર્થાત્ મોહરૂપ મમતામાયાની પ્રવૃત્તિ ચાલતી હતી ગમે તેવો પણ સંસારી સજ્જન પોતાના માનેલા કુટુંબને જેવા સંભાળશે એવા પાડોશીને નહિ, પોતાના ધન-માલ-દુકાન વગેરેના જતન કરશે તેવા બીજાના નહિ. પોતાની મૂળ માયાને અનુલક્ષીને જ એ સંસારવ્યવહાર ચલાવે છે, પછી ભલે સજ્જન હોઇ દાન-પરમાર્થ વગેરે કરતો હશે. ત્યારે પ્રવ્રજ્યા સ્વીકારનારો મૂળ માયાનો જ ત્યાગ કરી દે છે, એક માત્ર પોતાની કાયા સિવાય ધન-માલ-પરિવાર વગેરે બધાના સંબંધ છોડી દે છે. પછી એ બધા અંગે હવે એને કશી જ પ્રવૃત્તિ કે લેવાદેવા નથી રહેતી. એ મોહયોગનો ત્યાગ થયો એ કરીને હવે એને સંપૂર્ણ અહિંસાદિ મહાવ્રતો, એની રક્ષક આઠ પ્રવચનમાતા (સમિતિ-ગુપ્તિઓ), અને પચીસ ભાવ-નાઓ, આવશ્યકાદિ ક્રિયાઓ, તપ, ત્યાગ, જ્ઞાન-ધ્યાન, વિનય-વૈયાવચ્ચ, ઇત્યાદિની સાધના કરવાની હોય છે. આ બધી પ્રવૃત્તિ જ્ઞાનયોગ સ્વરૂપ છે, કેમકે એ સમ્યગ્ જ્ઞાનપૂર્વકની પ્રવૃત્તિ છે, અને

'ज्ञानस्य फलं विरतिः'-જ્ઞાનનું કાર્ય વિરતિ છે, પ્રતિજ્ઞાપૂર્વક પાપત્યાગ છે, પાપથી વિરમવાનું છે; એટલે જ્ઞાન જ પોતે વિરતિની પ્રવૃત્તિમાં પરિણમતું હોવાથી. કહી શકાય કે જ્ઞાન જ પ્રવૃત્તિરૂપ બન્યું. એનું નામ જ્ઞાનયોગ. આને તત્ત્વસંવેદન જ્ઞાન કહેવાય; અર્થાત્ જે તત્ત્વજ્ઞાન પ્રવૃત્તિ દ્વારા સંવેદન યાને અનુભવમાં આવે તે. તો પ્રવ્રજ્યા એ જ્ઞાનયોગના સ્વીકારરૂપ હોઈને એમાં સર્વ પાપપ્રવૃત્તિરૂપ ધર્મોનો ત્યાગ હોવાથી, ત્યાં અતાત્ત્વિક ધર્મોનો સંન્યાસ (ત્યાગ) થયો કહેવાય. ત્યારે તાત્ત્વિક ધર્મો ક્ષમા, તપ, સંયમ, વગેરે છે. એ પ્રારંભે ક્ષયોપશમના ઘરના હોય છે, તેનો ત્યાગ કરીને હવે તેને ક્ષાયિક કોટિના કરવામાં આવે છે એ તાત્ત્વિક ધર્મ-સંન્યાસ. તે કાર્ય દ્વિતીય અપૂર્વકરણ વખતના પ્રથમ સામર્થ્ય-યોગથી થાય છે. માટે જ તે ધર્મસંન્યાસ નામનો સામર્થ્યયોગ છે. ક્ષાયોપશમિકધર્મસંન્યાસ થતાં આત્મા વીતરાગ બને છે, અને અનંતજ્ઞાનયુક્ત, અનંતદર્શનયુક્ત, તથા અનંતવીર્યાદિલબ્ધિમાન બને છે.

## યોગસંન્યાસ.

**ઘાતી ને ભવોપગ્રાહી કર્મ.** વીતરાગ સર્વજ્ઞ બન્યા પછી પણ આયુષ્ય-કર્મ, વેદનીયકર્મ, નામકર્મ અને ગોત્રકર્મ હજી ભોગવવાના બાકી છે ત્યાં સુધી તે આત્માને સંસારમાં પકડાઈ રહેવું પડે છે માટે એ ચાર કર્મ ભવોપગ્રાહી કર્મ કહેવાય છે અલબત્ત એ કર્મો આત્માના જ્ઞાનાદિ ગુણોનો ઘાત નથી કરી શકતા. દા. ત. વીતરાગ સર્વજ્ઞ બન્યા છતાં જો કોઈ ઘાણીમાં પીલાતા હોય તો ઘોર પીડા અશાતાવેદનીયની ભોગવવી પડે, પણ તેથી વીતરાગતા આદિને લેશ આંચ નથી આવતી. માટે તે વેદનીય, આયુ વગેરે કર્મો અઘાતી કહેવાય છે. ત્યારે અનંતજ્ઞાન વગેરે ગુણને રોકનારા જ્ઞાનાવરણાદિ કર્મને ઘાતી કર્મ કહેવામાં આવે છે. ઘાતી કર્મોનો સર્વનાશ પૂર્વે કહ્યું તેમ સામર્થ્યયોગના ધર્મપુરુષાર્થથી થાય છે. પછી અઘાતી કર્મોનો નાશ એને ભોગવીને કરવો રહે છે.

**સાંપરાયિક અને ઈર્યાપથ કર્મ:** પરંતુ જ્યાં સુધી કાયાદિના સૂક્ષ્મ પણ વ્યાપાર ચાલુ છે, ત્યાં સુધી આત્મા પર કર્મબંધ ચાલુ છે કર્મબંધના મુખ્ય ચાર હેતુ પૈકી મિથ્યાત્વને પહેલા ગુણઠાણાને અંતે ટાળ્યું; અવિરતિને સંપૂર્ણપણે છઠ્ઠા ગુણઠાણામાં પેસતા ટાળી, કષાયોને સર્વથા દસમા ગુણસ્થાનકને અંતે ક્ષીણ કર્યા એટલે આત્મા ક્ષીણમોહ બન્યો હવે ચોથો હેતુ યોગ યાને મન-વચન-કાયાના વ્યાપાર ઉભા છે કેમકે બારમા ગુણઠાણાના અંતે જ્ઞાનાવરણાદિ સમસ્ત ઘાતી કર્મ નાશ પામ્યાથી તેરમે ગુણઠાણે આત્મા અનંતજ્ઞાનાદિયુકત જે બને છે, એ વીતરાગ સર્વજ્ઞ બનવા છતા પણ ગામેગામ વિહાર કરે છે, આહાર લે છે, એમને ય શ્વાસોશ્વાસ, નાડીઓમાં રુધિરસંચરણ-વાયુસંચરણ વગેરે છે. એ કાયયોગ છે, એ ઉપદેશ આપવારૂપ વચનયોગવાળાય હોય છે, અને દૂર રહેલા અનુત્તરવાસીદેવ, વગેરેના સંશયનો ઉત્તર મનોવર્ગણા-પુદ્ગલનું મન બનાવીને કરે છે, તેથી મનોયોગવાળા પણ કયારેક હોય છે. કષાયોસહિત યોગથી જ્ઞાનાવરણાદિ કર્મ બંધાય છે, તેને **સાંપરાયિક કર્મબંધ** કહેવામા આવે છે. ત્યારે કષાયો વિનાના એકલા યોગથી **ઈર્યાપથ કર્મબંધ** થાય છે, તેમા માત્ર શાતાવેદનીય કર્મ બંધાય છે. તે પણ એવુ કે આ સમયે બંધાયું, અને તરત જ પછીના સમયે ભોગવીને નાશ પામે છે.

**આયોજ્યકરણ:** હવે જો આયુષ્યના છેલ્લા સમય સુધી કાયાદિ-યોગ ચાલુ હોય તો છેલ્લે સમયે બાંધેલુ શાતાવેદનીય પછી કયા ભોગવે? કેમકે આયુષ્ય ક્ષીણ થતા સર્વકર્મનો ક્ષય થવાથી મોક્ષ થાય છે. **कृत्स्नकर्मक्षयो मोक्ष** ( કૃત્સ્ન=સર્વ. ) માટે કાયાદિયોગનો પહેલા સંન્યાસ યાને ત્યાગ કરવો પડે એને યોગનિરોધ કહેવાય તે કરવાનું કાર્ય કાંઈ ૧-૨ સમયમા ન થઈ શકે. એ તો અસંખ્ય સમયનુ કાર્ય છે વળી યોગનિરોધ સિદ્ધ કર્યા પછી ભોગવવાના અવશિષ્ટ (બાકીના) ભવોપગ્રાહી કર્મના ભોગવટામા યોગની હયાતી ન હોવાથી તે કર્મોનું ય શુદ્ધ વેદન જ થવાનું. તો એ કર્મોના દળિયાને એવી સ્થિતિમા મૂકી દેવા જોઈએ કે તે તે સમયમા સરળ રીતે ઉદયમા આવીને ક્ષય પામતા જાય. આ

કરવા માટે તેરમા ગુણઠાણાના છેવટના ભાગમા 'આયોજ્યકરણ' નો એક પ્રયત્ન કરવામા આવે છે. 'આયોજ્ય' એટલે તે તે કર્મ દળિયાને તે તે કાળમાં ક્ષય પામવા યોગ્ય તરીકે કેવળજ્ઞાનથી જાણીને, 'કરણ' એટલે અચિંત્ય અનંતવીર્યથી તેવી સ્થિતિમા તે તે કર્મ દલિકોને મૂકવા. કર્મ કાંઈ એક જ વ્યક્તિ નથી કે એકી કલમે તેનો ભોગવટો થઈ જાય. એ તો જુદા જુદા સમયે ઉદયમા આવે એવા જુદા જુદા કર્માણુના સ્કન્ધ છે, જથ્થા છે. તેને કેવળજ્ઞાન અને ક્ષાયિક વીર્યના બળે તે તે સમયમા ક્ષય પામવા યોગ્ય સ્થિતિમા મૂકવાની પ્રક્રિયાનુ નામ આયોજયકરણ છે.

**યોગનિરોધ અને શૈલેશી:** આયોજ્યકરણ કર્યા પછી હવે ક્રમશ. બાદર (સ્થૂલ) કાયયોગથી બાદર વચનયોગ અને બાદર મનોયોગ, સૂક્ષ્મકાયયોગથી બાદર કાયયોગ પછી સૂક્ષ્મ વચનયોગ તથા સૂક્ષ્મ મનોયોગ રૂંધવામા આવે છે, ને અંતે સૂક્ષ્મ કાયયોગનો પણ નિરોધ કરી દેવાય છે આમ સમસ્ત કાયાદિ યોગોનો નિરોધ યાને યોગસંન્યાસ થઈ જાય છે આ કરવા માટે અચિંત્ય અવર્ણનીય સામર્થ્યયોગના ધર્મવ્યાપારની જરૂર પડે છે, તેથી તે યોગસંન્યાસ નામનો બીજો સામર્થ્યયોગ કહેવાય છે. એમા મુખ્યત્વે શુક્લધ્યાનના પાછલા બે પ્રકાર 'સૂક્ષ્મક્રિયા-અપ્રતિપાતી,' અને 'વ્યુચ્છિન્નક્રિયા-અનિવૃત્તિ'ની ધર્મપ્રવૃત્તિ હોય છે યોગનિરોધ થઇ જતા, અત્યાર સુધી સમસ્ત સંસારકાળમા જે કોઇ ને કોઇ કાયિક-વાચિક-માનસિક યોગ યાને કાયા, વચન, મનની પ્રવૃત્તિ રહેતી, તે કાંઇ આત્માના વીર્યના સહારા વિના નહિ, પરંતુ તે તે કાયાદિ પુદ્ગલના આલબને આત્મા સ્વવીર્યને સ્ફુરાવતો, એટલે તે તે યોગ પ્રવર્તતા, ..યાવત્ ભવાંતરે જતા ક્રમમા ક્રમ વક્રગતિમા કાર્મણ કાયયોગ રહેતો, તે હવે સમસ્તયોગ સર્વથા બંધ થઈ જાય છે એ યોગનિરોધની સાથે, પૂર્વે પુદ્ગલના આલંબને આત્મવીર્ય સ્ફુરવામા આત્માના જે પ્રદેશે પ્રદેશ (ઝીણામા ઝીણા અંશ) હાલી ઉઠતા અર્થાત્ આત્મા જે અસ્થિર રહેતો, તે હવે આત્મપ્રદેશ નિશ્ચલ બનીને આત્મા નિષ્કપ મેરૂ જેવો સ્થિર થઇ જાય છે. મેરૂ એ શૈલ યાને પર્વતોનો ઈશ હોઇ શૈલેશ કહેવાય. **આત્માને શૈલેશ જેવો સ્થિર કરવો એનુ નામ શૈલેશી-કરણ** યોગસન્યાસ સામર્થ્યયોગથી ૧૩મા ગુણઠાણાના અંતે યોગોનો સર્વથા નિરોધ થઇ જવાથી, ૧૪-મા ગુણઠાણે આત્મા સયોગી મટીને હવે અયોગી બન્યો, અને ત્યા આત્મપ્રદેશ સ્થિર થઈ જવારૂપે શૈલેશીકરણ પણ થયું. ત્યા હવે કાયામા આત્મા વસેલો ખરો, પરંતુ કોઇ સૂક્ષ્મ પણ કાયિકાદિ પ્રવૃત્તિ નહિ.

**મોક્ષ:** શૈલેશીકરણ થતા તો આત્મા, અ, ઈ, ઉ, ઋ, લૃ, એવા પાચ હ્રસ્વ અક્ષરના ઉચ્ચા-રણ જેટલા કાળમા સર્વ કર્મનો ક્ષય કરી મુક્ત બને છે, સિદ્ધ થાય છે, મોક્ષ પામે છે. એ થતા, જેમ માટીના લેપના ભારથી પાણીને તળિયે રહેલું તુંબડુ લેપ નીકળી જતા સહજ ઊંચે આવી જાય છે, તેમ કર્મનો લેપ છૂટી જતા આત્મા સહજ ઊંચે ચૌદરાજલોકના છેડે રહેલી સિદ્ધશિલાના ઉપર એક જ સમયમા પહોચી જાય છે. હવે કર્મબંધનુ કોઈ જ કારણ ન રહ્યાથી એમને કદી ય સંસારમા પડવાનું નથી.

પ્ર૦ એમ તો સિદ્ધો સિદ્ધશિલાથી પણ ક્યાય ઊંચે કેમ ન પહોચી જાય?

ઉ૦ ગમનમા સહાયક તત્ત્વ જે ધર્માસ્તિકાયદ્રવ્ય, તે માત્ર લોકપ્રમાણ અર્થાત્ ચૌદ રાજ-લોકવ્યાપી જ છે, અલોકમા નથી; તેથી આત્મા અલોકમા ન જઈ શકતા લોકના અંતે જઇ સ્થિર બને છે. આત્માના છેક ઉપરના પ્રદેશ એ લોકાકાશના છેક ઉપરના પ્રદેશમા ગોઠવાઇ જાય એ રીતે આત્મા હવે શાશ્વત કાળ માટે અવસ્થાન કરે છે.

**શ્રેષ્ઠયોગ અયોગ.** આ રીતે મોક્ષની સાથે આત્માને યોજી આપનાર આ અયોગ અવસ્થા બની, માટે અયોગ એ પરમયોગ છે. જરા ભ્રમ થાય એવુ છે કે અયોગ એ યોગ? પરંતુ 'અયોગ'મા 'યોગ' શબ્દ કાયાદિ યોગના અર્થમા છે, એનો ત્યાગ એ અયોગ. એ 'પરમયોગ' કહ્યો ત્યા 'યોગ'નો અર્થ

મોક્ષ સાથે જોડી આપે તે, એવો લેવાનો છે. એમ તો પરંપરાએ જઈને તો મોક્ષ સાથે જોડી આપનારા ઈચ્છાયોગ-શાસ્ત્રયોગ એ પણ યોગ છે, અધ્યાત્મ, ભાવના, ધ્યાન વગેરે પણ યોગ છે, મિત્રા-તારા વગેરે દૃષ્ટિ ય યોગ છે, અહિંસા, સંયમ, તપ, દર્શન, જ્ઞાન, ચારિત્ર, દાન, શીલ, તપ, ભાવ, સંવર-નિર્જરા, વગેરે બધા યોગ છે, પરંતુ યોગસંન્યાસ યાને અયોગ એ તરત મોક્ષ સાથે યોજી આપનારો હોવાથી શ્રેષ્ઠ યોગ છે

(લ૦) તદત્ર 'નમોઽર્હદ્ભ્ય' ઇત્યનેનેચ્છાયોગાભિધાનં, 'નમો જિનેભ્યો જિતભયેભ્ય'-ઇત્યનેન તુ વક્ષ્યમાણેન શાસ્ત્રયોગસ્ય, નિર્વિશેષેણ સંપૂર્ણનમોમાત્રાભિધાનાત્ । વિશેષપ્રયોજનં ચાસ્ય સ્વસ્થાન एव વક્ષ્યામ ઇતિ । તથા, 'ઇક્કોવિ નમુક્કારો જિણવરવસહસ્સ વદ્ધમાણસ્સ । સંસારસાગરાઓ તારેઇ નરં વ નારિં વા ॥૧॥' ઇત્યનેન તુ પર્યન્તવર્તિના સામર્થ્યયોગસ્ય, કારણે કાર્યોપચારાત્, ન સંસારતરણ સામર્થ્યયોગમન્તરેણેતિકૃત્વા ।

**અર્થ** -તેથી અહીં 'નમો અરહંતાણ' એમ કહેવા વડે, ઈચ્છાયોગનુ કથન અને 'નમો જિણાણં જિયભયાણં' એમ આગળ કહેવાશે તેના વડે શાસ્ત્રયોગનુ કથન છે; કેમકે કોઈ તફાવત પાડયા વિના સપૂર્ણ 'નમો' એટલું જ કહ્યું છે, આનુ વિશેષ પ્રયોજન સ્વસ્થાને જ કહીશું. તથા 'ઇક્કોવિ નમુક્કારો જિણવરવસહસ્સ વદ્ધમાણસ્સ । સંસારસાગરાઓ તારેઇ નરં વ નારિં વા' એ અંતવર્તી ગાથા વડે સામર્થ્યયોગનું કથન છે, કેમકે સામર્થ્યયોગ સિવાય સસાર તરવાનું નથી બનતું એટલા માટે કરીને કારણમા કાર્યનો ઉપચાર છે.

**વિવેચન: અન્યમતે 'નમોત્થુ ણં અરહંતાણ' આદિમાં ઇચ્છાયોગાદિ:**

આમ, જયારે ઈચ્છાયોગ વગેરે ત્રણ પ્રકારના યોગ છે, ત્યારે '**નમો અરિહંતાણ**' એવા નમસ્કારના કથનમા ઈચ્છાયોગનો નમસ્કાર કહ્યો, આગળ આ પ્રણિપાત દંડક સૂત્રને છેડે કહેશે તે '**નમો જિણાણં જિયભયાણ**' અર્થાત્ 'ભયોને જિતનાર જિનોને નમું છુ'; એમાં શાસ્ત્રયોગનો નમસ્કાર કહ્યો, અને છેવટના સિદ્ધસ્તવ ( સિદ્ધાણુ બુદ્ધાણું ) મા **ઇક્કોવિ નમુક્કારો**...અર્થાત્ 'કેવળજ્ઞાનીઓમા વૃષભ સમાન શ્રી વર્ધમાન સ્વામીને કરેલો એક પણ નમસ્કાર નર અથવા નારીને સંસારસાગરથી તારે છે'-એ નમસ્કારના કથનમા સામર્થ્યયોગનો નમસ્કાર કહ્યો.

◆'**નમોત્થુ અરહંતાણ**'મા 'નમો' પર 'અસ્તુ' લગાડીને નમસ્કારનું કથન કર્યું, તેથી આ નમસ્કાર ઇચ્છાયોગનો નમસ્કાર છે; કેમકે 'અસ્તુ' અર્થાત્ 'હો' કહેવામા ઈચ્છાનું સૂચન છે.

પ્ર૦- તો તો અહી નમસ્કારની ઈચ્છા થઈ, નમસ્કાર કયાં થયો ? ઈચ્છાયોગ તો ઇચ્છાપૂર્વકની ધર્મપ્રવૃત્તિ છે.

ઉ૦- 'નમસ્કાર હો' એમ કહીને પણ અહી નમસ્કાર કરવામા આવે જ છે. દેવ-ગુરુની આગળ ઈચ્છા કે પ્રાર્થના પ્રગટ કરવાનું પણ નમસ્કાર સાથે જ કરવાનું હોય છે. તેથી અહીં ઈચ્છાપૂર્વક નમસ્કાર છે જ; માટે તે ઈચ્છાયોગ જ છે.▲**નમો જિણાણં નમો જિયભયાણં**' મા '**અસ્તુ**' કે એવુ કાંઈ લગાડયું નથી એટલે તે વિશેષણ વિનાના શુદ્ધ સપૂર્ણ નમસ્કારનું કથન હોવાથી શાસ્ત્રયોગના નમસ્કારને સૂચવે છે. વિધિભંગ, પ્રમાદ વગેરે કારણે અપૂર્ણતાની સભાવના હોત તો નમસ્કાર જણાવવામા સાથે કાંઈ કહેત. પરંતુ અહીં તો વિશેષણ વિના જ 'હુ જિનોને નમસ્કાર કરું છુ" કહ્યું છે. ▲ '**ઇક્કોવિ નમુક્કારો** .. **તારેઇ નરં વ નારિં વા** ॥-એક પણ નમસ્કાર...તારે છે,' એમા નમસ્કારને સીધો સંસારસાગરથી તારનારો કહ્યો તે સામર્થ્યયોગનો નમસ્કાર હોય તો જ બને; કેમકે સામર્થ્યયોગ સિવાય સસારસાગ-

રથી તરવાનું બની શકતું નથી. અહીં પ્રશ્ન થાય કે તારનાર તો સામર્થ્યયોગ છે, નમસ્કાર શી રીતે? ઉત્તર એ છે કે કારણમાં કાર્યનો ઉપચાર (વ્યવહાર) કરીને એમ કહેવામા આવ્યુ છે કેમકે એવો પ્રબળ નમસ્કાર સામર્થ્યયોગનું કારણ બને છે. તો કાર્ય જે સામર્થ્યયોગ છે તેનામા રહેલ તારવાપણાનો ઉપચાર કારણભૂત નમસ્કારમાં કર્યો. દા. ત. દૂધ પર જીવનારો કહે છે, 'દૂધ મારૂં જીવન છે' ખરીરીતે જીવન તો આયુષ્ય છે, પરંતુ આયુષ્ય–ટકાવના કારણભુત દૂધમા જીવનપણાનો ઉપચાર કર્યો.

(લ૦) आह "अयं प्रातिभज्ञानसङ्गतइत्युक्तं, तत् किमिदं प्रातिभं नाम! असदेतत्, मत्यादिपञ्चकातिरिकेणास्याश्रवणात्।" उच्यते, चतुर्ज्ञानप्रकर्षोत्तरकालभावि केवलज्ञानादधः तदुदये सवित्रालोककल्पमिति न मत्यादिपञ्चकातिरेकेणास्य श्रवणम्। अस्ति चैतद्, अधिकृता– (प्र०. ..अधिकत्वा) वस्थोपपत्तेरिति। एतद्विशेष एव प्रातिभमिति कृतं विस्तरेण।

**અર્થ**· પ્રશ્ન કરે છે કે "આ (સામર્થ્યયોગ) પ્રાતિભજ્ઞાનથી યુક્ત છે એમ કહ્યુ, તો આ પ્રાતિભજ્ઞાન વળી શું? એવું કાઈ છે નહિ, કેમકે મતિ આદિ પાચ જ્ઞાનની ઉપર આવું કોઈ જ્ઞાન સાભળવામાં આવતું નથી." ઉત્તર કરવામાં આવે છે કે કેવળજ્ઞાન સિવાયના ચાર જ્ઞાનની ઉત્કૃષ્ટતા થવા પછીના કાળમા અને કેવળજ્ઞાનની પૂર્વે થનારૂં તે ઉદયમાં અરુણોદય (ઉષા) સમાન હોય છે માટે મતિજ્ઞાનાદિ પાચની ઉપરાંત તે સાભળવામા આવતુ નથી. (પણ) તે છે ખરૂં; કેમકે પ્રસ્તુત અવસ્થા (યુક્તિથી) ઘટી શકે છે. (તાત્પર્ય) ચાર જ્ઞાનની વિશિષ્ટ અવસ્થા એજ પ્રાતિભજ્ઞાન છે માટે વિસ્તારથી સર્યું.

## પ્રાતિભજ્ઞાન, પ્રત્યક્ષ અને પરોક્ષજ્ઞાનઃ

**વિવેચન** પૂર્વે કહી આવ્યા કે સામર્થ્યયોગમાં પ્રાતિભજ્ઞાન થાય છે. એના પર પ્રશ્ન થાય.

પ્ર૦ જૈન શાસ્ત્રોમા મતિજ્ઞાન વગેરે પાચ જ્ઞાન માન્યા છે, તેમા પ્રાતિભજ્ઞાનનું નામ આવતું નથી, તેમ ઉપર છઠ્ઠું જ્ઞાન કહ્યુ નથી તો પ્રાતિભજ્ઞાન એ શું એક અસદ્ વસ્તુ નથી?

ઉ૦ ના, નથી, પ્રાતિભજ્ઞાન એ મતિજ્ઞાનાદિ ચારની વિશિષ્ટ અવસ્થા છે, અને તે કેવળજ્ઞાનરૂપી સૂર્યનો ઉદય થવા પૂર્વે અરુણોદયના ઝગમગાટ જેવુ ઉત્પન્ન થાય છે જૈનદર્શન કહે છે કે, ◆ **જ્ઞાન બે પ્રકારે છે, પ્રત્યક્ષ અને પરોક્ષ. अश्नुते इति अक्ष.**,– ઇન્દ્રિયો અને મનને જે વ્યાપીને રહે, અર્થાત્ એની પ્રવૃત્તિમા જે મુખ્ય સંચાલક હોય તેનું નામ, અક્ષ. અથવા વિશ્વના ત્રણે ય કાળના ભાવોને જ્ઞાનથી વ્યાપીને રહે તે અક્ષ વ્યાપીને રહેનાર આત્મા છે, માટે અક્ષ એટલે આત્મા. પ્રત્યક્ષ=પ્રતિ+અક્ષ, અર્થાત્ આત્મામા સાક્ષાત્ યાને ઇન્દ્રિયાદિ બાહ્ય સાધનની અપેક્ષા વિના સીધું ઉત્પન્ન થનાર જ્ઞાન તે પ્રત્યક્ષ. અને પરોક્ષ=પર.+અક્ષ, અર્થાત્ આત્મામા બીજા ઇન્દ્રિયાદિ બાહ્ય સાધનો દ્વારા જન્મતુ જ્ઞાન એ **પરોક્ષ**. પરોક્ષજ્ઞાન બે પ્રકારે, મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન, ત્યારે પ્રત્યક્ષજ્ઞાન અવધિજ્ઞાનાદિ ત્રણ પ્રકારે છે. એમ,

◆ **જ્ઞાન પાંચ પ્રકારે છે–મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મન.પર્યાયજ્ઞાન, અને કેવળજ્ઞાન** ◆ **(૧) મતિજ્ઞાન** એટલે પાચ ઇન્દ્રિયો અને મનથી થતુ જ્ઞાન. એ **પરમાર્થથી પરોક્ષ છતાં વ્યવહારથી પ્રત્યક્ષ જ્ઞાન** કહેવાય છે. એની ચાર અવસ્થા છે, પહેલા અવગ્રહ, પછી ઈહા, પછી અપાય, છેવટે ધારણા. **અવગ્રહ** એટલે વિષયને જોતા, ચાખતા, વગેરે પહેલપહેલો 'આ કંઇક છે' એવો તદ્દન સામાન્ય બોધ થાય તે. એમા પણ ચક્ષુ અને મનને તો વિષયને અડવુ પડતું નથી, પરંતુ બાકીની સ્પર્શન–રસના–ઘ્રાણ–શ્રોત્ર, એ ચાર ઇન્દ્રિયોને વિષયસંપર્કમા આવવુ પડે છે ત્યા ઉપરાપર

કેટલાય સૂક્ષ્મ ઝડપી સંપર્કો થાય ત્યારે સામાન્ય બોધ પ્રગટે છે. આ સંપર્કો બધા જ બોધના વ્યંજક બન્યે જતા હોવાથી, બોધ અર્થાત સૂક્ષ્માતિસૂક્ષ્મ અંશો વ્યક્ત કર્યે જતા હોવાથી અવગ્રહની કોટિમાં છે, માટે તેને **વ્યંજનાવગ્રહ** મતિજ્ઞાન કહેવાય છે ત્યારે, પ્રગટ સામાન્યરૂપે પદાર્થબોધ થાય તેને **અર્થાવગ્રહ** મતિજ્ઞાન કહેવામા આવે છે. ઈહા એટલે અવગ્રહ પછી થતો ઉહાપોહ અને સંભાવના,-દા ત. 'આ દૂર માણુસ હશે કે ઠુઠુ? માણુસ જેવુ લાગે છે. આ સારંગીનો સુર હશે કે વીણાનો? વીણાનો સભવે'...વગેરે એ પછી **અપાય** એટલે ચોક્કસ વસ્તુનો નિર્ણય થાય તે. દા. ત. 'આ તો માણુસ છે, આ તો વીણાનો સૂર છે.' ત્યારબાદ, **ધારણા** એટલે એનું અવધારણ થાય તે. એ ચિત્તમાં મસ્કાર-રૂપે સ્થાપિત થાય છે. તેથી જ પછીથી એનું સ્મરણ-ચિંતન થઈ શકે છે. એના આધારે અનુમાન થઈ શકે છે. તાત્કાલિક સ્ફુરણા વગેરે ય મતિજ્ઞાન છે. ◆ (૨) **શ્રુતજ્ઞાન** એટલે શબ્દસ્પર્શી જ્ઞાન તે શાસ્ત્ર યા ઉપદેશ વગેરેથી થાય. એમા, અક્ષરોથી (શબ્દથી) થતુ જ્ઞાન તે **અક્ષરશ્રુત**; અક્ષર વિના સકેત, ઈસારા વગેરેથી થાય તે **અનક્ષરશ્રુત**, મનશક્તિના જોરે થતુ જ્ઞાન તે **સજ્ઞિશ્રુત**, તે વિનાના કીડા કીડા, યાવત્ ઝાડપાનાદિ જીવોને થતુ જ્ઞાન **અસજ્ઞિશ્રુત**, સમ્યગ્દષ્ટિ જીવને થતુ તાત્ત્વિકશ્રુત તે **સમ્યક્શ્રુત**, એથી ઉલટું મિથ્યાદષ્ટિ જીવનું **મિથ્યાશ્રુત**. ઇત્યાદિ ◆ (૩) **અવધિજ્ઞાન** એટલે રૂપી દ્રવ્યોની મર્યાદાવાળુ પ્રત્યક્ષજ્ઞાન. આ અને છેલ્લા બે, એમ ત્રણ જ્ઞાન એ પ્રત્યક્ષ જ્ઞાન હોવાથી એને ઇન્દ્રિયોની અપેક્ષા નથી માત્ર કા તો દેવ-નારકના ભવના હિસાબે **ભવપ્રત્યયિક** અથવા તપસ્યા વગેરે ગુણના હિસાબે **ગુણપ્રત્યયિક** અવધિજ્ઞાન ઉત્પન્ન થાય છે, તે અવધિજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમ (આંશિક નાશ) થી જ થાય છે. માટે જ ભલે ઇન્દ્રિયો નથી પહોચતી છતાં અહીં બેઠા દૂર દેશના, કે વર્તમાનમા રહ્યા ભૂત-ભવિષ્યકાળના રૂપી પદાર્થને સાક્ષાત્ જોવાની એ તાકાત ધરાવે છે. અવધિજ્ઞાન કોઇને **પ્રતિપાતી** (નાશ પામનારૂં) ને કોઈને **અપ્રતિપાતી** હોઈ શકે છે, કોઇને દેશાતરમા સાથે જનારૂં યાને **અનુગામી** ને બીજાને **અનનુગામી** ય હોઈ શકે;કોઇને વધ્યે જતુ યાને વર્ધમાન, ત્યારે કોઈને હીયમાન (ઘટચે જતુ) હોઇ શકે. ◆ (૪) **મનઃપર્યાયજ્ઞાન** એટલે જબૂદ્વીપ, ધાતકીખડ અને અર્ધ પુષ્કરવરદ્વીપ, એમ અઢી દ્વીપમા રહેલા સંજ્ઞિ (મનવાળા) પંચેન્દ્રિય જીવોના મનના પર્યાયને, મનોગત ભાવને જોઈ શકતુ જ્ઞાન એ માત્ર અપ્રમત્ત મુનિને જ થઈ શકે; ને એ ચિંતન કરતા મનઃ પુદ્ગલના પર્યાય જોઇ શકે. સામાન્ય પર્યાય અર્થાત્ દા. ત 'આ ઘડો ચિંતવતું મન છે' એવું જુએ તે **ઋજુમતિ** મનઃપર્યાય જ્ઞાન, અને વિશેષ પર્યાય એટલે કે દા. ત. 'આ પાટણમા અમુક કારીગરે બનાવેલા લાલ ઘડાને ચિતવતું મન છે', એવું જુએ તે **વિપુલમતિ૦**. ◆ (૫) **કેવળજ્ઞાન** એટલે સપૂર્ણ જ્ઞાન. તે વિશ્વના સર્વ જીવને સર્વ પુદ્ગલાદિ જડ દ્રવ્યોના સમસ્ત અનંતાનંત ભૂત-ભવિષ્ય-કાળના અને વર્તમાનના સકલ પર્યાયો(અવસ્થાઓ)ને સાક્ષાત્ જુએ છે. આત્મા ક્ષીણમોહ વીતરાગ બને પછી સમસ્ત જ્ઞાનાવરણ કર્મો નષ્ટ થઇ જતા કેવળજ્ઞાન પ્રગટે છે, તે હવે શાશ્વતકાળ ટકે છે, ને તેના વિષયમા વિશ્વની કોઈ કાળની કોઈ જ વાત-વસ્તુ અજોઇ-અજાણી નથી રહેતી

એવુ સૂર્યસમુ આ કેવળજ્ઞાન પ્રગટ થાય તે પૂર્વે અરુણોદયની માફક જેની અવસ્થા હોય એવુ પ્રાતિભજ્ઞાન અવશ્ય પ્રગટે છે, પ્રગટવું જ જોઇએ. માટે તે અસદ્ વસ્તુ નથી. ફક્ત પૂર્વોક્ત મતિજ્ઞાનાદિ ચાર જ્ઞાનમા ભારે ઉત્કૃષ્ટતા આવે અને કેવળજ્ઞાન થવાની તૈયારી હોય ત્યારે તે ઉત્પન્ન થાય છે. માટે જ શાસ્ત્રમા એને જુદુ નથી ગણાવ્યું.

આ રીતે 'નમોત્થુ ણં અરહંતાણુ'પદની વ્યાખ્યા સમાપ્ત થઇ. હવે 'ભગવંતાણુ'પદની વ્યાખ્યા કરાશે

## ૨ ભગવંતાણં.

(ભાવ અરહંતની સંપત્તિવાળાને)

(લ૦) एते चार्हन्तो नामाद्यनेकभेदाः, 'नाम-स्थापना-द्रव्य-भावतस्तन्न्यासः' इति (तत्त्वार्थे १-५) वचनात्। तत्र भावोपकारकत्वेन भावार्हत्संपत्सपरिग्रहार्थमाह 'भगवद्भ्यः' इति।

**અર્થ.** આ અરહંત પણ નામ આદિ અનેક પ્રકારના હોય છે, કેમકે 'નામ સ્થાપના-દ્રવ્ય-ભાવથી જીવાદિ વસ્તુના નિક્ષેપ પડે છે,'-એવું (તત્ત્વાર્થ શાસ્ત્ર-અધ્યાય ૧-સૂત્ર ૫ માનું) વચન છે. તે આમા ભાવ-ઉપકારક તરીકે ભાવ અરહંતની સંપત્તિનું ગ્રહણ કરવા માટે ('નમોત્થુ ણં અરહંતાણં'ની પછી) 'ભગવંતાણં' એ પદ કહે છે

**વિવેચન: નામ અરહંત વગેરે ચાર:** 'નમોત્થુણં અરહંતાણં'ની વ્યાખ્યા થઈ. હવે 'ભગવંતાણં' નામ પદ લેવું છે, તો તે શા માટે લેવાય છે એનો હેતુ બતાવતા ગ્રંથકાર મહર્ષિ કહે છે કે નામઅરહંત વગેરે જે અનેક પ્રકાર યાને નિક્ષેપા પડે છે, એમા ભાવ અરહંત ભાવ-ઉપકાર કરનારા હોવાથી એમની સંપત્તિ બતાવવી જોઇએ. તે 'ભગવંતાણં' પદથી બતાવાય છે પૂર્વે પ્રતિપત્તિપૂજાના અધિકારમા નામ જિન, સ્થાપના જિન, વગેરે નિક્ષેપા યાને વિભાગ બતાવી આવ્યા છીએ, એજ રીતે અરહંતના સમજવાના છે તત્ત્વાર્થ મહાશાસ્ત્રના પહેલા અધ્યાયના પાચમા સૂત્રમા કહ્યુ છે કે જીવ, અજીવ, વગેરે દરેક વસ્તુના નામ સ્થાપના-દ્રવ્ય-ભાવ, એમ ચાર નિક્ષેપા પડે છે. અર્થાત્ દરેક વસ્તુ ચાર પ્રકારે હોઇ શકે. દા. ત નામજીવ, સ્થાપના જીવ, વગેરે. એમા અરહંત ચારે નિક્ષેપે ત્રણે ય જગતના જીવોને સર્વક્ષેત્ર અને સર્વકાળમા પવિત્ર કરે છે કહ્યુ છે, '**नामाकृति-द्रव्य-भावैः पुनतस्त्रिजगज्जनम्। क्षेत्रेकाले च सर्वस्मिन् अर्हतः समुपास्महे॥**' યદ્યપિ નામઅરહંત તરીકે તો કોઈ હાલીમવાલીનું નામ 'અરહંત' હોય તો તે પણ આવે; પરંતુ '**अर्थाभिधानप्रत्ययास्तुल्यनामधेयाः.**' અર્થાત્ વસ્તુ, એનું નામ, અને એનો બોધ, એ ત્રણે ય સમાન શબ્દથી બોલાય છે દા ત. ઘડો વસ્તુ એ પણ ઘડો, એનું લખેલુ 'ઘડો' નામ પણ ઘડો, અને મનમા એનું જ્ઞાન થાય તો પણ 'ઘડો' શબ્દ સ્ફૂરે છે તો અહી ઉપરોકત શ્લોકમા 'નામ'થી પવિત્ર કરનાર કહ્યુ એટલે નામઅરહંત કે નામઅરિહંત, તરીકે 'અરહંત' કે અરહંત એવો શબ્દ લેવાનો છે, અને 'અર્હન્', અરહંત અરિહંત, અથવા 'નમો અરિહંતાણં' નો જાપ મહાલાભદાયી છે, એ સિદ્ધ હકીકત છે. એમ સ્થાપના અરહંત યાને અરહંતની મૂર્તિ પણ દર્શન-સ્મરણ-વંદન પૂજનાદિથી મહાલાભ આપે જ છે. ત્યારે દ્રવ્ય અરહંત તરીકે અરહંતની કાયાને જન્મતા જ ઇન્દ્રો અભિષેકાદિથી પૂજી મહાલાભ પામે જ છે. એમ દ્રવ્ય અરહંત તરીકે એ ઉમરે વધ્યા ત્યા તથા સાધુ બન્યા ત્યારે પોતાના પૂજક પ્રશંસકને પવિત્ર કરે જ છે પરંતુ અરહંતના આ નામ, સ્થાપના અને દ્રવ્ય (અરહંત બનવા પૂર્વની અવસ્થા)નુ આલંબન લઈને કેટલાક જીવો માત્ર દ્રવ્ય-ઉપકાર અર્થાત્ પૌદ્ગલિક લાભ લઈને જે પતાવે છે; ત્યારે ભાવ અરહંતનુ આલંબન લેનાર ભાવ-ઉપકાર અર્થાત્ આત્મિક ઉપકાર પામે છે, કેમકે એ પ્રભુ એના સમ્યક્ તત્ત્વો અને મોક્ષમાર્ગની દેશના દઈ ભાવ ઉપકાર કરે છે, કે જેના આધારે જીવો મહાન આત્મ-કલ્યાણ સાધી શકે છે તો ભાવોપકાર કરનાર ભાવ-અરહંતમા જે જે સંપત્તિઓ છે, તેની સમૂહ સ્તુતિ કરવા હવે 'ભગવંતાણં' પદ મૂકે છે

(લ૦) तत्र 'भगः' समग्रैश्वर्यलक्षणः, उक्तं च

'ऐश्वर्यस्य[1] समग्रस्य रूपस्य[2] यशसः[3] श्रियः[4]। धर्मस्याथ[5] प्रयत्नस्य[6] षण्णां भग इतीङ्गना ॥१॥

(१) समग्रं चैश्वर्यं भक्तिनम्रतया त्रिदशपतिभिः शुभानुबन्धिमहाप्रातिहार्यकरणलक्षणम्। (२) रूपं पुनः सकलसुरस्वप्रभावविनिर्मिताङ्गुष्ठरूपाङ्गारनिदर्शनातिशयसिद्धम्। (३) यशस्तु रागद्वेषपरीषहोपसर्गपराक्रमसमुत्थं त्रैलोक्यानन्दकार्याकालप्रतिष्ठम्। (४) श्रीः पुनः घातिकर्मोच्छेदविक्रमावाप्तकेवलालोकनिरतिशयसुखसम्पत्समन्विततापरा। (५) धर्मस्तु सम्यग्दर्शनादिरूपो दानशीलतपोभावनामयः साश्रवानाश्रवो महायोगात्मकः। (६) प्रयत्नः पुनः परमवीर्यसमुत्थ एकरात्रिक्यादिमहाप्रतिमाभावहेतुः समुद्घातशैलेश्यवस्थाव्यङ्ग्यः समग्र इति।.... ...अयमेवंभूतो भगो विद्यते येषां ते भगवन्तः। तेभ्यो भगवद्भ्यो नमोऽस्त्विति ॥२॥ एवं सर्वत्र क्रिया योजनीया।

**અર્થ:** 'ભગવંતાણં' માં 'ભગ' એ સમગ્ર ઐશ્વર્યાદિરૂપ છે. કહ્યું છે કે સમગ્ર ઐશ્વર્ય, રૂપ, યશ, શ્રી, ધર્મ અને પ્રયત્ન,—આ છની 'ભગ' એવી સંજ્ઞા છે. '**સમગ્ર ઐશ્વર્ય**' એ ઇન્દ્રો વડે ભક્તિનમ્ર તરીકે શુભાનુબંધી મહાપ્રતિહાર્ય કરવારૂપ છે. ત્યારે '**રૂપ**' એ સમસ્ત દેવોએ પોતાના પ્રભાવે (પોતાના સઘળા રૂપનું) બનાવેલું અંગુઠાપ્રમાણ રૂપ (જેની આગળ) કોલસાનું દૃષ્ટાન્ત (પામે) એવી અતિશયતા (લઈને) નિર્માણ પામેલું છે. વળી '**યશ**' રાગ, દ્વેષ, પરીસહ, અને ઉપસર્ગ સામેના પરાક્રમથી પ્રગટેલો અને ત્રણેય લોકને આનન્દકારી તથા યાવત્ કાળ સુધી રહેનારો છે. તેમ '**શ્રી**' તો ઘાતી કર્મોના ઉચ્છેદના પરાક્રમથી પ્રાપ્ત કરેલ કેવળજ્ઞાન, અને બીનહરીફ સુખ તથા સંપત્તિથી શ્રેષ્ઠ યુક્તતા સ્વરૂપ છે. ત્યારે '**ધર્મ**' વળી સમ્યગ્દર્શનાદિરૂપ, દાન–શીલ–તપો–ભાવનામય, સાશ્રવ–નિરાશ્રવ, અને મહાયોગાત્મક છે; અને **પ્રયત્ન** તો શ્રેષ્ઠ વીર્યમાંથી જન્મેલો, એકરાત્રિકી વગેરે મહાપ્રતિમા-ભાવનું કારણભૂત, અને કેવલિસમુદ્ઘાત તથા શૈલેશી અવસ્થા દ્વારા ઓળખાય એવો પૂર્ણ છે.

આવા (૭) પ્રકારનો આ ભગ જેને છે તે ભગવાન કહેવાય તે ભગવાનને, 'નમસ્કાર હો' એવા પ્રકારની ક્રિયા સર્વત્ર યોજવી.

**વિવેચન.** છ પ્રકારનો ભગ: હવે 'ભગવંતાણં' એટલે કે 'ભગવાળાને,' એમા 'ભગ' એટલે શું? એજ કે સમગ્ર ઐશ્વર્ય વગેરે છ ગુણ, કેમકે કહ્યું છે કે 'ભગ' શબ્દ એ સમગ્ર ઐશ્વર્ય[1]–રૂપ[2]–યશ[3]—શ્રી[4]—ધર્મ[5] પ્રયત્ન[6], એ છ અર્થમા વપરાય છે. આ છ વસ્તુ ભાવ અરહંતમાં ઉત્કૃષ્ટ કોટિની હોય છે, માટે એ ભગવાન કહેવાય છે. હવે છ એનું લેશ સ્વરૂપ બતાવે છે.

(૧) સમગ્ર ઐશ્વર્ય ભાવ અરહંતમા છે. ઐશ્વર્ય એટલે ઠકુરાઈ; એ એમનામા સર્વોચ્ચ કોટિની છે, કેમકે જગતમા શેઠ, સાર્થવાહ, નગરશેઠ, ઠાકોર, રાજા, દેવ વગેરેને ઉત્તરોત્તર ચઢતી ઠકુરાઇ હોય છે; એમા સૌથી ચઢીયાતી ઠકુરાઈ ઇન્દ્રની હોય છે. પરંતુ એવા ઇન્દ્ર પણ જેના સેવક બનીને રહે છે એ અરહંત પરમાત્માની સર્વોચ્ચ ઠકુરાઇ ગણાય. ઇન્દ્ર પોતે એમની આગળ અત્યંત ભક્તિવશ નમ્ર બનીને મહાન પ્રાતિહાર્યની રચના કરે છે. પ્રાતિહાર્ય એટલે શોભાકારી સરંજામ. ◆ અરહંતને નીચેથી ઉપર જોતા જઇએ તો આ પ્રમાણે ક્રમશ: આઠ પ્રતિહાર્ય હોય છે (૧) બેસવાનું રત્નમય સિંહાસન, પ્રભુને ચાલવુ હોય ત્યારે એ સાથે સાથે આકાશમાં ચાલે; ને બેસવુ હોય

ત્યારે એ નીચે ઉતરી બેસવાના સ્થાને ગોઠવાઇ જાય. (૨) પ્રભુને ચાલતા હોય ત્યારે પણ બે બાજુ **ચામર** વીંજાયા કરે. (૩) પ્રભુના મસ્તક પાછળ તેજના પુંજભર્યું **ભામંડલ** ગોલાકૃતિમા હોય. (૪) બેસતા કે ચાલતા મસ્તક પર આકાશમાં ઉપરાપર ત્રણ **છત્ર** ધરાયેલા હોય. (૫) પ્રભુની આસપાસ આકાશ-માથી ઝરમર પુષ્પવૃષ્ટિ થતી હોય. (૬) પ્રભુની દેશનાભૂમિ-સમવસરણને છાયા આપતુ વચમા પ્રભુની પીઠ પાછળ મહાન **અશોકવૃક્ષ** હોય. (૭) પ્રભુની માલકોશ રાગમા ચાલતી મધુર દેશનાના નાદમા દેવતાઓ બંસરી બજાવી અદ્ભુત સૂર યાને **દિવ્યધ્વનિ** પૂરતા હોય. (૮) પ્રભુની ઉપર ઊંચે આકાશમા **દેવ દુંદુભિ** બજતી હોય; ધર્મચક્રવર્તી પ્રભુના આગમનને સૂચવતી જાણે કહેતી હોય કે 'મોક્ષનગરીના સાર્થવાહ આવ્યા છે, તેમનું આલંબન લઇ લો.' ત્રણ લોકના તારણહારની સેવામા આ પ્રાતિહાર્યની રચના પુણ્યાનુબંધી પુણ્યની અર્જક હોય છે; કેમકે એ જોઇ અનેક બાળજીવોને પ્રભુ પ્રત્યે બહુમાન પામવામા એ નિમિત્ત બને છે. પ્રભુની સેવામા ઇન્દ્રો આ પ્રાતિહાર્ય કરે એ પ્રભુનું સમગ્ર ઐશ્વર્ય કહેવાય. ત્યા પછી બીજા દેવતાઓ કે રાજા-મહારાજા વગેરે અરહંતનું પ્રભુત્વ માથે ધરે, ઇન્દ્રાણીઓ અને દેવાંગનાઓ આદિ એ પ્રભુત્વના ગીત ગાય, એ સહજ છે.

(૨) **રૂપ:**-અરહંત પ્રભુનુ રૂપ અતિશય સુંદર અને અનોપમ હોય છે એનો ખ્યાલ આપવા એ દૃષ્ટાન્ત આપવામા આવે છે કે સમસ્ત દેવો, અસત્ કલ્પનાએ માનો કે, દિવ્ય પ્રભાવથી પોતાનું બધું સૌંદર્ય ભેગું કરી પછી એનો સાર (ઇસેન્સ essance) ખેંચી ઠેઠ એક અંગુઠા પ્રમાણ કરી નાખે, તો ય તે રૂપ-સૌંદર્ય પ્રભુના રૂપ-સૌંદર્ય આગળ ઝાંખુ અંગારા કોલસા જેવુ દેખાય. એટલુ દેવો કરતા અનંતગુણ સુંદર રૂપ પ્રભુનું હોય છે એમણે પૂર્વના ત્રીજા ભવમા અરિહંતાદિ વીસ પદની યા તે પૈકીના કોઇ પદની અતિશય ઉચ્ચ સાધના સહિત વિશ્વના જીવોનો ઉદ્ધાર કરવાની જ્વલંત કરુણા ભાવના સાધીને તીર્થંકરનામકર્મના પુણ્યની સાથે અનેક પુણ્યો પૈકી જે શુભ વર્ણાદિના પુણ્ય ઉપાર્જ્યાં હોય છે, તે એમને આવુ ઇન્દ્રો કરતા ય અનંતગુણ સુંદર રૂપ લાવણ્ય અને કાન્તિ આપે છે. ઇન્દ્રોને એવુ પુણ્ય જ ક્યા છે કે એમને આવુ રૂપ મળે? એમા પાછું પ્રભુને ઠેઠ ગર્ભ-અવસ્થાથી એવો ઝળહળતો વૈરાગ્ય હોય છે, એવા અદ્ભુત શાંતરસમા સર્વાંગીણ અવગાહન હોય છે, કે એમની કાયાના અણુઓ સુંદર આકર્ષકતા ધરાવે છે. માટે તો કવિ સ્તુતિ કરે છે, '**यै: शांतरागरुचिभि: परमाणुभि-स्त्वं, निर्मापितस्त्रिभुवनैकललामभुत! तावन्त एव खलु तेऽप्यणव: पृथिव्यां, यत्ते समानमपरं न हि रूपमस्ति ॥** હે ત્રિભુવનના એક નાથ! જે શાંત રસ અને કાન્તિવાળા પરમાણુઓથી તારી કાયાનું નિર્માણ થયું છે, તે પરમાણુઓ ખરેખર! પૃથ્વી પર તેટલા જ હશે, કેમકે તારા જેવુ બીજું કોઇ રૂપ નથી.'

(૩) **યશ** અરહંત પ્રભુનો અનુપમ હોય છે, કેમકે તે યશ કોઇ બહારના દુશ્મનને વિડંબવાના પરાક્રમમાથી નહિ, પણ રાગ અને દ્વેષ રૂપી દુર્જેય આંતર દુશ્મનોની સામે એનો અંત કરવા સુધી ઝઝુમવાના પરાક્રમમાથી જન્મેલો છે. જગત મહાવિરાગી અને મહાપ્રશાંતનો મહાયશ ગાય છે, એ પ્રસિદ્ધ છે. વળી ઉગ્ર ક્ષુધાદિ પરીસહો અને ભયંકર પિશાચી પણ ઉપસર્ગોથી ભાગી જવાની વાત તો નહિ, કિન્તુ એમા લેશમાત્ર દીન કે વિહ્વલ પણ બનવાને બદલે એને સમ્યક્ પ્રકારે સહવામા જે વીરતા પ્રભુએ દાખી છે, તેથી વિશાલ નિર્મળ યશ એમણે પ્રાપ્ત કર્યો છે. ઋષભદેવ પ્રભુએ ચારિત્ર સ્વીકાર્યું ત્યારે લોકને 'સાધુને કેવી પ્રાસુક ભિક્ષા ખપે?' એનું ભાન નહોતુ, છતા પ્રભુએ એમને પહેલેથી એ શિખવાડીને પોતાની ભિક્ષાની જોગવાઇ કરી રાખવાનું કર્યું નહિ, ને દીક્ષા લીધી પછી તો પ્રભુને લોક હીરા-માણેક ને હાથીઘોડા વગેરે આપવા ધરે છે, પણ આહાર આપવાનુ કોઇ સમજતુ નથી! એ સ્થિતિમા પ્રભુ, વિના આહારપાણી ક્ષુધા અને તૃષાનો ઘોર પરીસહ પણ, 'અરે! હું લોકને આ શિખવાડવાનું ભૂલ્યો!' એવા કોઇ જ પશ્ચાત્તાપ વિના, સમ્યગ્ રીતે ૪૦૦ દિવસ સુધી સહે છે! એ તો શ્રેયાંસને પૂર્વ ભવનું સ્મરણ થઇ સાધુભિક્ષાનું ભાન થવાથી, પ્રભુને

એણે અચિત્ત (નિર્જીવ) ઈક્ષુરસનું દાન કર્યું, ત્યારે પ્રભુએ પારણું કર્યું! એમ મહાવીર સ્વામીને સંગમદેવે એવા ઘોર ઉપસર્ગ કર્યા કે જ્યા ધરણી ધ્રૂજતી હતી! છતા પ્રભુ નિષ્પ્રકંપ હતા!! અરિહંતના આવા સાત્ત્વિક પરાક્રમથી એમનો અતુલ યશ કેમ ન પ્રસરે? એવો યશ ગવાતા ત્રણે ય લોકના જીવો-ને આનન્દના પૂર ઉછળે છે, રાગી દ્વેષી લોકે ય મુગ્ધ થાય છે, અને વિરાગી લોક પણ મુગ્ધ થાય છે! અનત કાળના પટ પર આવો યશ અંકિત થઇ યાવચ્ચન્દ્રદિવાકર બને છે।

(૪) શ્રી એટલે કે પરમ જ્ઞાનતેજ, પરમ સુખ, અને પરમ સંપત્તિ અરિહંત પરમાત્માને સિદ્ધ થઈ હોય છે. જ્ઞાનાવરણીયાદિ ચારે ય ઘાતી કર્મોને શુક્લધ્યાનના દાવાનળમાં ભસ્મીભૂત કરવાના અથાગ પરાક્રમમાથી એમને લોકાલોક-પ્રકાશી કેવળજ્ઞાનનું પરમ તેજ ઝળહળી ઉઠ્યુ હોય છે. સાથે, મોહને સમૂળ હણી નાખ્યો હોઈને વીતરાગભાવ પ્રગટ થવાથી એમને નિરતિશય યાને જગતમાં જેનાથી ચઢીયાતુ કોઇ ઇન્દ્રાદિનું પણ સુખ નથી એવુ સુખ પ્રાપ્ત થાય છે. દેખાય છે કે માણસ જેટલો જેટલો મોહને ઓછો કરતો આવે, રાગદ્વેષને નિવારતો આવે, તેટલો તેટલો આતરિક ભવ્ય આલ્હાદ અનુ-ભવતો આવે છે. તો મોહના સર્વનાશથી સહજ છે કે સર્વોત્કૃષ્ટ સુખ પ્રગટે. વળી પરમાત્માને તીર્થંકર નામકર્મ અને બીજાં સૌભાગ્યાદિ મહાપુણ્ય અહી ઉદયમા આવવાથી સર્વોત્કૃષ્ટ સપત્તિઓ પ્રાપ્ત થાય છે, જેવી કે, પૂર્વોક્ત ૮ પ્રાતિહાર્ય ઉપરાત, પ્રભુના વિહાર દેશમાં સવાસો યોજનમાથી મારી-મરકી વગેરેના ઉપદ્રવ દૂર થાય છે. પ્રભુની સાથે ઓછામા ઓછા એક ક્રોડ દેવતા સેવામાં રહે છે. દેવો ચાદી, સુવર્ણ, રત્નના ઉપરાપર ત્રણ ગઢનું સમવસરણ પ્રભુની દેશનાભૂમિ તરીકે રચે છે. પ્રભુ ચાલે ત્યારે દેવો ભક્તિથી માખણના પિંડા જેવા સુવર્ણકમળ પ્રભુના પગ નીચે ગોઠવી દે છે. ચાલતા પ્રભુને વૃક્ષો નમે છે, ગગનમાં પંખીઓ પ્રદક્ષિણા દે છે, મહાન ધર્મચક્ર આગળ ચાલે છે, કાટા ઉધા થઇ જાય છે, વગેરે; તથા સમવસરણમા લાખો કરોડો દેવ માનવો અને પશુઓ સમાઇ જાય, પરસ્પર વિરોધી જનાવરો દા ત સર્પ-મોર, ઉંદર-બિલાડી, સિંહ-મૃગ, વાઘ-બકરી વગેરે પણ વિરોધ તજીને બંધુ-ભાવે ત્યાં દેશના સાંભળવા બેસી જાય, દેવ-માનવ-તિર્યંચ દરેક જણ પોતપોતાની ભાષામા પ્રભુની વાણી સમજી જાય, વાણીનો રસ ભૂખ-તરસ, રોગ-શોક ભૂલાવી અમૃતથી પણ કંઈ ગુણો મધુરો લાગે .આ કરાવનારી પરમાત્માના અતિશયોની સંપત્તિ છે. અતિશયો એટલે અલૌકિક યાને જગતના જીવો કરતા વિશિષ્ટ અદ્ભુત ખાસિયતો એવા અતિશય ૩૪ છે અરહંત પરમ ત્માને એ અતિશયો કેટલાક જન્મથી, કેટલાક દીક્ષા લીધા પછી, ને બાકીના કેવળજ્ઞાન પ્રાપ્ત થયેથી હોય છે. એમા વાણીના પાછા ૩૫ અતિશય હોય છે. પ્રસંગવશાત્ એ અહીં બતાવવામાં આવે છે.

## શ્રી અરિહંત પરમાત્માના ૩૪ અતિશયો.

**૪ મૂળ અતિશય:** (૧) અદ્ભુત દેહ, (૨) સુગધિ શ્વાસ, (૩) રુધિર સફેદ અને માસ સારાવર્ણાદિવાળું, (૪) અદૃશ્ય આહાર-નિહાર.

**૧૯ દેવકૃત અતિશય** (૧) દાઢી-મૂછ-માથાના વાળ ન વધવા, (૨) જઘન્યથી ક્રોડ દેવ સાથે, (૩) ચાલતા સુવર્ણ કમળ, (૪) કાટા ઉધા થાય, (૫) વૃક્ષ-નમન, (૬) પખી પ્રદક્ષિણા દે, (૭) અનુકૂળ પવન, (૮) ઋતુની અનુકૂળતા, (૯) ધર્મચક્ર, (૧૦) રત્નમય ધ્વજ, (૧૧) સમવસરણ ત્રણ ગઢ, (૧૨) દુંદુભિનાદ, (૧૩) અશોકવૃક્ષ, (૧૪) ત્રણ છત્ર, (૧૫) જલવૃષ્ટિ, (૧૬) પુષ્પવૃષ્ટિ, (૧૭) રત્ન સિંહાસન, (૧૮) પ્રભુ ચતુર્મુખ દેખાય, (૧૯) ચામર.

**૧૧ કર્મક્ષયકૃત અતિશય** (૧) સવાસો જોજનમા લોકમા રોગ નહિ, (૨) પરસ્પર વૈર-વિરોધ નહિ, (૩) ઉદર વગેરેનો ઉપદ્રવ નહિ, (૪) મારી (પ્લેગ, કોલેરા) નહિ, (૫) અતિવૃષ્ટિ (હેલી) નહિ, (૬) અવૃષ્ટિ (વર્ષાનો અભાવ) નહિ, (૭) દુષ્કાળ (ભિક્ષાનો અભાવ) નહિ, (૮) આંતર બળવો

કે પર રાજાનું આક્રમણ નહિ, (૯) પ્રભુના મસ્તક પાછળ ભામંડળ, (૧૦) જોજનના સમવસરણમાં ક્રોટાક્રોટી દેવ-મનુષ્ય-તિર્યંચ સમાય, (૧૧) પ્રભુની વાણી જોજન સુધી સંભળાય, ને તે તિર્યંચ-મનુષ્ય-દેવતાની ભાષામા પરિણમે, તે પાત્રીસ અતિશયવાળી હોય.

**અતિશયોનું કાંઇક વિવરણ:** દેવાધિદેવ શ્રી અરિહંત પ્રભુનો આત્મા કેવી કેવી અલૌકિક વિશેષતાઓ ધરાવે છે તે આ ચોત્રીસ અતિશયોમાથી સમજાય છે. પૂર્વજન્મના વિશિષ્ટ શ્રદ્ધાબળ, તપોબળ, સંયમબળ વગેરેના પ્રતાપે આ બધું અસંભવિત નથી.

**૪ મૂળ અતિશય:**—પ્રભુ માતાના ગર્ભમા આવતા જ, (૧) પ્રભુનો અદ્ભુત દેહ તૈયાર થાય છે. સર્વોત્તમ દેવ, અનુત્તરવાસી દેવના દેહ કરતા અતિશય ચઢીયાતા આહારકલબ્ધિના સુંદર દેહથી પણ અતિશય રૂપાળો જે ગણધર દેવનો દેહ, તેના કરતા ય અનંતગુણ લાવણ્ય સૌંદર્યવાળું અને રૂપાળું તીર્થંકર પરમાત્માનું શરીર હોય છે. માતાના ગર્ભના અશુચિ પુદ્ગલોમાથી આવા દેહનુ નિર્માણ થવુ એ વિશિષ્ટ લોકોત્તર પુણ્ય-શક્તિ છે દેહના પુદ્ગલોની ગંધ પણ મનોહર હોય છે. એ દેહમા જીવનભર કદી રોગ થતા નથી! અરે! પરસેવો સરખો પણ થતો નથી, કે મેલ જામતો નથી! ત્યારે શરીરના બળનું પૂછવું જ શું? તાકાત તો ગજબ કોટિની હોય છે! (૨) એવા એ દેહમા શ્વાસોશ્વાસ કમળ જેવો સુગંધિદાર હોય છે, (૩) લોહી ગાયના નિર્મળ દૂધ જેવુ સફેદ, દર્શનીય અને દુર્ગંધ વિનાનું હોય છે! તથા માસાદિ ધાતુઓ જરા ય બિભત્સ નહિ, જરા ય દુર્ગંધવાળી નહિ, પણ ઉલટી રમણીય, દર્શનીય, ને સારા વર્ણાદિવાળી હોય છે! (૪) પ્રભુના દેહથી થતી આહાર લેવાની ક્રિયા કે મળમૂત્રના વિસર્જનની ક્રિયા અદ્રશ્ય રહે છે, જેથી બીજાઓ ચર્મચક્ષુથી એ જોઇ શકતા નથી. તીર્થંકર પરમાત્માપણાના મહાપુણ્ય સિવાય આ બીજામા કયાથી સંભવે?

**૧૯ દેવકૃત અતિશય.** (૧) પ્રભુ ચારિત્ર લે તે વખતે પંચમુષ્ટિથી દાઢી, મૂછ અને મસ્તકના કેશનો લોચ કરી નાખે છે, પછી ઠેઠ નિર્વાણ સુધી ત્યા વાળ વધતા નથી, નખ પણ વધતા નથી. દીક્ષા સમય જેવી સ્થિતિ રહે છે. (૨) તે પછી પ્રભુ કેવળજ્ઞાન પામે એટલે ઓછામા ઓછા એક ક્રોડ ભવનપતિ વગેરે દેવતાઓ પ્રભુની સેવામા સાથે જ રહે છે. દેવતાઇ મહાસુખને પણ દુ.ખના પાતાળ-કૂવા સમજી આત્મકલ્યાણ ઝંખતા દેવતાઓ આત્મકલ્યાણની મૂર્તિસમા શ્રી વીતરાગ અરિહંતનાથને સેવે એમા શી નવાઈ? (૩) હવે પ્રભુને ચાલતા પૃથ્વી પર પગ અડાડવાનો હોતો નથી; કેમકે ચાલતી વખતે પગ મૂકવાના સ્થાન પર નીચે સુવર્ણ કમલ ગોઠવાઈ જાય છે તેમાથી બે પર પગ પડેલા દેખાય છે, બીજા સાત કમળ હોય છે. એમા આગળ પગલા માડતા ઠેઠ પાછળમાથી બબ્બે કમળ ઓછા થાય છે, અને આગળ બબ્બે કમળ ઉપસ્થિત થઇ જાય છે. સુવર્ણના આ કમળ પાછા માખણના પિંડા જેવા અતિ કોમળ, યાને મહામુલાયમ હોય છે. (૪,૫,૬) પ્રભુ ચાલે ત્યા કાટા ચતા હોય તે ઉંધા થઇ જાય છે, અર્થાત્ અણીયો જમીન તરફ નીચી વળી જાય છે વળી આજુબાજુના વૃક્ષ પ્રભુને નમી જાણે નમસ્કાર કરતા દેખાય છે ત્યારે પંખીઓ વળી પ્રભુને પ્રદક્ષિણા દે છે. (૭, ૮) પરમાત્મા વિચરે ત્યા પવનના ઉપદ્રવ મટીને વાયુની લહેરી અનુકૂળ વહેતી જાય છે, અને વસંત વગેરે છ ઋતુઓને યોગ્ય સારા પત્ર, ફૂલ, ફળ વગેરે પદાર્થો ખીલી ઉઠે છે. (૯, ૧૩) પરમાત્મા ચાલે ત્યા ય ધર્મચક્રાદિ પાચ વિશિષ્ટ વસ્તુઓ સાથે જ અધ્ધર આકાશમા ચાલે છે, એમા ધર્મચક્ર બહુ તેજસ્વી હોય છે, આરાથી શોભતુ હોય છે, અને એને હરણનુ જોડલું સેવતુ હોય છે બીજો રત્નમય ધ્વજ પણ ઊંચા કંચનમય દંડ ઉપર રત્નની અનેક બીજી નાની ધ્વજાઓથી દીપી રહ્યો હોય છે વળી પાદપીઠ (સિંહાસને બેઠા પગ મૂકવાનો બાજઠ) સહિત સિંહાસન પણ અદ્ધર સાથે જ ચાલે છે તેમજ પ્રભુના માથે એકેકથી મોટા એવા દેદીપ્યમાન ત્રણ છત્ર મોતીઓના ઝુમખાથી પરિવરેલા સાથે જ ચાલે છે વળી પ્રભુને ચાલતા બે બાજુ યક્ષના હાથમા ચામર વીંજાય છે (૧૪) પ્રભુ જયા સ્થિર થાય ત્યા જોજન જેટલી ભૂમિ પર

ધૂળ ન ઉડે એ માટે સુગંધિત જલનો વરસાદ થઈ જાય છે (૧૫) પ્રભુને દેશના દેવા માટે એક જોજન-પ્રમાણુ ભૂમિ પર ભવનપતિ જ્યોતિષ અને વૈમાનિક દેવો અનુક્રમે ચાંદીનો, સોનાનો, ને રત્નનો એમ ત્રણ કિલ્લા રત્નની કાગરીવાળા એકેકની ઉપર રચે છે. (૧૬) એના પર પુષ્પની વૃષ્ટિ થાય છે. એ પુષ્પોના ડીંટીયા નીચા હોય છે, અને પાખડી ઊંચી હોય છે ત્યા ચાલતા-બેસતા તિર્યંચ મનુષ્યોથી એને પરમાત્માના અતિશયના પ્રભાવે કિલામણુ નથી થતી, આ પુષ્પોથી વાતાવરણુમા સુગંધ મઘમઘે છે. (૧૭) સમવસરણુની મધ્યમા અશોક વૃક્ષ રચાય છે. તે આખા સમવસરણુમા આવેલા જીવોને છાયો આપે છે એની સુગંધી વળી એવી અદ્ભુત હોય છે કે ભમરા દોડી આવી એની આસપાસ ગુંજતા રહે છે. (૧૮) પરમાત્માને બેસવા માટે ઝાડ નીચે પૂર્વ દિશા સન્મુખ મુખ્ય રત્નસિંહાસન સ્થપાય છે; અને બાકીની ત્રણુ દિશામા પણુ બરાબર પ્રભુના જેવી આકૃતિવાળા પ્રતિબિંબ સિંહાસન પર સ્થપાય છે, જેથી ચારે દિશામા સૌને એમ લાગે છે કે પ્રભુ અમારી સામે છે. આમ પ્રભુની ચતુર્મુખતા થાય છે (૧૯) ત્યા દેવતા ઊચે દુંદુભિ, ભેરી વગાડે છે, જેથી ચારે બાજુના પ્રદેશને આ ધર્મનરેસર-પરમાત્મા પધાર્યાની ખબર પડે છે, અને આવીને દર્શન, વંદન, વાણી, શ્રવણુનો લાભ લઇ સમ્યક્ત્વાદિ ધર્મ પામે છે

તીર્થંકરપણું પ્રાપ્ત કરવા યોગ્ય પુણ્ય ઉપાર્જવામા કેવીક જોરદાર અરિહંત-ભકિત આદિ સાધના કરી હોય જેના અલૌકિક પ્રભાવે આવુ બધું અચિંત્ય અકલ્પ્ય બને ? એ મનમા લાવવા જેવું છે. ઘોર દુષ્કૃત્યોના ઘોર નીચા ફળ મળે તો ગજબના સુકૃતના અતિ ઊંચા ફળ કેમ ન નીપજે ? ઉપર કહેલા ઓગણીશ અતિશયો ખાસ દેવો પરમાત્મા ઉપરની અનુપમ ભકિતથી પ્રેરાઇને રચે છે, એ વખતે જનતામા કેવુ ય મહાન આકર્ષણુ થતું હશે ! એ તો નજરે જોનાર કે વિશિષ્ટ જ્ઞાની અનુભવી શકે ! એના યોગે લાખો કરોડો બાળ-જીવોને પરમાત્મા તરફ ખેંચાણુ થાય છે, એમા કેટલાકને તો આ સમૃદ્ધિ-ભપકો જોઇને જ મિથ્યાત્વાદિ દોષો ભાગી જાય છે, ત્યારે બીજાઓને પ્રભુની વાણી સાભળીને એવુ બને છે. ભરત ચક્રવર્તીના પુત્ર મરીચિને ઋષભદેવ પ્રભુની સમવસરણાદિ ઋદ્ધિ જોતા વૈરાગ્ય થઇ ગયો હતો. અને તરત જ ચક્રવર્તીનું ઘર મૂકી ચારિત્ર લેવાનુ બન્યું હતુ.

**કર્મક્ષય કૃત ૧૧ અતિશય:** પરમાત્મા આ જીવનમા પણુ ઉચ્ચ સાધના કરીને જ્યારે શુકલ-ધ્યાનના દાવાનળમા અનંતા ઘાતી કર્મના દળીયાંને જડમૂળમાથી બાળીને ભસ્મીભૂત કરે છે ત્યારે વીત-રાગ-સર્વજ્ઞતાની જેમ તીર્થંકર નામકર્મનો ઉદય પ્રગટે છે. બીજા પણુ યશ-આદેય વગેરેના પુણ્યના ઉચ્ચ દળીઆં ઉદયમાં આવે છે આ બધાના પ્રતાપે સહજભાવે આ અગીયાર વિશેષતાઓ પ્રગટે છે:

( ૧ થી ૮ ) શ્રી તીર્થંકર પ્રભુ વિચરતા હોય ત્યા આસપાસના સવાસો જોજનમા આ આઠ પ્રકાર-ના ઉપદ્રવો પૂર્વે થયા હોય તો શાંત થઇ જાય છે, અને નવા થતા નથી.- (૧) તાવ વગેરે રોગો (૨) પૂર્વના ચાલી આવેલા, કે પરસ્પર જાતિના વૈરવિરોધ. (૩) વિશેષ પ્રમાણુમા ઉંદર, ખડમાકડી, તીડ વગેરે ઉપદ્રવો થાય છે તે; (૪) **મારી**=મરકી, પ્લેગ, કોલેરા કે તેવા બીજા જીવલેણુ ઉત્પાત. (૫) **અતિ-વૃષ્ટિ**=વરસાદની હેલી, કે જેમા મોટા નુકશાન થાય. (૬) **અવૃષ્ટિ**= તદ્દન વરસાદ જ નહિ કે અતિ અલ્પ વરસાદ જેથી લોક પાણી વિના અને ગરમીથી પીડાય. (૭) **દુષ્કાળ**=જેમા ધાન્યની અછત થઈ જાય અને ભિક્ષા ય ન મળે, અને (૮) **સ્વપરચક્રભય**=તે જ દેશના અમુક લોક કે લશ્કર બળવો ઉઠાવે તેનો ભય તે **સ્વચક્રભય** દુશ્મન રાજા લશ્કર લઈને આવે તેનો ભય તે **પરચક્રભય** આ આઠેયમાથી એક પણુ ઉપદ્રવ પ્રભુના આસપાસના ૧૨૫ યોજનમાં હોતો નથી, વળી (૯) પ્રભુને અંતરમા લોકા-લોકનો પ્રકાશક કેવળજ્ઞાનરૂપી સૂર્ય પ્રગટવાની સાથે બહાર પ્રભુના મસ્તકની પાછળ ઝગમગતા કિરણો-ના જૂથવાળું એક **ભામંડલ-તેજનો** પુંજ પ્રગટ થાય છે. તેથી સામેથી જોનારને પ્રભુના મુખની ચારે બાજુ દેદીપ્યમાન અને અતિ મનોહર ગોળાકાર પ્રભા-મંડલ દેખાય છે. (૧૦-૧૧) છેલ્લા બે અતિશય સમવસરણુમા કામ કરે છે, એમા એક દર્શન-શ્રવણાર્થે ગમે તેટલા કરોડો દેવતા તથા મનુષ્ય તિર્યંચોના

મહેરામણ ઉભરાય છતા એ બધા માત્ર એક જોજનના સમવસરણમા પ્રભુના અચિંત્ય પ્રભાવે સુખે સમાઇ જાય છે, અને બીજો અતિશય એ, કે એ જુદી જુદી જાતના તિર્યંચ પ્રાણીઓ, માનવો અને દેવો પોતપોતાની ભાષામા સમજી જાય એ રીતે પ્રભુની વાણી તે તે ભાષામા પરિણમી જાય છે. દા.ત આકાશમાથી પડતુ વરસાદનું પાણી એક પ્રકારનું હોય છે, પણ નીચે જુદી જુદી જાતની જમીન અને જુદા જુદા પ્રકારના બીજને પામી તે તે રૂપે પરિણમી જાય છે.

વાણીની આ એક જ વિશેષતા નથી; જિનની વાણીના પાત્રીસ અતિશયો છે તેને વિચારતા પહેલા એ ધ્યાનમાં રહે કે ઉપર કહેલા ૩૪ અતિશયોમાં અને પૂર્વ કહેલ ૧૮ દૂષણોમા શાસ્ત્રમા કયાક મતાન્તર આવે છે. બીજી વસ્તુ એ છે કે પૂર્વે જે બાર ગુણ અરિહંતના ગણાવ્યા છે. તેમા આઠ પ્રાતિહાર્યના ગુણ છે. એ આઠમાથી ૭ પ્રાતિહાર્ય દેવકૃત ૧૯ અતિશયોમા, ને કર્મક્ષયકૃત ૧૧ અતિશયોમા એક '**ભામં-ડલ**' એમ સાત ગણાવ્યા છે. એટલે બાકી '**દિવ્ય ધ્વનિ**' નામનો પ્રાતિહાર્ય જુદો સમજવાનો છે. એમા જેમ કોઈ કોકિલ કંઠ જેવું મધુરું ગાનારા સંગીતકારના સુરને વાજિંત્રનો સુર વધુ શોભિતો કરે, તેમ દેવો પ્રભુભક્તિની માલકોશ રાગની દેશનાના અતિ મધુર સુરને વળી વધુ અલંકૃત કરે છે.

## અરિહંત પ્રભુની વાણીના ૩૫ અતિશય.

**વાણી કેવી કેવી ?** : (૧) સંસ્કારવતી, (૨) ઉદાત્ત, (૩) ઉપચારપરીત, (૪) મેઘ-ગંભીર, (૫) પ્રતિનાદયુકત, (૬) દક્ષિણ, (૭) રાગયુકત, (૮) મહાર્થ, (૯) અવ્યાઘાત, (૧૦) શિષ્ટ, (૧૧) અસંદેહકર, (૧૨) અન્યોત્તર રહિત, (૧૩) હૃદયંગમ, (૧૪) સાકાક્ષ, (૧૫) ઉચિત, (૧૬) તત્ત્વનિષ્ઠ, (૧૭) અપ્રકીર્ણ, (૧૮) સ્વશ્લાઘા-પરનિન્દારહિત, (૧૯) અભિજાત્ય, (૨૦) સ્નિગ્ધ-મધુર, (૨૧) પ્રશસ્ય, (૨૨) અમર્મવેધિ, (૨૩) ઉદાર, (૨૪) ધર્માર્થ-સંબદ્ધ, (૨૫) વિપર્યાસરહિત, (૨૬) વિભ્રમાદિમુકત, (૨૭) આશ્ચર્યકારી, (૨૮) અદ્દભુત, (૨૯) અતિવિલંબિત નહિ, (૩૦) અતિવિચિત્ર, (૩૧) વિશેષ મેળવતી, (૩૨) સત્ત્વમુખ્યા, (૩૩) વર્ણપદાદિ વિવિક્ત, (૩૪) વિચ્છેદ રહિત, (૩૫) ભેદ રહિત.

**અર્થ: (૧) સંસ્કારવાળી** એટલે કે સંસ્કૃત વગેરે લક્ષણવાળી. જેમ કાવ્યમા શબ્દાલંકારો અને અર્થાલંકારો હોય છે, એમ પ્રભુની વાણીમા શબ્દ અને અર્થના એવા તો અનેક સુંદર લક્ષણો અને અલંકારો હોય છે, કે એકલા એનાથી જ શ્રોતા દીર્ઘકાળ સુધી એક સરખી આતુરતા અને રસથી સાભળવામા લીન થઇ જાય. (૨) **ઉદાત્ત** એટલે માદા સુરવાળી નહિ, કે બોબડાતા અક્ષરવાળી નહિ, પણ દૂરવાળાને ય બરાબર સંભળાય એવા ઊંચા સુરવાળી અને સ્પષ્ટ ઊચા અક્ષરવાળી હોય છે (૩) **ઉપચાર-પરીત** અર્થાત્ તોછડી ને શિષ્ટાચારબાહ્ય એવી ગામડીયા ભાષા નહિ પણ ઉદાર, શિષ્ટાચારી ને સંસ્કારી શહેરી બોલે તેવી ભાષા. એથી એ વિદ્વાનોને ય ખૂબ ગમી જાય છે. (૪) **મેઘગંભીર**=પ્રભુની જોજનગામિની વાણી, ઉપર કહ્યુ તેમ માત્ર ઉદાત્ત અર્થાત્ એકલી ઊચા અવાજવાળી નહિ, પણ વાદળો-નો ગડગડાટ થતા કે સમુદ્રનું મંથન થતા જેવો ગંભીર ધ્વનિ નીકળે એવા ગંભીર ઘોષવાળી હોય છે. પાછી એ (૫) **પ્રતિનાદયુકત**=શબ્દો કે ઘંટનો નાદ જાણે ગુફામા અથડાઇ રણકાવાળો પડઘો પાડે એવા રણકાળા પડઘાવાળી હોય છે. વાણીની પાછળ કેમ જાણે ઘંટનો મધુરો આલાપભર્યો રણકાર ન ચાલતો હોય ! વળી વાણી (૬) **દક્ષિણ**=બોલાવામા અને સમજવામા બહુ જ સરળ હોય છે. એ વાળી. (૭) **અતિ મીઠા માલકોશ**-રાગમા ચાલે છે, પણ નહિ કે સંગીત વિનાના શુષ્ક ગદ્યમાં, એમા વળી સાથે દેવોની દિવ્ય બંસરીના સૂર પુરાતા રહે છે ! પછી એ સાભળવાના રસનું પૂછવું જ શું ? ગંધર્વોના ગીત અને દેવાગનાના સુકોમળ કંઠના કોયલ જેવા કે ઘંટડી જેવા રણકાર તો એની આગળ કાઇ જ વિસાતમા નહિ, જાણે એ બધા પ્રભુની વાણી આગળ ભેંસાસૂર જેવા લાગે. ત્યારે પ્રભુની વાણી માત્ર મધુર રાગવાળી એટલુ જ નહિ પણ (૮) **મહાર્થ** એટલે કે વિશાળ અને ઉંડા અર્થવાળી હોય છે.

પ્રભુના વચનોનો અર્થ ઘણો ઊંચો હોય છે, પણ નહિ કે એ ફાલતુ્ફળીયા અર્થવાળી વાણી. તેમજ (૯) **અવ્યાઘાત**=પ્રભુની ચાલતી એક સરખી વાગ્ધારાના પૂર્વાપર કથનોમાં ક્યાય પરસ્પર વ્યાઘાત નથી આવતો, એક વચન પૂર્વના બીજા વચનનો વિરોધ કરે એવું નથી બનતું. ઉલટું વચનો એક બીજાની પુષ્ટિ કરી, વસ્તુતત્ત્વનું સુંદર સમર્થ પ્રતિપાદન કરનારા હોય છે. વળી એ વાણી, (૧૦) **શિષ્ટ** એટલે કે મહાસજ્જન પુરૂષો બોલે એવી શિષ્ટતાવાળી; તેમજ સ્વમાન્ય સિધ્ધાન્તોને અનુસરતા પદાર્થોને કહેનારી હોય છે; પણ નહિ કે, સિધ્ધાન્ત-વિરુદ્ધ અર્થવાળી અને અ-શિષ્ટ. વળી વાણી (૧૧) **'અસંદેહકર'** અર્થાત્ જેમાં શ્રોતાને કયા ય શંકા રહે એવાં વચન જ હોતા નથી. દરેકે દરેક વચન નિશ્ચિત બોધ કરાવે છે; ટંકશાળી નાણાની જેમ વચન સીધા હૃદયમાં જઇને શ્રોતાને જચી જાય છે. (૧૨) **'અન્યોત્તર રહિત'** એટલે કે પ્રભુના એક પણ વચન પાછળ કોઈ ઉત્તર, પ્રશ્નોત્તર કરી દૂષણ કાઢી શકે એવુ હોતું નથી. કોઇ પણ વાક્જાળનાં કે બીજાં દૂષણ પ્રભુના વચનમા ઉભા થઈ શકતા નથી. વાણી (૧૩) **અતિહૃદયંગમ** એટલે કે હૃદયને સુગ્રાહ્ય અને ગમી જાય એવી હોય છે. વાણીના વચનો અરસપરસમા (૧૪) **સાકાંક્ષ** એટલે કે પદો અને વાકયો એક-બીજાની સાથે અપેક્ષાવાળા ને સંગતિવાળા હોય છે, પણ નિરાકાંક્ષ અર્થાત્ કોઈ વચનને બીજા સાથે કાઇ જ સંબંધ નહિ પણ છૂટક છવાયા અર્થવાળું, એવુ નથી હોતું. એક પછી બીજું વચન નીકળે તે પૂર્વ પૂર્વની સાથે વ્યવસ્થિત સબંધવાળું, ને સળંગ ધારાબદ્ધ પદાર્થને વર્ણવનારૂં હોય છે. (૧૫) વાણીમા શબ્દે શબ્દે **ઔચિત્ય** ભારોભાર ભરેલું હોય છે. એટલે કે શબ્દે શબ્દ પ્રકરણ, પ્રસ્તાવ અને દેશકાળને ઉચિત હોય છે. તેથી શ્રોતા ઉપર ગજબની ચમત્કારિક સારી અસર થાય છે. તેમ એમાં કયાં ય કોઇને અનુચિત લાગી મન ખાટું થવા જેવુ બનતું જ નથી. વાણી (૧૬) **'તત્ત્વનિષ્ઠ'** એટલે જે વસ્તુનું પ્રતિ-પાદન કરવુ હોય તેના સ્વરૂપને અનુસરનારી વાણી હોય છે, પણ નહિ કે વસ્તુનું સ્વરૂપ અમુક હોય ને પ્રતિપાદન કઇક જુદું જ કરાતું હોય. વળી વાણી (૧૭) **'અપ્રકીર્ણ-પ્રસૃત'** હોય છે; અર્થાત્ સુસંબદ્ધ પદાર્થને કહેનારી હોય છે એમા સબધ વિનાના પદાર્થોનો અધિકાર ચાલતો નથી, તેમ વર્ણનનો અતિ વિસ્તાર એટલે કે ખોટું લંબાવવાનું પણ હોતું નથી વાણી (૧૮) **સ્વશ્લાઘા-પરનિ-ન્દાથી રહિત** હોય છે. કયા ય પ્રભુ પોતાની પ્રશંસા કરનારૂં વચન નથી બોલતા, તેમજ સામે બેઠેલા શ્રોતાના ગુપ્તમા ગુપ્ત દોષો અને એમની ઉપર ઉપરની સફાઇબંધ ચાલબાજી પ્રભુ રજેરજ જાણવા છતાં કોઇની ય નિંદાનો એક પણ અક્ષર પ્રભુ નથી ઉચ્ચારતા પ્રભુની વાણી (૧૯) **'અભિજાત્ય'** એટલે ઉત્તમ કોટિની અર્થાત્ વક્તાની પોતાની અને વિવેચવાના વિવેચનની ભૂમિકાને અનુસારે વાણી હોય છે પોતે જગદીશ પરમાત્મા છે, તો ભૂમિકા બહુ ઊચી ! તેથી વાણી પણ તેવી ઊંચી બોલાય છે. વળી વાણી (૨૦) **સ્નિગ્ધ મધુર** એટલે કે સાકર, શેરડી તો શુ પણ દિવ્ય અમૃત કરતા ય અતિશય ચઢી જાય એવી સ્નિગ્ધતા અને માધુર્યવાળી હોય છે એવી એ મધુર વાણી સતત દિવસોના દિવસો સાભળતાં ય થાક, કંટાળો, નિદ્રા, ભૂખ, તરસ, ટાઢ, ગરમી વગેરે કોઈ પણ પીડા લેશમાત્ર હોતી નથી એટલી અનુપમ મધુરતા એમા છે આવી વાણી (૨૧) **પ્રશંસનીય** છે હોય જ ને ? કેમકે એ સાંભળી જનારા એના અનુપમ ગુણોથી આકર્ષાઇને બહાર પણ બીજું બધુ ભૂલીને એકલી એની જ પ્રશસા કર્યા કરે છે લોકમા ચારેકોર જિનવાણીના ગુણગાનના ઘોષ ચાલી રહ્યા હોય છે વળી એ વાણી (૨૨) **અમર્મવેધી** અર્થાત્ કોઇ પણ શ્રોતાના મર્મને ન ખોલનારી હોય છે નહિતર અનંતજ્ઞાની પ્રભુની જાણકારી તો બધી જ છે, પણ બીજાની રહસ્યમય વાતોને બહાર ન પ્રકાશવાની પરમ ગંભી-રતા પ્રભુમા સાગરથી ય અધિક હોય છે. વાણી (૨૩) **'ઉદાર'** છે અર્થાત્ કહેવાનો વિષય ઉદાર એટલે કે મહાન અને ગભીર હોય છે, નહિ કે અલ્પ અને તુચ્છ. તેમજ (૨૪) **'ધર્માર્થ-પ્રતિબદ્ધ'** વાણી, ધર્મ અને અર્થ સાથે સંબધ વાળી હોય છે વચનનો સારો અર્થ પણ છે, અને વાણી ધર્મ ઉપદેશનારી

હોય છે. વાણીમાં (૨૫) 'કારકાદિનો અવિપર્યાસ' અર્થાત્ વ્યાકરણની દૃષ્ટિએ કર્તા-કર્મ વગેરે છ કારક, એકવચનાદિ વચન, પુલિંગ વગેરે લિંગ, વર્તમાન વગેરે કાળ, ઈત્યાદિમા ક્યાય જરા પણ સ્ખલના, ઉલટસુલટ, કે ફેરફાર જેવુ હોતું નથી. (૨૬) 'વિભ્રમાદિવિયુક્ત' વક્તાના મનમા ભ્રાન્તતા, વિક્ષેપ વગેરે કોઈ દોષ નથી હોતા (૨૭) 'ચિત્રકારી'=વાણી શ્રોતાના દિલમા અવિચ્છિન્ન રસ અને આતુરતા જાળવી રાખનારી હોય છે આતુરતા એટલે 'હવે શુ કહેશે, હવે શુ આવશે' એ જિજ્ઞાસા વળી (૨૮) એ 'અદ્ભુત' હોય છે. દુનિયાના બીજા ભલભલા વક્તાની વાણી કરતા અતિશય ચઢિયાતી અને ચમત્કારીક વાણી હોય છે. તેમ એ (૨૯) 'અનતિવિલમ્બી' હોય છે, એટલે કે ઝટપટ ઝટપટ બોલાઇ ગયેલી નહિ, તેમજ બહુ જ ધીરે ધીરે જાણે અટકી અટકીને વિચાર કરી કરીને વિલંબે બોલાતી હોય એવુ પણ નહિ. (૩૦) 'અનેકજાતિવિચિત્ર' વાણીમા વર્ણનીય વસ્તુના કારણ, ફળ અને સ્વરૂપના વર્ણનો અનેક જાતનાં આવે છે, તેથી વાણી દળદાર, માલદાર હોય છે. વળી એ (૩૧) 'આરોપિત વિશેષતાવાળી' હોય છે; એટલે કે પ્રભુના વચને વચનમા બીજા વચન કરતા વિશેષતા સ્થપાઈ ગયેલી હોય છે, તેમજ વાણી (૩૨) 'સત્ત્વપ્રધાન' હોય છે. અર્થાત્ પરાક્રમ ભરેલી હોય છે, માયકાગલી, કાયર કે તામસી નથી હોતી. (૩૩) 'વિવિક્ત'=વાણીમા દરેક અક્ષર, દરેક પદ અને દરેક વાક્ય સ્પષ્ટ છૂટા હોય છે; પણ ગરબડીયા નહિ. (૩૪) 'અવિચ્છિન્ન'=કહેવાના વિષયની યુક્તિ-દૃષ્ટાન્તાદિથી સારી સિદ્ધિ કરનારી વાણી હોય છે; તેથી એ વચનોની પ્રામાણિકતા સદા માટે હોય છે. (૩૫) 'અખેદ' અર્થાત્ વાણી પ્રકાશવામાં પ્રભુને જરાયે ખેદ, થાક કે પરિશ્રમ નથી લગતો. શ્રોતાને પણ એ વાણી થાકયાની નથી લાગતી, કે વિચાર અથવા મહેનત કરી કરીને બોલાતી નથી લાગતી. સહજભાવે એનો એકધારાએ ગંગાપ્રવાહ પ્રભુના મુખમાથી ચાલ્યો આવે છે.

આવા પાત્રીસ અતિશયવાળી વાણી વીતરાગ સર્વજ્ઞ શ્રી તીર્થંકરદેવોની જ હોય છે. એના એકેક વચનથી કરોડો શ્રોતાઓના દિલના જુદા જુદા સંશયો એકી સાથે ભેદાઈ જાય છે, અને મહાન તત્ત્વોના નિર્ણય હૈયામા બેસી જાય છે. વળી એક ખૂબી તો એ કે એ વાણીના ઉપદેશમા નાની કીડી કે તેથી ય સૂક્ષ્મ જંતુની પણ દયા કરવાનુ મહાશિકારી સિંહ-વાઘ જેવા પ્રાણીઓ ય આનંદથી સાભળે છે. પ્રભુની એક નિકટતા માત્રનો ય એવો પ્રતાપ છે કે એ સિંહ-હરણીઆ, વાઘ-બકરી વગેરે વિરોધી પ્રાણીઓ સગા ભાઈ-બહેનની જેમ વૈર-વિરોધ વિના સાથે બેસે છે. તીર્થંકર પરમાત્મા સિવાય બીજે ક્યા આ બધુ હોઈ શકે? એનું ચિંતન, મનન, અને ગુણગાન આત્મામા શુભ અધ્યવસાયોને પોષીમહાન પાપક્ષય કરાવે છે. 'ભગવાન'મા 'ભગ' શબ્દના ચોથા અર્થ શ્રી—સંપત્તિની વિચારણા આ થઈ. હવે,

## 'ભગવંતાણં'માં 'ભગ'=ધર્મ, તે ૪ પ્રકારે

(૫) ધર્મ 'ભગ' શબ્દનો પાચમો અર્થ ધર્મ. તે ૧) સમ્યગ્દર્શનાદિરૂપધર્મ. (૨) દાન-શીલ-તપ—ભાવનામય ધર્મ, (૩) સાશ્રવ અને અનાશ્રવ ધર્મ, તથા (૪) મહાયોગ સ્વરૂપ ધર્મ, એમ ચાર પ્રકારના ધર્મથી સંપન્ન અરહંત પરમાત્મા છે, માટે તે ધર્મવાન યાને ભગવાન કહેવાય. આ ચારને આ રીતે ઓળખી શકાય, ૧. કાર્યરૂપ ધર્મ, ૨. પ્રવૃત્તિ (સાધના)રૂપ ધર્મ, ૩ આલંબનરૂપ ધર્મ અને ૪. કારણરૂપ ધર્મ.

**૧. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, અને સમ્યક્ચારિત્ર** એ કાર્યરૂપ ધર્મ છે. બધી ય સાધનાઓનું ફળ આ નિપજાવવાનું છે કે સમ્યગ્દર્શનાદિ પ્રાપ્ત થાય, તેમજ વધુને વધુ વિકસતા જાય પૂર્વે કહી આવ્યા છીએ કે, ◆ **સમ્યગ્દર્શન** એ તત્ત્વશ્રદ્ધાન, તત્ત્વદષ્ટિ, તત્ત્વપરિણતિ નામનો આત્મપરિણામ છે. વિશ્વના જ્ઞેય, હેય, અને ઉપાદેય તત્ત્વ પૈકી જે તત્ત્વ જે રૂપે રહેલા છે, તે તે તત્ત્વો પ્રત્યે તેને અનુરૂપ અર્થાત્ ક્રમશ. ઉદાસીનતા, અરુચિ અને રુચિનુ હાર્દિક વલણ એ તત્ત્વપરિણતિ છે. આ વલણ જેમ જેમ સતેજ અને શુદ્ધ બનતું આવે, તેમ તેમ તત્ત્વપરિણતિ યાને સમ્યગ્-દર્શન અધિકાધિક દૃઢ અને નિર્મળ થતુ આવે છે; કેમકે એની આડે નડતા દર્શનમોહનીય કર્મ નષ્ટ થતા આવે છે. જિનભક્તિ,

તીર્થયાત્રા, જિનવાણીશ્રવણ, જિનદર્શન-પૂજન-શાસ્ત્રપઠન ઇત્યાદિ દ્વારા જ્યારે એ સંપૂર્ણતયા નાશ પામી જાય છે, ત્યારે પરાકાષ્ઠાએ શાશ્વત ક્ષાયિક સમ્યગ્દર્શનરૂપી કાર્ય નીપજે છે. સમ્યગ્દર્શનને નિર્મળ કરનારી સાધનાઓ દ્વારા નિર્મળતા કરતા કરતા આ કાર્ય નિપજાવવાનું છે. ▲ **સમ્યગ્જ્ઞાન** એટલે જિનોક્ત જીવાજીવાદિ તત્ત્વોનું સ્યાદ્વાદની શૈલીએ યથાર્થ અને પરિણતિરૂપ જ્ઞાન; પણ પ્રતિભાસજ્ઞાન અર્થાત્ સદ્દહણા વિનાનું કોરૂ જાણવાનું નહિ. સમ્યગ્ જ્ઞાન પણ સાધ્ય છે એમાં આગળ આગળ વધતા ઠેઠ કેવળજ્ઞાને પહોંચી કૃતકૃત્ય બનવાનું છે ધર્મની ઊંચામા ઊંચી સાધના પંચમહાવ્રતધારી સાધુજીવનની; ને એમા મુખ્ય વ્યવસાય સ્વાધ્યાયનો એનું ફળ સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ, રક્ષા અને વૃદ્ધિમા લાવવાનું છે માટે સમ્યજ્ઞાન એ પણ કાર્યરૂપ ધર્મ છે. ◆ **સમ્યક્-ચારિત્ર** એ પણ કાર્યરૂપ ધર્મ એ રીતે, કે શ્રાવક-જીવન અને સાધુ-જીવનના વ્રતો અને આચાર-અનુષ્ઠાનોની સાધનાથી સમ્યક્ચારિત્રમા અર્થાત્ આતરિક દેશવિરતિ અને સર્વવિરતિ-સંયમના અધ્યવસાયમા ચઢવાનુ છે. અપ્રત્યાખ્યાનીય વગેરે કષાયોના અધ્યવસાય જેમ જેમ ત્યજાતા જાય, તેમ તેમ એમા ચઢાય છે. જેમ સમ્યગ્દર્શન એ શ્રદ્ધારૂપ તેમ સમ્યક્ચારિત્ર એ સંયમરૂપ આત્મપરિણતિ છે. આ સંયમના ઉત્તરોત્તર ચઢતા અસખ્ય સ્થાન છે. એને સાધના દ્વારા પસાર કરતાં કરતા પરાકાષ્ઠા એ 'યથાખ્યાત ચારિત્ર' યાને વીતરાગભાવના ચારિત્રની આત્મપરિણતિએ પહોંચી સ્થિર થવાનુ છે. ત્યા, બાધક ચારિત્રમોહનીય કર્મ સર્વથા નષ્ટ થઇ જવાથી હવે કયારેય વીતરાગભાવને હાનિ પહોંચવાની નહિ; એટલે તે ચારિત્ર શાશ્વત ગુણ બને છે ◆ આમ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર એ સાધનારૂપમાથી પરિણામે સિદ્ધરૂપ, મોક્ષરૂપ બની જાય છે.

૨ **દાન-શીલ-તપ-ભાવનામય ધર્મ** એ પ્રવૃત્તિરૂપ ધર્મ છે એની સાધના કરવાની છે

◆ **દાન** ત્રણ પ્રકારે છે, -૧. **અભયદાન** યાને જીવોની અનુકંપા, દયા અને અહિંસા, **૨. જ્ઞાનદાન** એટલે કે બીજાઓને જિનોકત તત્ત્વોનું સમ્યજ્ઞાન કરાવવું, સમ્યગ્જ્ઞાન પ્રચારની સાધન-સગવડ ઉભી કરવી. ૩. **ધર્મોપગ્રહ-દાન** અર્થાત્ ધર્મસાધનામા ઉપકારક સાધનોનુ દાન, દા. ત. સુપાત્રદાન, સાધુને નિર્દોષ (=સાધુનિમિત્તે બનાવટ વગેરે દોષોથી રહિત) અને પ્રાસુક (=નિર્જીવ, અચિત્ત) એવા આહારપાણી, વસ્ત્ર, પાત્ર, વસતિ (મુકામ), ઔષધ, ભણવા માટે પુસ્તકાદિ, વગેરે સયમ-જીવનની સાધનામા ઉપયોગી વસ્તુનુ દાન, એવી રીતે ગૃહસ્થ શ્રાવકને ધર્મ સાધના માટે ઉપકારક વસ્તુનું દાન, ધર્મનું ઉપબૃહક (સમર્થક) દાન અર્થાત્ ઔચિત્યદાન, તથા સાધર્મિકની ભક્તિ કરવી, સઘપૂજાદિ કરવા, તીર્થયાત્રાસઘ કાઢવા, અનેકવિધ ધર્મનુષ્ઠાન કરાવવા, વળી ઉત્તમોત્તમ પાત્ર શ્રી અરહંત પરમાત્માની પૂજા-મહાપૂજા અષ્ટાહ્નિકાદિ, પ્રતિમાનિર્માણ-કલ્યાણક ઉજવણી-મંદિરભક્તિ-શાસન પ્રભાવક કાર્યો કરવા, એ બધામા કરાતો દ્રવ્યવ્યય દાન ધર્મની પ્રવૃત્તિમા આવે.

◆ **શીલ** ધર્મમા સમ્યકત્વમૂલક બારવ્રતનો ગૃહસ્થધર્મ અને દસ પ્રકારનો યતિધર્મ આવે. ◆ **સમ્યકત્વ** એટલે સમ્યગ્દર્શન; એનો ૬૭ પ્રકારે વ્યવહાર પાળવાનો. એને સગળતાથી યાદ રાખવા માટે આ ક્રમ કરી શકાય,

## સમ્યક્ત્વનો ૬૭ પ્રકારનો વ્યવહાર

લિંગ-શુદ્ધિ ૩-૩, સદ્દહણા ૪, દૂષણત્યાગ અને ભૂષણ તથ લક્ષણ ૫ ૫, જયણા, ભાવના, સ્થાન, ને આગાર ૬-૬, પ્રભાવક ૮, અને વિનય ૧૦ પ્રકારે એમા ◆ ૪ **સદ્દહણા**,-૧. પરમાર્થ સંસ્તવ= પ્રવચનમા કહેલા જીવાદિ પદાર્થોના પરમાર્થનું જ્ઞાન, ધારણા અને શ્રદ્ધા, ૨ એ પરમાર્થ જાણનારા મુનિની ઉપાસના, ૩. શ્રદ્ધાભ્રષ્ટ કુગુરુ આદિનો ત્યાગ, ૪ મિથ્યાદૃષ્ટિ કુલિંગી આદિનો સગ નહિ. પછી ◆ ૩ **લિંગ**,-૧. સુખી યુવકને ગધર્વગીતની જેમ શ્રુત સિદ્ધાન્તના શ્રવણની ઉત્કટ અભિલાષા, ૨. થાકયા-ભૂખ્યા વિપ્રને ઘેબરની જેમ ધર્મની તીવ્ર ભૂખ, ૩ વિદ્યાસાધકની જેમ દેવ-ગુરુની વૈયાવચ્ચ,

(સેવા-ચાકરી). બાદ, ◆ ૧૦ વિનય,-અરિહંત, સિદ્ધ, જિનબિંબ, આગમ, ક્ષમાદિ યતિધર્મ, સાધુ, આચારદાતા આચાર્ય, ઉપાધ્યાય, પ્રવચન (સંઘ), સમ્યગ્દર્શન, એ દશનો આ પાચ પ્રકારે વિનય,-૧. બાહ્ય સેવારૂપ ભક્તિ, આતરપ્રેમ, બહુમાન, ગુણપ્રશંસા, નિંદાત્યાગ, અને આશાતના- ત્યાગ. ◆ ૩ શુદ્ધિ ૧ મનશુદ્ધિ, દા. ત. જિન અને જિનમત વિના સર્વ મિથ્યા, ઇત્યાદિ બુદ્ધિ. ૨. વચનશુદ્ધિ, દા. ત. 'જિનભક્તિએ ન સાધ્યુ તે બીજાથી ન સીઝે,' એવુ બોલે. ૩. કાયશુદ્ધિ, દા. ત. ઘોર ઉપદ્રવમા પણ કુદેવાદિને ન નમે. ▲ ૫. દૂષણત્યાગ,-૧ જિનવચનમા શકા, ૨. કુમતની કાંક્ષા, ૩. ધર્મફળમા સદેહરૂપ વિચિકિત્સા, મિથ્યાત્વીની પ્રશસા, ૫. મિથ્યાદષ્ટિનો પરિચય, આ પાચ દૂષણો તજવા ◆ ૮ પ્રભાવક;-જૈનશાસનને દીપાવનારા, ૧. પ્રાવચનિક (વર્તમાન શાસ્ત્રોના પારગામી), ૨. ધર્મકથા-કથી (અદ્ભુત ધર્મોપદેશક), ૩. તર્કપૂર્ણવાદી ( વાદથી મિથ્યાત્વીને જીતનારા), ૪. નૈમિત્તિક (નિમિત્તશાસ્ત્રના વેત્તા), ૫. મહાતપસ્વી, ૬. વિદ્યા-મંત્રજ્ઞ, ૭. સિદ્ધ [અજનયોગ વગેરેની સિદ્ધિવાળા], ૮. અદ્ભુત કવિ. આ ન હોય તોય માત્ર સયમયાત્રાદિ કરાવનારા. ◆ ૫ ભૂષણ,-૧. વંદન, પચ્ચક્ખાણુ, ધર્મક્રિયાની વિધિ અને પ્રવૃત્તિમા કુશળપણું, ૨ તીર્થસેવના,-શત્રુજયાદિ સ્થાવર તીર્થ અને ગીતાર્થ (સૂત્રાર્થ-જ્ઞાતા) મુનિરૂપી જગમ તીર્થની અત્યંત પ્રીતિયુક્ત ઉપાસના, ૩. દેવગુરુભક્તિ,-અષ્ટપ્રકારી વગેરે જિનપૂજા અને દાનવિનયાદિથી ગુરુભક્તિ, ૪. સમ્યક્ત્વમાં દઢતા નિશ્ચલતા, ૫ જિનશાસનની બીજાઓ પ્રશસા કરે તેવી પ્રભાવના. ▲ ૫. લક્ષણ-(૧-૫) ઉપશમ, સંવેગ, નિર્વેદ, અનુકપા, અને આસ્તિકય. ◆ ૬. યતના,-પરદર્શની બાવા, સન્યાસી વગેરેને ગુરુ તરીકે, તથા પરદેવને અને પરદેવ તરીકે ગૃહીત કરેલ જિનબિંબને દેવ તરીકે ન માનવા, ન વાદવા વગેરે (૧. બે હાથ જોડી વદન, ૨. મસ્તકથી નમન, ૩ દાન તથા ભક્તિપ્રદર્શન, ૪. અનુપ્રદાન, વારવાર દાન યા અનુકપા, ૫. આલાપ યાને અણબોલાવ્યા બોલવુ, ૬ સલાપ એટલે કે વારંવાર વાતચીત-આ છ ન કરવા યતનવંત રહેવુ.) ◆ ૭ આગાર,-સમ્યક્ત્વની દઢતાવાળા ન હોય તેના માટે છ અપવાદ, ૧ રાજાભિયોગ, ૨. ગણાભિયોગ, ૩. બલાભિયોગ, ૪. દેવાભિયોગ, ૫. ગુરુનિગ્રહ અને ૬. ભીષણ વૃત્તિકાતાર; અર્થાત્ [1]રાજા, [2]સમૂહ, [3]સૈન્ય કે લૂંટારાદિ અને [4]દેવતાના બળાત્કારથી, તથા [5]માતાપિતાદિ વગેરેના અગ્રહથી યા એમને બચાવવા માટે, તેમ ભયકર રોગચાળો કે દુકાળ વગેરેમા જીવિત માટે સમ્યકત્વથી જુદો આચાર કરતા સમ્યક્ત્વનો ભંગ નહિ. ◆ ૬. ભાવના,-સમ્યક્ત્વને આ છ દષ્ટાન્તથી હૃદયમા સ્થાપિત કરવુ, મૂળ-દ્વાર-પીઠ-નિધિ-આધાર અને ભાજન. અર્થાત્ સમ્યક્ત્વ એ સર્વ ધર્મસાધનારૂપી વૃક્ષનુ મૂળ છે. મૂળ વિનાનું બધુ નકામુ સમ્યક્ત્વ એ ધર્મનગરનું દ્વાર છે, ધર્મમહેલનો પાયો (પીઠ) છે, સમસ્ત ગુણોનું નિધાન છે, (તે વિના છૂટા ગુણરત્નો ચોરાઈ જાય), શમ, દમ વગેરેનો પૃથ્વીની જેમ આધાર છે, શ્રુતસિદ્ધાત અને શીલનુ ભાજન (વાસણ) છે ◆ ૬. સ્થાન,-૧. દૂધ-પાણીની જેમ દેહપુદ્ગલમા મિશ્રિત છતા જુદો ચેતના લક્ષણવાળો આત્મા છે (સ્વતત્ર દ્રવ્ય છે), ૨ અનેક ભવોમા'વાસના લઇને ફરનારો અને દેવત્વ-મનુષ્યત્વાદિ પર્યાયો ધરતો આત્મા નિત્ય છે, [પરિણામી નિત્ય અર્થાત્ જૂની અવસ્થા(પરિણામ)રૂપે નાશ પામી અને નવી અવસ્થા(પરિણામ)રૂપે ઉત્પન્ન થઈ આત્મારૂપે કાયમી છે.] ૩. કષાય અને યોગથી કર્મનો કર્તા છે; ૪ સ્વકૃત પાપ-પુણ્યરૂપ કર્મનો ભોક્તા છે, (નિશ્ચયનયે નિજગુણનો કર્તા ભોક્તા છે), ૫. આત્માનો અનતજ્ઞાન-સુખાદિમય અચલ મોક્ષ પણ છે, અને ૬. જ્ઞાન-સંયમરૂપી મોક્ષના ઉપાય હયાત છે આ છ વાસ્તવિક હકીકતનો દઢ સ્વીકાર સમ્યક્ત્વને સ્થિર રાખે છે, માટે એ ષટ્ સ્થાનરૂપ છે. આ ૬૭ પ્રકારમાથી કેટલોક ભાગ અલબત્ ભાવના ધર્મમાં જાય; છતા સડસઠે પ્રકાર એકસાથે બતાવવા બધા જ અહી શીલધર્મમા લીધા છે.

ગૃહસ્થધર્મના બાર વ્રતમાં 'હાલતાચાલતા (ત્રસ) જીવને વિના અપરાધે જાણી જોઇને

નિરપેક્ષપણે મારું નહિ' એવી સ્થૂલ અહિંસાની પ્રતિજ્ઞા, એમ પ્રતિજ્ઞાબદ્ધ સ્થૂલ મૃષાવાદ અને અદત્તાદાનનો ત્યાગ, સ્વસ્ત્રીસંતોષ-પરસ્ત્રીત્યાગ પૂર્વક શક્ય બ્રહ્મચર્ય, ને પરિગ્રહપરિમાણ,- એ પાંચ અણુવ્રતો, તથા ▲ પ્રતિજ્ઞાબદ્ધ, ૬. ગમનાગમનની દિશાનું પરિમાણ, ૭. ભોગોપભોગની વસ્તુનું પરિમાણ, જેમા ૨૨ અભક્ષ્યનો ને ૧૫ કર્માદાન (ભારે પાપના ધંધા)નો ત્યાગ પણ આવે, તથા ૮. અનર્થદંડનો ત્યાગ. જીવન જીવવામા બિનજરૂરી એ અનર્થદંડ છે; દા. ત. સંકલ્પ-વિકલ્પાદિ દુર્ધ્યાન, પાપોપદેશ, પાપની સલાહ વગેરે આપવી, અધિકરણ (પાપના સાધન)નું પ્રદાન, મોહની ચેષ્ટાઓ, વાચાલપણું, મોજશોખના સ્નાન, પશુપક્ષી પાળવા વગેરે, નાટકચેટક-તમાશાજોવા, યુદ્ધ-ફાસી-હિંસા વગેરે જોવા, બીજાને લડાવવા ઈત્યાદિ. આ ત્રણ ગુણવ્રત; અને▲ચાર શિક્ષાવ્રત-૯. સામાયિક વ્રત (પ્રતિજ્ઞાબદ્ધ બે ઘડી પાપપ્રવૃત્તિના ત્યાગ સાથે એકલા ધર્મધ્યાનમા બેસવુ), ૧૦ દેશાવકાશિક વ્રત યાને પર્વ દિવસે બીજા વ્રતોનો સક્ષેપ કરી રહેવુ, ૧૧. પોષધવ્રત અર્થાત્ પર્વ દિવસે દિન, રાત કે અહોરાત્ર માટે સામાયિકપૂર્વક આહાર-શરીરસત્કાર-અબ્રહ્મચર્ય અને વ્યાપાર, એ ચારનો પ્રતિજ્ઞાબદ્ધ ત્યાગ તથા ધર્મધ્યાનમા જ રક્ત રહેવું, ૧૨. અતિથિ સંવિભાગ વ્રત યાને પ્રતિજ્ઞાપૂર્વક પોષધના પારણે સાધુભક્તિ કરવી.

ગૃહસ્થ ધર્મમા આની સાથે દૈનિક ધર્મકૃત્ય, પર્વકૃત્યો, ચાતુર્માસિક કૃત્યો, વાર્ષિક કૃત્યો, તથા જીવનકૃત્યો આવે. ઉપરાત, દર્શનપ્રતિમા (કડક પ્રતિજ્ઞાપૂર્વક સમ્યક્ત્વપાલન) વગેરે ૧૧ પ્રતિમા આવે

**સાધુધર્મના દસ પ્રકારના યતિ ધર્મમાં,**

૧-૪ ક્રોધાદિ ચાર કષાયનો નિગ્રહ કરનારી ક્ષમા, મૃદુતા, સરળતા અને મુક્તિ (નિસ્પૃહતા), ૫. તપ, ૬. સંયમ, ૭ સત્ય, ૮. શૌચ (માનસિક પવિત્રતા), ૯. આકિંચન્ય=અપરિગ્રહ અને ૧૦. બ્રહ્મચર્ય આવે વળી◆એમા **પાંચ મહાવ્રત**=સ્થૂલ સૂક્ષ્મ હિંસાદિ પાચ પાપોનો ત્યાગ આવે તથા▲**પાંચ સમિતિ**=ઈર્યાસમિતિ (ગમનાગમનમા જીવ ન મરે એની કાળજી), ભાષાસમિતિ (અસત્ય, પાપપ્રેરક, કે ઉઘાડે મુખે વચન ન બોલાઇ જાય તેનું લક્ષ), એષણાસમિતિ (ભિક્ષા ગ્રહણ કરતા સાધુનિમિત્તે નિષ્પાદન વગેરે ૪૨ દોષોનો ત્યાગ, તથા ભિક્ષા વાપરતા અનુકૂળ સયોજના, પ્રશંસા વગેરે ૫ દોષોનો ત્યાગ), આદાન-ભંડમાત્ર-નિક્ષેપણા સમિતિ (વસ્તુ લેતા મૂકતા જીવરક્ષાર્થે જોવા પ્રમાર્જવાનો ઉપયોગ), પારિષ્ઠાપનિકા સમિતિ (મળમૂત્રાદિનો ત્યાગ નિર્જીવ નિર્દોષ ભૂમિ પર કરવાનો ઉપયોગ), અને ▲ ત્રણ ગુપ્તિ=મન-વચન-કાયાને અસત્ પ્રવૃત્તિમાથી રોકી સત્પ્રવૃત્તિમા યોજવાનું આવે. એમ,◆**જ્ઞાનાચારાદિ પાંચ આચારોનુ** પાલન આવે. આગળ વધીને ◆ **નિરપેક્ષ યતિધર્મની** ઉચ્ચ કોટિની સાધનાઓ આવે બાકી સાધુધર્મ યાને સયમધર્મમા ૭૦ ચરણસિત્તરી, ૭૦ કરણસિત્તરી અને એના ઉત્સર્ગ અપવાદની ઘણી વિચારણા શાસ્ત્રોમા ભરી પડી છે.

▲ **તપધર્મ** બે પ્રકારે, ૧. બાહ્ય તપ, અને ૨ આભ્યન્તર તપ. એ દરેક ૬-૬ પ્રકારે છે

**બાહ્ય તપમાં ૧. અનશન** ઉપવાસ, એકાશન વગેરે, **૨. ઊનોદરિકા** (જમતા ૫-૭ કોળિયા ઉણા રહેવું), **૩. વૃત્તિસક્ષેપ**—ખાવા વગેરેની ચીજો ઓછી કરવી, **૪. રસત્યાગ** દૂધ, દહીં, ઘી, તેલ, ગોળખાડ, કઢા (કઢાઈમા તળેલુ શેકેલું) એ છ વિગઇ વગેરે રસોનો ત્યાગ, **૫ કાયક્લેશ** એટલે કાયા પર આવી પડેલા રોગ, પ્રહાર વગેરેના કષ્ટ, તથા સયમાર્થે આવશ્યક કેશલુંચન-પાદવિહારાદિ અને ઉગ્ર ધર્મક્રિયાના કષ્ટ સહેવા. **૬ લીનતા**—અગોપાગને તથા ઇન્દ્રિયો, વાણી અને મનને સગોપી રાખવા.

**અભ્યન્તર તપના** છ પ્રકારમાં ◆ **૧. પ્રાયશ્ચિત્ત** પોતાના પાપને પશ્ચાત્તાપ સાથે ગુરુ પાસે બાળભાવે પ્રકાશી એમની પાસેથી દંડ લઇ વહન કરવો તે. ◆ **૨ વિનય** ગુરુ બહારથી આવે ત્યારે સામા જવુ, આસનેથી ઉઠે ત્યારે ઉભા થવુ (અભ્યુત્થાન), એમને આસન આપવુ, કાંઈ કહે ત્યારે

હાથ જોડી તે ગ્રહણ કરવું, એમના ગુણ પ્રશંસવા, આશાતના વર્જવી વગેરે ગુરુનો વિનય, એવો દેવાધિદેવ, સિદ્ધ, આચાર્ય વગેરે, તથા દર્શન-જ્ઞાનાદિનો વિનય. ◆ ૩ **વૈયાવચ્ચ** ગુરુ આચાર્ય, ઉપાધ્યાય, બાળ, ગ્લાન, તપસ્વી, નૂતન દીક્ષિત વગેરેની સેવાશુશ્રૂષા કરવી તે. ▲ ૪. **સ્વાધ્યાય** પાચ પ્રકારે-શાસ્ત્રની વાચના (ભણવુ-ભણાવવુ), એ અંગે પૃચ્છા, પરાવર્તના યાને સૂત્રાર્થનું પુનરાવર્તન, અનુપ્રેક્ષા (સૂત્ર યા અર્થનું માનસિક ચિંતન), તથા ધર્મકથા અર્થાત્ શાસ્ત્રચર્ચા વિચારણા-ઉપદેશ. ◆ ૫. **ધ્યાન** બે પ્રકારે, ધર્મધ્યાન અને શુક્લધ્યાન ધ્યાન એટલે એક વિષય પર એકાગ્ર ચિંતન, તે શુભ પણ હોય, અને અશુભ પણ હોય. અહી તપધર્મમા ધર્મ-શુક્લ એ બે પ્રકારનું શુભ ધ્યાન લેવુ.

**ધ્યાનના ૪ પ્રકાર** અશુભ ધ્યાન બે પ્રકારે **૧. આર્તધ્યાન**-એટલે ૧. અનિષ્ટ (અપ્રિય) સંયોગ ટળવાની કે ન આવવાની ચિંતા. ૨. ઇષ્ટ સંયોગ ટકવાની કે મળવાની ચિંતા. ૩. વેદના, રોગાદિમા હાયવોય સાથે મટાડવાની ચિંતા, તથા ૪. નિદાન અર્થાત્ પૌદ્ગલિક સુખની નિર્ધારિત આશંસા; (૨) **રૌદ્રધ્યાન** એટલે, ૧-૪. હિંસા-જૂઠ-ચોરી-સંરક્ષણ સંબંધી ચિંતન. આ આર્ત અને રૌદ્ર ધ્યાન, એ બે અશુભ ધ્યાન છે. તે તપમા ન ગણાય. પરંતુ બીજા બે અર્થાત્ ત્રીજુ ધર્મધ્યાન અને ચોથુ શુક્લધ્યાન, એ બે શુભ ધ્યાન આભ્યન્તર તપમા ગણાય છે. એમા (૩) **ધર્મધ્યાન** ચાર પ્રકારે-**૧. આજ્ઞાવિચય** એટલે કે જિનવચનની અનુપમતા, એકાંતે પરમ કલ્યાણકારિતા, મહાપ્રજ્ઞ ગણધર અને ઇન્દ્રાદિ જેવાને ય સ્વીકાર્યતા, સર્વસત્ તત્ત્વની એક માત્ર પ્રતિપાદકતા, વગેરેનું ચિંતન, ૨ **અપાયવિચય** એટલે હિંસાદિ પાપો, રાગ-દ્વેષાદિ કષાયો, મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, ઇન્દ્રિયાસક્તિ વગેરેથી થતા અનર્થ, કટુ પરિણામ, વગેરેનું ચિંતન; ૩. **વિપાકવિચય** એટલે જીવનમા ઉપસ્થિત થતા અનુકૂળ-પ્રતિકૂળ પ્રસંગોએ પૂર્વોપાર્જિત પુણ્ય-પાપ કર્મોના વિપાક હોવા સંબંધી ચિંતન, ૪ **સંસ્થાનવિચય** એટલે, ચૌદ રાજલોકની આકૃતિ, એમાંના ઊર્ધ્વ-અધો-મધ્ય લોકની સ્થિતિ, વગેરેનું ચિંતન (૪) **શુક્લધ્યાન** ચાર પ્રકારે, **૧. પૃથક્ત્વ વિતર્ક—સવિચાર** એટલે, પૃથક્ત્વ=ધ્યાનને ફરવાની વિવિધતા. વિતર્ક=ચૌદ પૂર્વમા અન્તર્ગત શ્રુતનું જ્ઞાન કે જેથી પદાર્થનું ચિત્વન થઇ શકે છે. વિચાર=પરમાણુ, આત્મા, આદિ પદાર્થ, એના વાચક શબ્દ, અને કાયિકાદિ યોગ, એ ત્રણને વિષે વિચરણ, સંચરણ, સંક્રમણ. કુલ અર્થ એ થયો કે પદાર્થ, શબ્દ અને યોગમા સંક્રમણ કરનારો, તથા પદાર્થની વિવિધતાવાળો, એવો પૂર્વગત શ્રુતનો વિવિધ ઉપયોગ એ પૃથક્ત્વ વિતર્ક સવિચાર. આ પહેલા પ્રકારના ધ્યાનમા બે વાત છે,-એક તો ધ્યાન એ પૃથક્ત્વ એટલે કે વિવિધતા અનુભવે છે, એક પદાર્થ પરથી બીજા પદાર્થ પર જાય છે, અને બીજું એ, કે ધ્યાન એ વિચાર અર્થાત્ પદાર્થથી શબ્દ યા યોગ પર, શબ્દ પરથી પદાર્થ યા યોગ પર, ને યોગ પરથી શબ્દ યા પદાર્થ પર એવી રીતે સંચરણ કરે છે. આ બે ય વાત બીજા પ્રકારમા નથી. બીજો પ્રકાર, **૨. એકત્વ વિતર્ક-અવિચાર** એટલે તેવા સંક્રમણ વિનાનો, અને વિવિધતા નહિ પણ એકત્વવાળો યાને એક જ પર્યાયને અવલંબનારો જ્ઞાનોપયોગ. શુક્લધ્યાનના આ બે પ્રકાર આત્માને ઉપશમ-શ્રેણિ યા ક્ષપક-શ્રેણિમા ચઢાવનાર છે; અર્થાત્ મુખ્યપણે શ્રેણિમા હોય છે; અને બીજા પ્રકારને અંતે આત્મા વીતરાગ બને છે; એમાયે ક્ષપકશ્રેણિવાળો ધ્યાની તો જ્ઞાનાવરણીયાદિ કર્મ ખપાવીને કેવળજ્ઞાન પામી સર્વજ્ઞ પણ બને છે શુક્લધ્યાનના ત્રીજો અને ચોથો એ બે પ્રકાર ૧૩મા ગુણઠાણાના છેડે અને ૧૪મે હોય છે. એમા **૩. સૂક્ષ્મક્રિયા અપ્રતિપાતી** એટલે કે જ્યા મન-વચન-કાયાના બાદરયોગ (સ્થૂલયોગ) રુંધાઇ જાય છે, અને એક માત્ર સૂક્ષ્મ મન-વચનયોગને પણ રુંધનારો સૂક્ષ્મકાયયોગ બાકી રહે છે. આ કરનારું ધ્યાન એ કાંઇ ચિંતનરૂપ નથી, કેમકે સર્વજ્ઞને બધુ જ પ્રત્યક્ષ હોવાથી ચિંતવવા જેવુ કાંઇ રહેતું નથી, કિન્તુ આત્માની એક તેવા પ્રકારની અવસ્થા છે, પરિણામ છે, તે અપ્રતિપાતી છે, નાશ-

રહિત છે, અર્થાત્ અવશ્ય ચોથા પ્રકારના ધ્યાનરૂપ બની જાય છે, ૪. વ્યુચ્છિન્ન ( વ્યુપરત ) ક્રિયા અનિવૃત્તિ એટલે જ્યા સમગ્ર યોગ હવે સદાને માટે વિરામ પામી ગયા છે, વિચ્છેદ પામી ગયા છે, માટે જ જે અવસ્થામા પરાવર્તન નથી થતુ, એવી અવસ્થાસ્વરૂપ ધ્યાન. તાત્પર્ય, સર્વ કેવળજ્ઞાની ભગવતોને આ એકસરખા ચોથા પ્રકારથી આત્માના પ્રદેશ શૈલેશ યાને મેરૂ જેવા નિષ્પ્રકંપ બની જાય છે. જે તે પછીની મોક્ષ-અવસ્થામા તેમ જ રહે છે. ◆ ૬.કાયોત્સર્ગ એ છઠ્ઠો આભ્યન્તર તપ છે એમાં ધ્યાન ઉપરાત પ્રતિજ્ઞાબદ્ધ સ્થિરતા છે. અર્થાત્ પ્રતિજ્ઞાપૂર્વક કાયાથી નિશ્ચલ ઉભા રહી, હાથ લટકતા રાખીને દૃષ્ટિ નાસિકા-અગ્રભાગાદિ પર સ્થિર કરવાની હોય છે, તેમજ વાણીથી મૌન ધરવાનું છે. માત્ર મનની પ્રવૃત્તિ એક નિશ્ચિત ધ્યાનપૂરતી ચાલુ રહે છે. આનું નામ કાયાનો ઉત્સર્ગ યાને કાયાને વોસિરાવવાનુ છે. મહર્ષિઓ છેલ્લુ પાદપોપગમન અનશન કરે છે ત્યારે જીવનના અ તકાળ સુધીને માટે કાયાને વૃક્ષની જેમ વોસિરાવી દે છે. જેમ વૃક્ષ સ્વેચ્છાએ હાલીચાલી શકે નહિ, તેમ કાયાને કે કોઇ પણ અંગોપાગને હવે મૃત્યુપર્ય ત સ્વેચ્છાએ હલાવવા ચલાવવાના નહિ આ રીતે ૬ બાહ્ય અને ૬ આભ્યન્તર, એમ ૧૨ પ્રકારે તપધર્મ થયો.

◆ ભાવના ધર્મમા સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રની સુંદર ભાવનાઓ, મૈત્રી આદિ ભાવનાઓ, વૈરાગ્ય-ભાવનાઓ, સસારજુગુપ્સા, મોક્ષરાગ, કામવિરાગ, આત્મનિ દા, દોષગર્હા, કૃતજ્ઞતા, પરાર્થ-પરમાર્થવૃત્તિ, પરમ જિનભક્તિ, જિન-મુનિ-સેવકભાવ અનાયતનત્યાગ, અને જિનોક્ત ધર્મ પ્રભાવના વગેરે આવે ◆ સમ્યગ્દર્શનની ભાવનાઓ સમ્યક્ત્વના ૬૭ વ્યવહારમાં બતાવી છે. સમ્યગ્જ્ઞાનની ભાવનામાં એ લોકાલોક પ્રકાશી કેવુ અપૂર્વ સૂર્ય સમાન છે, રત્નોભરી ગુફાને પ્રકાશિત કરનાર કેવુ અપૂર્વ દીવા સમાન છે, ચારિત્ર નાવને ભવપાર પહોચાડવા કેવુ સરસ હલેસા સમાન છે, ભવાટવીમાથી મોક્ષમાર્ગ દેખાડનાર કેવી અપૂર્વ આખ સમાન છે, ઇત્યાદિની ભાવના ભાવવાની. સમ્યક્ ચારિત્રની ભાવનામાં એ ભવપાર કરવા જહાજસમાન, કુવાસનાઓને બાળી ભસ્મ કરવા દાવાનળ સમાન, સદ્ગતિની સીડી સમાન, કર્મબાણો સામે બખ્તરસમાન, ચિંતન કરતા પણ અધિક આપનાર અપૂર્વ કલ્પવૃક્ષ યા ચિ તામણિ સમાન વગેરે હોવાનુ ભાવવાનું. આ ત્રણેની ય ભાવનામા એના નિર્મળ કારણોને એના અ ગ પ્રત્યંગોના ઊંચા મૂલ્યાકન તથા એ પામ્યાની જ સાચી ભાગ્યવત્તા ભાવવાનું આવે. એ બધું ભાવતા એમા દૃષ્ટાન્ત-કથાનકો પણ વિચારવાના.◆મૈત્રી આદિ ભાવનાઓમા (૧) મૈત્રી ભાવના એટલે 'જગતના જીવ માત્ર મારા મિત્ર છે, બંધુ છે, એમનું ભલું થાઓ,' એમ ભાવીને એમના પર સ્નેહ ધરવાનો. (૨) કરુણા ભાવના એટલે ક્ષુધા-તૃષા-રોગ-પ્રહાર વગેરેથી દ્રવ્યદુઃખી, અને પાપ, કષાયો, અધર્મ વગેરેથી ભાવદુઃખી જીવોની દયા ચિંતવી એમના દુઃખ દૂર કરવાની ઇચ્છા ધરવી. (૩) પ્રમોદ ભાવના એટલે સુખી કે ગુણિયલની પ્રત્યે ઇર્ષ્યા ન કરવી. દુશ્મનના પણ ગુણો ઉપર અનુરાગ ધરવો. (૪) માધ્યસ્થ્ય ભાવના એટલે પરચિ તા યાને બીજાની હલકાઇ ત્રુટિ વગેરેની ચિ તા મૂકી દઇ એના પ્રત્યે ઉપેક્ષાભાવ કેળવવો, તેમજ અતિ સંકિલષ્ટ પરિણામવાળા જીવો કે જે સુધારાને માટે તદ્દન અયોગ્ય છે, એમની ચિંતા મૂકી દઈ ઉદાસીનભાવ કેળવવો.

◆વૈરાગ્યભાવનામા અનિત્યાદિ ભાવનાઓ ભાવવાની.

૧૨ ભાવના:

(૧) અનિત્ય: બાહ્ય અને આભ્યન્તર સર્વસંયોગો અનિત્ય છે, એ ચિંતવવુ અર્થાત્ વિચારવું કે કાયા-કંચન-કામિની-કુટુ બ-કીર્તિ-વગેરેના મળેલ બાહ્ય સ યોગો દીર્ઘકાળ ટકવાના નથી. તો એના પર મોહ શા સારૂં ? એમ કોઇ વસ્તુ પ્રત્યે જાગ્યા કરતા રાગ-દ્વેષ-માયા-ક્રોધ-લોભ-મદ વગેરે આભ્યંતર ભાવોના સંયોગ પણ તે રૂપે કાયમ ટકતા નથી; જ્યા રાગ હતો ત્યા દ્વેષ થાય છે, ને જ્યા

દ્વેષ હતો ત્યા રાગ થાય છે. અર્થાત્ ગમતુ હતુ તે ન ગમતું થાય છે, ને નહોતુ ગમતુ તે ગમવા લાગે છે એમ રાગદ્વેષાદિ પણ જો અનિત્ય છે, તો તેને શા સારૂ આચરવા .' એમ અનિત્ય ભાવનાથી વૈરાગ્યને વધારે. ◆ (૨) **અશરણ:** જેમ ભૂખ્યા સિંહની આગળ હરણને પરિવારનું પણ શરણ નથી મળતુ, તેમ જીવને જન્મ-મરણ-રોગાદિ દુઃખથી બચવા સંસારમા કોઈ શરણ નથી મળતુ એ ભાવવુ. અશરણથી ઉદ્વિગ્ન બનેલો જીવ સાસારિક સુખસામગ્રી ઉપરથી આસક્તિ તજી જ્ઞાન-ચારિત્રમા ઉદ્યમ કરે, અને ધર્મશરણ લે. ◆(૩) **સંસાર:** વળી વિચારે કે અનાદિ સંસારમા ચક્રની જેમ નારક વગેરે અનેક ભાવોમા ફરતા જીવને સર્વ જીવો પોતાના સબંધી તેમજ પારકા બનેલા છે! ચોરાશી લાખ યોનિમા રાગદ્વેષ મોહથી જીવો એકબીજાને ભયંકર દુખો દે છે! અહો! વધ-બધ, રોગ-શોક શીતઉષ્ણાદિ દ્વન્દ્વોથી કેવો કષ્ટમય ને બેહુદા સબધોથી કેવો વિચિત્ર સંસાર!' એમ ત્રાસેલો નિર્વેદ પામી સંસારથી મુક્તિ પામવા માટે ઉદ્યમ કરે.◆(૪) **એકત્વભાવનામાં** 'હું એકલો છુ, એકલો જન્મ્યો છું અને એકલો મરીશ; એકલાને જ પોતાના કર્મના દારુણ વિપાક ભોગવવાના; કોઇ ભાગ નહિ પડાવે!' આ વિચારે. એથી સંબંધી પર રાગ અને શત્રુ પર દ્વેષ ન કરતો નિઃસંગ બની મોક્ષ માટે પ્રવર્તે. ◆(૫) **અન્યત્વ** ભાવનામા 'બાહ્ય ધનમાલ વગેરે તો જુદા છે જ, પરંતુ અનિત્ય, અજ્ઞ અને પ્રત્યક્ષ એવુ આ શરીર પણ જાદુ છે. જયારે નિત્ય, સજ્ઞાન અને ચક્ષુથી અદશ્ય એવો હુ આત્મા જુદો છુ. શરીરાદિ અનંતા થયા, હુ એનો એ જ છુ;'- આ ચિંત્વનથી શરીરાદિની મૂર્છા તજી નિત્ય આત્મા માટે યત્ન કરે ▲(૬) **અશુચિપણુ** 'આ શરીર અશુચિ એવા રજો-વીર્યમાથી જન્મ્યુ! આહારના અશુચિ પરિણામથી વધ્યુ! સ્વયં મળના ભંડાર સમુ થયું! ને બીજા પવિત્ર પદાર્થને પણ મળરૂપ કરનારૂ રહ્યું છે!' એમ ઉત્પત્તિ-પોષણ-સ્વરૂપ અને કાર્યની દૃષ્ટિએ કેવળ મલિન છે, આ વિચારીને શરીરને દમે. ▲(૭) **આશ્રવ** ભાવનામા 'ઇંદ્રિયાદિ આસ્રવો એટલે કે કર્મને બધાવનારા કારણો આલોક પરલોકમા બહુ દુઃખ દેનારા છે! જીવને એ નદીની જેમ સન્માર્ગમાથી ભ્રષ્ટ કરી સસારસમુદ્રમા તાણી જાય છે, આ ભવમાં આસ્રવ ?...' ઇત્યાદિ વિચારથી આસ્રવ ત્યજાય છે. ◆ (૮) **સવર ભાવનામા** 'મહાવ્રત, સમિતિ-ગુપ્તિ, વગેરે સંવર આદરવાથી આસ્રવના દોષો નથી લાગતા અને મોક્ષ સુધીના અનેક ગુણ મળે છે,' આ ભાવના સવર તરફ પ્રેરે છે. (૯) **નિર્જરાભાવનામાં** વિના ઇચ્છાએ સહાતી નરકાદિ પીડાથી થતી અકામ કર્મનિર્જરા સંસાર-ભ્રમણ નથી અટકાવતી, જયારે કર્મક્ષયની ઇચ્છાથી કરાતી તપ, પરિષહજય વગેરે સાધના પુણ્યાનુબંધી પુણ્ય અને નિર્જરા પમાડી ઠેઠ મોક્ષ સુધી પહોચાડે છે,' ઇત્યાદિ ગુણો વિચારી નિર્જરા માટે યત્ન કરાય (૧૦) **લોકભાવનામાં**-જીવ પુદ્ગલ વિગેરે પાચ અસ્તિકાયમય લોકના વિવિધ ભાવ, ઉત્પત્તિ-સ્થિતિ-નાશ, વગેરે વિવિધતાને વિચારતો તત્ત્વજ્ઞાનને નિર્મલ અને ઉન્નત કરે. (૧૧) **બોધિદુર્લભ ભાવનામાં** 'અનાદિ સંસારમાં ભટકતા, અનેક દુ.ખોમા ડૂબતા, અને અજ્ઞાન-મિથ્યાજ્ઞાનાદિથી પીડાતા જીવને સમ્યક્ત્વ રૂપ બોધિ દુષ્પ્રાપ્ય છે,'-એ વિચારી બોધિ મેળવીને પ્રમાદ ન સેવાય. (૧૨) **ધર્મ-સ્વાખ્યાત ભાવનામાં**—'સમ્યગ્દર્શનમૂલક મહાવ્રતાદિ સુધીનો ધર્મ, અહો! શ્રી સર્વજ્ઞ અરિહત પ્રભુએ કેવો સુદર ઉપદેશ્યો છે! કે જે ભવપાર ઉતારી મોક્ષ પમાડે છે!' એ ભાવવાનુ. એ ઉપરાત નવ પ્રકારની સુદર વિચારણા યાને સુંદર ચિંતન કરવાનુ, તે આ,

◆ **ચિંતન:**—(૧) **સૂક્ષ્મ પદાર્થોમાં** દા. ત જીવ, અજીવ વગેરે નવ તત્ત્વ, દ્રવ્યાનુયોગાદિ ચાર અનુયોગ, સપ્તનય, સપ્તભંગી દ્રવ્યાદિલોક, જ્ઞાનાવરણાદિ કર્મોની મૂળ ઉત્તર પ્રકૃતિ, સ્થિતિ-રસ-પ્રદેશ એના બંધ—ઉદય ઉદીરણા સંક્રમણાદિ, એના હેતુ, વગેરેમા ચિત્તને પરોવવુ, (૨) **ભવ સ્થિતિની વિચારણા** કે 'કયારે મારી ભવસ્થિતિ પાકશે? અથવા અરિહંત સિદ્ધિ સાધુ ધર્મ એ ચારના શરણ, દુષ્કૃતગર્હા અને સુકૃતાનુમોદનથી પકવી રહ્યો

છું કે કેમ ?' અથવા 'કેટલા ભવ કર્યા હવે કેટલા કરવા છે? ભવસ્થિતિ ટૂંકાવવાની કરણી કેવી ચાલી રહી છે?..' અથવા 'આ ભવમાં કેટલું આયુષ્ય કેવું વિતાવ્યું, હવે કેવુ વિતાવવુ છે, અને આયુષ્યનો ભરોસો શો ?..' વગેરે. (૩) **અધિકરણ ઉપશમ-ચિત્ત-** 'ત્રસ યા સ્થાવર જીવોની હિંસા કરનારી સાધન-સામગ્રી, અને દુર્ગતિના અધિકારી બનાવનાર રાગ-દ્વેષાદિના પોષક પદાર્થો, તથા બીજાની સાથે થયેલ કલહને ક્યારે શાંત કરીશ, ક્યારે વોસિરાવિશ' વગેરે ચિંતન. (૪) **આયુષ્ય** અંજલિમા રહેલા જળની જેમ ઘટતુ આવે છે એની વિચારણા. (૫) **અયોગ્ય ચેષ્ટાના વિપાકની** ચિંતા 'અહો ! વિચાર, વાણી અને વર્તવામાં અયોગ્ય આચરી રહ્યો છુ. તેના કેવાક કટુ અને દીર્ઘકાળ ચાલનારા પરિણામ નીપજશે !' (૬) **ક્ષણલાભદીપના** અર્થાત્ આ માનવભવ અને ધર્મ સામગ્રીનો કેવો સરસ અવસર મળ્યો છે! ભવના ભાગાકાર અને કર્મ તથા કુસંસ્કારોની બાદબાકી કરવાની કેવી સુંદર તક મળી છે! કર્મના ઔદયિક ભાવરૂપી મિથ્યાત્વ-ક્રોધાદિમાથી ખસી ક્ષાયોપશમિક ભાવરૂપી સમ્યક્ત્વ-ક્ષમા આદિમા અને એમાથીય ક્ષાયિક ભાવોમાં જવાનો કેટલો અનુપમ મોકો મળ્યો છે ! ત્રિભુવનગુરુ શ્રીતીર્થંકર પરમાત્મા, વિશ્વશ્રેષ્ઠ જિનશાસન, પાચેય ઈંદ્રિય અને અંગોપાંગથી પૂર્ણ શરીર, આરોગ્ય,બુદ્ધિશક્તિ,સુખદુ.ખની ધર્માનુકૂળ મધ્યમ સ્થિતિ,સર્વવિરતિનો એકમાત્ર આ ભવ, . વગેરે કેવા અદ્ભુત લાભ મળ્યા છે !'.. વગેરે વિચારણા. (૭) **વિવિધ ધર્મગુણો** અર્થાત્ દાનાદિ ધર્મ અને ક્ષમાદિ ગુણો, અહિંસા-સંયમ-તપ, તથા અણુવ્રત-મહાવ્રત ધર્મ અને એના ઉત્તર ગુણ, અપુનર્બંધક-સમ્યક્ત્વ-શ્રાવકપણુ અને સાધુપણું,-એ અને એની યોગ્યતાના ગુણોનું સ્વરૂપ, સાધન અને ફળની વિચારણા. (૮) **બાધકદોષ-વિપક્ષ** અર્થાત્ આત્મહિતને બાધ કરનારા દોષો-દુર્ગુણો, દુષ્કૃત્યો તથા અંતરાયોના નિવારણ માટે એની પ્રતિપક્ષી શુભ ભાવનાઓ ભાવવી, એના એના ઉપાયો વિચારવા અને અજમાવવા. (૯) **ધર્માચાર્ય** અથૉત્ વિશુદ્ધ સંયમયાત્રામા રહેનાર ધર્મગુરુ મુનિ ભગવંતોના ઉપકાર, એમની ઉગ્ર ધર્મસાધનાઓ, એમના લોકોત્તર ગુણો વગેરેનું ચિંતન.

**સુંદર ભાવો:** ભાવનાધર્મમાં માત્ર ભાવનાઓ જ કરવાનું નહિ, પણ સુંદર ભાવો આત્મસાત્ કરવાનું પણ આવે. દા. ત. ◆ **સંસારજુગુપ્સા** એટલે પરપરિણતિ યાને બાહ્ય ભાવની નિંદ્ય પ્રવૃત્તિમા જીવને રમાડનારા સંસાર પર સૂગ ઉપજે. જીવને કેદીની જેમ રાખનાર ચાર ગતિરૂપ સંસાર પ્રત્યે તિરસ્કાર છૂટે તેથી જ, ◆ **મોક્ષરાગ** અર્થાત્ સર્વ બંધન, સર્વ વેઠ, સર્વ નાલેશી અને સમસ્ત દુઃખોથી રહિત,અનંતજ્ઞાન-સુખાદિમય મોક્ષ ઉપર અનન્ય અથાગ પ્રેમ અને એની પ્રાપ્તિની ભારે ત્વરા-તમન્ના હોય. એ માટે, ◆ **કામવિરાગ** એટલે કે કામવાસના અને કામપ્રવૃત્તિ ઉપર ભારે વૈરાગ્ય અને દુગંછા પ્રવર્તે; તેમજ ઇન્દ્રિયોના રળિયામણા દેખાતા વિષયો રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ ઉપર તથા એની થતી ઈચ્છા ઉપર વૈરાગ્ય ઝળહળે. સાથે ◆ **આત્મનિંદા** એટલે એવા કામમા ફસેલા પોતાના આત્માની નિંદા થાય; તેમજ કર્મના કટુ વિપાકો તરીકે દુઃખ ભોગવતા અને પાપમા ઘસડાતા પોતાના આત્માની એવી નિંદા કરે કે 'અરે! મે કેવા કુકૃત્યો પૂર્વભવે કર્યાં હશે, અને કેવો મારો મોહ કે આજે મારી આ સ્થિતિ છે!' વળી ▲ **દોષગર્હા** અર્થાત્ પોતાની ધર્મસાધનામા સેવાઇ જતા દૂષણો વગેરેની ગુરુ આગળ નિંદા કરવા પૂર્વક પશ્ચાત્તાપ થાય. ◆ **કૃતજ્ઞતા** એટલે બીજાઓએ પોતાના ઉપર કરેલા ઉપકાર જરાય ન ભૂલતા એનો બદલો વાળવાની તત્પરતા રહે. ઉપરાંત, ▲ **પરમાર્થવૃત્તિ** અર્થાત્ સ્વાર્થવૃત્તિને ગૌણ બનાવી પરાર્થવૃત્તિ એટલે કે બીજાના હિત સાધવાની વૃત્તિ મુખ્ય બને, એનુ વ્યસન રહે. સાથે, ▲ **પરમ જિનભક્તિ** યાને ભવોદધિતારક અને સર્વહિતકારક ભગવાન જિનેશ્વરદેવ પ્રત્યે અત્યંત બહુમાન-પ્રીતિ હૃદયમાં ઉછળતી હોય. ▲ **જિન-મુનિ-સેવકભાવ** એટલે કે અરિહંત પરમાત્મા અને પંચ મહાવ્રતધારી મુનિજનને જ ખરા સેવ્ય માની એમની વિવિધ સેવા દ્વારા હૃદયમા સેવકપણું ધારણ કરે. ઉપરોક્ત ભાવો દિલમા અખંડિત વહેતા રહે એ માટે ▲ **અનાયતનોનો** ત્યાગ કરવાનો,

અર્થાત્ ધર્મ અને ધર્મભાવનાથી પતન કરાવનારા જેટલા સ્થાન હોય, જે નિમિત્ત હોય, એને તજવાના. એવા વિચાર, વાણી, વર્તાવ અને સંયોગોથી દૂર રહેવાનું. ▲ **જિનોક્ત ધર્મની પ્રભાવના** અર્થાત્ જૈન ધર્મની લોકમા વાહવાહ અને આકર્ષણ થાય એવા પ્રભાવક કાર્યો કરી મન ઉલ્લસિત રાખવુ. ▲ **ગુણસ્થાનકની પરિણતિ** અંતરાત્મામાથી કષાયોની પરિણતિ મંદ મંદ કરતા ચાલી ઉચ્ચ ઉચ્ચતર ગુણસ્થાનકના પરિણામ જાગતા કરવાના, ટકાવવાના, અને વધુ ને વધુ વિકસિત બનાવવાના.

▲ **અભ્યાસરૂપ, તુલનારૂપ અને પ્રતિમા રૂપ ભાવના:** ભાવનાનો એક અર્થ અભ્યાસ પણ થાય છે. **જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ-વૈરાગ્યની ભાવનાઓને** 'ધ્યાનશતક' પ્રકરણમા ધર્મધ્યાનના કારણ તરીકે કહી છે. જ્ઞાનાદિની ભાવના એટલે કે અભ્યાસ વડે આત્મા અને મન સદા કાબૂ અને શુદ્ધિમા આવવાથી ધ્યાનની યોગ્યતા આવે છે. ▲ **શ્રુતજ્ઞાન** (શાસ્ત્રજ્ઞાન) ના હંમેશના સેવનથી [૧] ચિત્તની અશુભ પ્રવૃત્તિ અટકવાથી રક્ષણ થાય છે, (૨) સૂત્ર-અર્થની શુદ્ધિ રહે છે, ને ભવનિર્વેદનું શોધન થાય છે, અને (૩) જીવ અજીવના ગુણ તથા પર્યાયોના પરમાર્થનો, તથા તત્ત્વરહસ્યનો સમ્યગ્બોધ મળે છે. ▲ **સમ્યગ્દર્શનના** અભ્યાસ માટે, (૧) શંકા, પરમત કાક્ષાદિ વગેરે દોષોનું નિવારણ, (૨) સ્વશાસ્ત્ર પરશાસ્ત્રમાં કુશળપણુ, (૩) જિનશાસનમા સ્થિરતા, (૪) પ્રભાવના, (૫) દર્શનપોષક સ્થાનોની સેવા ભક્તિ તથા (૫) પ્રશમ સંવેગાદિ ગુણો વગેરે આદરવાનું હોય છે. એથી ચિત્તની સારી શુદ્ધિ થાય છે. ▲**ચારિત્ર** અર્થાત્ પાપવ્યાપારોના પ્રતિજ્ઞાબદ્ધ ત્યાગ તથા **તપના** અભ્યાસથી યાને નિરંતર સેવનથી અશુભ કર્મનું રોકાણ, પુણ્યોપાર્જન અને કર્મક્ષય થાયછે એથી ચિત્તની શક્તિ અને શુદ્ધિ ખૂબ વધે છે. ▲**વૈરાગ્ય**થી ચિત્તને ખૂબ ભાવિત કરવામા આવે, એ માટે સમજાય વિચારાય કે જન્મ એ મરણ માટે, બન્ધુ એ ક્લેશ માટે, અને ધન એ અશાતિ માટે થાય છે. વગેરે, (૨) વિષયજન્ય રાગ છોડાય, (૩-૪-૫) નિર્ભય, આશંસારહિત તથા પ્રશાત બનાય, તો અજ્ઞાનાદિ ઉપદ્રવ ટળવાથી સ્થિર ધ્યાન લાગી શકે અભ્યાસમા શ્રાવકધર્મની દર્શનાદિરૂપ ૧૧ પ્રતિમા પણ આવે. તેમજ, પાચ મહાવ્રતની ૨૫ ભાવનાઓ આવે, જેનું પુન: પુન. પાલન કરવાનું હોય છે. આગળ વધતા ઉગ્ર તપ, સત્ત્વ વગેરેની પાચ ભાવના કે જેને 'તુલના' કહે છે, એનો અમલ કરવાની ઉંચી પ્રક્રિયા છે એ ઉપરાત અતિ કડક પ્રતિજ્ઞારૂપી ૧૨ ભિક્ષુપ્રતિમા આરાધવાની હોય છે. એ પણ એક પ્રકારની ભાવના છે

## ૩ સાશ્રવ અને અનાશ્રવ ધર્મ

એ આલંબનરૂપ ધર્મ છે. સાશ્રવ ધર્મ એટલે આશ્રવવાળો અર્થાત્ આરંભ-સમારંભવાળો ધર્મ, અને નિરાશ્રવ એટલે તે વિનાનો ધર્મ. ગૃહસ્થને મુખ્યતયા સાશ્રવ ધર્મનું આલંબન લેવાનું હોય છે, સાધુને નિરાશ્રવધર્મનુ જિનપ્રતિમા-જિનમંદિર વગેરેનાં નિર્માણ, ભક્તિ પ્રતિમાપૂજન, સ્નાત્રાદિ, ઉત્સવ-તીર્થયાત્રાગમન, સંઘભક્તિ, સાધર્મિકવાત્સલ્ય, ધર્મસ્થાનોના નિર્માણ-જીર્ણોદ્ધાર, જ્ઞાનભંડાર, અનુકંપાદાન, વગેરે બધા સાશ્રવ ધર્મ છે. એના આલંબને જ ગૃહસ્થ ધર્મલેશ્યામાં આગળ વધી શકે. અલબત્ સામાયિક પોષધાદિ નિરાશ્રવ ધર્મ પણ અતિ અલ્પ અંશમા હોય છે.

પ્ર૦— સાશ્રવ ધર્મમા તો આરંભ અર્થાત્ હિંસા છે, તો ત્યા ધર્મલેશ્યા શી રીતે વિકસે?

ઉ૦ પૂર્વે ચાર પ્રકારની પૂજા પૈકી આમિષ પૂજાના પ્રસંગમા આનું સમાધાન આવી જાય છે. ગૃહસ્થ એવી સ્થિતિમા બેઠો છે કે એને દ્રવ્યનું મમત્વ છે, ને માનપાન-પરિવાર આદિની માયા છે, જે તેવા તેવા કાર્યોથી પુષ્ટ રહે છે દુન્યવી અનેકાનેક નિમિત્તો અને પ્રવૃત્તિઓથી એનું દિલ રાગદ્વેષથી ભાવિત થતુ હોય છે. આ બધુ જુગજુના મોહને, રાગદ્વેષને, અનેવાસનાને પુષ્ટ કરે છે, તેથી સંસાર મજબૂત બને છે. એ મંદ કરાવવો હોય તો એ મમત્વાદિ ઓછા કરાવવા પડે, અને તે કાર્ય એ પરિસ્થિતિમા

એકલા નિરાશ્રવ ધર્મથી ન થઇ શકે. એ તો એને પરમાત્મા, સદ્ગુરૂ, સંઘ, સાધર્મિક વગેરેની માયા લગાડવી પડે, એ માટે એમની પૂજા ભક્તિના અનેકવિધ કાર્યો કરવા પડે; એમા સારો દ્રવ્યવ્યય કરવો પડે; તો અસદ્ ધનમમતા, અસદ્ માયા, અને અસદ્ રાગદ્વેષ-ભાવિતતા ઓછી થતી આવે. રાગદ્વેષ યાને કષાયો બે જાતના હોય છે, ૧. અપ્રશસ્ત અને ૨ પ્રશસ્ત. વીતરાગ બનવા માટે તો બંનેમાથી કોઈપણ પ્રકારના કષાયની હયાતી ન રાખવી જોઈએ. પરંતુ પહેલા અપ્રશસ્ત કષાયો એમને એમ હટે એવા નથી, એને તો પ્રશસ્ત કષાયોથી નિવારી શકાય. દા. ત. દુશ્મન પર ક્રોધ આવે છે તેને હટાવવા માટે ક્રોધ પ્રત્યે લાલ આખ અને અભિમાન થવુ જોઈએ કે 'ક્રોધ ! તું મારૂં નિકંદન કાઢનારો ? હું તને સ્થાન ન આપું.' આનુ જ નામ પ્રશસ્ત ક્રોધ અને અહંકાર. એ હોય તો દુશ્મન પરથી ક્રોધ હટાવાય. એમ જિન, જિનશાસન અને જિનસંઘ પ્રત્યે પ્રશસ્ત પક્ષપાત, મમતા અને રાગ જ્વલંત બને તો પોતાની કાયા, ધનમાલ અને કુટુંબાદિના અપ્રશસ્ત પક્ષપાત વગેરે મોળા પડે પછી તો જીવ આગળ વધી સંયમ અને જ્ઞાનના પ્રશસ્ત રાગમા ઊંચે ચઢશે, સાધુજીવન લેશે, અને વધતા રાગે એમા તન્મય થશે એટલે તરત ધ્યાનની તાલી લાગતા વીતરાગ બની જશે. સારાશ, ગૃહસ્થને ગૃહસ્થપણાના એવા નિમિત્તો અને સયોગોમા આવવુ પડે છે કે જે એને અપ્રશસ્ત રાગદ્વેષાદિથી ભાવિત કરે છે એ ઉભા હોય ત્યાં સુધી એની સામે પ્રશસ્ત સાશ્રવધર્મના આલંબન હોય તો જ એ બચી શકે, તો જ એ વાસ્તવિક ધર્મલેશ્યામા આગળ વધી શકે ◆ **નિરાશ્રવ ધર્મ:** જેમણે સંસારના સર્વ સંબંધો મૂકી દઈ સર્વ પાપવ્યાપારના ત્યાગરૂપ સર્વવિરતિ સામાયિક ને અહિંસાદિ પાચ મહાવ્રત સ્વીકાર્યા છે, એમને નિરાશ્રવ ધર્મનુ આલંબન હોય છે. જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, અને વીર્યાચાર રૂપી પંચાચારની વિવિધ ચર્યાઓ એ નિરાશ્રવ ધર્મ છે

◆ **નિરાશ્રવ ધર્મની સૂક્ષ્મતામાં** ઉતરીએ ત્યારે, ઉપરોક્ત સાધુ ધર્મમા પણ જો કે હિંસાદિ પાપોરૂપી આશ્રવોનો સર્વથા ત્યાગ છે એ દૃષ્ટિએ નિરાશ્રવ ધર્મ છે, પરંતુ હજી સંજ્વલનના ઘરના અલ્પ કષાયો બેઠા છે તથા કાયિકાદિયોગ બેઠા છે, અને એ પણ આશ્રવ છે, કર્મબંધ કરાવનારા છે, એ દૃષ્ટિએ સાધુધર્મ સાશ્રવધર્મ છે, ત્યારે, સાધુ કષાયોનો સર્વથા ક્ષય કરી વીતરાગ બને ત્યા નિરાશ્રવ ધર્મ, અને ૧૩મા ગુણઠાણાને અંતે યોગનો સર્વથા નિરોધ કરી અયોગી કેવલી બને ત્યારે હવે સર્વથા નિરાશ્રવ કહેવાય પરંતુ એ દશામા સાધના કે આલંબન જેવુ કશુ હોતુ નથી એ અપેક્ષાએ પૂર્વની સાધના આલંબન અવસ્થામા હિંસાદિના સર્વથા ત્યાગને નિરાશ્રવ ધર્મ તરીકે કહેવામા આવ્યો.

**પંચાચાર:** ◆(૧) **જ્ઞાનાચાર** ૮ પ્રકારે ૧. **કાળ** અર્થાત્ સંધ્યા અને મધ્યાહ્ન-મધ્યરાત્રિ કાળ આદિ અસ્વાધ્યાય ટાળીને યોગ્ય કાળે સ્વાધ્યાય કરવો, ૨ ૩ **વિનય-બહુમાન** ગુરુના બરાબર ધરવા, ૪ **ઉપધાન**= તે તે સૂત્રના ગ્રહણાદિ માટે વિહિત તપ આદિ વિધિ સાચવવી; ૫. **અનિન્હવ** = બીજાને ભણાવવુ પડશે એ ભયથી પોતાના જ્ઞાનનો ઈન્કાર યા લજ્જાદિ કારણે ભણાવનાર ગુરુનો અપલાપ ન કરવો, ૬ ૮. **વ્યંજન-અર્થ-તદુભય**= સૂત્ર, એનો અર્થ, અને એ બંને સાથે, એને બરાબર ભણવા, ભણાવવા, ગુણવા (પુનરાવર્તન કરવુ). ▲ (૨) **દર્શનાચાર** ૮ પ્રકારે– ૧. **નિઃશંકિત**=જિનના કોઈપણ વચન પર શંકિત ન રહેવુ ૨ **નિઃકાંક્ષિત**= પરમત કે એના ભપકા તરફ આકાક્ષાવાળા ન થવુ, ૩. **નિર્વિચિકિત્સા**= ધર્મ સાધનાના શાસ્ત્રોક્ત ફળ મળશે કે નહિ એવી અશ્રદ્ધા ન કરવી; સાધુના મલિન શરીર, વસ્ત્ર વગેરે દેખી સુગ ન ચઢાવવી, ૪ **અમૂઢદૃષ્ટિ**= મિથ્યાત્વીઓની પૂજા, આડંબર વગેરે કે જ્યા મૂળતત્ત્વની જ ખામી છે, એ જોઈ મૂઢ ન બનવુ કે, 'અહો આ કેવુ સરસ ! આપણે ત્યા માલ વિનાનું' વગેરે...૫ **ઉપબૃંહણ**=ગુણવાનની પ્રીતિ-ભક્તિ; બીજાના ગુણ અને ધર્મ-સાધનાની પ્રશંસા, ૬. **સ્થિરીકરણ**= ધર્મમા શિથિલ પડતાને સ્થિર કરવા તે; ૭. **વાત્સલ્ય**=

સંઘ અને સાધર્મિક પર હાર્દિક પ્રેમ, વાત્સલ્ય; ૮. **પ્રભાવના**–સમ્યક્ત્વના ૬૭ વ્યવહારમા કહેલ પ્રભાવક ગુણ; યા ધર્મસાધનોથી જિનશાસનની શોભાદિ વધારવી તે. ▲(૩) **ચારિત્રાચાર** પૂર્વે કહેલ પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિનો આચાર ▲ ૪ **તપાચાર**=પૂર્વે કહેલ ૬ બાહ્ય તપ અને ૬ આભ્યન્તર તપનો આચાર. ▲ ૫ **વીર્યાચાર**=જ્ઞાનાચાર વગેરેના પાલનમા જરા ય બળ–વીર્ય ન ગોપવતા ભારે ઉલ્લાસ, ઉત્સાહ અને ઉદ્યમ ફોરવવા તે.

આ ૫ ચાચાર ઉપરાત મહાવ્રતની ૨૫ ભાવનાઓ અર્થાત્ મહાવ્રત પોષક મર્યાદાઓના પાલન, આવશ્યક (પ્રતિક્રમણ) પ્રતિલેખના (વસ્ત્રપાત્રાદિ ઉભય કાળ જોવા પ્રમાર્જવા), ગોચરી–ચર્યા (ભિક્ષા–વિધિ), વસતિ–વિહારાદિની મર્યાદા, ઇચ્છાકાર–મિથ્યાકારાદિ ૧૦ પ્રકારની સામાચારી,–એ બધો નિરાશ્રવ ધર્મ છે.

(૪) **મહાયોગાત્મક ધર્મ**:

'ભગવાનમા ' ભગ ' શબ્દનો અર્થ ધર્મ; એ સાધ્ય, પ્રવૃત્તિ અને આલંબનરૂપ વિચાર્યો, હવે સ્વરૂપથી વિચારવામા આવે છે. ધર્મનું સ્વરૂપ યોગ છે.

## યોગ.

યોગ એટલે મોક્ષની સાથે યોજી આપે તે. એની પ્રાપ્તિ ભવાભિનદી જીવને કે સંમૂર્છિમ ક્રિયા કરનારને થતી નથી ▲ **ભવાભિનંદી જીવ**=એટલે સંસારનો રસિયો અને મોક્ષરુચિ વિનાનો જીવ જેને સંસારના જન્મ–જરા–મૃત્યુમય અને રોગ–શોક–દારિદ્યાદિમય વિટંબણા પ્રત્યે કોઇ ખેદ નથી, કંટાળો નથી, માટે જ એનાથી મૂકાવાની લેશ માત્ર તમન્ના નથી, એવો જીવ ભવાભિનદી કહેવાય એના ૮ લક્ષણ.

क्षुद्रो लोभरतिर्दीनो मत्सरी भयवान् शठ: । अज्ञो भवाभिनन्दी स्यान्निष्फलारम्भसंगत: ॥

અર્થાત્ એ (૧) કૃપણ (૨) માગણિયો, (૩) સદા કલ્યાણની પ્રત્યે અ ધ, (૪) પરના કલ્યાણમા દુ:ખી, (૫) હમેશા ભયભીત, (૬) માયાવી, (૭) મૂર્ખ–મૂઢ અને (૮) સર્વત્ર અતત્ત્વનો આગ્રહી હોવાથી નિષ્ફળ પ્રવૃત્તિવાળો હોય. આવો આત્મા કદાચ ધર્મક્રિયા કરતો હશે, તો ય તે ક્રિયા લોકમા માનપાન–કીર્તિ વગેરે મેળવવાના મલિન આશયથી થતી હોવાથી યોગસાધક ક્રિયા નથી બની શકતી તેમ ▲ **સંમૂર્છિમ ક્રિયા** અર્થાત્ શુભ લક્ષ્ય વિનાની ગતાનુગતિક ધર્મક્રિયા પણ યોગસાધક ક્રિયા નથી બની શકતી એ તો પ્રણિધાનાદિ પાચ આશયવાળી શુદ્ધ ક્રિયા જ યોગને સિદ્ધ કરી શકે

**પ્રણિધાનાદિ પાંચ આશય:** શુદ્ધ ક્રિયા માટે ◆ (૧) **પ્રણિધાન** જોઇએ પ્રણિધાન એટલે સ્થિર ચિત્ત. તે ૧ પ્રસ્તુત અહિંસાદિ ધર્મસ્થાનમા વિચલિત નહિ થનારૂ, ૨. નિષ્પાપ ઉદ્દેશવાળુ, ૩. હીન ધર્મસ્થાનમા રહેલા જીવ પર અરુચિ નહિ કિન્તુ કરુણા સ પન્ન, અને ૪. જીવનમાં સ્વાર્થ નહિ પણ પરાર્થ (પરોપકાર) સાધવાની મુખ્યતાવાળું હોવુ જોઇએ આવુ સ્થિર ચિત્ત એ પ્રણિધાન કહેવાય. એની પછી (૨) **પ્રવૃત્તિ** જોઇએ, એ માટે ૧. પ્રસ્તુત અહિંસાદિ ધર્મસ્થાનમા પ્રયત્ન ઉત્તરોત્તર વધતો રહે એવો વિશિષ્ટ ઉદ્યમ કરી, ચિત્તને પરિણત સ્થિર કરવુ જોઇએ, અને ૨. એ ચિત્તપરિણતિ સ્થિર થવી જોઇએ ૩. પ્રસ્તુત ધર્મકાર્ય સાધવા સિવાય બીજી કોઇ અભિલાષા ન હોવી જોઇએ આવી પ્રવૃત્તિની સાથે (૩) **વિઘ્નજય** કરવો જોઇએ. પ્રવૃત્તિમા ૧. બાહ્ય પીડા, ૨ આતર વ્યાધિ, અને ૩. મિથ્યાત્વ, એ ત્રણ પ્રકારના જઘન્ય–મધ્યમ–ઉત્કૃષ્ટ વિઘ્ન નડે છે. તો જેવી રીતે સુખે પ્રવાસ કરવા માટે ૧ કાટાળો રસ્તો ત્યજવા દ્વારા કાટાનું, ૨. આરોગ્ય જાળવવા દ્વારા જ્વર વગેરેનું, અને ૩ ઉત્સાહપૂર્વક સાવધાની રાખવા દ્વારા દિશામોહનું,–એમ ત્રણ પ્રકારના વિઘ્નોનું નિવારણ શકય અને કાર્યસાધક બને છે, એવી રીતે ધર્મસ્થાનમા સિદ્ધિ કરવા માટે, ૧ પરીસહ સહવાની ખડતલતા દ્વારા ઠંડી–ગરમી વગેરેની બાહ્ય પીડા, ૨. આહારા-

દિના નિયમન અને ત્યાગવૃત્તિ રાખવા દ્વારા જ્વર વગેરે આતર વ્યાધિ, તથા ૩. શ્રી વીતરાગ સર્વજ્ઞ ભગવાનનુ વચન અન્યથા હોય જ નહિ એવી અટલ શ્રદ્ધા દ્વારા મિથ્યાત્વ, એ ત્રિવિધ વિઘ્નનો જય કરવો જોઇએ ત્યારે (૪) સિદ્ધિ આશય પ્રાપ્ત થાય એ, ૧. માત્ર આભ્યાસિક નહિ કિન્તુ અભ્યાસથી શુદ્ધ થયેલ તાત્ત્વિક અહિંસાદિ ધર્મની પ્રાપ્તિરૂપ હોય છે, વળી ૨. આત્મામા સ્વતઃ જાગેલી અને મૂર્તિમત જ્ઞાનદર્શન-ચારિત્રરૂપ બનેલ અનુભવાત્મક હોય છે, તેમજ ૩. હીન, મધ્યમ અને અધિક જીવો પ્રત્યે કૃપાદિથી યુક્ત હોય છે, અર્થાત્ અહિંસાદિ ધર્મને સિદ્ધ કરનારો આત્મા નીચી કક્ષાના એટલે કે અહિંસાદિ ધર્મ ન સ્વીકારી શકે એવા જીવો પ્રત્યે કૃપા, અહિંસાદિ લઈ શકે એવા મધ્યમ કક્ષાના જીવો પ્રત્યે તે આપવાનો ઉપકાર અને અહિંસાદિ સિદ્ધ કરી ચુકેલા ઊંચી કક્ષાના આત્માઓ પ્રત્યે વિનય, એમ કૃપા, ઉપકાર અને વિનય એ ત્રણ ગુણ દાખવનાર હોય. એ પછી, (૫) વિનિયોગ આશય જોઇએ વિનિયોગ એટલે બીજાને એ અહિંસાદિ ધર્મમા જોડવાનું કાર્ય કરવુ જોઇએ; તેથી એ ધર્મની અવિચ્છિન્ન પરંપરા સિદ્ધ થાય; અને એથી મહાફળ અવશ્ય સિદ્ધ થાય છે કેમકે, સ્વ સાથે પરનો ઉપકાર કરવાની બુદ્ધિ એ આગામી અનેક જન્મમા સતત જાગ્રત રહીને ઉત્કૃષ્ટ ધર્મસ્થાનની પ્રાપ્તિનું કારણ બને છે, પછી મહાફળ કેમ સિદ્ધ ન થાય ?

આ પ્રણિધાનાદિ પાચ એ મુખ્યતયા વિશિષ્ટ વિશિષ્ટ ચિત્તની પરિણતિરૂપ હોવાથી, આશય કહેવાય છે. એ વિનાની ક્રિયા ધર્મ માટે નથી થતી. **ચરમાવર્ત યાને** મોક્ષપ્રાપ્તિ પૂર્વના અતિમ પુદ્ગલ પરાવર્તકાળમા જ આ આશય પ્રાપ્ત થઇ શકે છે; તેમ ત્યા જ ભવાભિનદીપણુ ટળી મોક્ષાભિલાષીપણુ પ્રગટી શકે છે. એ માટે અપુનર્બંધક અવસ્થા પ્રાપ્ત થવી જોઇએ.

◆ **અપુનર્બંધક** એટલે તે આત્મા કે જે, કર્મોની કાળ સ્થિતિ જે લાબી લાબી બંધાતી હતી, તે હવે વિશિષ્ટ પ્રકારની શુદ્ધ અવસ્થા પ્રગટી હોવાથી કદી ફરીથી ઉત્કૃષ્ટ કાળસ્થિતિ નહિ બાધે એના સામાન્યથી ત્રણ લક્ષણ પૂર્વે કહ્યા છે, અહીં વિશેષ સ્વરૂપ બતાવાય છે. અપુનર્બંધક આત્મામા ભવાભિનદી જીવથી વિપરીત સ્થિતિ હોય છે અર્થાત્ ભવાભિનદી જીવ ક્ષુદ્ર, લોભરતિ વગેરે સ્વરૂપવાળો હતો, ત્યારે આ અપુનર્બંધક જીવ ઉદાર, સંતુષ્ટ, સ્વકલ્યાણદર્શી, પરકલ્યાણ-પ્રસન્ન, નિર્ભય સરળ, પ્રાજ્ઞ અને તત્ત્વદર્શી હોવાથી સફળ કાર્યનો આરભી હોય છે ઉપરાત એની સંસારાસક્તિ હ્રાસ પામી હોવાથી ચિત્તમા ક્રોધાદિ કષાયનો તીવ્ર સક્લેશ નથી થતો. માટે જ એ **શાન્ત** એટલે કે ઇન્દ્રિયો અને કષાયોના તેવા વિકાર વિનાનો હોય છે, તેમજ **ઉદાત્ત** યાને મહાન આશયવાળો હોઇ ઊંચા ઊચા શુભ આચરણનો અભિલાષી હોય છે. ઉદાત્તતાને લીધે **સસારના કારણ, સ્વરૂપ અને ફળનો એ રીતે વિચાર** કરે છે કે, 'આત્મા અને કર્મની ભિન્નાભિન્નતાના કારણે સસાર છે, વળી '**भवोऽय दुःखगहनो** जन्ममृत्युजरामय । **अनादिरप्युपायेन पृथग्भवितुमर्हति** ॥' અર્થાત્ 'આ સસારનું સ્વરૂપ અનાદિ કાળથી જન્મ-જરા-મૃત્યુમય અને દુઃખભર્યું છે, છતા સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રથી અંત આવી શકે એવુ એ સ્વરૂપ છે. ત્યારે સસારના ફળમા એકલા કલેશની પરપરા છે.' એમ વિચારીને આવા **સંસારથી છૂટવાનું** પણ એ ચિંતવે છે. એવા એને જેવી રીતે પરપુરુષમા લાગેલું કુલટા સ્ત્રીનું મન, ભલે બીજી બાજુ પતિની સેવા કરાતી હોય છતા પણ પુણ્યદાયી નથી બનતુ, તેમ મોક્ષમા લાગેલું મન ભલે બીજી બાજુ સંસારની પ્રવૃત્તિ કરાતી હોય છતા પણ પાપના અનુબંધ દેનારૂં નથી બનતુ એ રીતે એના ચિત્તમા **શુભ પરિણતિ** પ્રવર્તે છે. સાથે, એ શુદ્ધ શુશ્રૂષા અર્થાત્ ધર્મશાસ્ત્ર-શ્રવણની પવિત્ર ઇચ્છા, ધર્મરાગ વગેરે દ્વારા શુદ્ધ અનુષ્ઠાનવાળો બને છે

◆ **શુદ્ધ અનુષ્ઠાન ત્રણ પ્રકારે** : ૧. વિષયશુદ્ધ, ૨. સ્વરૂપશુદ્ધ, અને ૩ અનુબંધશુદ્ધ વિષયશુદ્ધ એટલે અનુષ્ઠાનનો વિષય શુદ્ધ હોય તે, દા. ત મોક્ષની ઇચ્છાથી ભૃગુપાત, પર્વત પરથી

ઝંપાપાત, વગેરે કરે. આમા જો કે મોક્ષની ઉપાદેયતા માન્યાથી શુભરૂપતા કહેવાય, છતા અહી બહુ અજ્ઞાન અને પાપવાળી પ્રવૃત્તિ હોવાથી મોક્ષબાધક દોષોનું નિવારણ નથી થઇ શકતુ. **સ્વરૂપશુદ્ધ** અનુષ્ઠાન એટલે લોકસિદ્ધ અહિંસાદિ યમનું અને ઇશ્વરપ્રણિધાનાદિ નિયમનું પાલન. આનાથી જો કે કષાયાદિનો નિરોધ થવાથી દોષોનો હ્રાસ થાય છે, છતા ગૌરવ-લાઘવનો અર્થાત્ તત્ત્વ અને માર્ગ સંબંધમા શેમા ગુણદોષ, તથા લાભ-હાનિ છે એનુ અજ્ઞાન હોવાથી દોષોનો કાયમી અંત નથી થઈ શકતો. તેથી, જેમ મોટા કિલ્લાવાળું પણ કુરાજાનું નગર લૂંટ વગેરેના ઉપદ્રવોને લીધે સંપત્તિની વૃદ્ધિવાળું ન બને, તેમ અહી કિલ્લાસમા યમનિયમના પ્રયત્ન છતા તત્ત્વજ્ઞાનરહિત પુરુષને ગુણવૃદ્ધિ ન થાય ત્યારે, **અનુબન્ધશુદ્ધ** અનુષ્ઠાન જીવાદિ તત્ત્વોના સમ્યગ્ બોધવાળા યમનિયમના અનુષ્ઠાન સ્વરૂપ હોવાથી કષાયાદિવિકારોના નિરોધવાળું અને સ્થિરતાવાળુ બને છે તેથી એ સાનુબન્ધ એટલે કે જન્માન્તરોમા અવિચ્છિન્ન ધારાવાળું અનુષ્ઠાન થાય છે તત્ત્વસંવેદનના મજબૂત પાયા પર ઉપર ઉપર રચાતા ધર્માનુષ્ઠાનના માળ પડી નથી જતા; કેમકે ત્યા કષાયાદિ દોષ ઉત્તરોત્તર હ્રાસ પામતા આવે છે.

◆ **૫ સદ્-અસદ્ અનુષ્ઠાન :** ઉપરોક્ત ત્રિવિધ શુદ્ધ અનુષ્ઠાનમા એક વસ્તુ નિશ્ચિત છે કે એ મોક્ષના જ ઉદ્દેશથી કરાતા હોય. એટલે, (૧) મોક્ષને બદલે લક્ષ્મી આદિ વૈભવ, માનપાન-કીર્તિ વગેરે આ લોકના સુખની કામનાથી કરાતી ધર્મક્રિયા એ શુદ્ધાનુષ્ઠાન નથી, સદનુષ્ઠાન નથી, પણ **વિષાનુષ્ઠાન** છે, કેમકે એ માનસિક શુભ પરિણામ યાને સમ્યક્ ચિત્તનું તત્કાલ મોત નિપજાવે છે. તેમ, (૨) પરલોકના સ્વર્ગાદિ વિષય-સુખની સ્પૃહાથી કરાતુ અનુષ્ઠાન પણ અસદ્ અનુષ્ઠાન છે. એનું નામ **ગરાનુષ્ઠાન** છે. (ગર એટલે કાલાન્તરે મારનારૂં ઝેર) ત્યારે, (૩) સંનિપાત-મૂર્છાદિમા પડેલાની જેમ ચિત્તોપયોગ વિના કરાતી ધર્મક્રિયા એ સંમૂર્છિમ ક્રિયા યાને **અનનુષ્ઠાન** કહેવાય. એ પણ અસદ્ અનુષ્ઠાન છે. કેમકે 'ઉપયોગે ધર્મ;' ધર્મ મનની શુભ સાવધાની પર જન્મી શકે છે. આમ આ ત્રણે ય અનુષ્ઠાનમા મોક્ષનું લક્ષ્ય નહિ હોવાથી અસદ્‌રૂપતા છે. ત્યારે, (૪) સદ્‌અનુષ્ઠાન કરવાના રાગથી, અર્થાત્ તાત્ત્વિક દેવપૂજાદિ આચારના ભાવ અને બહુમાનથી, કરાતા દેવપૂજાદિ અનુષ્ઠાન એ **તદ્ધેતુ અનુષ્ઠાન** કહેવાય છે. અહી સદ્‌અનુષ્ઠાનના રાગ સાથે મુક્તિ પ્રત્યે અદ્વેષ અથવા કંઇક અનુરાગ જાગવાથી શુભલેશ્યા-શુભભાવનો અંશ પ્રવર્તે છે, જે સદ્‌અનુષ્ઠાનનુ કારણ છે. (૫) **અમૃત અનુષ્ઠાન** એ ઉત્તમ સદ્‌અનુષ્ઠાન છે, કેમકે મોક્ષના રાગ ઉપરાત 'આ જ તત્ત્વ છે' એવી સર્વજ્ઞ જિન-કથિત માર્ગની શ્રદ્ધાના શુભ અધ્યવસાયથી એ કરવામા આવતુ હોઇને અમૃતનું અર્થાત્ અ-મરણનું (મોક્ષનુ) કારણ છે.

## સૌભાગ્યાદિ માટેના તપ એ વિષાનુષ્ઠાન કેમ નહિ ?

પ્ર૦ અહી ચોથા "તદ્ધેતુ" નામના સદનુષ્ઠાનમા જો મુક્તિનો અદ્વેપ કારણ કહો તો અભવ્ય (=મુક્ત થવાને અયોગ્ય) જીવને નિવગ્રૈવેયક'નામના સ્વર્ગની પ્રાપ્તિ કરાવનારૂં એનું ચારિત્ર-અનુષ્ઠાન પણ સદનુષ્ઠાન બની જશે ! કેમકે શાસ્ત્રે એને ત્યા મુક્તિનો અદ્વેષ હોવાનું માન્યુ છે, નહિતર તો મુક્તિના દ્વેષથી એટલી ઊંચી સ્થિતિ પામી શકે નહિ. ત્યારે 'તદ્ધેતુ' અનુષ્ઠાનમાં જો કારણ મુક્તિરાગ કહો, તો ભવ્ય જીવને તે થવા પૂર્વે જાગેલા મુક્તિ-અદ્વેષવાળું અનુષ્ઠાન 'તદ્ધેતુ' નહિ બની શકે ! જો મુક્તિ પ્રત્યેનો ઉત્કટ અદ્વેષ કારણ કહો, તો અભવ્યને પણ તે છે, કેમકે ગ્રૈવેયકયોગ્ય ચારિત્ર વખતે એને મોક્ષ પ્રત્યે ઉપેક્ષા છે, અને કોઇપણ વસ્તુની ઉપેક્ષામા એના પ્રત્યે રાગ કે દ્વેષ થોડો ય હોતો નથી તો 'તદ્ધેતુ'નું ચોકસ કારણ કોણુ ?

ઉ૦ 'તદ્ધેતુ' અનુષ્ઠાનમા કારણ તરીકે મુક્તિના અદ્વેષ કે કંઇક રાગથી જન્મતો સદનુષ્ઠાનનો રાગ સમજવાનો છે. અભવ્યને તે નથી, માટે એને સદ્ અનુષ્ઠાન જ નહિ. ત્યારે ભવ્ય જીવનું સૌભાગ્યા-

દિના રાગથી પણ થતુ રોહિણીતપ વગેરેનું અનુષ્ઠાન એ સદ્ અનુષ્ઠાનના રાગવાળું હોઇ 'તદ્ધેતુ'અનુષ્ઠાન ગણાય છે, કેમકે એને શાસ્ત્રોપદેશથી મુક્તિ પ્રત્યે અદ્વેષ જાગીને એ સૌભાગ્યાદિની અપેક્ષા જન્મી હોય છે, જે અપેક્ષા બાધ્યકોટિની છે. જો તે અબાધ્ય હોય તો તો મોક્ષાર્થ શાસ્ત્રશ્રવણ થવા જ ન દે. પણ અહીં તો મુક્તિનો અદ્વેષ જાગવા ઉપર થતી સૌભાગ્યાદિની અપેક્ષામાં મોક્ષમાર્ગાનુસારી બુદ્ધિ મોક્ષાર્થ શાસ્ત્રશ્રવણ રુચિની યોગ્યતાના બળે ઉભી જ છે. માટે ત્યાં તીવ્રપાપક્ષય થયો હોવાથી સદ્ અનુષ્ઠાનનો રાગ છે. શાસ્ત્રે સૌભાગ્યાદિ ફળકાંક્ષી જીવોને રોહિણી વગેરે તપ બતાવ્યા છે. માટે જ 'મુગ્ધાણ હિયટ્ઠયા સમ્મં' ગીતાર્થ (શાસ્ત્રજ્ઞ) પુરુષો મુગ્ધોને માર્ગપ્રવેશ માટે તેવાં તપ ઉચ્ચરાવે છે, (આપે છે.) આ રીતે સૌભાગ્યાદિ ફળની વાંછા હોવા માત્રથી વિષાનુષ્ઠાનપણું નથી આવતું કે તદ્ધેતુપણાનો ભંગ નથી થતો; કેમકે તેવી વાંછા બાધ્ય કોટિની છે, અને એ જ રીતે માર્ગાનુસરણ ઉપપન્ન થઇ શકે છે. અસ્તુ. અમૃત અનુષ્ઠાન એ શુદ્ધ અનુષ્ઠાનમાં પણ અનુબન્ધશુદ્ધ અનુષ્ઠાનરૂપ છે, પણ તે મોક્ષરાગ ઉપરાંત જીવા-જીવાદિતત્ત્વોના સમ્યગ્ બોધ પર થઇ શકે આ તત્ત્વજ્ઞાન સર્વજ્ઞ જિનેશ્વર ભગવાનના શાસ્ત્રના આધારે જ કરી શકાય. માટે તો કહ્યું છે કે,

## શાસ્ત્રમહત્ત્વ.

> પાપામયૌષધં શાસ્ત્રં, શાસ્ત્રં પુણ્યનિબન્ધનમ્ । ચક્ષુઃ સર્વત્રગં શાસ્ત્રં, શાસ્ત્રં સર્વાર્થસાધનમ્ ॥
>
> યસ્ય ત્વનાદરઃ શાસ્ત્રે, તસ્ય શ્રદ્ધાદયો ગુણાઃ । ઉન્મત્તગુણતુલ્યત્વાન્ન પ્રશંસાસ્પદં મતમ્ ॥
>
> શાસ્ત્રે ભક્તિર્જગદ્વન્દ્યૈર્મુક્તેર્દૂતી પરોદિતા । અત્રૈવેયમતો ન્યાય્યાતત્પ્રાપ્ત્યાસન્નભાવતઃ ॥

અર્થાત્, પાપરોગને શમાવનાર શાસ્ત્ર છે; પવિત્ર કૃત્યનું નિમિત્ત શાસ્ત્ર છે; સ્થૂલ સૂક્ષ્માદિ પદાર્થો જોવાની ચક્ષુ શાસ્ત્ર છે; યાવત્ સર્વ પ્રયોજનો સિદ્ધ કરી શકવાની તાકાત શાસ્ત્રમા છે. જેને શાસ્ત્ર પ્રત્યે આસ્થા, બહુમાન, ને ગૌરવ નથી, તેની ધર્મશ્રદ્ધા કે સંવેગ વૈરાગ્યાદિ ગુણો ભૂતાવિષ્ટ ઉન્મત્ત પુરુષના શૌર્ય-ઔદાર્યાદિ ગુણોની માફક વિવેકીને પ્રશંસનીય નથી બનતા. અંતઃકરણરૂપી રત્નનું સંશોધન કરી શકનાર શાસ્ત્ર પ્રત્યેની ભક્તિને તો તીર્થંકર પ્રભુએ મુક્તિની દૂતી અર્થાત્ મુક્તિનો સમાગમ કરાવી આપનારી કહી છે તેથી મોક્ષની નિકટતાના હિસાબે તો શાસ્ત્ર ઉપર જ આસ્થા-ભક્તિ રહેવી યુક્તિયુક્ત છે

◆**માર્ગાનુસારી-માર્ગાભિમુખ-માર્ગપતિતઃ** અપુનર્બન્ધક આત્મા અનેક પ્રકારના હોય છે તે સાંખ્યાદિ શાસ્ત્રોમા કહેલા મુમુક્ષુને યોગ્ય અનુષ્ઠાનને ઉપરોક્ત સમ્યક્ પ્રકારે સાધનારા પણ હોય છે એ માત્ર ગ્રન્થિભેદ નહિ કર્યો હોવાથી સર્વજ્ઞના શાસ્ત્રનું માર્ગદર્શન પામ્યા નથી હોતા; છતા એ આગ્રહી નહિ હોવાથી માર્ગાનુસારી, માર્ગાભિમુખ, માર્ગપતિત વગેરે કક્ષામા આવેલા હોય છે. 'માર્ગ' એટલે, આગળ 'મગ્ગદયાણં' પદમા બતાવાશે તે મુજબ, તત્ત્વજિજ્ઞાસાદિ વિશિષ્ટ ગુણસ્થાનને યોગ્ય સરળ ક્ષયોપ-શમ લેવાનો છે. કોઇ તેની દિશામાં હોય છે, કોઈ તેને તદ્દન સન્મુખ બનેલા હોય છે, ને કોઇ તેમાં પતિત એટલે પ્રવેશ કરી ચુકેલા હોય છે. આ માર્ગ-પ્રવેશ સર્વજ્ઞોક્ત તત્ત્વની જિજ્ઞાસા જગાડી ગ્રન્થિભેદ કરાવીને તત્ત્વશ્રદ્ધારૂપી સમ્યગ્દર્શન પમાડે છે. આનો અર્થ એ આવ્યો કે અપુનર્બંધક આત્માઓ સમ્યગ્દર્શન પામવા પૂર્વે મિથ્યાત્વ-વાસિત હોય છે ખરા, પરંતુ એમનું મિથ્યાત્વ આગ્રહ વિનાનું અને મંદ હોવાથી, એ જીવો મધ્યસ્થભાવવાળા તથા, પૂર્વે કહ્યું તેમ, સંસાર-રસિકતા વિનાના અને શાન્ત, ઉદાત્ત વગેરે ગુણોથી સંપન્ન હોય છે.

## યોગની પૂર્વસેવા.

એવા અપુનર્બંધક અને એની ઉપરના સમ્યગ્દૃષ્ટિ આત્માઓ 'અધ્યાત્મ' આદિ યોગ પામવા પહેલા જરૂરી એવી યોગની પૂર્વસેવાના અભ્યાસી હોય છે. ત્યારે એમને આગળ ચારિત્રમાર્ગમા આવતા યોગ

સુલભ બને છે. એટલે એ ખાસ ધ્યાનમા રાખવાનું છે કે અધ્યાત્મ એટલે તત્ત્વચિંતન અને તે ઉપરના ભાવના, ધ્યાન વગેરે યોગ, જે સમ્યગ્દર્શનયુક્ત અહિંસાદિના વ્રતો પામ્યા પછી સિદ્ધ થાય, તેને માટે ઠેઠ આદિ ધાર્મિક અવસ્થાથી માંડીને **પૂર્વસેવાની** ખાસ આવશ્યક્તા છે. પૂર્વસેવાના અભ્યાસમાથી પસાર થયેલો આત્મા એ વ્રતસહિત તત્ત્વ ચિંતનાદિનો અધિકારી બની શકે છે કારણ એ છે કે સાસારિક રસમય પ્રવૃત્તિઓમા ટેવાયેલા અને મશગુલ રહેતા આત્મામા અધ્યાત્માદિ યોગને પલોટાવા માટે, યોગની સગાઈ થવા માટે જગા જ નથી. યોગના ઘાટ માટે આત્મામા અનુકૂલ મુલાયમતા જ નથી ! ત્યા તો અતત્ત્વના ચિંતન, વિષયોના વિચારો, અને આહાર–પરિગ્રહની સંજ્ઞાઓ પ્રવર્તતી હોય છે. માટે પહેલા પૂર્વસેવા સાધવાનો પ્રબળ પુરુષાર્થ અને પ્રખર અભ્યાસ જોઈએ. પૂર્વસેવા તરીકે મુખ્ય ચાર વસ્તુ કરવી જોઈએ.

**पूर्वसेवा तु योगस्य गुरुदेवादिपूजनम् । सदाचारस्तपो मुक्त्यद्वेषश्चेति प्रकीर्तिता ॥**

૧. ગુરુ–દેવાદિપૂજન ૨. સદાચાર, ૩. તપ, અને ૪. મોક્ષ પ્રત્યે અરુચિનો અભાવ, એ યોગની પૂર્વસેવા છે. એમા ▲ (૧) **ગુરુપૂજનમાં** 'ગુરુ' એટલે માતાપિતા, કલાચાર્ય (વિદ્યાગુરુ), એમના ભાઈ–બહેન વગેરે સગા, ધર્મોપદેશ કરનારા જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ પુરુષો, એ બધો ગૌરવ કરવા યોગ્ય ગુરુવર્ગ છે. એમના પૂજનમા શુ શુ આવે ? ૧. ત્રિકાળનમસ્કાર, ને સયોગ પડ્યે કયારેક સાક્ષાત્ ન બને તો છેવટે મનમા ગૌરવપૂર્વક સ્મરીને નમસ્કાર કરવાનો વળી (૨) અભ્યુત્થાન અર્થાત્ એ આવે અગર ઉભા થાય ત્યારે ઉભા થવુ, એમને બેસવા આસન આપવુ, ને બેસે ત્યારે એમની ઉપાસના કરવી, વગેરે વિનયાદિ કરવાના (૩) એમની પાસે નમ્રભાવ અને લઘુભાવસૂચક આસને બેસવુ. (૪) લઘુનીતિ–વડીનીતિ (પેશાબ–ઝાડે જવાની ક્રિયા) વગેરે અસ્થાને એમનું નામ ન ઉચ્ચારવું (૫) કયાય પણ એમની નિંદા નહિ સાભળવી. (૬) એમને સારા સારા વસ્ત્ર, ભોજન, અલકારાદિ સમર્પવા. (૭) એમની પાસે દીનહીન, અતિથિ, દેવ વગેરેને દાન દેવા પ્રમુખ પરલોક હિતકારી ક્રિયાઓ કરાવવી. (૮) એમને અનિષ્ટ લાગતા વ્યવહારો ત્યજી ઈષ્ટ લાગતા વ્યવહારોમા પ્રવર્તવુ, કિંતુ તે ધર્માદિ પુરુષાર્થને બાધ ન પહોચે તે રીતે, કેમકે પુરુષાર્થનો આરાધનકાળ અતિ દુર્લભ છે (૯) ગુરુવર્ગના આસન, પથારી, ભોજન, ભાજન, વગેરે પોતે ન વાપરવા. (૧૦) એમના અલકારાદિ દ્રવ્યને તીર્થસ્થાનમા યોજવું, નહિતર સ્વયંગ્રહણમા ગુરુવર્ગના મરણાદિની અનુમતિ લાગે. (૧૧) એમના પ્રતિબિંબાદિ સ્થાપિત કરી એને ધૂપ-પુષ્પાદિથી પૂજવુ, કેટલાક કહે છે કે એમણે કરાવેલ દેવપ્રતિમાદિની પૂજા કરવી. (૧૨) આદરપૂર્વક એમની પૂજન વગેરે મરણોત્તર ક્રિયા કરવી. આ ગુરુપૂજન થયું. ▲ દેવપૂજનમા શુ આવે ? વિવિધ પુષ્પો, માળા, બળી અર્થાત્ પકવાન, ફળ વગેરે વસ્ત્ર અને પ્રીતિ–ભક્તિભર્યા સુદર સ્તવન ગુણગાનથી શરીર, વસ્ત્ર, દ્રવ્ય ને વ્યવહારની શુદ્ધિ જાળવવાપૂર્વક શ્રદ્ધા-બહુમાન સહિત આરાધ્ય દેવની પૂજા કરવી જયા સુધી કોઈ મતિમોહના કારણથી દેવાધિદેવ તરીકેના વિશિષ્ટ ગુણોની સમજના અભાવે દેવાધિદેવનો નિર્ણય ન થાય ત્યા સુધી બુદ્ધ, મહાદેવ વગેરે સર્વ દેવ સામાન્યથી અથવા અતિશય શ્રદ્ધાથી મહાત્મા અર્થાત્ પરલોકદૃષ્ટિ બનેલા આત્મા માટે ગૌરવ કરવા યોગ્ય હોય છે

પ્ર૦– સર્વ દેવોમા તો સાચા–ખોટાનું મિશ્રણ હોય, તેમને નમસ્કારાદિ ગૌરવ કરવાથી શી રીતે લાભ થાય ?

ઉ૦–સાચા દેવની ઓળખ નથી થઈ ત્યા સુધી સર્વ દેવને નમસ્કારાદિથી કરનારા તે આત્મા ઈન્દ્રિયો પર વિજય, અને ક્રોધના નિગ્રહના બળ પર નરકાદિથી બચે છે, તેમજ, 'ચારિસંજીવની' ન્યાયે અર્થાત્ જેમ કામણપ્રયોગે મનુષ્યમાથી બળદ થઈ ગયેલને અનેક વનસ્પતિઓનો ચારો ચરાવતા, એમાથી એને માણસ બનાવનાર ખરી વનસ્પતિનું ભક્ષણ મળ્યું, એમ વિના પક્ષપાતે સર્વ દેવોનુ

ગૌરવ કરતા સાચા દેવની પ્રાપ્તિ અને સમ્યગ્દર્શનાદિ માર્ગમા અવતાર થવાને અવકાશ છે. કોઈ એક જ દેવને દુરાગ્રહથી પકડી રાખે તો આ સંભવ નથી. આ સર્વ દેવને નમવાનો ઉપદેશ પહેલ પહેલો સ્થૂલ ધર્માચાર કરનાર અને અત્યન્ત મુગ્ધતાના કારણે વિશેષ પ્રવૃત્તિને અયોગ્ય એવા જીવોને જ દેવાનો છે. પછી એમ કરતા જ્યારે એને બીજા દેવો કરતાં અરિહંત દેવમા ગુણાધિક્ય જણાય ત્યારે એ બીજા દેવો પર દ્વેષ કર્યા વિના એમને છોડીને, અરિહંતદેવનું પૂજન કરે છે. ◆ ગુરુદેવાદિનું પૂજન કહ્યુ તેમા 'આદિ' પદથી પાત્રભૂત વ્રતધારી સાધુઓ સામાન્યથી, અને સ્વયં રાધવાના ત્યાગ-વાળા માત્ર ભિક્ષાજીવી સાધુઓને વિશેષે કરીને દાન દેનાર હોય છે. (આ સમ્યગ્દર્શન પામ્યા પૂર્વે સમજવુ પણ પામ્યા પછી નિગ્રન્થ શ્રમણને જ સુપાત્ર સુસાધુ માને છે), તેમજ, સકલ પુરુષાર્થ શક્તિહીન એવા દીન પુરુષો, અંધ પુરુષો, કૃપણો કે જેના પર સહેજે દયા આવે, તથા કોઢ વગેરે રોગગ્રસ્ત પુરુષો અને નિર્ધન ગરીબ કે જે નિર્વાહ માટે યાચના સિવાય બીજા સાધનમાં લાચાર બની ગયા છે, એ બધાને દાન દેનારો આ યોગ પૂર્વસેવાવાળો બને છે. અલબત આ દાન પોતાના પોષ્યવર્ગના નિર્વાહને બાધ ન કરે એ રીતનુ હોય, તથા દાન સ્વ-પરને ધર્મબાધાકારી વસ્તુનું ન હોય; દા. ત. જાળ, મુશળ વગેરેનું દાન નહિ.

(૨) **સદાચાર** નામના બીજા પૂર્વસેવાના અંગમાં આ આવે. લોકનિંદાનો ભય, દીનહીન પર ઉપકારનો પ્રયત્ન, કૃતજ્ઞતા, દાક્ષિણ્ય અર્થાત્ ધીર અને ગંભીર ચિત્તપૂર્વક ઉલ્લાસથી પરકાર્ય કરી છૂટવુ, સર્વની નિન્દાનો ત્યાગ, સદાચારીની પ્રશંસા, આપત્તિમા દીનતા નહિ ને સંપત્તિમા અનુચિત વર્તાવ કે ગર્વ નહિ, અવસર પામીને-હિતા-મિત ભાષિતા, વચનપાલન, સ્વીકૃતવ્રત નિયમનો નિર્વાહ, અવિરુદ્ધ સ્વકુલાચારનું અનુસરણ, અયોગ્ય ધનખર્ચ નહિ, સ્થાને ધનવ્યય, સદા વિશિષ્ટ ફળદાયી કાર્ય પર મમત્વ, મદ્યપાનાદિ પ્રમાદનો ત્યાગ, બહુજન-રૂઢ અવિરુદ્ધ લોકાચારનુ પાલન, સ્વપક્ષ-પરપક્ષ પ્રત્યે પ્રામાણિકતાદિ ઉચિત વ્યવહાર અને જીવન કટોકટીમા ય નિન્દ્ય અર્થાત્ કુલકલંકકારી પ્રવૃત્તિનો ત્યાગ.

(૩) **તપ** નામની ત્રીજી પૂર્વસેવામા યથાશક્ય પાપનાશક વિવિધ તપ કરાય છે; દા. ત. ચાન્દ્રાયણતપ (શુકલપક્ષમા ૧-૧ કોળિયો અધિકાધિક અને કૃષ્ણપક્ષમા ન્યૂનન્યૂન, અમાસે ઉપવાસ). એવા બીજા પણ કૃચ્છ વગેરે તપો. સમ્યગ્દર્શન પામ્યા પછી તપોધન મુનિ બનેલાઓ કષાયનિરોધ, બ્રહ્મચર્ય, દેવભક્તિ વગેરે સહિત અને 'મૃત્યુંજય' મંત્ર પંચપરમેષ્ઠિ-નમસ્કારાદિના સ્મરણ યુક્ત માસોપવાસાદિ મૃત્યુઘ્ન તપ, પાપસૂદન તપ, કર્મસૂદન તપ વગેરે સુધીના તપ આશંસા કે લોકસંજ્ઞાને ત્યજીને આચરે છે. ઢંઢમુનિને હણનાર યમુન રાજાએ મુનિ બની પાપ ઉચ્છેદવા 'સાધુવધનું પાપ યાદ આવે તે દિવસે ભોજનત્યાગ,'-એવી પ્રતિજ્ઞા કરી છ માસ સુધી ભોજન ન લીધુ, તે પાપસૂદન તપ. બાકી સમ્યગ્દર્શની આત્મા બીજાં તપ એકાશન, નીવી આયંબિલ, એકસિકથ (દાણો), ઉપવાસ વગેરે કરી 'ૐ **ह्रीं असिआउसा नमः**' આદિ મંત્ર જપે છે. આમા ઉદ્દેશ દુન્યવી સુખના ન રખાય, તેમજ કામ-ક્રોધાદિ આતર શત્રુઓનો નિગ્રહ કરતા આવવાની ચીવટ જોઈએ; તથા જિનભક્તિ જોઈએ.

૪ **મુક્તિનો અદ્વેષ** એ ચોથી પૂર્વસેવા છે મુક્તિ એ ભોગસંકલેશરહિત અર્થાત્ આત્માથી પર એવા ઇન્દ્રિયવિષયોની આસક્તિસમા મૂળભૂત કલેશથી રહિત હોય છે, અને સર્વ કર્મોના ક્ષયથી નીપજે છે ભવાભિનંદી જીવ ભોગમા આનંદ માનનારો હોઈ મહામોહવશ આવી મુક્તિ પ્રત્યે દ્વેષ, અરુચિ ધરનારો હોય છે, અને એ એની પાસે મોક્ષના ઉપાયભૂત સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્રના નાશની ચેષ્ટા અને નરકગમનાદિ પૂર્વક સંસારની વૃદ્ધિ કરાવે છે. એ દ્વેષ ન હોય તો જ પૂર્વોક્ત ગુરુદેવાદિ પૂજન સફળ બને છે. માટે ગુર્વાદિપૂજન કરતા પણ મુક્તિનો અદ્વેષ એ મહાન ગુણ છે એટલે મોક્ષદ્વેષની કારણભૂત સંસાર-રસિકતા તેમજ ઉપયોગશૂન્ય સંમૂર્છિમ દશા ટળે તો જ સદ્-અનુષ્ઠાન (સદ્-ધર્મક્રિયા) ને સ્થાન છે,

જે ચરમાવર્તકાળે શકય છે. તે પૂર્વે તો મોક્ષદ્વેષના લીધે શુભ ભાવનો અંશ પણ જાગતો નથી. એ ન હોય તો જ મોક્ષરુચિ સુલભ બને છે. તો જ ગુર્વાદિપૂજન વગેરે દ્વારા શુભ ભાવની ધારા વધતી ચાલે છે.

**સમ્યગ્દૃષ્ટિની પૂર્વસેવા:**—આ બધી અપુનર્બંધક અવસ્થા છે. સાખ્ય યોગાદિ ભિન્ન ભિન્ન દર્શનોમા મધ્યસ્થભાવે રહેલા વિવિધ અપુનર્બંધક આત્માઓ હોય છે. એમની પૂર્વસેવાની સાધના વધતા વધતા જયારે એ વીતરાગ સર્વજ્ઞે કહેલા તત્ત્વના શ્રવણનો યોગ પામે છે, ત્યારે ગ્રન્થિભેદ વગેરે કરીને મિથ્યાત્વ યાને અસર્વજ્ઞોક્ત મિથ્યા તત્ત્વ અને મિથ્યા મોક્ષમાર્ગનો ત્યાગ કરી દે છે, અને સર્વજ્ઞોક્ત તત્ત્વની શ્રદ્ધા કરી સમ્યગ્દર્શન પામે છે, મિથ્યાદૃષ્ટિ મટી સમ્યગ્દૃષ્ટિ બને છે. ત્યા એનામા પ્રશમ, સવેગ વગેરે લક્ષણો પ્રગટ થાય છે. હવે એને સદ્‌ગુણી સુરૂપ કન્યાથી પરિવરેલા સુખી યુવકને રહેતી કિન્નરગીતો સાંભળવાની લગની કરતા અધિક લગની ધર્મશ્રવણની, અને લાબો પ્રવાસ કરી થાકેલા ભૂખ્યાને થતા ઘેબર-ભોજનના રાગ કરતા અધિક રાગ ધર્મનો થાય છે. એવી ઉત્કટ ધર્મશ્રવણેચ્છા અને ધર્મરાગ સાથે એ ગુરુ-દેવતા-પૂજન વગેરે પૂર્વસેવાને વિશિષ્ટપણે આદરે છે એમ, હવે વિવેક પ્રગટ્યો હોવાથી કુગુરુ, રાગી દ્વેષી દેવ, અને અસર્વજ્ઞ શાસ્ત્રોક્ત તપ અને ધર્મક્રિયાના સ્થાને સર્વજ્ઞ શ્રી અરિહંત પરમાત્મા, સર્વજ્ઞ વચનાનુસારી નિર્ગ્રન્થ શ્રમણ અને સર્વજ્ઞોકત તપ-ધર્મક્રિયાને આરાધે છે બાકી અહી માતાપિતાદિ ગુરૂજનની પૂજા તથા પૂર્વોક્ત સુદાક્ષિણ્ય, દયાલુતા, દીનોદ્ધાર, કૃતજ્ઞતા, વગેરે સદાચાર ચાલુ રહે છે. આવા આત્માને મન મોક્ષમા અને કાયા સંસારમા હોઇને, તથા પરોપકારવૃત્તિ-બુદ્ધિમત્તા-કલ્યાણમાર્ગગમન-ગુણાનુરાગ વગેરે ગુણ વિશિષ્ટ કોટિના હોવાથી 'બોધિસત્ત્વ' કહી શકાય.

**દેશવિરતિના લક્ષણ.** આમ વિશિષ્ટ પૂર્વસેવાની સાધના દ્વારા ચારિત્ર મોહનીય કર્મની કાળસ્થિતિ બેથી નવ પલ્યોપમ જેટલી હ્રાસ પામતા અહિંસાદિ અણુવ્રતોરૂપી દેશવિરતિ ગુણસ્થાનની પ્રાપ્તિ થાય છે. એના લક્ષણ માર્ગાનુસરણશીલતા, શુદ્ધાનુષ્ઠાનની તીવરુચિરૂપ શ્રદ્ધા, પ્રાજ્ઞપુરુષની વિશિષ્ટ પદાર્થની દેશનાના શ્રવણ-અમલમા આસક્તિ, વિશિષ્ટ ગુણાનુરાગ, અને શકય ધર્માદિની પ્રવૃત્તિ છે અહીથી યોગની પ્રવૃત્તિ શરૂ થાય છે. પછી તે આગળ ચારિત્રમોહનીય કર્મમાં સખ્યાતા સાગરોપમ જેટલી કાળસ્થિતિનો હ્રાસ થયે પ્રાપ્ત થતા અહિંસાદિ મહાવ્રતોરૂપી સર્વવિરતિ-સાધુમાર્ગમા વિશિષ્ટ યોગસાધનારૂપે બને છે

આ ઉપરથી ધ્યાનમા આવશે કે યોગસાધનામા આવવા પૂર્વે શાન્તતા-ઉદાત્તતા-સસારખેદ-મોક્ષરુચિ વગેરેની અપુનર્બંધક દશા, સમ્યક્ત્વ અને દેશવિરતિ શ્રાવકપણા ઉપરાત યોગપૂર્વસેવાની અત્યંત આવશ્યકતા છે, કે જેમા પ્રણિધાનાદિ યુક્ત દેવાદિપૂજનની વિવિધ ક્રિયાઓ, દાન-વિનય-સેવા-બહુમાનાદિ, તથા સુદાક્ષિણ્ય, દયાળુતા, ગુણાનુરાગ, કૃતજ્ઞતાદિ ગુણોભર્યા અનેકવિધ સદાચાર, તેમજ વિવિધ તપ વગેરે આવે છે. તો જ યોગ સાધી શકાય કે જે પછી મોક્ષ સાથે આત્માને યોજી આપે

## યોગ પાંચ પ્રકારે છે.

**अध्यात्मनं भावना, ध्यानं, समता, वृत्तिसंक्षयः। योगः पञ्चविधः प्रोक्तो योगमार्गविशारदैः॥**

અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિનો અત્યત ક્ષય-એમ પાચ પ્રકારે યોગ, યોગમાર્ગના વિશારદ પુરુષોએ કહ્યો છે

**અધ્યાત્મયોગ એટલે** ઔચિત્યને લીધે અણુવ્રતમહાવ્રતયુક્ત બનેલા પુરુષનું મૈત્રી આદિ ભાવભર્યા હૃદયે જિનાગમને અનુસારે જીવાદિ પદાર્થોનું ચિંતન ▲**ઔચિત્ય એટલે** ધર્મ-અર્થ વગેરેની સર્વ પ્રવૃત્તિમા ખિનછાજતું ન થવા દે અને સુદર પ્રવૃત્તિ અવશ્ય કરાવે એવી ન્યાયી વૃત્તિ એમા

ચતુર્ગતિમય સંસાર પર એને અકૃત્રિમ અતીવ ઉદ્વેગ પ્રવર્તતો હોય; કેમકે એને નિર્મળ વિવેક-ચક્ષુથી એમા જન્મ-જરા મૃત્યુ વગેરે કષ્ટ-બહુલતાને લીધે નિર્ગુણતા અસારતા ભાસતી હોય, ને તેથી જ એ મોક્ષ ઉપર દૃઢ અસ્થિમજ્જા અનુરાગભર્યું મમત્વ ધરાવતો હોય. આને લીધે પુરુષાર્થથી એણે રાગદ્વેષની ગ્રન્થિ ભેદી નાખી હોય, ગ્રન્થિભેદ પછી તો આગળ વધવામા પ્રાયઃ પુરુષાર્થ જ સબળપણે કાર્ય કરે છે, જ્યારે અશુભ દૈવ યાને ભાગ્યને શક્તિહીન કરવામા આવે છે એથી પુરુષાર્થના જોર પર એ સત્પ્રવૃત્તિના બાધક કર્મોનો હ્રાસ કરીને સર્વત્ર અસત્ પ્રવૃત્તિ રોકી સુંદર પ્રવૃત્તિમા પરાયણ હોય એવું ઔચિત્ય ધરાવે છે; ને એ જ એને સંસારત્યાગ અને મોક્ષપ્રાપ્તિ કરાવી શકે છે, તેમજ તે માટે પુરુષાર્થપ્રેરિત ઔચિત્યવાળી પ્રવૃત્તિ દ્વારા કૂવાની પાતાલ-સેરની જેમ એના વૈરાગ્યાદિ ભાવ અન્ય શુભ ભાવને જગાવે છે. ત્યાં ઉપદેશનું નિમિત્ત ખરું, પરંતુ તે કૂવાને ખોદવાની ક્રિયા જેટલું નિમિત્ત; બાકી તો જેમ કૂવો પાણીથી ભરાવામા સેરનો પ્રવાહ એ મુખ્ય કારણ છે, તેમ આત્મામા શુભ ભાવો વધવામાં મુખ્યપણે ઔચિત્યપૂર્વકની પ્રવૃત્તિથી પ્રેરિત વૈરાગ્યાદિ ભાવ એ મુખ્ય આદરણીય કારણ છે અલબત ઉપદેશ એ ઔચિત્ય દ્વારા આગળ આગળ કયા કયા સદનુષ્ઠાન સાધવાના છે તે બતાવે છે, ને સાથે વિધિનિષેધ તેમજ ઉત્સર્ગ અપવાદ પણ બતાવે છે. ઔચિત્યમા આટલુ જ નહિ, પરંતુ આગળ માર્ગાનુસારિતા વગેરે આવે છે. જેમ વનમા પડેલો તંદુરસ્ત અંધ પુરુષ ખાડા વગેરેમા ન પડતા આગળ વધી શકે છે, તેમ શાસ્ત્રજ્ઞાન ન હોવા છતા પણ સુંદર સ્વાસ્થ્ય ધરનારા માષતુષાદિ મુનિ જેવાઓ પાપના કારણ અને ફળને ત્યજીને ભવાટવી લંઘી જાય એવી માર્ગાનુસારિતા ધરાવે છે સાથે, અટવી ઉતરેલા ભૂખ્યા વિપ્રને ઘેબરના ભોજન પર થતી તીવ્ર રુચિના કરતા ય શુદ્ધ અનુષ્ઠાનની અતિશય રુચિ હોય છે, તથા ગુણાનુરાગિતા, અને શક્ય સુંદર ભાવથી બને એવો પ્રશસ્ત પુરુષાર્થ હોય છે. આવા ઔચિત્યવાળા સમ્યગ્દૃષ્ટિને જ વાસ્તવિક ચારિત્ર અર્થાત્ અહિંસાદિ વ્રતો પ્રાપ્ત થાય છે. અલબત જે સમ્યગ્દૃષ્ટિને નિકાચિત યાને ચીકણાં દૃઢ કરેલા ચારિત્રમોહાદિ કર્મ નડે છે, એને માર્ગાનુસારિતા હોવા છતાં ચારિત્ર પ્રાપ્ત થઈ શકતુ નથી. સારાંશ, વાસ્તવિક અહિંસાદિ વ્રત સુધી આવવામા વિશાળ સ્વરૂપવાળુ ઔચિત્ય કામ કરે છે.

**મૈત્રી આદિ ચાર ભાવ:** આ રીતે ઔચિત્ય અર્થાત્ ઉચિત પ્રવૃત્તિથી વ્રત સુધી આવેલ આત્માનું મૈત્રી આદિ ભાવો સહિત કરવામા આવતુ જિનોક્ત જીવાદિ પદાર્થનું ચિંતન, એનું નામ અધ્યાત્મ છે. ▲ મૈત્રી એટલે જીવમાત્ર પ્રત્યે સ્નેહ, 'બીજા સુખી થાઓ,' એ ઇચ્છા એ ચાર પ્રકારે હોઈ શકે,-૧ પોતાના ઉપકારી પ્રત્યે, ૨. સ્વજન સગા પ્રત્યે, ૩. પોતાના પૂર્વજોને અથવા પોતે આશરો આપેલા પ્રત્યે, અને ૪. કોઈ પણ જાતિના સબંધને ગણ્યા વિના સૌ કોઈની પ્રત્યે ◈ બીજો કરુણા ભાવ એટલે પરદુઃખનાશની ઇચ્છા; એ ચાર પ્રકારે, ૧ અજ્ઞાનવશ બિમારને કુપથ્ય આપી શાંત કરવાની ઈચ્છા તુલ્ય ઇચ્છા, ૨. દીનદુ:ખીને લોકપ્રસિદ્ધ આહાર-વસ્ત્રાદિ દેવાની ઇચ્છા; ૩ પ્રીતિવાળા સુખી જીવોનું પણ આત્મિક સંસાર દુઃખ ટાળવાની સંવેગ (મોક્ષરાગ) પ્રેરિત ઈચ્છા, અને ૪ મિત્ર કે દુશ્મનના ભેદ વિના વિશ્વના આત્મિક દુઃખ ફેડવાની ઈચ્છા ◈ ત્રીજી મુદિતા યાને પ્રમોદભાવ, તે ચાર પ્રકારે,-૧. સ્વ-પરને તત્કાલ રમણીય અને પરિણામે દુઃખકારી કુપથ્ય આહાર તુલ્ય વિષયસુખ મળ્યા જોઈ તોષ; ૨ સમ્યક્ કારણભૂત હિત-મિત આહારના સ્વાદિષ્ટ રસાસ્વાદના સુખ સરખા સુખ મળ્યાનો તોષ; ૩. અનુબંધયુક્ત અર્થાત્ ધારાબદ્ધ દેવ-મનુષ્યના ભવોમા કલ્યાણપ્રાપ્તિ થયાનો આનંદ, અને ૪. મોહ ક્ષયાદિથી નીપજતા ઉત્કૃષ્ટ અવ્યાબાધ સુખ પર તોષ. ◆ ચોથો ઉપેક્ષાભાવ, તે ચાર પ્રકારે, ૧. કરુણાવશ, અહિતથી ન રોકવો તે, જેમ કુપથ્ય સેવતા દરદીને કુપથ્યથી ન રોકવો, ૨. અનુબંધવશ અર્થાત્ ભાવીનો વિચાર કરીને અનવસરે ન રોકવો તે, જેમ આળસુને હિતૈષી ક્યારેક

તો ધંધાદિમાં પ્રેરે, પણ કયારેક લાભ ન દેખતાં ન પ્રેરે. ૩. નિર્વેદવશ યાને સંસાર–સુખની અરુચિવશ એની ઉપેક્ષા, જેમ યોગીઓને; ૪. તત્ત્વચિંતનવશ સારી–નરસી વસ્તુને રાગદ્વેષનું વાસ્તવિક નિમિત્ત ન માનતાં મોહાદિકર્મ વિકારરૂપી પોતાનો જ દોષ માની સર્વત્ર સ્વાત્મા સિવાય કોઈને સુખ-દુઃખનું કારણ ન લેખવું તે. ▲ મૈત્રી આદિ ચારે ય ભાવોના પરિણામે સુખી પ્રત્યે ઈર્ષ્યા, દુ ખી પ્રત્યે ઉપેક્ષા, પરસુકૃત પર અરુચિ અને અધર્મી પ્રત્યે રાગદ્વેષનો ત્યાગ કરીને તત્ત્વચિંતનરૂપ અધ્યાત્મને ભજે. આ તો યોગના અભ્યાસીને, બાકી સિદ્ધ યોગીને મૈત્રી આદિ ભાવો ભાવવાના હોય નહિ. એમને તો શુદ્ધ જ્ઞાનમય અને સહજ પરાર્થપ્રધાન અવસ્થા પ્રવર્તે છે. સક્ષેપમાં, ઔચિત્યપ્રેરિત વ્રતપ્રાપ્તિ પછી મૈત્રી આદિ ભાવોથી યુક્ત ચિત્તમાં ચાલતું જીવાદિ પદાર્થનું ચિંતન એ પહેલો અધ્યાત્મ યોગ થયો. ◆ એનુ ફળ એ, કે (૧) જ્ઞાનાવરણાદિ ક્લિષ્ટ કર્મનો ક્ષય, (૨) વીર્યોત્ કર્ષરૂપસત્ત્વ, (૩) ચિત્ત સમાધિરૂપ શીલ, તથા (૪) શુદ્ધ રત્નના તેજની મ ફક શાશ્વત અને સ્વસવેદનપ્રત્યક્ષ વસ્તુબોધ થાય. આમ દારુણ મોહવિષના વિકારનો નાશક હોવાથી અધ્યાત્મયોગ એક અમૃત છે.

### (૨) ભાવનાયોગ:

અધ્યાત્મની પ્રતિદિવસ ઉચ્ચતાનો અનુભવ થાય એવો ચિત્તનિરોધયુક્ત અધ્યાત્મનો અભ્યાસ યાને તત્ત્વચિંતનનું વારંવાર સેવન, એ ભાવનાયોગ છે. ભાવના એટલે જેનાથી આત્મા ભાવિત થાય. રસાયણને વિવિધ વનસ્પતિના રસની ભાવના અ પવામા આવે છે, એમ આત્માને અધ્યાત્મની વારં-વાર ભાવના આપવાની છે, એટલે કે એનું ખૂબ ખૂબ પુનરાવર્તન કરવાનું છે. તે ય એવી રીતે કે દિનપ્રતિદિન એ તત્ત્વચિંતન ઊંચું ઊંચું બનતુ જાય અને ચિત્તસમાધિ યાને મનોનિગ્રહ વધતો ચાલે. એ ભાવનાયોગ ▲ એનું ફળ એ, કે (૧) અશુભ અર્થાત્ કામ–ક્રોધાદિના અભ્યાસ વિરામ પામે, (૨) શુભ એટલે કે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, અને વૈરાગ્યના અભ્યાસ એના અનુકૂળ બને કે જેથી એ ઝટ ઉપસ્થિત થાય એવા દઢ સંસ્કાર પડે; (૩) સત્ત્વની વૃદ્ધિ થાય અને (૪) શુદ્ધ ચિત્તનો ઉત્કર્ષ પ્રાપ્ત થાય.

### (૩) ધ્યાનયોગ:

ભાવના યોગ સિદ્ધ થયાથી જીવાદિ પદાર્થોના ચિંતનના દઢ સંસ્કાર અને સહજતા થયાથી હવે કોઇ એક પ્રશસ્ત પદાર્થ પર, પવન વિનાના ઓરડામા રહેલા દિવાની સ્થિર જ્યોતિની જેમ સ્થિર ચિંતન ચાલી શકે છે. એમા વિષયાન્તરનો પ્રવેશ નથી થતો, એવી એક ધારા ચાલે છે. એનું નામ ધ્યાન છે ધ્યાન એટલે એકાગ્ર યાને એક પદાર્થ પર સ્થિર ચિત્ત. પ્રશ્ન થાય કે ચિત્ત સ્થિર એટલે શુ ચિત્તથી માત્ર તેને જોયા કરે ? ઉત્તર એ છે કે ના, તે પદાર્થના ઉત્પાદ, વ્યય કે ધ્રુવતાનો સૂક્ષ્મ ખ્યાલ કરે સમજવાનું છે કે આવા સૂક્ષ્મ ખ્યાલ સાથેનું એકાગ્ર ચિંતન અધ્યાત્મના ખૂબ અભ્યાસ પછી સાધ્ય છે, માટે અધ્યાત્મનો વૃદ્ધિગત સતત ઉપયોગ જોઈએ. શુ ધર્મક્રિયામા કે શું સંસારની પ્રવૃત્તિમા, જીવાદિ તત્ત્વોની વિચારણા ચાલુ રહેવી જોઈએ. તો એક પદાર્થ પર સ્થિર ચિત્તરૂપ ધ્યાન કરી શકાય ◈ ધ્યાનયોગમા ઉત્તરોત્તર વૃદ્ધિ કરવા માટે ખેદ–ઉદ્વેગ આદિ પૂર્વોક્ત ૮ ક્રિયા દોષોનો ત્યાગ કરવો જોઈએ ▲ ધ્યાનયોગનુ ફળ એ, કે (૧) સર્વ કાર્યમાં વશિતા સ્વાધીનપણું આપે. (૨) શુભ પરિણતિની સ્થિરતા યાને નિશ્ચલ શુભ ભાવ થાય અને (૩) અનુબંધનો વિચ્છેદ થાય, અર્થાત્ ભવ–સર્જક કર્મોના બંધ ન પડે.

### (૪) સમતાયોગ:

ધ્યાનના ફળરૂપે શુભ ભાવની સ્થિરતા એવી કરતો જાય કે અંતે, અનાદિની કુવાસનાથી

કલ્પાતા ઇષ્ટ અનિષ્ટ ( ઇન્દ્રિયો અને મનને ગમતા-અણગમતા ) શબ્દ-રૂપાદિ પદાર્થો અંગે હવે જ્વલંત વિવેક જાગ્યાથી એમા ઇષ્ટ-અનિષ્ટપણાની કલ્પના ત્યજી દઇને સમાનપણાની યાને સમતાની બુદ્ધિ અર્થાત્ ઉપેક્ષા, ઉદાસીનતા ધરે. આનું નામ સમતાયોગ. વિવેક આ, કે ' એજ પદાર્થો એક વાર દ્વેષપાત્ર બન્યા પછી પાછા એના એજ રાગનો વિષય બને છે, અનિષ્ટ બન્યા પછી પાછા ઇષ્ટ બને છે. ત્યારે વસ્તુસ્થિતિએ એમાં ઇષ્ટતા કે અનિષ્ટતાનો સ્વભાવ શો રહ્યો ?' આવો સમતાયોગ આત્માને 'વાસીચંદનકલ્પ' બનાવે છે, અર્થાત્ કોઇ વાંસલાથી છોલે કે ચંદનથી વિલેપન કરે, બંને પ્રત્યે સમાન વૃત્તિ રખાવે છે; ઉદાસીનભાવ રખાવે છે, કોઇ સારો નહિ, કોઇ ખરાબ નહિ. ◆ **સમતાયોગનું** ફળ એ, કે (૧) તપથી પ્રાપ્ત થયેલ 'આમર્ષ' આદિ લબ્ધિઓ પર જરા ય આધાર ન રાખતા હોવાથી એનો ઉપયોગ ન કરે; (૨) વીતરાગ ચારિત્ર અને કેવળજ્ઞાન-દર્શનને રોકનારા કર્મોનો ક્ષય કરે; અને (૩) અપેક્ષારૂપી બંધનનો સર્વથા વિચ્છેદ કરે.

### ( ૫ ) વૃત્તિસંક્ષયયોગ:

આત્મા સ્વભાવે તરંગરહિત પ્રશાન્ત-સ્થિર મહાસાગર જેવો છે એમા મન-શરીરના સંયોગે વિકલ્પ અને હીલચાલરૂપી વૃત્તિઓના તરંગ ઉઠયા કરે છે, પણ કેવળજ્ઞાન પ્રગટ થતા વિકલ્પોનો, અને અયોગી અવસ્થા પ્રાપ્ત થતા હીલચાલનો કાયમી અંત આવે છે. આનુ નામ 'વૃત્તિસંક્ષયયોગ' છે. ▲ આના ફળમા ભૂત-ભાવી-વર્તમાન સમસ્ત દ્રવ્ય-પર્યાયોનુ પરિપૂર્ણ કેવળજ્ઞાન પ્રગટે છે, પછી (૨) સર્વસંવર ( સર્વથા કર્મ-આગમન-નિરોધ ) રૂપી શીલના ઇશ ( અધિપતિ ) યાને શૈલેશ તરીકેની શૈલેશી અવસ્થા જન્મે છે; તેથી (૩) અનંત અવ્યાબાધ સુખરૂપ અને જન્મ-મરણાદિના શારીરિક-માનસિક સર્વ કલેશથી રહિત મોક્ષની પ્રાપ્તિ થાય છે.

### : કોને કયા યોગની વાસ્તવિક પ્રાપ્તિ ? :

અપુનર્બન્ધક તથા સમ્યગ્દૃષ્ટિ આત્માને વ્યવહારથી અર્થાત્ ઉપચારથી અધ્યાત્મયોગ અને ભાવનાયોગ હોય છે, ત્યારે નિશ્ચયનયથી એટલે કે તાત્ત્વિક રૂપે ચારિત્રીને જ એ બે યોગ હોય છે. ચારિત્રીને ઉત્તરોત્તર શુદ્ધિ થતા પછીના ત્રણ યોગ પણ પ્રાપ્ત થઇ શકે છે. અહીં જે માત્ર વૃત્તિસંક્ષયને જ યોગ કહેવો હોય તો પૂર્વના અધ્યાત્માદિ ચાર એ યોગના ઉપાય કહેવાશે ત્યારે દેશવિરતિ શ્રાવકપણાની નીચેવાળાને તો પૂર્વસેવારૂપ ઉપાય કહેવાય એમા નવાઇ નથી. દેશવિરતિથી માડીને જ સાનુબન્ધ યોગ પ્રવૃત્તિ શરૂ થાય. સાનુબન્ધ એટલે આગળ પ્રવાહ ચાલુ રહે તેવી

### : બીજી રીતે યોગ :

જે વૃત્તિનો નિરોધ એ યોગ, એમ કહેવુ હોય તો કાયિક વૃત્તિનો નિરોધ, વાચિકવૃત્તિનો નિરોધ અને ત્રણ પ્રકારનો મનોવૃત્તિનો નિરોધ, એમ પાચ પ્રકારે યોગ થાય. એમાં મનોવૃત્તિ-નિરોધના પ્રવૃત્તિ, સ્થિરતા અને આત્મારામતા, એમ ત્રણ પ્રકાર છે. પ્રવૃત્તિ એટલે પ્રથમાભ્યાસ; સ્થિરતા એટલે ઉચ્ચ કક્ષા અને પરાકાષ્ઠાની પ્રાપ્તિ; તથા આત્મારામતા એટલે સંકલ્પ-વિકલ્પના લેશ વિનાનું, સમભાવમા નિશ્ચલ બનેલું, અને સ્વભાવમાં લાગેલું મન

ઇર્યાસમિતિ ( એટલે કે ગમનાગમનમા જીવ ન મરે એનો ખ્યાલ, ) વગેરે **પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ પણ ઉત્કૃષ્ટ યોગ છે**, કેમકે યોગ ચીજ જ આ વિનાની હોઇ શકતી નથી. પર્યાય મુજબ એનો ય વિસ્તાર થાય છે, એ ઉત્તરોત્તર ચઢતા યોગ છે. ત્યારે,

### ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ,

એ પણ યોગ છે. એને અધ્યાત્માદિના પેટાભેદ કહી શકાય. એનુ વર્ણન પહેલા આવી ગયુ છે.

ઈચ્છાયમ, પ્રવૃત્તિયમ, સ્થિરયમ, ને સિદ્ધિયમ એમ પણ યોગની કક્ષાઓ પડી શકે છે. અહિંસા, સત્ય, અસ્તેય (ચોરીનો ત્યાગ), બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાચ 'યમ' કહેવાય છે. એમા 'ઈચ્છાયમ' એટલે યમવાળાની કથાથી આનદ થવા સાથે સ્વયં યમના **નિરતિચાર** પાલનની ઇચ્છા. **પ્રવૃત્તિયમ** એટલે કષાયોના ઉપશમનપૂર્વક યમોનું નિરતિચાર પાલન અતિચાર (દોષ)વાળું યમપાલન એ ઈચ્છાયમમાં આવે **સ્થિરયમ** એટલે પાલન કરતા કરતા પ્રાપ્ત થયેલ વિશિષ્ટ કર્મક્ષયોપશમના આધારે હવે તો અતિચારાદિ કોઈ ઉપસ્થિત થવાની ચિંતા જ ન રહે એવી અહિંસાદિ યમની સહજ સાધના. **સિદ્ધિયમ** એટલે કર્મમળનો ક્ષય થઇ જવાથી નિર્મળ બનેલ અંતરાત્માની, અચિંત્ય વીર્યોલ્લાસના પ્રભાવે, એમની નિકટમા બીજાને પણ વૈર વગેરે ત્યાગ કરાવનારી યમસિદ્ધિ.◆ 'આમા પ્રવૃત્તચક્ર' યોગીને પહેલા બે યમ હોય.

**યોગીના ૪ પ્રકાર:** (૧) **કુલયોગી** અર્થાત્ યોગીના ગોત્રમાં માત્ર ઉત્પન્ન થયેલા ગોત્રયોગી નહિ કિંતુ સાથે યોગિ-ધર્મને અનુસરનારા. તે,

**'સર્વત્રાદ્વેષિણશ્ચૈતે ગુરુદેવદ્વિજપ્રિયા। દયાળવો વિનીતાશ્ચ બોધવન્તો જિતેન્દ્રિયા'** ॥ તેવા પ્રકારના આગ્રહથી રહિત હોવાને લીધે સર્વત્ર દ્વેષ વિનાના, ગુરુ, દેવ અને યોગના અભ્યાસી ઉપર પ્રીતિવાળા, દયાળુ, વિનયવંત, બોધવંત, અને જિતેન્દ્રિય હોય. (૨) **પ્રવૃત્તચક્ર-યોગી** આગળ વધીને ઈચ્છાયમ અને પ્રવૃત્તિયમને ધરાવનારા, તથા છેલ્લા બે સ્થિરયમ અને સિદ્ધિયમની સ્પૃહાવાળા હોય; તેમજ સમ્યગ્ ઉપાયની પ્રવૃત્તિપૂર્વક શુશ્રૂષા-શ્રવણ વગેરે ગુણોથી યુક્ત હોય. પ્રવૃત્તચક્રયોગીને યોગાવંચકની પ્રાપ્તિ થવાથી પછીના બે અવંચકનો લાભ થાય છે. એ બે તે યોગપ્રયોગના અધિકારી છે.

**૩ પ્રકારના અવંચક યોગ છે.** એમા (૧) **યોગાવચક** યોગ એટલે કલ્યાણસંપન્ન અને દર્શન માત્રથી પવિત્ર કરનારા પુરુષનો સમ્યક્ સંબંધ થવો તે. (૨) **ક્રિયાવંચક** યોગ એટલે નીચ ગોત્રાદિ પાપકર્મનો નાશ કરનારો તે સત્પુરુષોને પ્રણામ વગેરે ક્રિયા કરવાનો નિયમ. (૩) **ફલાવચક** યોગ એટલે એજ સત્પુરુષો પાસેથી ઉપદેશાદિ દ્વારા અવશ્ય સાનુબંધ અર્થાત્ ઉત્તરોત્તર ચાલુ રહેનારા ફળની પ્રાપ્તિ થાય તે

**૮ યોગદૃષ્ટિ:** એકેક યોગમા પણ દૃષ્ટિભેદે અનેક ભેદ પડે છે. એવી મુખ્ય આઠ યોગદૃષ્ટિ છે. દૃષ્ટિ એટલે સમ્યક્ શ્રદ્ધાથી યુક્ત બોધ. આત્માની પરિણતિ જેમ જેમ સુધરે અને વિકસિત થતી જાય તેમ તેમ ઉપર ઉપરની યોગદૃષ્ટિ સુલભ બને છે. તેમ થવામા ઉત્તરોત્તર અદ્વેષાદિ ગુણ વધે છે, ખેદાદિ દોષ ત્યજાતા જાય છે, અને યમ આદિ યોગના અંગ ઉત્પન્ન થતા ચાલે છે. ◆ આઠ દૃષ્ટિના નામ મિત્રા–તારા–બલા–દીપ્રા–સ્થિરા–કાન્તા–પ્રભા અને પરા છે. પહેલી 'મિત્રા' દૃષ્ટિમા વસ્તુદર્શન તણખલાના અગ્નિના પ્રકાશ જેવુ મદ હોય છે, ત્યારે બીજી 'બલા' દૃષ્ટિમા તેના કરતા જરા વિશેષ તેજસ્વી દર્શન હોય છે, દા. ત તૃણ કરતાં છાણાનો અગ્નિ પ્રકાશ એમ ક્રમશ ત્રીજીથી આઠમી દૃષ્ટિ સુધીમા કાષ્ઠાગ્નિ દીવો–રત્ન–તારો–સૂર્ય–ચન્દ્રના પ્રકાશની જેમ વધારે વધારે તેજસ્વી દર્શન હોય છે. આ મા પહેલી ચાર દૃષ્ટિ મદ મિથ્યાત્વવાળાને, અને પાછલી 'સ્થિરા' વગેરે ચાર દૃષ્ટિ સમ્યગ્દૃષ્ટિ આત્માને હોય છે. ચરમાવર્તકાળ સિવાય આ દૃષ્ટિઓ પ્રાપ્ત થતી નથી. એમા ઉત્તરોત્તર વૈરાગ્ય, વિનય, શાસ્ત્રસમર્પણ, સાવધાની, ભોગોમા નિર્લેપતા વગેરે વિકસતા ચાલે છે.◆ આઠ દૃષ્ટિની સાથે ધર્મક્રિયામાથી ક્રમશ ખેદ–ઉદ્વેગ–ક્ષેપ–ઉત્થાન–ભ્રમ–અન્યહર્ષ–રોગ–આસંગ, એ આઠ દોષ ત્યજાઇ ગયા હોય છે. (આનું વર્ણન પૂર્વે આવી ગયુ છે.) ▲ આઠ દૃષ્ટિમા ક્રમશ. અદ્વેષ–જિજ્ઞાસા–શુશ્રૂષા (સાભળવાની તમન્ના)–શ્રવણ–બોધ–મીમાસા (ઊહાપોહ)–પ્રતિપત્તિ (સ્વીકાર)–પ્રવૃત્તિ (તન્મયતા), એ આઠ ગુણ પ્રગટતા ચાલે છે. આ આઠ ગુણો તત્ત્વને આત્મસાત્ કરવા માટે ચઢવાની ભૂમિકાઓ છે ▲ આઠ દૃષ્ટિની સાથેસાથ યમ–નિયમ–આસન–પ્રાણાયમ–પ્રત્યાહાર–ધારણા–ધ્યાન–સમાધિ, એ આઠ યોગાંગ સિદ્ધ થતા

આવે છે. યમ=અહિંસા-સત્ય-અચૌર્ય-બ્રહ્મચર્ય-અપરિગ્રહ. નિયમ=શૌચ-સંતોષ-તપ-સ્વાધ્યાય-પરમાત્મધ્યાન. આસન=ધર્મક્રિયામા મુદ્રા, આસન. પ્રાણાયામ=બાહ્યભાવનું રેચક (ખાલી કરવુ), આતરભાવનું પૂરક, અને આત્મભાવનું કુંભક (સ્થિર થવુ.) પ્રત્યાહાર=ઇન્દ્રિયોની વિષય-પરાઙ્મુખતા. ધારણા=તત્ત્વમીમાસાની દૃઢતા ધ્યાન=એકાગ્ર સૂક્ષ્મ ચિંતન સમાધિ=સ્વરૂપ સ્થિરતા.

બાકી, યોગ તો હઠયોગ યાને શ્વાસોશ્વાસના કુંભક, આસનો, પૃથ્વી-જલ-સમાધિ વગેરેને પણ કહેવાય છે. કિન્તુ રાજયોગ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ છે, એના અસંખ્ય પ્રકાર થાય છે, ને એજ મોક્ષસાધક છે. માટે મોક્ષ સાથે યોજી આપનારા અસંખ્ય યોગ હોવાનું શાસ્ત્રો કહે છે.

ઉપરોક્ત વિવિધ યોગોમાં ઉત્કૃષ્ટ કોટિના યોગ એ મહાયોગ છે; અને અરહંત પ્રભુના પ્રણિધાનાદિ પાચ આશય અતિ ઉચ્ચ કોટિના, યોગની પૂર્વસેવામા એમણે સાધેલ ગુરુપૂજા, દેવભક્તિ, સદાચાર, તપ વગેરે અતિ અદ્ભુત કોટિનું, અધ્યાત્મ-ભાવનાદિ યોગની સાધના અનન્ય કક્ષાની, ઇચ્છાયોગ-શાસ્ત્રયોગ વગેરે, ઇચ્છાયમ-પ્રવૃત્તિયમ વગેરે, મિત્રા-તારાદિ યોગદૃષ્ટિઓ તથા સમ્યગ્દર્શનાદિ રાજયોગ,-એ બધું અતિશય અદ્ભુત કોટિનુ હોવાથી, અરહંત પરમાત્મા એ મહાયોગાત્મક ધર્મવાળા અર્થાત્ ભગવાન કહેવાય છે. 'ભગ' નો પાંચમો અર્થ 'ધર્મ' એની આ વિચારણા થઇ

## ૬. ભગ વિશિષ્ટ પ્રયત્ન.

'ભગ'નો છટ્ઠો અર્થ વિશિષ્ટ પ્રયત્ન છે; એ હિસાબે 'ભગવાન' એટલે ઉત્કૃષ્ટ વીર્યમાંથી ઉત્પન્ન થનારા પ્રયત્નવાળા. એ પરમસાત્ત્વિક વીર્યવાળા હોવાને લીધે સાધુ જીવનમા એકરાત્રિકી વગેરે ભિક્ષુપ્રતિમાની સાધના કરવા સુધી પોતાના પ્રયત્નને ફેરવે છે. ઘોર પરીષહ-ઉપસર્ગોને સમાધિપૂર્વક સહન કરવાનો પ્રયત્ન ઊંચો ખરો, પરંતુ એમા મનને ક્રોધાદિવશ ન થવા દેવુ અને શુભ ભાવનામા રાખવુ એટલો જ પ્રયત્ન. ત્યારે એકરાત્રિકી વગેરે મહાપ્રતિમારૂપી કડક પ્રતિજ્ઞાબદ્ધ કાયોત્સર્ગમાં ઉપસર્ગ આવે તો તેમા નિષ્પ્રકપ સમતાદિનો પ્રયત્ન તો ખરો જ, ઉપરાત મનને એક દિનરાતભર ચોકસ સુક્ષ્મ ધ્યાનમા સ્થિર બનાવવાનો અતિ ઉત્કૃષ્ટ પ્રયત્ન રાખવા. જો ધ્યાન બદલાય કે તૂટે તો પ્રતિજ્ઞાભંગ થાય. માટે તેમ ન થવા દેવામા અપૂર્વ પ્રયત્ન જાળવવો પડે. એવા પ્રયત્નથી જ એ મહાપ્રતિમા સધાય. વળી પ્રભુના કેવળી સમુદ્ઘાત અને શૈલેશીઅવસ્થારૂપી કાર્યથી જણાઇ આવે છે કે એ સમગ્ર સર્વોત્કૃષ્ટ પ્રયત્નવાળા હતા.

(લ૦) अयमेवंभूतो भगो विद्यते येषां ते भगवन्तः । तेभ्यो भगवद्भ्यो नमोऽस्त्विति । २ ॥ एवं सर्वत्र क्रिया योजनीया । तदेवंभूता एव प्रेक्षावतां स्तोतव्या इति स्तोतव्यसम्पत्- १ ।

અર્થ: આ આવો ભગ જેમને છે તે ભગવાન છે. તે ભગવાનને નમસ્કાર હો. સૂત્રમા આ બીજું પદ. એ પ્રમાણે સર્વ પદોમા ક્રિયા જોડવી. તેથી એવા જ ( પરમાત્મા ) પ્રેક્ષાવાન પુરુષોને સ્તોતવ્ય છે. એ પહેલી સ્તોતવ્યસંપદા થઇ.

વિવેચન:—ઐશ્વર્ય, રૂપ, યશ, શ્રી, ધર્મ અને પ્રયત્ન એ છ અર્થ ભગના લઇને, તેનાથી યુક્ત અરહંત પ્રભુને ભગવાન કહ્યા; અને સ્તુતિ કરી, કે 'નમોત્થુ ણ ભગવંતાણં'=ભગવાનને નમસ્કાર હો. આ રીતે જ 'નમોત્થુ' ક્રિયા દરેક પદને જોડવી. અર્થાત્ 'નમોત્થુ ણું આઇગરાણું', 'નમોત્થુ ણું તિત્થયરાણું', 'નમોત્થુ ણું સયસંબુદ્ધાણું'...એ રીતે સમજવું.

આમ અરહંત અને ભગવાન શબ્દનો અલૌકિક ભાવ બતાવ્યો. એટલે, એવી જ વિશેષતાવાળા પરમ પુરુષ વિચક્ષણ જનોને સ્તુતિ કરવા યોગ્ય હોય છે. તેથી આ બે પદની પહેલી સ્તોતવ્ય સંપદા થઇ. હવે એ સ્તોતવ્યની હેતુસંપદા અર્થાત્ સ્તોતવ્ય કયા કારણોથી બને છે એની સંપદા શરૂ થાય છે.

## આઇગરાણં.

(૯૦) एतेऽपि भगवन्तः प्रत्यात्मप्रधानवादिभिर्मौलिकसाङ्ख्यैः सर्वथाऽकर्तारोऽभ्युपगम्यन्ते, 'अकर्ताऽऽत्मे'तिवचनात् । तद्व्यपोहेन कथञ्चित्कर्तृत्वाभिधित्सयाह 'आदिकरेभ्यः इति ॥

**અર્થ:** આત્મા દીઠ જુદું જુદું પ્રધાન (પ્રકૃતિ) તત્ત્વ કહેનાર મૌલિક સાંખ્યો 'એવા પણ ભગવાન સર્વથા અકર્તા હોય છે,'–એમ માને છે કેમકે એમનું સૂત્ર છે કે 'अकर्ताऽऽत्मा' અર્થાત્ આત્મા કર્તા નથી. આ મતનો નિષેધ કરીને કથંચિત્ કર્તૃત્વનું પ્રતિપાદન કરવાની ઇચ્છાથી કહે છે 'आइगराणं'.

**વિવેચનઃ** 'ભગવંતાણું' પદ પર વિવેચન કર્યા પછી હવે 'આઈગરાણું' પદ ઉપર વિવેચન કરવામા આવે છે. આ પદ 'આત્મા કર્તા નથી' એવી સાખ્યદર્શનની માન્યતાનો નિષેધ કરવા દ્વારા સ્યદ્વાદ શૈલીથી 'આત્મામાં કથંચિત્ કર્તૃત્વ છે' એ મતનું સ્થાપન કરવા માટે છે.

**મૌલિક સાંખ્યની માન્યતા:—** સાંખ્ય દર્શનના બે વિભાગ છે, (૧) મૌલિક (મૂળભૂત) સાંખ્યદર્શન અને (૨) ઉત્તરસાખ્ય દર્શન. બંને ય વિભાગ મુખ્ય બે તત્ત્વ માને છે, ચેતન પુરુષ (આત્મા) અને જડ પ્રકૃતિ ( પ્રધાન ); અને આત્માને સર્વથા અકર્તા માને છે. બંને ય આમ સમાન માન્યતાવાળા હોવા છતા એ અંશમા જુદા પડે છે કે ઉત્તર સાંખ્યો સર્વ આત્મા સાથે એક જ પ્રકૃતિ તત્ત્વનો સંબંધ માને છે, ત્યારે મૌલિક સાંખ્યો કહે છે કે દરેક આત્માને પ્રકૃતિ તત્ત્વ જુદું જુદું હોય છે. ઉત્તર સાંખ્યમતે સર્વને એક પ્રકૃતિ હોવા છતા જે જે આત્માને વિવેકખ્યાતિ અર્થાત્ પ્રકૃતિ-પુરુષનું ભેદજ્ઞાન થાય છે તે તે આત્મા સાથે પ્રકૃતિનો સંબંધ છૂટી જવાથી તેનો મોક્ષ થાય છે. ત્યારે મૌલિક સાખ્યમતે વિવેકખ્યાતિ થયા પછી તે તે આત્માની પ્રકૃતિ નિષ્ક્રિય બની જાય છે.

**પુરુષ-પ્રકૃતિ:—** સાંખ્યોની તત્ત્વવ્યવસ્થા એ છે કે પુરુષ અર્થાત્ આત્મા ચેતન હોવાથી કૂટસ્થ નિત્ય એટલે કે પરિવર્તનને સર્વથા અયોગ્ય છે; કેમકે પરિવર્તન થાય તો તો ચૈતન્ય નષ્ટ થઈ જાય. હવે જયારે કૂટસ્થ નિત્ય છે તો પછી એનામાં કર્તૃત્વ, ભોક્તૃત્વ, બદ્ધ અવસ્થા, મોક્ષ અવસ્થા વગેરે બનવાનું ઘટી શકતું નથી; કેમકે એથી તો એક ક્રિયાનો હમણા કર્તા પછી અકર્તા, એક સુખ–દુઃખનો હમણા ભોક્તા, પછી અભોક્તા, પહેલા બદ્ધ અવસ્થા, પછી મોક્ષાવસ્થા,–એમ પરિવર્તન થયા કરે. આમ જ્યારે આત્મા કર્તા, ભોક્તા વગેરે નથી, ત્યારે પ્રશ્ન થશે કે તો પછી જગતમાં આ બધુ સર્જન દેખાય છે એનો કર્તા-ભોક્તા કોણ છે ? ઉત્તર એ છે કે પ્રકૃતિ કર્તા છે, ભોક્તા છે.

**૨૫ તત્ત્વ:** 'પ્રકૃતિ' કે જેનું બીજું નામ 'પ્રધાન' છે, એ સત્ત્વ, રજસ્ અને તમસ્, એ ત્રણ ગુણની સામ્યાવસ્થારૂપ છે. માટે પ્રકૃતિ ત્રિગુણાત્મક કહેવાય છે એમા જયારે વિષમ અવસ્થા થાય, અર્થાત્ સત્ત્વનો અંશ ઓછો-વધુ, એમ રજોગુણ-તમોગુણનો અંશ ઓછો-વધુ હોય, એને બુદ્ધિ અથવા મહત્ તત્ત્વ કહે છે. એમાથી અહંકાર તત્ત્વ ઉત્પન્ન થાય છે; અને એમાથી શબ્દ રૂપ રસ ગન્ધ—સ્પર્શની પાંચ તન્માત્રા બને છે. એમાથી વધુ સાર ભાગની ૧૧ ઇન્દ્રિયો અને ઓછા સાર ભાગના પૃથ્વી-પાણી-અગ્નિ-વાયુ-આકાશ, એ પાચ ભૂત ઉત્પન્ન થાય

છે. ૧૧ ઇન્દ્રિયોમા સ્પર્શનેન્દ્રિય વગેરે પાચ જ્ઞાનેન્દ્રિય, વાણી-હાથ-પગ-લિંગ-ગુદા, એ પાચ કર્મેન્દ્રિય, અને અંતઃકરણ ગણાય છે, એમ પ્રકૃતિના ૧+૧+૧+૫+૧૧+૫=કુલ ૨૪ તત્ત્વ અને ૧ પુરુષ-તત્ત્વ, એ રીતે ૨૫ તત્ત્વ સાખ્ય માને છે.

**ચૈતન્ય આરોપ.**-- સાખ્યો માને છે કે પ્રકૃતિ જ કર્તા હોવાથી એમા કર્તૃત્વ, ભોક્તૃત્વ, સુખ-દુ:ખ, જ્ઞાન, ઇચ્છા, અદષ્ટ (ભાગ્ય) વગેરે ધર્મ રહે છે. પ્રકૃતિમા સૂક્ષ્મરૂપે અને બુદ્ધિમાં સ્થૂલ રૂપે રહે છે. પ્રકૃતિનું રૂપક બુદ્ધિ યાને મહતત્ત્વ એ સ્વચ્છ દર્પણ જેવુ હોવાથી એમા પુરુષનું પ્રતિબિંબ પડે છે; તેથી પ્રકૃતિના ધર્મમા ચૈતન્યનું આરોપણ થવાથી એ ધર્મો પુરુષના ભાસે છે. પુરુષ તો સદા શુદ્ધ છે, નિરાકાર છે, કમળપત્રની જેમ નિર્લેપ, નિરંજન છે, કર્તા નથી, ભોક્તા નથી, સુખી-દુ:ખી નથી. પરંતુ પુરુષ-પ્રકૃતિના ભેદનું જ્ઞાન નહિ હોવાથી પ્રકૃતિના ધર્મને લઇને પુરુષ કર્તા-ભોક્તા, સુખી-દુ:ખી વગેરે હોવાનું ભાસે છે. હું ચેતન કરૂ છુ; હુ ચેતન સુખી છુ-દુ:ખી છુ. એવી બુદ્ધિ થાય છે. એથી જ સંસાર ચાલે છે.

**વિવેકખ્યાતિ: મોક્ષ:** જયારે 'પ્રકૃતિથી હું જુદો છું', એવુ ભેદ-જ્ઞાન અર્થાત્ વિવેકખ્યાતિ થાય છે, અર્થાત્ 'પ્રકૃતિ કર્તા છે, હુ ચેતન નહિ. બધી ધાધલ પ્રકૃતિની છે, હું નકામું કર્તૃત્વાદિનું અભિમાન લઉ છુ. એ મારો ભ્રમ છે,' એમ જયારે વિવેક પ્રગટે છે, ચેતનના અકર્તૃત્વ, અસુખિપણું, અદુ:ખિપણું વગેરેનું ભાન થાય છે, ત્યારે પ્રકૃતિની પ્રવૃત્તિ ઘટે છે, અને અદષ્ટનું ઉપાર્જન મંદ પડી જાય છે. અંતે પ્રકૃતિ સામ્યાવસ્થાપન્ન બનવાથી આત્માનો મોક્ષ થયાનો વ્યવહાર થાય છે.

આ મૌલિક સાંખ્યમતની વિચારણા થઇ અહીં આ મત લેવાનું કારણ એ કે એથી જૈનોને એમની સાથે આત્મામા માત્ર કર્તૃત્વાદિ ધર્મ માનવા સંબંધમા વિવાદ સૂચવાય, પણ દરેક આત્માને જુદી જુદી પ્રકૃતિની માન્યતામાં વિવાદ નહિ કિંતુ સમાનતા દર્શાવાય. ઉત્તર સાખ્યો તો એમાં ય ભિન્ન પડે છે, કેમકે એ સર્વ આત્માને એક પ્રકૃતિનો સંબંધ માને છે. અહીં એ ધ્યાનમા રહે કે જૈનદર્શન અલબત દરેક સંસારી આત્મામાં જુદી જુદી કર્મપ્રકૃતિનો સંબંધ માને છે એ વાત ખરી, છતાં કર્મપ્રકૃતિ ત્રિગુણાત્મક નહિ, કિન્તુ કાર્મણ વર્ગણાના પુદ્દગલની બનેલી હોય છે, અને એ ઇન્દ્રિયો, પંચભૂત, તથા શબ્દાદિ ગુણોનું ઉપાદાન કારણ નહિ કિન્તુ નિમિત્તકારણ બને છે. આ અને બીજા ઘણા ય મતભેદ છે, પરંતુ આત્માદીઠ જુદી પ્રકૃતિ માનવાની સમાનતાથી એ સૂચિત થાય છે કે મૂળ સાખ્ય મત નીકળ્યો તે જૈનદર્શનનું આટલું મંજૂર રાખીને નીકળ્યો પરંતુ પછીના સાખ્યોને લાગ્યું કે 'દરેક જુદી જુદી પ્રકૃતિથી તો જુદા જુદા પૃથ્વી આદિ પંચભૂત પેદા થશે, જયારે વસ્તુસ્થિતિએ તો કોઈ એક પર્વત, એક નદી, એક અગ્નિ વગેરે એ અનેક આત્માના સંબંધમા હોય છે' તેથી અનેક આત્મા વચ્ચે એક પ્રકૃતિ એમણે માની. અસ્તુ

મૌલિક સાંખ્યોના આત્મ-અકર્તૃત્વ મતનો નિરાસ કરવા 'આઇગરાણ' પદ મૂકયુ હવે એનો અર્થ-

(લ૦) इहादौ करणशीलाः आदिकराः, अनादावपि भवे तदा तदा तत्तत्कर्माण्वादिसम्बन्धयोग्यतया विश्वस्यात्मादिगामिनो जन्मादिप्रपञ्चस्येति हृदयम् ।

**અર્થ:** અહી 'આદિકર' એટલે આદિમા કરવાના સ્વભાવવાળા; કેમકે અનાદિ એવા પણ સંસારમાં આત્માને વિષે ત્યારે ત્યારે થતા સઘળા જન્મ વગેરે વિસ્તારમા તે તે કર્માણુ આદિની સાથે સંબંધ થવાની યોગ્યતા છે, એ રહસ્ય છે.

**વિવેચન**—'આઇગરાણ' પદ અર્હદ્દેવનુ વિશેષણ છે અને 'આદિમાં કરવાના સ્વભાવવાળા' એ અર્થમા છે 'આદિમાં' એટલે કે પહેલેથી અર્થાત્ અનાદિ કાળથી. 'કરવાના' એટલે કે જન્મ, શરીર, સુખદુ:ખ વગેરે તથા કર્મબંધ કરવાના. એના સ્વભાવવાળા અર્થાત્ પોતાની

યોગ્યતાથી પોતાના ધર્મ તરીકે મુખ્યપણે એ કરવાવાળા; પણ નહિ કે જેમ સાંખ્યો માને છે તેમ બીજાના ધર્મના પોતાનામાં ઉપચારવાળા. તાત્પર્ય એ છે કે અરહત પરમાત્મા પણ પહેલાં તો અનાદિ કાળથી બીજા સંસારી આત્માની જેમ આ સંસારમા જન્મ-મરણ, શરીર, વગેરેને કરનારા હોય છે. એ બધુ કર્મ-અણુના સંબંધ વિના બની શકે નહિ, માટે પોતાનામાં કર્માણુનો સંબંધ થવાની યોગ્યતાવાળા છે.

પ્ર૦ જો અનાદિનો સબધ હોય તો કરવાનુ શું રહ્યુ ?

ઉ૦ સંસાર એટલે કે કર્માણુનો સંબંધ અનાદિનો ખરો પણ પ્રવાહથી અનાદિ, અર્થાત્ કોઈ એક સંબંધ અનાદિનો કાયમ નહિ, પરંતુ અનાદિ કાળથી સંબધની પરંપરા ચાલી આવે છે. પૂર્વ પૂર્વનો કર્મસબંધ એની પૂર્વના શરીર અને કર્મ સંબધના યોગે થયો છે; અને તે પણ કરનાર મુખ્યપણે તો આત્મા છે.

**સાંખ્યમતનું નિરાકરણ.** જો આત્માને કશું કરવાનું ન હોય, અને પ્રકૃતિ જ બધું કરતી હોય, તો તો પ્રશ્ન એ થાય કે-'તો પછી આત્માને શું લાગેવળગે ? પ્રકૃતિ ભલે કર્મ કરતી હોય, પણ તેથી આત્માએ બધાવાનું શું ? ને જો બંધાવાનું નહિ તો મુક્ત પણ શું થવાનુ ?' એટલે સાખ્યદર્શનની માન્યતા યુક્તિ વિરુદ્ધ ઠરે છે કેમકે પુરુષ અને પ્રકૃતિના ભેદનું જ્ઞાન ન હોવું અને અભેદ ભ્રમ હોવો તે કોને ? પુરુષને તો ભ્રમ કહી શકાય નહિ, કેમકે પુરુષમા જ્ઞાન ધર્મ જ માન્યો નથી. પ્રકૃતિને જો ભ્રમ હોય તો તેથી પુરુષને એની શી અસર ? અહીં સાખ્ય કહેશે,

પ્ર૦ પ્રકૃતિ, જે પુરુષનું પ્રતિબિંબ લઇને ભ્રમ કરે છે, તે પુરુષનો સંસાર કહેવાય છે, અને જયારે તે ભ્રમનું નિવારણ થઇને ભેદજ્ઞાન થાય છે, ત્યારે તે પુરુષને લઇને કર્તૃત્વ, સુખદુઃખ વગેરેનો આરોપ મટી જાય છે; એટલે તે પુરુષનો મોક્ષ થયો કહેવાય છે. આમ પુરુષ પર પ્રકૃતિની અસર કેમ ન કહેવાય ?

ઉ૦ પ્રકૃતિ ભ્રમ સેવે કે ન સેવે, તેથી પુરુષને શુ લાગેવળગે ? જેમ, મેલા કે ઉજળા દર્પણુમા વસ્તુનું પ્રતિબિંબ પડે તેથી વસ્તુમા કશો ફેર પડતો નથી. હા, દર્પણુમા ફેર પડવાનું કહેવાય; એમ અહીં પ્રકૃતિમા ફેર પડવાનુ કહી શકાય. પણ તેથી તો પ્રકૃતિને ભ્રમ થવાથી પ્રકૃતિનો જ બંધ અને એને ભ્રમ ટળવાથી એનો જ મોક્ષ, એ વસ્તુસ્થિતિ થઇ. પુરુષના બધ-મોક્ષની કે સંસારની વાત તો ઘટી જ શકતી નથી. ત્યારે પુરુષમા જ ભ્રમ માનવા જતાં પુરુષમાં પરિવર્તન થયું ગણાય અને તે સાંખ્યસિદ્ધાન્તથી વિરુદ્ધ કહેવાય.

બીજું, દરેક આત્માની પ્રકૃતિને પંચ ભૂત વગેરેનું ઉપાદાન માનવા છતા દરેક આત્માદીઠ પર્વતો, નદીઓ, વૃક્ષો, વગેરે અલગ અલગ થાય ઉત્તર સાખ્યને કદાચ એ આપત્તિ ન આવે તો ય અનેક આત્માની એક પ્રકૃતિમા જુદા જુદા સસ્કાર અને અદષ્ટ રહેવાથી તે મુજબના ઉત્પન્ન થતા વિવિધરંગી ભૂત આદિ કાર્ય દરેક આત્માના પ્રતિબિંબને ભોગવવાનો પ્રસંગ આવશે.

વળી મૌલિક સાખ્યના મતે મોક્ષ પામેલા આત્માની પ્રકૃતિમાથી પૂર્વે સર્જાયેલ પંચભૂતનું શુ ? જો એ કાયમ રહે તો પ્રકૃતિ વિષમમાંથી સામ્યાવસ્થાવાળી કયાં બની ? જો કાયમ ન રહે તો સર્જાઇ ચૂકેલા પર્વત સમુદ્રાદિ ભૂતો કઇ પ્રક્રિયાથી પ્રકૃતિમા લય પામવાનું શકય જ છે ?

વળી, જ્ઞાનાદિ ગુણોમા સ્વયં ચૈતન્યરૂપતા અનુભવસિદ્ધ છે, એને જડ પ્રકૃતિના ગુણ કેમ

કહી શકાય ? અને જો કહો કે ચેતન પુરુષના પ્રતિબિંબથી એમાં ચૈતન્યનો આરોપ છે, તો તો એકલા એમાં જ શા માટે, પ્રકૃતિના બધા સર્જન, જેવાં કે પૃથ્વી, પર્વત અને પાણી વગેરે ભૂતો, યાવત્ સમસ્ત જગતમા ચૈતન્યનો આરોપિત અનુભવ કેમ ન થાય ?

વળી જ્ઞાનાદિ એ પ્રકૃતિના ધર્મ હોય, તો પછી પુરુષમાં ચેતન્ય એ શી વસ્તુ રહી ?

આવી અનેક અસંગતિ સાખ્યમતમાં ઉભી થાય છે.

બીજું, સાખ્યે જે માન્યું કે પુરુષ (આત્મા) ચેતન હોવાથી કુટસ્થ નિત્ય છે, એ પણ યુક્તિસિદ્ધ નથી. પરિવર્તનશીલ હોવા છતા ચૈતન્ય અબાધિત રહી શકે છે. તેમ, પ્રકૃતિમા ચેતનનું પ્રતિબિંબ જે માન્યું, ત્યા પ્રશ્ન થશે કે ચેતનમા પ્રકૃતિનું પ્રતિબિંબ કેમ નહિ ? ઉલટું એ વધારે સંગત થશે, કેમકે પ્રકૃતિ સાથે અભેદભ્રમ અને પછીથી ભેદજ્ઞાન વગેરે પુરુષને થવા હિસાબે સંસાર અને મોક્ષ પુરુષના કહી શકાશે. જો કે, આ પણ ઠીક નથી, કેમકે ભેદજ્ઞાન યાને વિવેકખ્યાતિ થતાં તરત જ મોક્ષ થવાની આપત્તિ આવશે; કેમકે પછી સંસાર રહેવાને કોઇ કારણ નથી. વળી એ હકીકત તો છે જ કે શું ચેતન કે શું પ્રકૃતિ, કોઇ પણ દ્રવ્ય એકાતે નિત્ય કે એકાતે અનિત્ય હોઈ શકે જ નહિ. આમ અનેક રીતે વિચારતા સાખ્ય મત યુક્તિવિરુદ્ધ ઠરે છે એટલે એ માને છે તેમ આત્મા અકર્તા નથી, પણ જન્મ, શરીર, વગેરેનો કર્તા છે; જન્મ વગેરે એના પોતાના જ ધર્મ છે આત્મા કર્તા ન હોય તો આત્મામા જન્મ વગેરે કાર્ય-વિસ્તાર ઘટી શકે જ નહિ. કારણ કે એમા કારણભૂત કર્માણુનો સંબંધ આત્મા કર્તા હોઇને જ ઉભો કરી શકે. માટે સિદ્ધ થાય છે કે આત્મામા કર્માદિકર્તૃત્વ અર્થાત્ કર્માણુનો સંબંધ, જન્મ, વગેરે થવાની યોગ્યતા છે.

**(લ૦) प्रस्तुतयोग्यतावैकल्ये प्रक्रान्तसम्बन्धासिद्धेः, अतिप्रसङ्गदोषव्याघातात्, मुक्तानामपि जन्मादिप्रपञ्चस्यापत्तेः, प्रस्तुतयोग्यताऽभावेऽपि प्रक्रान्तसम्बन्धाविरोधादिति परिभावनीयमेतत् ।**

**અર્થ.** (આત્મામા) જો આવી યોગ્યતા ન હોય તો પ્રસ્તુત (જન્મ, કર્માણુનો) સંબંધ બની જ ન શકે; કેમકે ( એમા તો ) અતિવ્યાપ્તિ દોષ અને વ્યાઘાત ઉભા થાય. ( અતિ પ્રસંગ આ રીતઃ— ) મુક્તાત્માને પણ જન્માદિ વિસ્તારની આપત્તિ આવે; કેમકે પ્રસ્તુત યોગ્યતા વિના પણ તે ( જન્મ, કર્માણુ આદિનો ) સંબધ થવામાં વિરોધ તો છે નહિ આ વિચારણીય છે

**વિવેચન. યોગ્યતા અને સબંધના અન્વય-વ્યતિરેકઃ** જો પ્રકૃતિમા કર્માણુની કર્તૃત્વ શક્તિ મનાય અને આત્મામા એની કર્તૃત્વ શક્તિ યાને કર્માણુસંબંધ થવાની યોગ્યતા ન માનવામા આવે, તો તો આત્મામા કર્માણુનો સબધ થઇ શકે જ નહિ; તેમ જન્મ વગેરે કશું કાર્ય ન બને. એ બધુ પ્રકૃતિમા થાય છે એમ કહો તો, આત્માને જન્મ, જીવન, મરણ, પરલોકગમન, વગેરે કશુ નહિ રહે. માટે આત્મામા જ એ પ્રમાણસિદ્ધ છે તો એના માટે આત્મામા મૂળમા કર્માણુ-સંબંધ થવાની યોગ્યતા માનવી જ જોઇએ. જો એમા એ યોગ્યતા ન હોય તો કર્માણુનો સબંધ થઇ જ ન શકે. યોગ્યતા વિના સબંધ માનવા છતા અતિપ્રસંગ નામનો દોષ આવે અર્થાત્ મુક્ત થયેલ આત્મામા કર્માણુનો સંબંધ અને તેની પાછળ જન્મ વગેરે થવાની આપત્તિ આવે, કેમકે આત્માને અકર્તા માનનારના મતે યોગ્યતા વિના પણ સબધ થવામા વાધો તો છે નહિ એટલે, મુક્ત થયેલ આત્માને જયારે હવે કયારે ય સસારમા જન્મ વગેરે થતા નથી, તેથી માનવુ જ જોઇએ કે એમનામા મૂળમા કર્માણુ આદિનો સબધ થવાની યોગ્યતા જ નથી. એમ અન્વય અને વ્યતિરેકથી એટલે કે યોગ્યતા હોય તો જ સંબંધ થાય જેમકે સસારી આત્મામા, અને યોગ્યતા ન હોય તો સંબધ ન જ થઈ શકે, જેમ કે મુક્ત આત્મામા, એવા ભાવાભાવના નિયમથી વિચારવા જેવુ છે.

જેવી રીતે રોગી માણુસ જો કુપથ્ય સેવ્યે જાય તો એક રોગની પાછળ બીજો રોગ, અને બીજાની પાછળ ત્રીજો, ..એમ રોગની પરંપરા ચાલે છે, તેવી રીતે આત્મા વિષય-કષાય, રાગ-દ્વેષ વગેરે કુપથ્ય સેવ્યે જાય છે, તેમ કર્મ રોગની પરંપરા અર્થાત્ એક કર્માણુસંબધ, એની પાછળ બીજો કર્માણુસંબધ, એની પાછળ ત્રીજો, એમ પ્રવાહ ચાલે છે. એક જીવની દૃષ્ટિએ અર્થાત્ વ્યક્તિગત જોઈએ તો ય આ પરંપરા અનાદિથી ચાલે છે, અને સર્વ જીવોની અપેક્ષાએ પણ અનાદિ પરપરા છે. પરંતુ આ બધુ મૂળમા આત્મા કર્મનો કર્તા હોય તો શકય છે. જડ કર્મનું એ ગજુ નથી કે આપમેળે આત્મા પર ચોટી જાય, અર્થાત્ બધ પામે, આપમેળે પોતાનુ સંક્રમણ, ઉદ્વર્તના, અપવર્તના, ઉદીરણા, વગેરે કરી શકે. અરે! કેટલાય કર્મ ઉદયમાં આવતાં પણ, આત્મા જે દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવ સેવે તેને અનુસરતા દેખાય છે. તંદુરસ્ત પણ પ્લેગની હવામા રહે તો અશાતા ઉદયમા આવે છે, ને રોગી પણ સારી હવામા જાય તો શાતાને ઉદયમા લાવે છે. આત્માની કર્તૃત્વશક્તિ વિના કયાથી આ બધું થાય? એ વિના આત્માને જન્મવાનું શુ ને મરવાનું શુ? કોઈ માણુસ મૃત્યુ પામતા લોક કહે છે, 'જીવ તો ગયો, હવે તો આ મડદું રહ્યુ' જીવને કશુ કરવાનું ન હોય તો જવાનું શુ, ને રહેવાનું શું? એ તો કોઈ બહારના તત્ત્વ (Foreign matter) ભૂત કર્માણુનો સંબધ ઊભો કર્યો હોય તો જ એને જન્મ-મરણ લાગુ થાય; અને આત્મામા તે સંબધ થવા માટે પોતાની યોગ્યતા જોઈએ ભીત તૈલી હોય તો પાણીનો સંબધ યાને ભિનાશ નથી થતી એ થવા માટે ભીતમા એની યોગ્યતા જોઇએ. એમ આત્મામા કર્માણુ-સંબંધ માટે યોગ્યતા જોઈએ.

પ્ર૦ આત્મામા કર્માણુસંબંધની યોગ્યતા હોય તો એ યોગ્યતા તો અનાદિની હો આત્મા મુક્ત બનવા છતા કાયમ તો રહેવાની! તો મુક્તને પણ કર્મસંબધ અટકાવી નહિ શકો!

ઉ૦ અનાદિની વસ્તુ નાશ ન જ પામે એવુ નથી. જેમ સુવર્ણમાં માટીનો સંબંધ ખાણમા સુવર્ણના અસ્તિત્વકાળથી છે, છતા એ સમયે નાશ પામે છે, જેમ અનાદિનું ભવ્યત્વ મોક્ષ થતાં નષ્ટ થાય છે, એમ આ અનાદિની યોગ્યતા પણ મોક્ષ થતા ક્ષય પામી જાય છે.

પ્ર૦ આ યોગ્યતા શી વસ્તુ છે, અને શુ અનાદિનો સ્વભાવ નાશ પામી શકે?

ઉ૦ સ્વભાવ બે જાતના હોય છે, એક સહજ, અને બીજો ઉપાધિ પ્રેરિત. આત્મામા ચૈતન્ય એ સહજ અનાદિ સ્વભાવ છે, તે કદી નાશ ન પામે. જયારે કર્માણુસંબધની યોગ્યતા એ ઉપાધિ-પ્રેરિત અનાદિ સ્વભાવ છે, તે નાશ પામી શકે એ યોગ્યતા શુ છે? યોગબિન્દુમા કહ્યું છે તે મુજબ આત્મામા પૂર્વ પૂર્વ કર્મનો જે સબધ છે, એ જ નવા નવા કર્મસબંધ થવા માટે યોગ્યતારૂપ સ્વભાવ છે, તે ઉપાધિપ્રેરિત બન્યો. ભૂતકાળમા કોઈ એવો કાળ નહોતો કે જયારે આત્મામા કર્મસબંધ નહોતો, માટે એ કર્મસંબંધરૂપી યોગ્યતા એ અનાદિની છે. યોગ્યતા કર્મસંબંધથી પ્રેરિત હોઈને કર્મ-સંબંધ સર્વથા નષ્ટ થયે તદ્રૂપ યોગ્યતા પણ નાશ પામે એ સહજ છે. આ બધા પર ધ્યાન દેવા જેવુ છે.

(લ૦-) न च तत्तत्कर्माण्वादेरेव तत्स्वभावतयात्मनस्तथासंबन्धसिद्धिः, द्विष्ठत्वेन अस्योभयोस्तथास्वभावापेक्षित्वात्, अन्यथा कल्पनाविरोधात्, न्यायानुपपत्तेः। न हि कर्माण्वादेस्तथाकल्पनायामत्यलोकाकाशेन संबन्धः, तस्य तत्संबन्धस्वभावत्वायोगात्। अतत्स्वभावे चालोकाकाशे विरुध्यते कर्माण्वादेस्तत्स्वभावताकल्पनेतिन्यायानुपपत्तिः; तत्स्वभावताङ्गीकरणे चास्यास्मदभ्युपगतापत्तिः ॥

અર્થ 'તે તે કર્માણુ વગેરે જ તેવા સ્વભાવવાળા હોવાથી, તેનો આત્મામા (યોગ્યતા વિના પણ) તે રીતે સંબધ સિદ્ધ છે,'-એવું નથી. કેમકે સંબંધ તો બંનેમા રહેનારો હોવાથી બંનેમા

સંબંધયોગ્ય સ્વભાવની અપેક્ષા રાખનારો છે; નહિતર કલ્પનાનો વિરોધ ઊભો થાય; કેમકે ન્યાય ઘટી શકે નહિ. (તે આ રીતેઃ ) કર્માણુમાં તેવી (યોગ્યતાની) કલ્પના કરવા છતાં તેનો અલોકાકાશની સાથે સંબંધ તો થતો નથી; કારણ કે અલોકાકાશમાં કર્માણુની સાથે સંબંધ થવાનો સ્વભાવ નથી; અને અલોકાકાશ તેવા સ્વભાવવાળું ન હોયે છતે, કર્માણુ આદિમાં તેવા સ્વભાવવાળાપણું કલ્પવું એ વિરુદ્ધ છે. એ રીતે ન્યાય ઘટી શકતો નથી. (ત્યારે જો) આત્મામાં ય તેવો સ્વભાવ સ્વીકારાય, તો તો અમારી જ માન્યતા સ્વીકારવી પડે.

વિવેચનઃ

**અલોકાકાશ અને કર્માણુનો સબંધ કેમ નહિ?**

પ્ર૦–કર્માણુ આદિનો સંબંધ થવાની યોગ્યતા યાને સ્વભાવ આત્મામાં ભલે ન હો, પણ એકલા કર્માણુ આદિમાં જ આત્મા સાથે સબંધ થવાનો સ્વભાવ માનવાથી ય પેલાની જેમ જ આત્મામાં સંબંધ થઈ શકે ને?

ઉ૦–ના, એક માત્રના સ્વભાવથી સંબંધ ન થઈ શકે; કેમકે સંબંધ એ એકમાત્રમાં નહિ, કિંતુ બેમા રહેનારી ચીજ હોવાથી બંનેના તેવા સ્વભાવની અપેક્ષા રાખે છે. તો આત્મા અને કર્માણુ-આદિનો સંબંધ પણ આત્મા અને કર્માણુ બંનેના સ્વભાવની અપેક્ષા રાખવાનો.

**પ્ર૦–એકલા કર્માણુમાં સંબધ થવાનો સ્વભાવ માનીને સંબંધ બંનેનો થવાનુ માનવામાં બાધ શો છે?**

ઉ૦– બાધ એ જ, કે કલ્પનાવ્યાઘાત અને ન્યાયની અસંગતિ થાય; કેમકે આત્મામા સંબંધયોગ્ય સ્વભાવ વિના એકલા કર્મના તેવા સ્વભાવથી આત્મામાં સંબંધ થવાની કલ્પના કરી, એ વ્યાહત છે, ન્યાયવિરુદ્ધ છે. કેમકે એમા ન્યાયની અસંગતિ છે, અર્થાત્ શાસ્ત્રસિદ્ધ અલોકાકાશનું દૃષ્ટાન્ત ઘટી શકતુ નથી. માટે એમ સંબંધ ન થઈ શકે.

**ન્યાયની અસંગતિ આ રીતેઃ** આકાશના બે વિભાગ છે, એક લોકાકાશ, એટલે કે જેમાં જીવ, પુદ્ગલ વગેરે દ્રવ્યો રહે છે તે; અને બીજો અલોકાકાશ, કે જેમા કોઈ દ્રવ્ય રહેતું નથી, ને જે માત્ર ખાલી ક્ષેત્રરૂપ છે તે. હવે જ્યારે કશું જ નથી રહેતુ, તો પછી કર્માણુ પણ નથી રહેતા. રહેવું=અવગાહવું; રહેનારા દ્રવ્યો અને રાખનાર લોકાકાશ વચ્ચે અવગાહ્ય-અવગાહક સંબધ થયો. કર્માણુ આદિ અને અલોકાકાશ વચ્ચે તેવો સંબંધ નથી, કેમકે અલોકાકાશમા તો તેવા સંબંધને યોગ્ય સ્વભાવ નથી, પણ કર્માણુ આદિ એકલામાં ય તેવો સંબધ થવા યોગ્ય સ્વભાવ નથી. જેવી રીતે ગુંદરમા ચિટકવા યોગ્ય સ્વભાવ છે, પરંતુ તેલિયો કાગળ એની સાથે સંબધ નથી પામતો, તો માનવુ પડે છે કે માત્ર તેલિયા કાગળમા તો શું, પણ ગુંદરમા ય તેવા કાગળ સાથે સબંધ થવા યોગ્ય સ્વભાવ નથી, તેવી રીતે જ્યારે આ લોકાકાશમા કર્માણુ આદિનો સંબધ નથી થતો તો સિદ્ધ થાય છે કે અલોકાકાશ એ કર્માણુ આદિ સાથે સંબંધ થવા યોગ્ય સ્વભાવવાળું નથી, તેમ કર્માણુ આદિમા પણ અલોકાકાશ સાથે સંબંધ ન થતો હોવાથી પ્રાપ્ત થાય છે કે એ અલોકાકાશ સાથે સંબંધ થવા યોગ્ય સ્વભાવવાળા નથી. એથી કર્માણુ આદિમાં તેવો સ્વભાવ નિષિદ્ધ થઈ જાય છે. સબધયોગ્ય સ્વભાવ હોય તો જ સંબધ થાય. સ્વભાવ વિના સબધ થવાનુ માનવુ વિરુદ્ધ ઠરે છે બસ એ જ રીતે આત્મામાં કર્માણુ આદિનો સંબધ થવા યોગ્ય સ્વભાવ અર્થાત્ કતૃત્વશક્તિ હોય તો જ સબધ થાય, કેવળ કર્માણુમા સંબધ યોગ્ય સ્વભાવ કલ્પવાથી ન ચાલે.

એવો નિયમ છે કે જે સ્વયં જેની સાથે સબધ થવા યોગ્ય સ્વભાવવાળો ન હોય, તે સામાની સાથે, સામાના કલ્પિત તેવા સ્વભાવથી પણ, સંબંધ પામી શકે નહિ; જેમકે અલોકાકાશ પોતે જ

કર્માણુ આદિ સાથે સંબંધ થવા યોગ્ય સ્વભાવાળું નથી; તો કદાચ કર્માણુ આદિમા કલ્પિત સ્વભાવ ઊભો કર્યો તો પણ તેના બળે કર્માણુ આદિ સાથે તે સંબંધ પામી શકતુ નથી. વસ્તુસ્થિતિ એજ છે કે અલોકાકાશમાં કર્માણુ, શરીર વગેરે કાંઇ જ રહેતું નથી, કોઇનો ય સંબંધ નથી થતો. એ જ ન્યાય છે, અર્થાત્ શાસ્ત્રસિદ્ધ અલોકનું દૃષ્ટાન્ત છે. તેની અસંગતિ થાય જો આત્મામા કર્માણુ આદિ સાથે સંબંધ થવા યોગ્ય સ્વભાવ ન હોય ને કર્માણુ આદિના કલ્પિત સ્વભાવથી કલ્પિત સંબંધ થવાનું મનાય.

નિયમ એવો છે કે–'જેમા સંબંધ થતો હોય, તેમાં સંબંધયોગ્ય સ્વભાવ હોય જ.'–આ વાકયમા 'જેમાં' સાથે યોજાયેલ 'સંબંધ' એ વ્યાપ્ય કહેવાય, અને 'તેમાં' સાથે યોજાયેલ 'સંબંધ-યોગ્ય સ્વભાવ' એ વ્યાપક કહેવાય. વ્યાપ્ય હોય ત્યા વ્યાપક અવશ્ય હોવો જોઈએ, (જેમકે જયા જયા ધૂમાડો, ત્યાં ત્યા અગ્નિ હોય જ.) એથી ઉલટુ, વ્યાપક ન હોય ત્યા વ્યાપ્ય હોઈ શકે જ નહિ માટે જો આત્મામા વ્યાપક ધર્મ 'સંબંધયોગ્ય સ્વભાવ' ન હોય, તો કર્માણુ આદિનો સંબંધ થઈ શકે જ નહિ, ભલે ને કર્માણુ આદિમાં તેવો સ્વભાવ કલ્પાય. મોક્ષ પામેલા આત્મામા તે વસ્તુ સ્પષ્ટ દેખાય છે, કે કેવળ કર્માણુ, શરીર આદિમા તમે કલ્પિત સ્વભાવ માનો તો પણ મુક્ત આત્મામા કર્માણુ આદિનો સંબંધ નથી થતો એ હકીકત છે. સંબંધ એ બેમા રહેનારી વસ્તુ છે, એક આગળીથી સંબંધ નથી થતો, બે મળે, અગર એક આગળી અને બીજી વસ્તુ ભેગી થાય તો જ સંબંધ થાય, એ સંબંધ બનેમા રહે છે. જેમ માથામા પાઘડી, તેમ પાઘડીમા માથુ કહેવાય છે. તો બંનેમા સંબંધ રહેવા માટે બનેમા એને યોગ્ય સ્વભાવ માનવો પડે એથી એ ફલિત થાય છે કે જો સંસારી આત્મામાં કર્માણુ, શરીર, આદિનો સંબંધ થાય છે, તો બંનેમા પરસ્પર સંબંધ થવા યોગ્ય સ્વભાવ સિદ્ધ થાય છે. એટલે એકલા કર્માણુ આદિના તેવા સ્વભાવ માત્રથી આત્મા સાથે સંબંધ થઈ શકે નહિ ત્યારે જો આત્મામા પણ કર્માણુ આદિ સાથે સંબંધ થવા યોગ્ય સ્વભાવ માની લો, તો એ જ આવ્યુ કે આત્મામા કર્માદિ–કર્તૃત્ત્વ માની લીધુ, અને એ તો અમારી માન્યતા સ્વીકારી લેવી પડી!

આ રીતે જૈન દર્શન સાખ્ય દર્શનની માન્યતાને યુક્તિ–વિરુદ્ધ ઠરાવી કહે છે કે આત્મામા કર્તૃત્ત્વ છે, આત્મા અકર્તા નથી, કેમકે અકર્તૃત્વને લીધે તો આત્મામા કર્માણુ, શરીર, જન્મ વગેરેનો સંબંધ થવાનો સ્વભાવ નહિ હોવાથી એ બધાનો સંબંધ જ બની શકે નહિ.

**(૯૦–) न चैवं स्वभावमात्रवादसिद्धिः, तदन्यापेक्षित्वेन सामग्र्याः फलहेतुत्वात्; स्वभावस्य च तदन्तर्गतत्वेनेष्टत्वात् ॥ निर्लोठितमेतदन्यत्र इति आदिकरत्वसिद्धिः ॥ ३.**

**અર્થ.** 'એ રીતે તો માત્ર સ્વભાવ કારણ હોવાનો મત સિદ્ધ થશે,'–એવુ નથી; કેમકે સામગ્રી કાર્યમા કારણ છે તે સ્વભાવ ઉપરાત અન્યની અપેક્ષા રાખીને, અને સ્વભાવ એ સામગ્રીની અંતર્ગત તરીકે તો ઇષ્ટ છે. આની ચર્ચા અન્યત્ર કરી છે. એમ આદિકરત્વની સિદ્ધિ થઈ.

**વિવેચન:**

**સ્વભાવમાત્રવાદનું ખંડન:**

પ્ર૦– 'મુક્ત આત્મામા યોગ્યતા નથી માટે સંબંધ નથી થતો, સંસારી આત્મામા યોગ્યતા છે તેથી સંબંધ થાય છે,' એમ જો કહો, તો એનો અર્થ એ થયો કે કાર્ય યોગ્યતાના અર્થાત્ સ્વભાવના બળે જ થાય છે. તેથી તો એકલા સ્વભાવને જ કારણ કહેનાર સ્વભાવવાદની જ સિદ્ધિ થશે! એ કહે છે કે કાંટાને અણીદાર બનાવવા કોણ જાય છે? પશુ–પંખીના ચિત્રવિચિત્ર રંગ કોણ કરે છે? બધું સ્વભાવે જ થાય છે. તેમ, શું યોગ્યતાના તમારા સમર્થનથી માત્ર સ્વભાવવાદ સ્વીકૃત નહિ થાય?

ઉ૦– ના, પ્રસ્તુતમા આત્મામા કર્તૃત્વ સિદ્ધ કરવા માટે યોગ્યતા યાને સ્વભાવની જે અગત્ય બતાવી, તેનો અર્થ એ નથી કે બીજાં કારણોની જરૂર નથી 'માટી વિના ઘડો ન જ બને, માટીથી જ

ઘડો બને,'-એવું કહેવામા એમ થોડું જ ઠરે છે કે માટી ઉપરાંત કુંભાર, ચાકડો વગેરે બીજાં કારણોની જરૂર નથી? તેલ તલમાથી જ મળે, એટલે તલ વિના ન ચાલે એ વાત ખરી, છતા એકલા તલે કામ ન થાય, સાથે ઘાણી ય જોઈએ ને ઘાચી ય જોઇએ. તાત્પર્ય કે,

## : પંચકારણવાદ :

કાર્ય પ્રત્યે આ **પાંચ કારણોનો સમવાય** (સહમિલન) જરૂરી છે ૧. કાળ, ૨. સ્વભાવ, ૩. નિયતિ, ૪. ભાગ્ય અને ૫ પુરુષાર્થ. કાર્ય પેદા થવામાં યોગ્ય કાળ, વસ્તુનો સ્વભાવ, ભવિતવ્યતા, કર્મ અને ઉદ્યમ જોઇએ. અલબત આમા તે તે કાર્યમા અપેક્ષાએ અમુક અમુક કારણ મુખ્ય ગણાય છે અને બીજાં ગૌણ, છતા પાચે ઉપયોગી તો હોય છે જ. દા. ત.

❖ કાળ એ, તે તે ઋતુના ત્યારે જ ફળ-ફૂલ, બીજમાથી અમુક સમયે જ પાક, ગર્ભનો નિયત કાળે જ પરિપાક, ઈત્યાદિ થવામા અગત્યનું કારણ છે એમ કહેવું પડે.

❖ **સ્વભાવ** એ, કોરડુ મગ ન ચઢે પણ બીજા મગ ચઢે એમા મુખ્ય ભાગ ભજવે છે. ગધેડો અશ્વશિક્ષા ન પામે અને અશ્વ એ પામી શકે એમા પણ સ્વભાવ જ કારણ છે. અભવ્ય જીવને અનતા તીર્થંકર પ્રભુના સમવસરણ જોવા મળે પણ કદી ય એ સમ્યક્ત્વ ન પામી શકે, એમાં એનો તેવો સ્વભાવ જ જવાબદાર છે. એ સંસારના અનંતાનંત કાળમા સ્વર્ગીય સુખાદિની કાંક્ષાએ અભવી જીવ અનંત વાર ચારિત્ર લે છે, એમા એ અનંતા ભવ્ય જીવને સમ્યક્ત્વ પૂર્વક ચારિત્ર પમાડે; પણ પોતાને શુ? દીવા નીચે અંધારૂ! કર્મથિયરીનું લેકચર મોટું કરે, પણ દિલ કોરૂં ધાકોર! એક તીર્થંકરના બુઝવેલા-સંખ્યાતા જીવ મોક્ષે જાય, ત્યારે એક અભવીના બુઝવ્યા અનંતા જીવ મોક્ષે જાય, છતાં એનો અભવ્યત્વ સ્વભાવ એને કદી મોક્ષ નહિ પામવા દેવાનો! કેમકે કદી ય એને મોક્ષની શ્રદ્ધા જ નહિ થવા દેવાનો! ભવ્ય, અભવ્યના આ સ્વભાવ કોણે ઘડયા? કોઇએ નહિ; અનાદિના છે. ભવ્ય જીવ ને મોક્ષ પામવાનો સ્વભાવ એ તો મોક્ષ-સાધનાની સ્ટીમરમાં બેસવાનો પાસપોર્ટ છે, એ સહેજે મળેલો છે. એમા પોતાની કોઈ હોશિયારીએ કામ નથી કર્યું, કે પોતે એ માટે કોઇ ભોગ નથી આપ્યો. અભવ્યની પાછળ કોઇ તૂટી મરે તો ય તેનામાં ભવ્યત્વ-સ્વભાવ પેદા ન કરી શકે, એવી મહામૂલી ભવ્યત્વ-સ્વભાવની ટિકિટ ભવ્યને વગર મહેનતે મળી છે; છતા એની કદર નહિ હોવાથી એને પકવવાની તાલાવેલી નથી જાગતી! કેવી કરુણ દશા! નહિતર તો ભવ્યત્વને પકવનારા સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રમા જ કેમ લીન ન બની જવાય? અસ્તુ. મોક્ષસાધનાને પ્રેરનારા સંયોગો કયારે ય પણ ભવ્યને જ અસર કરે, ને અભવ્યને કદી અસર ન કરે, એમા સ્વભાવ મુખ્ય ભાગ ભજવે છે.

◆ **ભવિતવ્યતા** અર્થાત્ નિયતિ એ, જયાં બીજાં ખાસ કારણો દર્શાવી શકાતા નથી, અને ચોકસ પ્રકારની સ્થિતિ બની આવે છે, ત્યાં મુખ્ય ભાગ ભજવે છે. દા. ત. ગુણસેન અને અગ્નિશર્માનો ભવે ભવે સંબંધ જોડાતો આવ્યો એમા ખાસ કારણ શુ કહેવાય? કહેવુ પડે ભવિતવ્યતા જ કોઈ એવી ગુણસેનની અગ્નિશર્મા તાપસનું પારણુ કરાવવાની ઘણી ધગશ છતાં બરાબર પારણાના દિવસે જ એને વિકટ પ્રસંગ ઉપસ્થિત થયા, એમા ભાવીભાવ અર્થાત્ ભવિતવ્યતાને કારણ કહેવી પડે

પ્ર૦- અગ્નિશર્માના અંતરાય કર્મ એમા કારણ નહિ?

ઉ૦- કારણ કહી શકાય, પરંતુ બીજાના હાથે નહિ ને ગુણસેનના હાથે જ ૩-૩ વાર પારણું ચૂકાય, એમા તેવી ભવિતવ્યતાને જવાબદાર ગણવી પડે. તીર્થંકર ભગવાન છદ્મસ્થ (અસર્વજ્ઞ) અવસ્થામા પણ ભૂલ ન કરે, છતા વીર પ્રભુએ અયોગ્ય ગોશાલાને તેજોલેશ્યાની વિધિ બતાવી એમા ભવિતવ્યતા જ ખાસ કારણ હતી, પણ ભગવાનની કોઈ ગફલત નહિ, ભૂલ નહિ.

▲ કર્મ પણ અગત્યનો ભાગ ભજવે છે. કર્મ કાર્ય નીપજવામા જરૂરી નિમિત્ત કારણોને મેળવી આપે છે બજારમા માણુસ દોડે છે, વેપારનો કાળ પણ છે, મહેનત કરે છે, પણ જો કમાણી

નથી થતી તો તેમા દુર્ભાગ્ય મુખ્ય કારણ છે. પ્રતિકૂળ કર્મનો અભાવ અને અનુકૂળ કર્મનો સદ્ભાવ બંને જરૂરી છે. ભલભલા ચમરબંધીની મહાયોજનાઓ સફળતાની ઠેઠ નજીક પહોચવા છતા અંતે જે મહાનિષ્ફળતાને પામે છે, એમાં પૂર્વકૃત પ્રતિકૂલ કર્મ સિવાય બીજા કોને જવાબદાર ગણાય ? પ્રતિકૂલ કર્મની શિરજોરીમા જ રામ-સીતા, નળ-દમયંતી વગેરેને વનવાસ સેવવા પડચા, ને જગતદયાળુ મહાવીરદેવના કાનમા ખીલા ઠોકાયા! ત્યારે અનુત્તરવાસી દેવ જેવા મહાતત્ત્વચિંતક અને અવધિ-જ્ઞાનીને પણ મનુષ્યભવનુ પુણ્ય ન હોવાથી અર્થાત્ અનુકૂળ કર્મના અભાવે દેશવિરતિ કે સર્વવિરતિ ચારિત્ર ગુણસ્થાનક નથી મળી શકતુ. પાચમા આરાના મનુષ્યને પ્રથમ સંઘયણનું અનુકૂળ કર્મ નહિ હોવાથી સાતમા ગુણસ્થાનકથી ઉપર નથી ચઢી શકાતુ; તેથી વીતરાગતા અને કેવળજ્ઞાનપૂર્વક મોક્ષ નથી પામી શકાતા. પાંચ કારણો પૈકી કર્મની આટલી બધી મહત્તા છતા 'કર્મ આત્માને કાંઈ કરતુ નથી, નિમિત્તની અસર નથી' એવુ કહેનારની કેવી જૈનદર્શનની અજ્ઞાનદશા!

◆**પુરુષાર્થ** નામનું કારણ પણ કાર્યોત્પત્તિમા મહત્ત્વનો ભાગ ભજવે છે. જમીન, હળ, બીજ, વરસાદ, વગેરે બધું હોય પણ ખેડૂતનો પુરુષાર્થ ન હોય તો પાક ક્યાથી થવાનો ? પાણી, માટી, ચાકડો વગેરે હોવા છતા કુંભારના પુરુષાર્થ વિના ઘડો ક્યા બને છે ? રસોઈના ઉદ્યમ વિના ભોજન ભેગા ક્યા થવાય છે ? એમ ભવિતવ્યતાએ જીવને વ્યવહાર રાશિમા આણ્યો, ભવ્યત્વ સ્વભાવ અને કાળે એને ઠેઠ ચરમાવર્ત કાળમાં મૂક્યો, પુણ્ય કર્મે એને માનવ ભવ, આર્યકુળ, દેવ-ગુરુ-ધર્મસ્થાનના સંયોગ વગેરે આપ્યું, પરંતુ હવે ધર્મની ગરજ, શુભભાવના, તત્ત્વરુચિ, આચારપાલન, વ્રતસ્વીકાર વગેરેનો પુરુષાર્થ ન કરવો હોય તો ઉન્નતિ ક્યાથી થવાની ? રેલ્વે ટ્રેઈને દિલ્હીથી ઠેઠ અમદાવાદ સ્ટેશન સુધી લાવી મૂક્યો, છતા જો હવે કહે કે 'શું કરૂ ? ટ્રેઈન નથી એટલે માણેકચોક શી રીતે પહોચુ ?' તો મૂર્ખ ગણાય કે બીજું કંઈ ? કેમકે હવે તો પગ કે વાહનના પુરુષાર્થથી પહોચવાનું છે. એમ, પુણ્ય કર્મે એકેન્દ્રિયપણામાથી ઠેઠ ઉત્તમ મનુષ્યભવ અને ધર્મસામગ્રીના સ્ટેશન સુધી લાવી મૂક્યો, છતા જો હવે કહે કે-'શુ કરૂં ? પુણ્યનો ઉદય નથી એટલે ધર્મ શી રીતે કરૂં ?' તો એ મૂર્ખતા જ ને ? કેમકે ધર્મ હવે તો પુરુષાર્થથી જ સાધવાનો છે. પુરુષાર્થની વળી એક વિશેષતા એ છે કે કર્મના ઉદયને નવા કર્મની પરંપરાના સર્જક થવા દેવાને બદલે એવા નિષ્ફળ બનાવી શકે છે કે એની જુગજૂની ચાલી આવતી પરંપરાનો અહીં અંત લાવે છે. દા. ત. ક્રોધ મોહનીય કર્મનો ઉદય થવાથી અંતરમા જરા ધમધમાટ થયો. પરંતુ હવે જો એના ઉપર મોઢુ બગાડવાનો, અપ્રિય શબ્દ કાઢવાનો, . યાવત્ પ્રહારાદિ કરવાનો અશુભ પુરુષાર્થ ન કરાય, અને સૌમ્યતા, સદ્ભાવના, અને સમતાનો સત્પુરુષાર્થ કેળવાય, તો પછી આગળ કષાય મોહનીયાદિ પાપકર્મની પરંપરા નથી ચાલતી વાત આ છે કે પૂર્વોક્ત કર્મના ઉદયને આત્મા પોતાના સત્ કે અસત્ કેવા વીર્યની, કેવા પુરુષાર્થની સહાય આપે છે, એના પર શુભાશુભ ભાવિના નિર્માણનો આધાર છે. એટલે કાર્યનિર્માણમા પુરુષાર્થનો મહાન ફાળો છે.

આમ, કાર્ય પ્રત્યે જે કાળ, સ્વભાવ, નિયતિ, પૂર્વકૃત કર્મ અને પુરુષાર્થ, એ પાચનો સમવાય યાને સમગ્રતા અર્થાત્ સામગ્રી હેતુભૂત છે, તેમા સ્પષ્ટ છે કે સ્વભાવ ઉપરાત કાળ આદિની ય અપેક્ષા છે. પ્રશ્ન થશે કે તો પછી સાખ્યના આત્મા-અકર્તૃત્વ-મતનો નિરાસ કરતા એકલા સ્વભાવને જ કાર્યહેતુ કેમ કહ્યો ? ઉત્તર એ છે કે સ્વભાવ પણ હેતુભૂત સામગ્રીની અંતર્ગત તરીકે ઇષ્ટ છે, એટલા માટે એને કાર્યહેતુ કહ્યો. 'ઉપદેશપદ' આદિ શાસ્ત્રોમા સ્વભાવસહિત સકલ સામગ્રી એ કાર્યસાધક હોવાનું નિર્ણીત કરવામાં આવ્યુ છે.

સારાશ, 'આઈગરાણં' વિશેષણથી તીર્થંકર ભગવાનમા કર્માદિકર્તૃત્વ સિદ્ધ થાય છે.

❦

## ૪. તિત્થયરાણં.

(લ૦-) एवमादिकरा अपि कैवल्यावाप्त्यनन्तरापवर्गवादिभिरागमधार्म्मिकैरतीर्थकरा एवेष्यन्ते. 'अकृत्स्नकर्मक्षये कैवल्यभावाद्' इतिवचनात् ॥ तन्निरासेनैषां तीर्थकरत्वप्रतिपादनायाह 'तीर्थकरेभ्य' इति ॥

અર્થ 'એ પ્રમાણે આદિકર છતા તીર્થંકર નથી હોતા,'- એવું કૈવલ્યપ્રાપ્તિ પછી (તરત) મોક્ષ થવાનું કહેનારા આગમ ધાર્મિકો માને છે, કેમકે સમસ્ત કર્મોનો ક્ષય થયા વિના કૈવલ્ય નથી થતુ એવુ એમનું શાસ્ત્રવચન છે. તે મતનો નિરાસ (ખંડન) કરવાપૂર્વક તીર્થંકરપણાનું પ્રતિપાદન કરવા અર્થે (સૂત્રકાર) 'તિત્થયરાણ' પદ કહે છે.

વિવેચન. હવે 'તિત્થયરાણં'પદની વ્યાખ્યા શરૂ થાય છે. 'તિત્થયરાણં' એટલે તીર્થંકર એવા અર્હત્‌ને નમસ્કાર હો. અહી અર્હત્‌નું 'તીર્થંકર'એવુ વિશેષણ આગમધાર્મિકના મતનું ખંડન કરવા માટે છે.

**આગમધાર્મિકનો મત:**

આગમધાર્મિક એટલે આગમ અર્થાત્ વેદશાસ્ત્રને જ મુખ્ય કરનારા ધાર્મિક. એ કોઇ ધર્મ-સ્થાપકને માનતા નથી આગમ એ જ ધર્મ-પ્રતિપાદક, પરંતુ કોઇ પુરુષ ધર્મપ્રણેતા નહિ, એવું એ માને છે મીમાસક યાને પૂર્વમીમાસા-દર્શનનુ સૂત્ર છે કે 'चोदनालक्षणो धर्म'- ધર્મ એ વેદના વિધિવાક્યથી જણાય છે. કેમકે ધર્મ-અધર્મ વગેરે એ અતીન્દ્રિય વસ્તુ હોવાથી એના માટે પ્રમાણ-ભૂત આગમશાસ્ત્ર છે, પ્રત્યક્ષાદિ નહિ. અતીન્દ્રિય વસ્તુઓનો કોઈ સાક્ષાત્ દૃષ્ટા સર્વજ્ઞ પુરુષ જગતમા સંભવી શકતો નથી તો કોઇ પુરુષ એનો પ્રણેતા કયાથી હોઇ શકે ? એટલે નિત્ય નિર્દૃષ્ટ વેદ વચન દ્વારા જ દૃષ્ટા છે, જે પદાર્થજ્ઞાન કરે છે, તે જ સાચો દ્રષ્ટા છે, જ્ઞાતા છે. એવા વેદવાદીઓનું એમ કહેવુ છે કે-" પુરુષ તો કૈવલ્યપ્રાપ્તિ પછી નિર્દોષ બની શકે, પરંતુ તે વખતે તો તરત જ એનો મોક્ષ થઇ જાય છે, એ શુદ્ધ નિરંજન નિરાકાર બ્રહ્મસ્વરૂપ બની જાય છે. એટલે એ શરીર, મુખાદિના અભાવે ધર્મ-ઉપદેશ ક્યાંથી કરી શકે ? ધર્મતીર્થના સ્થાપક કેમ બની શકે ? ધ્યાનમા રહે કે સર્વ કર્મનો ક્ષય થયા વિના કૈવલ્ય પ્રાપ્ત થતું નથી; અને સર્વ કર્મનો ક્ષય થાય તો પછી શરીર વગેરે કાંઇ નથી, તો ધર્મકથન કરે કેવી રીતે ? ત્યારે કૈવલ્યપ્રાપ્તિ પૂર્વે જો કરવા જાય,-તો સદોષ હોવાથી અતીન્દ્રિય ધર્મના સંબંધમા અસત્ય કથન એમનાથી નહિ જ થાય એમ કેમ કહી શકાય ? માટે નિત્ય વેદ જ ધર્મના પ્રતિપાદક છે. વૈદિક શબ્દો નિત્ય પડેલા જ છે. એનો સ્ફોટ થવાથી શ્રવણમા આવે છે. અતીન્દ્રિય પદાર્થ અંગે એ જ પ્રમાણ છે; પણ પ્રત્યક્ષ, અનુમાન વગેરે નહિ.

પૂર્વ મીમાસકો આવુ માને છે. બાકી નૈયાયિક, સાખ્ય, ઉત્તર મીમાંસક, વગેરે દર્શનો વેદને માનનારાં છતાં એને નિત્ય નથી માનતા, એટલે એમના મતે તીર્થસ્થાપક કોઇ આદ્ય પુરુષ હોય છે. નિત્ય

વેદવાદી મતે તેવો કોઇ હોઈ શકતો નથી. કૈવલ્ય પામ્યા પૂર્વે એવી કોઇ શુદ્ધ અવસ્થા નથી કે જેમાં તીર્થંકર બની અતીન્દ્રિય એવા ધર્મ-અધર્મનું સર્વથા સત્ય પ્રતિપાદન કરી શકે. વક્તા પુરુષ કોઈ હોય તો દોષનો સંભવ રહે; નિત્ય વેદ કોઇના રચેલા નહિ હોવાથી એમા કોઈ દોષનો સંભવ નથી, માટે તે જ પ્રમાણભૂત છે.

## આગમ ધાર્મિકના મતની વિરુદ્ધમાં:

વેદવાદીઓનું ઉપરોક્ત કથન યુક્તિયુક્ત નથી, એ સૂચવવાપૂર્વક અહીં અર્હત્‌ને તીર્થંકર તરીકે ઓળખાવવામાં આવે છે. એમને મોહાદિ ઘાતી કર્મોનો સર્વથા ક્ષય થવાથી જ્ઞાનકૈવલ્ય અર્થાત્ કેવળજ્ઞાન પ્રગટ થયુ હોઇ એ સર્વથા રાગાદિ દોષથી રહિત વીતરાગ સર્વજ્ઞ બનેલા છે, તેથી તેમનામા તીર્થંકરપણું ઘટી શકે છે. અહીં 'તીર્થંકર' અને 'તીર્થ' એટલે શુ તે હવે બતાવે છે:

**(લ૦-) तत्र तीर्थकरणशीलाः तीर्थकराः. अचिन्त्यप्रभावमहापुण्यसंज्ञिततन्नामकर्म-विपाकतः, तस्यान्यथावेदनाऽयोगात् । तत्र येनेह जीवा जन्मजरामरणसलिलं मिथ्यादर्शना-विरतिगम्भीरं महाभीषणकषायपातालं सुदुर्लङ्घ्य मोहावर्त्तरौद्रं संयोगवियोगवीचियुक्तंप्रबलमनोर-थवेलाकुलं सुदीर्घं संसारसागरं तरन्ति तत् तीर्थमिति ॥**

અર્થ તેમા, તીર્થ કરવાના સ્વભાવવાળા એ તીર્થંકર કહેવાય છે. ( એ તીર્થ કરવાનુ ) અચિંત્ય પ્રભાવવાળા મહાપુણ્યના નામના તે ( તીર્થંકર ) નામકર્મના ઉદયથી થાય છે, કેમકે તેનું બીજી રીતે વેદન નથી થતું. ત્યા, જેના વડે અહીં જીવો સંસાર-સાગરને તરી જાય છે. તે તીર્થ (સમજવુ ) સંસાર-સાગરમાં જન્મ-જરા-મૃત્યુરૂપી પાણી છે, મિથ્યાત્વ-અવિરતિનું ઊંડાણ છે, મહાભયંકર કષાયરૂપી પાતાલ છે. એ સંસારસમુદ્ર અત્યંત દુર્લંઘ્ય મોહરૂપી આવર્તથી ભયાનક છે, અનેક ભાતિના દુખોના સમૂહરૂપી દુષ્ટ પશુઓથી વ્યાપ્ત છે, રાગદ્વેષ રૂપી વાયુથી ખળભળી ઉઠેલો છે, સંયોગ-વિયોગ રૂપી તરંગોથી ભરચક છે, મનોરથોરૂપી પ્રબળ ભરતીથી વ્યાકુલ છે, અને અતિશય દીર્ઘ છે.

વિવેચન:

**તીર્થંકર નામકર્મ:** તીર્થંકર એટલે, જ્ઞાનાવરણાદિ આઠ કર્મ પૈકી નામકર્મમાંનુ જે એક તીર્થંકર-નામકર્મ નામનું મહાનપુણ્યકર્મ, તેના વિપાકોદયે તીર્થ કરવાના (ધર્મસાધન સ્થાપવાના) સ્વભાવવાળા. પૂર્વના ત્રીજા ભવમા અર્હદ્-વાત્સલ્યાદિ વીસ સ્થાનકમાના કોઇ એક, બે યાવત્ વીસે ય સ્થાનકની ઉપાસના કરવા સાથે 'જગતના જીવમાત્રને કયારે જિનશાસનના રસિક બનાવુ'-એવી ભાવ-કરુણાની ભાવના ભાવવાથી 'તીર્થંકર નામકર્મ' નામનું ઉત્કૃષ્ટ પુણ્ય ઉપાર્જિત થાય છે બીજા પુણ્ય પ્રભાવવંતા ખરા, પણ તે માત્ર પુણ્ય કહેવાય, પણ આ અચિંત્ય પ્રભાવવાળુ પુણ્ય મહાપુણ્ય કહેવાય છે, કેમકે એના ઉદયમા છત્ર ચામરાદિ આઠ મહાપ્રાતિહાર્યની શોભા, પદન્યાસ માટે સુવર્ણકમળ-સમવસરણમય દેશના ભૂમિ, વાણીના ૩૫ અતિશય, વગેરે અલૌકિક સર્જન ચમત્કારિક રીતે થઈ જાય છે એ બધું એ પુણ્યનો અચિંત્ય પ્રભાવ સૂચવે છે. એવા મહાપુણ્યના ઉદયને લીધે તીર્થ કરવાના સ્વભાવવાળા છે.

**પ્ર૦- વીતરાગ સર્વજ્ઞ બનેલાને હવે રાગ-દ્વેષ તો છે નહિ, તો પછી તીર્થસ્થાપન અને કુમત નિરાકરણ શા સારૂ કરે ? અમુક તીર્થનો રાગ હોય તો જ એનુ સ્થાપન, અને ઇતર મત પર અરુચિ હોય તો જ એનું નિરાકરણ થાય ને ?**

ઉ૦- એવો એકાંત નથી. પૂર્વે ઉપાર્જી લાવેલુ તીર્થંકર-નામકર્મ જ એવુ છે કે એ મહાશોભા કરવાપૂર્વક તીર્થસ્થાપન કરાવે જ, કરવા પ્રેરે જ. તે વિના બીજી રીતે એ કર્મનો ભોગવટો થઇ શકે એમ જ નથી, તેમ, એ ભોગવાયા વિના આત્મા પરથી ખસે એવુ નથી, ને તે ન ખસે તો સર્વ કર્મ

ક્ષય રૂપ મોક્ષ ક્યાથી થાય ? માટે કહેવાય છે કે તીર્થંકર નામકર્મના ઉદયમા સહજભાવે પ્રકાશદાતા સૂર્યની જેમ સહજભાવે તીર્થ-સ્થાપના કરાય છે, જગતને તત્ત્વ અને મોક્ષમાર્ગનો પ્રકાશ સહજભાવે અપાય છે, કિંતુ રાગદ્વેષવશ નહિ. માટે કહ્યું કે તીર્થંકર એટલે તીર્થ કરવાના સ્વભાવવાળા, સ્વભાવે તીર્થ કરનારા, કોઇ રાગાદિની પ્રેરણાથી કે આતુરતા-ઉમળકાથી નહિ.

**પ્ર૦ તીર્થ એટલે શું ?**

ઉ૦ તીર્થ એટલે જેનાથી જીવો સંસારસમુદ્ર તરી જાય છે તે.

**પ્ર૦ સંસારને સમુદ્ર જેવો કેમ કહ્યો ?**

ઉ૦ એટલા માટે કે સમુદ્રની જેમ સંસારમાં પાણી છે, ઊંડાણુ છે, પાતાલ છે, આવર્ત, અને દુષ્ટ જનાવરો છે, વંટોળ, તરંગો અને ભરતી છે, તેમ અત્યન્ત લંબાણુ છે, તે આ રીતેઃ-

**સંસારમાં સમુદ્રના ધર્મો:**

(૧) સંસારમા જન્મ-જરા-મૃત્યુરૂપી પાણી છે, કેમકે જેમ સમુદ્ર જલમય,તેમ સંસાર જન્મ-જરા-મૃત્યુમય છે. સંસારમા ક્યા ય પણુ અને ક્યારે ય પણુ જુઓ, 'જન્મ-મરણુ ન હોય એવુ બને નહિ.◆ (૨) સંસારમા મિથ્યાદર્શન અને અવિરતિનુ ઊંડાણુ છે. ઊંડાણુ બે રીતે, એક તો એનો છેડો જ ન જડે; બીજું એમા ઉતરેલાને ઊંચે આવવુ મુશ્કેલ. મિથ્યાત્વ એટલે મિથ્યા મતિ, અને અવિરતિ એટલે મિથ્યા રાગ, આ બને ય એવા ઊંડા છે ! પોતાની જાત, સુખદુંખ, એના નિમિત્ત, હિતાહિત, શત્રુ-મિત્ર ઈત્યાદિ અંગેની મિથ્યામતિમા ફસેલો ક્યાનો ક્યાય ઉતરી જાય છે. એમ, પરના રાગ અને પાપસ્થાનકમાં મગ્નતા રૂપી અવિરતિ પણુ નીચે ને નીચે ઉતારી દે છે. ◆ (૩) જેમ પાતાળ પર સમુદ્ર, તેમ મહા-ભયંકર કષાયના તળ પર સંસાર રહે છે પાતાળની જેમ કષાયો અભેદ્ય વજ્ર સમા છે. કોઇ ભગીરથ પુરૂષાર્થથી એ તૂટે તો જ જન્મમરણાદિમય સંસાર ખેરવિખેર થઇ જાય તેમજ પાતાળની જેમ કષાયો ઘણા ઊંડા છે, એનો સર્વથા નાશ કરવો ઘણો ઘણો કઠિન છે. ▲ (૪) સંસાર-સમુદ્રમાં મોહના આવર્ત છે, ભમરી છે આવર્તમા ફસેલા મોટા જહાજ પણુ બહાર નીકળી શકતા નથી, એ તો નષ્ટ થયે છૂટકો ! એમ મોહમા જો મોટા મુનિ પણુ ફસ્યા તો ચકાવે ચઢે છે, પછી નિકંદન નીકળ્યે અંત ! એવી મોહની ભમરીને લીધે સંસાર રૌદ્રસ્વરૂપવાળો છે. ◆ (૫) સંસાર-સમુદ્રમા દુઃખના સમૂહરૂપી દુષ્ટ જળજંતુઓ છે. સમુદ્રમા વિવિધ જળચર જીવો ન હોય એ ન બને, એમ સંસારમા વિવિધ દુઃખોના પોટલા ન હોય એ ન બને ત્યા જેમ 'મત્સ્ય-ગલાગલ' ન્યાય, તેમ અહીં પણુ એક દુ.ખ બીજા દુઃખને ગળીને મોટું થાય, ને બીજુ ત્રીજાને ગળીને. દુઃખનુ અદ્વૈત સમજો. સુખ દેખાય તે પણુ સુખાભાસ, સરવાળે દુઃખ, મહાદુ.ખ. ▲ (૬) સંસાર-સમુદ્રમાં રાગદ્વેષ રૂપી વંટોળ-વાવાઝોડા ચઢે છે, ને તેથી તે ક્ષોભાયમાન બને છે, તોફાને ચઢે છે ! સંસારમા ચારે કોર તોફાન કોણુ કરાવે છે ? રાગ અને દ્વેષ એકને લેવાનો રાગ છે, બીજાને દેવાનો દ્વેષ છે, અરુચિ છે, પછી બંને વચ્ચે ચાલે છે ટસલ, ખેંચાખેંચી ! ◆ (૭) સમુદ્રમા તરંગોની હારમાળા ચાલે છે, એથી પ્રશાન્તતા નથી. તેમ સંસારમા ઈષ્ટ-અનિષ્ટના સંયોગ-વિયોગોની હારમાળા ચાલે છે, એથી ક્યાં ય શાન્તિ નથી. એક મોજાની પાછળ બીજું, બીજા પાછળ ત્રીજુ, .ચાલ્યુ ! એવુ સંયોગ-વિયોગોમાં છે; સતત અને અસંખ્યાત ! માત્ર એક દિવસના ય ગમતા-અણુગમતા સંયોગ-વિયોગો કેટલા ? ગણુત્રી નથી ! ▲ (૮) સમુદ્રમાં મોટી ભરતીઓ ચઢે છે, તેમ સંસારમા મનોરથોની ભરતી ચઢે છે, એથી એ વ્યાકુળ બને છે. મનોરથ કોને નથી ? નાના બચ્ચાને પણુ મનોરથ થાય છે, ને મૂર્ખને પણુ થાય છે પાછુ મનોરથોનો વેગ વધતો ચાલે છે. નાના મનોરથ પર મોટો, ને મોટા પર તેથી ય મોટો જેમ શેખચલ્લીના મનોરથ. આ મનોરથોમાં પાછી, ક્યાક જોરદાર તમાચ પડતાં, ઓટ પણુ આવે છે. ▲ પરંતુ તે ક્ષણિક થોડીવાર પછી બીજા મનોરથ

ઉઠે છે. (૯) એવો એ સંસાર-સમુદ્ર લાખલચક છે દુનિયાનો મોટામા મોટો સ્વયંભૂ સમુદ્ર પણુ અસંખ્ય જોજનનો છે, ત્યારે સંસારસમુદ્ર અનંતાનંત પુદ્ગલ પરાવર્તની લંબાઇવાળો, અમાપ, અથાગ એક વિલક્ષણુ સમુદ્ર છે.

આવા સંસારનો પાર ક્યારે પમાય ? એ મિથ્યાત્વ, અવિરતિ, કષાય, મોહ, દુ:ખ, રાગદ્વેષ સંયોગ-વિયોગ અને મનોરથોની સમાપ્તિ થાય ત્યારે જ ને ? પણુ એ સમાપ્તિ કયા સરળ છે ? પહેલુ મિથ્યાદર્શન જ એવું નડે છે કે જગતદયાળુ અનંતજ્ઞાની વીતરાગ પ્રભુની ગમે તેટલી સારી હિતની વાત છતાં એ અવગણુાય છે! એક સંસારી જીવની માફક રાગ-દ્વેષ ને કામ-ક્રોધાદિમા ફસેલાને ઈશ્વર પરમાત્મા મનાય છે! પરમ આત્મા કોને કહેવાય એનો વિચાર નથી કરવો. ત્યારે સંસારમા કષાયો, મોહમૂઢતા, અજ્ઞતા, રાગદ્વેષ વગેરે એકેકના કેટકેટલા અવાતર પ્રકારો જીવને પીડી રહ્યા છે! **આવા સંસાર-સમુદ્રથી તારે તેને તીર્થ કહેવાય.**

**અર્હત્-તીર્થ જ કેમ તારક ?:** અરિહંત પરમાત્મા એવા તીર્થના કરનારા હોવાથી તીર્થંકર છે. એમનું જ તીર્થ તારનારૂં છે. શાથી એ તપાસી જુઓ. પૂર્વોક્ત મિથ્યાત્વ, અવિરતિ, કષાય વગેરેનો અંત લાવનારા તત્ત્વો એમા જ છે. 'અહિંસા, સંયમ અને તપ એ ધર્મ, અને એથી જ શ્રેય થાય' 'સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર એજ મોક્ષમાર્ગ'-એમ એ શિખવે છે.

'**स्वधर्मे निधनः श्रेयान् परधर्मो भयावह**।'-પોતાના ધર્મમા મૃત્યુ સારૂં, પરધર્મ ભયકારી છે' જેવી શિખવણી એમા નથી. સ્વધર્મ એટલે ? કસાઈનો કસાઇગીરીનો ધર્મ, ને લૂંટારાનો લૂંટારાગીરીનો ધર્મ. શું એમા કલ્યાણુ ? ધર્મ પોતાનો હોવા માત્રથી આદરણીય નથી; કિન્તુ મોક્ષનું ફલ દેતો હોય તો આદરણીય છે. 'કરે તે ભરે' એટલું જ નહિ, પણુ પાપ ન કરે છતા એના ત્યાગની પ્રતિજ્ઞારૂપી વિરતિ નથી સ્વીકારી ત્યાંસુધી ય કર્મબંધ ચાલુ છે,-એ અર્હત્ના તીર્થની વસ્તુ છે, બીજાને એની ગંધ નથી. એમ કામ અને કષાયની સૂક્ષ્મ માત્રા ઘણુા ઊંચા ગુણુસ્થાનક સુધી પણુ પહોંચતી હોવાનું આ તીર્થની દૃષ્ટિમા આવે છે, માટે જ એ સર્વથા નિષ્કામ અને વીતરાગ બનવાના સૂક્ષ્માતિસૂક્ષ્મ ઉપાયો બતાવે છે. એ એવુ જ્ઞાન આપે છે કે જેના આધારે આરાધના કરતા કરતા રાગદ્વેષાદિ કષાયો નિર્મૂલ થતા આવે. માટે જ એ સાચું જ્ઞાન છે. '**नहि तज्ज्ञानं भवति यस्मिन्नुदिते विभाति रागगणः।**' જે જ્ઞાનરૂપી સૂર્ય ઉદય પામે છતા રાગાદિ સમૂહનો અંધકાર વિકસતો રહે છે તેને જ્ઞાન જ ન કહેવાય.

एतच्च यथावस्थितसकलजीवादिपदार्थप्ररूपकम् अत्यन्तानवद्यान्याविज्ञातचरणकरणक्रियाऽऽधारं त्रैलोक्यगतशुद्धधर्मसंपद्युक्तमहासत्त्वाश्रयम् अचिन्त्यशक्तिसमन्विताविसंवादिपरमबोहित्थाकल्पं प्रवचनं सङ्घो वा, निराधारस्य प्रवचनस्यासंभवाद्; उक्तं च "तित्थं भंते! तित्थं? तित्थगरे तित्थं? गोयमा! अरहा (प्र०...अरिहा) ताव नियमा तित्थंकरे, तित्थं पुण चाउव्वण्णो समणसङ्घो।"

**અર્થ:** એ તીર્થ સમસ્ત જીવાદિ પદાર્થોનું યથાવસ્થિત પ્રતિપાદક, અત્યન્ત નિર્દોષ અને અન્યોને અજ્ઞાત એવા મૂળ-ઉત્તર ગુણુવાળા ચારિત્રની ક્રિયાનો આધારભૂત, ત્રણુ લોકમા રહેલા શુદ્ધ ધર્મરૂપી સંપત્તિવાળા મહાન આત્માઓમા રહેલુ, અને અચિંત્ય પ્રભાવવાળું તથા અવિસંવાદી પરમ જહાજ સમાન પ્રવચનરૂપ છે, અથવા સંઘ સ્વરૂપ (પણુ) છે; કેમકે પ્રવચન આધાર વિના સંભવી શકે નહિ કહ્યું છે, "હે ભગવન્! તીર્થ એ તીર્થ છે કે તીર્થંકર એ તીર્થ છે?" "હે ગૌતમ! અરહંત તો નિયમા તીર્થંકર છે, ત્યારે તીર્થ તો ચતુર્વર્ણું શ્રમણુસંઘ છે."

વિવેચન. પ્ર૦- એવું એ તીર્થ શી વસ્તુ છે ?

ઉ૦ - અર્હત્પ્રવચન એ તીર્થ છે; અથવા ચતુર્વિધ સંઘ એ પણ તીર્થ કહેવાય છે; સંઘ એ તીર્થ એટલા માટે કે પ્રવચન કોઈ સ્વતંત્રસ્થિત વસ્તુ નથી. એ તો અરહંત પ્રભુએ ભાખેલ તત્ત્વ અને મોક્ષમાર્ગમય હોવાથી, શ્રદ્ધા અને આચરણરૂપે સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકામય ચતુર્વિધ સંઘમા રહેનારી વસ્તુ છે. સઘ એનો આધાર છે. આધાર વિના એ સંભવે નહિ. પ્રવચન ક્યાં છે, એમ પૂછનારને એ બતાવવુ હોય તો સંઘ જ બતાવવો પડે. માટે જેમ પ્રવચન એમ સંઘ પણ તીર્થ છે. આગમમા પણ આવે છે કે ભગવાન શ્રી મહાવીર પ્રભુને શ્રી ગૌતમસ્વામી મહારાજે પૂછ્યુ કે-" હે ભગવંત ! તીર્થ એ તીર્થ છે કે તીર્થંકર અરિહત એ તીર્થ છે ?" ત્યારે ત્રિભુવનપતિએ ઉત્તર કર્યો કે-" હે ગૌતમ ! અરિહંત તો નક્કી તીર્થંકર છે, ( તીર્થના કરનારા છે, પણ ખુદ તીર્થ નથી, ) જ્યારે ચતુર્વર્ણ શ્રમણસઘ એ તીર્થ છે."

પ્ર૦ પ્રવચનમાં તીર્થપણુ હોવા માટે શી શી વિશેષતાઓ છે ?

ઉ૦ વિશેષતાઓમા, (૧) અર્હત્-પ્રવચન વિશ્વના જીવ, અજીવ વગેરે સમસ્ત પદાર્થોનું યથાર્થ પ્રકાશક છે. જીવોના ઠેઠ સૂક્ષ્મ એકેન્દ્રિય સુધીના અનેક પ્રકાર, આત્માના શુદ્ધાશુદ્ધ સ્વરૂપની વિસ્તૃત હકીકત, અજીવ દ્રવ્યોમાં વિશેષે કરીને પુદ્ગલનું અને તેમા ય કર્મપુદ્ગલનું સૂક્ષ્માતિસૂક્ષ્મ વિસ્તૃત સ્વરૂપ, તથા સમસ્ત વિશ્વની વિસ્તૃત વ્યવસ્થાનું સ્વરૂપ અર્હત્પ્રવચનમા મળે છે. જીવ-અજીવ, પુણ્ય પાપ, આશ્રવ-સંવર, બંધ-નિર્જરા અને મોક્ષ,-એમ નવ તત્ત્વમા સમાતા નિખિલ ચરાચર જગતનો સ્યાદ્વાદ-અનેકાંતવાદની શૈલીએ યથાવસ્થિત પ્રકાશ અર્હત્-પ્રવચન આપે છે.

(૨) આ પ્રવચન એકલુ તત્ત્વ નિરુપણ કરીને કૃત-કૃત્ય થાય છે એમ નહિ, કિન્તુ મોક્ષના અનન્ય સાધનભૂત ચરણકરણ અર્થાત્ પંચમહાવ્રતરૂપી મૂળગુણ અને પંચસમિતિ-ત્રિગુપ્તિરૂપ ઉત્તર ગુણની સાધક વિવિધ ક્રિયાઓ પણ બતાવે છે. આ ન હોય તો એકલા તત્ત્વજ્ઞાનથી મોક્ષ ન થઈ શકે. કેમકે 'જ્ઞાન-ક્રિયાભ્યા મોક્ષ,'-મોક્ષ એ જ્ઞાન અને ક્રિયા ઉભયથી થાય છે. ક્રિયા પણ નિરવદ્ય, નિર્દોષ અર્થાત્ હિંસાદિ આરંભ-સમારંભ વિનાની જોઈએ. તે અર્હત્પ્રવચને કહેલા ચારિત્ર જીવનમા જ જોવા મળે છે. સાધુજીવનની એકેક ક્રિયા યાવત્ ખાનપાનમા પણ સ્થૂલ-સૂક્ષ્મ જીવોની ત્રિવિધ ત્રિવિધ હિંસાત્યાગનુ સૂત્ર બરાબર જળવાઇ રહે છે. સંયમ વિરાધના, આત્મવિરાધના અને પ્રવચનવિરાધના-એ ત્રણેમાનો એકે ય દોષ લાગવાનો પ્રસંગ ન આવે એવી એમા તકેદારી રખાયેલી છે. એમ બીજાં અસત્ય-સ્તેય-મૈથુન-પરિગ્રહ-પાપોનાં ત્યાગના વ્રત પણ સૂક્ષ્મ કોટિના આલેખ્યા છે. અર્હત્પ્રવચન એ મહાવ્રતોના ઉત્સર્ગ-અપવાદની તથા અતિચાર-પ્રાયશ્ચિત્તની તેમજ સમિતિ વગેરે પંચાચાર-ચર્યાઓની એવી વિસ્તૃત અને ઝીણવટભરી વિગતો રજૂ કરે છે કે જેની ઇતર દર્શનવાળાઓને ગંધ પણ નથી. પ્રવચન તત્ત્વજ્ઞાનસહિત આ નિરવદ્ય ચારિત્રક્રિયામય છે, નિર્ગ્રન્થ ધર્મમય છે, માટે પ્રવચનને નિર્ગ્રન્થ પ્રવચન પણ કહેવાય છે.

(૩) એવા પ્રવચનની ઉપાસના શુદ્ધધર્મસંપત્તિવાળા મહાસત્ત્વશાળી આત્માઓએ કરી છે, અને કરે છે. એવો એમનો ગૌરવવતો ઇતિહાસ, એ પણ અર્હત્પ્રવચનની એક વિશેષતા છે. ઇતર પ્રવ-ચનની આરાધના તો અલ્પ સત્ત્વવાળા જીવો ય કરી શકે છે, પરંતુ આ પ્રવચનની આરાધના માટે મહાસત્ત્વ જોઈએ છે. ઉર્ધ્વલોકમા ઠેઠ અનુત્તર વિમાન અને અધોલોકમાં ઠેઠ સાતમી પાતાલભૂમિના મહાસત્ત્વશાલી જીવ કમમા કમ સમ્યગ્દર્શનરૂપ પ્રવચન-અંશના આરાધક બને છે. સાત્વિક જીવોએ કરેલા પ્રવચનપ્રયોગ જાણવા મળે એથી પણ વિચાર થાય કે ' તો પછી આવા પરમ કલ્યાણહેતુ પ્રવચનની હુ ય આરાધના કરી

લઉં ! મહાવૈભવી, મહાબુદ્ધિનિધાન અને મહાસુકોમળ આત્માઓએ આ પ્રવચનની ઉપાસના કરી તો મારે ય શું બીજું વિચારવા જેવું છે કે શું કઠીન છે? ચારિત્ર-જીવનમાં તો ઘણી સરળતા છે. કેમકે-સંસારના મોટા દુઃખ તો સંતાપના છે. એ સંતાપ મનને ઓછું લાગ્યાના છે, 'પૈસા મળ્યા છે પણ ઓછા છે, સુખ-સગવડ ઓછી છે, માનપાન ઓછા છે,...'આવું આવું મનને ઓછું આવવાનું ચારિત્ર-જીવનમાં રહેતું નથી.' આમ વિચારીને જિનપ્રવચનની ઉપાસનામાં લાગી જવા જેવું છે.

(૪) અર્હત્પ્રવચનની વળી એ વિશેષતા છે કે એ અચિન્ત્ય સામર્થ્યયુક્ત અને અવિસંવાદી એવા શ્રેષ્ઠ જહાજ સમાન છે.

**પ્રવચનનું અચિંત્ય સામર્થ્ય શું?**

એનું અચિંત્ય સામર્થ્ય અનેક દૃષ્ટિએ છે દા. ત. (૧) પ્રવચનની આરાધના અચિંત્ય કોટિનો કર્મનો ક્ષયોપશમ પ્રગટાવી આત્મામાં અપૂર્વ જ્ઞાન, વૈરાગ્ય, ત્યાગ, તપ, ઉગ્ર ધર્મધીરતા, લબ્ધિઓ આદિ જગાડે છે, ..યાવત્ ઉચ્ચ શુક્લધ્યાન, ક્ષપકશ્રેણિ અને કેવળજ્ઞાન સુધી પહોંચાડે છે. (૨) અર્હત્પ્રવચને ભલભલા મિથ્યાદૃષ્ટિઓને એમના મિથ્યાત્વના ક્ષણવારમાં વમન કરાવી મહાસમ્યગ્દૃષ્ટિ અને સમર્થજ્ઞાની મહર્ષિ બનાવ્યા છે; દા. ત. શ્રી ગૌતમસ્વામીજી આદિ ૧૧ ગણધરપ્રભુ, શ્રી પ્રભવસ્વામિજી, શ્રી શય્યંભવસૂરિજી, શ્રી હરિભદ્રસૂરિજી વગેરે. એવું જ નરકાદિ દુર્ગતિની તૈયારીવાળા ભલભલા દુષ્ટ કૃત્ય કરનારાને પણ ઉદ્ધર્યા છે, દા. ત. દૃઢપ્રહારી, અર્જુનમાળી વગેરે. (૩) અર્હત્પ્રવચનના પ્રેર્યા શ્રી કુમારપાળ નરેશ જેવાએ પ્રજાને સુંદર સદાચારો અને માર્ગાનુસારી ગુણોના માર્ગે ચઢાવી છે. (૪) અર્હત્પ્રવચન ઉપાસકના અતીત ભવ ગમે તેવી દુર્દશાવાળા છતા એનો સુંદર સ્થિતિનો ભાવી કાળ સર્જે છે .આ બધું પ્રવચનનું અચિંત્ય સામર્થ્ય સૂચવે છે. અચિંત્ય એટલા માટે કે આપણે ન કલ્પી શકીએ કે આ બધું શી રીતે પ્રવચનના આલંબને બને છે.

**પ્રવચનમાં અવિસંવાદિતા શી?**.

દુઃખસમુદ્ર, મોહસાગર અને ભવોદધિથી તારનાર આ પ્રવચન સમર્થ જહાજ છે, અને તે અવિસંવાદી છે. વિસંવાદી એટલે (૧) જેમા અંદર અંદર જ પૂર્વાપર સિદ્ધાન્ત અને તત્ત્વમાં પરસ્પર વિરોધ આવે; અથવા (૨) જ્યા સિદ્ધાન્ત અને આચારનો પરસ્પરનો મેળ ન થાય; અગર, (૩) જ્યાં સાધનાના ફળ કલ્પિત હોય કિન્તુ વાસ્તવિક નીપજતા ન હોય. અર્હત્પ્રવચનમા આ ત્રણેયમાનો કોઈ વિસંવાદ નથી, કેમકે એમા અનેકાન્તવાદ વગેરે સુસંગત ત્રિકાલાબાધ્ય સિદ્ધાન્તો છે, મોક્ષપ્રાપ્તિના જ ઉદ્દેશવાળી તત્ત્વ-વ્યવસ્થા છે, અહિંસા-સંયમ-તપના પવિત્ર અને ઠેઠ માર્ગાનુસારીની ભૂમિકાથી ઉચ્ચ મુનિજીવનની ભૂમિકા સુધીના ક્રમબદ્ધવ્યવસ્થિત આચારો છે. વળી એ સિદ્ધાન્તો, તત્ત્વો, તથા આચારો શ્રીવીતરાગ સર્વજ્ઞ ભગવંતના ઉપદેશેલા, છે, તેમજ એના ઉપાસકને પ્રત્યક્ષ પણ ફળસંવેદન કરાવે છે. તાત્પર્ય, પ્રવચન દૃષ્ટેષ્ટાવિરુદ્ધ અર્થાત્ પ્રત્યક્ષ અને ઇષ્ટને અવિરુદ્ધ છે.

**(લ૦) ततश्चैतदुक्तं भवति,—घातिकर्म्मक्षये ज्ञानकैवल्ययोगात् तीर्थंकरनामकर्म्मोदयतस्तत्स्वभावतया आदित्यादिप्रकाशनिदर्शनतः शास्त्रार्थप्रणयनात्, मुक्तकैवल्ये तदसम्भवेनागमानुपपत्तेः, भव्यजनधर्म्मप्रवर्त्तकत्वेन परम्परानुग्रहकरास्तीर्थंकरा इति तीर्थंकरत्वसिद्धिः ॥४॥**

**અર્થ**.- તેથી કહેવું આ છે કે, ઘાતી કર્મોનો ક્ષય થયે જ્ઞાનકૈવલ્ય પ્રાપ્ત થઇને તીર્થંકરનામકર્મનો ઉદય થવાથી તીર્થ કરવાના સ્વભાવના હિસાબે સૂર્ય વગેરેના પ્રકાશના દૃષ્ટાન્તથી આગમ(રચના) માટેના પદાર્થનું પ્રકાશન થાય છે. મુક્તકૈવલ્ય થયે અર્થકથન અસંભવિત હોવાથી આગમ(રચના)

આત્મામાં નીપજેલી એક શુભ સ્થિતિ છે. એ જ જીવને ધર્મમા ઉતારે છે, માટે ધર્મમાં એ સાક્ષાત કારણ છે. પરંતુ એ ક્ષયોપશમાદિ પ્રગટવામા તીર્થંકર ભગવાન હેતભૂત છે, તેથી એ પ્રભુ ધર્મ માટે જરૂરી ક્ષયોપશમાદિ યાને કલ્યાણયોગ્યતા જન્માવવા દ્વારા ધર્મ પ્રત્યે પરંપરાએ કારણ બન્યા. ◆ ૨. બીજી રીતે તીર્થંકરદેવ પરંપરાએ અનુગ્રહ કરનારા એટલે માત્ર પોતાની હયાતીકાળ સુધી જ નહિ કિન્તુ ઠેઠ પોતાનું શાસન ચાલે ત્યાં સુધી જીવોને સારૂં દેવપણું, સારૂં મનુષ્યપણું વગેરે કલ્યાણનો લાભ થવામા ઉપકારક; કેમકે શાસન ચાલે છે ત્યાં સુધી જીવો એના આલંબને ધર્મસાધના કરી સુદેવત્વાદિ કલ્યાણ ઉપાર્જે છે, અને શાસન ઉપકારક, એટલે શાસનદાતા જ ઉપકારક કહેવાય.

અહીં બંને અર્થમા કલ્યાણયોગ્યતા અથવા કલ્યાણપ્રાપ્તિ અંગે તીર્થંકર ભગવાનને અનુગ્રહ-હેતુ યાને કારણભૂત કહ્યા; એ સૂચવે છે કે આપણને એ બન્ને વસ્તુ તીર્થંકરપ્રભુના અનુગ્રહથી પ્રાપ્ત થાય છે. તીર્થંકરદેવ કલ્યાણયોગ્યતા અને કલ્યાણના દાતા છે માટે આપણા મન પર એમની કૃતજ્ઞતાનો કેટલો ભાર રહેવો જોઇએ ? કેટલીકવાર માણસ ભૂલો પડી માની લે છે કે–'તીર્થંકર ભગવાન તો વીતરાગ હોવાથી કશું કરતા નથી, કશું દેતા નથી.' પરંતુ એમ માનીને ઉપકારનો ખ્યાલ ચૂકતાં તીર્થંકર પ્રભુ ઉપર હૈયાના હેત ઉભરાતા નથી; પરંતુ આ 'તિત્થયરાણં' પદની અને આગળ 'લોગનાહાણં' 'અભયદયાણં' આદિ પદોની વ્યાખ્યા જોવાય, તો સ્પષ્ટ જણાશે કે તીર્થંકર ભગવાન કલ્યાણ અને કલ્યાણયોગ્યતાના અથાગ ઉપકારને કરનારા છે, તથા યોગક્ષેમ, અભય આદિના કરનારા છે. ભગવાનનો આ ઉપકાર ધ્યાનમા રહે તો પળેપળે એમ થાય કે–'અહો ! અરિહંત પ્રભુની મારા પર કેટલી અપરપાર કૃપા કે ઠેઠ સારા મનુષ્ય ભવથી માંડીને અનેકાનેક કલ્યાણપ્રાપ્તિ મને કરાવી રહ્યા છે !' એવો ઉપકારનો ખ્યાલ વાતવાતમાં પરમાત્માની કૃતજ્ઞતા મન પર લાવે, પરમાત્મા પ્રત્યે દિલમા પ્રીતિભક્તિને ઉછળતી રખાવે, અને અર્હદ્-ભક્તિને તથા અર્હત્-શાસનની શક્ય સઘળી ઉપાસનાને, તન-મન-ધનના ભારે ભોગ અપાવવા સાથે વાણી, વિચાર અને વર્તાવમાં ઉતારે.

આ રીતે 'તીર્થંકર' પદથી અરિહંત પરમાત્મામા તીર્થ કરવાપણું સિદ્ધ થયું.



## ૫. સયંસંબુદ્ધાણં

(લ૦-) एतेऽप्यप्रत्ययानुग्रहबोधतन्त्रैः सदाशिववादिभिस्तदनुग्रहबोधवन्तोऽभ्युपगम्यन्ते, 'महेशानुग्रहाद् बोधनियमा'विति वचनात्। एतद्व्यपोहायाह 'स्वयंसंबुद्धेभ्यः' ॥

**અર્થ:** મહેશના અનુગ્રહથી (જ) બોધ થવાનું પ્રતિપાદન કરનારા શાસ્ત્રને માનનાર સદાશિવવાદીઓ આવા તીર્થ કરનારને પણ મહેશના અનુગ્રહથી જ બોધવાળા થવાનું માને છે. કેમકે એમનું શાસ્ત્રવચન છે કે-' **મહેશાનુગ્રહાદ્ બોધનિયમૌ** '- 'બોધ' અર્થાત્ સત્પ્રવૃત્તિ-અસદ્નિવૃત્તિનું કારણભૂત જ્ઞાન, અને 'નિયમ' એટલે કે સદાચારપ્રવૃત્તિ-અસદાચાર નિવૃત્તિ, એ (બે) મહેશના અનુગ્રહથી જ થાય. એ (મત)ના નિરાકરણ માટે 'સયંસંબુદ્ધાણં'-( સ્વયંસંબુદ્ધને) પદ મૂકે છે.

વિવેચન

**' મહેશાનુગ્રહ 'મત** હવે ' સયંસંબુદ્ધાણં ' પદની વ્યાખ્યા કરતા સદાશિવવાદીના મતનું નિરાકરણ કરે છે. સદાશિવવાદીઓનું આગમ અપ્રત્યયના અનુગ્રહથી બોધ થવાનું માને છે. એ કહે છે "અપ્રત્યય એટલે કે પ્રત્યયની અર્થાત્ કારણ સામગ્રીની અપેક્ષા રાખ્યા વિના જેનું અસ્તિત્વ છે, એવા મહેશ, સદાશિવ અનાદિશુદ્ધ પરમાત્મા, એ કાઇ કોઈ વિશિષ્ટ ધર્મ-સાધનારૂપી કારણ સામગ્રી દ્વારા અનીશ ( અસમર્થ ) આત્મામાંથી મહેશ (મહાઇશ) નથી બન્યા, જીવમાથી શિવ નથી બન્યા ! પરંતુ અનાદિ કાળથી જ જેમ આકાશ છે, તેમ મહેશ છે, સદાના શિવ જ છે. એમના અનુગ્રહથી જ બોધ મળે, નિયમ મળે. ' **महेशानुग्रहाद् बोधनियमौ** ' । માણસનું શુ ગજું છે કે પોતાની ઇચ્છા કે પુરુષાર્થ માત્રથી એ મેળવી શકે ?એમ અનાદિ પરમેશ્વરની કૃપા વિના મળતુ હોત તો તો કાળ તો પાર વિનાનો અનંતો ગયો તો એટલા કાળમાં બોધનિયમ મેળવી લીધા ન હોત ? અથવા બધા ય જીવો મેળવી ન લેત ? માટે કહેવુ જોઈએ કે જેને જયારે મહેશનો અનુગ્રહ થાય, તેને ત્યારે બોધનિયમ મળે. મહેશનો અનુગ્રહ ન સ્વીકારવામા આવે, ને જો પોતાના પુરુષાર્થથી જ થવાનું મનાય, તો દિલ કઠોર થઈ જાય, અભિમાનગ્રસ્ત બને. દા. ત. બાપનો ઉપકાર ન માનનાર દીકરો મળેલી હોશિયારીમા અહંકારી અવિનયી બને છે ને ?

**બોધ અને નિયમ:**

બોધ એટલે ગમે તેનું જ્ઞાન કે પોપટિયું જ્ઞાન નહિ કિન્તુ સતમા પ્રવૃત્તિ કરાવી શકે અને અસતથી નિવૃત્તિ કરાવી શકે એવુ જ્ઞાન; જે જ્ઞાન સત્પ્રવૃત્તિ અને અસદ્-નિવૃત્તિને પ્રેરે તે. જ્ઞાન તો પ્રકાશ છે, એ છતે અસત્ એટલે કે સ્વાત્માનું નિકંદન કાઢનારા હિંસા-પરિગ્રહાદિ અને કામ-ક્રોધાદિ પાપોમાથી પાછા હટવાનુ ન બને, તેમ સત્ એટલે કે આત્મ-હિતકારી અહિંસા-ક્ષમાદિ ધર્મમા પ્રવૃત્ત થવાની દૃષ્ટિ ન આપે તો એ પ્રકાશ શાનો ? જ્ઞાન શાનું ? પછી ચાહ્ય તે તત્ત્વનું જ્ઞાન હો કે દુન્યવી કેળવણી હો. જ્ઞાન તો સત્-અસતનો બોધ અને વિવેક કરાવે, સત્ની રુચિ અને અસત્ની અરુચિ જગાડી દે. એમ નિયમ એટલે આત્માનું નિયમન કરે તે, અર્થાત્ સત્મા પ્રવૃત્તિ અને અસત્થી નિવૃત્તિ એ નિયમ. સત્થી આઘો ભાગે અને અસત્મા દોડાદોડ કરે એ તો એની યથેચ્છ અનિયન્ત્રિત ચેષ્ટા છે નિયમ એ ઉપરોક્ત બોધનો અમલ છે, એનાથી આત્મા નિયમિત બને છે.

બની શકે જ નહિ. (આમ અરહંતો) ભવ્ય જીવોને ધર્મમા પ્રવર્તક તરીકે પરંપરાએ ઉપકાર કરનારા તીર્થંકરો છે. એમ તીર્થંકરપણાની સિદ્ધિ થઇ.

**વિવેચન:-** અરહંત પ્રભુનું 'તીર્થકર' એવુ વિશેષણ મૂકીને એ સૂચવવુ છે કે એ તીર્થસ્થાપના કરે છે, અર્થાત્ સૂત્રરચના માટે અર્થપ્રકાશન કરે છે તે કૈવલ્ય પ્રાપ્ત કરીને કરે છે.

**બે પ્રકારનું કૈવલ્ય**

પ્ર૦ કૈવલ્ય પ્રાપ્તિ પછી તો તરત જ મોક્ષ થાય, ત્યા શી રીતે તીર્થસ્થાપના કરી શકે ?

ઉ૦ કૈવલ્ય બે પ્રકારે છે, એક જ્ઞાનકૈવલ્ય, અને બીજું મોક્ષકૈવલ્ય. કૈવલ્ય એટલે એકાત. જ્ઞાન-કૈવલ્ય એટલે જ્ઞાનનો એકાત, એકાતે જ્ઞાન, અર્થાત્ જ્યા લેશમાત્ર અજ્ઞાન નહિ. મોક્ષકૈવલ્ય એટલે એકાતે મોક્ષ, તેથી જ્યા લેશમાત્ર બંધન નહિ. એ સર્વકર્મોનો ક્ષય થવાથી નીપજે છે. ત્યારે, જ્ઞાનનું કૈવલ્ય એ જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અંતરાય નામના ચાર આત્મગુણઘાતી કર્મોનો સર્વથા નાશ થવાથી થાય છે. અહીં હજી અઘાતી કર્મ ઊભા છે, તેથી મોક્ષ નથી થયો, ને તીર્થ સ્થાપે છે.

**પ્ર૦ ચાર ઘાતી કર્મનો નાશ થવા સાથે જ બાકીના વેદનીય, આયુ, નામ અને ગોત્ર એ અઘાતી કર્મ પણ કેમ નાશ ન પામે ?**

ઉ૦ જ્ઞાનાવરણાદિ ચાર કર્મ તો સંયમ અને બાહ્ય-આભ્યન્તર તપથી નાશ કરી શકાય એવા છે; કિન્તુ એ નાશ થવા ઉપર બાકી રહેલા વેદનીયાદિ ચાર કર્મ ભોગવવા દ્વારા નાશ પામે છે. માટે એનો ભોગકાળ વીત્યા પછી જ મોક્ષકૈવલ્ય થાય; પણ જ્ઞાનકૈવલ્યની સાથોસાથ નહિ. અલબત વ્યક્તિવિશેષે તે કર્મોની સ્થિતિમા તરતમતા હોવાથી મોક્ષકૈવલ્ય જ્ઞાનકૈવલ્ય પછી વહેલું-મોડુ થાય .. યાવત્ વહેલામાં વહેલું અંતમુહુર્તમા પણ થાય. એવા આત્માઓને પછી ઉપદેશ કરવાનો અવસર રહેતો નથી. પરંતુ અરિહંત પ્રભુને તો જ્ઞાનકૈવલ્ય પ્રગટ્યા પછી મોક્ષકૈવલ્ય થવાને ઠીક ઠીક સમય બાકી હોય છે. એ કાળમા એ સદેહ-અવસ્થાવાળા છે, તેમજ એમને જ્ઞાનકૈવલ્ય પ્રાપ્ત થતાં જ તીર્થંકર-નામકર્મ નામનું ઉત્કૃષ્ટ પુણ્યકર્મ ઉદયમાં આવે છે. એ એમને ભોગવવુ જ રહે છે, અને એના વિપાકનો સ્વભાવ એ છે કે એમને તીર્થસ્થાપનામા જોડે જ. એટલે એમ કહેવાય કે જેવી રીતે સૂર્ય લોકને પ્રકાશિત કરે છે તે સ્વભાવે કરીને, ને ચંદ્રકાન્ત મણિ દાહને નિવારે છે તે સહજ-પણે, પણ કોઈ ઈચ્છા-આતુરતાથી નહિ, તેવી રીતે તીર્થંકર પણ સહજભાવે તીર્થપ્રવર્તન માટે પ્રવર્તે છે, કિન્તુ કોઇ રાગાદિથી નહિ

**ત્રિપદી અને આગમ રચના:**

તીર્થપ્રવર્તનમાં એ પોતાના ગણધર શિષ્યોને આગમ-રચના માટે વિશ્વના પદાર્થોનું પ્રકાશન કરે છે. એ પ્રકાશન 'ઉપ્પન્ને ઇ વા' 'વિગમે ઇ વા,' 'ધુવે ઇ વા'-જેને માતૃકાપદ અથવા ત્રિપદી કહેવાય છે, એ ત્રણ પદથી કરે છે. એમાં એ કહી દે છે કે-'સમસ્ત વિશ્વના પદાર્થો ઉત્પન્ન થાય છે, સાથે જ નાશ પામે છે, અને સાથે જ સ્થિર પણ રહે છે' તીર્થકરનામકર્મના ઉદયનો પ્રભાવ એવો છે કે એની સાથે ઉચ્ચારાયેલા આ પદોનું શ્રવણ ગણધર શિષ્યોના શ્રુતજ્ઞાનાવરણ કર્મોના જબરદસ્ત ક્ષયોપશમ કરાવવામા નિમિત્ત બને છે. અલબત, ત્યા રહેલા અન્ય શ્રોતાઓને તેવો ક્ષયો-પશમ નથી થતો અને ગણધરોને જ થાય છે, તો સિદ્ધ થાય છે કે તેમ થવામાં ગણધર ભગવાનની પણ અનેરી યોગ્યતા કારણભૂત છે; છતાં તેમાં તીર્થંકરવચનનો અને તીર્થંકરદેવનો અસાધારણ ઉપકાર છે. કોલેજોમા પ્રોફેસરના કથનનો વિશેષ ભાવ અમુક જ સમર્થ વિદ્યાર્થી ખેચી શકે છે, છતા એ ખેચવામાં વિદ્યાર્થીની યોગ્યતા ઉપરાત એ ભાષણનો જેવો તેવો ઉપકાર નથી. નિમિત્તની આવી સિદ્ધ કારણતાનો

અપલાપ કરવો એ વસ્તુસ્થિતિનો જ ઈન્કાર છે. ગણધર ભગવાનના આત્મામાં એ ક્ષયોપશમ જાગતા વિશ્વના ધર્માસ્તિકાયાદિ ષડ્દ્રવ્યો અને એના પર્યાયોનો અમાપ પ્રકાશ ઝળહળી ઉઠે છે, અને એના બળે ત્યાં ને ત્યા આચારાગ આદિ દ્વાદશાંગી આગમ શાસ્ત્રની રચના કરે છે, અને તેના યથાર્થપણા ઉપર શ્રીતીર્થંકર ભગવાન મહોર છાપ મારી આપવારૂપે કહે છે, 'દ્રવ્ય–ગુણ–પર્યાયથી હું તીર્થની અનુજ્ઞા આપુ છું,' અર્થાત્ આ આગમો હવે તમે બીજાને આપજો. તો ગણધરદેવોએ આ શાસ્ત્ર ત્યારે રચ્યા કે જયારે એના અર્થનુ પ્રકાશન પહેલાં તીર્થંકર ભગવાને કર્યું એનું નામ તીર્થંકરણ.

## વેદ નિત્ય કેમ ન હોઇ શકે ?:-

એ મુક્તકૈવલ્ય થયે ન બની શકે, કેમકે ત્યા શરીર જ નહિ, તો મુખ પણ નહિ, તો ઉપદેશ–દાન અને શસ્ત્ર–રચના પણ નહિ, કેમકે શબ્દ એ મુખમાના કંઠતાલુના સંયોગથી ઉત્પન્ન થવા વાળી વસ્તુ છે, પણ અનાદિ નિત્ય વસ્તુ નહિ વેદને નિત્ય કહેનારને પ્રશ્ન છે કે જગતભરના ય શબ્દ નિત્ય કેમ ન હોય ? વળી, જો પુરુષને શાસ્ત્રપ્રણેતા માનવામા પુરુષના સંભવિત દોષથી શાસ્ત્રમા અયથાર્થતાની સંભાવના કરો છો, તો નિત્ય વેદનો જગત આગળ સ્ફોટ કરનાર પુરુષ પણ નિર્દોષ ન હોવાના કારણે એનુ વેદપ્રકાશન અને અર્થબોધન અયથાર્થ હોવાનું કેમ સંભવતુ નથી ? માટે 'આગમ કોઇ પુરુષે રચેલા નહિ પણ અપૌરુષેય, નિત્ય, અને ધર્મ માટે સ્વતન્ત્રપણે પ્રમાણભૂત છે'–એવી કલ્પના અયુક્ત છે. એ તો તપ–સંયમની પરાકાષ્ઠાએ પહોચી પ્રાપ્ત કરેલ જ્ઞાનકૈવલ્ય એ સર્વસાક્ષાત્કારી પ્રમાણ હોવાને લીધે જ એના આધાર પર રચાયેલ શાસ્ત્ર પ્રમાણભૂત બને છે. અસર્વજ્ઞે સ્વતંત્રપણે રચેલ શાસ્ત્ર પ્રમાણ માનવામા વ્યભિચાર દોષ છે, અર્થાત્ પછી તો ગમે તેવાના શાસ્ત્ર પ્રમાણ બનવાની આપત્તિ આવે ! માટે પ્રમાણભૂત શાસ્ત્ર ન તો અનાદિના હોય, કે ન અસર્વજ્ઞકથિત હોય.

## તીર્થંકર પરંપરાએ ઉપકારક બે રીતે:

તીર્થંકર ભગવાન યોગ્ય જીવોને ધર્મમાં ઉતારનારા છે, એ તરીકે પરંપરાએ ઉપકારક છે. અહીં 'પરંપરાએ'ના બે અર્થ છે; ૧. જીવોને કર્મક્ષયોપશમ થવામા કારણ બનવા દ્વારા, અને ૨. પોતાનું શાસન ચાલે ત્યાં સુધી. એમાં ◆ (૧) જીવોનો દાનાદિ ધર્મમા અવતાર થાય એમા સાક્ષાત્ ઉપકારક–કારણ તરીકે પોતાની કલ્યાણ–યોગ્યતા છે. માટે જ તેવી યોગ્યતા ન હોય તો ધર્મપ્રવેશ નથી થઇ શકતો. આ કલ્યાણયોગ્યતા આત્માનો ક્ષાયોપશમિકાદિ પરિણામ છે.

**પાચ પ્રકારના પરિણામ:--** પરિણામ એટલે પરિણમન, ભાવ, સ્થિતિ. તે આત્મામાં પાંચ પ્રકારે હોય છે, તેમાં **૧. ઔદયિક પરિણામ** એટલે પરિણમન, કર્મના ઉદયથી સર્જાતી આત્માની સ્થિતિ, દા. ત. જ્ઞાનાવરણ કર્મના ઉદયથી આત્મામાં અજ્ઞાનની સ્થિતિ ઊભી થાય છે, મનુષ્યગતિ અને મનુષ્યાયુકર્મના ઉદયે મનુષ્યપણાની સ્થિતિ સર્જાય છે. **૨. ક્ષાયોપશમિક પરિણામ** એટલે કર્મનો ક્ષયોપશમ થવાથી આત્મામાં ઊભી થતી સ્થિતિ; દા. ત. 'જ્ઞાનાવરણ'કર્મના ક્ષયોપશમથી આત્મામાં કાઇક બોધની સ્થિતિ જાગે છે, અર્થાત્ જ્ઞાનપરિણામ પ્રગટ થાય છે. **૩. ઔપશમિક પરિણામ** એટલે દર્શનમોહનીય કે ચારિત્રમોહનીય કર્મનો સર્વથા ઉપશમ થતાં આત્મામાં પ્રગટતી નિર્મળ સમ્યક્ત્વ કે ચારિત્રની સ્થિતિ. **૪. ક્ષાયિક પરિણામ** એટલે કર્મનો સર્વથા ક્ષય થવાથી આત્મામા પ્રગટતુ સહજ સ્વરૂપ, દા ત. સર્વ જ્ઞાનાવરણ કર્મનો ક્ષય થતાં પ્રગટતુ કેવળજ્ઞાન યાને સર્વજ્ઞતાની સ્થિતિ. **૫. પારિણામિકભાવ** એટલે આત્માનો અનાદિ અનંત અથવા અનાદિ સાત પરિણામ, દા. ત. ભવ્ય જીવમા જીવત્વ અને ભવ્યત્વ. અભવ્ય જીવમા અભવ્યત્વ. ભવ્યત્વ એ મોક્ષ થતા અંત પામે છે, માટે એ અનાદિ સાત પરિણામ છે.

કલ્યાણયોગ્યતા એ ક્ષાયોપશમિકાદિથી યાને મિથ્યાત્વ મોહનીયાદિ કર્મના ક્ષયોપશમ આદિથી

આ બોધ અને નિયમ એ જ કલ્યાણ કરે છે, પરંતુ તે મહેશના અનુગ્રહ વિના ન જ મળી શકે. માટે ગમે તેવા તીર્થ-સ્થાપકને પણ અનાદિ સિદ્ધ મહેશનો અનુગ્રહ જોઈએ જ. એ અનુગ્રહ વિના સ્વયં બોધવાળા અર્થાત્ સ્વયંબુદ્ધ ન બની શકે."

આવો સદાશિવવાદીનો મત વ્યાજબી નથી; માટે એનું નિરાકરણ કરવા હવે 'સયંસંબુદ્ધાણ' પદ મૂકી તીર્થંકરને સ્વયંસંબુદ્ધ કહે છે. હવે એનો અર્થ

(લ૦-) तथाभव्यत्वादिसामग्रीपरिपाकतः प्रथमसंबोधेऽपि स्वयोग्यताप्राधान्यात्, त्रैलोक्याधिपत्यकारणाचिन्त्यप्रभावतीर्थकरनामकर्मयोगे चापरोपदेशेन. 'स्वयं'आत्मनैव 'सम्यग्'-वरबोधिप्राप्त्या बुद्धा मिथ्यात्वनिद्रापगमसंबोधेन स्वयंसंबुद्धाः ।

અર્થ તથાભવ્યત્વાદિ સામગ્રીનો પરિપાક દ્વારા થતા પ્રથમ સંબોધનમાં પણ પોતાની યોગ્યતા જ પ્રધાન કારણ હોવાથી, તેમજ ત્રિલોકના અધિપતિપણાને સર્જનારા અચિંત્યપ્રભાવવાળા તીર્થંકર નામકર્મના યોગ વખતે બીજાનો ઉપદેશ (પામવાનું) નહિ હોવાથી, સ્વયંસંબુદ્ધ બનેલા અરહંત પ્રભુ છે. સ્વયં એટલે જાતે જ, સંબુદ્ધ અર્થાત્ સમ્યગ્ બુદ્ધ; સમ્યગ્ એટલે વરબોધિ (સમ્યક્ત્વ)ની પ્રાપ્તિ દ્વારા, બુદ્ધ એટલે મિથ્યાત્વરૂપી નિદ્રાના નાશપૂર્વક સંબોધથી ભાવ-જાગ્રતિ પામેલા.

વિવેચન.

**સ્વયંસંબુદ્ધનો અર્થ:** 'સ્વયંસંબુદ્ધ' એટલે જાતે જ સંબુદ્ધ બનેલા, બુદ્ધ એટલે પ્રતિબુદ્ધ, મિથ્યાત્વમોહરૂપી ભાવનિદ્રા ત્યજીને સમ્યક્ચારિત્ર-પ્રાપક સમ્યગ્દર્શનરૂપી ભાવજાગ્રતિથી જાગ્રત બનેલા. ચાલુ નિદ્રા એ દ્રવ્ય-નિદ્રા છે, અને એમાંથી જાગવું એ દ્રવ્ય-જાગ્રતિ છે; ત્યારે મિથ્યાત્વમોહવશતા એ ભાવનિદ્રા, અને સમ્યગ્દર્શનયુક્તતા એ ભાવજાગ્રતિ કહેવાય, સબુદ્ધતા કહેવાય. માણસ આમ ગમે તેટલો જાગતો અને ખબરદાર હોય, પરંતુ જો મિથ્યાત્વને પરવશ છે તો વસ્તુના વાસ્તવિક ભાન વિનાનો હોઈને ભાવથી યાને પરમાર્થથી બેભાન છે, અબુદ્ધ છે, ઉંઘતો જ છે. માટે સાચી સભાન અવસ્થા, સાચી જાગ્રતિ અને સંબુદ્ધતા વસ્તુતત્ત્વના સત્યદર્શન યાને સમ્યગ્દર્શનમા છે. અરહંત પ્રભુ એ સંબુદ્ધતા શું પ્રથમ ભવમા, કે શું ચરમ ભવમા, પોતાની જાતે જ પ્રાપ્ત કરે છે. ચરમ એટલે કે છેલ્લા ભવમાં તો એમને પ્રારંભથી જ સંબોધ સિદ્ધ હોય છે, અને એમા ગૃહવાસ ત્યજી ચારિત્ર અંગીકાર કરે છે તે પણ કોઈ ગુરુના ઉપદેશ વિના જ, અને ગુરુ કર્યા વિના જ. એવા એ સ્વયંસંબુદ્ધ છે કોઇ ગુરુની સારણા, વારણાદિની જરૂર નથી હોતી ત્યારે પ્રથમ ભવમા અલબત જે સંબોધ જન્મે છે તેમા કોઇક ગુરુનો ઉપદેશ નિમિત્તરૂપે મળ્યો હોય છે, પરંતુ એ સંબોધ થવામા ય મુખ્ય કારણ તે નથી કિન્તુ અરહંત પ્રભુના આત્માની યોગ્યતા જ પ્રધાન હેતુ છે

પ્ર૦ પોતાની યોગ્યતા તો પહેલાં ય હોય ને? તો પહેલા કેમ સંબોધ નથી થતો?

ઉ૦ યોગ્યતાને સફલ થવા માટે તથાભવ્યત્વાદિ સામગ્રીનો પરિપાક થવાની જરૂર રહે છે. તથાભવ્યત્વ એ શું? ભવ્યત્વ એટલે મોક્ષ પામવાની લાયકાત તે સર્વ ભવ્યોમા હોય, પરંતુ જીવો ભિન્ન ભિન્ન કાળે, ભિન્ન ભિન્ન સહકારી નિમિત્તો દ્વારા, ભિન્ન ભિન્ન યોગપુરુષાર્થ કરીને મોક્ષ પામે છે. કોઈને આજે બોધ અને નિયમ મળે, તો બીજાને અસંખ્ય કાળ પછી. કોઇ બુઝે સામાન્ય ગુરુથી તો કોઈ બુઝે ગુરુ ગૌતમસ્વામી મહારાજ જેવાથી. કોઈને બે ત્રણ ભવના પુરુષાર્થથી મોક્ષ થાય, તો સમરાદિત્ય જેવાને નવ ભવના ભારે પુરુષાર્થથી મુક્તિ મળી. આ બધાના મૂળમા યોગ્યતા-ભેદ જવાબદાર છે. એ સૂચવે છે કે મોક્ષ પામવાની યોગ્યતા વ્યક્તિ દીઠ જુદી જુદી હોય છે એનુ નામ

જ તથાભવ્યત્વ એ વ્યક્તિભેદે જૂદું જૂદું. દા. ત. મહાવીરપ્રભુનો ઉપદેશ તો એ જ હતો, પરંતુ સુલસા–રેવતી આદિને જ તીર્થંકર–નામકર્મ મળ્યું, બીજાને નહિ. આથી પુરવાર થાય છે કે તથા-ભવ્યત્વ નિરનિરાળું હોય છે.

તીર્થંકર ભગવાનનું તથાભવ્યત્વ વિશિષ્ટ કોટિનું હોય છે, તેથી એમા એવી વિશિષ્ટતા છે કે એના લીધે એમનો જીવ સ્વયં સંબુદ્ધ બને. એટલું ખરૂં કે તથાભવ્યત્વનો પરિપાક થાય ત્યારે જ એમ બને, સાથે ભવિતવ્યત્વાદિ અન્ય કારણોને પરિપાકનો પણ સહકાર રહે છે. કાર્યનું નિર્માણ કારણ–સમૂહની ફલોન્મુખ અવસ્થા ઉપર થાય છે, ફલોન્મુખ=કાર્યસિદ્ધિ તત્પર. એ અવસ્થા એ જ પરિપાક. પરંતુ અહીં સંબુધતા રૂપી કાર્યની નિષ્પિત પ્રત્યે તથાભવ્યત્વ યાને વિશિષ્ટ યોગ્યતા એ પ્રધાન કારણ છે, કેમકે કાર્ય અહીં જે સંબુદ્ધતા રૂપ છે એ સંબુદ્ધતા એટલે સમ્યગ્ બુદ્ધતા અર્થાત્ 'વરબોધિ' સમ્યક્ત્વની પ્રાપ્તિ પૂર્વકની બુદ્ધતા આ વરબોધિયુક્ત બુદ્ધતા તીર્થંકરના આત્માને જ વરે છે. બીજા જીવોને ગુરુના ઉપદેશાદિથી બુદ્ધતા પ્રાપ્ત તો થાય છે, પરંતુ તે સામાન્ય બોધિવાળી બુદ્ધતા. ત્યારે અહી જે વરબોધિ એટલે કે તીર્થંકર-પણું અપાવે એવા શ્રેષ્ઠ સમ્યક્ત્વથી સંપન્ન બુદ્ધતા મળે છે, એમા ગુરુ–ઉપદેશ કારણભૂત હોવા છતા એના કરતા પોતાની યોગ્યતા જ પ્રધાન કારણ હોવાનું સિદ્ધ થાય છે. દૃષ્ટાન્ત તરીકે સ્વાતિનક્ષત્રના વૃષ્ટિબિન્દુથી શુક્તિમા મોતી ઉત્પન્ન થાય છે, ત્યા વૃષ્ટિજલ કરતા શુક્તિની યોગ્યતા જ મુખ્ય કારણ ગણાય; નહિતર તો એ જ વૃષ્ટિજલ ભૂમિમા પડીને કેમ મોતી ઉત્પન્ન નથી કરી શકતુ ?

**(લ૦–) न वै कर्म्मणो योग्यताऽभावे तत्र क्रिया क्रिया, स्वफलाप्रसाधकत्वात्, प्रयास-मात्रत्वात् । अश्वमाषादौ शिक्षापक्त्याद्यपेक्षया सकललोकसिद्धमेतदिति नामन्ये सदाशिवानुग्रहः, सर्वत्र तत्प्रसङ्गाद्, अभव्यत्वाविशेषादिति परिभावनीयम् ।**

**અર્થ:** (ક્રિયાના) કર્મની યોગ્યતા ન હોય તો ત્યા ક્રિયા એ ક્રિયા જ નથી (ક્રિયા-ભાસ છે,) કેમકે એ પોતાના ફળને ઉત્પન્ન નથી કરતી; કારણ કે એ પ્રયાસમાત્ર છે. અશ્વને શિક્ષા અને કાગડું ચોળાને પચન, ઇત્યાદિની દૃષ્ટિએ ક્રિયાનું પ્રયાસમાત્રપણું સકલ લોકમા પ્રસિદ્ધ છે. એ હિસાબે જ સદાશિવનો અનુગ્રહ અભવ્ય જીવ પર નથી થતો, નહિતર (યોગ્યતા વિના પણ જો અનુગ્રહ થઈ શકતો હોય તો) સર્વત્ર અનુગ્રહ થવાનો પ્રસંગ આવે, કેમકે અભવ્યત્વ તો (હવે ભવ્ય-ત્વને) સમાન બન્યુ એ સારી રીતે વિચારણીય છે.

**વિવેચન.**

**અનુગ્રહ પણ યોગ્યતાની અપેક્ષા રાખે જ છે** તીર્થંકર ભગવાનના આત્માને પ્રથમ સંબોધ થવામા, જેમ કચારો છેદાવામા તેમ, ખરી રીતે પોતાની યોગ્યતાનો પ્રકર્ષ કારણભૂત છે. કચારો છેદવામા પુરુષની મહેનત મામુલી હોવાથી કહેવાય છે કે–' लूयते केदार स्वयमेव ' કચારો જાતે જ કપાય છે. શીઘ્રતા અને સરળતાથી કપાવામા એની કોમળતા જ ખરેખર કારણ છે. જો કોમળતા ન હોય તો કાપવાની ક્રિયા એવી સફળતા ન પામે, ને તેથી એ સહેજે કાપવારૂપ ક્રિયા જ ન કહેવાય. વ્યાકરણની દૃષ્ટિએ ક્રિયાનો એક કર્તા હોય છે, ને બીજુ કર્મ હોય છે એમાં કર્મ જો અયોગ્ય હોય એટલે કે ક્રિયાની પ્રત્યે વિષય તરીકે પરિણમવાના સ્વભાવ વિનાનું હોય અર્થાત્ ક્રિયાના ફળને ઝીલવા અસમર્થ હોય તો તે ક્રિયા આયાસમાત્ર બને છે, એ લોકપ્રસિદ્ધ છે, દા. ત. કાગડું કઠોળ પકાવવાની ક્રિયા. એ ક્રિયાના ફળ તરીકે થવી જોઈતી નરમાશ કાગડામા આવતી નથી, તેથી એને રાંધવાની ક્રિયા એ ક્રિયામાત્ર થઈ કહેવાય છે કે કાગડુ રાંધવાની ક્રિયા વ્યર્થ ક્રિયા છે, ખરી પાકક્રિયા જ નથી. એમ કજાત દુષ્ટ ઘોડા પર શિક્ષણક્રિયાનું ફળ નથી નીપજતું, તેથી એ ક્રિયા

પણ ખરેખરી ક્રિયા નથી. એ રીતે, રૂની ઉપર લાખનો રંગ ચઢાવવાની કે રેતીને ઘાણીમાં પીલવાની ક્રિયા પણ ફળના અભાવે ક્રિયાભાસ છે આ દૃષ્ટાન્તોની અપેક્ષાએ લોકસિદ્ધ વસ્તુ છે કે કર્મની અયોગ્યતાને લીધે ફળના અભાવે ક્રિયા એકાન્તે મજૂરીમાત્ર છે, પણ ક્રિયારૂપ નથી.

પ્ર૦-બીજાની કરેલી ક્રિયામાં ક્રિયાભાસતા હો, પરંતુ અચિંત્યપ્રભાવી સદાશિવની અનુગ્રહ-ક્રિયામાં ક્રિયાભાસતા ન હોય એવું ન બને?

ઉ૦ ના, સદાશિવની અનુગ્રહ-ક્રિયામાં પણ જો જીવને યોગ્યતાના અભાવે ફળરૂપે બોધ વગેરે પરિણમતો ન હોય તો એ અનુગ્રહક્રિયા પણ ક્રિયાભાસ જ છે માટે તો સદાશિવ મોક્ષને માટે અયોગ્ય-એવા અભવ્ય જીવ પર બોધનો અનુગ્રહ નથી કરતા જો અનુગ્રહ કરવામાં જીવની યોગ્યતા લક્ષમાં ન જ લેવાતી હોય તો એમને અભવ્ય પર પણ અનુગ્રહ કરવાની આપત્તિ આવશે! એમણે એ અનુગ્રહ કરવો જોઈએ, પણ કરતા નથી એ હકીકત છે. નહિતર તો પછી બધા પર અનુગ્રહ થાય ને? કેમકે મહત્ત્વ અનુગ્રહનું જ હોઈને યોગ્યતા જેવી તો કોઈ વસ્તુ નહિ રહેવાની; તેથી યોગ્યતાનો અભાવ બધા જ જીવોમાં એક સરખો રહેવાનો! અને એ સમાન હોય, પછી એવું શાથી કે એકના પર અનુગ્રહ અને બીજાના પર નહિ? મહેશને પોતાને તો કોઈ રાગદ્વેષ છે નહિ કે એકને ઉગારે ને બીજાને ટાળે! તેમ તમારે જીવોમાં ભવ્ય-અભવ્યનો વિભાગ નથી માનવો કે જેથી અભવ્ય પોતાની નાલાયકતાને કારણે અનુગ્રહમાંથી છૂટી જાય! તેથી કહો કે અનુગ્રહની શકયતા યોગ્ય જીવ પર જ છે; અનુગ્રહ યોગ્યતાને આધીન છે. માટે આ ખૂબ ધ્યાનમાં લેવા જેવું છે કે સર્વત્ર કાર્ય થવામાં ફળ પામનારની પોતાની યોગ્યતા પહેલું કારણ બને છે. તીર્થંકર પ્રભુની યોગ્યતા તો એટલી બધી ઊંચી છે કે મુખ્યતયા એના જ પ્રતાપે એ વરબોધિ-સમકિત પામવાપૂર્વક બુદ્ધ બને છે, યાને સ્વયંસંબુદ્ધ બને છે. તેથી એમના પર મહેશના અનુગ્રહની વાત અપ્રમાણ ઠરે છે.

**અનાદિ મહેશ હોઇ જ ન શકે:** બીજી વાત એ છે કે તેવા કોઇ અનાદિ શુદ્ધ મહેશ જ હોઈ શકતા નથી; કેમકે એમ હોવામાં કોઈ પ્રમાણ નથી, છતાં ય જો માનો, તો ય પ્રશ્ન છે કે બધા પર એ અનુગ્રહ કેમ નથી કરતા? અનુગ્રહ એક સાથે કેમ નથી કરતા? અનુગ્રહને બીજાં કારણોનો સહકાર કેમ જોઇએ છે? આ વિચારતાં મહેશાનુગ્રહ યુક્તિ-વિરુદ્ધ ઠરે છે. ત્યારે અનુગ્રહ ન માનવામાં હૃદય શુષ્ક અને અભિમાની થવાની પૂર્વે જે આપત્તિ દેખાડી, તે વ્યાજબી નથી, કેમકે તીર્થંકરનો અનુગ્રહ તો કારણભૂત માનીએ જ છીએ; પણ તે અનેકાંતવાદની શૈલીથી, તેથી ઉપરના પ્રશ્નોનું સમાધાન થઇ જાય છે.

(લ૦-) बोधिभेदोऽपि तीर्थकरातीर्थकरयोर्न्याय्य एव, विशिष्टेतरफलयोः परम्परा-हेत्वो(हेतो)रपि भेदात्; तदभावे तद्विशिष्टेतरत्वानुपपत्तेः। भगवद्बोधिलाभो हि परम्परया भगवद्भावनिर्वर्तनस्वभावो, न त्वन्तकृत्केवलिबोधिलाभवदतत्स्वभावः, तद्वत् ततस्तद्भावासिद्धेरिति तत्तत्कल्याणाऽऽक्षेपकानादितथाभव्यभावभाज एते। इति स्वयंसंबुद्धत्वसिद्धिः। ॥ ५ ॥

**અર્થ.** તીર્થંકરના અને બીજાના સમ્યક્ત્વમાં ભિન્નતા હોવાનું પણ યુક્તિયુક્ત જ છે, કેમકે વિશિષ્ટ કાર્ય અને અવિશિષ્ટ (સામાન્ય) કાર્યના પારંપરિક કારણોમાં ભેદ પડે જ. એ ભેદ ન હોય તો તો કાર્યમાં વિશિષ્ટતા અને અવિશિષ્ટતા ઘટી જ ન શકે. ત્યારે તીર્થંકર ભગવાનનો (આદ્ય) બોધિલાભ તો પરંપરાએ અર્થાત્ અનેક ભવ પછી તીર્થંકરપણું નીપજાવવાના સ્વભાવવાળો હોય છે; નહિ કે અંતકૃત્કેવળજ્ઞાનીના બોધિલાભની જેમ તેવા સ્વભાવ વિનાનો. એટલા માટે એ ભગવાન (વર-

બોધિલાભાદિ) તે તે કલ્યાણનું આકર્ષણ કરવાવાળા અનાદિ વિશિષ્ટ તથાભવ્યત્વને ધરનારા હોવાનું સિદ્ધ થાય છે. આ રીતે સ્વયંસંબુદ્ધતાની સિદ્ધિ થઇ. (૫)

વિવેચન: વરબોધિ શું ?:

પ્ર૦ બીજા જીવોનું સમ્યક્ત્વ એ બોધિ, અને તીર્થંકર ભગવાનનું સમ્યક્ત્વ એ વરબોધિ, એવો ભેદ શું યુક્તિયુક્ત છે ? કેમકે સમ્યક્ત્વ એટલે તો તત્ત્વાર્થશ્રદ્ધા, એમા તો ફરક હોય નહિ, પછી ભેદ શાથી ?

ઉ૦- બોધિ કરતાં વરબોધિ એ ભિન્ન છે, વિશેષતાવાળું છે એ વાત યુક્તિસિદ્ધ છે. સમ્યક્ત્વનું સ્વરૂપ તત્ત્વાર્થશ્રદ્ધા ખરૂં, પરંતુ એ મિથ્યાત્વ મોહનીય કર્મના ક્ષયોપશમથી પ્રગટે છે, અને ક્ષયોપશમના અસંખ્ય પ્રકાર હોવાથી સમ્યક્ત્વના તેટલા પ્રકાર પડે એ સહજ છે. અલબત આપણને ક્ષયોપશમની તથા સમ્યક્ત્વની ભિન્નતાઓ આમ ન દેખાય, પરંતુ એના યોગે જન્મ પામતા કાર્યોમા દેખાતી ભિન્નતા પરથી એ કલ્પી શકાય. બે કાર્યો, એક વિશિષ્ટ અને બીજુ સામાન્ય, એમ ભિન્ન જાતના જોઈ એના કારણોની ભિન્નતા પર, અને એની ભિન્નતાથી એના ય કારણોની ભિન્નતા પર જવુ પડે. ત્યારે જગતમાં પણ જોઇએ તો દેખાય છે કે એક કાર્ય વિશિષ્ટ થયુ અને બીજું સામાન્ય થયુ, તો એના સાક્ષાત્ તો શું પણ પરંપરાના કારણો ય વિશિષ્ટ અને સામાન્ય એમ ભેદવાળા હોય છે. દા. ત. દૂધ બે સરખા દેખાતા હોય, પણ એના કાર્યરૂપ બે માવામા ભેદ હોય તો એ દૂધ રૂપી કારણમા તો શું પણ એના ય કારણભૂત પશુ, એનો ખોરાક, વગેરેમા ય ભેદ હોય છે, વિશિષ્ટ કાર્યનું કારણ વિશિષ્ટ અને સામાન્યનું સામાન્ય. એ કારણોમા જો ભેદ ન હોય તો કાર્યોમા વિશિષ્ટતા–સામાન્યતા આવી જ ન શકે.

ત્યારે તીર્થંકરનો જીવ જે તીર્થંકરપણું પામે છે, એના પૂર્વ પૂર્વ કારણો જોઇએ તો પરંપરાએ સમ્યક્ત્વની ઉપર આવવુ પડે છે. હવે જો એ તીર્થંકરપણાનું કાર્ય વિશિષ્ટ કોટિનુ છે, તો એનું પરંપરાએ કારણ જે સમ્યક્ત્વ, તે પણ વિશિષ્ટ કોટિનું હોવાનું જ. કહો કે એમનું જ સમકિત આગળ જઇને તીર્થંકરપણાના વિશિષ્ટ કાર્યને પેદા કરવાના સ્વભાવવાળું હોય છે. અવશ્ય તીર્થંકરપણાને ઉત્પન્ન કરવાના સ્વભાવવાળું હોય જ છે, પણ નહિ કે મરુદેવી માતા જેવા અન્તકૃત્ કેવળજ્ઞાની ભગવાનના સમ્યક્ત્વની જેમ તેવા સ્વભાવ વિનાનુ. અન્તકૃત્ કેવળજ્ઞાની એટલે જેમનું કેવળજ્ઞાન તરત જ અંત અર્થાત્ નિર્વાણને પમાડનારૂં હોય છે તે. એમને હજી વધુ કાળ નક્કી ભોગવવા પડે એવા તીર્થંકર નામકર્મ વગેરે કર્મ બાકી નથી, જે કર્મ બાકી છે તે કેવળજ્ઞાનરૂપી સૂર્ય પ્રગટવા ઉપર ક્ષણવારમાં ભોગવાઈ નષ્ટ થઈ જાય અને સીધો મોક્ષ જ અપાવે એવા છે. જો એમના બોધિલાભ જેવો જ તીર્થંકરનો બોધિલાભ હોત તો તો પેલાની જેમ આમાથી આગળ જતા તીર્થંકરપણું પ્રાપ્ત ન થાત. પણ અહીં તો તે પ્રાપ્ત થાય છે, માટે સ્પષ્ટ છે કે એ સમ્યક્ત્વ વિશિષ્ટ કોટિનું છે; એટલે કે સામાન્ય બોધિરૂપ નહિ, કિન્તુ વરબોધિ સ્વરૂપ છે. એ ય વળી એમના આત્માની જે યોગ્યતાના આધારે જ પ્રગટ્યું છે, તે યોગ્યતા પણ વિશિષ્ટ કોટિની સાબિત થાય છે. વૈયક્તિક યોગ્યતા એટલે તથાભવ્યત્વ તો આ રીતે એમનું તથાભવ્યત્વ પણ વિશિષ્ટ હોવાનું સિદ્ધ થયું. મૂળમા એની જ વિશેષતા એવી છે કે એ આગળ આગળ ઠેઠ તીર્થંકરપણા સુધીના વિવિધ વિશિષ્ટ કલ્યાણોને ખેંચી લાવી શકે છે. તેથી જ કહેવાય કે તીર્થંકર ભગવાનના આત્માની તેવી સહજ યોગ્યતા હોઇને એ સ્વયં સંબુદ્ધ બને છે આ રીતે સ્વયં–સબુદ્ધતા સિદ્ધ થઇ.

## :બીજી હેતુસંપદાનો ઉપસંહાર:

(લ૦–) एवम् आदिकर्तॄणां तीर्थकरत्वेन(प्र०... ० करत्वम्)अन्यासाधारणस्वयंसंबोधेन (स्तोतव्यसंपत्सिद्धिः) इति स्तोतव्यसंपद एव प्रधाना साधारणासाधारणरूपा हेतुसंपदिति ॥२॥

અર્થ એ રીતે આદિકરમા (જ) તીર્થંકરતા હોવાને લીધે અન્યમા અલભ્ય એવો સ્વયં-

સંબોધ હોવાથી સ્તોતવ્ય સંપદાની સિદ્ધિ થઇ. એટલા માટે સ્તોતવ્યસંપદાની (આ ત્રણ પદરૂપી) મુખ્ય સાધારણ–અસાધારણસ્વરૂપ હેતુ–સંપદા કહેવાય છે.

વિવેચનઃ

હવે 'આઇગરાણું', તિત્થયરાણું, સયંસંબુદ્ધાણું '–એ ત્રણ પદોની બનેલી દ્વિતીય સંપદાનો ઉપસંહાર કરે છે. પહેલી સંપદા 'સ્તોતવ્યસંપદા' અર્થાત્ સ્તુતિપાત્રના નામનિર્દેશને કરનારા પદસમૂહ રૂપ હતી; બીજી સંપદા સ્તોતવ્ય શ્રી અરિહંત પ્રભુના સાધારણ–અસાધારણ હેતુને કહેનારી છે, અર્થાત્ એ સ્તોતવ્ય શાથી છે તેના કારણને બતાવનારી છે. તેમા આદિકરત્વ એટલે જન્મકર્મસંબંધ આદિનું કર્તૃત્વ, એ ધર્મ બીજા જીવોમા પણ હોય છે, તેથી સાધારણ કહેવાય; જ્યારે તીર્થંકરત્વ અને સ્વયંસંબુદ્ધત્વ ફક્ત અરહંત પ્રભુમા હોવાથી અસાધારણ છે. એટલે ત્રણેય પદની સાધારણાસાધારણ હેતુસંપદા થઈ. એમા આદિકરત્વ એ સાધારણ ધર્મ હોવા છતા એને અહીં લેવાનું એક કારણ એ, કે એ હોઈને જ તીર્થંકરપણું ઘટી શકે છે; તેમજ બીજું એ કે એવા પણ એ આત્મા પુરુષાર્થથી ઠેઠ તીર્થંકરપણા સુધી પહોચી શકે છે એવી પ્રેરણા સૂચવાય છે.

અહી એટલું ધ્યાનમા રાખવાનું છે કે આ સંપદા અર્થાત્ આદિકરત્વ વગેરે ધર્મો મુખ્ય છે, આત્માના જ વાસ્તવિક ધર્મ છે, પણ નહિ કે ઔપચારિક, અર્થાત્ મુખ્યપણે પ્રકૃતિ વગેરે બીજાના ધર્મ રહીને આમા માત્ર આરોપિત થનારા.



## ૬. પુરિસુત્તમાણં.

(લ૦–) એતે ચ સર્વસત્ત્વૈવંભાવવાદિભિર્બૌદ્ધવિશેષૈઃ સામાન્યગુણત્વેન ન પ્રધાનતયાઽઙ્ગીક્રિયન્તે, 'નાસ્તીહકશ્ચિદભાજનં (પ્ર૦ ભાજનઃ) સત્ત્વઃ' ઇતિવચનાત્। તદેતન્નિરાચિકીર્ષયાઽઽહ 'પુરુષોત્તમેભ્યઃ' ઇતિ।

**અર્થ:** 'આ અરહંત પ્રભુ વળી સામાન્ય ગુણવાળા હોઈને પ્રધાન પુરુષ નથી,–' એવું સર્વ જીવો એક જ જાતના હોવાનું કહેનારા અમુક બૌદ્ધો માને છે, કેમકે 'જગતમાં કોઈ જીવ અયોગ્ય નથી,'–એવો એમના આપ્તનો ઉપદેશ છે. તેથી એ મતનું નિરાકરણ કરવા કહે છે. (અરહંતનું વિશેષણ) 'પુરિસુત્તમાણં;' અર્થાત્ પુરુષોત્તમને (નમસ્કાર હો)

**વિવેચન**

**'સર્વ જીવ એક જાતીય' વાદી બૌદ્ધનો મત:**

હવે છટ્ઠા 'પુરિસુત્તમાણં' પદની વ્યાખ્યા શરૂ થાય છે. આ પદ 'સર્વ જીવ એક જાતીય' વાદી અમુક બૌદ્ધોના મતનો નિષેધ કરવા અર્થે છે લાગે છે કે તે બૌદ્ધો વૈભાષિક શાખાના હોય. કેમકે તેઓ જ વાસ્તવિક સર્વનું યા જીવનું અસ્તિત્વ માને છે. એની મુખ્ય શાખા છે, માધ્યમિક, યોગાચાર, વૈભાષિક અને સૌત્રાન્તિક. એની વિચારણા અહીં પ્રસ્તુત નથી. એ બૌદ્ધોનું આગમવચન છે કે, '**નાસ્તીહ કશ્ચિદભાજન સત્ત્વઃ**'–જગતમાં કોઈ જીવ અયોગ્ય નથી. શું નર, કે શું નારક વગેરે, સર્વ જીવો ગુણો માટે યોગ્ય છે; સામગ્રી મળે તેમ તેમ એ પ્રગટ થાય. એટલે પરોપકારનું આચરણ, વગેરે ગુણો જેમ સામાન્યતયા બીજા જીવોમાં ય ઉપલબ્ધ થઈ શકે છે, એમ તીર્થંકરના આત્મામાં મળે છે. અર્થાત્ એ ય બીજા જીવોની જેમ સાધારણ ગુણવાળા છે, પણ એમનામાં કોઈ અસાધારણ મૌલિક વિશેષતા નથી; બીજાની અપેક્ષાએ એમનું આત્મદ્રવ્ય પ્રધાન યાને ચઢીયાતું નથી.

આ મતના નિરાકરણ માટે 'પુરિસુત્તમાણં' પદથી અરહંત પરમાત્માની પ્રધાનતા સૂચવે છે તે આ રીતે:–

(લ૦) પુરિ શયનાત્ પુરુષાઃ સત્ત્વા એવ, તેષામ્ ઉત્તમાઃ સહજતથાભવ્યત્વાદિભાવતઃ પ્રધાનાઃ પુરુષોત્તમાઃ। તથા હિ, આકાલમેતે (૧) પરાર્થવ્યસનિનઃ, (૨) ઉપસર્જનીકૃતસ્વાર્થાઃ, (૩) ઉચિતક્રિયાવન્તઃ, (૪) અદીનભાવાઃ, (૫) સફલારમ્ભિણઃ, (૬) અદૃઢાનુશયાઃ, (૭) કૃતજ્ઞતાપતયઃ, (૮) અનુપહતચિત્તાઃ, (૯) દેવગુરુબહુમાનિનસ્તથા, (૧૦) ગમ્ભીરાશયા ઇતિ।

**અર્થ:** પુર્ અર્થાત્ દેહમાં શયનથી યાને રહેવા થકી પુરુષ (કહેવાય તે) જીવો જ છે. તેમને વિષે ઉત્તમ, તે પુરુષોત્તમ; અર્થાત્ સહજ તથાભવ્યત્વાદિ ભાવ દ્વારા પ્રધાન. તે આ રીતે; એ અનાદિ કાળથી [1]પરોપકારના વ્યસનવાળા, [2]સ્વાર્થને ગૌણ કરનારા, [3]ઉચિત-ક્રિયાવાળા, [4]દીનતા-રહિત, [5]સફળ-પ્રયત્નવાળા, [6]દૃઢઅપકારબુદ્ધિ વિનાના, [7]કૃતજ્ઞતાના સ્વામી, [8]અભગ્ન-ચિત્તવાળા, [9]દેવ-ગુરુ પર બહુમાનયુક્ત, અને [10]ગંભીર-અભિપ્રાયવાળા હોય છે.

**વિવેચન–પુરુષોત્તમ શી રીતે ? :–**

**'પુરુષોત્તમ'** એટલે પુરુષોમાં ઉત્તમ. **'પુરુષ'** એટલે પુરમા શયન કરનારા, અર્થાત્ દેહમાં રહેનારા; તે સસારી જીવમાત્ર. એમને વિષે અરહંત પ્રભુનો જીવ ઉત્તમ હોય છે, અર્થાત્ પ્રધાન હોય છે, ઉચ્ચ જાતિના હોય છે. એમ હોવાનું કારણ એમનામા રહેલ અનાદિસિદ્ધ તથાભવ્યત્વ નામનો ભાવ છે. એના દ્વારા અરહત પ્રભુનો જીવ બીજા જીવો કરતા પ્રધાન છે, તે આ રીતે:–

અનાદિકાળથી એ (૧) **પરાર્થવ્યસની** હોય છે. બીજા જીવોને સ્વાર્થ સાધવાની મુખ્ય લગની હોય છે, ત્યારે આમને પરાર્થ યાને પરોપકાર કરવાની, બીજાની સેવા કરવાની, બીજાને પોતે કામમાં આવવાની પ્રધાન વૃત્તિ હોય છે, અને (૨) **સ્વાર્થને ગૌણ કરનારા** હોય છે.

પ્ર૦ આ અનાદિકાળથી કહો છો પણ નિગોદ એકેન્દ્રિય (સાધારણ વનસ્પતિકાય) અવસ્થામાં એ કયા પરોપકાર કરે છે?

ઉ૦ ત્યાં સામગ્રીના અભાવે ક્રિયારૂપે ભલે પરોપકાર–વ્યસન ન દેખાય, પરંતુ ગુણરૂપે, સ્વરૂપ-યોગ્યતારૂપે એ છે જ. માટે જ એ તેવો ભવ, વિચારક મન, પરોપકારના સયોગ, ઇત્યાદિ સામગ્રી મળતા મુખ્યપણે પરોપકાર કરવાના રસિયા હોય છે; જ્યારે એ સ્વાર્થને, અલબત નહિ જ સાધનારા એમ નહિ, કિન્તુ ગૌણ કરનારા હોય છે. **સ્વાર્થ પછી, પરોપકાર પહેલો,** સેવા પહેલી. દા. ત. કહે છે ને કે–'ખાવા કરતા ખવરાવવુ ગમે,' 'ખાઈ ન જાણે, ખવરાવવી જાણે.' (૩) વળી એ **ઉચિત ક્રિયા કરનારા** હોય છે. એમના કાર્યો ઔચિત્યથી ભરેલા, અને એમની રહેણીકરણી ઔચિત્યથી ઝગમગતી હોય છે. તેમજ, (૪) એમનામા, **દીનતા નથી હોતી.** સંપત્તિ વખતે 'એ ચાલી જશે તો શુ થશે'–એવી હાયવોય કે ભયભીત દશા નહિ, આપત્તિ વખતે અધીરતા, ને હિમત હારવાપણુ નહિ, જાતને દુખી માનવાની નહિ, બીજાની આગળ રોદણા, કાલાવાલા કે આજીજી કરવાપણુ નહિ, રાક અને ગરીબડા બનવાનું નહિ. વળી એ (૫) **સફલારંભી** અર્થાત્ એવા કાર્યને હાથમા લેનારા હોય છે કે જે સફળ નીવડે; નિષ્ફળ પ્રયત્ન નહિ કરનારા પણ સફળ યત્ન આદરનારા. આ ગુણની પાછળ દીર્ઘ-દર્શિતા, પ્રેક્ષાપૂર્વકારિતા (વિચારપૂર્વક કાર્ય કરવાપણુ) વગેરે ગુણો કામ કરતા હોય છે. વળી, એ (૬) **અદૃઢાનુશય** હોય છે, એટલે કે એમને અપકારી ઉપર પણ અપકાર કરવાની દૃઢ બુદ્ધિ નથી હોતી. સંસારી જીવ છે, પોતાનુ કોઇ બગાડનારો નીકળે તો બચાવ અર્થે એને શિક્ષા કરવાનું કદાચ મન થાય, પરંતુ તે મન ક્ષણભર; સ્થિર નહિ. બદલો લેવાની કે શિક્ષા કરવાની ગાઠ વાળી રાખવા જેવી દૃઢ અપકારબુદ્ધિ નહિ; તેમ તત્કાળ પણ એનો નાશ કરી નાખવા જેવી દૃઢ અપકારબુદ્ધિ નહિ, એટલુ ફોરૂં અને કોમળ મન! સહિષ્ણું અને વિશાળ દિલ! બીજું, એ (૭) **કૃતજ્ઞતાના સ્વામી** હોય છે, માત્ર કોકવાર કૃતજ્ઞતાને દાખવી એમ નહિ, પણ સિદ્ધ કૃતજ્ઞતાવાળા; પોતાના ઉપર થયેલા બીજાના થોડા પણ ઉપકારને નહિ ભૂલનારા; અને અવસરે પ્રત્યુપકાર કરનારા. આ એમને કોઈએ શિખવવુ પડતુ નથી, પણ જીવનસિદ્ધ ગુણથી બને છે. માટે એ કૃતજ્ઞતાના સ્વામી છે. વળી, એ (૮) **અનુપહતચિત્ત** હોય છે, ચિત્તનો ઉપઘાત અર્થાત્ ઉત્સાહભંગ, મનોભેદ, બુદ્ધિવિપર્યાસ, નિરાશા, ચચળ મન વગેરે થવા દેતા નથી; એવા એ સ્થિતપ્રજ્ઞ બન્યા રહે છે. તેમજ (૯) એ **દેવગુરુ પર બહુમાન ધરનારા** હોય છે. એવા સહજ વિવેકથી એ સંપન્ન હોય છે કે જે એમને દેવગુરુને ઊંચા સ્થાને હોવાનું દેખાડે છે, અને એમના પર આદરયુક્ત બનાવે છે. વળી, એ (૧૦) **ગંભીર આશયવાળા** હોય છે; કોઇપણ વસ્તુ કે પ્રસંગ પર ઉપલકિયો વિચાર નહિ કિન્તુ ઊંડો વિચાર ધરનારા હોય છે, તેમજ માયાવી નહિ તેમ છીછરાય નહિ, એવા સ્વાત્મનિષ્ઠ હોય છે કે બાળ જીવોથી એમના ઊંડા તત્ત્વરક્ત

હૃદયને સમજવું કઠિન હોય છે. ગંભીર આશયના હિસાબે એ પોતાના ગુણુ કે વિશેષતાને બહાર ગાનારા નથી હોતા, તથા વાણી અને વર્તાવ છીછરા કે તોછડા નહિ, પરંતુ ગભીર ભાવભર્યા હોય છે.

**આત્મોન્નતિ માટેના ૧૦ ગુણ:** બીજા જીવોમા નહિ અને તીર્થંકરના જીવમા રહેલી આ સહજ ઉત્તમતા એમને બીજા જીવો કરતા ઉત્તમ યાને પુરુષોત્તમ ઠેરવે છે. એ એમને આત્મોન્નતિમા ખૂબ સહાયક નીવડે છે. તેથી બીજા જીવોમા ભલે સહજભાવે નહિ સહી, તો ય પ્રયત્નપૂર્વક આ ઉત્તમતાના દસ ગુણુ જો પ્રવેશ પામે, તો સ્વાત્માની ઉન્નતિને સારો અવકાશ અને વેગ મળે. કહો કે ઉત્તમ બનવા માટે આ દસ ગુણોની ભૂમિકા એક મહાન ઉપાય છે તેથી અહીં મૂળ ગ્રન્થ કે ટીકાગ્રન્થમા એનો વિસ્તાર નહિ છતાં થોડો વિચાર કરી લઇએ.

(૧) પહેલો ગુણુ **પરાર્થવ્યસન** પ્રાપ્ત કરવા એ વિચારવુ જરૂરી છે કે સંસારના અનત ભવોમા સ્વાર્થ–પટુતા ઘણી કેળવી, તેથી જ દુ ખદ ભવભ્રમણુ મીટતા નથી, હવે તો ધર્મશાસન–સહિત માનવભવ પામ્યો તો સ્વાર્થને ગૌણુ બનાવી પરોપકાર–પ્રવીણુ બનુ અહીં જ આનો અવકાશ છે, પછીના હલકા ભવોમા તો એ કયાથી બની શકાવાનું હતુ ? ત્યારે પછીનો ભવ કદાચ માનવનો મળી ગયો તો ય અહીં વહાલા કરેલા સ્વાર્થના કુસંસ્કાર ત્યાં જાગ્રત રહીને બીજુ શાનું સુઝવા દેશે ? સ્વાર્થાંધતા તો માણુસને કીટ–પશુની હરોલમા મૂકે છે ભાણુામા ખાવા લીધુ અને કોઈ અજાણ્યો પરદેશી આવી ચઢયો, હવે ત્યા જો એને પોતાનુ ભાણું સોપીને ખૂશી થવાય તો શારીરિક માનવતા નહિ, પણુ ગુણુસપન્ન માનવતાની કક્ષામા રહ્યા ગણુાય. સેવા અને પરોપકાર એ તો માનવ જીવનનો પહેલો પાયો છે. એનું સસ્કરણુ પમાડનારી માતાપિતાની નિશ્રામા રહેવાને બદલે, બોર્ડિંગોમા કે જયા બીજાની સેવારૂપે પાણીનુ પવાલુ ય ભરવાનું નથી હોતુ ત્યા રહેવામા પરાર્થવૃત્તિ યાને સેવા–પરોપકારની સુટેવનું ઘડતર નથી મળતુ એ આજે જોવા મળે છે ને ? ઘેર હોય, ભાઈઓ સાથે જમવા બેઠો, પાણી લીધુ નથી, ને મા ત્યા કહે કે–'કેમ ? પાણી જાત માટે લેવુ નહિ, ને બીજા માટે ય નહિ ? ભાઇઓની સેવા નહિ કરે તો બીજાની શું કરવાનો ?' તો ત્યા સસ્કરણુ મળે બાળપણુથી માતાપિતાનું કરી છૂટવું, કુટુંબના વડિલો અને નાનડિયાનું કરી છૂટવુ, અવસર મળ્યે આડોશીપાડોશીનુ કરી છૂટવુ, શિક્ષકનું ને ધર્મગુરુનુ કરી છૂટવુ, આવુ સારૂં સંસ્કરણુ થયું હોય તો પછી જીવનભર પરાર્થવ્યસન ગુણુ ઝળકતો રહે. તીર્થંકરના જીવમા પાયામા આ ગુણુ હોવા પર મહાવિશેષતા સર્જાય છે, તો બીજાને પણુ વિશેષતા કેમ ન સર્જાય ? સેવા–પરોપકારની લગની એ તો હૃદયને એવુ કુણુ બનાવે છે કે એમા બીજા ગુણોને જગા મળે.

(૨) સ્વાર્થને ગૌણુ રાખવો સંસારમા રહ્યા સ્વાર્થ તો સધાવાનો; પણુ એને ગૌણુ રાખવાનો. બજારમા પૈસા કમાયા પર ઝટ થાય 'આટલો પરમાર્થ કરીશ.' વેપારી છાપુ આખું જોઈ જશે, પણુ વેપારના સમાચાર મુખ્યપણે વાચશે, જયારે દુનિયાના સમાચાર ગૌણુપણે જોઇ જશે. સ્વાર્થની કરણી એમ ગૌણુ થવી જોઇએ, સ્વાર્થની મુખ્યતા અને પ્રબળતા તો ક્રોધ, લોભ, ઈર્ષ્યા, વગેરે કેટલાય દોષોને જગાવે છે, વધારે છે, અને પાછું એ કર્તવ્ય મનાવે છે સ્વાર્થ ગૌણુ કરે તો તો સામાની ભૂલમા એમ થાય કે–'આવા સયોગમા આમ જ થાય. એ શુ, પણુ હુ ય ભૂલ કરી નાખુ'; પછી ત્યા ક્રોધ ન ફાલેફૂલે. એમ લોભ અંગે પણુ થાય કે–' દુનિયામા જે બધુ છે તે પર કાઈ મારા એકલાનો હક નથી, બીજાનો ય હક છે, તો હુ શા માટે લોભિયો થાઉં ? ' સ્વાર્થ ગૌણુ હોય તો ઈર્ષ્યાના સ્થાને એમ થાય કે–' સામાને મળ્યુ તે સારૂ થયું. મારો એ જૈન ભાઇ છે ' સ્વાર્થબુદ્ધિ અનાદિના પાશવી વારસા ઉપર નભે છે. એની સામે મન મજબૂત કરીને કલ્પનાના ધોરણો ફેરવવાની જરૂર છે, તો સ્વાર્થબુદ્ધિનુ જોર ઘટતુ આવે. સ્વાર્થ ગૌણુ કર્યા વિના ધર્મમા તન્મય નહિ થવાય.

(૩) **ઉચિતક્રિયા** પણુ અત્યન્ત જરૂરી ગુણુ છે કેમકે વિચાર, વાણી અને વર્તાવમા ઔચિત્યનો

ભંગ કરી અનુચિતતા સેવવાથી પોતાના–મન–વચન–કાયા ઉપર પોતાનો જ કાબૂ રહેતો નથી; ને એના પરિણામે પસ્તાવુ પડે એવુ બોલાઇ–કરાઇ જાય છે. ત્યારે, ઔચિત્યભરી ક્રિયા કરવામા કાબૂ સારો ખીલે છે. તેથી ધર્મ અને ગુણોને ઉત્પન્ન થવા માટે અવકાશ રહે છે, કેમકે ઔચિત્ય એ એનો પાયો છે. ઉચિત ક્રિયા કરનારના મોં પર તેજસ્વિતા હોય છે. જન્મ્યો હોય ઉત્તમ જાતિમાં, પણ અનુચિત વાણી-વર્તનની ક્રિયા કરનારો કજાત તરીકે ઓળખાય છે. એક ઉચિત વાણી પણ એવી પ્રભાવશાલી છે કે મોટા ગુનાની માફી લાવે છે, કઠિન કાર્યને સરળ બનાવી દે છે, બીજી સેવા વગર પણ ચાહના અને સહાનુભૂતિ ઊભી કરે છે. તેમ ઊચિત મુખમુદ્રા અને ઉચિત પ્રવૃત્તિ પણ કેઇ નુકસાનથી બચાવી અનેક લાભ પમાડે છે. સંયોગવશ કદાચ અનુચિત વિચાર સ્ફુરી ગયો તો પણ હોઠ પર ન લાવતાં ઉચિત જ બોલાય, પ્રવૃત્તિ પણ ઉચિત જ થાય, તો અનર્થથી બચી લભ પામી જવાય છે. અનુચિત વાણી–વર્તાવ કરનારો ને ધૂળ જેવો સ્વભાવ દાખવનારો શેઠ નોકરને આજીવિકા આપનારો છતા આપરૂપ લાગે છે, ત્યારે ઉચિત ક્રિયામા તત્પર ગરીબ પણ દેવ જેવો મનાય છે. માટે જીવન ઉચિત ક્રિયાથી જ ભર્યું ભર્યું જોઇએ જેમ ચોમાસામા સારા કપડા પહેરી કાદવવાળા રસ્તે જતાં છબછબ કરતાં ન ચલાય તેમ માનવનું ખોળિયુ પહેરી કાદવભર્યા સંસારમા પણ અનુચિત ક્રિયાથી ન ચલાય. આત્માનું ઊર્ધ્વીકરણ થયા પછી ઉચિત ક્રિયા સહજ બની જાય છે, મહાવીરપ્રભુનો જીવ નયસાર જંગલમા પણ જમવા પહેલા અતિથિને શોધે છે, એમા ભૂલા પડેલા મુનિ મળી ગયે જાતે એમની ભક્તિ કરે છે, અને જાતે જઇ એમને માર્ગે ચઢાવે છે; પણ અતિથિને યાદ કર્યા વિના જમી લેવાની, કે મુનિને નોકરને ભળાવી દેવાની અનુચિત ક્રિયા નથી કરતો. ઔચિત્ય વિનાનુ જીવન એ ઢોરનું છે.

૪. **અદીનભાવ** એ ઉચ્ચ ગણાતા માનવપ્રાણીનું અલંકાર છે. સંસાર એટલે આપત્તિ કે વિઘ્ન તો આવે; એમા કોઇ નવાઈ નથી, પરંતુ એમા માણસ જો દીન બને તો એની અન્ય પ્રાણિ-ગણ કરતા ઉચ્ચતા શી રહી ? એમા ય ધર્માત્મા જો દીન બને તો ધર્મને લાછન લાગે. દીન બનનારો તો આપત્તિના મૂળ કારણભૂત કર્મનો સામનો કરવાને બદલે આપત્તિનો સામનો કરવા લલચાય છે, અથવા એ જાણે એમ સમજે છે કે–'હુ સંપત્તિનો જ અધિકારી છું', એમા મને હાય ! આપત્તિ આવી ? ' પણ એ સમજે કે–'પુણ્ય જયા પૂરા નથી ત્યાં પુણ્યની અંકુરાશમા કેવળ સંપત્તિ સગવડની જ ગણત્રી રાખવી એ અજ્ઞાન છે.' તો પછી દીન ન બનતા પોતાની કર્મયોગ્યતા જોઇ આપત્તિને વધાવી લેશે. પછી ત્યા સતાપ, ક્ષુદ્રતા, નિરાશા, અસહિષ્ણુતા, અધમ વિચારસરણી વગેરેને સ્થાન નહિ આપે. સાસારિક વસ્તુ પાછળ દીન બનનારો એક બાજુ ધર્મની પ્રાપ્તિવૃદ્ધિ જેવું સત્વ નથી ધરાવી શકતો અને બીજી બાજુ કેઇ અપકૃત્ય કરવા તૈયાર થાય છે માટે દીનતાને દૂર ફગાવી દેવી જોઈએ. અર્હત્પ્રભુનુ આલ-બન એમા સારૂં બળ આપે છે

૫ **સફલારંભિતા** ગુણ પણ ઉન્નતિ માટે જરૂરી છે. નિષ્ફલારંભી એટલે કે નિષ્ફળ પ્રયત્ન કરનારો વિચારહીન હોય છે, અને વિચારહીનતા ઉન્નતિ નહિ પામવા દે. માટે જ ભવાભિનંદી જીવની એક ખાસિયત નિષ્ફલારંભિતા કહી છે. જો દીર્ઘ દૃષ્ટિ અને બળાબળનો વિચાર વગેરે રાખી પુરુષાર્થ કરવામા આવે તો પ્રાય. નિષ્ફળતા ન મળે, નહિતર તો પુરુષાર્થનો અપવ્યય થયા કરે, તેથી પછી વારંવાર નુકસાની, પશ્ચાત્તાપ, દુર્ધ્યાન અને કષાયવૃદ્ધિને વશ થવુ પડે. દા ત. દુનિયામા વ્યાપારના તેવા નિષ્ફળ પ્રયત્ન આદરી શ્રીમંતમાથી ગરીબ બનનારાને આનો અનુભવ થાય છે. સફલ પ્રયત્નનું લક્ષ રાખનારો મનુષ્ય ચોક્કસ વિચાર, પરિણામદર્શિતા, દીર્ઘદષ્ટિ વગેરે ગુણોથી સંપન્ન બની સત્પુરુષાર્થનો અધિકારી બને છે જે એને આત્મોન્નતિમા સારો સહાયક થાય છે. માટે કોઈપણ કાર્યમાં પગલું માડતા પહેલા વિચારી લેવુ જોઇએ કે આમાં સફળતા મળશે કે કેમ. સફળતામા શંકા

લાગે, અરે! નિષ્ફળતાનો અનુભવ થતો જાય તો બહેતર છે કે તેવા મોટા કાર્ય છોડી નાના પણ સફળ પુરુષાર્થ કરવા; તેવા એ વિષયના પુરુષાર્થ છોડી બીજા જ વિષયના સફળ પુરુષાર્થ કરવા.

૬ **અદૃઢ અનુશય** એટલે અપકારી પ્રત્યે પણ અપકારબુદ્ધિના શલ્ય રાખવાના નહિ. અનાદિ કાળની સંસારની ચાલ તો એમને એમ પણ બીજાને નુકશાન કરવાની ચાલી આવે છે, પછી ત્યા પોતાનું બગાડનારનો પીછો પકડવાનું તો પૂછવુ જ શું? એ બધુ અધમ અજ્ઞાન દશા અને અતિ સંકુચિત હૃદયને આભારી છે. આત્મોન્નતિ માટે તો સજ્ઞાન દશા તથા વિશાલ હૃદય જોઈએ; અને તે માટે દિલમા બીજા પ્રત્યે મત્સર કે બીજાનું બગાડવાની ચોટ રખાય જ નહિ. આત્માની સજ્ઞાન અને વિશાલ અવસ્થા તો એનું નામ કે જે પોતાને લાભ કે નુકશાન થવામા પોતાના શુભાશુભ કર્મને જ જવાબદાર ગણે. તેથી એ શુ લાભની લાલચમા કે શુ નુકશાનના ઉદ્વેગમા, કયાય બીજાનું બગાડવા ઇચ્છે નહિ. જયારે અહિંયા જન્મીને તો વ્યાપક ઉપકાર–ભાવના કમાઈને જવાનુ છે, ત્યાં અપકાર બુદ્ધિને સ્થાન જ કેમ અપાય? અપરાધીની સામે પોતાનો બચાવ કરવા એને કદાચ શિક્ષા કરવાનું મન થાય તો ય દિલમા એની પ્રત્યે દૃઢ અનુશય અર્થાત્ એનું બગાડવાના શલ્ય ન રખાય, 'એનુ' નિકંદન કાઢી નાખું' એવી બુદ્ધિ હોય જ નહિ. અનુશયનો અર્થ સંતાપ પણ થાય છે. તેથી અદૃઢ-અનુશય એટલે દિલમા કોઈ અનિષ્ટના દૃઢ સંતાપ ધરવાના નહિ. સંતાપથી શોક થાય છે, અને 'શોક નરકની છાપ' શોકથી કાળાં કર્મ બંધાય છે. શોકથી તામસભાવ પોષાય છે, અને સાત્ત્વિકતા હણાય છે.

૭ **કૃતજ્ઞતા** ગુણ પણ પાયાનો ગુણ છે. એ નાના કે મોટા કોઈ પણ ઉપકાર આપણા પર જેણે કર્યા હોય તેની ઉપકારકતાનો પૂરો ખ્યાલ રાખી તેના પ્રત્યે અનુકૂળ અને સેવાભાવવાળું દિલ રખાવે છે. દુર્ગતિઓરૂપી રાત્રિના અંધકાર વીત્યા પછી માનવ–જીવનના મંગળ પ્રભાત પ્રગટચે, બીજાનું તો કદાચ પછી, પણ પોતાના ઉપકારીનું તો ભલુ અને ઉપકારીની સેવા કરી લેવાની કલ્યાણપ્રવૃત્તિ કરાતી જ રહેવી જોઇએ. એવી પ્રવૃત્તિ કરવાની તક ન હોય ત્યારે પણ મનમા એની ભાવના જીવતી જાગતી રહે. આ હોય પછી પોતાના પર મહાન ઉપકાર કરનાર માતાપિતા કે ગુરુઓ વગેરે તરફથી કોઈ પ્રસંગે ઠપકો કે પ્રતિકૂળતા મળે તો ય એમ થાય કે-'અહો! કયા આ પ્રતિકૂળતા અને કયા એમનો અગણિત ભારે ઉપકાર! એવા ઉપકારને ઝીલ્યાની કદર રૂપે પણ મારે ઉદારભાવે પ્રતિકૂળતા સહી લેવી જ જોઇએ, જેમ, હજારો રૂપિયા કમાવી આપનાર શેઠની ગાળ કે પ્રતિકૂળતાને દલાલ વિસાતમા નથી ગણતો.' ધર્માત્માએ તો આગળ વધીને દેવાધિદેવ અને ધર્મનો અતિ મહાન ઉપકાર યાદ રાખવાનો પોતાને આટલી ઊંચી સ્થિતિ પમાડી નરકાદિ દુર્ગતિ અટકાવી અને ભવભ્રમણની દીર્ઘસ્થિતિ ઉપર કાપ મૂકયો એ જેવો તેવો ઉપકાર છે? તો એને બરાબર ધ્યાનમા રાખી એમની પ્રત્યે નિરંતર કૃતજ્ઞતા બજાવવાનો ખ્યાલ રાખવાનો છે. દિલમા જયા કૃતજ્ઞભાવ નહિ, ને ઉલટુ ઉપકારીઓનો સામનો કરવાની અધમાધમ બુદ્ધિ રહે છે, ત્યા આત્મિક ઉન્નતિને અવકાશ જ શાનો હોય? માટે નાના પણ ઉપકારની કદર બની રહેવી જોઈએ. પ્રમાદી બનેલા ગુરુ શેલકજીની પ્રત્યે કૃતજ્ઞ શિષ્ય પંથકજીએ ખરી સેવા બજાવી એમને માર્ગે આણ્યા. કૃતજ્ઞતા તો અનેક સુકૃતોને અવકાશ આપે છે.

૮. **અનુપહત ચિત્ત** એટલે કે અભગ્ન મન. ચિત્તભગ્ન બને છે તે અનેક રીતે; ઉત્સાહભંગ, બુદ્ધિભેદ, નિરાશા, મનોમાલિન્ય, શૂન્ય મન, આવેશ, વગેરેમાના કોઈપણ રૂપે ચિત્તનો ઘાત થાય છે. આત્મોન્નતિ માટે સાધના કરનારને આ ટાળવાની ઘણી જરૂર છે. અધ્યયન કરવા બેઠો, ન આવડચુ, હવે જો નિરુત્સાહ બની જાય તો તો જ્ઞાનની સાધના જ બંધ પડી જશે, તેમ થતા જ્ઞાનના અભાવે ચારિત્ર પણ બરાબર નહિ પાળી શકે. ત્યારે જો ચિત્તભંગ થવા દીધા વિના 'કાલે મહેનત કરીશ,' પરમ દિ' કરીશ,' એમ ચિંતવી પ્રયત્ન ચાલુ રાખશે તો કંઈ ને કંઇ જ્ઞાન જરૂર પામશે. તીવ્ર કર્મના

ઉદયે ન આવડે તો પણ ક્રમમાં ક્રમ અખંડિત જ્ઞાનાચારના પાલનનો મહાલાભ તો મળશે જ. વિચારવું તો એ જોઇએ કે-'કોઈપણ સાધના વખતે કોઈને કોઇ પ્રકારના અંતરાય ઊભા થાય તે પૂર્વકૃત કર્મને લીધે છે, તો કર્મને એનું બજાવવા દો, હું મારું બજાવું, મારી ધર્મસાધનામાં સ્થિર રહું. પૂર્વ પુરુષોને ય કયા અંતરાય નથી નડયા? છતાં વેગશીલ પુરુષાર્થથી એમણે સિદ્ધિ મેળવી છે...' દાનાદિ ધર્મ કરતાં કદાચ અપયશ મળ્યો, લોક સારું ન બોલ્યું, તેથી આપણે પોતાની દાનાદિ-સાધનાને હણવાનું શું કામ છે? સાધનામાં જરાય ખેદ-કંટાળો લાવવાનો નહિ, કે એનું મહામૂલ્ય જરાય વિસરવાનું નહિ. ખેદ એ તો ધર્મપ્રવૃત્તિનો દોષ છે, યોગદષ્ટિમાં અંતરાય છે. એવું, કોઇ ગમે તેમ બોલે તેના પર આપણે બુદ્ધિભેદ નહિ થવા દેવાનો, ને શ્રદ્ધાને ડગમગ નહિ કરવાની. એમ દિલની પવિત્રતા ગુમાવી મલિનતા નહિ પેસાડવાની, એ પણ અનુપહત ચિત્ત. એવી રીતે ચિત્ત-પ્રવાહ પ્રશાંત વહેતો હોય, અને કોઇ તેવો પ્રસંગ ઉપસ્થિત થયો તો તે વખતે ચિત્તમાં કષાયાદિનો આવેશ ઊભો કરી ચિત્તનો ઉપઘાત નહિ કરવાનો ચિત્તના ઉપઘાતથી કેઇ નુકશાન ઊભા થઇ હિત ઘવાવાનું બને છે. તેથી અખંડ પ્રશાંત મન એ આભ્યન્તર અને બાહ્ય જીવન બંનેમાં આવશ્યક ગુણ છે.

૯. દેવ-ગુરુ પર બહુમાન એ તો આત્મજીવનનો પાયો છે. જગતમાં પરમ દયાળુ દેવાધિદેવ એ પરમ પુરુષ છે, પુરુષોત્તમ છે, અને ભવસાગરથી ઉદ્ધારક ગુરુ એ ઉત્તમ મહાપુરુષ છે. એમના પર બહુમાન, એ એમના આદર્શ ગુણો અને નિઃસ્વાર્થ શ્રેષ્ઠ ઉપકાર પર બહુમાન છે એમને ભૂલીએ એ એમના ઉપકારને ભૂલવા જેવું છે. ગુણોના ખપવાળા અને ઉપકારના કદરદાનને એ બહુમાન વિના કેમ જ ચાલી શકે? ગુણાનુરાગ ગુણને પ્રવેશ કરવા માટેના દ્વાર ખોલી આપે છે; ગુણોપાર્જનની તમન્ના જગાડે છે. મનને એમ થાય કે-'અહો! આ દેવ-ગુરુ આવા ગુણભર્યા! અને હું દોષનો ભંડાર? હું ય ગુણ કમાઉં!' દેવ-ગુરુ પર બહુમાનરૂપી અમૃત તો ભવરાગના ઝેરને ઉતારે છે, વિષયવિરાગ અને કષાય-શમનને અવકાશ આપે છે. દેવ-ગુરુનો અચિંત્ય પ્રભાવ છે, એમના પર પ્રીતિ-ભક્તિના ઉછાળા એ આત્માને મહાન બળ અર્પે છે, કેટલા ય અચિંત્ય દુર્લભ લાભ સુલભ કરી દે છે, અને અનાદિના પ્રમાદી જીવને પ્રેરણા-પ્રોત્સાહન આપે છે; દા. ત. 'મારા દેવગુરુ આવા પરાક્રમી, તો શું હું પ્રમાદી રહું? એ માસખમણ જેવા તપ કરે તો હું થોડો ય તપ ન કરી શકું?' દેવગુરુ પરના બહુમાનના યોગે પોતે તો એમની કે એમના ધર્મની નિંદા નહિ કરે; પરંતુ બીજા નિંદકોને યથાશક્તિ બચાવવા પ્રેરશે ત્યારે એ બહુમાન નહિ હોય, અને બીજા ત્યાગ-તપસ્યા-જ્ઞાનાદિ કેઇ ગુણો હશે તો પણ જીવનો ભવનિસ્તાર નહિ થાય. માટે દિલમાં દેવગુરુ પર અત્યંત બહુમાન-પ્રીતિ-ભક્તિ ઉછળતા રહેવા જોઈએ.

૧૦. ગંભીર આશય એ પણ પૂર્વોક્ત ગુણોની જેમ આત્મોત્થાનનો ઉપયોગી ગુણ છે. કોઈ પણ પદાર્થ કે પ્રસંગ પર ઉપલકિયો નહિ કિન્તુ ઊંડો અભિપ્રાય, એ ગંભીર આશય કહેવાય. માટે એ જુદો, ને ગૂઢ આશય જુદો. ગૂઢ આશય તો માયા અને સ્વાર્થરસિકતાના પાયા પર ઊભો હોય છે. ત્યારે ગંભીર આશય તો તત્ત્વદષ્ટિ અને વિવેકના પાયા પર ઊભો છે. એના બળે દર્શન-શ્રવણને પચાવવાની શક્તિ આવે છે. જીવનમાં જોવા-સાંભળવાનું થાય ત્યાં જોઈ લેવું જુદું અને જોઇ જાણવું જુદું; ખાઇ લેવું જુદું ને ખાઇ જાણવું જુદું, એમ સાંભળવું જુદું અને સાંભળી જાણવું જુદું; ખાધું પચે તો ખાઇ જાણ્યું કહેવાય, એમ જોયું-સાંભળ્યું પચે તો જોઈ જાણ્યું, સાંભળી જાણ્યું કહેવાય. આ વસ્તુ ગંભીર આશયથી બને છે; ને એના પરિણામરૂપે પ્રાયઃ અનર્થ ઊભા થતા નથી, કેમકે ગંભીર આશયવાળો જોવા-સાંભળવા પર ઊંડાણમાં ઉતરે છે. એવા ગંભીર આશયને ઉત્પન્ન થવા માટે તત્ત્વ-દૃષ્ટિ અને વિવેક જોઇએ; અર્થાત્ વસ્તુસ્વરૂપ, યા વસ્તુસ્થિતિને બરાબર લક્ષમાં લેવી પડે, તેમજ સારાસારનો વિવેક કેળવવો પડે ગંભીર આશય તો બુદ્ધિનો પરિપાક છે, અને સમતા-સમાધિનો

ઉત્તેજક છે ગંભીર આશય ઉપર તો સ્વાત્મપ્રશંસા, તુચ્છ અને ફજુલ વાતો, તોછડી વાણી, ક્ષુદ્ર અને બિનજરૂરી પ્રવૃત્તિ વગેરે અટકી જાય છે, વચન મિત અને અર્થગંભીર બોલાય છે, લોકમાન્યતા મળે છે; તત્ત્વચિંતન, આત્મનિરીક્ષણ અને પરમાત્મધ્યાનને અવકાશ મળે છે. આવા મહાન લાભો વિચારી, તત્ત્વદૃષ્ટિ અને વિવેક કેળવવાપૂર્વક ગંભીર આશય સિદ્ધ કરવો ઘટે.

(લ૦) न सर्वे एव एवंविधाः, खडुङ्कानां (प्र० .खुडुङ्कानां, खुडङ्कानां) व्यत्ययोपलब्धेः, अन्यथा खडुङ्काभाव [प्र०...खुडु०, खुड०) इति। नाशुद्धमपि जात्यरत्नं समानमजात्यरत्नेन, न चेतरदितरेण, तथासंस्कारयोगे सत्युत्तरकालमपि तद्भेदोपपत्तेः। न हि काचः पद्मरागीभवति, जात्यनुच्छेदेन गुणप्रकर्षभावात्। इत्थं चैतदेवं प्रत्येकबुद्धादिवचनप्रामाण्यात्, तद्भेदानुपपत्तेः। न तुल्यभाजनतायां तद्भेदो न्याय्य इति।

અર્થ: બધા જ (જીવો) ભાવી તીર્થંકરપણાવાળા જીવોના જેવા હોતા નથી, કેમકે સમ્યક્ શિક્ષાને અયોગ્ય જીવોમાં ઉપરોક્ત ગુણોથી વિપરીતતા દેખાય છે. અશુદ્ધ પણ જાત્યરત્ન અજાત્યરત્નને સમાન નથી હોતુ, તેમ અજાત્યરત્ન જાત્યરત્નને સમાન નથી હોતું; કેમકે અશુદ્ધ અવસ્થામા અસમાનતા હોયે સંસ્કારયોગ કરાવવા ઉપર પાછળથી પણ અસમાનતા જ રહે છે. કાચ પદ્મરાગ નામનું રત્ન નથી જ બનતુ; કેમકે ગુણોની વૃદ્ધિ થાય છે તે પોતાની જાતિનો ભેદ ઉચ્છેદ કર્યા વિના થાય છે. આ જ રીતે ગુણવૃદ્ધિ થવાની વસ્તુ છે, કેમકે એજ રીતે પ્રત્યેક બુદ્ધ-બુદ્ધબોધિત-સ્વયબુદ્ધાદિ જુદા જુદા રૂપે થવાનું કહેનાર આપ્તવચન પ્રમાણ તરીકે મળે છે, 'નહિતર પ્રત્યેકબુદ્ધ વગેરે વચ્ચેનો તફાવત ઘટી શકે નહિ. પાત્રો સમાન હોય તો પાછળથી તેમા ભેદ પડવો યુક્તિયુક્ત નથી.

વિવેચન: મૂળગત ભેદ વિના પાછળથી ભેદ ન બને:

ઉપરોક્ત સહજ ગુણોવાળા તરીકે પુરુષોત્તમ અરહંતપ્રભુને કહ્યા એનું કારણ એ છે કે એમના જ આત્મા એવા હોય છે, બાકી બધા જ જીવો એવા નથી હોતા. ભવિષ્યમાં તીર્થંકરપણું મેળવનાર જીવો વર્તમાનમા જેવા ગુણસંપન્ન હોય છે તેવા બધા જીવો નથી હોતા, કેમકે જે જીવો ખડુંક છે, બિલકુલ સમ્યક્ શિક્ષાને યોગ્ય નથી હોતા, તેમનામા તો આ ગુણોની વિપરીતતા દેખાય છે, પરાર્થ-વ્યસનાદિને બદલે સ્વાર્થરસિકતાદિ જોવા મળે છે. જો પ્રસ્તુત ગુણોથી વિપરીત ગુણો ન હોય તો તો એમનામાં ખડુંકપણું જ ન હોય, કેમકે ખડુકપણાનુ લક્ષણ જે સમ્યક્ શિક્ષા માટેની અયોગ્યતા છે, તે જ ન રહ્યુ. ત્યારે જગતમા આવા અયોગ્ય જીવો નથી જ હોતા એવું નથી, હોય છે જ; એમા કોઈનો વિવાદ નથી. માટે પરાર્થવ્યસનિતાદિ ગુણોથી અર્હત્ પ્રભુ બીજા જીવો કરતા જુદા પડે છે, એ સિદ્ધ થાય છે.

પ્ર૦ અર્હત્ પ્રભુને અન્ય જીવો કરતાં પહેલેથી જુદા શા માટે કહો છો? તીર્થંકરપણાને પ્રાપ્ત કરાવનાર બોધિલાભ પ્રાપ્ત થાય ત્યારે બીજા કરતા એ ભલે જુદા પડે, બીજાને સમાન ન હોય, પરંતુ તે પૂર્વની અવસ્થામા સમાનતા કેમ નહિ? અસમાનતા કેવી રીતે? દેખાય છે કે ગુણો તો બોધિલાભ પછી પ્રગટ થાય છે.

ઉ૦ —પ્રગટ થતા ગુણો મૂળમા તેવા પ્રકારની યોગ્યતાને સૂચવે છે, તાદૃશ વિશેષતાને પુરવાર કરે છે. તેથી 'બોધિલાભ પૂર્વે અસમાનતા નથી, વિશેષતા નથી.'—એમ કહેવુ ઠીક નથી. એ કથનની પ્રતિપક્ષી વસ્તુ અર્થાત્ 'પૂર્વે પણ અસમાનતા છે' એ વસ્તુ ઉપમાથી પણ સિદ્ધ થાય છે. ખાણમા અનેક પ્રકારના રત્ન થાય છે એમા જે પદ્મરાગમણિ વગેરે જાત્યરત્ન હોય છે, તે ત્યા અશુદ્ધ અવસ્થામા પણ બીજાં

સ્ફટિક કાચ વગેરે અજાત્યરત્નને સમાન નથી જ હોતા; તેમ બીજાં એના સરખાં નથી જ હોતાં. કારણ એ છે કે જયારે એને ખાણમાથી કાઢીને શુદ્ધ કરવા માટે ક્ષાર, માટી, અગ્નિથી પુટપાક વગેરેનો પ્રયોગ કરવામાં આવે છે, અર્થાત્ સંસ્કરણ કરવામાં આવે છે, ત્યારે પછીના કાળે જાત્ય-અજાત્યની અસમાનતા પ્રગટ થાય છે. જો મૂળમા અસમાનતા ન હોય તો આ કેમ બની શકે? એક અજાત્ય અને બીજું જાત્ય એવો ભેદ કયાથી ઊભો થયો? સંસ્કરણની પ્રક્રિયા તો સમાન હતી, પછી અસામાનતા ઊભી થવાનું શું કારણ? એ તો જ ઘટી શકે કે જો મૌલિક ભેદ હોય; અર્થાત્ ખાણમા પડયા વખતની અશુદ્ધ અવસ્થામા પણ બંનેની જાતિ જુદી હોય. માટે જ કાચ મૂળમા જ તેવી જાતિવાળું નહિ હોવાથી સંસ્કરણ પામવા છતા પદ્મરાગાદિ મણિ જેવુ જાત્યરત્ન નથી બની શકતુ વસ્તુમા તે તે પ્રકારની જાતિ જન્મસિદ્ધ હોય છે, જેને અનુસરીને જ તે તે કાન્તિ વગેરે ગુણોનો, સંસ્કરણવિધિ થતા, વૃદ્ધિ-વિકાસ થાય છે; પણ ઉલ્લંઘીને નહિ તો કાચમા એના જાતિસ્વભાવને ઓળંઘીને જાત્યરત્નની કાન્તિ જેવા ગુણ નથી જ પ્રગટી શકતા. ગધેડાને ગમે તેટલું શિક્ષણ અપાયા પછી પણ ઘોડાની હોશિયારી વગેરે ગુણો એનામા નથી ઊભા થતા.

મૂળ જાતિનો ઉચ્છેદ ન થઇને જ ગુણવિકાસ થવાની વસ્તુ તે જ રીતે થતા પ્રત્યેકબુદ્ધ વગેરેના શાસ્ત્રકથનથી પ્રમાણિત છે. શાસ્ત્ર આપ્ત પુરુષે ઉપદેશેલા હોવાથી એના વચન વક્તવ્ય પદાર્થને અવ્યભિચારી હોય છે, અર્થાત્ જગતમા પદાર્થ યા વસ્તુસ્થિતિ જેવા રૂપે છે તેવા રૂપે જ કહેનારા શાસ્ત્રવચન છે. તો શાસ્ત્ર કહે છે કે સિદ્ધ થનાર આત્માઓ પૂર્વે ત્રણ જાતના હોય છે, પ્રત્યેકબુદ્ધ, બુદ્ધબોધિત, અને સ્વયંબુદ્ધ. પ્રત્યેકબુદ્ધ એટલે કોઈ નિમિત્ત અર્થાત્ સંસારના કોઈ પદાર્થ-પ્રસંગ પરવૈરાગ્ય પામી સંયમ-જીવન સ્વીકારનારા. દા. ત. સ્ત્રીઓના હાથેથી કંકણો ઉતરી જઇને માત્ર એકેક કંકણ રહેવાને લીધે હવે કંકણોના પરસ્પર અથડાવાથી થતો ખડખડાટ બંધ થવા ઉપર નમિ રાજા વિચારમા ચઢયા કે-'અનેકપણામા જ ને અનેકના સંયોગમાં જ ખડખડાટ અને અશાંતિ છે, એકત્વ-એકાકીપણામા તેને અવકાશ નથી, માટે હું આ બધા સંયોગ મૂકી એકાકી થાઉં.'' એ વિચાર ઉપર જ પોતે કોઈ ગુરુના ઉપદેશ વિના સંસાર ત્યજી સંયમ સ્વીકાર્યું. બુદ્ધબોધિત એટલે ગુરુથી પ્રતિબોધિત થયેલા. સ્વયંબુદ્ધ એટલે કોઈ નિમિત્ત કે ગુરુ-ઉપદેશ વિના જ સ્વયં પ્રતિબુદ્ધ; જેમકે તીર્થંકરદેવો. આ પ્રત્યેકબુદ્ધ, બુદ્ધબોધિત અને સ્વયંબુદ્ધ, ત્રણે ય પોતાની તેવી અલગ અલગ મૌલિક યોગ્યતાવાળા હોય છે તો જ આગળ પર એ જ રીતે પ્રતિબુદ્ધ બને છે. નહિતર જો તુલ્ય યોગ્યતા ધરાવતા હોત તો આ ભેદ ન પડત. મૂળમા સમાન યોગ્યતા હોવા ઉપર પાછળથી પ્રત્યેકબુદ્ધાદિ પ્રકારો પડવાનું યુક્તિસંગત નથી.

પ્ર૦ પહેલા સમાન હોવા છતા કોઇને પાછળથી વિશેષ કારણ મળવા ઉપર એ વિશિષ્ટ થાય એવુ ન બને?

ઉ૦—કારણ પણ યોગ્ય ઉપર જ અસર કરે છે, એ સિદ્ધ વાત છે તેથી વિશિષ્ટ કાર્ય થાય ત્યા મૂળગત તેવી યોગ્યતા યાને વિશેષતા માનવી જ પડે. આ મૂળગત વિશેષતાથી મૂળમા ભેદ અર્થાત્ અસમાનતા સિદ્ધ થાય છે, સમાનતા નહિ.

**(લ૦–) न चात एव मुक्तावपि विशेषः कृत्स्नकर्मक्षयकार्यत्वात्, तस्य चाविशिष्टत्वात्। दृष्टश्च दरिद्रेश्वरयोरप्यविशिष्टो मृत्युः आयुःक्षयाविशेषात्। न चैतावता तयोः प्रागप्यविशेषः, तदन्यहेतुविशेषात्। निदर्शनमात्रमेतदिति पुरुषोत्तमाः ॥ ६ ॥**

**અર્થ:** 'મૂળમાં જીવોમા ભેદ હોવાના હિસાબે મોક્ષમાં પણ ભેદ ઊભો રહેશે,' એમ નહિ કહેવું; કેમકે મોક્ષ એ સર્વકર્મક્ષયનું કાર્ય છે, અને તે ક્ષય તો સમાન છે. જોવા

મળે છે કે દરિદ્ર અને શ્રીમંતનું પણ મૃત્યુ તો સમાન થાય છે, કેમકે (એમાં કારણભૂત) આયુષ્યનો ક્ષય સમાન છે. પરંતુ એથી કાંઈ તે (દરિદ્ર અને ધનવાન) બંનેની પહેલાં પણ સમાનતા છે એવું નથી, કેમકે ત્યાં આયુક્ષય સિવાયના બીજા વૈભવાદિ કારણો જુદા છે. આ તો દૃષ્ટાન્ત માત્ર છે. આ રીતે પુરુષોત્તમની સિદ્ધિ થઈ.

**વિવેચન** અહીં પ્રશ્ન થશે કે,

પ્ર૦ એમ જો જીવોમા મૂળથી જ અસમાનતા અર્થાત્ ભેદ હોય તો તો મોક્ષ પામ્યા પછી પણ એમનામાં પરસ્પર ભેદ પડશે, અસમાનતા રહેશે!

ઉ૦ ના, એવું છે જ નહિ કે–'જીવોમા મૂળગત ભેદ હોવાના કારણે અહીં ભેદ પડે છે એમ મોક્ષમા પણ જીવમાત્ર રહેવાના કારણે ભેદ પડે;' કેમકે મોક્ષ એ તો દરેક જીવને જ્ઞાનાવરણાદિ સમસ્ત કર્મોના ક્ષયથી ઉત્પન્ન થાય છે. અર્થાત્ સર્વમુક્ત જીવને સર્વકર્મક્ષય રૂપી કારણ જયારે સમાન અર્થાત્ એક જ જાતનું છે, તો પછી એના કાર્ય તરીકે મોક્ષ પણ એક જ જાતનો થાય એ સ્વાભાવિક છે. સંસારમા જે વિશેષતા છે તે જીવભાવને લીધે નથી, પરંતુ ગુણોની વિશેષતાના પ્રયોજક તેવા તેવા તથાભવ્યત્વના હિસાબે છે. મોક્ષ પામતા સર્વકર્મક્ષયના લીધે બધા જ ગુણો ક્ષાયિક ભાવના બની જાય છે અને ભવ્યત્વનો નાશ થાય છે. આ વસ્તુ એકસરખી દરેકે દરેક મુક્ત બનનાર જીવને બને છે, માટે તેનું કાર્ય જે મોક્ષ–અવસ્થા તે એકસરખી જ હોય.

વ્યવહારમાં પણ જોવા મળે છે કે એક માણસ જન્મથી નિર્ધન અને બીજો ગર્ભશ્રીમંત, એ બેમાં પ્રારંભથી માડીને જીવનભર તફાવત હોય છે, કેમકે જન્મ–જીવનમાં કારણભૂત દરિદ્રતા પાપપુણ્યને શ્રીમંતાઈમાં ફરક છે, છતા બંનેનું મૃત્યુ, મૃત્યુ વખતે બ નેની અવસ્થા એકસરખી હોય છે, કેમકે એનું કારણભૂત આયુક્ષય યાને પ્રાણનાશ સમાન છે. કાર્યમા ફરક કારણના ફરકથી પડે, કારણ એકસરખા તો કાર્ય પણ એકસરખું. તો પ્રશ્ન થાય કે જો મૃત્યુ સમાન હોય તો પૂર્વાવસ્થા પણ સમાન જોઇએ ને? ઉત્તર એ છે કે ના, એટલા માત્રથી સમાનતા ન આવે, કેમકે મૃત્યુ–અવસ્થા એ કાંઈ પૂર્વાવસ્થાનું કારણ નથી. પૂર્વાસ્થાના હેતુભૂત તો આયુક્ષય કરતા જુદા જ એની પૂર્વના બીજા વિશિષ્ટ કારણો છે, દા. ત. વૈભવ હોવો, ન હોવો, વગેરે. તે અસમાન હોવાથી કારણભૂત–અવસ્થા જુદી બને છે.

અહીં નિર્ધન–શ્રીમંતનું નો એક દૃષ્ટાન્તમાત્ર છે, જેમા પહેલા અસમાનતા છતા મૃત્યુ સમાન હોય છે, (કેમકે પ્રાણનાશ સમાન છે.) બાકી પ્રસ્તુતમા બીજા જીવો અને મુક્તાત્માની સાથે એ દૃષ્ટાન્તને બીજી કોઈ સમાનતા નથી. કારણ ત્યા મૃત્યુમા તો માત્ર આયુષ્યકર્મનો નાશ થાય છે, જયારે મોક્ષમા સર્વ કર્મનો નાશ છે. વળી ત્યા વૈભવની અસમાનતા પૂર્વના કારણોની અસમાનતાથી છે, ત્યારે અહીં તો અનાદિ કાળથી મૂળગત ભવિતવ્યતાની અસમાનતા છે. વળી ત્યા મૃત્યુ પછી બીજા ભવમા પાછી અસમાનતા ઊભી થાય છે, જયારે અહી મોક્ષ પામ્યા પછી સદા સમાનતા રહે છે.

આ રીતે અરહંત પરમાત્મામા વિશિષ્ટ તથાભવ્યત્વના યોગે હોનારા વિશિષ્ટ પરાર્થવ્યસનિતાદિ ગુણોના કારણે સર્વજીવોમા ઉત્તમ યાને પુરુષોત્તમ છે, એ સિદ્ધ થયું. (૬)

★

## ૭. પુરિસ-સીહાણં.

[લ૦-] एते च बाह्यार्थसंवादिसत्यवादिभिः साङ्कृत्यैरुपमावैतथ्येन निरुपमस्तवार्हा एवेष्यन्ते 'हीनाधिकाभ्यामुपमा मृषे'तिवचनात् । एतद्व्यवच्छेदार्थमाह 'पुरुषसिंहेभ्य' इति ।

**અર્થ**: બાહ્ય પદાર્થ સાથે બરાબર મળતું આવતું હોય એવું જ સત્ય બોલવું એમ માનનારા સાકૃત નામના વાદીના શિષ્યો ઇચ્છે છે કે-'આવા (પુરુષોત્તમ અર્હત્પ્રભુ) પણ ઉપમા વિના જ સ્તુતિ કરવા યોગ્ય છે, કેમકે ઉપમા જૂઠી છે શાસ્ત્રવચન છે કે હીન અથવા અધિક સાથેની ઉપમા અસત્ય હોય છે.' આ મતનો નિષેધ કરવા માટે કહે છે, 'પુરિસસીહાણં.'

**વિવેચન: સાંકૃત્યોનો મત: ન્યૂનાધિક ઉપમા ખોટી:**

હવે 'પુરિસ-સીહાણં' પદની વ્યાખ્યા શરૂ થાય છે, એમાં ભગવાનને સિંહની ઉપમા આપવામા આવે છે.

ત્યારે સાંકૃત્યો અર્થાત્ સાકૃત નામના વાદીના શિષ્યો કહે છે કે "સ્તુતિ કરવા માટે સિંહ, પુંડરીક વગેરેની ઉપમા આપવી, અર્થાત્ ભગવાનને સિંહ વગેરે જેવા કહેવા, એ અસત્ય વચન છે. શાસ્ત્રવચન છે કે-'**हीनाधिकाभ्यामुपमा मृषा**,'-કોઇ ઉપમેય વસ્તુને એનાથી નીચી કે ઊંચી, યાને ગુણોથી ન્યૂન કે અધિક વસ્તુ સાથે ઉપમા આપવી, એની સરખામણી કરવી, યાને કહેવું કે-'એ એના જેવી છે,' એ જૂઠ છે, જ્યારે ખરેખર બધી રીતે એને બરાબર નથી તો કેમ કહેવાય કે એને સમાન એ છે? વચન સત્ય તો તે કે જે પોતે કહેલા બાહ્ય પદાર્થ સાથે બરાબર મળતું હોય; અવ્યભિચારી હોય. હજી પણ સમાન ગુણવાળા સાથે સરખામણી થાય; પણ પરમાત્માના સમાન કોઇ છે નહિ. માટે ઉપમા આપ્યા વિના જ એ સ્તવવા યોગ્ય છે, કોઇની ય સાથે સમાનતા દાખવ્યા સિવાય એમનું વર્ણન કરવુ જોઇએ. માટે ભગવાનને સિંહ સમાન કહેવા એ અસત્ય છે." આ સાકૃત્ય-મત છે.

અલબત, નિશ્ચય દૃષ્ટિએ સત્ય વચન તે છે કે જે શુભ ભાવમા સમ્યક્ પ્રેરનારુ હોય, અને અશુભ ભાવમાથી અટકાવનારૂ હોય, પછી ભલે તે વચન દેખીતુ અસત્ય હોય કે સત્ય. આ પારમાર્થિક દૃષ્ટિ છે, પરમાર્થને પકડે છે. શિકારીને કહેવુ કે હરણિયું આ દિશામા ગયું, એ કથન આમ ભલે સાચું હોય છતા જીવ-હિંસાનું અર્થાત્ અશુભ ભાવનું પ્રવર્તક હોવાથી પરમાર્થ દૃષ્ટિએ અસત્ય ઠરે છે. એવું ઉપલકિયું સાચું ઉચ્ચારવાનું ન હોય. પણ સત્યના એવા સાચા સ્વરૂપની ગવેષણા તો નિશ્ચયદૃષ્ટિ કરે છે. વ્યવહારદૃષ્ટિ તો એટલુ જ જુએ છે કે 'કથન જેવું થાય છે તે પ્રમાણે બહાર વસ્તુસ્થિતિ છે? સત્ય વચન તે કે જે બાહ્ય તેવા પદાર્થ સાથે મળતું હોય, બહારમા જેવો પદાર્થ, બસ તેવું જ પ્રતિપાદન કરે તે સત્ય વચન.' આવી વ્યવહારદૃષ્ટિને અનુસરીને સાંકૃત્યોનો મત છે કે હીન કે અધિકની ઉપમા આપી શકાય નહિ.

આ મતના નિષેધ માટે અર્હત્પ્રભુને 'પુરિસ-સીહાણં' પદથી સ્તવવામા આવે છે. પુરુષસિંહને મારો નમસ્કાર હો

(લ૦-) पुरुषाः प्राग्व्यावर्णितनिरुक्तास्ते सिंहा इव प्रधानशौर्यादिगुणभावेन ख्याताः पुरुषसिंहाः; ख्याताश्च कर्म्मशत्रून प्रति शूरतया, तदुच्छेदनं प्रति क्रौर्येण, क्रोधादीन् प्रति असहमानतया, रागादीन् प्रति वीर्ययोगेन, तपःकर्म्म प्रति वीरतया । अवज्ञैषां परीषहेषु, न भयमुपसर्गेषु, न चिन्तापीन्द्रियवर्ग्गे, न खेदः संयमाध्वनि, निष्प्रकम्पता सद्ध्याने इति ।

**અર્થ:** 'પુરુષ' એટલે પૂર્વે કહેલી વ્યુત્પતિવાળા (અર્થાત્ આત્મા) તે પ્રધાન શૌર્ય વગેરે ગુણોના અસ્તિત્વથી સિંહની જેમ વિખ્યાત, એ પુરુષસિંહ. વિખ્યાત છે કર્મશત્રુની પ્રત્યે શૂરપણાથી, તેનો ઉચ્છેદ કરવા પ્રત્યે ક્રૂરતાથી, ક્રોધાદિની પ્રત્યે અસહિષ્ણુતાથી, રાગાદિની પ્રત્યે વીર્યસંપન્નતાથી, (ને) તપક્રિયા પ્રત્યે વીરતાથી. એમને પરીસહો પ્રત્યે ઉપર અવગણના છે, ઉપસર્ગોમા ભય નથી, પાચે ય ઈન્દ્રિય સબધી વિચાર પણ નથી, સંયમમાર્ગમાં ખિન્નતા નથી, અને શુભ ધ્યાનમાં અચલતા છે.

વિવેચન: 'પુરુષસિંહનો અર્થ:

'પુરુષસિંહ' એટલે સિંહ જેના પુરુષ 'પુરુષ' શબ્દની પૂર્વે વ્યુત્પત્તિ કહી છે તે મુજબ પુરમા શયનવાળા યાને શરીરમા રહેનારા તે આત્મા. એજ પુરુષ, પણ અરહંત ભગવાન સામાન્ય આત્મા નહિ, કિન્તુ સિંહ જેવા પ્રખ્યાત આત્મા છે આ ખ્યાતિ એમનામા પ્રધાન કોટિના શૌર્યાદિ ગુણો હોવાને લીધે છે. તે ગુણો આ રીતે:

(૧) **શૂર:** જેમ સિંહ એકલો પણ મોટમોટા હાથીઓથી જરા ય ગભરાયા વિના એમની સામે શૌર્ય દાખવનારો હોય છે, તે એવું કે એ હાથીઓને ગભરાવું પડે, સિંહનો દેખાવ તો શું પણ એની એક ગર્જના માત્રથી હાથીઓના કલેજા થડથડે; તેવી રીતે, ભગવાન પણ કર્મરૂપી શત્રુઓની સામે શૂર હોય છે, ગમે તેવા એના ભયકર ઉદયમાં પણ લેશ માત્ર ગભરાયા વિના સામી છાતીએ ઊભા રહેનારા! પ્રભુની અખંડ સૌમ્યભરી દેહ-મુદ્રા તો શું, પણ એમની શાત સુધારસભરી અચલ નમણી દૃષ્ટિ ય એવી હોય છે કે કર્મના જાણે કલેજાં ફફડાવી નાખે. માત્ર ઉદયમાં આવતા કર્મ સામે જ શૂર બનેલા હોય છે, એમ નહિ, પણ કર્મના ભાવી ઉદયને પણ જાણે કહે છે. 'આવો, હું ગભરાતો નથી, તમારો અંત લાવવા સજ્જ થયો છું' એમની આ શૂરતા એટલા માટે પ્રસિદ્ધ છે કે ગમે તેવા ભયંકર કર્મના ઉપદ્રવમાં એ લેશમાત્ર નહિ ડગ્યા, નહિ ડર્યા કે દીન નહિ બન્યાનું પ્રસિદ્ધ છે.

(૨) **ક્રૂર:** આવી શૂરતા ધરાવ્યા પછી બેસી રહેનારા નહિં, પણ જેવી રીતે સિંહ હાથીઓનો ઉચ્છેદ કરવામા ભારે ક્રૂર હોય છે, તે પ્રમાણે પ્રભુ કર્મ શત્રુઓનો ઉચ્છેદ કરવામા ભારે ક્રૂર હોય છે, પોતાના કર્મોને પીસી નાખવામા જરા ય કોમળ નહિ. એનો અર્થ એ, કે ઉદયમા આવેલા કર્મોને મહા-સમતાપૂર્વક કડક મનથી ભોગવી લેનારા, નવા કર્મોને ન પેસવા દેવા માટે કડક મનથી કષાય-ઈન્દ્રિયાધીનતાદિ દરવાજા બંધ રાખી વિશુદ્ધ સંયમ પાળનારા, અને સિલિકમા રહેલા કર્મોનો નિકાલ કરવા માટે કડક મનથી બાહ્ય-આભ્યન્તર તપમા મગ્ન રહેનારા.

(૩) **અસહિષ્ણુ.**— જેમ સિંહ ગમે તેવા દુશ્મનને પણ સહી શકતો નથી, પોતાની ગુફામા કે નજરમાં એનું અવસ્થાન ચલાવી લેતો નથી, તેમ, પ્રભુ પણ ક્રોધ-માન-માયા-લોભને સહી શકતા નથી, પોતાના હૃદયમા કે મુદ્રા પર પણ એનું અસ્તિત્વ જરા ય નભાવી લેતા નથી પોતાનું એકાકી

જ સામ્રાજ્ય એ ચાહે છે, ક્રોધાદિનું નહિ. પ્રલોભનના પ્રસંગમા કે ગમે તેવી ભયંકર આપત્તિમાં પ્રભુ ક્રોધાદિની સહેજ પણ સહાય લેવા તૈયાર નથી, શરીરે અસહ્ય પીડા ઊઠે, તો ભલે ઊઠે એ એમને સહ્ય છે, પણ ક્રોધાદિ લેશ પણ ઊઠે એ એમને મન અસહ્ય છે, સમજે છે કે આ ક્રોધાદિ ખરા શત્રુ યાને ભાવશત્રુઓએ જ અનંતો કાળ આત્માની ખરાબી કરી છે. તેથી હવે એને નિર્ધારિત હૃદયે દૂર રાખે છે,

(૪) **વીર્યવાન** અર્હત્પ્રભુ રાગાદિની પ્રત્યે અથાગ વીર્ય પ્રગટાવવામા સિંહ જેવા છે. સિંહ મોટા હાથીઓની સામે જરા ય પાછી પાની કર્યા વિના પરાક્રમથી લડી એમનો નાશ કરી દે છે, એમ, પ્રભુ પણ રાગ-દ્વેષ-કામ-મોહ-મત્સર વગેરેને ભગીરથ વીર્યથી આક્રમી એ બધાનો ધ્વંસ કરી દે છે. આ પરાક્રમને લીધે ઘરના ખૂણામા જ નહિ પણ ખુલ્લા મેદાન રૂપી ભલભલા પ્રસંગોમા પણ રાગાદિ બિચારા મૂઆ પડેલા છે. એવા પ્રચંડ વીર્યથી એમનો એમણે સર્વનાશ કર્યો છે કે અનુકૂળ-પ્રતિકૂળ સર્વ દ્રવ્ય, સર્વ ક્ષેત્ર, સર્વ કાળ અને સર્વ ભાવોમા એ મને હવે કોઈ મમત્વ કે ઈતરાજી સ્ફુરી શકતા નથી.

(૫) **વીરઃ** જેમ સિંહ વનવાસ, વનપર્યટન, વગેરે એકલો અને વીરતાથી કરે છે, તેમ અરહંત-દેવ પણ વિહાર તપક્રિયા કોઇની સહાય વિના અને વીરતાથી કરે છે. 'ભૂખ-તરસ લાગશે તો ? દુબળા પડવાનુ થશે તો ? તપથી જન્મતી અશક્તિમા કોઈ મારી જશે તો ? ..' આવા આવા કોઇ ભય કે કાયરતા ઉપવાસાદિ તપમા સેવ્યા વિના, તેમ બીજા પણ અભિગ્રહ-કાય-કલેશાદિ બાહ્યતપ અને ધ્યાન કાયો-ત્સર્ગાદિ આભ્યન્તર તપમા કાયરતા કર્યા વગર વીરતાભર્યા અખંડ પુરુષાર્થથી એ તપ સાધે છે ! વીરતા એવી કે એમા કોઈ કંટાળો, ઉદ્વેગ, દીનતા, થાક, વગેરે કશું નહિ.

(૬) **અવજ્ઞાવાળાઃ** જેમ સિંહ શિકારી માનવો કે જન્તુગણને ક્ષુદ્ર ગણી અવજ્ઞાની દૃષ્ટિથી જોતો બેપરવા ચાલે છે, તેમ તીર્થંકર ભગવાન પણ ક્ષુધા-પિપાસા, ટાઢ-તડકો, ડાસ-મચ્છર, અપમાન-પ્રહાર વગેરે પરીસહોને ક્ષુદ્ર તરીકે અવગણે છે, તુચ્છકારે છે; એના પ્રત્યે બિલકુલ બેપરવા રહી પોતાની સાધનામા એકચિત્ત રહે છે. પરીસહોની 'હાય ! આ કયા આવ્યા ?' એવી કોઈ હાયવોય નહિ; 'એ ન આવે' કે 'આવેલા જાય,' એવી લેશ ઈચ્છા નહિ; જાણે પોતાને એની સાથે કોઇ નિસ્બત નથી એવી ઉપેક્ષા. પરીસહોને ખૂબ પ્રસન્નતાથી સહી લેવાનો જ જાણે ધંધો !

(૭) **નિર્ભયઃ**— જેમ, સિંહ એકલો અટુલો છતા મદોન્મત્ત હાથીઓના મોટા ટોળાથી પણ ભય પામતો નથી, એની સાથે ઝગડવામા લોહીલુહાણ થાય, ફેંદાઈ જાય, તો ય ભયભીત થવાની કે ભાગવાની કોઇ વાત રાખતો નથી, પણ મરણ પર્યન્ત સામનો કર્યે જાય છે, એવી રીતે અરહંત પર-માત્મા પણ પોતાના પર દેવતાઇ, માનવીય કે તિર્યંચના ભયંકર ઉપસર્ગ-ઉપદ્રવો વરસવાની આગાહી હોય, કે સાક્ષાત્ વરસી રહ્યા હોય, તો પણ લેશ માત્ર ભયભીત થતા નથી, ઉલટું એમા પોતે ગમે તેવી ઘોર પીડાના ભોગ બને, કાયા ક્રૂર રીતે ચૂંથાઇ-ચગદાઈ જાય યાવત્ મરણાન્ત જેવું કષ્ટ વરસે, છતા નિર્ભયપણે એની સામે સમભાવથી અણનમ ઊભા રહે છે. એમને તો અક્ષય આત્માનું જ ધ્યાન છે.

(૮) **નિશ્ચિન્ત** જેવી રીતે સિંહ પોતાના ખાનપાન કે બીજા વિષયોમા નિશ્ચિન્ત હોય છે, 'હાય ! મળશે કે નહિ, સારા મળશે કે નહિ, ટકશે કે નહિ. .' વગેરે કોઈ ચિન્તા એ કરતો નથી, તેવી રીતે અર્હત્પ્રભુ પણ પોતાની પાંચે ય ઈન્દ્રિયો અંગે નિશ્ચિન્ત હોય છે. એ અંગે એમને કોઇ આસક્તિ તો શું, પણ વિચાર સરખો ય નથી કે ઇન્દ્રિયોને અનુકૂળ મળે છે કે પ્રતિકૂળ ? કેવું મળશે ? અમુક વિના કેમ ચાલશે ? અમુક ક્યારે મળશે ? આવુ કેમ મળ્યુ .. ..?' વગેરે મહિનાના મહિનાઓ ઇન્દ્રિયોને રુચિકર ન મળ્યું, ને અરુચિકર જ મળે ગયું, છતા પોતાના આત્મચિંતનમા રક્ત પ્રભુને એનો કોઇ વિચાર સરખો નથી ઇન્દ્રિયોની રુચિ સમાલવાનું જીવન જ એમણે પડતું મૂકયુ છે.

(૯) અખિન્ન: જેમ સિંહ પોતાના માર્ગ અને કાર્યમાં ખેદ–કંટાળો લાવતો નથી, લાગ્યે જ એ ઉદ્વિગ્ન હોય છે, તેમ અરહંતદેવે પણ સંયમમાર્ગની સાધનાને જ પોતાનું કાર્ય બનાવ્યુ હોઈને એમને તેમાં કદી ય ખેદ કંટાળો, ઉકળાટ, ઉદ્વેગાદિ થતા નથી. એ સદા પ્રસન્ન અને પ્રશાન્ત હોય છે. સંયમ-માર્ગમા અહિંસાદિ મહાવ્રત અને સમિતિ–ગુપ્તિનું પાલન, ભિક્ષાચર્યા, વિહાર, કાયોત્સર્ગ વગેરે આવે. એમા એમ નહિ કે પ્રારંભમાં સારી પ્રસન્નતા, અને પછી કષ્ટ, લંબાણ, ઉપદ્રવાદિ કારણે એ ઓછી ઓછી થતી આવે. ના, એ તો સદા પ્રસન્નતા, એકસરખી તો શું, પણ વધતી પ્રસન્નતા !

(૧૦) નિષ્કંપ જેવી રીતે સિંહ પોતાના ઇષ્ટ કાર્યમા ચંચળ નહિ પણ સ્થિર હોય છે, એવી રીતે અર્હદ્ ભગવાન પણ ધ્યાનમાં અત્યંત સ્થિર રહે છે, એમાં લેશમાત્ર ચંચળતા નહિ, સહેજ પણ સ્ખલિત થવાની વાત નહિ. વચમાં કોઇ પણ બીજો સૂક્ષ્મ વિચાર કે બીજું કાર્ય ન પેસી શકે એટલી બધી એમની ધ્યાન–દૃઢતા હોય છે. મોટમોટા પરીસહો કે ઉપસર્ગોની ઝડી વરસતી હોય, તે ય દીર્ઘકાળ સતત ચાલુ હોય, તો પણ એની વચમા લેશમાત્ર ધ્યાનભંગ થવા ન દેતાં, એ નિશ્ચલ ધ્યાનની ધારામાં મસ્ત હોય છે આપણે ધ્યાનને ચાહીને કરવુ પડે છે, ત્યારે એમણે જાણે એને આત્માના સ્વભાવભૂત બનાવી દીધું હોય છે, જેમ સિદ્ધ વક્તાને વાણી, ને સિદ્ધહસ્ત લેખકને લેખન સહજ બનેલા હોય છે. ધ્યાતા સ્વાત્મા, ધ્યેય કોઈ તત્ત્વ, અને ધ્યાનક્રિયા, એ ત્રણે ય એકરૂપ અભિન્ન બનાવાય તો આ સહજ છે. આ બનાવવા માટે દીર્ઘકાળની ખૂબ આદર–ચીવટવાળી સાધના જોઇએ.

આમ, અરહંત પરમાત્મા સિંહની જેમ શૂર–ક્રૂર–અસહિષ્ણુ–વીર્યવાન–વીર–બેપરવા–નિર્ભય–નિશ્ચિન્ત–અખિન્ન અને નિષ્કંપ હોય છે; માત્ર શૂરતાદિના ક્ષેત્ર જુદા. સાધક આત્માને પૂર્વે કહેલા પરાર્થ–વ્યસનિતાદિની જેમ આ શૂરતાદિ ગુણો કેળવવાની અત્યન્ત આવશ્યકતા રહે છે, જેથી શિયાળિયાની જેમ નહિ, પણ સિંહની જેમ સાધના થઇ શકે. આ ગુણસિદ્ધિ થવા પાછળ મનમા ચોક્કસ કરેલી માન્યતાઓ ખાસ સહાયક હોય છે. દા. ત.

### શૌર્યાદિ લાવનારી વિચારણા

◆ (૧) આત્માની વિટંબણા અને પરવશતા કરનાર એક માત્ર કર્મદુશ્મન છે, બીજા વિડંબતા હોય તો તે આપણા કર્મના પ્રેર્યા જ. તો બીજાની સામે શૌર્ય દાખવવાને બદલે અનંત અનંતકાળથી આત્માને વિડંબનાર આ કર્મની પ્રત્યે જ શૌર્ય કેળવવુ જોઇએ, અવશ્ય કેળવવુ જોઈએ. જેથી એનો નાશ થયે સર્વ વિટંબણાનો અંત આવે. બીજા સામે શી આખ કાઢવી ? બીજા દઇ દઇને શી વિટંબણા દઈ શકે ? દા. ત. કોઇએ કોઈની આખ ફોડી તો એટલી આખથી જ્ઞાન કરવાનું એણે લૂંટયુ, જયારે કર્મે તો મહાશ્રુત-જ્ઞાન–કેવળજ્ઞાનાદિ આવરીને અનંત જ્ઞાન લૂંટયુ છે સમજો કે કોઈએ કોઇના કરોડો રૂપિયા લૂટી લીધા; હવે બાકી રહેલા સો એક રૂપિયામાથી બીજા કોકે ૨–૪ રૂપિયા લૂટી લીધા; તો શુ એ લૂટનાર વિસાતમા લાગે કે પેલો કરોડો લૂટી લેનારો ? શક્તિ હોય તો શૌર્ય એ કોની સામે દાખવે ? બસ, એમ આત્માની અનંત સમૃદ્ધિ લૂંટનાર કર્મની સામે શૌર્ય દાખવવાનું છે. ખરૂં સત્ત્વ એમા ખીલે છે, એમ–

◆ (૨) કર્મનો ઉચ્છેદ કરવામા ક્રૂરતા–કઠોરતા એટલા માટે કરવાની કે એ જો એનો વિપાક નિશ્ચિતપણે બતાવવામા ક્રૂર હોય છે તો આત્માએ એ નિશ્ચિત વિપાકને સહર્ષ વધાવી લઇ એનો સમૂળ ઉચ્છેદ કરવામા ક્રૂર કઠોર કા ન બનવુ ? એમા અક્ષય આત્માનું કાઇ બગડતુ નથી. માયકાંગલાગીરીમા તો નવા કર્મ ઘુસી જાય છે તેમ મોક્ષમાર્ગની સાધના દ્વારા કેઇ ઢીલા કર્મોનો પહેલેથી જ વિધ્વંસ કરવામા કઠોર કેમ ન થવુ ? એ માટે પરાક્રમી પૂર્વપુરુષોનો રાહ લેવામા શોભા છે, કાયરના પંથે તો નાલેશી છે.

◆ (૩) ક્રોધાદિ કષાયો પ્રત્યે અસહિષ્ણુતા, અર્થાત્ એને જરા ય ન ચલાવી લેવાનું સરળ છે, જો એ વિચારવામા આવે કે એ કષાયોની સહાય લઈ લઈને જ જીવને સંસારની અનંત યાત્રાઓ કરવી પડી છે, તો હવે એ ક્યાસુધી? વળી જે કાયા અને બીજા દુન્યવી પદાર્થો ખાતર એ કષાયો સેવાય છે તે જ જો વિનશ્વર છે, અવશ્ય છૂટા પડનારા છે, તો એવા અલ્પજીવીની પાછળ શા સારૂ કષાયો સેવી નિજના સનાતન આત્માને અતિ દીર્ઘ કાળની મલિનતા આપવી? કષાયો સેવતા મનનું તો કાંઈ બગડતુ નથી, પણ આત્માના ભાવી દીર્ઘ કાળ દુઃખ-મોહ-દુર્દશાદિના ઘોર અંધકારભર્યા થાય છે. માટે શું આત્મા કે શુ મન, એને કષાયોથી ભર્યો ઉકરડો બનાવવાને બદલે ક્ષમા-સમતા-નિસ્પૃહતાદિનું ઉદ્યાન બનાવવું ઘટે. એટલે જ કષાયની આગાહી પણ દેખાય ત્યાં ય આત્મા એની સામે ખળભળી ઉઠી કહી દે-' હવે આ હું નહિ ચલાવી લઉં.'

▲ (૪) રાગદ્વેષાદિ સામે વીર્યની ફોરવણી એટલા માટે કે માનવજીવનમાં મળેલા મોંઘેરા વીર્યથી એ શક્ય છે, અને વીર્યના એજ સદુપયોગ છે. રાગના નિમિત્તો સ્વર્ગમા અને દ્વેષનાં નિમિત્તો નરક-તિર્યંચ ગતિમા જેવાં મળે છે તેવા અહીં તો શા મળે છે? તો પછી પેલાની અપેક્ષાએ અહીના મામુલી નિમિત્તો વખતે રાગદ્વેષને ઉઠવા જ ન દેવાનું વીર્ય ફોરવવું સહેલું છે. એજ સાચું વીર્ય છે. રાગદ્વેષની ગુલામીના વીર્ય તો ક્ષુદ્ર જન્તુથી માંડીને અનાર્ય અજ્ઞાન માનવો સુધીના પણ ફોરવે છે, પણ એમા શી વડાઇ? માનવજીવન એ તો સંગ્રામક્ષેત્ર છે. સંગ્રામક્ષેત્રમા શત્રુનાશના પરાક્રમ ન આદર્યા, તો પછી તો પરાજયના દીર્ઘકાલીન દુઃખદ પરિણામો જ ભોગવવાના ને? માટે વીતરાગ ન બનાય ત્યાસુધી રાગદ્વેષને દાબવામા જંપીને બેસવાનું નહિ.

▲ (૫) તપસાધનામાં વીર એટલા માટે બનવાનું કે એક તો માયકાંગલાગીરીથી કરેલા ત્યાગ-વ્રત-નિયમ-જપ-સ્વાધ્યાય વગેરે તપ, આપણે ભોગ ઘણો આપવા છતા, અલ્પ ફળ દઇ પૂરા થાય છે, માટે તપને આચરવો તો વીરતાથી કેમ ન આચરવો? બીજું એ વિચારવાનુ કે-' તપના અભાવે પરભવે પરમાધામી જેવા મારી કાયાને શુ કચડતા'તા? એના કરતા હું જ અહીં કાયાને તપથી ન કચડુ?' એમ કરી તપની સાધનામા જંપીને બેસવાનું નહિ. વિવિધ તપોમા વીરતા કેળવવાથી આત્માનાં સાચા સત્ત્વ પ્રગટ થાય છે, વૃદ્ધિગત થાય છે, નવીન કર્મક્ષયોપશમ ખીલે છે, કેઇ જ્ઞાનાવરણાદિ કર્મોના ફુરચા ઉડી જાય છે એક તપના તાપ અનેકાનેક કર્મપ્રકૃતિઓ ઉપર પહોંચી એને ઓગાળી નાખે છે, અને અચિંત્ય પુણ્યાનુબંધી પુણ્યના થોક ઊભા કરે છે. તપની વીરતાના સત્ત્વ તો ઇન્દ્રિય નિગ્રહ-બ્રહ્મચર્ય-સમતાભાવ વગેરે અનેક ગુણોને અવકાશ આપે છે વીરનો તપ તો આત્મારૂપી સુવર્ણને શુદ્ધ ઝગમગતુ બનાવવા અગ્નિતાપ છે.

◆ (૬) પરીસહોથી અર્થાત્ ક્ષુધા-તૃષા, ટાઢ-તાપ, માકણ-મચ્છર, અપમાન-અનાદર વગેરેથી વિહ્વલ બની ખેદ-ઉદ્વેગ કરવાને બદલે જો એમ વિચારાય કે-' આ તો મહાન મોક્ષક્રિયાઓ અને દિવ્યભાવનાઓરૂપી મંત્રસાધનામાથી ચલિત કરનારા તુચ્છ ભસતા કૂતરાઓ જેવા છે। એના પર લક્ષ ન લઈ જવાય, એને મહત્ત્વ ન અપાય, એનું વારણ કરવા ન મથાય;' તો એના પ્રત્યે અવજ્ઞા-બેપરવાઇ કરવી સરળ છે. પરીસહો તો કર્મના ઉદયે નિર્ધારિત આવવાના, તો અવશ્યંભાવી વસ્તુમાં ફોગટ ઉદ્વેગ, હાયવોય અને કર્મબંધ શા સારૂ કરવા? શા માટે શુભ ભાવના અને સમાધિને બગાડવી? સમાધિ તો અમર ધન છે. એનાથી આ ભવમાં સાચું આતરસુખ તથા સ્થિર ધર્મપરિણતિ, અને પછીના મોક્ષ સુધીના ભવોમા સંક્લેશ વિનાની સુખ-સગવડ સાથે ધર્મસાધના ખરીદી શકાય છે. પરીસહ સહર્ષ સહી લેવાથી આત્મા, શરીર અને મન ખડતલ બને છે, તેમજ નાના નાના પણ પરીસહો થોડા પણ કાળ માટે સહર્ષ સહવાનો વારંવાર અભ્યાસ કરવાથી ઉગ્ર પરીસહો સહવાની કક્ષાએ પહોંચવાનું ઘડતર થાય છે.

◆ (૭) ઉપસર્ગોમાં નિર્ભય બનવા માટે પહેલું તો શરીર-આત્માનું પાકું ભેદજ્ઞાન જરૂરી છે. પાકું ભેદજ્ઞાન એ રીતે કે-' હું અર્થાત્ આત્મા શરીરથી તદ્દન નિરાળો છું અને શરીરના ગુણો કરતા અત્યન્ત વિલક્ષણ ગુણવાળો છુ. હુ ચેતન અને શરીર જડ ! હુ અવિનાશી, શરીર નાશવંત ! હુ જ્ઞાન-વૈરાગ્યાદિ ગુણવાળો, ત્યારે દેહ રૂપરસાદિ ગુણવાળો ! હુ સ્વરૂપે શુદ્ધ, ત્યારે શરીર મને કર્મથી મલિન કરનારૂ ! હું સ્વકૃત કર્મના ફળ ભોગવાળો, ત્યારે મારૂં આ શરીર કર્મ કરાવે ખરૂં પણ ભોગવવા ન આવે ! મારે તપ, જપ જોઈએ, શરીરને ખાનપાન, મજા-આરામી જોઇએ ! . ' ઇત્યાદિ જુદાઈ દિલમા હાડોહાડ વસી જાય, શરીરને શરીરની લપમાથી કાયમી છૂટકારો ઇચ્છે બાકી શરીર પર ગમે તેટલા આક્રમણ આવે તો ય શરીરને કાંઇ દુઃખ નથી, દુઃખનો અનુભવ તો આત્મા કરે છે. તેમા ય શરીર પરના રાગને લીધે હાયવોયથી દુઃખમાં ભારે વધારો કરે છે. ખરી રીતે તો શરીરના ટૂકડા થઈ જાય તો ય આત્માનો એક પ્રદેશ પણ ખરતો નથી. શરીર આખુ ય સળગી ભસ્મ થઈ જાય તો પણ આત્માની ગુણસંપત્તિ અખંડ કાયમ રહે છે; અર્થાત્ મનને થાય કે-' જે બળે છે તે હુ નથી, ને હુ છુ તે બળતો નથી, બળે છે તે મારૂં નથી, અને મારૂ છે તે બળતુ નથી. ' પછી જીવલેણ ઉપસર્ગોમા ય ભય શો ? ઉલટું એમ થાય કે-' શરીર બળવા-કચરાવામા શુભ ધ્યાનના જોરે કર્મ બળે છે, કર્મ કચરાય છે. વળી, ઉપસર્ગ કરનારો તો નિમિત્તમાત્ર છે, વેદનાનુ ખરૂં કારણ તો મારા પોતાના જ પૂર્વકૃત કર્મ છે, તે પણ એવા કે આવી વેદના આપીને જ છૂટા થાય, ને મારે કર્મને છૂટા તો કરવા જ છે, તેથી ઉપસર્ગ એ તો કર્મક્ષયના આનંદનો ઉત્સવ છે, એમા ભય શો ? બીજું, ઉપસર્ગ કરનારો મને કદાચ ગુનેગાર લાગે તો પણ ત્યા ઉપસર્ગથી ભયભીત થઇ અસમાધિ-દુર્ધ્યાન કરતા મને નવા પાપની સજા ચોટે છે; તો બીજાના ગુન્હે હુ એવી સજા શા માટે વહોરૂ ? માટે જરા ય ભય વગેરે ન સેવુ ' ખરી રીતે તો સુકુમાર ક્ષત્રિયો પણ યુદ્ધમા નિર્ભયપણે ભાલા-તરવારના ભયંકર ઘા સહર્ષ ખમે છે, તો કર્મના યુદ્ધમા સાધક પણ નિર્ભયપણે કેમ ઉપસર્ગો ન સહે ?

◆ (૮) પાચે ય ઇન્દ્રિયોના અગે કોઇ જ ચિન્તા એટલા માટે નહિ કે એક તો એને ઇષ્ટ અનિષ્ટ મળવામા ભાગ્યની ચિઠ્ઠિ જ નિયામક છે, પછી આપણી ચિંતા શી કામ લાગવાની છે ? બીજું એ, કે એને ઇષ્ટ-અનિષ્ટ મળે એમા આપણા આત્માને શા લાભ-નુકશાન થવાના હતા, તે એની ચિંતા કરીએ ? વળી ખરી રીતે તો જેવુ મળ્યું તેવુ ઇન્દ્રિયો તો નભાવી લે છે, પણ આત્મા જ ફોગટ રાગ-દ્વેષ અને હર્ષ-ઉદ્વેગભરી ચિંતા કરીને પોતે જ કર્મથી ભારે થઈ ભવિષ્યના અનિષ્ટને આમંત્રણ દેવા જેવુ કરે છે, તેમ, એ પણ વસ્તુ છે કે ઇન્દ્રિયોને અનુકૂળ મળે એમા કાંઈ આત્માના ગુણો જ્ઞાન-ક્ષમાદિ સમાધિ-વૈરાગ્ય-ચારિત્ર વગેરે વધતા નથી. ઉલટું ઇન્દ્રિયોની ચિંતામા એમાનુ ગુમાવાનુ થાય છે તો પરની ચિંતા કરી પોતાનુ કોણ ગુમાવે ? ઇન્દ્રિયોની કાળજી તો જીવે પોતે અને સ્વજન પરિવારે અનંતા કાળ કરી, છતા સરવાળે નરકાદિના ઘોર દુ:ખ જીવને એકાકી-નિરાધારપણે દેખવા પડ્યા, તો એવી દુઃખદાયી ગોઝારી ઇન્દ્રિયચિંતા હવે કોણ કરે ? યુગ યુગના દુઃખ પીડિત સ્વાત્માની ચિંતા કે જે પોતે અને બીજાઓએ નથી કરી તે જ હવે કરવા યોગ્ય છે, કેમકે તે કરાવનાર ધર્મશાસન-સહિત માનવ-ભવ મળ્યો છે. પણ તે સ્વાત્મચિંતા તો જ થઈ શકશે, જો ઇન્દ્રિયચિંતા પડતી મૂકાશે.

◆ (૯) સંયમમાર્ગમા ખેદ નહિ પણ પ્રસન્નતા રહેવા પાછળ એ વિચારણા છે કે મોક્ષ-માર્ગની સાધનાની પહેલી ભૂમિકા અ-ખેદ, અનુદ્વેગ, અક્ષેપ છે, અર્થાત્ સાધનાની પ્રવૃત્તિમા કંટાળો અનુત્સાહ નહિ, પ્રારંભે ઉદ્વેગ નહિ, અને સાધનાકાળે ચિત્તચંચળતા નહિ ખેદ રહેવાથી સાધનાનું બળ હ્રાસ પામે છે; કેમકે મનોબળ-ભાવનાબળ કે જેના પર સારી સાધના અવલંબે છે, તે જ ખેદથી ઢીલુ પડે છે. જો દુઃખદ સંસારયાત્રા દેનારી અર્થ-કામની સાધનાઓ પણ વિના ખેદે અનંતકાળ કરી

છે, તો અનંત સુખમય મોક્ષને દેનારી ધર્મ-સાધનાઓ ખેદ વિના અલ્પ કાળ પણ કો ન કરવી? ધર્મસાધનામાં ય શ્રેષ્ઠ છે સંયમ-સાધના, એમાં ઉછળતો રસ, વધતો ઉત્સાહ, ને ચઢતી પ્રસન્નતા રખાય તો ખેદ આવે નહિ. જન્મ-મરણાદિ સંસારનો પ્રવાહ અનાદિકાળથી સ્વચ્છંદતા-ઇન્દ્રિયાસક્તિ-હિંસાદિની છૂટ વગેરે અસંયમ પર અસ્ખલિત વહ્યો આવે છે. એ જિનાજ્ઞા-ગુર્વાજ્ઞાનું પારતન્ત્ય, ઇન્દ્રિય-નિગ્રહ, અહિંસાદિ વ્રતો અને મન-વચન-કાયાની ગુપ્તિ વગેરે સંયમથી જ અટકે. માનવજીવનમાં જ આ શ્રેષ્ઠ કોટિનું સાધી શકાય એમ છે; એટલે કે માનવભવનું પુણ્ય પહોંચે છે ત્યાંસુધી જ આ પુરુષાર્થને અવકાશ છે, એ પુણ્ય ખૂટયે પુરુષાર્થ નહિ થઇ શકે, માટે માનવજીવનમાં સંયમ જ કર્તવ્ય છે. અસંયમથી સંતાપ, ભવવૃદ્ધિ, કર્મવિટંબણાદિ વધે છે; ત્યારે સંયમથી અહીં પણ ચક્રવર્તી કરતાં ય સાચું મહાન આંતર સુખ, ને કર્મશોષણ, તથા પછી ભવહ્રાસ અને મોક્ષનિકટતા મળે છે. આત્માને માટે આવા અનંત આશીર્વાદભૂત સંયમને જ આત્માનો જો સ્વભાવ માની લેવાય, ખરું જીવન સમજી લેવાય તો પછી એમાં ભારે રસ રહેશે, ખેદ નહિ ઉઠે, ઉલટું જેમ જેમ સંયમ-સાધનામાં આગળ વધાશે તેમ તેમ કષ્ટ અને વિઘ્નોની વચમાં પણ વિદ્યાસિદ્ધિની નજીક પહોંચતા વિદ્યાસાધકની જેમ પ્રસન્નતા વધતી રહેશે! કેમકે ખ્યાલ છે કે સંયમથી જે કર્મનાશ કરવો છે તે કષ્ટ વગેરેથી સારો થઇ રહ્યો છે, અને મોક્ષનું સ્ટેશન નજીક આવી રહ્યું છે, પછી ખેદ શા સારૂ?

▲ (૧૦) ધ્યાનમાં નિષ્કંપતા એટલા માટે, કે આ વિશ્વમાં મન એકાગ્ર બની શુભધ્યાનની તાલી લાગવી એ અત્યંત દુર્લભ છે; કેમકે આત્માને કાં તો એકેન્દ્રિયપણાના અવતારથી માંડી ઠેઠ અસંજ્ઞી પંચેન્દ્રિયપણાના અવતાર સુધીમાં મન જ મળતું નથી, અથવા તો જો સંજ્ઞી પંચેન્દ્રિયપણામાં મન મળે છે તો એની સામે વિશ્વની એટલી બધી અઢળક વસ્તુઓ, એકેક વસ્તુના એટલા બધા ઇષ્ટાનિષ્ટ લાગતા અઢળક ધર્મો અને વિશ્વના એટએટલા અપરંપાર બનાવો ઉપસ્થિત થાય છે કે મન કચરાપટ્ટી વિચારો દ્વારા વિદ્યુતવેગી ગતિથી ભારે ચંચળતાપૂર્વક ફર ફર કર્યા જ કરે છે. આવી અંધકારમાં બાથોડિયા ભરવા જેવી પરિસ્થિતિમાં શુભ ધ્યાનના મંગળ પ્રભાત કયાં જોવાના મળે? અને જો અહીં ઊંચા માનવભવમાં વીતરાગ સર્વજ્ઞ પરમાત્માના જ્વલંત તેજોમય તત્ત્વપ્રકાશ મળવાના પ્રતાપે એ ધ્યાનની તક લાધી છે તો પછી એની વચમાં પેલા કચરાપટ્ટી વિચારો મનમાં કાં ઘાલવા? પ્રશ્ન થાય કે વચમાં ભલે અશુભ વિચારો ન લવાય, પણ બીજા શુભ વિચાર આવે તો શો વાંધો? ઉત્તર એ છે કે જેમ ખરાબ તેમ બીજા ત્રીજા સારા વિચાર પણ એકાગ્ર નિશ્ચલ ધ્યાનમાં એક ડખલ જ છે, એ ધ્યાનની ધારાને તોડી નાખે છે, ધ્યાનમાં આત્માની જે સ્થિરતા થવા પામતી હતી તેને અટકાવી, આત્માને માથે ચઢી બેઠેલી પિશાચી ચળવિચળતાને અખંડ નાચવા દે છે. જેમ ખેતરમાં ઉગેલા રોપાને એક સ્થાનેથી ઉખેડી બીજે, બીજેથી ત્રીજે, ત્રીજેથી ચોથે ..એમ ફેરવ્યા કરે તો ફળ આવતુ નથી, એમ મનને બીજા ત્રીજા વિચારમાં ફેરવ્યા કરવાથી ફળ નીપજતું નથી માટે શુભ ધ્યાનની વચમાં બીજા ત્રીજા શુભ પણ વિચારને ન પેસવા દેતાં એ ધ્યાનને સ્થિર-નિશ્ચલપણે ચાલુ રાખવુ ઘટે. નિશ્ચલ ધ્યાનથી આત્મા સ્થિર થાય છે, ઠરે છે, તેથી કર્મ વગેરેનો કેટલો ય કચરો શમી જાય છે. ધ્યાનના સહારે તો ધર્મના અનુષ્ઠાન મહામૂલ્યવાન બની અચિંત્ય પ્રભાવવંતા ફળ આપે છે, યાવત્ ઊંચા શુકલધ્યાન સુધી ચઢી ગયે સમસ્ત ઘાતી કર્મોનો નાશ થઇ કેવળજ્ઞાન પ્રગટ થાય છે.

(લ૦) न चैवमुपमा मृषा, तद्द्वारेण तत्त्वतः तदसाधारणगुणाभिधानात्। विनेयविशेषानुग्रहार्थमेतत्, इत्थमेव केषाञ्चित्प्रतिपत्तिदर्शनात्। चित्रो हि सत्त्वानां क्षयोपशमः, ततः कस्यचित् कथञ्चिदाशयशुद्धिभावात्। यथाभव्यं व्यापकश्चानुग्रहविधिः, । उपकार्यात् प्रत्युपकारलिप्साभावेन

महतां प्रवर्त्तनात् । महापुरुषप्रणीतश्चाधिकृतदण्डकः, आदिमुनिभिरर्हच्छिष्यैर्गणधरैः प्रणीतत्वात् । अत एव-चैष महागम्भीरः, सकलन्यायाकरः, भव्य प्रमोदहेतुः, परमार्षरूपो निदर्शनमन्येषामिति न्याय्यमेतद् यदुत पुरुषसिंहा इति ॥

**અર્થ**: 'ઉક્ત પ્રકારે તો આ ઉપમા મૃષા છે'– એવું નથી. કેમકે એ ઉપમા દ્વારા તે 'સિંહ'ના અસાધારણ ગુણ (અહીં રહ્યાનુ) કહેવું છે, આ કથન તેવા શિષ્યોના ઉપકાર માટે છે. કેમકે એજ રીતે કેટલાકોને બોધ થવાનુ દેખાય છે. જીવોનો કર્મક્ષયોપશમ જુદી જુદી જાતનો હોય છે, તેથી કોઈને કોઇક રીતે અંતરના ભાવની શુદ્ધિ નીપજે છે. ઉપકાર-વિધિ તો ઉપકાર્ય અર્થાત્ ઉપકાર ઝીલનારની યોગ્યતાનુસાર અને સર્વગામી હોય છે; કેમકે ઉપકાર્ય તરફથી પ્રત્યુપકાર લેવાની ઇચ્છા વિના જ મહાન પુરુષોની ઉપકાર પ્રવૃત્તિ થાય છે, ને પ્રસ્તુત 'પ્રણિપાત દંડક' (નમોત્થુણ) સૂત્ર મહાપુરુષે રચેલુ છે. કેમકે તીર્થંકર પ્રભુના શિષ્ય આદિમુનિ ગણધરદેવોએ એ રચેલુ છે. એટલા જ માટે એ (સૂત્ર) મહાગંભીર છે, સમસ્ત દૃષ્ટાન્તોની ખાણ છે, ભવ્ય જીવોના પ્રમોદનુ કારણ છે, પ્રમાણભૂત ઋષિવચન છે, અને બીજાઓને દૃષ્ટાન્તભૂત છે. તેથી એ યુક્તિયુક્ત છે કે ભગવાન પુરુષસિંહ છે.

**વિવેચન.** ભગવાનને સિંહની ઉપમા આપીને સાકૃત્યોના 'હીન કે અધિક સાથે સરખામણી કરવી, એ અસત્ય છે,' એવા મતનો જે નિષેધ કર્યો તે આ રીતે-

**સાંકૃત્યમતનું ખંડન:** સિંહ જેવા સાથે સરખામણી કરવી, અર્થાત્ એક હીન પ્રાણીની ઉપમા આપવી એ અસત્ય નથી; કેમકે ભલે ત્યા બાહ્ય પદાર્થ જોતા સર્વથા સમાનતા નથી, પરંતુ સિંહની ઉપમા દેવા દ્વારા, શબ્દ-વ્યવહારની દૃષ્ટિએ નહિ, કિન્તુ પરમાર્થની દૃષ્ટિએ અર્થાત્ તાત્પર્યની દૃષ્ટિએ ભગવાનના, બીજે કયા ય ન દેખાતા એવા શૌર્યાદિ અસાધારણ ગુણોનો બોધ કરાવવો છે. સામાન્ય માણસોને સિંહનું નામ સાભળતા હાથી જેવા બીજા પ્રાણીમા ન મળે એવી શૂરતા, ક્રૂરતા વગેરે ફૂબહૂ ખ્યાલમા આવે છે, એટલે 'ભગવાન સિંહ જેવા છે' એ સાંભળીને વસ્તુગત્યા એ ભાન થાય છે કે બીજા દેવ મનુષ્યોમા ન મળે એવા ભગવાનમા ઉત્કૃષ્ટ કોટિના શૌર્યાદિ ગુણો છે. ત્યા કાઈ એમ નથી ભાસતું કે–'ભગવાન માનવ નહિ કિન્તુ સિંહ કહેવાય, અથવા ભગવાનને પશુશરીર છે,' ત્યા તો શબ્દ-પ્રયોગથી વાસ્તવિક શો બોધ થાય છે એ જ જોવાય, શબ્દાર્થ માત્ર નહિ. અહીં પુરુષસિંહ કહેવાથી પ્રભુમાં અસાધારણ ગુણોનું જ્ઞાન થાય છે.

પ્ર૦ પરંતુ એમના અસાધારણ ગુણો કહેવાનો તો બીજો માર્ગ હોય છે, છતા પણ શા માટે આવો ઉપમાપ્રયોગ કર્યો?

ઉ૦ અમુક પ્રકારના શિષ્યોના ઉપકારાર્થે એ કર્યો છે. કારણ એ છે કે જેમનું જ્ઞાનાવરણ કર્મ એવું છે કે એનો ક્ષયોપશમ આ રીતના ઉપમાપ્રયોગથી જ થાય, એમની આગળ આવો પ્રયોગ જ રજૂ કરવો જોઇએ. તો જ એમના પર ઉપકાર થાય, અર્થાત્ પ્રભુમા રહેલા ઉક્ત શૌર્યાદિ અસાધારણ ગુણોનો એમને બરાબર પ્રકાશ થાય. કોઇને આ રીતે પ્રકાશ થવાનું કારણ એ છે કે પ્રકાશનો કારણ-ભૂત જ્ઞાનાવરણાદિ કર્મોનો જે ક્ષયોપશમ, તે જીવભેદે ભિન્ન ભિન્ન તરેહનો હોય છે, કોઇ ક્ષયોપશમ કોઇ ઉપાયથી અને બીજો બીજા ઉપાયથી, એમ પ્રગટનારો હોય છે; પણ નહિ કે બધા જીવોનો ક્ષયો-પશમ એક જ ઉપાયે યા એક જ રીતે થનારો હોય છે. કારણ એ છે કે જગતમા દેખાય છે કે કોઇ

શિષ્યને ઉપમાની રજુઆત વગેરે દ્વારા ચિત્તની પ્રસન્નતા જન્મે છે, તો બીજાને બીજી રીતે. માટે ઉપમાનું કથન અસત્ય નથી.

પ્ર૦ ઠીક છે, સિંહાદિરૂપ નીચી ઉપમાથી કોઈને ભગવાનના ગુણનો બોધ થતો હોય, પણ તેવી ઉપમા સુંદર તો ન જ ગણાય ને ?

ઉ૦ ના, એવું નથી; સુંદર જ છે, કેમકે જે જીવ જે રીતે જ્ઞાનાદિનો ઉપકાર પામી શકે તેવો હોય તેના પર તે રીતે જ ઉપકારવિધિ કરવી જોઈએ. ઉપકારવિધિ યોગ્યતાનુસારે જ થાય. દરદીને યોગ્યતા મુજબનું ઔષધ અપાય છે; બાળ, યુવાન, પ્રૌઢ, વગેરે સાથે યોગ્યતાનુસાર વ્યવહાર થાય છે, તો જ તેને ઉપકાર થાય છે. નહિતર જો એ રીતે ઉપકારવિધિ ન થાય, તો તે બિચારા પર ઉપકાર શી રીતે થાય ? અને એવું નથી કે સારી શક્તિવાળા ઉપર જ ઉપકાર કરવો ને મંદ શક્તિવાળા ઉપર નહિ. ઉપકારવિધિ તો વ્યાપક અર્થાત્ સર્વને લાગુ પડે તેવી જ હોય. એટલે જો આવી ઉપમા દેવા દ્વારા જ કોઈને અર્હત્પ્રભુના અસાધારણ ગુણોનો બોધ થતો હોય તો, એ રીતે જ બોધનો મહાન ઉપકારરૂપી ફળ થતું જોતા, એ રીતમા અર્થાત્ દેવાતી નીચી કોટિની ઉપમામાં કશું અસુંદરપણું નથી. કહેવાય છે, કે જેનું છેવટ સારૂ તે સારૂ. એમ તો પ્રભુના ગુણનો બોધ કરાવવા જે શબ્દો ઉપયોગમા લેવાય છે, તે શબ્દો તો જડ છે, શુદ્ધ ચૈતન્યમય પરમાત્મા કરતા નીચી કોટિના છે, છતા પણ એનો ઉપયોગ અસુંદર નથી ગણાતો.

ઉપર જે કહ્યું કે ઉપકારવિધિ વ્યાપક હોવી જોઈએ, એનું કારણ એ છે કે ઉપકાર કરનાર મહાન પુરુષોને કાંઇ એવું નથી કે–' સારી શક્તિવાળા ઉપર ઉપકાર કરીએ તો એની પાસેથી બદલામાં આપણને કાંઇ મળે, મંદના પર ઉપકાર કરવાથી એની પાસેથી શું મળે ? ' એમને તો ઉપકાર-પાત્ર પાસેથી ઉપકારનો બદલો લેવાની કોઇ જ અભિલાષા નથી, ઉપરકારમા સામાને લાભ થવા સિવાય એમનું પોતાનું કોઇ જ પ્રયોજન નથી. એ રીતે જયારે નિરીહભાવે જ એ ઉપકારપ્રવૃત્તિ કરે છે, પછી શા માટે એ વેરો–આંતરો રાખે ? એ તો સર્વને અનુલક્ષીને જ ઉપ-કારવિધિ કરનારા હોય. ત્યારે પ્રસ્તુત પ્રણિપાતદંડક ( નમોત્થુણં ) સૂત્રનો ઉપકાર એ કોઇ સ્વાર્થા-ભિલાષીનું નહિ, કિન્તુ નિ:સ્વાર્થ મહાપુરુષનું કાર્ય છે; કેમકે શ્રી અરહંત પરમાત્માના પ્રથમ શિષ્ય મહર્ષિ શ્રી ગણધરદેવોએ એ સૂત્ર રચ્યું છે. જેમ આજે પ્રો૦ આઈન્સ્ટીન જેવો સાયંટીસ્ટ અમુક કહે છે, માટે એ વજનદાર ગણાય છે, તેમ ગણધર ભગવાનનું રચેલું આ સૂત્ર વજનદાર છે. એ મહાપુરુષ નિ:સ્વાર્થપણે વધુ ઓછી શક્તિવાળા વચ્ચે ભેદ રાખ્યા વિના સર્વગામી ઉપકારવિધિ કરનારા હોઈ, ઓછી શક્તિવાળાને ઉપકાર થવા માટે આવશ્યક આવી ઉપમા એ જરૂર વાપરે, તેમા અનુચિતતા કે દુષ્ટતા–અસુંદરતા જેવું કશું નથી. તેથી ભગવાન પુરુષસિંહ છે એ યુક્તિયુક્ત છે,

પ્ર૦ ગણધરદેવોએ આ ( નમોત્થુણં ) સૂત્ર રચ્યું છે એમાં પ્રમાણ શું ?

ઉ૦ પ્રમાણ એ જ કે આ સૂત્ર–રચના એમની હોવાથી જ આ સૂત્ર (૧) શબ્દ તથા અર્થથી મહાગંભીર છે..., (૨) સમસ્ત પ્રકારના ન્યાયોનો ( દૃષ્ટાન્તોનો ) ખજાનો છે .. (૩) યોગ્ય જીવોને એના પઠન–શ્રવણ–સ્મરણાદિ દ્વારા ભવ્ય ચિત્તાહ્લાદ અર્પે છે,... (૪) પ્રમાણભૂત આર્ષવચન છે,... અને (૫) બીજાં સૂત્રાદિ રચવા હોય તો તે માટે આદર્શ દૃષ્ટાન્ત છે. આ સૂત્રની મહાગંભીરતા વગેરે વિશે-ષતાઓ સૂચવે છે કે એ સામાન્ય પુરુષની કૃતિ ન હોય, પણ બીજા આગમ સૂત્રોની જેમ ગણધર મહર્ષિની જ કરેલી કૃતિ હોય એટલે ગણધર–રચનાના હિસાબે તથા પૂર્વોક્ત તેવા જીવોને ઉપકાર થવાની દૃષ્ટિએ અરિહંત ભગવાનને સિંહની ઉપમા દીધી તે યુક્તિયુક્ત જ છે. એમ પ્રભુ પુરુષસિંહ સિદ્ધ થાય છે.

## ૮. પુરિસવરપુણ્ડરીયાણં.

[લ૦–] एते चाविरुद्धधर्माध्यासितवस्तुवादिभिः सुचारुशिष्यैः विरुद्धोपमाऽयोगेनाभिन्नजातीयोपमार्हा एवाभ्युपगम्यन्ते, 'विरुद्धोपमायोगे तद्धर्मापत्त्या तदवस्तुत्वमि'तिवचनात्। एतद्व्यपोहायाह 'पुरुषवरपुण्डरीकेभ्यः' इति।

**અર્થ:** 'આ પણ (ભગવાન) સમાન જાતિવાળાની ઉપમાને યોગ્ય છે, કેમકે વિજાતીયની સરખામણી ઘટતી નથી, એવું સુચારુવાદીના શિષ્યો સ્વીકારે છે. તેઓ (માત્ર) અવિરુદ્ધ અર્થાત્ એક જ જાતની વસ્તુના ધર્મથી યુક્ત વસ્તુનુ પ્રતિપાદન કરનારા છે; કેમકે 'વિજાતીયની ઉપમાને જોડવામાં તો તેના ધર્મની (આ વસ્તુમા) આપત્તિ આવવાથી આ અવસ્તુ બની જાય,' એવું (એમનુ) શાસ્ત્રવચન છે. આ મતનું નિરાકરણ કરવા માટે કહે છે 'પુરિસવરપુંડરિયાણં.'

વિવેચન.

હવે 'પુરિસવરપુંડરીયાણં' પદની વ્યાખ્યા કરવામા આવે છે આ પદ સુચારુ નામના વાદીના શિષ્યોના મતનો નિષેધ કરવા માટે છે.

### સુચારુશિષ્યમત: વિજાતીયની ઉપમા ન અપાય:

સુચારુવાદીના શિષ્યો કહે છે કે–" વસ્તુમાત્ર પોતાની સમાન જાતિની વસ્તુના જ સ્વભાવોથી સ્પર્શેલી હોય છે, બીજી જાતની વસ્તુના ધર્મોથી નહિ ત્યારે કોઇ વસ્તુને બીજી વસ્તુની ઉપમા આપતા હોઇએ, તેમા એ નિશ્ચિત થાય છે કે ઉપમાનભૂત એ બીજી વસ્તુ મૂળ વસ્તુની અર્થાત્ ઉપમેય વસ્તુની અપેક્ષાએ જો સમાન જાતિની નહિ પણ ભિન્ન જાતની હોય તો ઉપમા ઘટી શકે નહિ; દા. ત પંચેન્દ્રિય માનવની અપેક્ષાએ કમળ એ એકેન્દ્રિય અર્થાત્ ભિન્ન જાતનુ હોવાથી એની ઉપમા માનવને ઘટે નહિ, માટે આપી શકાય નહિ. માનવને માનવની ઉપમા અપાય એટલા જ માટે તીર્થંકર ભગવાનને એમના જેવા બીજા કોઇ મનુષ્યની જ ઉપમા આપવી યોગ્ય છે; પણ નહિ કે કમળની.

પ્ર૦ ભિન્ન જાતની વસ્તુની ઉપમા દેવામાં શો બાધ?

ઉ૦ બાધ એ, કે એમ નિરૂપણ કરવા જતા વસ્તુ જ અવસ્તુ ઠરશે. કારણ એ છે કે શાસ્ત્ર કહે છે કે ભિન્ન જાતની વસ્તુની ઉપમા આપો અર્થાત્ વિજાતીય વસ્તુ સાથે સરખામણી કરો ત્યા એ સરખામણીના હિસાબે ભિન્ન જાતીય ઉપમા-વસ્તુના જેવા સ્વભાવ આમા હોવાની આપત્તિ આવવાની દા. ત. જો તીર્થંકરને કમળ સાથે સરખાવો, કમળ જેવા કહો, તો કમળ તો એકેન્દ્રિય જાતિનું હોવાથી તીર્થંકરમાં એકેન્દ્રિયપણાનો સ્વભાવ હોવાની આપત્તિ આવશે, ને એટલે તો પછી એ થયું કે એ પંચેન્દ્રિય ય ખરા, ને એકેન્દ્રિય ય ખરા! એનો અર્થ જ એ કે એ કોઈ વસ્તુ જ નહિ રહે; તીર્થંકર

વસ્તુ જ અવસ્તુ બની જાય ! કેમકે પંચેન્દ્રિયપણા સહિત એકેન્દ્રિયપણાના ધર્મવાળી કોઈ વસ્તુ જ સંભવતી નથી. માટે ફલિત એ થાય છે કે સમાન જાતીય વસ્તુની જ ઉપમા આપી શકાય."

**ઉક્ત મતના નિરાકરણાર્થે:** સુચારુ શિષ્યોના આ મતનુ નિરાકરણ કરવા અર્થાત્ આ મત વાસ્તવિક નથી એ સૂચવવા અહીં અરિહંત પરમાત્માને 'પુરિસવરપુંડરીયાણું' પદથી સ્તવવામાં આવે છે

પ્ર૦ આ પદને ઇષ્ટ જે નિરાકરણ, તે પૂર્વના 'પુરિસસીહાણુ' પદથી થઈ જ જાય છે, અર્થાત્ આ પદ વિજાતીય ઉપમાનો યોગ ન થઇ શકવાના જે મતનું ખંડન કરે છે, તેનું ખંડન તો પૂર્વના 'પુરિસસીહાણુ' પદથી થઇ જ જાય છે, કેમકે જો સિંહની ઉપમા પણ એક પશુની ઉપમા હોવાથી વિજાતીય છે જ છતા એ થઇ શકે છે, તો એમાં એ આવી જ જાય છે કે કમળરૂપી વિજાતીય વસ્તુની ઉપમા પણ થઇ શકે. તો પછી આ પદ મૂકવાનું કોઇ નવુ પ્રયોજન તો ન રહ્યું, તો શા માટે આ પદ મૂકયું. ?

ઉ૦ 'પુરિસસીહાણુ' પદ તો 'સ્તુતિ ઉપમા વિના જ કરવી જોઇએ' માત્ર એટલા મતનો નિષેધ કરવામા ઉપયોગી છે, પરંતુ 'સ્તુતિ ઉપમાથી થઈ શકે કિન્તુ સજાતીય ઉપમાથી, વિજાતીય ઉપમાથી નહિ,' એ મતનો નિષેધ કરવામાં નહિ. એટલે એના માટે 'પુરિસવરપુંડરીયાણુ' પદ લીધું.

(લ૰ ) पुरुषाः पूर्ववत्, ते वरपुण्डरीकाणीव संसारजलासङ्गादिना धर्मकलापेन पुरुषवरपुण्डरीकाणि । यथा पुण्डरीकाणि पङ्के जातानि, जले वर्द्धितानि तदुभयं विहाय वर्त्तन्ते, प्रकृतिसुन्दराणि च भवन्ति, निवासो भुवनलक्ष्म्याः, आयतनं चक्षुराद्यानन्दस्य, प्रवरगुणयोगतो विशिष्टतिर्यग्नरामरैः सेव्यन्ते, सुखहेतूनि भवन्ति च...तथैतेऽपि भगवन्तः कर्म्मपङ्के जाताः, दिव्यभोगजलेन वर्द्धिताः, तदुभयं विहाय वर्तन्ते, सुन्दराश्चातिशययोगेन, निवासो गुणसम्पदः (प्र० .दां), हेतवो दर्शनाद्यानन्दस्य, केवलीदिगुणभावेन भव्यसत्त्वैः सेव्यन्ते; निर्वाणनिबन्धनं च जायन्त इति।

**અર્થ:** 'પુરુષનો' અર્થ પૂર્વની જેમ. તે અરિહંત સંસારરૂપી જળના અસંગ વગેરે ધર્મસમૂહના કારણે શ્રેષ્ઠ કમળ જેવા, માટે પુરુષવરપુંડરીક છે. જેવી રીતે કમળ કાદવમાં જન્મેલા, ને પાણીમા વધેલા (છતાં) તે બંનેને છોડીને રહે છે, સહજ રીતે સુંદર હોય છે, જગતની લક્ષ્મીનુ નિવાસ છે, (લક્ષ્મી દેવી કમળ પર રહે છે,) ચક્ષુ વગેરેના આનંદનું સ્થાન છે, શ્રેષ્ઠ ગુણોના યોગે વિશિષ્ટ તિર્યંચ, મનુષ્ય અને દેવો વડે સેવાય છે, અને સુખનું કારણ બને છે, તેવી રીતે આ અર્હંત્ ભગવાન પણ કર્મરૂપી કાદવમાં જન્મેલા અને દિવ્ય ભોગોરૂપી પાણીથી ઉછરેલા (છતા) તે બંનેને છોડીને રહે છે, અતિશયોના યોગે સુંદર હોય છે, ગુણોની સંપત્તિના નિવાસ છે, સમ્યગ્દર્શનાદિ-સ્વરૂપ આનંદના કારણ બને છે, કેવળજ્ઞાનાદિ ગુણોની હયાતીથી ભવ્યાત્માઓ વડે સેવાય છે, અને (પરમ સુખમય) મોક્ષનું કારણ થાય છે.

**વિવેચન** 'પુરુષવરપુંડરીક'મા 'પુરુષ' એટલે, પૂર્વે કહ્યા મુજબ, જીવ. તે જ શ્રેષ્ઠ પુંડરીક-કમળ જેવા છે, માટે અરિહંતનો આત્મા પુરુષવરપુંડરીક કહેવાય છે. એ કમળ સમાન એટલા જ માટે, કે જેમ કમળને જળનો સંગ નથી, એ જળને અડતું નથી, એ સહજ સુંદર છે,...ઇત્યાદિ વિશિષ્ટ ધર્મો એનામાં છે, તેવી રીતે અરિહંતદેવમા સંસારરૂપી જળનો સંગ નહિ; અદ્ભુત સૌંદર્ય,...વગેરે સમાનતાવાળા વિશિષ્ટ ધર્મો છે. તે આ રીતે:

## ધર્મોની સમાનતા

| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|---|
| પુંડરીક- | કાદવમા જન્મ | પાણીમાં વૃદ્ધિ | બંનેથી બહાર | સહજ સુંદર | લક્ષ્મીનું નિવાસ-સ્થાન | ચક્ષુ આદિને પ્રીતિકર | વિશિષ્ટ ગુણે તિર્યંચ-નર-દેવથી સેવ્ય | સુખનું કારણ |
| અરિહંત પ્રભુ: | કર્મમા જન્મ | સંસાર-ના દિવ્ય ભોગમા વૃદ્ધિ | બંનેથી બહાર | અતિ-શયોથી સુંદર | વિશિષ્ટગુણ સંપત્તિના નિવાસ | સમ્યગ્દર્શ-નાદિરૂપ આનંદકારી | કેવળજ્ઞાનાદિ ગુણે ભવ્યોથી સેવ્ય | મોક્ષનું કારણ |

**કાદવ-પાણીથી મુક્તઃ** જેવી રીતે શ્રેષ્ઠ કમળો પહેલા કાદવમા જન્મે છે, અને પછી પાણીમા મોટાં થાય છે, તેમ અરિહંત થનાર આત્મા પહેલા કર્મમાં જન્મ પામે છે, અર્થાત્ મનુષ્યગતિ-ઔદારિક શરીર, મનુષ્ય-આયુષ્ય વગેરે નામનાં કર્મનો ઉદય થાય એ જન્મરૂપ છે, માટે પ્રભુનો જન્મ કર્મમા થયો ગણાય છે, અને સંસારના દિવ્ય ભોગોરૂપી પાણીમા એ ઉમરે વધે છે. દેવતાઓ એમની સેવામા જે અલૌકિક ભોગ-સામગ્રી ખડી કરે છે, એનો ઉપભોગ કરતા એ ઉંમરે મોટા થાય છે. પરંતુ જેમ કમળો પૂર્ણરૂપે તૈયાર થતા કાદવ અને પાણી બંનેને છોડી ઊંચે આવી રહે છે, ત્યા એમાથી એકેયનો એમને સંપર્ક નથી, તેમ અરિહંત મોહનીયાદિ કર્મકિચડ અને દિવ્ય ભોગજળ બંનેને છોડી ઊંચે વિરતિભાવ, વીતરાગભાવ, અને સર્વજ્ઞતામા આવી રહે છે. ત્યા હવે શરીરાદિ-કર્મનો સંબંધ છે તે તો કમળની નીચેની ડાંડી (નાળ) માત્રના સંબંધ છે જેટલો જ, બાકી આત્મા તો વીતરાગ-સર્વજ્ઞભાવમા મગ્ન હોય છે. બીજાઓ પરમાત્માનું નામ લે છે, પણ એમને ભોગના સંસર્ગવાળા અને ક્રોધ-માનાદિ કર્મથી લેપાયેલા માને છે. ત્યારે એમ થાય કે કયા આ કર્મ-ભોગથી લિપ્ત દશા ! અને કયા પેલી કમળ જેવી આ કર્મ-ભોગથી અલિપ્ત વાસ્તવ પરમાત્મદશા ! પરમાત્માની આહારવિધિ પણ તદ્દન નિરાસંગ-ભાવવાળી હોય છે. સંસાર છોડી અણગાર મુનિ બને છે, ત્યારે પણ તપની વચમા પારણું કેવું ? કોઇ જ લાલસા વિનાનું. અરે ! આહાર ન મળ્યો તો ય કોઇ ઉદ્વેગ નહિ, એજ શુભ ભાવોલ્લાસથી પાછા વળી એટલી જ ઉલ્લસિત કાઉસ્સગ્ગ-ધ્યાનાદિ સાધનામાં રહેવાનું ! એનું નામ ભોગથી બહાર નીકળી ગયેલા આસક્તિ હોય તો બહારના વિષયો તો શું, પણ કાયા ય ભોગનું સાધન બને. પ્રભુને એ નથી, તેમ ભયંકર દેવતાઇ વગેરે ઉપસર્ગમા પણ ઉપશમ ને આત્મધ્યાનથી લેશ માત્ર ચલિતતા નથી; અર્થાત્ મોહનીયાદિ કર્મના સંગથી ય એ પર છે.

**સહજ સૌંદર્ય : ગુણલક્ષ્મીનિવાસઃ** જેમ કમળમાં સ્વાભાવિક સુંદરતા છે, તેમ અર્હત્પ્રભુમા ચોત્રીસ અતિશયોના યોગે બાહ્ય અને આભ્યન્તર બંને પ્રકારની સુંદરતા હોય છે. બાહ્ય સુંદરતામા ઇન્દ્રો કરતા ય અનંતગુણ ઊંચુ અનુપમ રૂપ-લાવણ્ય, જીવનભર રોગ-પસીનો વગેરે નહિ, મુદ્રા મહાસૌમ્ય અને ઉપશમભરી, અષ્ટ પ્રાતિહાર્યની શોભા,...વગેરે હોય છે. આભ્યન્તર સૌંદર્યમા અનંત જ્ઞાનાદિ, ને ક્ષાયિક ક્ષમાદિના સૌંદર્ય હોય છે. વળી જેવી રીતે કમળ પર શ્રીદેવીનો વાસ છે, તેવી રીતે પરમાત્મામા કૈવલ્યલક્ષ્મી અને અન્ય સર્વોચ્ચ કોટિના ગુણોની સંપત્તિનો વાસ છે. '**ગુણ સઘળા અંગીકર્યા, દૂર કર્યા સવી દોષ લાલ રે.**' કેવા અદ્ભુત સૌંદર્ય અને કેવી અલૌકિક ગુણસંપત્તિ ! આ બંનેના ધ્યાન અને ગુણગાનમા ચઢી જઇએ તો સમય કયા ચાલ્યો જાય છે, એની ખબર ન પડે, અને 'ઉત્તમના ગુણ ગાવતા, ગુણ આવે નિજ અંગ.'

**સમ્યગ્દર્શનાદિ-આનંદના દાતા** શ્રેષ્ઠ કમળ જોનારની ચક્ષુ વગેરેને આનંદ આપે છે, એને જોતાં આંખ પ્રફુલ્લિત થઇ એના પર ઠરી જાય છે, એની ગંધથી નાક સુવાસમા તરબોળ બને છે, આ એના

યોગે મન ભારે પ્રસન્નતા અનુભવે છે. તાત્પર્ય, કમળ ચક્ષુરાદિ દ્વારા હૃદયને આનંદ અર્પે છે, એવી જ રીતે ભગવાન પણ ભવ્ય જીવોને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર, સમ્યક્તપ, સમ્યગ્-ઉપશમ, ઈત્યાદિના આનંદના દાતા છે! સમ્યગ્દર્શનાદિનો આનંદ શો,-આવો પ્રશ્ન 'જડ પદાર્થોનો જ આનંદ હોય' એ ભ્રમણા કરાવે છે. પરંતુ વસ્તુસ્થિતિ એ છે કે જેમ ખરજવાની ખણુજ પર હાથને ઘસવો એ આનદરૂપ નહિ પણ ખણુજનો પ્રતિકાર માત્ર છે, ખણુજને ક્ષણવાર મિટાવવારૂપ છે, તેમ જડનો સંયોગ એની પૂર્વે ઊભી થયેલ તૃષ્ણાની ચળનો પ્રતિકારમાત્ર છે, પણ વાસ્તવિક આનંદકારી નહિ આનંદ તો સમ્યગ્દર્શનાદિનો હોય છે. સમ્યગ્દર્શન પામતા આત્માને અનાદિની મિથ્યાત્વની પીડા શમવાથી સંસારમાં કદી નહિ અનુભવેલો આનંદ થાય છે. એમ સમ્યગ્જ્ઞાન-ચારિત્ર-તપ-ઉપશમથી અજ્ઞાન-અસંયમ-આહાર અને ક્રોધાદિ કષાયોની પીડાના ભાર ઉતરવાથી અદ્ભુત નક્કર આત્માનંદ પ્રગટે છે.

**ગુણોએ ભવ્યોથી સેવ્ય** જેવી રીતે કમળમાં વિશિષ્ટ ગુણો હોવાથી ભ્રમરરૂપી તિર્યંચો, તથા મનુષ્યો, અને દેવો ય એને સેવે છે, યાવત્ પરમાત્માને પણ એ ચઢાવવામાં આવે છે, એવી રીતે અરિહંત પરમાત્મામાં કેવળજ્ઞાનાદિ વિશિષ્ટ ગુણો હોવાથી એમની ભવ્યાત્મા તિર્યંચો, મનુષ્યો અને દેવો ઉપાસના કરે છે. સિંહ-હરણ સાથે બેસીને અને સ્ત્રીઓ ઊભી ઊભી લેશ કંટાળા વિના એમને સાંભળે છે દેવો અને ઇન્દ્રો સ્વર્ગમાંથી દોડી દોડીને આવી ઉપાસના કરે છે જૈન-જૈનેતર માનવોના ત્યાં મહેરામણ ઉભરાય છે. આમ, પ્રભુરૂપી વરપુંડરીકની ભવ્ય જીવો ઉપાસના કરે છે. એમ તો અભવ્ય જીવો પણ એમની દેશનાભૂમિરૂપ સમવસરણમા આવે છે, પણ તે તો જે ખૂશ થાય છે તે આખને ઠારનારા અલૌકિક રૂપના સૌંદર્ય પર, અને શ્રોત્રને તૃપ્ત કરનારા મધુર વાણીના સંગીતાદિ ઉપર; એટલે એ તો રૂપ અને વાણીની ઉપાસના થઈ! જ્યારે ભવ્ય જીવો ઉપાસના કરે છે તે ખુદ અરિહંત પરમાત્માની; કેમકે એમને ભગવાનના કેવળજ્ઞાનાદિ ગુણોનું આલંબન મળવા પર ભવ્યત્વના યોગે ચક્ષુ વગેરે ઇન્દ્રિયોની વિષયતૃપ્તિમા ન અટવાઈ જતાં આધ્યાત્મિક રુચિ ઊભી થઇ હોય છે. પછી ત્યાં માત્ર 'રૂપ કેવું સુંદર! કે વાણી કેટલી સરસ!' એટલું જ નથી થતું, પણ સાથે સાથે 'એવા રૂપ-વાણીવાળા પરમાત્મા કેટલા ઉત્તમોત્તમ! કેવી અદ્ભુત એમની પૂર્વસાધના અને ગુણ-સંપત્તિ! કેવો અપૂર્વ એમનો હિતોપદેશ!'.. એવું એવું થાય છે. ઇન્દ્રિય-વિષયોના આનંદમાથી છૂટી આધ્યાત્મિક ઉલ્લાસમા સ્થિત થવા માટે આ જરૂરી છે કે અરિહંત પરમાત્માના ઉપાસક થવું; અર્થાત્ એમનું પરમાત્મ-સ્વરૂપ, એનો અચિંત્ય પ્રભાવ, એમની સાધના, ગુણો, અતિશયો અને ઉપકારના ઉપાસક બનવુ.

**નિર્વાણ સુખના હેતુ:** જેવી રીતે શ્રેષ્ઠ કમળ એ ઉપાસક તિર્યંચો, માનવો અને દેવોને આનંદકારી બને છે, તેવી રીતે અરિહંત પરમાત્મા પણ ઉપાસક ભવ્ય જીવોને પરંપરાએ ઠેઠ મોક્ષ સુધીના પરમ આનંદને દેનારા બને છે. કેમકે મોક્ષના કારણભૂત પ્રાથમિક શુભ અધ્યવસાયથી માંડીને ઉત્તરોત્તર સમસ્ત કલ્યાણ અરિહંત પ્રભુના અચિંત્ય પ્રભાવથી સિદ્ધ થાય છે. વિશેષતઃ એ કલ્યાણ સધાવામા સહકારી કારણ તરીકે જીવાજીવાદિ નવ તત્ત્વની ઓળખ અને મોક્ષ-માર્ગની સમજનો ભવ્ય પ્રકાશ આપવા દિવ્ય વાણીની રેલમછેલ કરી દે છે. ઉપરાંત, માર્ગસાધનામા અવસરોચિત પ્રેરણા-પ્રોત્સાહન આપે છે, ભવ્ય ભાવના વિકસાવનારી વીતરાગ મુદ્રાના દર્શન દે છે. એ બધાથી, કહેવાય કે, એ મોક્ષના અનંત-અવ્યાબાધ સુખના હેતુ છે આમ, ભગવાન શ્રેષ્ઠ પુંડરીક જેવા છે.

(લ૦-) इति नैव भिन्नजातीयोपमायोगेऽप्यर्थतो विरोधाभावेन यथोदितदोषसम्भव इति। एकानेकस्वभावं च वस्तु, अन्यथा तत्तत्त्वासिद्धेः। सत्त्वामूर्त्तत्वचेतनत्वादिधर्म्मैरहितस्य

जीवत्वाद्ययोग इति न्यायमुद्रा । न सत्त्वमेव अमूर्तत्वादि, सर्वत्र तत्प्रसङ्गात्; एवं च मूर्तत्वाद्ययोगः । सत्त्वविशिष्टतापि न, विशेषणमन्तरेणातिप्रसङ्गाद्; एवं च नाभिन्ननिमित्तत्वाद्दते विरोध इति पुरुषवरपुण्डरीकाणि ॥ ८ ॥

**અર્થ:** એટલા જ માટે ભિન્ન જાતિની પણ ઉપમા જોડવામાં વસ્તુની દૃષ્ટિએ વિરોધ ન આવતો હોઇને જેવા કહ્યા તેવા (એકેન્દ્રિયાદિ બની જવા રૂપ) દોષનો સંભવ નથી. બીજી વાત એ છે કે વસ્તુ (દ્રવ્ય રૂપે એક અને પર્યાય રૂપે અનેક એમ) એકાનેક સ્વભાવવાળી હોય છે, કેમકે બીજી રીતે (અર્થાત્ એકાન્ત એક સ્વભાવ ધરવામાં) એનું વસ્તુપણું ઘટી શકતું નથી. યુક્તિ મર્યાદા એ છે કે સત્ત્વ, અમૂર્તત્વ, ચેતનત્વાદિ (અનેક) ધર્મથી રહિત (વસ્તુ)માં જીવત્વાદિ હોતા નથી. (ત્યારે) એ પણ નથી કે સત્ત્વ એ જ અમૂર્તત્વાદિ હોય; કેમકે (તો તો) સર્વત્ર અમૂર્તત્વાદિની આપત્તિ આવે; અને એમ તો (પછી) મૂર્તત્વાદિ ક્યાં ય સંભવિત ન રહે. (તેમ) વિશિષ્ટ સત્ત્વ એ અમૂર્તત્વાદિ છે એવું પણ નથી; કેમકે કોઈ વિશેષણ વિના (સત્ત્વમાં વિશિષ્ટતા આવતી હોય તો તો એ વિશિષ્ટતાનો) અતિપ્રસંગ થઈ જાય આમ વિરોધ નથી આવતો, સિવાય એક જ નિમિત્તના કારણે. એ રીતે પુરુષવરપુંડરીક સિદ્ધ થાય છે.

**વિવેચન: ભિન્ન જાતિની ઉપમા પ્રામાણિક છે**

**વસ્તુ માત્ર એકાનેક સ્વભાવવાળી છે:** સંસાર-જળનો અસંગ વગેરે ધર્મસમૂહના કારણે પ્રભુ શ્રેષ્ઠ કમળ જેવા છે, ભલે કમળ ભિન્ન જાતીય છે. તેથી જ વસ્તુસ્થિતિની દૃષ્ટિએ આ ઉપમા દેવામા કોઇ વિરોધ નથી ઊભો થતો. વસ્તુસ્થિતિ એ જ કે અર્હત્પ્રભુના કેટલાક ધર્મોમા કમળના કેટલાક ધર્મોની અસમાનતાની જેમ કેટલાકની સમાનતા ય છે. કમળની આકૃતિ, એનું એકેન્દ્રિયપણું, એનો અલ્પ ચૈતન્યવિકાસ, વગેરે ધર્મોની અસમાનતા છે. કમળના એ વિશેષ ધર્મ છે. પ્રભુમા તેવા ધર્મો નથી. જ્યારે, બંનેમા પંક અને જળમા જન્મ-ઉછેર છતાં, અસંગ અને સહજ સૌંદર્ય વગેરે વગેરે ધર્મોની સમાનતા છે. કમળની જેમ પ્રભુમા તેવા ધર્મો છે. એ બન્નેના સામાન્ય ધર્મ કહેવાય. પ્રભુમા કમળની ઉપમાથી લાભતા સસાર જલ-અસગ વગેરે ધર્મનો પંચેન્દ્રિયપણું આદિ ધર્મ સાથે કોઈ વિરોધ નથી આવતો. આ વસ્તુસ્થિતિ પરથી એ સિદ્ધ થાય છે કે,

**વસ્તુ એકાનેકસ્વભાવ હોય છે.** વસ્તુ સમાન-અસમાન અર્થાત્ સામાન્ય-વિશેષ, બંને પ્રકારના ધર્મવાળી છે, 'સામાન્ય' એટલે અભિન્ન-સ્વભાવ, એક સરખો સ્વભાવ, અને 'વિશેષ' એટલે ભિન્ન-સ્વભાવ, જુદી જાતનો સ્વભાવ. તો વસ્તુ આ બને સ્વભાવવાળી છે, કેમકે વસ્તુ દ્રવ્યરૂપે એક સ્વભાવવાળી, ને પર્યાયરૂપે અનેક સ્વભાવવાળી હોઇને, એમા બીજી વસ્તુને સમાન ધર્મો ય આવે છે, અને અસમાન ધર્મો ય આવે છે. જો ઉભય સ્વભાવ ન માનો તો વસ્તુનું વસ્તુપણુ જ ઉડી જાય. ઘડો એ વસ્ત્રાદિની અપેક્ષાએ વિશેષરૂપે 'ઘડો' ખરો, પણ સાથે જ વસ્ત્રાદિની સમાનતાની અપેક્ષાએ એ 'દ્રવ્ય' પણ છે. 'વસ્ત્ર એ વસ્ત્ર છે, ને ઘડો એ ઘડો છે,'-આ બંનેની વિશેષતા થઇ. પણ 'વસ્ત્રાદિ એ દ્રવ્ય છે, તેમ ઘડો પણ દ્રવ્ય છે,'-આ સમાનતા થઇ. હવે,

**(૧) જો વસ્તુ માત્ર ભિન્નસ્વભાવ જ હોય,** અને અભિન્ન (સમાન) સ્વભાવ ન જ હોય તો કહેવાય કે-'ઘડો ઘડો છે, પણ દ્રવ્ય નથી' પરંતુ આવુ નથી; કેમકે દ્રવ્યપણાથી રહિત

ઘડાપણું શું ? કંઇ જ નહિ. અરે ! ઘડાપણું પણ બીજા ઘડાની અપેક્ષાએ સામાન્ય છે. એટલે એ ઘડો ય બીજા ઘડા સાથે અભિન્નસ્વભાવ થયો. તો શુદ્ધ ભિન્ન સ્વભાવ તરીકે તો ઘડાપણું ય નહિ, પણ તે વ્યક્તિપણું જ ગણાશે, એની અપેક્ષાએ ઘડાપણું એ અભિન્ન સ્વભાવ થશે. તો જો કોઇ અભિન્ન સ્વભાવ નથી જ માનવો તો પાછો પ્રશ્ન થશે કે ઘડાપણા વિનાનું વ્યક્તિપણું શું ? એમ વ્યક્તિપણું ય જુદા જુદા સમયની તે વ્યક્તિનો અભિન્ન સ્વભાવ છે, અને જો અભિન્ન સ્વભાવ માનવો જ નથી તો તે વ્યક્તિપણા વિનાનું અમુક જ સમયનું વ્યક્તિપણું શું ? કંઇ જ નહિ. આમ વસ્તુપણું જ કંઇ નહિ રહે ! ખરેખર તો મનુષ્ય એ ભિન્ન સ્વભાવે મનુષ્ય પણ છે અને અભિન્ન સ્વભાવે જીવ પણ છે.

(૨) **એમ જો વસ્તુ માત્ર અભિન્નસ્વભાવ જ હોય, ને ભિન્નસ્વભાવ ન હોય તો ય** વસ્તુપણું કંઇ જ નહિ રહે. દા. ત. ઘડાને માત્ર અભિન્નસ્વભાવ માનવો છે, એટલે એને માત્ર અભિન્નસ્વભાવભૂત સત્તા ધર્મવાળો યાને સત્-સ્વભાવ માનવો પડશે. ઘડાપણાનો સ્વભાવ અભિન્ન સ્વભાવ ખરો પણ એકાંત અભિન્ન સ્વભાવ નથી, કેમકે એ પણ વસ્ત્રાદિની અપેક્ષાએ વિશેષ ધર્મ છે. તો છેવટનો અભિન્ન સ્વભાવ, સમાન સ્વભાવ તો સત્તા જ બનશે. હવે જો ભિન્ન સ્વભાવ એટલે કે વિશેષ માનવા જ નથી, તો વસ્તુમાત્ર એકલી સત્ રૂપ ઠરે ! અને જગતમાં એવુ એકલું સત્ રૂપ તો કશું દેખાતું નથી, દેખાય છે તે સત્ ખરૂં પણ કાં ઘડારૂપ, કાં જળરૂપ, કા વસ્ત્રરૂપ, કાષ્ઠરૂપ ..વગેરે વિશેષરૂપ તો વિશેષરૂપ વિનાની સદ્ વસ્તુ અવસ્તુ જ ઠરે છે. બીજું એ પણ છે કે એક જ જાતનું સદ્રૂપ જુદી જુદી જાતનાં કાર્ય પણ ન કરી શકે, તેથી એકલા સદ્ રૂપ પર વસ્તુપણું સિદ્ધ ન થાય.

આ રીતે અભિન્ન સ્વભાવ એટલે કે સામાન્ય, અને ભિન્ન સ્વભાવ એટલે કે વિશેષ, એ બંને સ્વભાવ વસ્તુમાત્રમાં સિદ્ધ છે. વળી એ બને સ્વભાવ **એનાં અલગ અલગ ખાસ કાર્યથી** પણ સિદ્ધ છે. ઘડાપણાનું ખાસ કાર્ય જલાહરણ-ભરણ યાને પાણી લાવવા-રાખવાનું છે, ત્યારે દ્રવ્યપણાનું ખાસ કાર્ય પરિગ્રહ બની શકવાનું છે, ગુણ-પર્યાય ધારી શકવાનું છે. શું આ કાર્ય પણ ઘડાનું ન કહેવાય ? ના, કોઈ ઘડો જ ગુણપર્યાય ધારણ કરે છે એવું નથી, વસ્ત્ર જીવ, વગેરે પણ એ ધરાવે છે. એ સૂચવે છે કે ગુણપર્યાય ધારણ કરવાનું કાર્ય દ્રવ્યનું છે, કાર્ય ઘડાનું કહો તો ય તે ઘડા તરીકેનું નહિ પણ દ્રવ્ય તરીકેનું કહેવુ પડશે. ઘડા તરીકેનું કાર્ય તો જલાહરણ છે.

**સત્વાદિ વિના જીવત્વ ન હોયઃ** આ રીતે એક જ વસ્તુના સમાન કાર્ય અને વિશિષ્ટ કાર્યના હિસાબે પણ એજ વસ્તુ અભિન્ન યાને એકસ્વભાવ પણ છે, ને ભિન્ન યાને અનેક સ્વભાવ પણ છે. અભિન્ન સ્વભાવ વિના એકલો ભિન્ન-સ્વભાવ રહેવો અસંભવિત છે. જીવ એ જીવ છે તેમ સત્ પણ છે, અમૂર્ત છે, ચેતન છે, વગેરે. સત્ત્વ, અમૂર્તત્વ, ચેતનત્વ, ઇત્યાદિસ્વરૂપ સ્વભાવો વિના જીવત્વાદિ હોઇ શકે નહિ. સત્વ એટલે 'સત્' એવો બોધ અને વ્યવહાર કરાવવાપણું. આકાશપુષ્પ **અસત્** ભાસે છે, અસત્ કહેવાય છે. 'મનુષ્ય, ઘડો વગેરે સત્ છે, કંઇક વસ્તુ છે,' એમ જ્ઞાન થાય છે ને બાહ્ય શબ્દ-વ્યવહાર થાય છે. 'અમૂર્ત' એટલે રૂપ-રસ-ગંધ-સ્પર્શાદિરહિતપણું. **ચેતનત્વ** એટલે ચૈતન્ય યાને જ્ઞાનદર્શનોપયોગ સહિતતા. સાથે 'ઇત્યાદિ' શબ્દથી પ્રમેયત્વપ્રમાણજ્ઞાનની વિષયતા, પ્રદેશવત્વ-સૂક્ષ્માતિસૂક્ષ્મ અંશવાળાપણું, વગેરે જુદી જુદી તરેહના ધર્મ લેવાના જે આ ધર્મોથી યુક્ત જ ન હોય અર્થાત્ આ ધર્મ જ જ્યા ન હોય ત્યા પરસ્પર ભિન્ન જીવત્વ કે અજીવત્વ જેવું કશુ વિલક્ષણ વિલક્ષણ સ્વરૂપ જ ન હોઇ શકે. વસ્તુ જ નહિ, તો જીવ શું અને અજીવ શું ? અને જો વસ્તુ છે, તો એ સત્ છે જ. એટલે, જીવત્વ કે અજીવત્વ, કે મૂર્તત્વ કે અમૂર્તત્વ, વગેરે એ સત્ત્વ સાથે સંકળાયેલું છે. તર્કમર્યાદા આ વર્તે છે. એનું ઉલ્લંઘન મોટા વિદ્વાનો પણ કરી શકતા નથી.

## સત્ત્વ એજ અમૂર્તત્વાદિ કેમ નહિ ? :

પ્ર૦— અમૂર્તત્વ, જીવત્વ વગેરે ધર્મો સત્ત્વસ્વરૂપને છોડીને તો કદી રહેતા નથી. એજ સૂચવે છે કે એ સત્ત્વરૂપ છે; એટલે સત્ત્વ છે એજ જીવત્વ છે; પછી એમ કેમ કહો છો કે અભિન્ન-સ્વભાવ સત્ત્વ જો હાજર નહિ હોય તો ભિન્ન-સ્વભાવ અમૂર્તત્વ, જીવત્વ વગેરે સંભવી નહિ શકે ?

ઉ૦ અહીં જ ભૂલ થાય છે; સત્ત્વ એક જુદો ધર્મ છે; અને અમૂર્તત્વ, જીવત્વ વગેરે જુદા ધર્મ છે. સત્ત્વ એ શુદ્ધ સંગ્રહનયના મતે કેવળ સત્તારૂપ છે. સંગ્રહનય એટલે વિશ્વને સંગ્રહીતરૂપે જોનારી દૃષ્ટિ. એમાં અશુદ્ધ સંગ્રહનય વિશ્વના વિભાગોને સંગ્રહીત કરે છે, દા. ત. દ્રવ્યત્વ ધર્મથી બધા દ્રવ્યોના વિભાગને અને પર્યાયત્વ ધર્મથી બધા પર્યાયોના વિભાગને સંગ્રહીત કરે છે, ત્યારે શુદ્ધ સંગ્રહનય અર્થાત્ છેલ્લો સંગ્રહ કે જેની ઉપર હવે કોઇ સંગ્રહ થાય એવુ રહેતું નથી, આવી સંગ્રહદૃષ્ટિ આખાય વિશ્વને એક સત્ તરીકે સંગ્રહે છે, એકલા સત્ રૂપે જુએ છે. એટલે સમસ્તમા એક સત્તા ધર્મ જ એ માને છે 'બીજા' અમૂર્તત્વ, મૂર્તત્વ, ચૈતન્ય, જડત્વ વગેરે ધર્મો કહેવાતા હોય તો ય તે સત્તારૂપ જ હોવાથી, સત્તા યાને સત્ત્વથી જુદું કશુ નથી, '–એમ એ કહે છે. પરંતુ આ એકાન્તે સાચું નથી અલબત સત્ત્વ પણ એની આધારભૂત સત્ વસ્તુથી જુદું નથી, તેમ અમૂર્તત્વાદિ પણ આધારભૂત વસ્તુથી જુદા નથી, બધા ધર્મ આધાર સ્વરૂપ છે,–એ દૃષ્ટિએ બનેય આધારરૂપ, માટે સત્ત્વ, અને અમૂર્તત્વાદિ બંને એકરૂપ છે, એમ કહેવાય, છતા 'સત્ત્વ,' 'અમૂર્તત્વ,' 'ચૈતન્ય' વગેરે નામ જુદા છે, એના કાર્ય જુદા છે, ઇત્યાદિ અપેક્ષાએ અમૂર્તત્વાદિ એ સત્ત્વથી જુદા છે, એમ પણ માનવું જ જોઇએ. જીવમા સત્તા ધર્મ જુદો; અને અમૂર્તત્વ, ચૈતન્ય વગેરે ધર્મ જુદા; પણ સત્ત્વ એજ અમૂર્તત્વાદિ નહિ. નહિતર તો એ આપત્તિ આવે કે જયાં જયા સત્ત્વ, ત્યા ત્યા એ અમૂર્તત્વ, ચૈતન્ય, વગેરે સ્વરૂપ હોવું જોઇએ ! તેથી તો ઘડો, વસ્ત્ર વગેરેમાં સત્ત્વ હોવાના કારણે, એ સત્ત્વ પણ અમૂર્તત્વ, ચૈતન્ય, વગેરે સ્વરૂપ બની જાય ! પરિણામે ઘડો અમૂર્ત અને ચેતન હોવા લાગે, મૂર્ત અને અચેતન નહિ.

પ્ર૦ એમ શા માટે ? ઘડામા સત્ત્વ હોવા છતા ત્યા ચૈતન્ય જન્મવાના કારણો નથી મળતા માટે એ સત્ત્વ ચૈતન્યરૂપ નથી બનતું એમ કહી શકાય ને ?

ઉ૦: ના, ઘડા પર કાગડો આવીને બેસે તેમ ચૈતન્ય બહારથી આવનારી વસ્તુ નથી, અર્થાત્ ચૈતન્ય સ્વભાવ એ બહારની સામગ્રીથી ઉત્પન્ન થનારી વસ્તુ નથી. એ તો જયાં હોય ત્યા સહસિદ્ધ હોય છે. માટે જ જીવમા અનાદિકાળથી સહજ ચૈતન્ય હોવાના હિસાબે જીવ સદાનો ચેતન છે. હવે જો એ ચૈતન્ય સત્ત્વરૂપ જ હોય તો તો ઘડામા સત્ત્વના હિસાબે ચૈતન્ય પણ ઝળકતું હોય. તાત્પર્ય, સત્ત્વ એજ જો ચૈતન્ય અને અમૂર્તત્વ હોય, તો તો ઘડો ચેતન બને ! પુદ્ગલ અમૂર્ત બને ! ત્યારે જો કહો કે ના, મૂર્તત્વાદિ તો છે જ; તો પછી અમૂર્તત્વાદિ તો એના વિરોધી હોઇને એ નહી રહી શકે. તેથી આત્મા વગેરે પદાર્થો અમૂર્ત નહિ પણ મૂર્ત બનશે ! અને તેમા તો લોકનું પ્રત્યક્ષ ખોટું ઠરશે ! કેમકે લોકો પ્રત્યક્ષથી આત્મા જોઇ શકતા નથી. એથી તો પછી અચેતનત્વ મૂર્તત્વાદિ કયા રહેશે ? ઉડી જશે જગતમાથી !

**મૂળ વસ્તુ જ નહિ, તો એનો અભાવ પણ નહિ:** અથવા, બીજી રીતે વિચારતા, મૂર્તત્વાદિ ઉડી જશે એટલું જ નહિ પણ એમ સર્વત્ર મૂર્તત્વાદિનો અભાવ થયે અમૂર્તત્વાદિનો પણ અભાવ થઇ જશે ! કેમકે 'અમૂર્તત્વાદિ' એ શી વસ્તુ છે ? મૂર્તત્વાદિનો અભાવ. હવે જો મૂળ વસ્તુ મૂર્તત્વ આદિ જેવી કોઇ વસ્તુ જ નથી તો એના અભાવ જેવી વસ્તુ પણ શી ?

પ્ર૦ તો આકાશપુષ્પ જેવી વસ્તુ નથી છતાં કેમ કહેવાય છે કે આકાશમા પુષ્પ નથી?

ઉ૦ એટલું સમજી રાખો કે મૂળમાં આકાશપુષ્પ જેવી કોઇ ચીજ જ નથી તો એના અભાવ જેવી કોઈ વસ્તુ ય નથી. માટે જ એમ નથી કહેવાતું કે-'આકાશપુષ્પનો અભાવ અહીં છે, ત્યાં નહિ.' હવે જે એમ કહેવાય છે કે-'છોડ પર પુષ્પ ઉગે છે, આકાશમા નહિ' ત્યા એ તો આકાશમાં પુષ્પનો અભાવ થયો, આકાશપુષ્પનો અભાવ નહિ; અને પુષ્પ તો પ્રસિદ્ધ વસ્તુ છે. નિયમ છે કે પ્રસિદ્ધ વસ્તુનો જ અભાવ હોઈ શકે. માટે તો જેનો અભાવ પ્રામાણિક, એ વસ્તુ ક્યાં ય પ્રસિદ્ધ હોવી જ જોઈએ. એ હિસાબે જ નાસ્તિક જયા 'આત્માનો અભાવ માનું છું' કહે, ત્યાં એના એવા વચનથી જ આત્મા જેવી વસ્તુ હોવાનું સાબિત થઇ જાય છે. અસ્તુ.

બધે અમૂર્તત્વ લાવવા જતાં મૂર્તત્વ ઉડચુ, તેથી તો એના અભાવરૂપ અમૂર્તત્વ પણ ઉડચુ! ત્યારે પ્રશ્ન થાય છે કે છેવટે એકલું સત્વ તો રહેશે ને? ના, સત્ત્વ તો મહાસામાન્ય ધર્મ છે, એ કોઇ ને કોઇ પેટા-સામાન્ય ધર્મથી આલિંગિત હોય છે, અથવા સત્ત્વરૂપી સામાન્ય ધર્મ કોઇ ને કોઈ વિશેષ ધર્મથી આલિંગિત હોય છે, દા. ત. જગતમાં દેખાય છે કે સત્ એ કાં કોઈ મૂર્ત છે, યા કોઇ અમૂર્ત આકાશાદિ છે, વગેરે; અર્થાત્ સત્ત્વ કાં મૂર્તત્વથી, કા અમૂર્તત્વથી આલિંગિત છે. હવે જો મૂર્તત્વ, અમૂર્તત્વાદિ જેવી કોઈ વસ્તુ જ નથી તો એ વિનાની સત્ત્વ જેવી વસ્તુ જ શી? આમ સત્ત્વ પણ ઉડી જશે. માટે કહો કે સત્ત્વ એજ અમૂર્તત્વાદિ નથી, કે જેથી મૂર્તત્વ ઉડે, અમૂર્તત્વ ઉડે અને ખુદ સત્ત્વ ઉડે! તાત્પર્ય, સત્ એ માત્ર સત્ નથી, પણ કા મૂર્ત છે, કા અમૂર્ત છે....વગેરે.

**વિશિષ્ટ સત્ત્વ એજ અમૂર્તત્વાદિ કેમ નહિ?.** અહીં બૌદ્ધ કહે છે કે-'ઠીક છે, પૂર્વોક્ત યુક્તિએ સત્ત્વસામાન્ય એજ અમૂર્તત્વાદિ ન હો, પરંતુ વિશિષ્ટ સત્ત્વ એજ અમૂર્તત્વાદિ હોવામા કોઇ વાધો નથી. વિશિષ્ટ સત્ત્વ એટલે તદ્વ્યક્તિત્વથી વિશિષ્ટ સત્ત્વ, તે તે વ્યક્તિ માત્રનું સત્ત્વ. એ તે વ્યક્તિની સમાન એવી બીજી વ્યક્તિઓમાં ય નથી રહેતુ અને તે વ્યક્તિથી ભિન્ન એવી બીજી વ્યક્તિ-ઓમાં ય નથી રહેતુ. માત્ર તે વ્યક્તિમા જ રહે છે. એટલે અમૂર્તત્વાદિ એવા વિશિષ્ટ સત્ત્વરૂપ હોવામા હવે એ દોષ નથી ઊભો થવાનો કે બીજે બધે સત્ત્વ છે તો બધે જ અમૂર્તત્વાદિ પ્રાપ્ત થશે.'

પરંતુ બૌદ્ધનું આ મન્તવ્ય યુક્તિયુક્ત નથી. કેમકે જયારે સત્ત્વથી જુદા અમૂર્તત્વ-મૂર્તત્વ વગેરે કોઇ ધર્મ નથી, તો તદ્વ્યક્તિત્વ જેવો ધર્મ પણ નથી, પછી એનાથી વિશિષ્ટ બનેલ સત્ત્વ જેવી વસ્તુ જ શી? દા.ત આકાશકુસુમ જેવી ચીજ જ નથી તો આકાશકુસુમથી વિશિષ્ટ છાબડી શી? વિશેષણ વિના કોઇ વસ્તુ વિશિષ્ટ બને જ શાની? વિશેષણ એ વસ્તુને બીજી વસ્તુથી ભિન્ન પાડે છે, માટે એ ભેદક છે. દા. ત. 'લાલ ઘડો' એમા લાલાશ એ વિશેષણ છે, એ આ ઘડાને કાળા ઘડાથી જુદો બતાવે છે, માટે એ ભેદક કહેવાય, પણ એ પ્રસિદ્ધ જોઇએ, અસિદ્ધ-અસત્ નહિ. તો જ વસ્તુ એનાથી વિશિષ્ટ કહેવાય. જો એવા કોઈ વાસ્તવિક વિશેષણ વિના જ સત્ત્વને વિશિષ્ટ સત્ત્વ માનશો તો એ વિશિષ્ટતા અતિવ્યાપ્ત થશે, અર્થાત્ સત્ત્વનો ભેદ પાડનારો તો કોઇ વિશેષણભૂત ધર્મ છે નહિ, એટલે જીવ માત્ર એકલા સત્ત્વરૂપે રહ્યો. હવે એ સત્ત્વને જ તમે અમૂર્તસત્વ, ચેતનસત્ત્વ ઇત્યાદિ કહી વિશિષ્ટ સત્ત્વ કલ્પ-વાના! એથી તો અજીવ પણ એજ કલ્પનાનો ભોગ બનશે! અર્થાત્ એ ય એકલા સત્ત્વરૂપે હોઇ એનું ય સત્ત્વ ચેતન-સત્ત્વરૂપ બની જશે! આનું નામ અતિવ્યાપ્તિ કે અતિપ્રસંગ દોષ આવ્યો, એથી કહેવાય કે અમૂર્તત્વાદિ ધર્મો વિશિષ્ટ સત્ત્વરૂપ પણ નથી. ત્યારે શુદ્ધ સત્ત્વરૂપ નથી એ તો સિદ્ધ થઈ ગયું છે. એટલે સત્ત્વ ધર્મ જુદો, અને અમૂર્તત્વ, ચેતનત્વ વગેરે ધર્મો પણ જુદા.

સત્ત્વ જેમ જીવમાં તેમ પુદ્ગલાદિ દ્રવ્યોમા પણ રહે છે, તેથી એ બન્નેનો અભિન્ન યાને સમાન ધર્મ

થયો, અને અમૂર્તત્વ, ચેતનત્વ એ જીવમાં છે પણ પુદ્દગલમાં નથી, તેથી જીવનો એ વિશેષ ધર્મ થયો, ભિન્ન ધર્મ થયો; એવા અનેક ધર્મ છે આ એક-અનેક ધર્મો જીવમાં અભિન્નપણે તન્મય થઈને રહે છે. માટે એને સ્વભાવ કહેવાય. એથી એ આવ્યું કે જીવ એકાનેક-સ્વભાવ છે. પ્રસ્તુતમાં જીવ અને કમળ બંને એકાનેક સ્વભાવ હોવાથી દરેકમાં ભિન્ન સ્વભાવો છે, તેમ સત્ત્વ, જળ-પંકથી અલગતા, સહજ સૌંદર્ય વગેરે સમાન સ્વભાવો પણ છે; એ હિસાબે વિજાતીય પણ કમળની ઉપમા અયુક્ત નથી. નહિતર તો કોઈ સજાતીય ઉપમા પણ નહિ લાગી શકે, કેમકે એનામા ય કાઇ સર્વાંશે સમસ્ત સમાન ધર્મો નથી હોતા; ભિન્ન આકૃતિ, ભિન્ન ટકાવકાળ, ભિન્ન ગુણો વગેરે અસમાન ધર્મ હોય છે, કમમાં કમ એનું વ્યક્તિત્વ જુદું હોય છે. છતાં અમુક સમાન ધર્મોને લઈને જો સજાતીય ઉપમા લાગે તો વિજાતીય ઉપમા પણ કેમ ન લાગી શકે ?

અહીં પ્રશ્ન થાય કે શું વિજાતીય ઉપમા યોજવામા વિરોધ ન આવે ? અર્થાત્ એવી ઉપમાથી સૂચિત થતા ધર્મો પરસ્પરનો નિષેધ કરનારા થઇ જાય એવુ ન બને ? ના, વિરોધ નહિ આવે. કારણ એ છે કે વસ્તુ, એકસ્વભાવ હોવામા તો અનેક દોષ ઊભા થવાથી, અનેકસ્વભાવ યાને વિવિધ સ્વરૂપવાળી સિદ્ધ થાય છે. તેથી એમા અનેક ધર્મ રહી શકવાથી એ પરસ્પર વિરોધ નથી કરતા. વિરોધ તો ત્યા સંભવે કે જ્યા ઉપમેયના માત્ર એક ધર્મને નિમિત્ત બનાવી સજાતીય અને વિજાતીય ઉપમા યોજાય; બાકી જો ભિન્ન ધર્મોને નિમિત્ત બનાવાય તો અનેક ઉપમાઓ યોજવા છતા વિરોધ ન આવે. દા ત. પ્રભુને જે ધર્મની અપેક્ષાએ પુંડરીક જેવા કહેવા છે તે:જ ધર્મની અપેક્ષાએ સિંહ જેવા કહે તો વિરોધ આવે; પરંતુ સહજ સૌંદર્યની અપેક્ષાએ પુંડરીક જેવા, અને શૂરવીરતાની દૃષ્ટિએ સિંહ જેવા કહેવામા વિરોધ નથી; કેમકે બને ધર્મો અનેક સ્વભાવવાળા પ્રભુના આત્મામાં રહી શકે છે. આમ પ્રભુને પુરુષવરપુંડરીક કહી સજાતીય અને વિજાતીય, એમ બે પ્રકારની ઉપમા હોવાનું નિર્દેશ્યું.

## "પંક જળ" કેમ છોડયાં ?

जन्म-जरा-मरणार्त्तं, जगदशरणमभिसमीक्ष्य निःसारम् ।
स्फीतमपहाय राज्यं, शमाय धीमान्प्रवव्राज ॥ १६ ॥

(तत्त्वार्थभाष्य संबंधकारिका)

અર્થ:-જન્મ-જરા અને મૃત્યુથી પીડાયેલા વિશ્વને નિ શરણ અને નિ સાર નિહાળી રળીયામણા રાજ્યને ત્યજી દઈ, અનંત શાન્તિ માટે પ્રજ્ઞાવત પ્રભુએ પ્રવ્રજ્યા સ્વીકારી.

## ૯. પુરિસવરગન્ધહત્થીણં.

(લ૰ ) एते च यथोत्तरं गुणक्रमाभिधानवादिभिः सुरगुरुविनेयैर्हीनगुणोपमायोग एवाधिकगुणोपमार्हा इष्यन्ते, अभिधानक्रमाभावेऽभिधेयमपि तथा, 'अक्रमवदसदि'ति वचनात् । एतन्निरासायाह 'पुरुषवरगन्धहस्तिभ्य' इति ।

**અર્થ:** વળી ઉત્તરોત્તર ગુણોના ક્રમનું કથન (હોવું જોઈએ એમ) માનવાવાળા 'સુરગુરુ–બૃહસ્પતિ' નામના વાદીના શિષ્યોને આ (પરમાત્મા) હીન ગુણની ઉપમા યોજાયા પછી જ અધિક ગુણની ઉપમાને યોગ્ય હોવાનું માન્ય છે. (નહિતર) કથનનો ક્રમ ન હોય તો તો કહેવાની વસ્તુ પણ ક્રમરહિત બની જાય, કેમકે શાસ્ત્રવચન છે કે જે ક્રમ વિનાનું હોય તે અસત્ હોય. આ (મત)નો નિષેધ કરવા માટે કહે છે કે–'પુરિસવરગન્ધહત્થીણં.' શ્રેષ્ઠ ગંધહસ્તી જેવા પુરુષને (નમસ્કાર હો.)

**વિવેચન.** હવે 'પુરિસવરગંધહત્થીણં' પદની વ્યાખ્યા કરવામા આવે છે. આ પદ બૃહસ્પતિ નામના વાદીના શિષ્યોનો મત ખોટો છે એ બતાવવા માટે છે.

**બૃહસ્પતિ શિષ્યોનો મત પ્રતિપાદન ક્રમસર જ જોઇએ** એમનુ એમ કહેવુ છે કે–"ગુણોના ઉત્તરોત્તર ચઢીયાતી કક્ષાની દષ્ટિએ જેવો ક્રમ હોય, ને ક્રમને વળગીને એ ગુણોનું વર્ણન કરવુ જોઇએ ગુણો જીવના ય હોય અને અજીવના પણ હોય. વસ્તુત પુરુષાર્થને ઉપયોગી જે ધર્મો, તેને ગુણ કહેવાય છે. પુદ્ગલના રૂપ–રસાદિ, અને જીવના ક્ષમા, પરોપકારાદિ ધર્મને ગુણ કહેવાય છે, એ પુરુષાર્થને પ્રેરનારા ધર્મ છે એમા ચઢતી ચઢતી કક્ષા હોય છે. દા. ત. મિથ્યાત્વથી અયોગી-અવસ્થા સુધીના ચૌદ ગુણસ્થાનકમા ક્રમ છે. ત્યારે, ગુણોનું વર્ણન કરવું હોય તો એની કક્ષા મુજબ અર્થાત્ ઉતરતા ગુણનું પહેલુ, અને તેથી ચઢિયાતા ગુણનુ વર્ણન પછી, એ રીતે કરવુ જોઈએ એથી જ પરમાત્માનો જે ગુણ નીચી કક્ષાનો હોય, ને તેને અનુલક્ષીને વર્ણન કરાતી ઉપમા સાથે પ્રભુ સરખાવવા યોગ્ય હોય, તેનુ એ રીતે વર્ણન પહેલા કર્યા પછી જ ઊંચી કક્ષાના ગુણને અનુલક્ષીને દેવાતી ઉપમાની રજૂઆત દ્વારા પ્રભુ સ્તવવા જેવા છે. તે આ રીતે,–ભગવાનનો વિહારગુણ વિહારપ્રદેશની આસપાસના સવાસો જોજનમા જે કોઇ મારી મરકી–દુકાળ વગેરે ઉપદ્રવો હોય તો તેને દૂર કરવાનો છે. પરતુ આ ગુણ તો મહાપ્રભાવસપન્ન ઇન્દ્રાદિ જીવોથી પણ સાધ્ય છે એટલે એ ગુણ ઇન્દ્રાદિથી અસાધ્ય એવી એ ત્રિભુવનમા અદ્ભુત ચોત્રીસ અતિશયોની સમૃદ્ધિ, કેવળજ્ઞાનરૂપી લક્ષ્મી વગેરે મોક્ષપ્રાપ્તિ સુધીના ચઢિયાતા ગુણ કરતા ઉતરતી કક્ષાનો ગુણ છે. એને અનુલક્ષીને ગંધહસ્તીની ઉપમા સાથે પ્રભુની તુલના કરવી છે. ત્યારે કેવળજ્ઞાનાદિ અતિશય લક્ષ્મીને અનુલક્ષીને પ્રભુને શ્રેષ્ઠ પુંડરીકની ઉપમા સાથે સરખાવવા છે તો પહેલા ગધહસ્તીની ઉપમાનું કથન કર્યા પછી પુંડરીકની ઉપમા કહેવી જોઇએ. કથનનો આ ક્રમ છે."

**ક્રમોલ્લંઘને વસ્તુ અસત્** "જો વસ્તુના વાચક શબ્દમા ક્રમ નહિ રહે, તો એનાથી વાચ્ય વસ્તુઓમા પણ ક્રમ નહિ રહે, અને શાસ્ત્ર કહે છે, 'अक्रमवद् असत्' ક્રમ વિનાનું જે હોય તે અસત્ છે. માટીમાંથી એક ઘડો પણ પિંડ–સ્થાસ–કોશ–કુસુલ વગેરે ક્રમથી બને છે. તેમ ગુણસ્થાનકો ક્રમથી આવે છે, માટે તો સમ્યક્ત્વ મેળવ્યા વિનાનું અભવ્યનું ચારિત્ર એ છટ્ઠું ગુણઠાણું નથી કહેવાતું. એ તો અસત્ છે; નામનું છે. એટલે વસ્તુ જયારે ક્રમબદ્ધ જ જન્મે છે, તો પછી એ ક્રમબદ્ધ વાચ્યનું કથન અક્રમથી કરો એ સત્ય ઠરે, કેમકે તે રૂપે વસ્તુ છે જ નહિ. એટલે ક્રમના ઉલ્લઘનવાળા કથનની વાચ્ય વસ્તુ અસત્ છે. પ્રસ્તુતમા પહેલા પુંડરીક તરીકે અને પછી ગંધ–હસ્તી તરીકે કરાતુ કથન ક્રમનું ઉલ્લંઘન કરનારૂ હોઇ એવા અક્રમવાળી વસ્તુ અસત્ ઠરશે." –આવો બૃહસ્પતિ શિષ્યોનો મત છે. એના નિષેધ માટે કહે છે, 'પુરિસવરગંધહત્થીણં'–શ્રેષ્ઠ ગંધહસ્તી જેવા આત્મા (અરિહંતને) નમસ્કાર હો.

**(૯૦) पुरुषाः पूर्ववदेव । ते वरगन्धहस्तिन इव, गजेन्द्रा इव क्षुद्रगजनिराकरणादिना धर्म्मसाम्येन पुरुषवरगन्धहस्तिनः । यथा गन्धहस्तिनां गन्धेनैव तद्देशविहारिणः क्षुद्रगजा भज्यन्ते, तद्वदेतेऽपि परचक्रदुर्भिक्षमारिप्रभृतयः सर्वे एवोपद्रवगजा अचिन्त्यपुण्यानुभावतो भगवद्विहारपवनगन्धादेव भज्यन्त इति ॥**

**અર્થ:** 'પુરુષ' નો અર્થ પૂર્વની જેમજ. તે ક્ષુદ્ર હાથીઓને હટાવવા વગેરે સ્વભાવની સમાનતાથી શ્રેષ્ઠ ગન્ધહસ્તી જેવા, ગજેન્દ્ર જેવા છે, (માટે) પુરુષ–પુરુષવરગન્ધહસ્તી છે. જેવી રીતે ગન્ધહસ્તીની ગંધથી જ તે દેશમાં વિચરતા ક્ષુદ્ર હાથીઓ ભાગી જાય છે, તેવી રીતે અચિંત્ય પુણ્યના પ્રભાવે ભગવાનના વિહાર રૂપી પવનગંધથી જ આ પણ શત્રુસૈન્ય–દુકાળ–મરકી વગેરે સઘળા ઉપદ્રવરૂપી હાથીઓ ભાગી જાય છે.

**વિવેચન:**

**'ભગવાન શ્રેષ્ઠ ગન્ધહસ્તી જેવા શી રીતે?'** 'પુરુષવરગન્ધહસ્તી'મા 'પુરુષ' શબ્દનો, પૂર્વે કહ્યુ તેમ, 'જીવ' એવો અર્થ થાય છે. પ્રસ્તુતમા પ્રભુનો જીવ શ્રેષ્ઠ ગંધહસ્તી જેવો અર્થાત્ ગજેન્દ્ર જેવો છે, કેમકે એમનામા ક્ષુદ્ર હાથીઓને ભગાડી મૂકવા વગેરે રહેલા ધર્મ તેને સમાન છે. તે આ રીતે – જેમ શ્રેષ્ઠ ગન્ધહસ્તીના ગંડસ્થળમાથી ઝરતા મદની ગંધ એટલી બધી ઉગ્ર અને પ્રભાવક હોય છે કે, હાથીના કશુ કર્યા વગર જ, એની એ ગંધ માત્ર પ્રસરતા તેની નજીકના પ્રદેશમા હરતા–ફરતા હલકા હાથીઓ ગભરાઈને સટોસટ દૂર ભાગી જાય છે, તેમ અરહંત પરમાત્માના વિહાર પવનની ગંધ માત્રથી આજુબાજુના સવાસો જોજનમાથી શત્રુસૈન્યનો ઉપદ્રવ, દુકાળનો ઉપદ્રવ, મારી–મરકીનો ઉપદ્રવ, વગેરે ઉપદ્રવરૂપી ક્ષુદ્ર હાથીઓ દૂર થઈ જાય છે ગંધહસ્તીને લડવા વગેરેનો કોઈ યત્ન નથી કરવો પડતો, એની મદ-ગંધ જ કામ કરે છે, એમ, પ્રભુને કોઇ જ મંત્રતંત્રાદિ પ્રયત્ન નથી કરવો પડતો, માત્ર એમની હાજરી જ ઉપદ્રવોને નિવારે છે. આમ બનવામા પ્રભુનો અચિંત્ય પુણ્યપ્રભાવ કામ કરે છે

(અરહંત પ્રભુએ પૂર્વભવમા કરુણાદેવીની એવી ઊંચી ઉપાસના કરી છે કે એનાથી આ અતિશય એમને પ્રગટયો છે કે અહી એમના પાવન પગલા થવા માત્ર પર જાણે એ તુષ્ટમાન કરુણાદેવી લોકના પરસૈન્યભય વગેરે આફતો નિવારી દેવાની અપરંપાર કરુણા વરસાવે છે. જીવનમા આત્માની પરિણતિ સાથે વણી લીધેલી ઉચ્ચ કોટિની કરુણાદિ શુભ ભાવનાઓ ફળરૂપે જગત ઉપર કેટલી બધી કલ્યાણ–અસર કરે છે, એ આમા જોવા મળે છે ! આત્માના મહાન ઉદય મૈત્રી, કરુણા, પ્રમોદ,

અનિત્ય.. .. વગેરે શુભ ભાવનાઓના દીર્ઘકાળ સુધીના સતત અને સહૃદય ઊંચા અભ્યાસ પર સર્જાય છે. માનવ-જીવનમા જ આ શકયતાની કિંમત સમજનારો જીવનને એવી ભાવનાઓથી ભીનું ભીનું રાખે છે. બીજી વાત એ છે કે આત્મામા સાચી મહાનતા આવે છે ત્યા ઝીણા જંતુ પર્યંત કરુણા ભરપૂર ખીલી હોય છે. એવી કરુણા વિના મહાન ન બની શકાય. અરહંત પ્રભુ કરુણાના પ્રતાપે એવું અચિંત્ય તીર્થંકરપણાનું પુણ્ય લઈને આવ્યા છે કે એના પ્રભાવે મારી-મરકી વગેરે ઉપદ્રવો દૂર થઈ જાય છે.)

(લ૦-) न चैकानेकस्वभावत्वे वस्तुन एवमप्यभिधानक्रमभावः, स्व(प्र०...सर्व)-गुणानामन्योन्यसंवलितत्वात्, पूर्वानुपूर्व्यादिभिधेयस्वभावत्वात्, अन्यथा तथाभिधानाप्रवृत्तेः। नैवमभिधेयमपि तथाऽक्रमवदसद् इति, उक्तवद् अक्रमवत्त्वासिद्धेः क्रमाक्रमव्यवस्थाभ्युपगमाच्च। अन्यथा न वस्तुनिबन्धना शब्दप्रवृत्तिरिति स्तववैयर्थ्यमेव; ततश्चान्धकारनृत्तानुकारी प्रयास इति पुरुषवरगन्धहस्तिन इति ॥ ९ ॥

**અર્થ:** જો વસ્તુ (દ્રવ્યરૂપે) એકસ્વભાવ અને (પર્યાયરૂપે) અનેકસ્વભાવ છે, તો એમ (અધિક ગુણની ઉપમા પછી હીન ગુણની ઉપમા મૂકવામાં) પણ કથનમા ક્રમનો વિપર્યાસ નથી, કેમકે પોતાના સર્વ ગુણો પરસ્પર ગુંથાયેલા છે, ને તે પૂર્વાનુપૂર્વી વગેરે (અનેકક્રમ) વડે કથન કરાવા યોગ્ય સ્વભાવવાળા છે, નહિતર તેવું કથન પ્રવર્તમાન જ ન થાય. એમ (કથનન્યાયે) કથનીય વસ્તુ પણ વાદીએ પૂર્વે કહ્યું તેમ ક્રમરહિત હોઇ અસત્ છે એવું નથી, કેમકે (પહેલું તો) ક્રમરહિતતા જ અસિદ્ધ છે, અને (બીજુ) ક્રમ-ઉત્ક્રમની વ્યવસ્થા માનેલી છે. આમ જો ન હોય તો શબ્દવ્યવહાર વસ્તુના આધારે જે થાય છે તે ન બને; એટલે સ્તુતિ અર્થ શૂન્ય જ ઠરે, તેથી તો (એનો) પ્રયાસ અંધકારમાંના નૃત્યના (પ્રયાસ) જેવો થાય. આ રીતે પુરિસવરગંધહત્થીણં (વિવેચ્યું.)

### વિવેચન

**બૃહસ્પતિમત ખંડન વિવિધ કથનક્રમો:** હવે અહી બૃહસ્પતિ શિષ્યોનો જે મત હીન ગુણની ઉપમા પછી જ અધિક ગુણની ઉપમા રજુ કરવાનો છે, તેની સામે કહે છે કે અધિક ગુણની ઉપમા મૂકયા પછી પણ હીન ગુણની ઉપમા મૂકવામા કોઈ ક્રમશૂન્યતા કે ક્રમભંગ નથી. આનું કારણ આ છે - વસ્તુમાત્ર દ્રવ્યરૂપે એક અને પર્યાયરૂપે અનેકસ્વભાવવાળી છે, અર્થાત્ પોતે મૂળ દ્રવ્ય તરીકે એક રહીને પોતાનામાં રહેલા અનેક પર્યાયો સાથે પોતે તન્મય રહે છે. પર્યાયો પોતાનાથી કાંઇ એકાંતે ભિન્ન નથી. આનો અર્થ એ કે દ્રવ્ય પોતે પર્યાયોરૂપે બની ગયુ છે, ને પર્યાયો દ્રવ્યરૂપે રહ્યા છે. હવે જયારે એ અનેક પર્યાયો બધા જ એક દ્રવ્ય સાથે અભેદભાવે વણાઈ ગયા, ત્યારે સ્પષ્ટ છે કે એક જ દ્રવ્યના એ પર્યાયો પરસ્પરમા ય વણાઇ ગયા. ગુણો પણ એક જાતના પર્યાય છે, તો કહેવાય કે શું જીવના કે શું અજીવના, ગુણો પરસ્પરમા વણાયેલા યાને સંવલિત છે. હવે ગુણોનું આ અન્યોન્ય મિલન જ સૂચવે છે કે એ ગુણોનો કોઇ એક જ નિર્ધારિત ક્રમ નથી પછી એમનું ગમે તે રીતે કથન કરો એમા ક્રમભંગ શાનો થયો ગણાય? ચા બનાવતા પાણીમાં પહેલા મસાલો નાખ્યો, પછી સાકર, ને પછી ચા નાખી, પણ જયારે એ બધા એમા પરસ્પર-ભળેલા રહે છે, તો પછી એમા રહેવાનો એક જ ક્રમ કયા રહ્યો? એટલે એના વર્ણન માટે પણ એ નિયમ થોડો જ છે કે પહેલા મસાલાનું

વર્ણન કરીને પછી જ સાકરનું, ચાનું વર્ણન થઇ શકે ? એવુ ન કરતાં ચાનુ વર્ણન પહેલું કર્યું, **પછી મસાલાનું** કર્યું, તો 'એ કથન અસત્' અને 'કથનની વસ્તુ ય અસત્' એવું થોડું જ કહેવાય છે ? બસ, એજ દૃષ્ટાન્તે અરહંત પરમાત્મામા રહેલો મારી–દુકાળ વગેરે ઉપદ્રવના નિવારણનો હીન ગુણ, અને કેવળજ્ઞાનાદિ લક્ષ્મીનો અધિક ગુણ, બને પરસ્પર સંવલિત રહ્યા હોવાથી, એવો એકાત **નથી** કે–'પહેલા હીન ગુણ અને પછી અધિક ગુણ, એવા જ ક્રમથી વર્ણન કરવું જોઇએ'. તેમ એવુ ય નથી કે–'નહિતર વર્ણન જૂઠું થાય, ને વર્ણનની વસ્તુ અસત્ ઠરે.' પહેલા અધિક ગુણની ઉપમા, ને પછી હીન ગુણની ઉપમા વર્ણવી શકાય. એમા ક્રમભંગ નથી, કેમકે, વર્ણન એ વ્યવહાર છે, અને વ્યવહાર **નય** માને છે કે,

**વર્ણનના ક્રમ ત્રણ પ્રકારે હોય છે;**–(૧) ક્રમ અર્થાત્ પૂર્વાનુપૂર્વી ક્રમ, (૨) ઉત્ક્રમ એટલે કે પશ્ચાનુપૂર્વી ક્રમ, ને (૩) અક્રમ અર્થાત્ અનાનુપૂર્વીક્રમ. દા. ત નમસ્કાર–મહામંત્રમા પદોનું (૧) **પૂર્વાનુપૂર્વી–ક્રમે કથન** અર્થાત્ ક્રમસર પહેલા પદથી છેલ્લા પદ સુધી બોલવુ, એટલે કે પહેલા 'નમો અરિહંતાણં,' પછી 'નમો સિદ્ધાણં,' પછી 'નમો આયરિયાણ'. . એમ યાવત્ છેલ્લે 'પઢમં હવઇ મંગલં'નું કથન; (૨) **પશ્ચાનુપૂર્વી–ક્રમે કથન** એટલે ક્રમશ છેલ્લેથી ઉપર ઉપર બોલતા આવતા અંતે પહેલા પદનું કથન; અર્થાત્ પહેલા 'પઢમં હવઇ મંગલ'નુ કથન, પછી 'મંગલાણં ચ સવ્વેસિં', પછી 'સવ્વ પાવપ્પણાસણો'. એમ યાવત્ છેડે 'નમો અરિહંતાણં'નું કથન, (૩) **અનાનુપૂર્વી–ક્રમે કથન** એટલે એકેકવાર ગમે તે ગમે તે પદ પહેલુ, બીજું, ત્રીજુ, એમ બોલીને નવે પદોનુ સંપૂર્ણ કથન દા. ત. 'નમો સિદ્ધાણં,' 'એસો પંચ નમુક્કારો,' 'નમો લોએ સવ્વસાહૂણં', 'નમો અરિહંતાણં', પઢમં હવઇ મંગલં'' .એમ નવ પદ પૂરા ભણવા. આ અનાનુપૂર્વી–ક્રમમા કેટલાય પ્રકાર થાય. ▲ આમ ક્રમ ત્રણે ય પ્રકારના હોવાથી એમાના કોઇ પણ ક્રમે કથન કરવામા ક્રમભંગ કે ક્રમશૂન્યતા નથી, વસ્તુસ્થિતિને વાધો નથી આવતો.

**કથનને અનુસારે વસ્તુમાં પરિણતિ હોય જ** કથનનો આ વિવિધ ક્રમ પણ એમજ નથી ઊભો થયો હોતો, પરંતુ એની પાછળે ય કથનીય વસ્તુઓમા તેવા તેવા પ્રકારની પરિણતિ યાને પરિણમન-શીલતા કામ કરી રહી હોય છે, કેમકે તેવો તેવો પ્રામાણિક શબ્દ–વ્યવહાર થઇ શકે છે. એ વસ્તુમા રહેલા તથાપ્રકારના કથનયોગ્ય પરિણમનના લીધે જ; અર્થાત્ એ શબ્દ તેવી વાચ્ય વસ્તુની પરિણતિને સાપેક્ષ જ હોય છે. માટે તો વસ્તુની જેવી પરિણતિના આધારે શબ્દ જન્મ્યો, તે શબ્દથી તેવી જ વસ્તુનો બોધ થાય છે, એટલે કે તે તે વાક્યના શ્રવણથી અમુક અમુક જ વસ્તુનો બોધ થાય છે. 'પર્વત બળે છે' વાક્યથી પર્વતના નહિ, પણ પર્વત પરના **ઘાસના** દહનનો બોધ થાય છે, એ સૂચવે છે કે અહીં 'પર્વત' શબ્દ પર્વતમાની ઘાસદાહની પરિણતિને સાપેક્ષ છે, એટલે એ એવો બોધ કરાવે છે. તો વ્યવહારનયને માન્ય તે તે પૂર્વાનુપૂર્વી આદિ ક્રમથી કરાતુ ગુણવર્ણન પણ ગુણોમા તે તે ક્રમવાળા વર્ણનના વિષયભાવની પરિણતિનો સ્વભાવ સાબિત કરે છે. આમ ગુણોના વર્ણનના ઉલટસુલટ ક્રમોના હિસાબે ગુણો પરસ્પર સંવલિત સિદ્ધ થાય છે. એ એમ સંમિલિત છે એથી જ વર્ણનક્રમ કોઇ એક જ નિયત પ્રકારનો ન હોઇ શકે ત્યારે ગુણોમા જો પૂર્વાનુ-પૂર્વી–પશ્ચાનુપૂર્વી વગેરે વિવિધ ક્રમથી વર્ણવાવા યોગ્ય સ્વભાવ જ ન હોય, તો જગતમા તેવા તેવા ક્રમે વર્ણન પ્રવર્તતુ દેખાય છે તે કેમ બને ? તેવા શબ્દો પ્રવર્તવા જ ન જોઈએ. આ બધાનો સાર એ છે કે પ્રભુના પહેલા અધિક ગુણની ઉપમાના કથન પછી હીન ગુણની ઉપમાના કથનમા ક્રમભંગ નથી એથી એ સિદ્ધ થયુ કે કથનના ન્યાયે કથનીય ગુણોમા પણ ક્રમનો અભાવ નથી, તેથી તે અસત્ નથી. એટલે બૃહસ્પતિના શિષ્યોનો એવો મત કે–'અક્રમવાળુ હોઈને અસત્ છે,' એ ખોટો ઠરે

છે. વસ્તુમા પ્રતિપાદન મુજબનો ક્રમ ન હોય, તો જ પ્રતિપાદન ખોટું અને પ્રતિપાદન મુજબની વસ્તુ અસત્ ઠરે પરંતુ અહી તેમ નથી.

**વસ્તુમાં ક્રમ-ઉત્ક્રમ-અક્રમ એ રીતે સિદ્ધ છે** 'અક્રમવાળુ તે અસત્-' આ માન્યતા ખોટી છે, કેમકે વસ્તુમા એ કહે છે તેવી અક્રમવત્તા જ અસિદ્ધ છે. ક્રમનો અભાવ એ સાબિત કરી શકતા નથી, કેમકે ▲ (૧) પૂર્વે કહ્યું તે હિસાબે વસ્તુમાં ક્રમ-ઉત્ક્રમ-અક્રમ, એમ ત્રણે ય જાતની કથનયોગ્ય સ્વભાવપરિણુતિ વસ્તુત. વિદ્યમાન છે જ, નથી એમ નહિ. અર્થાત્ ક્રમથી યાને પૂર્વાનુપૂર્વીએ કરી શકાતા કથનના હિસાબે અને ઉત્ક્રમથી એટલે કે પશ્ચાનુપૂર્વીએ તથા અક્રમે અર્થાત્ અનાનુપૂર્વીએ કરી શકાતા કથનના હિસાબે કથનીય વસ્તુમા ત્રણે ય જાતની પરિણુતિ સિદ્ધ છે દા.ત ગુણોમા ક્રમથી કથનયોગ્ય, ઉત્ક્રમથી કથનયોગ્ય અને અક્રમથી કથનયોગ્ય સ્વભાવપરિણુતિ સિદ્ધ છે. આ રીતે તેવા તેવા કરી શકાતા પ્રતિપાદન દ્વારા ગુણોમા ક્રમ-ઉત્ક્રમ-અક્રમ સિદ્ધ કર્યા તે પોતાનામા રહેલ કથનયોગ્ય સ્વભાવ પરિણુતિની અપેક્ષાએ સિદ્ધ કર્યા ▲ (૨) પરંતુ એકલી એ રીતે જ સિદ્ધ નથી, સ્વભાવથી પણુ ક્રમ-ઉત્ક્રમ-અક્રમવાળી અભિધેયપરિણુતિ પણુ સિદ્ધ છે, કેમકે જૈન દર્શન એ સ્યાદ્વાદી દર્શન છે, એટલે એ અનંતધર્માત્મક વસ્તુનો બોધ યા પ્રતિપાદન એકાન્ત દૃષ્ટિએ નથી કરતુ, વસ્તુને અનેકાન્ત દૃષ્ટિએ જુએ છે, અને પ્રરૂપે છે, કેમકે વસ્તુમાત્રમા ભિન્ન ભિન્ન અપેક્ષાએ અનેક વિરોધી દેખાતા ધર્મો એક સાથે રહે છે. તેથી જૈન દર્શને માન્યું છે કે ગુણી જીવના હીનગુણુ, અધિક ગુણ, અધિકતર ગુણુ વગેરે, એ એકાન્તે સામાન્યથી ક્રમથી જ એમા વ્યવસ્થિત હોય અર્થાત્ રહેતા એવુ એમા નથી, પરંતુ અક્રમથી પણુ રહેલા હોય છે. માટે અનેકાન્ત-દૃષ્ટિએ સિદ્ધ થતા આ ક્રમ-અક્રમ સ્વભાવના હિસાબે પણુ કથનીય વસ્તુ 'અક્રમવાળી, માટે અસત્' સાબિત નથી થઇ શકતી. એટલે પુંડરીકની ઉપમા દ્વારા જ્ઞાત અત્યન્ત ચઢીયાતા કૈવલ્યાદિ ગુણોની સિદ્ધિ કર્યા પછી ગન્ધ હસ્તીની ઉપમા દ્વારા જ્ઞાત વિહારગુણુની કરાતી સિદ્ધિ, એ, આમ સામાએ માનેલ પહેલા હીન ગુણુ પછી અધિક ગુણુ, એવા ક્રમની અપેક્ષાએ જોતાં અક્રમવાળી હોવા છતા, ખરેખર અક્રમવાળી ય નથી, તેમ અસત્ પણુ નથી.

**નિષેધમુખે સિદ્ધિ :** આ વસ્તુને આ જ વિચારણામાં નિષેધમુખે સિદ્ધ કરતાં કહેવાય કે જો એવી સહજ ક્રમ-અક્રમની વ્યવસ્થા ન હોય અને પૂર્વાનુપૂર્વી વગેરેથી કથનયોગ્ય સ્વભાવપરિણુતિ ય ન હોય તો શબ્દપ્રવૃત્તિ વસ્તુ સાપેક્ષ ન રહી ! પ્રસ્તુત ઉપમાની રજૂઆત વસ્તુ-સ્થિતિના આધાર પર ન ઊભી ! તો પછી પ્રસ્તુત સ્તુતિ યોગ્ય શી રીતે ? સ્પષ્ટતાથી કહીએ તો, જો ગુણોની ઉત્પત્તિ હીનાદિ ક્રમથી જ થતી હોય, અને ગુણોમાં પૂર્વાનુપૂર્વી ક્રમથી જ કથનયોગ્ય સ્વભાવ હોય, તથા શબ્દપ્રવૃત્તિ એને જ આધીન હોય, તો પછી મોટો પ્રશ્ન આ રહે કે પ્રસ્તુત શબ્દપ્રવૃત્તિ કેમ જ યોગ્ય ગણાય ?

**અસદ્ અર્થની સ્તુતિ કેમ નિષ્ફળ ?** વસ્તુનિરપેક્ષ સ્તુતિની પ્રવૃત્તિનો સીધો અર્થ તો એ થયો કે શબ્દ-પ્રવૃત્તિને વસ્તુ સાથે કોઇ સંબંધ ન રહ્યો. તેથી તો પ્રસ્તુત સ્તુતિ નિષ્ફળ જ ગણાય; કેમકે એ સ્તુતિ અસદ્ અર્થને કહેનારી હોઇને પોતાનું કાર્ય જે કરવા જાય છે, તે સ્તુતિના ધર્મનું ઉલ્લંઘન કરીને. સ્તુતિનો ધર્મ તો સદ્ભૂત (વાસ્તવિક) ગુણોની પ્રતિપાદકતા છે. પણુ અહીં સ્તુતિ જો અસદ્ અર્થની એટલે કે અવાસ્તવિક ગુણુની પ્રતિપાદક હોય તો સ્તુતિનો ધર્મ ઉલ્લંઘિત થયો, અને એ રીતની અસદ્ અર્થવાળી કરાતી સ્તુતિનું ફળ શું આવે ? સ્તુતિ કરવાનું ખરું ફળ તો વાસ્તવ ગુણોની પ્રશંસા કરી પ્રશસ્ય સત્ય વચનયોગ દ્વારા શુભ ભાવોલ્લાસ જગાવવાનું છે. એનાથી જ જ્ઞાનાવરણુ, અંતરાય વગેરે પાપોનો ક્ષય થાય છે. અસદ્ વસ્તુની પ્રતિપાદક સ્તુતિથી આ ફળ ન આવે, તેથી તે નિષ્ફળ જાય !

અંધકારનૃત્ય આ રીતે જો સ્તુતિ નિષ્ફળ હોય, તો તેનો પ્રયાસ કરવો વ્યર્થ છે, કેમકે એ તો અંધારામા નૃત્ય કરવાના પ્રયાસ જેવો થાય. અંધકારમાં ગમે તેવુ કરેલું નૃત્ય કોઇ દેખી શકે નહિ. એટલે ફળરૂપે બીજાને રીઝવવાનું બની શકે નહિ. એ પ્રયાસ જેમ વ્યર્થ, તેમ આ સ્તુતિ-પ્રયાસ પણ વ્યર્થ ગણાય ! કિન્તુ વસ્તુસ્થિતિએ તેમ નથી, કારણ કે સફળ પ્રયત્ન કરનારા મહાવિદ્વાન મહર્ષિ શ્રી ગણધર ભગવંતે આ સ્તુતિ રચી છે. તો એ મહાત્મા નિષ્ફળ પ્રયત્ન કેમ કરે ? માટે એમના સર્જનના હિસાબે પણ સ્તુતિ સફળ સિદ્ધ થાય છે; જે સફળતાના આધારે એ અસત્ નહિ પણ વાસ્તવિક અર્થવાળી ઠરે છે; અર્થાત્ પહેલાં અધિક ગુણની ઉપમા પછી હીન ગુણની ઉપમા રજૂ કરવાનો ક્રમ પણ પ્રામાણિક સિદ્ધ થાય છે એથી જ ફલિત થાય છે કે-'પુરિસવરગન્ધહત્થીણં' પદની વ્યાખ્યા દ્વારા 'પુરિસવરપુંડરીયાણં' પદમા કમળની ઉપમાથી કેવળજ્ઞાનાદિ જ્ઞાત થયા પછી ગંધહસ્તીની ઉપમાથી વિહારગુણ જ્ઞાત કરવો, એમાં કોઇ દોષ નથી.

(લ૦-) एवं पुरुषोत्तम-सिंह-पुण्डरीक-गन्धहस्तिधर्म्मातिशययोगत एव एकान्तेनादिमध्यावसानेषु स्तोतव्यसम्पत्सिद्धिरितिस्तोतव्यसम्पद एवासाधारणरूपा हेतुसम्पदिति ॥ ३ ॥

**અર્થ:** એ પ્રમાણે પુરુષોત્તમ, પુરુષસિંહ, પુરુષવરપુંડરીક અને પુરુષવરગન્ધહસ્તીના વિશિષ્ટ ધર્મના યોગે જ નિયમા અનાદિ ભવોમાં, ચારિત્ર-સ્થિતિમા અને મોક્ષમાં (રહેલી) સ્તવવા યોગ્ય સ્વભાવસંપત્તિની સિદ્ધિ થાય છે. એટલે સ્તોતવ્ય સંપત્તિની જ આ અસાધારણ-સ્વરૂપ હેતુસંપદા છે.

વિવેચન

**'પુરિસુત્તમાણં' આદિ ચાર પદોની સંપદાનો ઉપસંહાર.** સ્તોતવ્ય શ્રી અરહંત પરમાત્મા (૧) આદિ કાળમાં અર્થાત્ અનાદિ ભવોમા ઉત્તમ છે, એ 'પુરિસુત્તમાણં' પદથી સમજાતા પુરુષોત્તમ-પણાના લીધે છે, (૨) મધ્યકાળે અર્થાત્ સામાયિક ચારિત્ર અને વીતરાગ (યથાખ્યાત) ચારિત્રકાળે શૂરવીર ને ઉપદ્રવનિવારક છે, એ 'પુરિસસીહાણં' તથા 'પુરિસવરગંધહત્થીણં' પદથી સમજાતી સિંહ અને ગંધહસ્તીની ઉપમાના ધર્મને લીધે છે, તેમજ (૩) અંતે અર્થાત્ મોક્ષમા-જીવનમુક્ત અને વિદેહમુક્ત અવસ્થામાં અસંગ સહજ સુંદર વગેરે છે, એ 'પુરિસવરપુંડરીયાણં' પદથી સમજાતી પુંડરીકની ઉપમાના ધર્મને લીધે છે. આ ધર્મો અર્હત્પ્રભુમા એકાન્તે અર્થાત્ નિયમા હોય છે, કોઇ જ અર્હત્‌ના આત્મામા ન હોય એમ નહિ. તો જયારે આ ચાર પદોથી સૂચવેલા ધર્મને લીધે જ અર્હત્પ્રભુ સ્તોતવ્ય છે, અર્થાત્ એમનામાં સ્તવવાયોગ્ય સ્વભાવ સિદ્ધ થાય છે, એટલે જ ફલિત થાય છે કે આ ચાર પદોની સંપદા એ સ્તોતવ્ય સંપદાની અસાધારણ હેતુસંપદા છે, અસાધારણ એટલા માટે કે, એ માત્ર અરહંત પ્રભુમા જ મળતી હોવાથી અન્યસાધારણ નથી.

## ૧૦. લોગુત્તમાણું.

(લ૦–) साम्प्रतं 'समुदायेष्वपि प्रवृत्ताः शब्दाः अनेकधाऽवयवेष्वपि प्रवर्त्तन्ते, स्तवेष्वप्येवमेव वाचकप्रवृत्तिरि'ति न्यायसंदर्शनार्थमाह 'लोकोत्तमेभ्य ..' इत्यादिसूत्रपञ्चकम् । इह यद्यपि 'लोक'शब्देन तत्त्वतः पञ्चास्तिकाया उच्यन्ते,–

धर्म्मादीनां वृत्तिर्द्रव्याणां भवति यत्र तत् क्षेत्रम् । तैर्द्रव्यैः सह लोकस्तद्विपरीतं ह्यलोकाख्यम् ॥१॥

इति वचनात् ; तथाप्यत्र 'लोक'ध्वनिना सामान्येन भव्यसत्त्वलोक एव गृह्यते, सजातीयोत्कर्ष एवोत्तमत्वोपपत्तेः, अन्यथातिप्रसङ्गोऽभव्यापेक्षया सर्वभव्यानामेवोत्तमत्वात् । एवं च नैषामतिशय उक्तः स्यादिति परिभावनीयोऽयं न्यायः । ततश्च भव्यसत्त्वलोकस्य सकलकल्याणैकनिबन्धनतथाभव्यत्वभावेनोत्तमाः लोकोत्तमाः ।

**અર્થ:** હવે 'સમુદાય માટે પણ પ્રવર્તતા શબ્દ અનેક પ્રકારે અવયવોમાં પણ પ્રવર્તે છે. સ્તુતિમાં પણ એજ રીતે વાચક શબ્દની પ્રવૃત્તિ થાય છે,'–એ ન્યાય દેખાડવા અર્થે 'લોકોત્તમેભ્યઃ'– 'લોગુત્તમાણું' વગેરે પાંચ સૂત્ર કહે છે, અહીં ('લોક'નો અર્થ વિચારતા) જો કે 'લોક' શબ્દથી ખરેખર પાચ અસ્તિકાય કહેવામાં આવે છે, કેમકે શાસ્ત્રવચન છે કે- 'જ્યાં ધર્માસ્તિકાયદિ દ્રવ્યોનો રહેવાસ છે, તે દ્રવ્યો સહિત તે ક્ષેત્ર એ લોક છે, એનાથી વિપરીત એ અલોક નામે છે;' તો પણ અહીં 'લોક' શબ્દથી ભવ્ય જીવ લોક જ લેવાય છે, કેમકે સમાન જાતિવાળાને વિષે ઉચ્ચતા હોય તો જ ઉત્તમતા ઘટી શકે છે; નહિતર અતિપ્રસંગ અર્થાત્ અનિષ્ટ સ્થળે પણ એની આપત્તિ આવે; કેમકે (એમ તો) અભવ્યની અપેક્ષાએ સર્વભવ્યો પણ ઉત્તમ છે. (તો શું એ લોકોત્તમ કહેવાય ?) એમ હોય તો તો (પરમાત્માને એવા કહેવામાં કાંઈ ) એમની અત્યન્ત ઊંચી વિશેષતા કહી ન ગણાય. માટે આ ન્યાય સર્વ બાજુથી વિચારવા જેવો છે. એટલે (ભગવાનમાં) સમસ્ત કલ્યાણનું જ કારણભૂત તથા-ભવ્યત્વ હોવાને લીધે (અરહંત પરમાત્મા) નિખિલ ભવ્યજીવ રૂપી લોકમા ઉત્તમ છે.

વિવેચન:

સમુદાયવાચી શબ્દ અંશમાં પણ પ્રવર્તે. હવે 'લોગુત્તમાણુ ' પદની વ્યાખ્યા શરૂ થાય છે, 'લોગુત્તમાણું ' થી શરૂ થતાં પાચ સૂત્રમાં 'લોગ'=લોક શબ્દ જે વપરાયો છે, એને લઇને એવો ન્યાય સૂચવાય છે કે જે શબ્દો કોઇ સમુદાયભૂત વસ્તુઓમા પણ પ્રવર્તે છે, એટલે કે સમુદાય માટે વપરાય છે, તે અનેક પ્રકારે એ સમુદાયના અમુક ભાગ માટે પણ વપરાય છે; અર્થાત્ માત્ર 'સમુદાયમા જ પ્રવર્તે' એવું નહિ. દા ત. 'સપ્તર્ષિ' શબ્દ સાત ઋષિ–તારાના સમૂહ માટે વપરાય છે,

તેમ ભિન્ન ભિન્ન રીતે એ સાતમાના એક, બે, ત્રણ, વગેરે તારા માટે પણ વપરાય છે; કહેવાય છે કે- ' આ એક સપ્તર્ષિ ઉગ્યો, બે સપ્તર્ષિ ઊંચા આવ્યા ..' વગેરે. પ્રસ્તુતમા પણ 'લોક' શબ્દથી વાચ્યભૂત સમુદાયનો અમુક અમુક અંશ 'લોક' તરીકે લેવાનો છે.

**' લોક ' એટલે પંચાસ્તિકાય :** 'લોક' શબ્દનો, વ્યુત્પત્તિના આધારે, અર્થ પાચ અસ્તિકાય થાય છે, ' **लोक्यते असौ लोक** ' જેનું લોકન, અવલોકન, અર્થાત્ જ્ઞાન થાય તે લોક. પાચ અસ્તિકાયમય જગતનું જ્ઞાન થઇ શકે છે માટે તે જ લોક. જગત ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય ને જીવાસ્તિકાયમય છે, તો તે જ લોક. શાસ્ત્રની આમા આ સાક્ષી મળે છે, ' **धर्मादीनां वृत्तिर्द्रव्याणां यत्र भवति तत् क्षेत्रम् । तैर्द्रव्यैः सह लोकस्तद्विपरीतं ह्यलोकाख्यम ॥** ' અર્થાત્, જે ક્ષેત્રમાં ધર્માસ્તિકાયાદિ દ્રવ્યો રહે છે, તે દ્રવ્યો સહિત તે ક્ષેત્રને લોક કહેવામાં આવે છે, જ્યારે, તેનાથી વિપરીત અર્થાત્ અન્ય દ્રવ્યશૂન્ય ક્ષેત્ર અલોક કહેવાય છે.

પ્ર૦ અહીં 'ક્ષેત્ર' શબ્દથી આકાશનો અમુક ભાગ લઇને બીજાં ક્ષેત્રી ( રહેનારા ) દ્રવ્યો સાથે તે ભાગને લોક કહી, બાકીના ભાગને અલોક કહ્યો, તો પ્રસ્તુત લોક શબ્દના અર્થમા બીજા સમસ્ત દ્રવ્ય તો આવ્યા, પણ સમસ્ત આકાશ કયા આવ્યું ?

ઉ૦— સાક્ષી શ્લોકથી એટલું સૂચવવું છે કે લોક શબ્દનો અર્થ માત્ર આકાશદ્રવ્ય નહિ પણ બીજાં દ્રવ્યો સહિત આકાશ થાય છે હવે એમા લોક અને અલોક એમ બે ભાગ સમજાવવા છે માટે લોકની વ્યાખ્યા એવી બતાવી. પણ એ વ્યાખ્યા ય મૂળ તો ' લોક ' શબ્દના ' જેનુ લોકન (જ્ઞાન) થાય તે લોક ' એવા વ્યુત્પત્તિ–અર્થ ઉપર નિર્ભર છે; (તો જ લોકમા આકાશ ભેગા બીજાં દ્રવ્ય પણ ગણ્યા,) એટલે પ્રસ્તુતમા એ વ્યુત્પત્તિથી લોક તરીકે સમસ્ત પાચ અસ્તિકાય લીધા.

પ્ર૦-'લોકન (અવલોકન) થાય તે લોક, ' એમા તો એકલા દ્રવ્યો જ શા માટે, કાળ અને ગુણો, ક્રિયાઓ, ભાવો વગેરે ય આવે, કેમકે એનુ ય જ્ઞાન તો થાય છે, તો એને ગણવા બાકી રહ્યા ને ?

ઉ૦-ના, દ્રવ્યોની જેમ ગુણો વગેરે કોઇ સ્વતન્ત્ર વસ્તુ નથી, એ બધા દ્રવ્યસ્વરૂપ જ છે, દ્રવ્યથી ભિન્નાભિન્ન છે, માટે અસ્તિકાય દ્રવ્યો ભેગા એ ગણાઇ જ ગયા કાળ એ પણ સ્વતન્ત્ર દ્રવ્ય નહિ, કિન્તુ દ્રવ્યોનો વર્તના પર્યાય છે, દા. ત ' આ ઘડો હમણાનો વર્તે છે, પેલો ગઈ કાલનો,' એમા એકમા તાજો વર્તનભાવ છે, બીજામાં એથી જૂનો વર્તનભાવ છે. એ ઘડાનો એક જાતનો પર્યાય છે, ને એજ કાળ છે; તો એનો દ્રવ્યમા સમાવેશ છે, માટે એની ગણત્રી આવી જ ગઇ.

**' લોક'ના અર્થમાં સંકોચ શાથી ? ઉત્તમ સજાતીયમાં જ હોય** હવે, જો કે લોક એટલે પાચ અસ્તિકાય દ્રવ્યોનો સમુદાય, છતા 'લોકોત્તમ' પદમાના લોક શબ્દથી સકળ પંચાસ્તિકાય નહિ, કિન્તુ એનો એક ભાગ જે જીવાસ્તિકાય, એમાના પણ એક ભાગભૂત સકળ ભવ્ય જીવો લેવાના છે. આનુ કારણ એ છે કે ભગવાનને લોકમા ઉત્તમ જે કહેવા છે, તે ' પાચે ય અસ્તિકાયને વિષે ઉત્તમ ' એમ કહેવાનો કોઇ અર્થ નથી; કેમકે જીવ, અજીવ, દરેકની ખાસિયત જુદી છે, એમા એકના કરતા બીજામા ઉત્તમતા શી ? ત્યારે જો સર્વ જીવોમા ઉત્તમ કહેવા જાઓ, તો ભવ્ય જીવો ય અભવ્ય કરતા મોક્ષયોગ્યતાની દૃષ્ટિએ ઊંચા છે, માટે એ ય 'લોકોત્તમ' કહેવાશે ! આમ, લોકોત્તમતા અનભિપ્રેત એવા ભવ્ય જીવોમા ચાલી જશે ! પણ એ કાંઇ લોકોત્તમ નથી; ને એવી જ લોકોત્તમતા ભગવાનમાં જો કહેવી હોય તો એથી કાંઈ ભગવાનનો અતિશય યાને અત્યન્ત ઊંચી વિશેષતા કહી ન ગણાય. ભગવાનની વિશેષતા એ, કે જે ભગવાનમાં જ હોય, ને બીજામા નહિ. માટે કહો, ઉત્તમતા તો પોતાના સમાન જાતિવાળાની અપેક્ષાએ ગણાતી ઉચ્ચતાને કહેવાય ભગવાન ભવ્ય જીવ છે, અને એ સજાતીય

બીજા બધા ભવ્ય જીવો કરતાં પોતાનામાં રહેલા વિશિષ્ટ તથાભવ્યત્વના યોગે ઉચ્ચતાવાળા છે; માટે લોકોત્તમ એજ છે.

**ભગવાનનુ તથાભવ્યત્વ સર્વોત્તમ શાથી ?.** એ વિશિષ્ટ તથાભવ્યત્વ સમસ્ત કલ્યાણોનું જ એક મૂળભૂત કારણુ છે બીજા ભવ્ય જીવોમાં આવું તથાભવ્યત્વ નથી. ભગવાનનું તથાભવ્યત્વ પ્રભુના પોતાના તો સમસ્ત કલ્યાણુ સધાવે જ છે, ઉપરાંત ભવ્ય જીવમાત્રના સકળ કલ્યાણુ સિદ્ધ થવામાં પણુ અરિહંત પ્રભુનો જે અચિંત્ય અનંત પ્રભાવ કારણુભૂત છે, તેની પાછળ પણુ એ જ કામ કરે છે અનાદિ વિશિષ્ટ તથાભવ્યત્વ સહિત એ ભગવાન અચિંત્ય શક્તિયુક્ત હોઇને ભવ્ય જીવોના સમસ્ત કલ્યાણુમા કારણુભૂત છે, એટલે પરંપરાએ તથાભવ્યત્વને પણુ કલ્યાણુહેતુ કહીં શકાય. આમ પણુ જોઈએ તો કોઈ પણુ ભવ્ય જીવ જે મોક્ષમાર્ગની સાધના કરવા પામે છે, તે અરહંત પ્રભુએ માર્ગ દર્શાવ્યો હોય છે, સ્થાપ્યો હોય છે, તો જ, અને એ માર્ગ સ્થાપી શકે છે તે તથાભવ્યત્વના લીધે અરહંત બનવા પર. માટે એમનું તથાભવ્યત્વ તે એમનુ જ; બીજા ભવ્યો પાસે એ નહિ.

(લ૦ ) भव्यत्वं नाम सिद्धिगमनयोग्यत्वम्, अनादि पारिणामिको भावः, तथाभव्यत्वमिति च विचित्रमेतत्, कालादिभेदेनात्मनां बीजादिसिद्धिभावात्, सर्वथा योग्यताऽभेदे तदभावात्, तत्सहकारिणामपि तुल्यत्वप्राप्तेः, अन्यथा योग्यताऽभेदायोगात्, तदुपनिपाताक्षेपस्यापि तन्निबन्धनत्वात् । निश्चयनयमतमेतदतिसूक्ष्मबुद्धिगम्यमिति लोकोत्तमाः ॥ १० ॥

**અર્થ:** ભવ્યત્વ એટલે મોક્ષપ્રાપ્તિની યોગ્યતા, (એ) અનાદિ પારિણામિક ભાવ છે, અને તથાભવ્યત્વ એ તો ( વ્યકિત દીઠ ) જુદી જુદી તરેહનું હોય છે, કેમકે જીવોને ધર્મબીજ વગેરેની સિદ્ધિ થાય છે તે ભિન્ન ભિન્ન કાળ વગેરેમા (થાય છે. એ સૂચવે છે કે વ્યક્તિદીઠ મોક્ષ-યોગ્યતા જુદી જુદી છે. ) કેમકે જો યોગ્યતામા ભેદ ન હોય; તો કાળાદિભેદેન બીજાદિ સિદ્ધિ ન થાય. ( કદાચ કહો કે યોગ્યતા તો એકરૂપ છે, પણુ સહકારી કારણોની જુદાઈથી કાર્યભેદ પડે છે, તો તે ય ખોટું છે, ) કેમકે ભવ્યત્વના સહકારી કારણોમાં પણુ ( ભવ્યત્વની જેમ ) એકરૂપતાની આપત્તિ આવશે. કેમકે જો તે એકરૂપ ન હોય તો તો યોગ્યતામા એકરૂપતા ઘટે નહિ, કારણુ એ છે કે તે સહકારી કારણોનુ ચોકસ કાળે ( ભવ્યત્વને ) આવી મળવુ એ પણુ યોગ્યતા પર અવલંબે છે. આ નિશ્ચયનયનો મત સૂક્ષ્મ બુદ્ધિથી સમજાય એવો છે. આ રીતે લોકોત્તમ સિદ્ધ થયા ( પદ ૧૦ )

વિવેચનઃ—

ભવ્યત્વ એટલે ? –અહીં ' ભવ્ય ' એટલે જે વિવક્ષિત પર્યાયરૂપે થશે તે. તેનો ભાવ અર્થાત્ તે તે પર્યાયરૂપે થવાની યોગ્યતા એ ભવ્યત્વ. પ્રસ્તુતમા ભવ્યત્વ એ જીવનો પર્યાય છે, તો ભવ્યત્વ એટલે સિદ્ધિ નામના પર્યાયરૂપે થવાની યોગ્યતા. સિદ્ધિ એટલે જીવની તે અવસ્થા કે જેમા જીવના સર્વ પ્રયોજન સિદ્ધ થઇ ગયા હોય, સંપૂર્ણ થઈ ગયા હોય. સમસ્ત કર્મોના ક્ષયવાળી આ અવસ્થા છે, સર્વ કર્મોથી મુક્ત થયાની આ સ્થિતિ છે. આવી સિદ્ધિ-અવસ્થાની ગમન-યોગ્યતા એ ભવ્યત્વ.

પરિણમનઃ-જીવનું સિદ્ધિગમન એટલે સિદ્ધિભાવમાં પરિણમન, અર્થાત્ જીવ જે અસિદ્ધિભાવ યાને સંસારભાવે પરિણુત હતો તે હવે સિદ્ધિભાવે પરિણુત થયો, સિદ્ધિની અવસ્થાને તન્મય થયો; જેમ, દૂધ ઉકળ્યા પછી માવાની અવસ્થામા પરિણુત થાય છે, ત્યા દૂધનું પુદ્ગલ દ્રવ્ય એનું એજ રહ્યું, પણુ એ

પ્રવાહી દૂધ અવસ્થા છોડી ઘટ્ટ માવાની અવસ્થામા પરિણત થાય છે, ત્યાં કાંઈ દ્રવ્ય તદ્દન જુદું અને અવસ્થા ય સ્વતન્ત્ર જુદી, એવુ નથી; દ્રવ્ય પોતે જ તે તે અવસ્થામય થઇ જાય છે. એવી રીતે જીવ પોતે જ સિદ્ધિ-અવસ્થામય થઇ જાય છે. એનું જ નામ સિદ્ધિભાવે પરિણમન.

**જૈન અને સાંખ્યના પરિણામવાદ વચ્ચે તફાવત:** જૈન દર્શનની આ 'પરિણામવાદ'ની એક આગવી વિશેષતા છે. એમ તો સાખ્યદર્શન પણ 'પ્રકૃતિનો પરિણામ એ મહત્‌તત્ત્વ, ઉપાદાન કારણનો પરિણામ એ કાર્ય. .'એમ પરિણામવાદ માને છે. પરંતુ તે તો પરિણામને એકાન્તે અભિન્ન માને છે, એમ માનવામાં દોષ એ ઊભો થાય છે કે એકાન્તે અભિન્ન જો હોય, તો તો કારણ હંમેશા કાર્યરૂપ જ રહેવુ જોઇએ. પણ એવું કાંઇ હોતુ નથી, કેટલા ય કારણ કાર્યઅવસ્થા વિના એમજ પડી રહ્યા હોય છે, દા. ત. જગતમાં બધી માટી ઘડારૂપે જ નથી હોતી. એટલે એકાન્તે અભેદ માનવામાં 'પરિણામ' વસ્તુ ઘટતી નથી. 'પરિણામમા' શબ્દાર્થ જોઇએ તો, 'પરિ' એટલે કે બધી બાજુથી, 'ણામ' એટલે કે પ્રહ્વીભાવ, નમી જવું, અનુકૂળ થઈ જવું, ભળી જવું તે. કાર્ય એ કારણનો પરિણામ થયો, એટલે કે કારણ એ બધી બાજુથી કાર્ય-અવસ્થામા ભળી ગયુ આ ભળી જવાનું જ સૂચવે છે કે ભળવા પહેલાં, કારણ એ કાર્યરૂપે નહોતુ, કાર્યથી ભિન્ન હતું તો જ પછીથી ભળ્યું ગણાય. પહેલેથી જો અભિન્ન એટલે તદ્રૂપ જ હોય તો નવુ થવા-ભળવાનું શું ? માટે એ ભિન્ન તો છે જ. તો પછીથી આવનારૂં કાર્ય કારણની સાથે એકાન્ત અભેદભાવે કેમ હોઈ શકે ? ભિન્ન હોય તો જ પછી પરિણમન ક્રિયા થઇ શકે અભિન્નમાં પરિણામ શો ? માટે એકાન્તે-અભેદવાદી સાંખ્યો 'પરિણામ' શબ્દ ભલે બોલે, પણ એમના મતે 'પરિણામ' વસ્તુ નથી ઘટતી. એટલે એમને ત્યા વાસ્તવિક નહિ પણ કાલ્પનિક પરિણામ છે એ તો અનેકાન્તવાદનું શરણું લેવાય અને ભેદાભેદ અર્થાત્ કથચિત્ ભેદ-કથચિત્ અભેદ મનાય, તો જ 'પરિણામ' વસ્તુ ઘટે. અહીં ધ્યાનમા રાખવાનું છે કે કથચિત્ ભેદ તે પણ માત્ર પૂર્વાવસ્થામાં જ એમ નહિ, કિન્તુ પરિણામ-અવસ્થામાં પણ છે. દા ત. માટી એમજ પડેલી હતી ત્યારે તો તે ઘડાથી જુદી હતી જ, પરંતુ ઘડારૂપે પરિણામ પામ્યા બાદ, અર્થાત્ ઘડો બન્યા પછી પણ માટી એ ઘડાથી કથંચિત્ ભિન્ન છે જ, કેમકે-

**માટી ઘડારૂપે બની છતાં ઘડાથી જુદી કેમ?** જયારે માટી ઘડા રૂપ થઇ છે ત્યારે પણ

▲ (૧) 'માટી ઘડા રૂપે છે' એમ કહેવામા 'માટી' અને 'ઘડો' એ બન્ને જુદા શબ્દ વપરાય છે,

▲ (૨) માટી અને ઘડાની ખાસિયત તથા કાર્ય જુદા રહે છે, દા. ત. માટીની ખાસિયત છે એક પૈસાના મૂલ્યે મપાવુ, ને ઘડાની ખાસિયત છે બે આનાના મૂલ્યે અંકાવુ, એમ માટીનું કાર્ય છે,-'આ માટી છે, સોનું નહિ' એવુ જ્ઞાન, ત્યારે ઘડાનું કાર્ય છે, 'આ ઘડો છે, પિંડો નહિ, કુડી નહિ' એવુ જ્ઞાન. ▲ (૩) ઘડો ફૂટી ગયા પછી પણ માટી ઊભી રહે છે, ભલે ઠીકરારૂપે. જો બનેનો એકાતે અભેદ હોય તો તો ઘડો નાશ પામતા માટી પણ નષ્ટ થવી જોઈએ. તો આ ત્રણે ય બાબતથી સાબિત થાય છે કે માટી ઘડા રૂપ બની હોવા છતા એ ઘડાથી કથંચિત્ ભિન્ન પણ છે જ.

આમ કારણમાથી કાર્ય બને ત્યા બંને વચ્ચે ભેદાભેદ માનો તો જ પરિણામવાદ માન્યો ગણાય; તો જ કહી શકો કે કાર્ય એ કારણનો પરિણામ છે, અર્થાત્ કારણ કાર્યરૂપે પરિણમ્યું. જૈન દર્શન જ આ માને છે, માટે સાચો પરિણામવાદ એ એની આગવી વિશેષતા છે.

**'દ્રવ્યાશ્રયા ગુણાઃ' ન્યાય-વૈશેષિકો અને જૈનો વચ્ચે ભેદ.** એ પરિણામ કાર્ય-કારણની જેમ દ્રવ્ય અને ગુણ તથા દ્રવ્ય અને પર્યાયમાં પણ લાગુ પડે છે. તેથી જૈન દર્શન કહે છે કે-'ગુણાઃ દ્રવ્યાશ્રયા.' અર્થાત્ ગુણો દ્રવ્યમાં રહેલા ખરા, પરંતુ દ્રવ્ય સાથે પરિણત થયેલા, એકરૂપ બનેલા છે, એમ દ્રવ્ય ગુણોવાળુ ખરુ, પરંતુ ગુણરૂપે પરિણામ પામેલું હોય છે, ઘડો કાળો છે, કાળા રૂપવાળો છે,

તો કાળારૂપે પરિણામ પામેલો છે. એ અગ્નિમા પાકીને લાલ થયો તો લાલાશરૂપે પરિણત થયો; ઘડો અને લાલાશ બને તન્મય થઈ ગયા. ત્યારે ન્યાય-વૈશેષિક દર્શન પણ 'ગુણા: દ્રવ્યાશ્રયા:' કહે છે, પરંતુ તે માત્ર દ્રવ્યમા રહેલા હોવાનું કહે છે, દ્રવ્યને માત્ર ગુણવાળુ કહે છે, તે ગુણવાળુ એક જુદા સમવાય સંબંધથી કહે છે અહીં એમની ભૂલ છે, તે એટલા માટે કે, ◆ (૧) જો ગુણ આશ્રયથી તદ્દન જુદા જ છે, તો એ ગુણ વિનાના એ દ્રવ્યની અને બીજા દ્રવ્યની વચ્ચે તફાવત શો ? દા. ત. જ્ઞાનગુણ જો આત્માથી તદ્દન જુદો જ છે, તો પ્રશ્ન થાય કે આત્મા અને જડ દ્રવ્ય વચ્ચે તફાવત શો ? આત્મા ચેતન કહેવાય છે, ત્યા એનું ચૈતન્ય શું ! જ્ઞાન ગુણને આત્મા સાથે તન્મય માનનાર તો કહી શકે કે જ્ઞાન આત્માનો સ્વભાવ છે, આત્માનું સ્વરૂપ છે, અને જ્ઞાનસ્વરૂપ એજ ચૈતન્ય છે. વળી ◆ (૨) ગુણની જેમ કાર્ય પણ કારણથી જો તદ્દન ભિન્ન હોય, તો 'કારણ એજ કાર્યરૂપ બની ગયું'. દા. ત. સુતરના તાતણા એજ વસ્ત્રરૂપ બની ગયા,' એવો યથાર્થ વ્યવહાર નહિ થઇ શકે. અભેદ માનનારના મતે તો તન્તુ વસ્ત્રરૂપ જ બને છે માટે વાંધો નથી. ▲ (૩) ગુણને દ્રવ્યથી તદ્દન જુદા માની દ્રવ્ય સાથે એનો સમવાય સબંધ માનવા જતા, પ્રશ્ન થશે કે એ સમવાય પણ એક જુદી વસ્તુ હોવાથી એનો અને દ્રવ્યનો કયો સંબંધ ? જો કહો કે સમવાયનો દ્રવ્ય સાથે દ્રવ્યસ્વરૂપ સંબંધ; તો તો ગુણના સમવાયનો શા માટે, મૂળ ગુણનો જ દ્રવ્ય-સ્વરૂપ સંબંધ કા ન માનવો ? અરે ! સંબધે ય શા સારૂ, ગુણને જ દ્રવ્યસ્વરૂપ સંબંધ કાં ન માનવા ? ◆ આમ અનેક રીતે વિચારતાં, શું ગુણ, શુ પર્યાય, કે શુ કાર્ય એ પોતાના આશ્રયથી એકાતે ભિન્ન નહિ, તેમ એકાતે અભિન્ન પણ નહિ, કિંતુ ભિન્નાભિન્ન છે, એથી ખૂશીથી કહેવાય કે દ્રવ્ય તે તે ગુણરૂપે પરિણમ્યું. ન્યાય-વૈશેષિક દર્શન આમ પરિણામવાદ માનતું નથી, એટલે દ્રવ્યમા એમણે માનેલી ગુણવત્તા વસ્તુતઃ સંગત જ નથી થતી, પછી એમ શી રીતે તુલના કરાય કે-'જેમ ન્યાય-વૈશેષિક દર્શન 'ગુણા દ્રવ્યાશ્રયા.' કહે છે તેમ જૈનો પણ એમજ કહે છે' ? જૈનો તો કહે છે કે તે તે ગુણ-પર્યાયરૂપે દ્રવ્ય પોતે જ પરિણામ પામે છે, પરિણત બને છે, તદ્રૂપ થાય છે.

માટે તો જયારે અસત્ કાર્યવાદી ન્યાયાદિ દર્શન કહે છે કે ઉપાદાન કારણમા પહેલા કાર્યની ખિલકુલ સત્તા જ નથી, ત્યારે સદ્-અસત્ કાર્યવાદી જૈન દર્શન કહે છે કે કથંચિત સત્તા છે, અને એનું જ નામ એમા કાર્યની યોગ્યતા છે. **માટીમાં ઘડાની યોગ્યતા છે એટલે કે ઘડાની અપ્રગટ સત્તા છે** તેથી જ કુંભારનો પ્રયત્ન માટી ઉપર સફળ થાય છે ધૂળ કે સુતર પર નહિ; કેમકે માટીમાં અપ્રગટ ઘટસત્તા છે, બીજામા નહિ. તેમ ભવ્ય જીવમા મોક્ષની યોગ્યતા છે, અપ્રગટ મોક્ષની સત્તા છે આ નિશ્ચય-દૃષ્ટિએ; વ્યવહાર-દૃષ્ટિએ અત્યારે મોક્ષ નહિ પણ સંસાર-અવસ્થા છે. વસ્તુના મૂળસ્વરૂપની દૃષ્ટિ તે નિશ્ચય, અને બાહ્ય સ્વરૂપની દૃષ્ટિ તે વ્યવહાર. નિશ્ચયની જેમ વ્યવહાર પણ પ્રામાણિક છે, માટે તો આત્માનું વર્તમાન સાસારિક-બાહ્ય-સ્વરૂપ ટાળવા અને મૂળ મુક્ત સ્વરૂપ પ્રગટ કરવા પ્રયત્ન કરવો રહે છે; નહિતર જો વ્યવહાર અસત્ હોય, તો પ્રયત્ન જ શા માટે જોઇએ ? નિશ્ચયથી મૂળસ્વરૂપ તો સલામત છે જ.

**ભવ્ય-અભવ્ય-જાતિભવ્ય** તો, સિદ્ધિગમનને એટલે કે સિદ્ધિ નામના પર્યાયમા પરિણમ-વાને યોગ્ય તે ભવ્ય કહેવાય. યોગ્ય એટલે સાધન-સામગ્રી મળવા પર જે પોતાના સાધ્યરૂપે પરિણમશે, અભેદભાવે સાધ્યની સાથે જે યોજાશે તે. અત્યારે યોજાયો નથી, પરંતુ ભવિષ્યમા જે યોજાશે તે. જીવ યોજાવા પૂર્વે યોગ્ય કહેવાય યોગ્યનો સ્વભાવ તે યોગ્યતા કહેવાય. તાત્પર્ય, સિદ્ધિ પરિણમનની યોગ્યતા એ ભવ્યત્વ. ભવ્ય જીવોમાં જ આ હોય, અભવ્યોમા નહિ. જીવ હોવા માત્રથી યોગ્ય જ હોય એવો નિયમ નથી. ધૂળ એક પ્રકારની માટી હોવા છતા એનાંમા ઘડો બનવાની યોગ્યતા નથી હોતી. વંધ્યા (વાંઝણી) એ સ્ત્રી હોવા છતાં અને પુત્ર-જનનની સામગ્રી મળવા છતા ગર્ભ ધારણ કરવાની

એનામાં યોગ્યતા નથી હોતી એમ અભવ્ય જીવને સામગ્રી મળે તો પણ મોક્ષ પામવાની યોગ્યતા નથી હોતી; ભવ્યમાં એ હોય છે. છતાં બધા ભવ્ય મોક્ષ પામવાના છે એવું ય નથી. કેમકે કેટલાય ભવ્યોને એની સામગ્રી મળવાની જ નથી. દા. ત. પવિત્ર વિધવા સ્ત્રીમા પુત્ર-જન્મની યોગ્યતા હોઈ શકે છતા સામગ્રીના અભાવે પુત્ર-જન્મ કરવાની નથી. જે ભવ્ય જીવ, યોગ્યતા છે છતા, કદી મોક્ષ પામવાના નથી તે જાતિભવ્ય કહેવાય છે. તો જીવોના ત્રણ વિભાગ થયા,-ભવ્ય, અભવ્ય, ને જાતિભવ્ય.

**ભવ્યત્વ એ અનાદિ પારિણામિક ભાવ** આ ભવ્યત્વ સ્વભાવ અનાદિનો હોય છે. જ્યાં છે ત્યાં છે જ, ક્યારે ય નહોતો એમ નહિ, ને જ્યા અભવ્યમા નથી ત્યા નથી જ, ને ભવિષ્યમાં ય કદી આવવાનો નથી. એનો અર્થ એ, કે અભવ્ય કદી ય ભવ્ય બની શકવાનો નથી, તેમ એને કોઈ ભવ્ય બનાવી શકે જ નહિ. માટે જ ભવ્યને સહજ મળેલા ભવ્યત્વની કદર હોય તો તેને પકવી સિદ્ધિ પામવાનું કરે. ભવ્યત્વ એ અનાદિકાળથી ભવ્ય આત્માનો પારિણામિક ભાવ છે.

**ભાવ પાંચ પ્રકારના છે.** (૧) આત્મામા કર્મના ઉદયથી જે ભાવ ( પર્યાય ) જન્મે તેને **ઔદયિકભાવ** કહેવાય; દા. ત. શાતા-અશાતા મનુષ્યપણું વગેરે એ ઔદયિકભાવ છે. (૨) કર્મનો ઉપશમ થવાથી પ્રગટનાર ભાવને **ઔપશમિકભાવ** કહેવાય, દા. ત. ઉપશમ સમકિત. (૩) કર્મના ક્ષયોપશમથી જન્મે તેને **ક્ષાયોપશમિક ભાવ** કહેવાય, દા. ત. દાનવૃત્તિ, સમકિત, શાસ્ત્રજ્ઞાન-વગેરે. (૪) ક્ષયથી જન્મે તેને **ક્ષાયિકભાવ** કહે છે, દા. ત. ક્ષાયિક સમ્યગ્દર્શન, વીતરાગતા, કેવળજ્ઞાન વગેરે પરંતુ (૫) જ્યા કર્મના ઉદય, ક્ષયોપશમ વગેરે પરવસ્તુની અપેક્ષા નથી, ને જે પોતાનું સહજ પ્રગટ સ્વરૂપ છે, તેને પરિણામ યાને પારિણામિકભાવ કહે છે, દા ત. જીવત્વ, ભવ્યત્વ વગેરે, ચાહ્ય તે શાશ્વત હો કે નાશવંત હો. 'પરિણામ'નો અર્થ પૂર્વે કહ્યો તેમ 'દ્રવ્યમા સર્વ બાજુએ ભળી ગયેલો ભાવ' એવો થાય છે. દા. ત. અજીવમા અજીવત્વ, જીવમા જીવત્વ, એમ ભવ્ય જીવમા ભવ્યત્વ એ એક પરિણામ છે. એનું જ નામ પારિણામિકભાવ. 'પરિણામ' શબ્દને પોતાના જ અર્થમા એટલે કે એના એજ અર્થમા 'ઈક' પ્રત્યય લાગવાથી અને 'પ' માના 'અ'ની વૃદ્ધિ એટલે કે 'આ' થવાથી 'પારિણામિક' શબ્દ બને છે. માટે 'પારિણામિક ભાવ'નો અર્થ 'પરિણામ' થાય. તો એ આવ્યુ કે આ 'ભવ્યત્વ' નામનો પરિણામ એ અનાદિ પારિણામિક ભાવ છે, અનાદિનો પરિણામ છે. જ્યારે, જીવત્વ એ અનાદિ છતા અનન્ત ( કદી નાશ ન પામે તેવો ) પરિણામ છે, ત્યારે ભવ્યત્વ એ અનાદિ સાન્ત પારિણામિકભાવ છે. જીવ મોક્ષ પામે ત્યારે એના ભવ્યત્વ પરિણામનો અંત થઈ જાય છે, કેમકે હવે તો સિદ્ધિ પ્રાપ્ત થઇ ગઈ તેથી સિદ્ધિને યોગ્ય અર્થાત્ 'ભવિષ્યમા જે સિદ્ધિ સાથે યોજાશે' એવો એ જીવ રહ્યો નહિ. અહીં 'અનાદિ ભાવ નાશ કેમ પામે ?' એમ નહિ કહેવુ, કેમકે ખરૂં જોતા એ સર્વથા નાશ નથી, પણ ભવ્યત્વ ભાવ પોતે કાર્ય મોક્ષમા પરિણામ પામી જાય છે.

**તથાભવ્યત્વ એટલે ?** સર્વ ભવ્ય જીવોનું આ ભવ્યત્વ એ સામાન્ય સ્વરૂપ થયુ પરંતુ તે જ પાછું વિચિત્ર એટલે કે વ્યક્તિભેદે ભિન્ન ભિન્ન સ્વરૂપે હોય છે, તેને તથાભવ્યત્વ કહે છે. સર્વ ભવ્ય જીવમા ભવ્યત્વ સમાન છતા તે બધામા એક ચોકસ પ્રકારનું નહિ. પરંતુ વ્યક્તિ દીઠ તથા-ભવ્યત્વ જુદું જુદું હોય છે, અર્થાત્ વિશિષ્ટ ભવ્યત્વ એ જ તથાભવ્યત્વ, પણ એ એકમા હોય તેવુ બીજામાં નહિ, આનું કારણ એ છે કે એ બધા એક જ પ્રકારે મોક્ષ નથી પામતા, પણ જુદા જુદા કાળે, જુદા જુદા ક્ષેત્રે, અને જુદા જુદા ગુરુ વગેરે દ્રવ્યના આલંબને મોક્ષ પામે છે.

**યોગ્યતા જુદી જુદી કેમ ?** ભવ્યત્વ એ મોક્ષ થવા માટેની યોગ્યતા સ્વરૂપ છે, ને યોગ્યતા જાતે જ આ નિમિત્તભૂત બીજી સામગ્રી મળ્યેથી કાર્યમા પરિણમે છે, કેમકે યોગ્યતા છે શું ? કાર્યની અપ્રગટ અવસ્થા. સામગ્રી મળ્યે એમાથી કાર્ય પરિણામ પ્રગટ થાય છે. તો યોગ્યતા એ **પારિણામિક કારણ** કહેવાય અને બીજાં નિમિત્ત એ **સહકારીકારણ** કહેવાય. આ મોક્ષ માટેની

યોગ્યતારૂપ પારિણામિક કારણને મોક્ષ-રૂપ કાર્યમાં પરિણમવા માટે એક માત્ર ધર્મ જ ઉપયોગી પુરુષાર્થ છે, અર્થ-કામ નહિ. માટે તો અર્થ-કામ એ નામના પુરુષાર્થ છે, અસત્ પુરુષાર્થ છે, જ્યારે ધર્મ-મોક્ષ એ ઉપયોગી પુરુષાર્થ યાને સત્પુરુષાર્થ છે. ધર્મ-પુરુષાર્થ એ એક જાતનું વૃક્ષ છે. એ બીજ-અવસ્થાથી માંડી ફળ-અવસ્થા પર્યંત વિકસે છે. એ બીજ-આદિ અવસ્થાઓ પ્રગટાવવા માટે તે તે સહકારી કારણો અને સાધનાઓ જરૂરી હોય છે. પૂર્વે કહી આવ્યા છીએ તેમ ધર્મ-પ્રશંસાદિથી ધર્મની બીજ-અવસ્થા સિદ્ધ થાય છે, અને ધર્મચિંતા ધર્મશ્રવણાદિથી ધર્મની અંકુર અવસ્થા નિષ્પન્ન બને છે, એ બીજ-આદિ અવસ્થાઓ જુદા જુદા જીવોને એક જ સમય-સામગ્રીથી નહિ પણ કારણભૂત જુદા જુદા સમયે, જુદા જુદા ક્ષેત્રે ને જુદા જુદા ગુરુ વગેરે દ્રવ્યોનું આલંબન મળ્યે પ્રગટે છે,- કોઈને કોઇ ગુરુ, કોઈ પ્રતિમા, કોઇ શાસ્ત્ર, કોઈ ધર્મપ્રસંગ, વગેરેથી ધર્મબીજાદિ, તો અન્ય મનુષ્યને બીજા જ ગુરુ, બીજું જ શાસ્ત્ર, ઈત્યાદિથી ધર્મબીજાદિ સિદ્ધ થાય છે; અર્થાત્ જુદા જુદા જીવને જુદી જુદી સાધન-સામગ્રી મળવાથી પ્રગટે છે. હવે આ કાંઇ તે જીવોની એક જ સ્વરૂપની યોગ્યતાથી બનવુ સંભવિત નથી. માટે માનવુ જ જોઈએ કે એની પાછળ કારણ તરીકે તે તે જીવની અલગ અલગ વિશિષ્ટ યોગ્યતા કામ કરી રહી છે દા. ત. અનેક ભેંસના દૂધમાં દહીં બનવાની યોગ્યતા છતાં એમાંનુ કોઈ દૂધ થોડા મેળવણથી, અને ઓછા સમયમા દહીંરૂપે તૈયાર થાય છે, ત્યારે બીજુ દૂધ જરા વધુ મેળવણે અને વધુ સમયમાં દહીરૂપે બને છે. આ સૂચવે છે કે દહીં બનવાની સામાન્ય યોગ્યતા બંનેમા સમાન છતા, તે તે દૂધ વ્યક્તિમા એવી જુદી જુદી યોગ્યતા છે કે જેના કારણે ભિન્ન ભિન્ન સમય-સામગ્રીએ તે દહીંરૂપે બને છે. બસ આ જ રીતે સૌ ભવ્યોનું ભવ્યત્વ સમાન છતા વ્યક્તિ દીઠ જુદી જુદી યોગ્યતાના લીધે જ ભિન્ન ભિન્ન સમય-સામગ્રીએ તે તે ભવ્યો ધર્મબીજથી માંડીને મોક્ષ સુધીના ભાવોરૂપે પરિણમે છે. કહો કે મૌલિક તેવી તેવી યોગ્યતા જ તેવી તેવી બીજાદિ-અવસ્થામા પરિણમતી આવીને તે તે જીવોને બીજાદિની સિદ્ધિ થાય છે. કેમકે જો યોગ્યતા ભિન્ન ભિન્ન ન હોત તો આવા જુદા જુદા કાળે બીજ આદિ અવસ્થા પામવાનું શા માટે બનત ? યોગ્યતા એ કારણ છે, બીજ આદિ અવસ્થા કાર્ય છે તો નિયમ છે કે-'કાર્યમાં ભેદ કારણના ભેદથી જ પડે,' માટે ભિન્ન ભિન્ન રીતની બીજાદિ અવસ્થારૂપ કાર્ય પરથી તેના પારિણામિક હેતુ તરીકે ભિન્ન ભિન્ન યોગ્યતા યાને ભવ્યત્વ સિદ્ધ થાય છે.

**'યોગ્યતા એકરૂપ, અને સહકારી ભિન્ન ભિન્ન, માટે કાર્યભેદ'-એવું કેમ નહિ ?:**

પ્ર૦ પારિણામિક હેતુ જે ભવ્યત્વ અર્થાત્ મોક્ષયોગ્યતા, તે ભલે એક સરખી હોય, એક જ સ્વરૂપની હોય તો પણ સહકારી કારણો જુદા જુદા મળવાથી કાર્યભૂત બીજાદિ-અવસ્થા ભિન્ન ભિન્ન રીતે થાય, એવુ ન બની શકે ?

ઉ૦ ના, એમ જો હોય તો તો એકલું ભવ્યત્વ જ એક સરખું શા માટે, ભવ્યત્વમાં સહાયક થનારા અર્થાત્ એમાં વિશેષતા લાવનારા તે તે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ વગેરે સહકારી કારણો પણ એક સ્વરૂપનાં કેમ ન હોય ? કેમકે જો યોગ્યતા સમાન, તો સહકારી પણ સમાન હોવાનું પ્રાપ્ત થાય છે. નહિતર સહકારી જો સમાન નહિ, તો યોગ્યતા પણ એક સ્વરૂપની હોઇ શકે નહિ મૂળમા યોગ્યતા ભિન્ન ભિન્ન જ હોય, તો જ બીજાદિસિદ્ધિ જુદા જુદાં સાધનોથી થાય. યોગ્યતા તો ઉપરના સઘળા ભાવો અને પ્રસંગોનું બીજ છે. બીજ જો જુદુ જુદું, તો જ ઉપરનું બધું જુદુ જુદું.

પ્ર૦ એમ બનવાનુ કારણ તો એ કહી શકાય ને કે તે તે જીવોને સહકારી કારણો જુદા જુદા કાળે આવી મળે છે માટે યોગ્યતા એક સરખી હોવા છતાં જુદા જુદા કાળ-ક્ષેત્રે બીજાદિની સિદ્ધિ થાય છે ?

ઉ૦—ના, અહીં પણ એ ધ્યાનમાં રાખવાનું છે કે સહકારીઓનું ભવ્યત્વને સંનિધાન અર્થાત્ ભવ્યત્વને સહાયમાં આવી મળવું એ પણ મૂળભૂત ભવ્યત્વરૂપી યોગ્યતા પર આધાર રાખે છે. એટલે એ કારણો પણ મૂળમાં જેવી યોગ્યતા હોય તેને અનુસારે જ આવી મળે છે, અને તેને અનુસારે જ ફળે છે. એ તો તમે માનશો ને કે મૂળમાં યોગ્યતા હોય તો જ ધર્મબીજ વગેરે સિદ્ધ થાય? હવે એ જે કાળે સિદ્ધ થાય છે, તે બીજા કાળે નહિ અને એજ કાળે સિદ્ધ થાય છે, એનું એટલે કે ચોકસ સિદ્ધિ-કાળનું કારણ કોઈ જોઇએ ને? કોણુ કારણુ? કહેવુ જ પડશે કે યોગ્યતા કારણભૂત છે. માટે જો સિદ્ધિકાળ જુદો જુદો છે, તો યોગ્યતા જુદી જુદી માનવી જ જોઇએ. હવે કાળ પણ બીજાદિ-સિદ્ધિમા સહકારી કારણ છે; માટે તો તે કાળ આવી મળે ત્યારે જ તે બીજાદિ સિદ્ધ થાય છે. એટલે માત્ર ભિન્ન ભિન્ન રીતે થતી બીજાદિ-સિદ્ધિમાં જ નહિ, પરંતુ તેના સહકારીકાળમાં પણ જુદી જુદી જ યોગ્યતા કારણભૂત બની શકે. એમજ સહકારી કાળની માફક અન્ય સહકારી દેશ વગેરે કારણો જુદા જુદા આવી મળવામા પણ નિમિત્ત તરીકે એક જ સ્વરૂપની યોગ્યતા ન ચાલે, ભિન્ન ભિન્ન યોગ્યતા જ જોઇએ. જો જુદા જુદા જીવોમાં યોગ્યતા એક જ સ્વરૂપની હોય તો તેના સહાયક સહકારીઓ પણ એક જ સ્વરૂપના આવી મળવા જોઈએ; અર્થાત્ બધા જ ભવ્યોને એ એક સાથે જ આવી મળે. ને તેમ થતુ હોત તો તો બધા ભવ્યોની એક સાથે મુક્તિ થઈ ગઇ હોત! સારાશ, ભિન્ન ભિન્ન જીવોને જુદા જુદા સહકારીઓનું સંનિધાન, તેમ જુદે જુદે કાળે અને ક્ષેત્રે ધર્મબીજાદિની તથા મોક્ષરૂપી અંતિમ કાર્યની સિદ્ધિ, એ જીવોની મૂળભૂત ભિન્ન ભિન્ન રૂપની યોગ્યતા પર અવલંબે છે માટે ભવ્યત્વ દરેક જીવનું જુદું જુદું સિદ્ધ થાય છે; ને એનું જ નામ તથાભવ્યત્વ છે. આ વાત નિશ્ચય-નયના ઘરની છે; વસ્તુના પરમાર્થ યાને આંતરિક સ્વરૂપની દૃષ્ટિએ છે; અને તે સૂક્ષ્મબુદ્ધિથી સમજાય એવી છે. બાકી વ્યવહારનયના અભિપ્રાયે તો ભિન્ન ભિન્ન જીવોનું ભવ્યત્વ તુલ્ય પણ કહી શકાય છે; કેમકે વ્યવહારદૃષ્ટિ તો સમાનતા-માત્રને લક્ષમા લઇ પ્રવર્તે છે. આમ તથાભવ્યત્વ જુદું જુદુ હોવાથી અને ભગવાનનું તથાભવ્યત્વ વિશિષ્ટ કોટિનું હોવાથી એ બીજા ભવ્ય લોકોને વિષે ઉત્તમ છે. આ રીતે લોકોત્તમ પદની વ્યાખ્યા થઈ

## ૧૧. લોગનાહાણં.

(લ૦ ) तथा 'लोकनाथेभ्यः' इति । इह तु 'लोक' शब्देन तथेतरभेदाद्विशिष्ट एव तथातथा रागाद्युपद्रवरक्षणीयतया बीजाधानादिसंविभक्तो भव्यलोकः परिगृह्यते, अनीदृशि नाथत्वानुपपत्तेः । योगक्षेमकृदयमिति विद्वत्प्रवादः । न तदुभयत्यागाद् आश्रयणीयोऽपि, परमार्थेन तल्लक्षणायोगात् । इत्थमपि तदभ्युपगमेऽतिप्रसङ्गात् , महत्वमात्रस्येहाप्रयोजकत्वात् , विशिष्टोपकारकृत एव तत्त्वतो नाथत्वात्, औपचारिकवाग्वृत्तेश्च पारमार्थिकस्तवत्वासिद्धिः ।

**અર્થ.** તેવી રીતે 'લોગનાહાણં' એ પદ. અહીં તો 'લોક' ('લોગ') શબ્દથી, તેવા ભવ્યોના બીજા પ્રકારસ્વરૂપ, ભવ્ય સામાન્યથી અલગ એવો ભવ્ય લોક લેવામાં આવે છે, એ તે તે પ્રકારે રાગાદિ–ઉપદ્રવોથી રક્ષણ કરવા યોગ્ય તરીકે બીજાધાનાદિ દ્વારા જુદો પડાયેલો હોય છે. એવો ન હોય તેના પ્રત્યે નાથતા ઘટી શકતી નથી. આ (નાથ) યોગ–ક્ષેમ કરનારા હોય છે. તે (યોગ અને ક્ષેમ) એના વિના તો (કોઇ સ્વાર્થવશ) ગ્રાહ્ય છતાં પણ નાથ નથી, કેમકે વસ્તુસ્થિતિએ નાથનું લક્ષણ એનામા ઘટતું નથી. એવું છતાં પણ નાથપણું માનો તો અતિવ્યાપ્તિ ઊભી થાય, કારણ કે (ગમે તે રીતે મહાન એ પણ નાથ કહેવાવા માંડે! પરંતુ) કેવળ મહાનપણું એ નાથપણાનું પ્રયોજક નથી; કેમકે વસ્તુસ્થિતિએ નાથપણું વિશિષ્ટ ઉપકાર કરનારમાં જ રહે છે; ત્યારે ઔપચારિક (નાથ) શબ્દના વ્યવહાર (પ્રયોગ)થી કાંઇ વાસ્તવિક સ્તુતિપણું સિદ્ધ થાય નહિ.

વિવેચન :

હવે 'લોગનાહાણં' પદથી અરહંત પરમાત્માને લોકનાથ તરીકે સ્તવવામા આવે છે. અહીં પણ 'લોક' શબ્દનો ઉપયોગ પૂર્વની જેમ એ સૂચવવા માટે છે કે સમુદાયના અર્થમાં પ્રવર્તતા શબ્દ એના એક ભાગ માટે પણ પ્રવર્તે છે; ને એવુ જ આગળના 'લોગપઈવાણં' વગેરે સૂત્રોમાં પણ સમજવું. એટલે અહીં 'લોકનાથ' માં 'લોક' શબ્દનો અર્થ સમસ્ત ધર્માસ્તિકાયાદિ અસ્તિકાયોનો સમુદાય નહિ, કિન્તુ વિશિષ્ટ ભવ્યજીવ–સમૂહ લેવાનો છે

**વિશિષ્ટ ભવ્યોના નાથ :** 'ભવ્ય' કહેવાથી બે પકડાય, એક **ભવ્ય સામાન્ય** એટલે કે દરેક ભવ્ય, અને બીજા **વિશિષ્ટ ભવ્ય** અર્થાત્ ધર્મબીજનુ આધાન, ધર્મઅંકુર વગેરે પામતા જે ભવ્યોને બીજા ભવ્યોથી જુદા પાડી શકાય છે તે. આ બે પ્રકારમાંથી ભવ્ય–સામાન્યરૂપી બીજા પ્રકાર કરતાં વિશિષ્ટ ભવ્ય એ અલગ વિભાગવાળા ગણાય. એમને ધર્મબીજાધાન વગેરે જે થાય છે તે આત્માના કુશલ આશય સ્વરૂપ છે, શુભ પરિણતિરૂપ છે. એ કરવા માટે અનાદિના તીવ્ર રાગ–દ્વેષાદિ ભાવોરૂપી ઉપદ્રવો અથવા એ રાગ–દ્વેષાદિમાથી જન્મતા નરકાદિ સુધીના ઉપદ્રવોથી બચવું જોઈએ, અરિહંતની

કૃપાના બળે એ બને. એ ઉપદ્રવોના વિષય બનવામાથી દૂર થઈ શકાય. એ થવાય તો જ ધર્મબીજાધાનાદિ મળવા દ્વારા વિશિષ્ટતા આવે, અર્થાત્ ધર્મપ્રશંસારૂપી ધર્મબીજનું વાવેતર, ધર્મની વિશિષ્ટ ચિંતા એટલે કે અભિલાષા, સમ્યગ્ ધર્મશ્રવણ, વગેરે–સ્વરૂપ અંકુરાદિની ઉત્પત્તિ .....ઇત્યાદિ બધું આત્માના ઉત્તરોત્તર શુદ્ધ બનતા જતા આશયરૂપ છે, ને જે ભવ્યજીવો એને આત્મસાત્ કરનારા બન્યા, એ ભવ્ય જીવોનો બીજા ભવ્ય જીવો કરતા આગમશૈલીએ જુદો યુક્તિયુક્ત વિભાગ થયો, -અને અહીં નાથપણાના વિષય તરીકે એમને લેવાના છે.

તો રાગાદિ–ઉપદ્રવોથી રક્ષણ, અને ધર્મબીજાધાનાદિ કુશળ આશયોની નિષ્પત્તિ કોણે કરી ? શું ભવ્ય જીવે પોતે જ આપ મેળે કરી ? ના, એ તો અરિહંત પરમાત્માના પ્રસાદથી થાય. કારણો સામાન્યરૂપે ઊભેલા હોય, પરંતુ કાર્યસન્મુખ થવામા પ્રબળ નિમિત્ત ભગવદ્–અનુગ્રહ છે. કોઈ પણ કુશળ આશય ભગવાનના પ્રસાદથી લભ્ય છે. ભગવાન એ પ્રાપ્તિ કરાવનારા તથા પ્રાપ્ત થયેલનું સંરક્ષણ કરનારા છે, માટે જ નાથ કહેવાય છે. બીજી રીતે કહીએ તો ધર્મબીજાધાનાદિ દ્વારા અન્ય ભવ્યોથી જુદા તરી આવનારા ભવ્ય જીવોની પ્રત્યે જ એ ભગવાનનું નાથપણું ધર્મબીજાધાનાદિનો યોગ-ક્ષેમ કરવા પૂર્વક સિદ્ધ થાય છે. કેમકે જે જીવો બીજાધાનાદિ ન પામવાના યોગે જુદા પડેલા નથી, એમની પ્રત્યે ભગવાનનું નાથપણું ઘટી શકતું નથી. એવાની પ્રત્યે નાથપણું શુ કે જો પ્રભુ એમનામાં ધર્મબીજાધાનાદિનો યોગક્ષેમ કરતા નથી ? વિદ્વાન પુરુષોનું આ કથન છે કે યોગ **અને ક્ષેમ બને કરનાર એ જ નાથ કહેવાય** ( યોગ એટલે અપ્રાપ્તની પ્રાપ્તિ, ક્ષેમ એટલે પ્રાપ્તનું સંરક્ષણ. )

**આશ્રય કરવો પડે તે નાથ ખરો ?**

પ્ર૦ જે બનેમાથી એક કરે, અગર બન્ને ય ન કરે છતા, કોઇ ગરજવશ એનો આશ્રય કરવો પડતો હોય તો એ નાથ કેમ નહિ ?

ઉ૦ આશ્રય ન કરવો પડતો હોય કે કરવો પડતો હોય તો પણ યોગ–ક્ષેમ ઉભયનો અકર્તા એ નાથ એટલા માટે નહિ કે વસ્તુસ્થિતિની દૃષ્ટિએ નાથનું લક્ષણ એનામા ઘટતું નથી લક્ષણ આ જ છે યોગ–ક્ષેમ ઉભયનું કરવાપણું લક્ષણ ન ઘટતુ હોય છતા ય નાથપણું માનવુ હોય તો તો અતિ-પ્રસંગ થશે અર્થાત્ કશું ન કરનાર ભીત વગેરેમા પણ નાથપણું પ્રાપ્ત થશે !

**મહાન એ નાથ ?**

પ્ર૦ એનામા તો કોઇ ગુણ કે ઐશ્વર્ય નથી પછી એને કેમ નાથ કહેવાય ? એ તો જે ગુણ–ઐશ્વર્ય વગેરેથી મહાન હોય તે નાથ કહેવાય. એમ કહેવાથી અતિપ્રસંગ નથી, અર્થાત્ અકિંચિત્કર ભીત વગેરેમા નાથપણાની આપત્તિ નહિ આવે.

ઉ૦— આ પણ ઠીક નથી. યોગ–ક્ષેમ વિનાનું એકલું મહાનપણું એ કાંઇ નાથ બનાવી શકતુ નથી. એટલી મોટાઈ હોય તેથી શું ? વાસ્તવિક નાથ તો સામાન્ય નહિ પણ વિશિષ્ટ ઉપકાર કરનારને જ ગણાય. એમ તો હવા, પાણી વગેરે પણ ઉપકાર કરે છે, પરંતુ એને નાથ થોડા જ કહેવાય ? વિશિષ્ટોપકાર આ, કે યોગ-ક્ષેમનું કરવાપણુ હોય.

**ઔપચારિક નાથપણાથી વાસ્તવ સ્તુતિ ન બને .**

પ્ર૦ યોગ–ક્ષેમકારીને ભલે મુખ્યપણે નાથ માનો, પરંતુ મહાનને ગૌણપણે અર્થાત્ ઉપચારથી નાથ કહેવામાં શો વાંધો ?

ઉ૦ ઔપચારિક વચન–વ્યવહારથી કરેલી સ્તુતિ પારમાર્થિક (વાસ્તવિક) યાને વસ્તુ-સ્થિતિને સ્પર્શનારી સ્તુતિ નહિ કહેવાય. ઉપચાર એટલે જે મહાન તરીકે બીજા જીવો કરતાં નાથની જેમ અધિકતાવાળો છે એનામા નાથપણાનો આરોપ. પણ યોગક્ષેમકર્તૃત્વ સ્વરૂપ વાસ્તવિક નાથપણું

નહિ. તો એવા આરોપિત નાથપણાને લઈને કરેલા સ્તુતિરૂપ વચનવ્યવહારમા સદ્‌ભૂત યાને સત્ય પદાર્થનું સ્તવવાપણું સિદ્ધ ન થાય.

**અર્હત્પરમાત્માના પ્રતાપે જ ધર્મબુદ્ધિ વગેરે:**

ત્યારે, દ્વાદશાંગીપ્રણેતા શ્રી ગણધર મહર્ષિ એ કાંઇ પરમાત્માની આવી આરોપિત વસ્તુથી સ્તુતિ ન કરે કે જે વાસ્તવમા જૂઠી ગણાય! એમના બોલ તો યથાસ્થિત જ વસ્તુતત્ત્વને કહેનારા હોય. આ ઉપરથી 'લોગનાહાણં'સૂત્ર દ્વારા સિદ્ધ થાય છે કે અરહંત પ્રભુ ખરેખર યોગક્ષેમ કરનારા એટલે કે જીવોને ઠેઠ ધર્મબીજના આધાનથી માડી ઉત્કૃષ્ટ આત્મકલ્યાણ કરાવનારા અને સંરક્ષનારા છે. તો આપણને ધર્મબીજ વગેરે પ્રાપ્ત થયુ એટલે કે ધર્મબુદ્ધિ, ધર્મની જ સુંદરતાની બુદ્ધિથી માંડીને ઉપરના બધા ધર્મ મળ્યા, તે ય અરહંત પ્રભુની કૃપાથી-પ્રભુના અચિંત્ય પ્રભાવથી, અને એમાં વિઘ્નો તથા અવનતિમાથી સંરક્ષણ થયું તે પણ એ નાથના કૃપા-પ્રભાવના હિસાબે જ માટે જ, 'પ્રભુ! તમે ઊંચા, તમારો ઉપદેશ ઊંચો, પણ મારી ધર્મસાધનાને ને તમારે કોઇ સંબંધ ( Connection ) નથી,' એ ન ચાલે.

**પ્રભુની કૃપા પ્રત્યે ભાવના:**-એ તો વારંવાર એમ જ થયા કરે કે-'નાથ! પાયાથી માંડીને બધી ધર્મસાધના અને સદ્‌ગતિ-સત્સામગ્રી, અરે! એકશુભ ભાવના પણ કરવાનું મારૂં શું ગજું?-એ તો મને તારી કૃપાથી જ, તારા અચિંત્ય પ્રભાવથી જ મળે છે, અહોહો! પ્રભુ, આ રાંક સેવક પર તારો આ કેવોક અનંત ઉપકાર! મારા વહાલા હૃદયદેવ! બસ, એ તારા અમાપ અનુગ્રહથી જ હું આગળ વધી ઠેઠ મોક્ષ પર્યંત પહોંચીને જપીશ! ત્યારે, આવી તારી અનંત કૃપાની પ્રત્યે બીજી તો હુ શી કૃતજ્ઞતા દાખવી શકું? અનંતાનંત કાળમા નહિ મળવા પામેલ શુભ સભાન સચેતન અવસ્થાવાળી દયા, સત્ય, સદાચાર, તપ, સંયમ વગેરેની ઉત્તમ પ્રવૃત્તિ જે મને મળી એમા અનન્ય કારણભૂત તારી અથાગ કૃપાનો, હે જગનાથ! મને આનદ આનંદ ઉભરાય છે, મારૂં હૃદય અંગેઅગ અને રુંવાડે રુંવાડું આ આનંદથી પુલકિત બની ઉછળ-ઉછળ કરી રહ્યુ છે! બસ, આના આનદની આગળ દુનિયાની કોઇ પણ સુખ-સગવડ કે સન્માન મને વિસાતમા લાગતા નથી! એવા આનંદદાયી બનતા નથી! તારી કૃપાનો જ મહાઆનંદ અનુભવુ છુ'

**અરહંત-કૃપા મળ્યાની કૃતજ્ઞતા અને આનંદ:** ભગવાનની કૃપાની ઊંચી શ્રદ્ધા અને આનંદ આનંદ અનુભવાય તો બહિર્મુખતા અને જડ સુખના આનંદ ક્યાં ઊભા રહે? ધર્મમાર્ગે થોડા કે વધારે આગળ વધાય ત્યા બહિર્મુખતા ઘટીને અંતર્મુખતા વધે કે નહિ? આ ન બનતુ દેખાય તો એનુ કારણ શોધવુ પડે. જોવુ જોઈએ કે શું પ્રભુની કૃપાની મહાકૃતજ્ઞતા અને મહાન આનંદ હૈયે વારંવાર સ્ફુર્યા કરે છે? અને 'મારી તો કોઈ શાબાશી નથી, પણ મને જબરદસ્ત નાથ મળ્યા, તો એમણે મને ખાડામાથી ઊંચો લીધો! એક શુભ વિચાર કે પ્રભુ-દર્શન પણ એમની કૃપાથી મળે છે! પ્રભુ! આપના આલંબને જ જાગ્રત થયો છું ને આગળ વધી રહ્યો છું,'-આ ભાવના આવ્યા કરે છે? ટપાલી મની-ઓર્ડરના રૂપિયા આપી ગયો, પણ એ રૂપિયા તો દાતારની મહેરબાનીના! શેઠે વેપાર કરાવી નફો આપ્યો એમા પ્રતાપ શેઠની કૃપાનો! એમ અહીં સર્વ શુભમા કારણભૂત અરિહતની કૃપા!

**પ્ર૦-'અરિહંત તો વીતરાગ છે, એ ક્યાં કૃપા કરવા આવે છે?'**

ઉ૦-જેવી રીતે ચિંતામણિ દેખીતી કશી ક્રિયા કે ભાવ નથી કરતુ છતાં એના પ્રભાવથી ઇચ્છિત સિદ્ધ થાય છે, એવી રીતે અરહંતના પ્રભાવથી સર્વ શુભ સિદ્ધ થાય છે, એ જ એમની કૃપા છે, અનુગ્રહ છે. એ અનુગ્રહનું સ્વરૂપ ચિંતામણિની જેમ અગમ અગોચર છે; છતા એને નિરંતર

હૃદયમા ધારણ કરી રાખવાથી આત્મા ઉન્નતિને યોગ્ય કોમળતાવાળો બને છે. એનું વારંવાર સ્મરણ અને આનંદ ન હોય તો આત્મવિકાસને બદલે અહંભાવાદિના વિકાર જન્મે છે, ક્ષુદ્ર દોષો પણ જાગતા–વધતા રહે છે જે અવસર મળતા પ્રગટ દેખા દે છે.

પ્ર૦–અરહંત પોતે કૃપાની ઇચ્છા કયાં કરે છે? તેમ બધા પર કૃપા કયાં વરસે છે?

ઉ૦–સૂર્ય–અગ્નિ–પાણી–હવા વગેરે જગત પર અનુગ્રહ કરવાની કોઈ ઇચ્છા નથી ધરાવતા, તેમજ કોઈથી એના ઉપકાર નથી ય ઝીલાતા, તો પણ જગત એ બધાને અનુગ્રહ માને છે; એમ અરહંત-દેવની અનુગ્રહ કરવાની ઇચ્છા નહિ છતા, તેમ અયોગ્ય જીવો અનુગ્રહને ન ઝીલે છતા, અરહંતનો અપરંપાર અનુગ્રહ આપણા હૈયે ઝળહળતો રાખવાને છે મોટા મહર્ષિ ગૌતમ મહારાજ જેવા પણ એજ કરતા હતા, કેમકે એમને પણ નાથની જરૂર હતી, નાથથી જ ઠેઠ કેવળજ્ઞાન સુધી પહોચી શકાશે એમ માનતા હતા. બીજરૂપ ધર્મપ્રશંસાથી માડીને ઠેઠ પૂર્ણ થવા સુધી અને સિદ્ધિ પ્રાપ્ત ન થાય ત્યા સુધીની બધી સાધક અવસ્થામા અરિહંતને નાથ કર્યા વિના નહિ ચાલે. નાથ કરવા એટલે વીતરાગ સર્વજ્ઞ બનવા સુધીની આપણી બધી સાધના એમના અનુગ્રહથી જ થઇ શકે છે, એમ માનવાનું; અને તેને યોગ્ય ઊંચી કૃતજ્ઞતા અનુભવવા–બજાવવાની. એ થાય એટલે એમના નામસ્મરણની રઢ લાગે, એમના મતને જ પોતાની માન્યતા કરાય, એમની આજ્ઞાનુ જ જીવન બનાવાય, એમના તત્ત્વજ્ઞાનનો અધિકાધિક અને સૂક્ષ્મ–સૂક્ષ્મતર પ્રકાશ મેળવતા જવાય, મન એ નાથ તથા એમનો માર્ગ અને એમનાં તત્ત્વોમા રમણતા કરતું કરતું સ્થિરતામા આગળ વધી મેરુવત્ નિશ્ચલ થઇ જાય, તથા એમના ધ્યાનમા એકતાનતા ત્યા સુધી જામી જાય કે–'પોતે ધ્યાતા છે, આ ધ્યાનની ક્રિયા કરી રહ્યો છે, અને ધ્યાનનો આ વિષય છે,' એવો ધ્યાન–ધ્યાતા–ધ્યેયનો ભેદ ભુલાઇ જાય 'ભેદછેદ કરી **આતમા અરિહંતરૂપી થાય રે ' નાથ પ્રત્યેની કૃતજ્ઞતા આ આ રીતે સક્રિય બને** સાધનાની પરમ સીમાનો જેને ખ્યાલ છે, તેને નીચેની સાધના કરી સંતોષ વાળવાનું મન ન થાય એ માટે આલંબન પણ છે કે અરિહંત પ્રભુ પોતે સાધક અવસ્થામા સંતોષ વાળ્યા વિના કેટકેટલા ગજબ તપ, ધ્યાન વગેરેના પુરુષાર્થમા મચ્યા રહે છે।

(લ૦ ) तदिह येषामेव बीजाधानोद्भेदपोषणैर्योगः, क्षेमं च तत्तदुपद्रवाद्यभावेन, त एवेह भव्याः परिगृह्यन्ते; न चैते कस्यचित्सकलभव्यविषये, ततस्तत्प्राप्त्या सर्वेषामेव मुक्तिप्रसङ्गात् । तुल्यगुणा ह्येते प्रायेण, ततश्च चिरतरकालातीतादन्यतरस्माद् भगवतो बीजाधानादिसिद्धेरल्पेनैव कालेन तुल्यत्व प्राप्तेः, अन्यथा योग्यताऽभेदायोगात् , तदुपनिपाताक्षेपस्यापि तन्निबन्धनत्वात् । निश्चयनयमतमेतदतिसूक्ष्मबुद्धिगम्यमिति लोकनाथाः ॥ १० ॥

**અર્થ :** એટલા માટે જેઓને ધર્મબીજાધાન, અંકૂર અને પોષણ દ્વારા યોગ (પ્રાપ્તિ) થાય છે, અને વિવિધ ઉપદ્રવાદિના અત્યન્ત ઉચ્છેદ દ્વારા ક્ષેમ (સંરક્ષણ) થાય છે, તે જ ભવ્યો અહી (નાથપણાના વિષય તરીકે) લેવાના છે. આ યોગ–ક્ષેમ પણ કોઇ એક તીર્થંકરદેવથી સમસ્ત ભવ્યોને આશ્રીને પ્રવર્તતા નથી, કેમકે તો તો તે એક જ તીર્થંકર ભગવાન પાસેથી યોગ–ક્ષેમ મળી જતાં સકલ ભવ્યોની મુક્તિનો પ્રસંગ આવીને ઊભો રહે ! (પ્રસંગ આ રીતે, કે સર્વ કાળના) તીર્થંકર ભગવાન પ્રાયઃ સમાન ગુણશક્તિ-વાળા હોય છે. તેથી અતિશય દીર્ઘ કાળ પૂર્વના ગમે તે તીર્થંકરદેવ દ્વારા (સર્વ ભવ્યોને)

બીજાધાનાદિ સિદ્ધ થઈ જતા અલ્પ કાળ ( એક પુદ્ગલ પરાવર્તની અંદર )માં જ સર્વ ભવ્યોની મુક્તિ થઈ જાય ( એ સહજ છે. ) બીજાધાન પણ અપુનર્બન્ધકને જ થાય છે, અને એને પણ પૂરો એક પુદ્ગલ-પરાવર્ત સંસારકાળ હોતો નથી, એટલા માટે ( એક જ તીર્થંકરદેવથી સર્વ ભવ્યને જો બીજાધાન થતું હોય, તો એ બધા જ અપુનર્બન્ધક તો હોય જ, તેથી પુદ્ગલ-પરાવર્ત કાળની અંદર જ એ બધા ય મોક્ષ પામી જવા જોઈતા હતા, એમ ) એક જ તીર્થંકરદેવથી સર્વ ભવ્યો મુક્ત થઈ જવાનુ પ્રાપ્ત થાય.

એ પ્રમાણે અરિહંત પ્રભુ લોકનાથ સિદ્ધ થયા.

## વિવેચન'—કોઈ એક અરહંત સર્વ ભવ્યોના નાથ નહિ

પૂર્વે કહી આવ્યા કે જે ભવ્ય જીવોને ધર્મબીજનું આધાન એટલે કે ધર્મપ્રશંસાદિ થાય, એમાથી અંકુર ફૂટે અર્થાત્ ધર્મની ઉત્કટ અભિલાષા થાય, અને એના ઉપર સમ્યગ્ ધર્મશ્રવણ વગેરે ડાળ-પાખળા આવે. એ બધો એને **અપ્રાપ્તના લાભ** સમો યોગ થયો કહેવાય; તેમજ એ બધું ટકવાની આડે આવતા વિવિધ ઉપદ્રવો તુલ્ય નરક આદિ સંકટો અને તેના કારણભૂત રાગ-દ્વેષાદિ દોષોનો અત્યન્ત ઉચ્છેદ થઇ એ પ્રાપ્ત ધર્મબીજાદિનું સંરક્ષણ થતુ હોય, એ **ક્ષેમ અર્થાત લબ્ધનું પાલન** થયુ ગણાય. એમને એ યોગ-ક્ષેમ કરાવનાર અરહંત પરમાત્મા છે, અહી એટલું ધ્યાનમાં રાખવાનું છે કે એ અરહંત પ્રભુ એટલા જ ભવ્ય જીવોના નાથ છે, સર્વ ભવ્ય જીવોના નહિ. એમના નાથપણાના વિષયમા આવેલા તરીકે તે જ ભવ્ય જીવો લેવાના છે.

પ્ર૦ ભગવાન તો અચિંત્ય સામર્થ્યવાળા હોઇને સર્વ ભવ્યો પર ઉપકાર કરવાને સમર્થ છે, તો પછી આવો સક્ષેપ કેમ કરો છો કે કોઇ એક તીર્થંકર ભગવાનથી યોગક્ષેમનો ઉપકાર સમસ્ત ભવ્ય જીવો પર ન થઈ શકે ?

ઉ૦ એનું કારણ એ છે કે જો એવા અમુક એક તીર્થંકરથી સમસ્ત ભવ્યોને યોગક્ષેમ પ્રાપ્ત થતો હોય તો તો એ યોગક્ષેમથી સાધ્ય મોક્ષ સમસ્ત ભવ્યોને ક્યારનો ય પ્રાપ્ત થઈ ગયો હોત. આનું કારણ એ છે કે તીર્થંકર ભગવાન પ્રાય સમાન જ્ઞાનાદિ શક્તિવાળા હોય છે, ( પ્રાય. એટલા માટે કે શરીરનું પ્રમાણ, આયુષ્ય વગેરેથી સમાનતા ન પણ હોય ) તો તુલ્ય શક્તિવાળા હોવાથી; પુદ્ગલ પરાવર્તકાળની પહેલા થયેલા ભરત, ઐરવત કે મહાવિદેહના કોઈ એક જ તીર્થંકરદેવથી સર્વ ભવ્યોને બીજાધાન-અંકુર-કાંડ-નાળ વગેરે ઉત્પન્ન થઇ યાવત્ મોક્ષ પ્રગટ થઈ જતા એક પુદ્ગલ પરાવર્ત કાળમા જ સર્વ ભવ્યો મુક્ત થઇ જવા જોઇએ.

પ્ર૦ આવુ શા માટે ? અનાદિ કાળમા બીજાધાનાદિ થયા હોય છતાં હજી મોક્ષ ન ય થયો હોય. અલ્પકાળમા જ સર્વની મુક્તિનો પ્રસંગ શાથી ?

ઉ૦ આનું કારણ એ છે કે સમ્યક્ત્વાદિ તો શું, પણ ધર્મપ્રશંસાદિ પણ અર્થાત્ ધર્મ-બીજાધાન પણ અપુનર્બંધકને જ થાય છે, (અપુનાર્બંધકનુ લક્ષણ તીવ્ર ભાવે પાપ ન કરે વગેરે.. કહ્યુ છે,) અને અપુનર્બંધકને પૂરો એક પુદ્ગલ પરાવર્ત કાળ જેટલો ય સસાર હોતો નથી, અર્થાત્ અપુનર્બંધકતા અને ધર્મબીજાધાનાદિ જીવને મોક્ષે જવાના ચરમાવર્તમા જ અર્થાત્ છેલ્લા પુદ્ગલ પરાવર્ત કાળમા જ પ્રાપ્ત થાય છે. બીજા શબ્દમા કહીએ તો, સમકિત તો શું પણ, બીજાધાન થયા પછી ય જીવ એક પુદ્ગલ પરાવર્ત કાળની અંદર અંદર અવશ્ય મોક્ષ પામે છે. તો એક જ તીર્થંકર દ્વારા સૌ ભવ્યોને બીજાધાનાદિ

થઇ જતાં સૌને એટલા અલ્પકાળમાં મોક્ષ થઇ ગયો હોત! પછી આજે આપણે અને બીજા હજી આ સંસારમા ફસેલા શાના દેખાત? ફસેલા છીએ એ સૂચવે કે પુદ્ગલપરાવર્ત કાળ પૂર્વે આપણને બીજાધાનાદિ નથી થયુ. માટે તે વખતના કોઈ તીર્થંકરદેવના યોગ-ક્ષેમના વિષય આપણે નથી બન્યા. એટલે જ નવા નવા તીર્થંકરદેવ પોતાનું શાસન તથા સંઘ સ્થાપે છે, અને એમના યોગક્ષેમને અમુક અમુક જ ભવ્યાત્માઓ ઝીલતા જાય છે, તેમજ ક્રમશઃ આગળ વધતા વધુમા વધુ એક પુદ્ગલ-પરાવર્ત કાળની અંદર અંદર મોક્ષ પામતા જાય છે. યોગક્ષેમને ઝીલવાનું કાર્ય પહેલ પહેલું ધર્મપ્રશંસાથી શરૂ થાય છે. ધર્મપ્રશંસા એટલે બીજાઓની ઉત્તમ ધર્મસાધના દેખી કે સાભળીને 'અહો, કેવો સુદર ધર્મ! કેવી ઉત્તમ ધર્મક્રિયા! કેવુ સરસ, દાન, શીલ, તપ ..'વગેરે આવુ મનને થાય કે વચનથી બોલાઇ જવાય, ને કાયાની ચક્ષુ, મુખમુદ્રા વગેરે ખીલી ઉઠે એ. એથી પછી આગળ વધતા...સમ્યક્ત્વ ..સર્વ-વિરતિ...વીતરાગતા ..અને યાવત્ મોક્ષ સુધી પહોંચવાનું એક જ પુદ્ગલ-પરાવર્ત કાળની અંદર અંદર જ બને છે. તીર્થંકર પ્રભુ જે ભવ્યોને આનો યોગક્ષેમ કરે છે એટલાના જ એ નાથ કહેવાય છે.



## ૧૨. લોગહિઆણં.

(લ૦ ) तथा 'लोकहितेभ्यः'। इह लोकशब्देन सकल एव सांव्यावहारिकादिभेदभिन्नः प्राणिलोको गृह्यते, पञ्चास्तिकायात्मको वा सकल एव। एवं चालोकस्यापि लोके एवान्तर्भावः, आकाशास्तिकायस्योभयात्मकत्वात्। लोकादिव्यवस्थानिबन्धनं तूक्तमेव। तदेवंविधाय लोकाय हिताः, यथावस्थितदर्शनपूर्वकं सम्यक्प्ररूपणाचेष्टया तदायत्यावाधनेनेति च।

**અર્થ :** તથા 'લોગહિઆણં' પદ. અહીં 'લોક'શબ્દથી બધો જ સાંવ્યાવહારિક વગેરે પ્રકારમા વહેંચાયેલ પ્રાણિલોક લેવાનો છે, અથવા પંચાસ્તિકાય સ્વરૂપ સઘળો જ લોક, અને એમ અલોકનો પણ લોકમાં જ સમાવેશ છે, કેમકે આકાશાસ્તિકાય એ લોક, અલોક ઉભય સ્વરૂપ છે. લોક અલોકની વ્યવસ્થાનુ બીજ (પહેલાં) કહી જ આવ્યા છીએ. તો આવા પ્રકારના લોકને હિતરૂપ (પરમાત્મા છે, તે) યથાવસ્થિત (તેનુ) દર્શન કરવાપૂર્વક સમ્યક્પ્રરૂપણાની ક્રિયાથી, ને તેના ભવિષ્યને બાધ ન કરવાથી.

વિવેચન અહીં લોક એટલે સર્વ જીવો યા સર્વ અસ્તિકાય

હવે 'લોગહિઆણં' પદની વ્યાખ્યા કરે છે આ પદથી અર્હત્પરમાત્માને 'લોકહિત' તરીકે નમસ્કાર કરવાની પ્રાર્થના છે. ભગવાન લોકને હિતરૂપ છે, અહીં લોક એટલે (૧) પ્રાણિલોક અથવા (૨) પંચાસ્તિકાય લોક લેવાનો છે. ◆ (૧) પ્રાણિલોકમાં સમસ્ત સાંવ્યાવહારિક અને અસાંવ્યાવહારિક જીવો આવે. અસાંવ્યાવહારિક જીવો એટલે જે જીવો હજી સુધી પૃથ્વીકાયિક, અપ્કાયિક, ..બેઇંદ્રિય, ત્રીન્દ્રિય, .. વગેરે તરીકેનો વ્યવહાર પામ્યા નથી, ને માત્ર એક અનંતકાય વનસ્પતિ યાને નિગોદ અવસ્થામાં અનાદિકાળથી જન્મ-મરણ, જન્મ-મરણ પામતા આવ્યા છે તે. (અનંતકાય એટલે જ્યા એક જ શરીરમાં અનંત જીવોને રહેવાનું હોય, તે જીવ અનંતકાય કહેવાય.) ત્યારે જે જીવો વ્યવહાર પામ્યા છે તે વ્યવહાર રાશિના જીવ અથવા સાંવ્યાવહારિક જીવ કહેવાય. આ બંને ય પ્રકારના જીવલોક માટે હિતરૂપ પ્રભુ લોકહિત કહેવાય. અથવા, ◆ (૨) સમસ્ત પંચાસ્તિકાયાત્મક લોકને હિતરૂપ, માટે લોકહિત પ્રભુ છે. પંચાસ્તિકાયમા પૂર્વે કહ્યા મુજબ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને જીવાસ્તિકાય આવે. આકાશાસ્તિકાયમા લોકાકાશ અને અલોકાકાશ બે વિભાગ છે. એની વ્યવસ્થાનું બીજ પહેલા કહી આવ્યા છીએ તે મુજબ જેટલા આકાશભાગમા બીજા અસ્તિકાયો રહે છે તેટલો ભાગ લોકાકાશ કહેવાય, અને બાકીનો અલોકાકાશ કહેવાય. અહીં 'લોક' શબ્દથી પાચે ય અસ્તિકાય લીધા હોવાથી અલોક પણ ગૃહીત છે.

તો, આવા પ્રકારના પ્રાણિલોક અને પંચાસ્તિકાય લોકના કલ્યાણરૂપ અર્હત્પ્રભુ છે. શી રીતે ? એનું યથાર્થ દર્શન કરવાપૂર્વક એની સમ્યક્ પ્રતિપાદનક્રિયા દ્વારા અને તેમ કરીને ભવિષ્ય કાળે એને બાધ ન પહોચાડવા દ્વારા. આ કારણે હિતરૂપ છે. આ કેવી રીતે તે હવે બતાવે છે.

(લ૦ ) इह यो यं यथात्म्येन पश्यति तदनुरूपं च चेष्टते भाव्यपायपरिहारसारं, स तस्मै तत्त्वतो हित इति हितार्थः; इत्थमेव तदिष्टोपपत्तेः । इष्टं च सपरिणामं हितं, स्वादुपथ्यान्नवदतिरोगिणः ।

**અર્થ :** અહીં જે જેને યથાર્થપણે જુએ છે, અને જોવાને અનુરૂપ વર્તે છે, (તે વર્તન પણ) ભાવી અનર્થનો ત્યાગ મુખ્ય રાખીને, તે તેની પ્રત્યે વસ્તુગત્યા હિતરૂપ છે, આ 'હિત' શબ્દનો અર્થ છે, કેમકે એ જ રીતે તેનુ ઇષ્ટ નીપજે છે; અને ઇષ્ટ છે રોગમુક્ત બનેલાને સ્વાદિષ્ટ અને પથ્ય ભોજનની જેમ પરિણામી ( ઉત્તરોત્તર શુભ ફળકારી ) હિત.

વિવેચન

'હિત' શબ્દનો આ અર્થ છે કે આ જગતમા જે માણુસ જે વસ્તુનો અભ્રાન્ત બોધ કરે છે, અર્થાત્ વસ્તુ-સ્વરૂપથી જરા ય વિપરીત ગયા વિના વસ્તુદર્શન કરે છે, અને એજ મુજબ પ્રતિપાદનનો વ્યવહાર કરે છે, એમા ય પાછી એ ખાસ ચોકસાઈ રાખે છે કે જેથી ભાવી કોઇ અનર્થ ન ઊભો થાય, તે એ યથાર્થદર્શનની વિષયભૂત વસ્તુનો ઉપકારક છે. અહી ઉપકારકતા માટે ત્રણ વાત કરી,–૧. વસ્તુનો યથાસ્વરૂપ બોધ, ૨. તેવા બોધને અનુરૂપ વચન–વ્યવહાર, અને ૩. એવા વ્યવહારને ભાવી અનર્થનું કારણ ન બનવા દેવો.

હિતના ત્રણ હેતુ . ◆ (૧) વસ્તુનું સ્વરૂપ બરાબર દેખ્યા વિના એનું સ્વતંત્ર પ્રતિપાદન પ્રામાણિક હોવાનો નિયમ નહિ. કેવળ તર્ક–અનુમાનના આધાર પર સર્વ વસ્તુના સમસ્ત સૂક્ષ્મ સ્વરૂપ જાણી શકાય નહિ. એ તો લોકાલોક–પ્રકાશક કેવળજ્ઞાન–કેવળદર્શનથી જ સાક્ષાત્ જોઈ શકાય. માટે 'લોકહિત' બનવા માટે આ જોઈએ જ; ◆ (૨) સર્વજ્ઞ બનનાર મહાપુરુષોએ સ્વજીવન એવુ અહિંસા–તપ-સંયમમય જીવ્યુ છે કે એથી અસત્ય ભાષણના કારણભૂત રાગ–દ્વેષ–અજ્ઞાનનો સર્વથા નાશ કરી દીધો છે, સ્વાત્મા પરના સમસ્ત આવરણ દૂર કરી દીધા છે માટે સર્વ કાળનાં સકલ દ્રવ્ય–પર્યાયોને સાક્ષાત્ નિહાળે છે, અને તેને અનુસરીને પદાર્થ–નિરૂપણ પણ કરે છે. માટે તે માન્ય બને છે. 'અમુક બુદ્ધિમાને પદાર્થ કહ્યા માટે માનીને ચાલો,–' એવી વસ્તુ નથી. જગતમા શ્રી સર્વજ્ઞના કહેલા પદાર્થોના સંવાદ મળે છે. ભૌતિક વિજ્ઞાનનાં આવિષ્કરણ નહોતા તે યુગમા એમણે કહેલ વનસ્પતિમા ચૈતન્ય, અણુ વિજ્ઞાન, શબ્દનું તત્ત્વ,...વગેરે આજે વૈજ્ઞાનિક પ્રયોગના પરિણામે પૂરવાર થતા જોવા મળે છે ને ? તપ ને ધ્યાન વડે જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમ થઇને આજે ય પ્રગટ થતા દેખાતા અસાધારણ જ્ઞાન, કર્મ, કાળ, સ્વભાવ, ભવિતવ્યતા અને ઉદ્યમ એ પાચ કારણ પર થતુ આજના પ્રસંગોનું સમાધાન, કઠોળ અને કાચાં ગોરસના સયોગ, બે રાત્રિ ઉપરનુ દહી, વગેરેમા થતી જીવોત્પત્તિનું દર્શન.. વગેરે સંવાદ મળે છે. સારાંશ, પદાર્થપ્રતિપાદન યથાર્થ દર્શનને અનુસરતું જોઈએ. (૩) ▲ એ પણ ભાવી અનર્થને રોકનારૂં હોવુ જોઇએ, પરંતુ નહિ કે સત્યભાષી લૌકિક કૌશકમુનિની માફક દેખાવમા સત્ય, પણ પરિણામે અનર્થકારી વચન. પારધીના પ્રશ્નના ઉત્તરમા પશુની દિશા બતાવતુ વચન બોલી દેવુ કે– 'પશુ આ બાજુ ગયું' એ દેખાવમાં સાચું હોવા છતા પારધીના હાથે પશુનો ઘાત કરાવવારૂપી અનર્થને સર્જનારૂં છે; માટે એ ખરેખર હિતરૂપ નથી. અંધને 'હે આધળા' એમ કહેવું એ દેખીતુ સત્ય વચન છતા એને પીડાકારી તથા કષાયકારી અર્થાત્ અનર્થકારી બને છે, માટે તેવો વ્યવહાર કરનારો એ અનુગ્રહકારી નથી હિંસાદિ પાપ યા કષાયનું પ્રેરક વચન એ અનર્થનું કારણ કહેવાય, તેથી એ હિતરૂપ વ્યવહાર નથી. એ કરનારો તો અનુગ્રહકારી નહિ, પણ અપકારકારી યાને અહિતરૂપ છે.

**ઈષ્ટ બનેનું યા એકનું :** તો, આ યથાર્થ બોધ અને તેને જ અનુસરતો એવો વચન-વ્યવહાર, કે જે ભાવી અનર્થકારી ન બને,-એ કરનારો હિતરૂપ યાને અનુગ્રહકારી છે; કેમકે ક્રિયાના ફળરૂપે ઇષ્ટ એ યથાર્થ દર્શનાદિ ક્રિયાની રીતે જ ઘટે છે; ચાલુ એ ઇષ્ટ યથાર્થ ક્રિયાની વિષયભૂત વસ્તુ અને ક્રિયાકારક બનેનું હોય, યા એકલા ક્રિયાકારકનું હોય. વિષયભૂત વસ્તુ જો ચેતન હોય તો બંનેનું ઈષ્ટ સભવે, અને જો જડ હોય તો એને કાંઇ ઈષ્ટ-અનિષ્ટ ન હોવાથી, એકલા ક્રિયાકારકનું ઈષ્ટ થાય.

**'ઈષ્ટ' ની વ્યાખ્યા** અહીં વાસ્તવિક ઈષ્ટ શું એ પણ સમજી લેવુ જોઇએ. 'ઈષ્ટ' એટલે માત્ર સુખકારી હિત યાને પ્રસ્તુત હિતપ્રવૃત્તિથી સાધ્ય અનુગ્રહ, ઉપકાર નહિ, કિન્તુ સ-પરિણામ હિત, અર્થાત્ ઉત્તરોત્તર શુભ ફળને પેદા કરે એવો ઉપકાર તેને ઇષ્ટ કહેવાય. આ વસ્તુ રોગમાંથી ઉઠેલાના દાખલામા જોવા મળે છે. એને હવે સ્વાદિષ્ટ ને પથ્ય ખોરાક મળે તો ઉત્તરોત્તર શક્તિ વધવાનું બને છે 'પથ્ય' એટલે પથમા યોગ્ય, સમર્થ. ભવિષ્યકાળ એ માર્ગની જેમ સતત પસાર કરવાનો હોવાથી પથ કહેવાય, એને યોગ્ય પોષણ એ પથ્ય ગણાય. એ જો આમ શક્તિદાયી હોવા છતા રોગમાથી ઉઠેલાને જીભને રુચિકર નહિ હોય તો તે વર્તમાનમા જ ઈષ્ટ નહિ હોવાથી એકાન્તે ઇષ્ટ નહિ કહેવાય. ત્યારે આ દૃષ્ટાન્તથી વિવક્ષા તો એ છે કે તત્કાળ અને ભવિષ્યમાં ય ઉત્તરોત્તર સુખકારી, એવુ એકાન્તે ઇષ્ટ. ત્યારે એ પણ છે કે જો એકલું સ્વાદિષ્ટ લાગતું હશે, પરંતુ પથ્ય નહિ હોય, કુપથ્ય હશે તો ઉલટું નુકસાન કરનારૂં બનશે. એ તો સ્વાદિષ્ટ અને પથ્ય હશે તો જ ઉત્તરોત્તર શક્તિને વધારનારૂં બનશે. આ પણ રોગ મટી ગયા પછીની વાત છે બાકી નવા રોગીને અને રોગમા સબડતાને તો શક્તિવર્ધક સ્વાદુ પથ્ય પણ નુકસાન કરનારૂં છે. 'અહિતં પથ્યમપિ આતુરે' (આતુર=બિમાર) આજનું મેડિકલ સાયન્સ જુદું છે. કાળની વિચિત્રતા છે. દારુડિયાને દારુનું દાન તત્કાલ સુખ આપે પણ પરિણામે દુઃખદાયી છે માટે તે ઇષ્ટ યાને હિતપ્રવૃત્તિ ન કહેવાય. ઉત્તરોત્તર સુખને કરનાર તે હિત ગણાય, અહીં 'અતિરોગિણુ' અર્થાત્ 'રોગ અતિક્રાન્ત થઇ ગયો છે એને,-' એ પાઠના હિસાબે વ્યાખ્યા થઈ. પરંતુ જો 'ઇતિરોગિણુ' એવો પાઠ હોય તો એનો અર્થ એ થાય, કે જેનો રોગ જ એવો છે (દા. ત. ક્ષયરોગ) કે એને અમુક પ્રકારનો સ્વાદિષ્ટ પથ્ય ખોરાક જોઇએ જ, એવા રોગીને એ ખોરાકથી ઉત્તરોત્તર સારૂં થતુ આવે છે, તો એ પથ્ય એનું ઈષ્ટ થયું.

પ્ર૦ ઈષ્ટ તો સ્વાદુ-પથ્ય ખોરાકથી પ્રાપ્ત થતી શક્તિસ્વરૂપ ઉપકાર છે, તો અહી ખોરાકને કેમ ઈષ્ટ કહ્યો ?

ઉ૦ ઈષ્ટનું એ કારણ હોવાથી, ઉપચાર-ભાષાએ અહીં પણ ઇષ્ટ કહેવાય છે, કહ્યું છે કે 'कज्जं इच्छंतेणं अणंतरं कारणं पि इच्छंति । जह आहारजतित्तिं इच्छंतेणेह आहारो ॥' કાર્ય જેને ઈષ્ટ છે એને એનુ કારણ પણ ઈષ્ટ જ છે, જેમ, આહાર દ્વારા તૃપ્તિ જેને ઈષ્ટ છે એને આહાર પણ ઈષ્ટ જ હોય છે. એ રીતે યથાર્થદર્શન અને તદનુસારી વ્યવહારની ક્રિયા એ ઇષ્ટ ઉપકારનું કારણ હોવાથી પોતે પણ ઇષ્ટ સિદ્ધ થાય છે, ને એ જ ઈષ્ટ ક્રિયા હિતપ્રવૃતિરૂપ છે. ભગવાન લોક પ્રત્યે એવા હિતને કરનારા હોઈ લોકહિત છે.

(લ૦-) अतोऽन्यथा तदनिष्टत्वसिद्धिः, तत्कर्तुरनिष्टाप्तिहेतुत्वेन, अनागमं पापहेतोरपि पापभावात् । इतरेतरापेक्षः कर्तृकर्म्मप्रकारः ।

**અર્થ :** આથી બીજી રીતની પ્રવૃત્તિ કરવા જતાં એ પ્રવૃત્તિ અનિષ્ટ ઠરશે, (સુખકારી નહિ બને,) કેમકે પ્રવૃત્તિ કરનારને અનિષ્ટની પ્રાપ્તિનું કારણ થાય છે. આગમના આદેશને

અતિક્રમીને (સેવાતા) પાપકારણ થકી પાપ નીપજે છે. કર્તૃભાવ-કર્મભાવ એ પરસ્પર સાપેક્ષ છે.

**વિવેચન   વિપરીત દર્શનાદિથી અનિષ્ટ.**

યથાર્થદર્શનાદિ ક્રિયા દ્વારા જ હિતરૂપ બનાય છે, એ વસ્તુ ઉલટ રીતે પણ સિદ્ધ થાય છે. 'વસ્તુને જે યથાસ્વરૂપ જાણે છે..' વગેરે જે 'હિત' શબ્દનો અર્થ પૂર્વે કહ્યો તેનાથી બીજી રીતે અર્થાત્ વિપરીત પ્રતિપાદનાદિની પ્રવૃત્તિ કરવા જતા તો તે પ્રવૃત્તિ અનિષ્ટ બને છે, સુખકારી નથી બનતી એનું કારણ એ છે કે તે અન્ય રીતની પ્રવૃત્તિ કરનારને અનિષ્ટ પ્રાપ્તિ યાને અશુભ કર્મના બંધ કરાવે છે. એનું તાત્પર્ય આ છે, કે પદાર્થના સ્વરૂપથી ઉલટી રીતે એને સમજનારો પછી પ્રરૂપણાની પ્રવૃત્તિ પણ કેવી કરશે ? વિપરીત જ. એ તો કુતર્કના આધારે તુક્કા લગાવવાનો એવી બીજી પણ પ્રવૃત્તિ કરશે તે ય વિપરીત. એથી જેના અંગે એવો વિપરીત બોધ વગેરે કરે છે, ચાહ્ય ચેતન હોય કે જડ, એના પ્રત્યે એ અનનુરૂપ, અહિતરૂપ વર્તી રહ્યો છે અને કદાચ દેખીતું હિતરૂપ વર્તી રહ્યો હોય પણ એ ભાવી અનર્થ કરવાથી દૂર નથી રહેતા; એટલે ફલતઃ પોતે જ અશુભ કર્મબંધનથી બંધાય છે. અહીં સામાને અનિષ્ટની પ્રાપ્તિ કરાવે યા નહિ,-એનો એકાન્ત નથી, કેમકે સામો પદાર્થ જો જડ હશે, તો એને કાઇ ઇષ્ટ-અનિષ્ટ ન હોવાથી એનું અનિષ્ટ કરવાનું નહિ બને; અને જો ચેતન હશે તો એને અનિષ્ટ થવા સંભવ છે.

**અસર્વજ્ઞ-દર્શન લોકહિત બની શકે ?** આ વિપરીત બોધાદિની વસ્તુ અસર્વજ્ઞના મતોમાં જોવા મળે છે દા. ત. સર્વસાક્ષાત્કાર નહિ હોવાથી કુતર્કના આધાર પર એ સમજી લે છે કે-'જગત એકલુ બ્રહ્મમય છે, અર્થાત્ એક શુદ્ધ આત્મા જ સદ્ વસ્તુ છે, બાકીનું બધું અસત્ છે,' અથવા 'એકાન્તે ક્ષણિક અને વિજ્ઞાનસ્વરૂપ આત્મા જ વસ્તુ છે, બાકીનું સત્ નહિ...' વગેરે પછી પ્રશ્ન ઉઠે કે તો પછી આ બધુ બહાર સ્પષ્ટ દેખાય છે એ શી રીતે ? તો કહેશે અવિદ્યા લાગી છે, અગર અનાદિની કુવાસના ચાલી આવે છે એના લીધે. અરે! જો અવિદ્યા મૂળમા સત્ જ નથી તો એનાથી કશુ કાર્ય જ કેમ બની શકે ? અસત્મા કાઈ જ કરવાની તાકાત નથી. માટે તો એ અસત્ છે. પૂછશો કે તો પછી અસત્ની કલ્પનાથી માણસને ખુશી-નાખુશી કેમ થાય છે ? ઉત્તર એ છે કે ત્યા કાઈ અસત્થી ખુશી નથી થતી એની કલ્પનાથી થાય છે, અને કલ્પના સત્ છે, વિદ્યમાન વસ્તુ છે. જો કુવાસના પણ અસત્ છે તો તે ય શું કાર્ય કરી શકે ? અગર કહો 'સત્ છે પણ ક્ષણિક છે,' તો અનાદિથી ચાલી આવે છે એમ કેમ કહેવાય ? 'એની પરંપરા થતી રહી છે' એ પણ કયાથી કહી શકો ? કેમકે કયા આત્મામા કઇ વાસનાની પરંપરા ? તાત્પર્ય, પ્રત્યક્ષ દર્શન વિનાની આ બધી સમજ છે. એટલે જ કેટલાય જીવંત શરીરોને જીવરહિત જડ તરીકે ઓળખે-ઓળખાવે છે, ને કેઇ જડ દ્રવ્યોના પણ કલ્પિત સ્વરૂપ સમજે-પ્રરૂપે છે, ત્યારે જડ તરીકે ઓળખાવેલ જીવોને તો પછી બીજાઓ તરફથી હિંસાના ભોગ જ બનવું પડે ને ? એ એનું અનિષ્ટ થયું, તો એવો ઉપદેશ કરનારા લોકહિતકારી કયાથી બની શકે ? એમ પાપપ્રવૃત્તિને જ ધર્મપ્રવૃત્તિ જાણે, ને ઉપદેશે, તથા લોકને એમા પ્રવર્તાવે, એ લોકહિત કઈ રીતે ? હા, એ સાથે દયા-દાનાદિનો ઉપદેશ પણ આપે છે, પરંતુ એમને મૂળમા જીવાદિ પદાર્થ અને દયા-દાનાદિ માર્ગનું યથાસ્થિત પ્રત્યક્ષ-દર્શન નહી કિંતુ અ-યથાર્થ જ્ઞાન હોવાથી એના ઉપર લોકને ઉપદેશ દઈને એવા દયા-દાનાદિમા તો નથી પ્રવર્તાવી શકતા કે જે ઉત્તરોત્તર શુભવર્ધક બને. પછી એ ઉપદેશક લોકહિતરૂપ કયાંથી કહેવાય ?

**જડને અનર્થ નહિ છતાં અયથાર્થ દર્શનીને પાપ :**

પ્ર૦-ઠીક છે, અયથાર્થ દર્શનાદિ સ્વરૂપ અન્યવિધ પ્રવૃત્તિ એ બીજા જીવને અનર્થ કરાવવાના

કારણે પ્રવૃત્તિકર્તાને અનિષ્ટ પ્રાપ્તિનું કારણ બને, પરંતુ જડને તો કશું અહિત પહોંચાડી શકતી નથી, તો એ જડની પ્રત્યે થતી અયથાર્થ દર્શનાદિ પ્રવૃત્તિથી કર્તાને શી રીતે અનિષ્ટ નીપજે? અર્થાત્ જો એ અન્યથા-પ્રવૃત્તિથી પરને અહિતયોગ થવાનો એકાન્ત નથી, (કેમકે જીવને થાય, જડને નહિ,) તો 'એ પ્રવૃત્તિ કર્તાને અનિષ્ટ પ્રાપ્તિનું કારણ બને જ'-એવો એકાન્ત શા માટે?

ઉ૦ વ્યવહારમા દેખાય છે કે બેદરકારીથી ચલાવેલી મોટર જો કોઈ માણસને ચગદે છે તો બનેને વેઠવુ પડે છે, ને જો ભીંત સાથે અફળાય છે તો મોટરવાળાને વેઠવુ પડે છે, એમ અ-યથાર્થ દર્શન-ઉપદેશાદિ પાપોપાર્જક પ્રવૃત્તિ કરનારને તો પાપ લાગે જ છે, અશુભ કર્મ બંધાય જ છે, પછી પાપોપાર્જક પ્રવૃત્તિથી બીજાને કરાતા નુકશાન દ્વારા તો પાપ લાગે જ, એમાં નવાઇ નથી.

**આગમાદેશ વિના પાપપ્રવૃત્તિ એટલે?:** અહીં આગમના આદેશ વિના પાપોપાર્જક પ્રવૃત્તિ કરનાર કહ્યું એનો ભાવ એ છે કે **આગમે દર્શાવેલ અપવાદ-નિયમને અનુસારે કયારેક જીવવધાદિ પ્રવૃત્તિ કરનારને પાપ લાગતું નથી** દા.ત માર્ગમા વિધિપૂર્વક નદી ઉતરનાર કે સચેતન ખારના માર્ગને છોડી બીજો માર્ગ ન હોવાથી છૂટી હરિયાળીવાળા માર્ગે ચાલનાર સાધુને અથવા જિનબિંબની અભિષેક-પુષ્પાદિથી દ્રવ્ય-પૂજા કરનાર ગૃહસ્થને પાપ લાગતુ નથી. બાકી તેવા અપવાદ પ્રસંગ વિના શાસ્ત્ર ઉવેખી મનસ્વિપણે પાપપ્રવૃત્તિ કરનાર તો, બીજાને એથી કદાચ હાનિ ન ય થતી હોય છતાં, **પોતાના પ્રમાદદોષના કારણે નિયમા પાપ બાંધે છે** દા.ત. ભગવાનની આશાતના કરવાથી ભગવાનને કોઈ અનર્થ નથી થતો, પરંતુ એવી આગમ-વિરુદ્ધ પ્રવૃત્તિ કરનારને અવશ્ય અનર્થ થાય છે. અંધારે સાપ ધારીને દોરડા પર લાકડી મારી, દોરડાને કંઈ અનર્થ નહિ, પરંતુ સર્પબુદ્ધિથી મારનારને સર્પ મારવાનું પાપ લાગે જ છે. એમ મિથ્યા તત્ત્વનું પ્રતિપાદન કરે કે જીવાદિ પદાર્થોનું આગમવિરુદ્ધ નિરૂપણ કરે તો તેથી અચેતન તત્ત્વને ભલે અનર્થ ન થતો હોય પરંતુ નિરૂપણ કરનારને તો ભારે પાપ લાગે જ છે. જીવ રાગદ્વેષાદિ પ્રમાદવશ પાપ બાંધે છે, અને **આગમનું ઉલ્લંઘન એ મહાપ્રમાદ** છે, એમા તીવ્ર રાગ-દ્વેષાદિ થાય છે તો એ ઉલ્લઘન ઘોર પાપ બધાવે જ. મરીચિ, જમાલી વગેરેનો સસાર એટલે જ વધી ગયો.

માટે જ, **આગમની એટલે કે જિનાજ્ઞાની વફાદારી એ પાયાનો મહાધર્મ** છે. આત્મા પર એનુ પાકુ બધન જોઈએ, મન પર જિનાજ્ઞાનુ એ વર્ચસ્વ જોઇએ કે, (જેમ, સારા પગારદાર નોકરના મન પર શેઠનું વર્ચસ્વ હોય છે ને?)-'મારુ મન તો જિનાજ્ઞાને બંધાયેલું છે, એના ફરમાનને અનુસારે જ મનના વલણ, ધોરણ અને વિચારસરણી' વફાદારી એ કે-'આદેશ એ આદેશ, એની સામે શકા, કુતર્ક કશુ નહિ.' સર્વાશે આપણે ન પાળી શકીએ એટલી આપણી કમતાકાત, કમનસીબી. રાજ્યાધિકારીઓમા રાજાની કે રાજનીતિ અને રાજ્ય કાયદાની, તેમ મીલીટરીમા સેનાપતિ અને સેનાશિસ્તની વફાદારી હોય છે ને? મન પર જિનાગમનું વર્ચસ્વ એ જીવનની એક મહાસાધના છે, અને એની ઉપેક્ષા, બેપરવાઇ તથા વિરોધ એ ભયંકર અનર્થ છે. એનો અર્થ એ થયો કે આગમના આદેશને ઉલ્લંઘી પાપપ્રવૃત્તિ કરનારો અનિષ્ટ-પ્રાપ્તિનું એકાન્તે કારણ બને છે.

પ્ર૦ **આ નિર્ણય પણ કેમ્ની રીતે કે આગમાદેશ વિના પાપવૃત્તિ કરનારને પાપ લાગે જ?**

ઉ૦ **કર્તૃભાવ અને કર્મભાવ પરસ્પર સાપેક્ષ** છે વ્યાકરણશાસ્ત્રના કર્તા, કર્મ, કરણ વગેરે છ કારકોમા કર્તા એ ક્રિયાના જે કર્તૃત્વવાળો હોય છે તે કર્મની અપેક્ષાએ, ત્યારે કર્મ એ ય કર્તાને લઇને જ ક્રિયાના કર્મત્વવાળું હોય છે. 'મજૂર વૃક્ષને છેદે છે,' અહીં જો છેદવાની કર્મ-વસ્તુ જ ન હોય તો મજૂર છેદન-પ્રયત્ન કયા કરે? તેમ વસ્તુ છે પણ છેદન-કર્તા નથી, તો વસ્તુમા છેદન

કર્મતા શી? એમ, 'દીવો ઘડાને પ્રકાશે છે,'–એમાં કર્મ ઘડો એ જ પ્રકાશ્ય છે તેને લઈને જ પ્રકાશક દીવામા પ્રકાશ–કર્તૃત્વ છે, તેમ દીવો પ્રકાશ–કર્તા છે તો જ ઘડામા કર્મતા યાને પ્રકાશ્યતા છે. એવી રીતે તેવા પ્રકારના કાર્યરૂપે જો પાપોપાર્જન થતાં હોય તો જ વિપરીત બોધાદિની પ્રવૃત્તિ કરનાર પુરુષ પાપકર્તા કહેવાય, એમ, તેવો પાપકર્તા હોય તો જ પાપોપાર્જનનું કાર્ય થાય એથી એ સિદ્ધ થયુ કે યથાર્થ બોધાદિ કરતા બીજી રીતે થતી પ્રવૃત્તિ હિતયોગથી વિપરીત હોવાથી કમમા કમ પોતાની દૃષ્ટિએ તો અનિષ્ટ છે જ, તેથી એ પ્રવૃત્તિના વિષયની પ્રત્યે એ અહિતયોગરૂપ સિદ્ધ થાય છે.

(લ૦––) નાચેતનાહિતયોગ ઉપચરિતઃ, પુનરાગમકર્મ્મકત્વેન। સચેતનસ્યાપિ એવંવિધસ્યૈવ નાયમિતિ દર્શનાર્થઃ। કર્તૃવ્યાપારાપેક્ષમેવ તત્ર કર્મ્મત્વં, ન પુનઃ સ્વવિકારાપેક્ષં, કઙ્કુદુક (પ્ર૦...કાઙ્કુદુક) પક્તાવિત્થમપિ દર્શનાદ્ ઇતિ લોકહિતાઃ। ૧૨।

**અર્થ :** જડ વસ્તુને ઉદ્દેશીને (થતો) અહિતનો યોગ ઉપચાર–ભાષાનો નથી, કેમકે (તે અહિતયોગ) ફરીને પાછી કર્તામાં આવનાર ક્રિયાની આલંબનતાના લીધે છે. જડની જેમ સ્વતઃ અહિતયોગથી રહિત જ એવા જીવને પણ અહિતયોગ નથી, એ બતાવનાર (આ અચેતન–અહિતયોગ) છે. (અહીં) કર્તાના પ્રયત્ન રૂપ વ્યાપારની અપેક્ષાએ જ અચેતનમાં કર્મત્વ છે, પણ નહિ કે (અચેતનના) પોતાના (અનર્થરૂપ) વિકારની અપેક્ષાએ; કેમકે કાંગડું ધાન્યની પચનક્રિયામાં આમ પણ દેખાય છે. આ રીતે (અર્હત્) લોકહિત છે. ॥ ૧૨ ॥

**વિવેચન:** દુઃશિક્ષિત શસ્ત્રપ્રયોગનાં દૃષ્ટાન્તથી મુખ્ય અચેતન-અહિતયોગની સિદ્ધિ :–

પ્ર૦- અયથાર્થ બોધાદિ પ્રવૃત્તિનો વિષય અચેતન હોય, જડ હોય તો એને શુ અહિત થવાનું હતુ? કેમકે તે પ્રવૃત્તિથી સાધ્ય જે અનિષ્ટ, તે જડ પદાર્થોને તો ક્યારેય થતું નથી. હા, ઔપચારિક અહિતયોગ કહેતા હો તો બને, પરંતુ પછી તો ઔપચારિક અહિતયોગની જેમ તે જડ પદાર્થોને હિતનો યોગ પણ ઔપચારિક બનવા જશે! અને સ્તુતિમા તેવો ઔપચારિક પ્રયોગ હોય નહિ, કેમકે સ્તુતિ તો વાસ્તવિક પદાર્થને કહેનારી હોય છે તો જો અહી જડલોક પ્રત્યે હિતયોગ ઔપચારિક હોય તો ભગવાન વસ્તુગત્યા સર્વ–લોકહિત ક્યા બન્યા?

ઉ૦ ધર્માસ્તિકાયાદિ અચેતન પદાર્થોને વિષે વિપરીત દર્શનાદિ કરવાની પ્રવૃત્તિ એ અહિતયોગ–રૂપ મુખ્યપણે છે, પણ ઔપચારિક નહિ, અર્થાત્ જેમ 'આ તીખા સ્વભાવવાળો માણવક નામનો માણસ તો અંગારો છે' એવુ બોલાય ત્યા માણવકમા આરોપિત અંગારાપણુ છે, પણ તે રીતે અહી આરોપિત અહિતયોગ નથી. આનું કારણ એ છે કે જયા વિપરીત દર્શનાદિ-પ્રવૃત્તિ અચેતન પદાર્થોને ઉદ્દેશીને થાય છે, ત્યાં એ અહિતયોગની પ્રવૃત્તિના ફળસ્વરૂપે થતો અનર્થ અચેતનમા સ્થિર થવાને બદલે પ્રવૃત્તિ કરનાર પુરુષમા ફરીને આવી મળે છે; અહિત પ્રવૃત્તિ એને જ અનર્થનું ભાજન બનાવે છે. જો આ અહિતયોગ ઔપચારિક હોત તો અનર્થ પેદા કરવા રૂપ મુખ્ય ફળને એ કરત નહિ. માણવકમા અંગારાપણું ઔપચારિક છે તો એ, અગ્નિનું બીજાને સ્પર્શમાત્રથી સળગાવી નાખવાનું જે મુખ્ય કાર્ય, તે કરતુ નથી. ત્યારે પ્રસ્તુતમા તો અહિતયોગનુ મુખ્ય કાર્ય અનર્થ થાય છે. જેમ **શસ્ત્રક્રિયા** બરાબર ન આવડતી હોય કે એની ઉધી આવડત હોય તો બીજાના વધ માટે યોજેલુ શસ્ત્ર પોતાનામાં જ વધનું ફળ લાવે છે, તેવી રીતે અચેતનને ઉદ્દેશીને કરાતી અહિત પ્રવૃત્તિ અનર્થરૂપી ફળને પ્રવર્તકમા પોતાનામા જ લાવે છે પેલો શસ્ત્રપ્રયોગ ઔપચારિક નથી એમ આ અહિતયોગ પણ ઔપચારિક નથી અર્થાત્ જેમ પેલામા 'શસ્ત્ર માર્યું,' તેમ આમા 'અહિતપ્રયોગ કર્યો,'–એ મુખ્ય ભાષા છે.

**સચેતનો ય કેમ અનર્થમાંથી બાદ નહિ ?:** 'તો તો પછી સચેતનની પ્રત્યે ય કરેલો અહિત-યોગ પણ આ રીતે માત્ર પ્રવૃત્તિ-કર્તામા જ ફરીને અનર્થ લાવનારો બનશે !' આ કહેવુ ઉચિત નથી, કેમકે બધા સચેતન માટે એવુ નથી. જે સચેતન અનર્થનું પાત્ર બની શકે એવા છે, એ પોતે તો અનર્થ પામે છે, પરંતુ જે સચેતન અર્થાત્ જે જીવો અચેતનની જેમ પ્રવૃત્તિના ફળભૂત અનર્થનું પાત્ર તદ્દન ન બની શકે એવા છે,-દા. ત. સિદ્ધ ભગવાન, અગર સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો,-એમને વિપરીત દર્શનાદિની પ્રવૃત્તિ કરનારની એ પ્રવૃત્તિ દ્વારા કોઈ અનર્થ થતો નથી એટલે આવા જ જીવો અનર્થનું ભાજન નથી બનતા એ બતાવવા માટે અચેતન-અહિતયોગની વાત કરી; બાકી તો અહિતયોગથી કોઈ સચેતનને ક્રિયાના ફળસ્વરૂપ અનર્થ ભોગવવો પડે છે.

**કર્મ-કારકપણુ બે રીતે** 'અરે! અચેતનમા જો ક્રિયાના ફળરૂપે કોઈ અનર્થ જ નથી, તો તેને આલબીને પ્રવર્તનારના અહિતયોગનું કર્મત્વ પણ તેમા શી રીતે પ્રાપ્ત થાય ?'-એમ નહિ કહેવુ, કેમકે તેવી વિપરીત દર્શનાદિ પ્રવૃત્તિના કર્તાના પ્રયત્નરૂપ વ્યાપારની અપેક્ષાએ જ અચેતનમા કર્મત્વ છે, પણ નહિ કે અચેતનના સ્વગત કોઈ અનર્થરૂપ વિકારની અપેક્ષાએ. તાત્પર્ય, એક કર્મત્વ તો ક્રિયાના ફળભૂત વિકાર ઝીલવાને લીધે આવે, ત્યારે બીજી રીતે કર્મત્વ કર્તાના પ્રયત્નનું આલંબન (વિષય) બનવાને લીધે આવે. આવી રીતે તે કર્મત્વ આવતુ હશે? હા, આવે, મગ વગેરે ધાન્ય ચૂલા પર સીઝવવા મૂકયા હોય, પણ તે કોરડુ મગ હોય તો એનામા એ સીઝવવા-રાધવાની ક્રિયાથી થવો જોઈતો પોચા પડી જવા રૂપ વિકાર થવાનો જ નથી, છતા બોલાય છે તો એમ જ કે-'એ કોરડુ મગ રાધે છે.' આ વાકયમા કોરડુ મગને કર્મ તરીકે સ્થાન મળ્યુ છે, અર્થાત્ એનામા કર્મત્વ પ્રાપ્ત થયુ છે; અને આ વાકય-પ્રયોગ પ્રામાણિક છે, ખોટો નથી. અલબત એ કર્મત્વ આવ્યુ તે ક્રિયાનું ફળ -વિકાર, ઝીલવાના હિસાબે નહિ, પરંતુ કર્તાના પ્રયત્નનો વિષય બનવાના હિસાબે. વિષય વિના પ્રયત્ન કોના પર ? પૂછાય કે શું રાધવાનો પ્રયત્ન કરે છે ? તો અહીં એ જ કહેવુ પડે કે કાગડુ મગ. એને આશ્રીને જ પચન-પ્રયત્ન છે. એમ ભલે અચેતનને અનર્થ થતો ન હોય છતાં જ્યા અચેતન પદાર્થનો અસત્ય બોધ, અસત્ય ભાષણ વગેરે કર્યું ત્યા પૂછાય કે એ વિપરીત બોધ આદિ ક્રિયા કોને લઈને કરી ? તો એ જ કહેવુ પડે કે અચેતનને લઈને અર્થાત્ કર્તાની અહિતયોગની પ્રવૃત્તિનુ કર્મ અચેતન છે હા, એમાં અનિષ્ટ અચેતનને થવાને બદલે ખુદ પ્રવૃત્તિ-કર્તાને અનિષ્ટ થાય છે, છતા ત્યા અચેતન-અહિતયોગ જરૂર કહેવાય, બસ, એ જ રીતે પરમાત્માનો હિતયોગ પણ અચેતનને આશ્રીને અવશ્ય કહી શકાય. ત્યા ભલે એને ઇષ્ટ ન નીપજતુ હોય, પણ પરમાત્માથી એને આશ્રીને કરાતી યથાર્થ દર્શન, યથાર્થ નિરૂપણ વગેરે પ્રવૃત્તિનો એ વિષય બને છે, તેથી એનામાં હિતયોગ પણ ઔપચારિક નહિ કિન્તુ મુખ્ય જ છે. એટલે ભગવાનની એ મુખ્ય હિતયોગના હિસાબે કરાતી સ્તુતિ અબાધિત ઠરે છે. આમ પરમાત્મા સમસ્ત જીવલોક અને પંચાસ્તિકાય લોકના હિતરૂપ છે, માટે સ્તુતિ-નમસ્કાર કર્યો '(નમો) લોગહિઆણું.'

## ૧૩. લોગપઈવાણં.

(લ૦ ) तथा लोकप्रदीपेभ्यः। अत्र 'लोक' शब्देन विशिष्ट एव तद्देशनाद्यंशुभि-र्मिथ्यात्वतमोऽपनयनेन यथार्हं प्रकाशितज्ञेयभावः संज्ञिलोकः परिगृह्यते; यस्तु नैवंभूतः, तत्र तत्त्वतः प्रदीपत्वायोगाद्. अन्धप्रदीपदृष्टान्तेन,–यथा हि, अन्धस्य प्रदीपस्तत्त्वतः अप्रदीप एव, तं प्रति स्वकार्याकरणात् तत्कार्यकृत एव च प्रदीपत्वोपपत्तेः, अन्यथा अतिप्रसङ्गात्। अन्धकल्पश्च यथोदितलोकव्यतिरिक्तस्तदन्यलोकः, तद्देशनाद्यंशुभ्योऽपि तत्त्वोपलम्भाभावात्, समवसरणेऽपि सर्वेषां प्रबोधाश्रवणात्, इदानीमपि तद्वचनतः प्रबोधादर्शनात्, तदभ्युपगमवतामपि तथाविधलोकदृष्टयनुसारप्राधान्याद् अनपेक्षितगुरुलाघवं तत्त्वोपलम्भशून्यप्रवृत्तिसिद्धेरिति।

**અર્થ :** તથા 'લોગપઈવાણં' પદ. લોકને માટે પ્રદીપરૂપને (નમસ્કાર હો.) અહીં 'લોક' શબ્દથી વિશિષ્ટ જ સંજ્ઞિલોક લેવાય છે, કે જેમને પરમાત્માની દેશના આદિ કિરણો વડે મિથ્યાત્વરૂપી અંધકાર દૂર થઈને યથાયોગ્ય જ્ઞેય પદાર્થ પ્રકાશિત થયા છે, કેમકે જે લોક તો એવા પ્રકારનો નથી તેમની પ્રત્યે વસ્તુગત્યા પ્રદીપરૂપતા, અંધને પ્રદીપના દૃષ્ટાન્તથી નથી બનતી. તે આ રીતે,–અન્ધને દીવો વસ્તુતઃ અપ્રદીપ જ છે, કેમકે તેની પ્રત્યે ( તે દીવો ) પોતાનુ કાર્ય નથી કરતો અને દીપકપણાનુ કાર્ય કરનારમાં જ દીપકરૂપતા ઘટી શકે છે; કારણ કે નહિતર અતિપ્રસંગ આવે. જેવો ( વિશિષ્ટસંજ્ઞી ) લોક કહ્યો તે સિવાયનો તેનાથી ભિન્ન લોક તો અંધતુલ્ય છે; કેમકે ભગવાનની દેશનાના કિરણોથી પણ (તેને) તત્ત્વબોધ નથી થતો. સંભળાય છે કે સમવસરણમાં પણ સર્વને ય બોધ નથી થતો. આજે પણ જિનવચનથી પ્રતિબોધ ન થવાનું દેખાય છે. ભગવાન અમુકના જ નહિ પણ સર્વના પ્રદીપરૂપ હોવાનું માનનારાઓને પણ વ્યવહારનયનું અનસરણ પ્રધાન હોઈને ગૌરવ લાઘવનો વિચાર નહિ રહેવાથી ( ક્યાંક વ્યવહારથી ) તાત્ત્વિક બોધ–શૂન્ય ( અર્થાત્ સ્તુતિપાત્રના સ્વરૂપના જ્ઞાન વિનાની સ્તુતિ ) પ્રવૃત્તિ થવાનો પ્રસંગ આવે છે। ( માટે કહેવાય છે કે જિનવચનના કિરણોથી પણ તેને તત્ત્વબોધ નથી થતો. )

### વિવેચન વિશિષ્ટ સંજ્ઞી લોકને જ પ્રભુ પ્રદીપરૂપ

હવે 'લોગપઈવાણં' પદની વ્યાખ્યા. એનો અર્થ એ, કે લોકને માટે પ્રદીપરૂપ અરહંત પ્રભુને મારો નમસ્કાર હો. અહીં 'લોક' તરીકે વિશિષ્ટ સંજ્ઞી જીવો જ લેવાના છે. 'સંજ્ઞી' એટલે મનની શક્તિસ્વરૂપ સંજ્ઞાવાળા. તે માત્ર પંચેન્દ્રિય જીવો જ હોય. પંચેન્દ્રિયમા પણ અસંજ્ઞી જીવો હોય છે, એ ગર્ભથી કે દેવ–નારકની જેમ ઉપપાત (એકી સાથે અંતર્મુહૂર્તમા–બે ઘડીની અંદરના કાળમા જ જીવનભર રહે તેટલા સંપૂર્ણ શરીરની ઉત્પત્તિ)થી નહિ કિન્તુ સંમૂર્છન શરીરોત્પત્તિથી જન્મવાવાળા

હોય છે, એમનામા મન શક્તિ નથી હોતી. તો એ ય બધા નહિ, કિન્તુ સંજ્ઞી જીવો જ 'લોક' તરીકે અહીં ગ્રાહ્ય છે. તે પણ વિશિષ્ટ જ સંજ્ઞી જીવો લેવાના. 'વિશિષ્ટ' એટલે ભગવાનની સમ્યગ્ ધર્મ-દેશના અને તત્ત્વવાણી રૂપી કિરણો ઝીલીને જેમનો મિથ્યાત્વરૂપી યાને અતત્ત્વરુચિ-તત્ત્વઅરુચિ રૂપી અંધકાર દૂર થઈ ગયો છે, અને તેથી યથાયોગ્ય જ્ઞેય વસ્તુનો જેમનામા પ્રકાશ ઝળહળી ઊઠ્યો છે તે; એ દેશના ચાહ્ય પ્રભુના શ્રીમુખે સાભળીને, અથવા જિનાગમ-જૈન શાસ્ત્રોમાથી ભણીને ઝીલી હોય અર્થાત્ હૃદયે ભાવિત કરી હોય. મનની શક્તિ વિના આ ન બને, તેથી સંજ્ઞી જીવો લીધા. તો જે સંજ્ઞી જીવો મનની અર્હદ્-વાણીના કિરણો ઝીલી મિથ્યાત્વને દૂર કરવાપૂર્વક સમ્યગ્દર્શન પામવા સાથે યથાયોગ્ય અર્થાત્ પોતાની શક્તિ અનુસાર સત્ જ્ઞેય પદાર્થનો પ્રકાશ નિજ હૃદયે ઝગમગતો કરે છે એવા વિશિષ્ટ સંજ્ઞી લોક માટે જ અર્હત્પ્રભુ પ્રદીપરૂપ છે; કેમકે જે એવા નથી તેમના માટે પ્રભુ વસ્તુગત્યા પ્રદીપરૂપ નથી એમના માટે પણ જો એ પ્રદીપરૂપ હોય તો એમને પ્રકાશ થાય ને? પણ ના, એમને પ્રકાશ-નથી થતો. ભગવાનની દેશનાભૂમિ-સમવસરણમા આવે ઘણા સંજ્ઞી જીવો, પરંતુ એમાથી મિથ્યાત્વના નાશપૂર્વક સત્ તત્ત્વનો પ્રકાશ પામનારા કેટલાક જ હોય છે, બધા નહિ.

**આંધળા માટે દીવો એ દીવો નથી**

**પ્ર૦ પરમાત્મા પ્રદીપ એટલે તો બધાને માટે પ્રદીપ, તો આવો સંકોચ કેમ? દીવો શું અમુકને જ દીવો અને બીજા માટે દીવો નથી?**

ઉ૦ એવું નથી. અંધ-પ્રદીપના દૃષ્ટાન્તથી આ સમજાશે કોઈ આંધળાની આગળ દીવો ધર્યો હોય તો શું એ દીવો એના માટે વસ્તુત. દીવારૂપ છે? ના, કેમકે એની પ્રત્યે દીવો પોતાનું પ્રકાશ-દાનનું કાર્ય નથી કરતો, એ તો દીવાની તેને આશ્રીને વાસ્તવિક પ્રદીપરૂપતા ત્યારે ઘટી શકે કે જ્યારે એ એને પ્રકાશદાનનું સ્વકાર્ય કરતો હોય. જો સ્વકાર્ય પ્રકાશદાન કર્યા વિના પણ દીપકરૂપતા હોય તો તો એવો અતિપ્રસંગ ઊભો થાય કે પ્રકાશદાન ન કરનારો એક ઘડો પણ દીપકરૂપ બનવા જાય; અથવા ખુદ દીવો મડદાને માટે પણ દીવારૂપે વર્તે! સારાશ, અંધને માટે દીવો દીવારૂપે નથી. તો પૂર્વે કહેલ વિશિષ્ટ સંજ્ઞીલોક સિવાયનો એથી જુદો મિથ્યાત્વના અંધાપાવાળો સંજ્ઞી લોક અને અસંજ્ઞી લોક એ આધળાના જેવો છે; કેમકે એ બધા લોકને અરહંત પ્રભુની દેશના કે આગમના પ્રકાશકિરણોથી પણ તત્ત્વનો બોધ નથી થતો. સાભળવા મળે છે કે ભગવાનની ખુદ દેશનાભૂમિ-સમવસરણમા પણ ઉપસ્થિત રહેલા બધાયને બોધ નથી થતો કેટલાય એવા સંજ્ઞી માનવો, તિર્યંચો અને દેવો ત્યા હોય છે કે જે માત્ર પ્રભુનું અનુપમ રૂપ, સમવસરણની શોભા, અને પ્રભુની વાણીની ગંધર્વગીત કરતાં કેઈગુણી મધુરતાનો જ આનંદ અનુભવતા બેસી રહે છે, કિન્તુ પોતાના દિલમા તત્ત્વબોધ નથી પ્રગટાવતા ત્યારે આજે પણ શું છે? એજ જિનવાણીના શાસ્ત્રો મોજુદ છે, છતાં કાઇ આજના બધા ય માણસો એમાથી બોધ નથી મેળવતા. અરે! જિનાગમ વાચે યા સાંભળે ખરા, છતા એથી પોતાના દિલમાનો મિથ્યાત્વ-અંધકાર દૂર કરી સમ્યગ્દર્શન અને તત્ત્વપ્રકાશ પામવાનું જેને નથી બનતુ એવા ય આજે કેટલા ય દેખાશે!

**દૂરભવ્ય-દુર્ભવ્ય:**

આનો અર્થ એ થયો કે વિશિષ્ટ સંજ્ઞી લોક તરીકે પ્રકાશ ઝીલનારા ભવ્ય લોકના માટે જ પ્રભુ પ્રદીપરૂપ ગણાય છે. દૂરભવ્ય એટલે કે જે બહુ લાબા કાળે જઇને ભવો પછી બોધ પામવા યોગ્ય થવાના છે, તેમજ દુર્ભવ્ય એટલે કે જે અહીં હમણા નહિ કિન્તુ પછી કેટલીય ભારે મુશ્કેલી બાદ યોગ્ય બની બોધ પામશે, તેના માટે ભગવાન હાલ પ્રદીપરૂપ નથી.

**એકલો વ્યવહાર મુખ્ય કરવામા વસ્તુતત્ત્વ નથી પમાતું'**-- જે લોકો 'ભગવાન અન્ધતુલ્ય લોકને માટે ય પ્રદીપરૂપ છે-' એમ માને છે એ, તો ખરા જ, પણ જે લોકો ભગવાનને સર્વપ્રદીપ અર્થાત્

વિશિષ્ટ લોકને જ નહિ કિન્તુ સર્વને માટે દીપકરૂપ હોવાની માન્યતાવાળા છે, તેમના પણ મતે તત્ત્વપ્રકાશવાળી પ્રવૃત્તિ નથી બનતી,- એટલે કે 'સ્તોતવ્ય (સ્તુતિપાત્ર) શ્રી અરહંત પ્રભુના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનવાળી જ પ્રસ્તુત સ્તુતિ પ્રવૃત્તિ છે,'–એવું સિદ્ધ નથી થતુ, ઉત્પન્ન નથી થઈ શકતુ, કેમકે એવી માન્યતાવાળા તો લોકદષ્ટિ યાને વ્યવહારનયનું અનુસરણ મુખ્ય કરનારા છે. લોક તો, પરમાર્થથી (વસ્તુગત્યા) અસત્ એવી કોઇ કોઈ વસ્તુમા ય જે વ્યવહાર બહુ રૂઢ થઇ ચાલ્યો આવતો હોય, તેનો તેવો વ્યવહાર કરે છે. દા. ત. વસ્તુગત્યા ગોરૂં તો શરીર છે આત્મા નહિ, છતા જેમ 'હુ સુખી છુ, હું જ્ઞાની છું'' એવો આત્માને લઇને વ્યવહાર થાય છે, તેવી રીતે 'હુ ગોરો છું' એવો ય વ્યવહાર લોક કરે છે. અહીં આત્મામા અસત્ એવા ગોરાપણાનો વ્યવહાર આત્મામા કર્યો, કેમકે 'હુ જ્ઞાની, હુ સુખી' એ વ્યવહારમાં 'હુ' શબ્દથી આત્મા જ લેવાયો છે. ત્યારે જો કહો કે–'હુ ગૌર' એમા તો 'હુ' શબ્દથી શરીર લેવાનું છે, તો શરીરમાં જે ખરેખર હુપણું અસત્ છે તેનો વ્યવહાર કર્યો. ગમે તે રીતે ઘટાવો પણ અસત્ વસ્તુનો ય વ્યવહાર બહુ રૂઢ છે એ વાત નક્કી થાય છે એમા પ્રવૃત્ત થનાર લોકની દૃષ્ટિ યાને અભિપ્રાય એ વ્યવહારનય થયો. ભગવાન સર્વપ્રદીપ છે, સર્વને માટે પ્રદીપરૂપ છે, એવુ માનવા જતાં આ વ્યવહારનયને જ અનુસરવાનું મુખ્ય કરાય છે, વસ્તુસ્થિતિને અનુસરવાનું નહિ! મુખ્ય તરીકે વ્યવહારદષ્ટિને સ્વીકારવાનુ બને છે, ત્યાં વસ્તુના સ્વરૂપને પામવાનું નથી બનતુ.

**નિશ્ચયનયથી તત્ત્વ પમાય–લોકવ્યવહારે** તો માન્યુ કે '–દીપક એ દીપક જ છે, કિન્તુ અ–દીપક પણ છે એવુ નહિ. કેમકે અ–દીપક તરીકે તો સાદડી, ભીત વગેરે જ રૂઢ છે. બસ, એ જ રીતે ભગવાન પણ પ્રદીપ છે એટલે સર્વપ્રદીપ છે; પરંતુ નહિ કે કેટલાકોને માટે પ્રદીપ તરીકે કામ ન લાગતા હોઇને અ-પ્રદીપ પણ ખરા.' ત્યારે ઋજુસૂત્રાદિ નિશ્ચયનયના મતે તો જે વસ્તુ જેમાં કામ નથી લાગતી, તે વસ્તુ તેની અપેક્ષાએ તો કાંઇ જ નથી, અ–કિંચિત્ જ છે. આ વસ્તુ વિશેષાવશ્યકભાષ્યના કર્તા શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ મહારાજ.મંગળને ઉદ્દેશીને આ પ્રમાણે કહે છે,

**ઉજ્જુસુયસ્સ સયં સંપયં ચ જં મંગલં તયં એક્કં । નાઈયમણુપ્પન્નં મંગલમિટ્ઠં પરક્કં વા ॥**
**નાઈયમણુપ્પન્નં, પરકીયં વા પયોયણામાવા । દિટ્ઠંતો ખરસિંગં પરધણમહવા જહા વિહલં ॥**

–ઋજુસૂત્રમતે જે મંગળ પોતાનું છે, અને વર્તમાનકાળે છે તે જ એક મંગળ તરીકે ઈષ્ટ છે, પરંતુ અતીત થઇ ગયેલ કે ભવિષ્યમાં થશે તે, કે પારકું હોય તે, મંગળ તરીકે ઇષ્ટ નથી. અતીત કે ભવિષ્યનું અથવા પારકું એ મંગળ તરીકે ન હોવાનુ કારણ એ, કે એનાથી પોતાને હાલ કાંઇ પ્રયોજન સરતું નથી; એ પોતાના માટે નકામું છે. આમા દૃષ્ટાન્ત ગર્દભશ્રૃંગ અથવા પરધનનું મળે છે ગધેડાનું શિંગડું સત્ નથી, ત્યારે પરનુ ધન પોતાના માટે ઉપયોગી છે નહિ. પૈસા કહેવાથી શુ? પોતાના હોય તો કામ લાગે છે. તેમ અતીત કે ભાવી મંગળ એ અત્યારે અસત્ છે, જયારે પરનું મંગળ પોતાનું કામ નથી કરતું; તેથી પોતાની અપેક્ષાએ એ બધા અ-મગળ ઠરે છે, મંગળરૂપ નહિ એમ ભગવાન પણ વિશિષ્ટ સંજ્ઞી સિવાયના લોકને માટે પ્રદીપનું કાર્ય ન કરતા હોવાથી અપ્રદીપરૂપ ઠરે છે; માત્ર વિશિષ્ટ સંજ્ઞી લોકને માટે પ્રદીપરૂપ છે.

**પ્રદીપ–અપ્રદીપમાં અનેકાન્તવાદ.** આ વસ્તુતત્ત્વની દૃષ્ટિ થઇ કે ભગવાન પ્રદીપ પણ ખરા, અને અ–પ્રદીપ પણ ખરા, કિન્તુ એકાતે પ્રદીપ નહિ, એકાતે અ–પ્રદીપ નહિ. આનું જ નામ સ્યાદ્વાદ, અનેકાતવાદનું અનુસરણ. અનેકાંતવાદનો સિદ્ધાન્ત જ પ્રામાણિક છે, એકાતવાદનો નહિ; કેમકે એકાંતવાદ તો વસ્તુના બીજા સ્વરૂપનો અપલાપ કરે છે. ભગવાન પ્રદીપરૂપ શાથી છે? એમનામા પ્રદીપતા છે માટે ને? પ્રદીપતા એટલે? એજ કે પોતાની દેશનાના કિરણોથી જીવોને તત્ત્પ્રકાશ કરવાપણું. તો પછી

અપ્રકાશ કરવાપણું એટલે અપ્રદીપપણું; અને ભગવાન બીજા કેટલાય જીવોની પ્રત્યે પ્રકાશ કરતા ન હોવાથી તેમની અપેક્ષાએ અપ્રદીપપણું પણ એમનામા આવે એ યુક્તિસિદ્ધ છે.

પ્ર૦ વસ્તુમાં ધર્મ હોય, તે તો વસ્તુસ્વરૂપ હોય, સ્વતંત્ર હોય, એમા બહારના પદાર્થની અપેક્ષા શી? અર્થાત્ સાપેક્ષતા શી કે આ ધર્મ આની અપેક્ષાએ અને આ આની અપેક્ષાએ?

ઉ૦ અહીં બે વાત સમજો એટલે સાપેક્ષતા સ્પષ્ટ થશે. એક તો ધર્મનું આશ્રયે રહેવું; અને બીજું, ધર્મનુ તે રૂપે ઉત્પન્ન થઈને ઓળખાવુ. આમા, ધર્મનુ 'રહેવુ' સ્વતંત્ર છે, અર્થાત્ પિતૃત્વ પોતાના આશ્રયના આધારે રહ્યું છે. માટે તો પિતાપણાના ધર્મ અર્થાત્ પુત્ર મરી ગયા પછી પણ બાપ એ મરનારના પિતા તરીકે અને પૌત્રના પિતાના પિતા તરીકે કહેવાય છે, તે ત્યા જો હવે પિતૃત્વ નહિ તો પિતા કહેવાય જ શાના? પરંતુ ઉત્પન્ન થવા અને ઓળખાવા માટે બહારનાની અપેક્ષા જરૂર રાખે છે માટે તો પોતાને પુત્ર થાય પછી જ એની અપેક્ષાએ જ એ પિતા કહેવાય છે, એમનામા પિતૃત્વ ઉત્પન્ન થાય છે, ને કહેવાય છે, પુત્ર સિવાયના બીજાની અપેક્ષાએ નહિ. માટે તો એ જ પિતા પાછો પોતાના પિતાની અપેક્ષાએ પુત્ર કહેવાય છે, પોતાની પત્નીની અપેક્ષાએ પતિ કહેવાય છે, ..એ રીતે પુત્રત્વ, પતિત્વ વગેરે ધર્મ ઉત્પન્ન થાય છે, ને એ રીતે ઓળખાય છે.

**એકાંતવાદમાં 'બ્રહ્મ' કેમ ન બોલાય? સત્-અસત્ શી રીતે?** એમ દ્રવ્યમા દ્રવ્યત્વ ધર્મ રહે છે તે માત્ર પોતાના આશ્રયના આધારે; પરંતુ ઓળખાય છે તે અદ્રવ્ય પર્યાયની અપેક્ષાએ. દ્રવ્ય એ દ્રવ્ય તરીકે તો જ કહેવાય કે જો એનામા આશ્રિત પર્યાય જેવી વસ્તુ છે. મનુષ્ય એ મનુષ્ય તરીકે ઓળખાય છે, તે મનુષ્યેતરની અપેક્ષાએ. આ ઉપરથી દેખાશે કે જેઓ જગત્ મિથ્યા, અને એકલું બ્રહ્મ સત્ કહે છે તે કેમ બની શકે? જો અબ્રહ્મ જેવું કાંઈ મોજૂદ જ નથી તો કોની અપેક્ષાએ એ 'બ્રહ્મ' કહેવાય? માટે અદ્વૈતવાદ પ્રમાણુસિદ્ધ નથી રહેતો.

પ્ર૦—તમે પણ, 'સત્' કહો છો તે કોની અપેક્ષાએ? અસત્‌ની અપેક્ષાએ જ ને? તો શું અસત્ જેવું કાંઈ મોજુદ છે કે એની અપેક્ષાએ સત્ કહો છો?

ઉ૦ સત્ એટલે તો વિદ્યમાન. એ મોજૂદની અપેક્ષાએ નહિ, પણ અવિદ્યમાનની જ અપેક્ષાએ વિદ્યમાન કહેવાય. ત્યારે બ્રહ્મમા એ લાગુ નથી પડતું. કેમકે બ્રહ્મ શબ્દનો અર્થ વિદ્યમાન નથી તેમ બ્રહ્મ એ ચૈતન્યરૂપ પણ કેમ કહેવાય? કયા અચૈતન્યની અપેક્ષાએ? બીજી વાત, જગતમા સત્ એટલે કોઈ એક વ્યક્તિ નથી; પણ જીવ સત્ છે, ઘડો સત્ છે,. .વગેરે અનેક સત્ છે. હવે દા ત. ઘડો સત્ છે તે સ્વદ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવની અપેક્ષાએ. પોતાનું ઉપાદાન દ્રવ્ય માટી, સ્વક્ષેત્ર પોતાનો આધાર, સ્વકાળ પોતાનો વિદ્યમાન કાળ, અને સ્વભાવ પોતાના ગુણપર્યાયો, એની અપેક્ષાએ ઘડો સત્ છે, પરંતુ પરદ્રવ્ય તંતુ વગેરેની અપેક્ષાએ નહિ. પરદ્રવ્યાદિની અપેક્ષાએ તો તે અસત્ કહેવાય આમ વસ્તુ સત્-અસત્ ઉભય સ્વરૂપ છે, એનામા સત્ત્વ, અસત્ત્વ બને છે માત્ર તે નિરનિરાળા નહિ, પણ સંમિલિત થઈને રહે છે, એટલે કે સત્ત્વાસત્ત્વ તરીકે રહે છે, અર્થાત્ વસ્તુ સદસત્ છે, તેથી એકેક ધર્મ હોવા સામે જે દોષ ઊભા થાય છે તે એને લાગુ પડતા નથી, ને ગુણ અખંડિત રહે છે. દા.ત. સુંઠગોળની ગોળીમા

**ગુરુલાઘવ બે રીતે. એની અપેક્ષા-અનપેક્ષા:** આમ જયારે પ્રભુ કોઈની પ્રત્યે વસ્તુત અપ્રદીપ પણ છે, ત્યારે એમને સર્વપ્રદીપ કહેવા, એ તો અસત્ રૂઢ વ્યવહારને મુખ્યપણે વળગી રહેવાનુ થાય છે, પછી એમા તો ગણધરોએ કરેલ સ્તુતિ, ગુરુલાઘવનો વિચાર કર્યા વિના સ્તોતવ્ય પ્રભુના સ્વરૂપથી અજાણ રહીને કરી,-એમ ઠરે છે. એમને વિચાર કેમ ન રહે? ગુરુલાઘવ એટલે? ▲

(૧) ગુરુ એટલે વસ્તુસ્વરૂપગ્રાહી નિશ્ચયનય અને લઘુ એટલે વસ્તુતઃ અસત્ છતાં લોકાભિપ્રાયને

માન્ય વ્યવહાર કરનાર વ્યવહારનય; એ બેની ખાસિયતો એ ગુરુલાઘવ. એમાથી કોને મુખ્ય કરવી કે જેથી એની પાછળ વસ્તુને અન્યાય ન થાય, બે નયોમા કોણ કયા ઊંચા સ્થાને છે, કોણ નીચા સ્થાને છે, અર્થાત્ ગુરુ છે, લઘુ છે, એનો વિવેક કરવો એનું નામ ગુરુલાઘવની અપેક્ષા એ અપેક્ષા ન રાખવી એ ગુરુલાઘવની અનપેક્ષા, બેપરવાઈ; દરકાર નહિ. હવે જો અહીં સમસ્ત લોકને માટે પ્રભુ પ્રદીપરૂપ કહેવા 'લોગપઈવાણં' પદથી સ્તુતિ કરી હોય તો તો એ આ ગુરુલાઘવની દરકાર રાખ્યા વિના કરી ગણાય; અનપેક્ષિત ગુરુલાઘવભાવે તત્ત્વોપલભશૂન્ય પ્રવૃત્તિ કરી કહેવાય **તત્ત્વોપલભ એટલે** કે સ્તુતિપાત્ર અરહંત પ્રભુમા રહેલા વિશિષ્ટ સંજ્ઞી લોકને માટેની જ પ્રદીપરૂપતાના ખરેખરા સ્વરૂપનું જ્ઞાન; એ પૂર્વકની સ્તુતિ–પ્રવૃત્તિ કરી એમ સિદ્ધ નહિ થાય; સ્તુતિકારે તેવા જ્ઞાન વિના જ એ પ્રવૃત્તિ કરી એવુ પ્રાપ્ત થશે ! સ્તુતિકાર ઉપર આવી અજ્ઞાનતાના આક્ષેપની આ આપત્તિ 'સર્વપ્રદીપ' અર્થ કરનારને આવશે ◆ (૨) **ગુરુલાઘવનો બીજો અર્થ** ગુણદોષની અપેક્ષાએ ગુરુલઘુતા, અર્થાત્ બહુ ગુણ અને અલ્પ દોષ. કેટલીક વાર અપવાદરૂપે એવી પ્રવૃત્તિ કરવી પડે કે જે આમ ચાલુ નિયમથી વિરુદ્ધ હોય, છતા એમા સંયોગ–સમય જોતા વધારે ગુણ અને અલ્પ દોષ હોય, લાભ ઘણો અને નુકસાન થોડું હોય તો એ પ્રવૃત્તિ કરવી પડે દા. ત. અહિંસાનો હિમાયતી ગૃહસ્થ જગદ્દયાળુ શ્રી જિનેન્દ્રદેવની પૂજાભક્તિ કરવા જાય તો એમા પુષ્પ–અભિષેકાદિ પૂજાની પ્રવૃત્તિ કરતા હિંસાનો દોષ થોડો છે, અને વીતરાગની ભક્તિના શુભ અધ્યવસાયની વૃદ્ધિનો લાભ ઘણો છે, માટે જો એને હિંસા–અહિંસાના તત્ત્વના ઉપલંભ (જ્ઞાન)થી શૂન્ય પ્રવૃત્તિ કહેવાનું સાહસ કરો, તો પણ તે **ગુરુલાઘવની અપેક્ષાવાળી** પ્રવૃત્તિ થઈ કહેવાય. ઉલ્ટુ જો એમ પૂજા ન કરે તો લાભ થોડો અને નુકસાન વધારે થાય. લાભમા આટલી હિંસાથી અહીં બચ્યો એ (જો કે એના ઘરસંસાર ચલાવવામા તો અપાર હિંસા અને ભોગ–પરિગ્રહાદિ પાપો કરી જ રહ્યો છે, ત્યા ભક્તિના કાળ પૂરતો ય એ હિંસાદિ પાપોથી બચવાનો હતો તે બચી શકતો નથી ! છતા માનો પૂજાની પ્રવૃત્તિમા થતી હિંસાથી બચ્યો; પરંતુ) નુકસાન ઘણા. પૂજા ટાળવાથી **વીતરાગની નજીક આવવાનું, દ્રવ્યની મૂર્છા ઉતારવાનું, અહંત્વ ઓછું કરવાનું, શુભ ભાવોલ્લાસ વધારવાનું,** વગેરે વગેરે કેટલુ ય ગુમાવશે એ નુકસાન મોટા, દોષ મોટો ! માટે ગૃહસ્થે ગુરુલાઘવની અપેક્ષાએ તેવી પૂજાદિ પ્રવૃત્તિ કરવી જ જોઈએ. પરંતુ અહી ગણધર ભગવાનો જે સ્તુતિ–પ્રવૃત્તિ કરે છે, એમા આ ન્યાય,–કે ગુરુલાઘવની અપેક્ષાએ તત્ત્વબોધ વિનાની ય પ્રવૃત્તિ કરવી પડે એ, લાગુ નથી પડતો કેમકે પરમાત્માને સર્વ–પ્રદીપ તરીકે સ્તવવામા કોઈ એવો મોટો લાભ નથી કે અલ્પ નુકસાન વહોરીને ય ગુરુલાઘવ ખાતર આવી સર્વ–પ્રદીપ તરીકેની સ્તુતિ કરવી પડી મનાય. એવુ નથી કે પરમાત્માને સર્વપ્રદીપ કહેવામા એમનો જશ કે પ્રભાવ વધારે ગાયો ગણાય, કેમકે અહીં આગળ બતાવવાના છે કે પ્રભુ અચિંત્ય શક્તિવાળા હોવા છતા સામા વિષયની યોગ્યતા ને એનો સ્વભાવ ઉલ્લંઘીને કાર્ય ન કરે એમા જ એમની ખરી શોભા છે, જશ છે એટલે સર્વપ્રદીપ તરીકેની સ્તુતિની પ્રવૃત્તિ તો ગુરુલાઘવના કારણ વિનાની યાને અપેક્ષા વિનાની ઠરે ! એવી નિરપેક્ષ તત્ત્વોપલભ વિનાની અર્થાત્ સ્તોતવ્ય શ્રી અહંત્પ્રભુના વાસ્તવ સ્વરૂપને સમજ્યા વિનાની સ્તુતિ–પ્રવૃત્તિને વ્યાજબી નહિ ઠરાવી શકાય.

સારાશ કે ભગવાન વિશિષ્ટ સંજ્ઞી લોકની પ્રત્યે પ્રદીપરૂપ છે.

(લ૦ ) तदेवंभूतं लोकं प्रति भगवन्तोऽपि अप्रदीपा एव, तत्कार्याकरणादित्युक्तमेतत्। नचैवमपि भगवतां भगवत्त्वायोगः, वस्तुस्वभावविषयत्वादस्य; तदन्यथाकरणे तत्तत्त्वायोगात्। स्वो भावः स्वभावः आत्मीया सत्ता; स चान्यथा चेति व्याहतमेतत्। किञ्च, एवमचेतनानामपि

चेतनाऽकरणे समानमेतद् इत्येवमेव भगवत्त्वायोगः; इतरेतरकरणेऽपि स्वात्मन्यपि तदन्यविधानात्। यत्किञ्चिदेतद्, इति यथोदितलोकापेक्षयैव लोकप्रदीपाः ॥१३॥

**અર્થ :** તેથી એવા પ્રકારના લોકની પ્રત્યે ભગવાન પણ અપ્રદીપ જ છે; કેમકે પ્રદીપનુ કાર્ય નથી કરતા, એ કહી દીધું છે. એમ અ-પ્રદીપ હોવા છતા ભગવાનમાં સમર્થ પ્રભાવશાલિતાનો વાધો નથી આવતો, કેમકે સમર્થ પ્રભાવશાલિતા તો એ વસ્તુના સ્વભાવને વિષય કરે છે એનું કારણ એ છે કે (ભગવાન) જો (જીવાદિતત્ત્વ) વસ્તુના સ્વભાવને ફેરવી નાખતા હોય તો એ (માનેલો) વસ્તુસ્વભાવ એ સ્વભાવ તરીકે હોવાનું ન ઘટી શકે. સ્વભાવ એટલે તો સ્વ સ્વરૂપ, એ ય છે, અને ઉલટ પણ છે, એ તો ('મારી મા વંધ્યા'ની માફક) વિરુદ્ધ છે. વળી, એમ જો(અસામર્થ્ય ગણાતું) હોય તો તો અચેતન દ્રવ્યોને પણ ચેતન નહિ કરી શકવાથી એ જ રીતે (અપ્રદીપ હોવામાં અસામર્થ્યની જેમ) અ સામર્થ્યનો દોષ ઊભો થશે. (અને જો કહો કે ચેતન-અચેતનને) પરસ્પર પલટી નાખવાનુ પણ કરી શકે છે, તો પોતાની જાતમા પણ તેથી વિપરીત (મહામિથ્યાદૃષ્ટિપણુ વગેરે) કરી દેશે! (કિન્તુ આવું કાંઈ કરી શકતા નથી, કરતા નથી; તેથી) અસામર્થ્ય-અભગવાનપણાનો દોષ આપવો એ અયુક્ત છે. એટલા માટે કહ્યા મુજબ (વિશિષ્ટ સંજ્ઞી લોકની અપેક્ષાએ) જ લોક-પ્રદીપ છે. ॥૧૩॥

**વિવેચન : અપ્રદીપ હોવામાં અસમર્થ ઠરતા નથી-**

તો, જે અંધતુલ્ય અસંજ્ઞી કે અયોગ્ય સંજ્ઞી લોક છે, એની પ્રત્યે અરહત ભગવાન પણ પ્રદીપરૂપ નથી, અપ્રદીપ છે, કેમકે પ્રદીપનું કાર્ય જે એમનામા પ્રકાશ કરવાનું, તે નથી કરતા એ વાત કહી દીધી છે દીવાનું કાર્ય ન બજાવે તો દીપક શી રીતે કહેવાય? અ-દીપક જ કહેવાય.

પ્ર૦ વિશિષ્ટ સંજ્ઞી લોકમા તો પ્રકાશ કરી શકે છે. માટે એમને સારૂ પ્રદીપ કહો છો, હવે ભલે અસંજ્ઞી આદિની અપેક્ષાએ પણુ જો અપ્રદીપ કહેશો તો એનો તો અર્થ એ થયો કે ભલે તેવા જીવોના હિસાબે પણ ભગવાનમા પ્રકાશદાનના અસામર્થ્યનો અર્થાત્ અ-ભગવત્તાનો દોષ આવશે!

ઉ ના, નહિ આવે; કેમકે સામર્થ્ય એ તો વસ્તુના સ્વભાવને વિષય કરનારૂ છે. અર્થાત્ સામર્થ્ય કાંઈ વસ્તુના સ્વભાવને ફેરવી નાખનારૂં ન હોય. જો ભગવાન વડે સ્વસામર્થ્યથી જીવાદિ વસ્તુનો સ્વભાવ જ ફેરવી નખાતો હોય, તો તો એ જીવાદિ વસ્તુ-સ્વભાવ 'સ્વભાવ' જ શી રીતે કહી શકાય? 'સ્વભાવ'નો અર્થ જ એ છે કે સ્વભવન સ્વ-સ્વરૂપ; પોતાની સત્તા. એ પણુ જો ફરીને વિપરીત થઇ જાય, તો તો એવુ થયું કે એ સ્વરૂપ પણુ છે અને વિપરીત સ્વરૂપ પણ છે દા ત. કોઈ બોલે કે-'હું મૂગો છું, મારી માતા વંધ્યા છે,' એનો અર્થ એ થયો કે એનામા બોલવાપણુ છે, અને મૂંગાપણું ય છે, એની 'માતા' એટલે પુત્રવતી ય છે, અને વંધ્યા અર્થાત્ પુત્ર વિનાની પણુ છે. આ વ્યાહત છે, પરસ્પર વિરુદ્ધ છે. બોલી શકે છે તો મૂગો શાનો? ને મૂગો છે તો બોલનારો શી રીતે? માતા એટલે કે પુત્રવતી છે, તો વંધ્યા શાની? ને જો વંધ્યા છે તો પુત્રવતી માતા શાની? એમ અસંજ્ઞી વગેરે જીવો જો પ્રકાશ પામવાને અયોગ્ય સ્વભાવવાળા છે, તો ભગવાનરૂપી પ્રદીપના વિષય શાના? ને જો પ્રદીપ-વિષય છે તો પ્રકાશને અયોગ્ય શાના? વસ્તુમા પરસ્પર વિરુદ્ધ બે સ્વરૂપ ન હોઇ શકે, અર્થાત્ એવા વિરુદ્ધ સ્વરૂપોવાળી વસ્તુ જ અસત્ છે. ભગવાનને સર્વપ્રદીપ કહેવામા તો એ જ અર્થ થાય કે સર્વની અંતર્ગત અસંજ્ઞી વગેરે જીવોની પ્રત્યે પણુ એ પ્રદીપ, એટલે

અર્હત્-પ્રદીપના વિષય એ અસંજ્ઞી આદિ પણ ખરા. આ વદતો-વ્યાઘાત છે. એમ માનવા જતા તો ભગવાન જેવી વસ્તુ જ નહિ રહે; પછી અભગવત્તાની આપત્તિ જ શી?

**અચેતનને પણ ચેતન કેમ ન કરે? :**

વળી તમારે તો કોઈપણ વિષય એટલે કે અવિષયની પ્રત્યે પણ અસમર્થ હોય તો અ-ભગવત્તાનો દોષ આપવો છે; તેથી 'લોકપ્રદીપ=સર્વપ્રદીપ' ન્યાયથી તો ભગવાન એટલે સર્વ સામર્થ્યવાળા માનવા રહેશે. હવે પૂર્વોક્ત અસંજ્ઞી આદિ લોકની પ્રત્યે પ્રદીપરૂપ ન બનવાની તો શી વાત, કિન્તુ ધર્માસ્તિકાયાદિ જડ દ્રવ્યોને પણ જો ચૈતન્યવાળા ન કરે તો તો પહેલાની જેમ અહીં પણ અ-ભગવત્તાની સમાન આપત્તિ ઊભી થશે! કેમકે જેમ પ્રદીપ એટલે બસ પ્રદીપ; એમ સમર્થ એટલે બસ સમર્થ. તેથી અચેતનને પણ ચેતન કરે! ને જો નથી કરતા, તો સમર્થ નથી, સામર્થ્યવાન યાને ભગવાન નથી,-એ આપત્તિ આવે. ત્યારે એમ નહિ કહેતા કે-'હા, અમે એ સામર્થ્ય પણ માનીએ છીએ,' કેમકે તો તો ભગવાન જો જીવને જડ, અને જડને જીવ વગેરે 'અન્યથાકર્તું સમર્થઃ' વિપરીત બનાવી દેવા સમર્થ છે, તો પછી પોતાના આત્મામા પણ વિપરીત મહામિથ્યા દૃષ્ટિ વગેરે ઊભી કરી દેશે! તો શું પોતાને એવા કરી શકે છે? ના, એવી કોઈ જ વસ્તુ બનતી નથી. તો આટલા માત્રથી અ-ભગવાન નથી બની જતા માટે 'લોકપ્રદીપ' પદથી સર્વ લોક પ્રત્યે પ્રદીપ ન માનવામા અ-ભગવત્તાનો દોષ આપવો એ વાહિયાત છે.

પરમાત્માની આ ખોટી પ્રશંસા છે કે-'એ **कर्तुमकर्तुमन्यथाकर्तुं समर्थः** અર્થાત્ ગમે તે સર્જન કરવા માટે, અટકાવવા માટે અને ફેરવવા માટે શક્તિમાન છે. '**भगवान सब कुछ कर सकते है।**..'વગેરે. કેમકે જો એ કોઇનું કાઇ કરી શકતા હોય તો શું જડને ચેતન અને ચેતનને જડ કરી શકે? પોતાને પરમાત્મામાથી અપરમાત્મા કરી શકે? સર્વ પ્રલય કરે તો શુ શુદ્ધ બ્રહ્મનો નાશ કરી શકે? વળી ગમે તે કરવા સમર્થ હોય તો તો બધા જીવોને આ દુઃખમય સંસારમાથી કેમ મુક્ત ન કરી દે? સર્વ જીવોનાં દુઃખનો અને પાપ તથા પાપબુદ્ધિનો નાશ શા માટે ન કરી દે? ખરી વાત એ છે કે જેટલું કાર્ય થાય એટલી જ વસ્તુસ્થિતિ માનવી જોઈએ, તો જ તત્ત્વવ્યવસ્થા ટકે પાણી તરસ છિપાવનારૂં ખરૂં, પણ દાહજ્વરીનું નહિ, નિરોગીનું. એમ અરિહંત પરમાત્મા પ્રદીપ ખરા, પરંતુ પૂર્વે કહ્યા મુજબ વિશિષ્ટ સંજ્ઞી જીવોના, પણ નહિ કે સર્વ જીવોના.

**સાર લેવાનો:** આ તો ખંડન-મંડનની વાત થઇ પરંતુ આમાથી આપણે, જો એવા વિશિષ્ટ સંજ્ઞી છીએ તો, એ સાર લેવાનો છે કે આપણે દેખતા હોઈએ છતા અંધારે ખાડા-ખચ્ચા, કાંટા-ઠુંઠા વગેરેમા કુટાઈ મરતા હોઈએ કે કૂવાઓમા પતનનો ભય હોય ત્યા દીવો મળતા જે ખરૂ દેખવાનુ થાય છે, બચાવ મળે છે અને પરમ આહ્લાદ સાથે દીવાનો ગજબ ઉપકાર મનાય છે, એવો કુગતિ અને અશુભ ભાવોથી બચી શુભ ભાવ અને સુદેવત્વાદિ સુગતિ પામવામા અર્હત્પરમાત્માનો પરમ આહ્લાદ સાથે ઉપકાર માનવાનો છે. એમ થવુ જોઈએ કે ગમે તેવો હું દેખતો અને પુરુષાર્થી, છતા પ્રભાવ તો એ લોકપ્રદીપ નાથનો! એમની જ પરમ કૃપા, પરમ પ્રભાવ, કે હું પ્રકાશ પામીને આટલો ઊંચો આવ્યો. નહિતર મારૂ શુ ગજું?

**પ્ર૦— ભગવાનનો પ્રભાવ હોય તો સમવસરણમાં બધાને કેમ બુઝવતા નથી?**

ઉ૦ પ્રભાવ, શક્તિ, એ જુદી વસ્તુ છે અને ફળ બેસવુ એ જુદી વસ્તુ છે. ફળ બેસવામા સામાની પાત્રતા હોવી જોઇએ. ઘડો બનાવવાની તાકાત છતા કુંભાર માટીનો જ ઘડો કરી શકે છે, રેતીનો નહિ. તો ય એ ઘડો કરવાની તાકાત વિનાનો નથી ગણાતો. વલોણું કરી માખણ કાઢવાની

તાકાતવાળો પણ માણસ પાણીમાથી માખણ ન કાઢી શકે. પણ એટલા માત્રથી એનામા માખણ નિકાલવાની શક્તિ નથી એમ નહિ કહેવાય. એટલે છાશમાથી એ માખણ કાઢે તેમાં ય એની વિશેષતા છે. એ કાઢનાર ન હોત તો માખણ નીકળત જ નહિ. એમ સમવસરણમાં શું કે બીજે શું, અર્હત્ પ્રભુના પ્રકાશ વિના યોગ્ય જીવો ય દેખવાનું કરી શકે નહિ.

**બે તારવણી, આપણો ઢાળ, પ્રભુનો પ્રસાદ:** - એટલે આમા બે વસ્તુ તારવવાની. **(૧) પ્રભુના પ્રકાશને ઝીલવા માટે યોગ્ય બનવું, એ તરફ ઢળવું, એ ય જરૂરી છે, ને (૨) હૃદયમાં જે તત્ત્વપ્રકાશ થાય છે, તેમાં પ્રભુના અનુગ્રહને જ અસાધારણ કારણ માનવું.** ▲ (૧) જો પ્રકાશ તરફ ઢાળ ન રાખીએ; પરાઙ્મુખ રહીએ તો ગમે તેવો સુંદર પ્રકાશ પણ આપણાથી ન ઝીલાય. પાણી તો ઉપરથી પડે, પણ ઢાળવાળી જગા તેને ઝીલી લે છે. એમ પ્રભુ પણ ઢાળવાળામા પ્રકાશ ઉતારે છે. માટે જ એમને એવાની પ્રત્યે જ અહી પ્રદીપસમા કહ્યા, તો આપણે યોગ્યતા પ્રગટાવવા-વિકસાવવાની છે. ▲ (૨) બીજી વાત એ કે શાબાશીનો જશ આપણી યોગ્યતા યા પુરુષાર્થને નહિ, કિન્તુ લોકપ્રદીપ પ્રભુને આપવાનો છે. સચોટ માનવાનુ છે કે પ્રભુએ જ આપણા મિથ્યાત્વ અને અસદ્ભાવનાઓ રૂપી અંધકારને ટાળી સમ્યગ્દર્શન-સમ્યગ્ભાવનાઓના દિવ્ય પ્રકાશ આપવાનો અનહદ ઉપકાર કર્યો! હૈયુ ગદ્ગદ થાય, 'નાથ! તારી કૃપા વિના આ ક્યાથી મળે?' પ્રભુનો અસાધારણ ઉપકાર માનવા પાછળ એમની પ્રત્યે કૃતજ્ઞતા બજાવવા કેઈ તન-મન-ધનના ભોગ આપીને એમની વિવિધ સેવા થાય.

પ્ર૦ સમ્યગ્દર્શન પ્રગટ્યુ તે તો મિથ્યાત્વ કર્મ વગેરેના ક્ષયોપશમાદિથી થયુ, અને એ તો જીવના અતુલ શુભ વીર્યોલ્લાસે બન્યુ, એમા વીતરાગ પ્રભુ અસાધારણ કારણ શી રીતે? એ કરી દેતા હોત તો તો બધાને ય કરી દેત ને?

ઉ૦ અલબત જીવની યોગ્યતા કારણ છે એ પહેલા કહ્યુ જ છે, છતા યોગ્યતા ફલવતી બનવામાં આલંબન એ મોટું કારણ છે. યોગ્ય જીવ પણ પ્રભુના ઉપદેશનું આલંબન પામે છે ત્યારે ક્ષયોપશમાદિ કરી શકે છે; સમ્યગ્જ્ઞાન અર્હત્-પ્રવચનમાથી મળવા ઉપર જ વિકાસ સાધી શકે છે; એટલે એ અસાધારણ કારણ છે વળી લાયક આત્મા તો પોતાની પ્રત્યે થયેલ પરના ઉપકારને જ મુખ્ય કારણ માને છે જેને આ ખ્યાલ નથી તેને હૈયે તેવી કુણાશ નથી આવતી, અર્થાત્ કૃતજ્ઞતા અદા કરવા પાછળ પરમાત્માને ચરણે જાતે સમર્પિત થઇ જવાની અને સર્વસ્વ ન્યોચ્છાવર કરી દેવાની હૈયે ગદ્ગદતા નથી ઊભી થતી; તેમજ પરમ કૃપાકારી પ્રભુની ઉપાસનાના પ્રીતિ-ભક્તિ-અનુષ્ઠાન એ નથી કરી શકતો. કારણ એ છે કે એના ચોક્કસ લક્ષણ છે.

**પ્રીતિ-ભક્તિ આદિ ચાર પ્રકારનાં અનુષ્ઠાન:**

શ્રી લલિતવિસ્તરાકાર પોતે જ પોતાના શ્રી 'ષોડશક' નામના શાસ્ત્રના ૧૦મા પ્રકરણમા આ પ્રમાણે પ્રીતિ-ભક્તિ-વચન-અસંગ નામના ચાર અનુષ્ઠાનના લક્ષણ બતાવે છે.

**यत्रादरोऽस्ति परमः प्रीतिश्च हितोदया भवति कर्तुः । शेषत्यागेन करोति यच्च तत्प्रीत्यनुष्ठानम् ॥**
**गौरवविशेषयोगाद्बुद्धिमतो यद्विशुद्धतरयोगम् । क्रिययेतरतुल्यमपि ज्ञेयं तद्भक्त्यनुष्ठानम् ॥**
**वचनात्मिका प्रवृत्तिः सर्वत्रौचित्ययोगतो या तु । वचनानुष्ठानमिदं चारित्रवतो नियोगेन ॥**
**यत्त्वभ्यासातिशयात्सात्मीभूतमिव चेष्ट्यते सद्भिः । तदसङ्गानुष्ठानं भवति त्वेतत्तदावेधात् ॥**

અર્થાત્, ◆ (૧) **પ્રીતિ-અનુષ્ઠાન** જે અનુષ્ઠાન (ક્રિયા)મા, ૧. આદર એટલે કે અતિશય પ્રયત્ન હોય અને ૨. પ્રીતિ, અભિરુચિ હોય, તેમજ તે ક્રિયા વખતે ૩. બીજાં પ્રયોજનોનો ત્યાગ

રાખે એટલી બધી તે ક્રિયામા, ૪. એકનિષ્ઠતા હોય, તે 'પ્રીતિ–અનુષ્ઠાન' કહેવાય છે. એથી ક્રિયાકારકનો કલ્યાણકારી ઉદય થાય છે.

▲ (૨) ભક્તિ–અનુષ્ઠાનઃ જે અનુષ્ઠાનમાં ૧. પૂજ્યભાવનો અધિક સંબંધ થયો હોય, જે અનુષ્ઠાન કરનાર ૨. વિશેષ સમજ ધરાવતો હોય, અને ક્રિયારૂપે તો પ્રીતિ–અનુષ્ઠાનને સમાન હોવા છતાં એના કરતા ૩. જે અધિક વિશિષ્ટ વિશેષતાવાળી પ્રવૃત્તિવાળું હોય, તેને 'ભક્તિઅનુષ્ઠાન' જાણવું.

▲ (૩) વચનાનુષ્ઠાન ૧ જિનાગમકથિત આદેશને જરાય ન ભૂલવાપૂર્વક જે ક્રિયા થતી હોય, તેમજ જયાં ૨. સમસ્ત ક્ષમાદિ યતિધર્મ અને પડિલેહણ (સૂક્ષ્મ પણ જીવની હિંસા ન થાય એની કાળજીવાળું વસ્ત્ર–પાત્ર–ભૂમિ વગેરેનું નિરીક્ષણ–પ્રમાર્જન) વગેરે ધર્મયોગોમા ૩. દેશ કાળ પુરુષ વ્યવહારાદિનું ઔચિત્ય અર્થાત્ એને અનુકૂળભાવ જળવાતો હોય, એ ક્રિયા 'વચનાનુષ્ઠાન' છે એ નિશ્ચયનયની દૃષ્ટિએ ચારિત્રવાન સાધુને જ હોય છે; કેમકે એમનું ગુણસ્થાનક છઠ્ઠું સર્વવિરતિનું હોવાથી ત્યા લોકસંજ્ઞાનુ બંધન નથી હોતું, અને એ જ સંસારરૂપી કિલ્લાને ઓળંઘી જાય છે, ત્યારે વ્યવહારનયની દૃષ્ટિએ મુનિ નહિ એવા બીજા પણ જિનાજ્ઞા પ્રધાન કરીને પ્રવર્તમાન માર્ગાનુસારી જીવને એ વચનાનુષ્ઠાન અંશે હોય છે.

▲ (૪) અસંગાનુષ્ઠાન જે અનુષ્ઠાન, એના વારંવારના આસેવનથી ઊભા થયેલ વિશિષ્ટ [1]સંસ્કારના બળે, જેમ ચંદનમા સુવાસ, તેમ જીવની સાથે [2]આત્મસાત્ થઈ ગયું હોય એ રીતે [3]જિન-કલ્પિકાદિ સત્પુરુષો વડે સેવવામા આવે છે, તેને 'અસંગાનુષ્ઠાન' કહે છે. એ જિનાગમના મૌલિક સંસ્કારમાથી જન્મે છે

વચનાનુષ્ઠાન અને આમાં ફરક એ છે કે જેવી રીતે ચાકડો પહેલાં કુંભારના દંડા પરના પ્રયત્નથી ચાલે છે, અને દંડો લઇ લીધા પછી એના સંસ્કાર ઊભા હોવાથી એમને એમ જાણે સહજભાવે ચાલે છે, તેવી રીતે પહેલા જિનાગમના આદેશોના પૂરાં સ્મરણ, પૂરા લક્ષ અને પાલન સાથે વચનાનુષ્ઠાન પ્રવર્તે છે, અને પછી એ આગમાદેશો અને બહુસંખ્યક વચનાનુષ્ઠાનોના સંસ્કારબળે આગમનિરપેક્ષ અર્થાત્ આગમાદેશોનું સ્મરણ થયા વિના જ સહજભાવે અસઙ્ગાનુષ્ઠાન પ્રવર્તે છે. અસઙ્ગ એટલે સઙ્ગ નહિ, નહિ શાસ્ત્રનો, કે નહિ મોક્ષની તાલાવેલીનો. સુખ–દુઃખ અને સંસાર–મોક્ષ પ્રત્યે એ અસઙ્ગ સમભાવ યાને નિસ્પૃહભાવ રખાવે છે. ક્રિયા થાય છે તે પણ ઇચ્છા કર્યા વિના, સૂર્યના પ્રકાશદાનની જેમ સહજભાવે થાય છે. ક્રિયા થઈ જાય ખરી, પણ ક્રિયાનો રાગ નહિ.

**પ્રીતિ–ભક્તિ અનુષ્ઠાન માટે દૃષ્ટાન્ત** છે પત્નીના કર્તવ્ય અને માતાના કર્તવ્ય બજાવાય છે તેનું. ગૃહસ્થ માણસને પત્ની અત્યન્ત વલ્લભ હોય છે, તેમ માતા પણ હિતકારિણી હોવાથી અત્યન્ત પ્રિય વહાલી હોય છે. બનેને ભોજન, વસ્ત્ર, ઔષધ વગેરે કરાવવાના કાર્ય સમાન હોય છે છતા પત્નીના કાર્ય પ્રીતિથી થાય છે, અને માતાના કાર્ય ભક્તિથી થાય છે; આમ કાર્ય કરતી વખતે દિલના અમુક ભાવમા ફરક પડે છે. બન્નેનું કાર્ય કરતી વખતે બીજાં કાર્યના ત્યાગ રખાવે એવી દિલની એકનિષ્ઠા સમાન; છતા માતાના કાર્યમા પ્રેમ ઉપરાત વિશેષ સમજ સાથે એની પ્રત્યે ગૌરવ, પૂજ્યભાવ અને એ ઉપકારક તરીકે ભારે કૃતજ્ઞભાવ હૈયે ઝળહળતો હોય છે માનવતા અહીં જીવત રહે છે. આજની જડવાદી કેળવણી આ કશુ શિખવતુ નથી, એટલે માતા પ્રત્યેના આવા પ્રશસ્ય ભાવ અને એ ભાવભર્યાં કાર્યો બજાવવાનું પ્રજાના મોટા ભાગમાથી ભુલાતુ જાય છે! ઉલટું વિપરીત મલિન ભાવના નાટક જોવા મળે છે! અહો! પવિત્ર આર્યસંસ્કૃતિના મૌલિક ગુણના કેવા લોપ! પછી એના પર નૈતિક ધોરણના ભારે હ્રાસ દેખાય એમા શી નવાઈ?

પ્રભુ અને પ્રભુએ આદિશેલ અનુષ્ઠાનો પ્રત્યે આ પ્રીતિ અને ભક્તિ બંનેના ભાવ એટલે કે હૈયે પ્રીતિ, વિશેષ સમજ, પૂજ્યભાવનું ગૌરવ, અતિશય પ્રયત્ન અને એકનિષ્ઠતા ઝગમગતા રાખવાના છે. હજી ય શ્રદ્ધાનો ખપ કરાય છે, પણ ત્યા મંદ પ્રયત્નવાળી ક્રિયા થાય છે અને બીજી ક્રિયા અગર એના ચિંતનનો શંભુમેળો કરાય છે; ત્યારે દિલમા પ્રીતિ-ભક્તિના ભાવ જીવતા-જાગતા રાખવાનું ને ઉછળતા કરવાનુ વિસરી જવાય છે વીતરાગ બનવુ છે તો પરમાત્માનો અનંત ઉપકાર, એમના અનંત ગુણો, અને એમનો અચિંત્ય પ્રભાવ પળ પણ વિસર્યા વિના,-એટલે ? દરેક શુભપ્રાપ્તિમાં એ યાદ કરી કરીને, અને અશુભ પ્રાપ્તિમા ય 'પૂર્વે એને આપણે ન ઝીલ્યાનું આ પરિણામ છે,' એ ધ્યાન પર લાવી લાવીને, હવે હૃદયે પ્રીતિ-ભક્તિના મોજાં ઉછાળવાના. કૃતજ્ઞતા એ પાયાનો ગુણ છે; એ હૈયે વિલસતી રહે એટલે આ શકય છે. સાથે એમ થાય કે-' વીતરાગ બનવા માટે સતીના સુશીલ અને પ્રેમાળ પતિ પ્રત્યેના પ્રેમની જેમ વીતરાગ પ્રત્યે અથાગ રાગ પહેલા કરું તો જ દુન્યવી રાગ છૂટશે, તો જ વીતરાગની આજ્ઞાને જીવનના પ્રાણ બનાવવાનું સત્ત્વ વિકસશે, અને ખીલેલું સત્ત્વ ક્રોધાદિ આંતર શત્રુનો નાશ કરશે !' બસ, ડગલે ને પગલે આવા સ્મરણ કે-' અહો ! આ જગત પર વીતરાગ અરિહંત પ્રભુ એ કેવીક અકલ્પ્ય વિભૂતિ ! કેવુ એમનું અનુપમ શાસન ! અહાહા ! અમારા પર કેટલો ગજબ ઉપકાર !'

સરળ—ભાવુક કોમળ 'અભયદયાણં' વગેરે પદો પ્રભુથી જ થતા અતુલ અભય- ચક્ષુ માર્ગ વગેરેના ઉપકારને સૂચવી રહ્યા છે. એનું પુનઃ પુનઃ સ્મરણ સરળ, ભાવુક અને કોમળ હૃદયથી કરવાનું છે આમા સરળતા પોતાના મિથ્યા મંતવ્યોને હટાવે છે; ભાવુકતા વીતરાગની સારી અસર લેવાનું, એમના જીવન અને આદેશોથી ભાવિત થવાનું વલણ રખાવે છે; અને કોમળતા એને આત્મસાત્ કરી શકાય એવી મુલાયમતા કરી દે છે. માટી કેળવાઈને મુલાયમ થઈ ગઇ હોય તો એમાં હવે મનમાન્યા ઘાટ ઉતરી શકે છે; એમ આત્મા કોમળ મુલાયમ બન્યો હોય તો એમા મહાપુરુષોના જીવન-પરાક્રમો અને આદેશો સાકાર બની શકે છે ગુણો પ્રગટ કરવા મૃદુતા—મુલાયમતાની પહેલી જરૂર છે. એથી અહંત્વ નાશ પામે છે. પછી 'મેં વ્રત લીધા, મે તપ-જપ કર્યો, મેં દાન દીધું' એમ થવાને બદલે 'મારું શું ગજું ? અહો ! અરિહંતદેવના અચિંત્ય અતુલ પ્રભાવે વ્રત-તપ-જપ-દાન વગેરે થયા !' આ ભાવના અસ્થિમજ્જા થતી જાય છે. અરિહંત પ્રભુનું નિમિત્ત-કર્તૃત્વ અને સાક્ષાત્ ઉપકાર હૈયે રમ્યા કરવાથી આત્મા સરળ, ભાવુક અને કોમળ બની, ઊંચી ઊંચી ધર્મ-સાધનાઓને અવકાશ મળે છે પ્રીતિ-ભક્તિ અનુષ્ઠાનોને એટલા જ માટે પહેલા મૂકયા છે કે એની મજબૂત સાધનાના પાયા પર જ વચનાનુષ્ઠાનને જન્મ મળી શકે છે; કેમકે એમાં જે ચોકસ વિધિપાલન અને અપ્રમાદની અતિ આવશ્યકતા છે, તે, જો પૂર્વે અનુષ્ઠાન પ્રીતિ-ભક્તિથી સાધ્યા હોય તો, પછી આવી શકે છે. પ્રીતિ-ભક્તિ વિનાના અનુષ્ઠાન તો માત્ર ફિક્કી શુષ્ક ક્રિયારૂપ બને છે. તો 'લોગપર્જોવાણં' પદથી પ્રભુને આપણા પ્રદીપ તરીકે સ્તવી તો લીધા, પણ આપણને શુ લાગે-વળગે ? એ જ કે-' આપણને તત્ત્વપ્રકાશ પ્રભુએ આપ્યો'-એવો એમનો પરમ ઉપકાર મનાય, કૃતજ્ઞ બની એમના પર અપૂર્વ અપૂર્વ પ્રીતિભક્તિ આપણા દિલમાં ઝળહળ્યા કરે ! આ ૧૨ મા પદની વ્યાખ્યા થઇ

★

## १४. લોગપજ્જોઅ-ગરાણં.

(लि० ) तथा 'लोकप्रद्योतकरेभ्यः'इह यद्यपि 'लोक' शब्देन प्रक्रमाद्भव्यलोक उच्यते, 'भव्यानामालोको वचनांशुभ्योऽपि दर्शनं यस्मात् । एतेषां भवति तथा, तदभावे व्यर्थ आलोकः ॥ १ ॥ इति वचनात्; तथाप्यत्र 'लोक'ध्वनिनोत्कृष्टमतिः भव्यसत्त्वलोक एव गृह्यते, तत्रैव तत्त्वतः प्रद्योतकरणशीलत्वोपपत्तेः ॥

**અર્થ**: તથા 'લોગપજ્જોઅગરાણં' પદ. અહીં 'લોક' શબ્દથી જો કે પ્રકરણાનુસાર ભવ્ય લોક કહેવાય; કેમકે એ વચન છે કે 'પ્રકાશ ભવ્યોને થાય છે, કારણ કે વચનરૂપી કિરણો વડે યથાર્થ વસ્તુદર્શન એમને થાય છે, તે ન થતું હોય તો પ્રકાશ વ્યર્થ છે,' તો પણ અહીં 'લોક' શબ્દથી ઉત્કૃષ્ટ બુદ્ધિવાળો ભવ્ય જીવલોક જ ગ્રહણ કરવામાં આવે છે, કેમકે એનામાં જ વાસ્તવિક પ્રદ્યોત કરવાનો સ્વભાવ સંગત બને છે.

**વિવેચન** પ્રદ્યોત=વિશિષ્ટ પ્રકાશ; તે માત્ર ગણધરોને:

હવે 'લોગપજ્જોઅ-ગરાણં' પદની વ્યાખ્યા એનો અર્થ 'લોકને પ્રદ્યોત (પ્રકાશ, આલોક) કરનારની પ્રત્યે મારો નમસ્કાર હો.' અહીં પ્રકરણાનુસાર અર્થાત્ 'લોક'શબ્દની સાથે 'પ્રદ્યોત' શબ્દ મૂકયો છે તેથી, 'લોક'નો અર્થ ભવ્ય જીવો જ લેવાય; કેમકે જે પ્રદ્યોત, આલોક, દર્શન, વગેરે ગમે તે કહો, પણ એવો પ્રદ્યોત થવાનું તો ત્યા જ ઘટી શકે કે જેમનામા ભવ્યત્વ હોય. અભવ્યોને કાંઈ સાચુ વસ્તુદર્શન, વસ્તુનો બોધ થતો નથી. ભવ્ય જીવોને જ એ થાય છે, કેમકે કહ્યું છે કે–'**भव्यानामालोको वचनांशुभ्योऽपि दर्शनं यस्मात् । एतेषां भवति तथा तदभावे व्यर्थ आलोक** ॥'–અર્થાત્ આલોક એટલે કે પ્રકાશ ભવ્ય જીવોને જ પ્રાપ્ત થવાનું લેવાય, કારણ કે પ્રકાશના પ્રધાન કારણભૂત વચનરૂપી કિરણો વડે 'પણ' દર્શન યાને પ્રકાશ્ય પદાર્થનો બોધ ભવ્યોને જ યથાવત્ થાય છે. અહી 'પણ' થી સૂચવ્યુ કે અલબત સ્વતઃ આત્મપ્રત્યક્ષ રૂપી કારણ વડે તો પદાર્થબોધ થાય જ છે. હવે પૂછો કે–' ભવ્યોને પણ વચન કિરણો વડે આલોક માત્ર પ્રાપ્ત થાય જ એવો નિયમ કયા છે?' ઉત્તર એ છે કે જો યથાવત્ દર્શન ન થતું હોય તો એમને આલોક વ્યર્થ છે, અકિંચિત્કર છે. યથાવત્ દર્શન ન કરાવે એને આલોક કેમ કહી શકાય? પોતાનું કાર્ય કરી શકે તે જ વસ્તુ છે; બાકી તો અવસ્તુ કહેવાય. દર્શન કરાવે તો જ ત્યા 'આલોક' મળ્યો ગણાય. આ એવા શાસ્ત્રથી પ્રમાણુસિદ્ધ હકીકત છે. એટલે ભગવાન પ્રદ્યોત પણ ભવ્ય લોકને જ કરનારા છે. છતા અહી 'લોકપ્રદ્યોતકર' એ વિશેષણપદમાના 'લોક' શબ્દથી સામાન્ય ભવ્યલોક નહિ કિન્તુ ઉત્કૃષ્ટ મતિવાળો એટલે કે ઔત્પાતિકી બુદ્ધિ આદિ વિશિષ્ટ મતિવાળો એવો ગણધર પદને યોગ્ય જ ભવ્ય-જીવલોક લેવાનો છે, પણ બીજો નહિ; કેમકે અહી પ્રભુને જે પ્રદ્યોતકર એટલે કે પ્રદ્યોત–કરણશીલ કહેવા છે તે, પ્રદ્યોત કરવાના સ્વભાવવાળા તરીકે સ્તવવા છે. તેમા પ્રદ્યોત એ સામાન્ય પ્રકાશરૂપ નથી

લેવો, કેમકે તે તો લોકપ્રદીપ કહેવાથી ગૃહીત થઈ ગયો છે, પરંતુ ઉત્કૃષ્ટ પ્રકાશ લેવો છે, અર્થાત્ સમસ્ત અભિલાપ્ય વસ્તુનો યથાર્થ બોધ અહીં ગ્રાહ્ય છે.

**શ્રુતજ્ઞાનથી કેવા પદાર્થનો બોધ? અભિલાપ્ય કે અનભિલાપ્ય** 'અભિલાપ્ય' પદાર્થ એટલે તે કે જે પદાર્થ શબ્દથી અભિલાપને યોગ્ય હોય, શબ્દમાં જેને ઉતારી શકાય. જગતમા એવા કેટલાય પદાર્થ છે કે જે વાણીમા ઉતારવા અશક્ય હોય એને **અનભિલાપ્ય** પદાર્થ કહે છે. દા. ત. પૂર્વે કહેલ સામર્થ્ય યોગમા ઉત્કૃષ્ટ આત્મપરિણતિનું કેવુ કેવુ સંવેદન હોય છે તે શબ્દથી ન વર્ણવી શકાય. એ તો એ સામર્થ્યયોગી પોતે અનુભવી શકે અને કેવળજ્ઞાની જોઈ શકે. માટે તો કહ્યું કે-'**शास्त्रसंदर्शितोपायस्तदतिक्रान्तगोचरः।**'-સામાન્યથી એના ઉપાય શાસ્ત્રે કહ્યા હોય, પરંતુ વિશેષ રૂપે શાસ્ત્ર અર્થાત્ શબ્દથી ન વર્ણવી શકાય એવા સ્વરૂપવાળા અત્યન્ત વિશુદ્ધ ભાવોલ્લાસનો એ સામર્થ્યયોગ હોય છે. જગતમા અનભિલાપ્ય અનંતા ભાવો છે. એને વિશેષરૂપે કહેવા માટે શબ્દ જ નથી હોતા અને ગણધર ભગવાનને જે પદાર્થપ્રકાશ થાય છે તે તો ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાનનો પ્રકાશ છે, શબ્દાનુસારી બોધ છે, માટે એમને અનભિલાપ્યનો વિશેષ બોધ નહિ પરંતુ સમસ્ત અભિલાપ્ય વસ્તુનો વિશેષ બોધ થાય છે.

**ગણધર-નિર્માણ અને ત્રિપદી** શ્રી તીર્થંકર ભગવાન કેવળજ્ઞાન પામે છે ત્યારે એમનું તીર્થંકર નામકર્મ નામનું પુણ્ય ઉદયમા આવે છે અને એના પ્રભાવે દેવતાઓ રજત સુવર્ણ-રત્નના ત્રણ ગઢ રચે છે, તેના પર જગદ્‌ગુરુ બિરાજી ધર્મ-દેશના આપે છે. ત્યા એમના મુખ્ય શિષ્ય ગણધર તરીકે થવાનું પુણ્ય લઈ આવેલા એમની પાસે દીક્ષિત બને છે. એમને માત્ર જે ત્રણ પદોમા સમસ્ત અભિલાપ્ય વસ્તુઓનો બોધ થઈ જાય એવા ત્રણ પદ પરમાત્મા તીર્થંકર-નામકર્મના વિપાકોદયના પ્રભાવે કહે છે. સાથે એ મુખ્ય શિષ્યો પણ ગણધરપણાનું એવુ પુણ્ય લઈને આવેલા હોય છે કે માત્ર એ ત્રણ પદમાથી એટલો વિસ્તૃત સમસ્ત અભિલાપ્ય વસ્તુનો બોધ એમને જ ત્યા ત્રિપદી શ્રવણ કરતા જ થઈ જાય છે. આ અન્યોન્યની યોગ્યતા પરથી એ સ્પષ્ટ થઈ જાય છે કે તીર્થંકર ભગવાન સિવાય બીજો કોઈ એ ત્રિપદીનું ઉચ્ચારણ કરે તેથી કાંઈ બીજાને એટલો વિશાળ બોધ ન કરાવી શકે; તેમ ગણધર મહારાજ સિવાય બીજો કોઈ ત્રિપદીમાથી એટલો બોધ ન પામી શકે ▲ આમ તો આ ત્રિપદીનો અર્થ સહેલો છે. ગણધર થનાર શિષ્ય પ્રભુને તત્ત્વનો પ્રશ્ન પૂછે, ને પ્રભુ ઉત્તર દે, આવુ ત્રણ વાર બને છે.

| | |
|---|---|
| भयवं ! किं तत्तं ?= હે ભગવન્ ! તત્ત્વ શુ ? | उप्पन्ने इ वा= ઉત્પન્ન થાય છે. |
| भयवं ! किं तत्तं ?= „ „ „ „ ? | विगमे इ वा = નાશ પામે છે. |
| भयवं ! किं तत्तं ?= „ „ „ „ ? | धुवे इ वा = કાયમ રહે છે. |

અર્થાત્ સત્ વસ્તુમાત્ર પ્રતિસમય ઉત્પન્ન પણ થાય છે, નાશ પણ પામે છે, ને સ્થિર પણ રહે છે. આમા ઉત્પન્ન થવાનું નવા નવા પર્યાય (અવસ્થા) રૂપે, નાશ પામવાનું વિદ્યમાન પર્યાયરૂપે, અને સ્થિર રહેવાનું તે એ પર્યાયના આધારભૂત તે તે મૂળ દ્રવ્ય તરીકે બને છે. દા. ત. સોનું સોનારૂપે કાયમ રહીને જૂના ઘરેણાંના ઘાટરૂપે નાશ પામી નવા ઘાટરૂપે ઉત્પન્ન થાય છે. બસ આટલા સામાન્ય અર્થવાળી ત્રિપદીમાથી ગણધર દેવો સમસ્ત અભિલાપ્ય ભાવોનો ત્યાં ને ત્યા જ પ્રકાશ મેળવી લે છે; એટલું જ નહિ પરંતુ સાથે જ તેનાં શાસ્ત્ર પણ રચી દે છે એવાં શાસ્ત્રો રચવામા અસાધારણ કારણભૂત, યાને એ શાસ્ત્રોને જન્મ આપનાર આ ત્રિપદી (ત્રણ પદ)ને 'માતૃકા-પદ' કહે છે; અને તે શાસ્ત્રો પૈકી પહેલા આચારાંગથી માંડીને દૃષ્ટિવાદ અંગ સુધીના બાર અંગ-

આગમની દ્વાદશાંગી કહેવાય છે. એમા વિશાલ શ્રુતસાગરસમા 'ચૌદ પૂર્વ' નામના શાસ્ત્રોનો બારમા દૃષ્ટિવાદ અંગમા સમાવેશ થાય છે.

પ્ર૦ આટલા ત્રણ પદમાથી આટલો બધો બોધ શી રીતે થઈ શકે?

ઉ૦ ઔત્પાતિકી આદિ બુદ્ધિના બળ અને વિશિષ્ટ શ્રુતાવરણ ક્ષયોપશમ ઉપર એ અશક્ય નથી.

**બુદ્ધિના ચાર પ્રકાર** મતિજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી જેવી રીતે ઇન્દ્રિયો અને મન દ્વારા વસ્તુના અવગ્રહ, ઇહા, અપાય અને ધારણા બોધ થાય છે, એમ આ ચાર પ્રકારની બુદ્ધિ જન્મે છે. ▲ (૧) **ઔત્પાતિકી બુદ્ધિ** એટલે કોઈપણ પ્રસંગ પર ચતુરાઈભર્યો વિચાર સ્ફુરે, યોજના સ્ફુરે, એમ, પ્રશ્ન પર હાજરજવાબી સચોટ ઉત્તર સ્ફુરે, વગેરે. જોયેલી, સાભળેલી, સમજેલી તો અમુક જ હકીકત હોય, પરંતુ આ બુદ્ધિના યોગે મનમાં વિશિષ્ટ અને વિસ્તૃત સ્ફુરણા થાય. ◆ (૨) **કાર્મિકી બુદ્ધિ** એટલે કોઇ પણ કર્મ, શિલ્પ, ઉદ્યોગ કરતા કરતાં વિશિષ્ટ કુશલતા આવે તે. નવા ડીગ્રીવાળા ઇજનેર કરતા જૂનો મશીનમેન (યંત્ર ચલાવનારો કારીગર) આ બુદ્ધિથી કેટલીક વાર યંત્રની ગુચ ઝટ ઉકેલી નાખે છે. ◆ (૩) **વૈનયિકી બુદ્ધિ** એટલે ગુરુનો, અને જ્ઞાનનો વિનય કરતાં કરતા જે વિશિષ્ટ ચિંતન અને હકીકતનું તારણ કાઢવાની શક્તિ પ્રગટે તે વર્ષોથી પુત્ર દૂર જવા પર એક દુ:ખિત ડોશીનો ઘડો નદીના કિનારે ફૂટીને પાણી ઢળી ગયુ. ડોશી રડતી હતી, એની વિગત સાભળી એક ઉપાધ્યાયના અવિનીત શિષ્યે તારણ કાઢ્યુ કે-'ઘડો ફૂટયો, પાણી ઢળી ગયુ, એ સૂચવે છે કે છોકરો મરી ગયો!' બીજા વિનયી શિષ્યે વૈનયિકી બુદ્ધિના બળે તારણ કાઢી કહ્યું કે-'જા ભાગ્યવતી! તારો પુત્ર હમણા જ તને ઘરે આવેલો મળશે; કેમકે ઘડો માટીમાથી જન્મેલો માટી ભેગો થઇ ગયો, અને નદીથી અલગ પડેલ પાણી નદી ભેગું ભળી ગયું, એ તારાથી વિયુક્ત પુત્ર તને મળી જવાનું સૂચવે છે' ખરેખર! ડોશી ઘરે ગઇ, અને પુત્ર બારણે જ ભેટયો. ▲ (૪) **પારિણામિકી બુદ્ધિ** એટલે અંતિમ ચોકસ પરિણામ સુધી દૃષ્ટિ પહોચીને અનર્થનિવારક અને ઇષ્ટસાધક કાર્યવાહી સુઝે તે. આ ચારે પ્રકારની બુદ્ધિ સ્વત સ્ફુરે છે.

શ્રી ગણધર ભગવંતોને પણ શ્રુતજ્ઞાનાવરણ ક્ષયોપશમ ને ઔત્પાતિકી આદિ બુદ્ધિના પ્રતાપે ભગવાનના શ્રીમુખેથી ઉચ્ચારાયેલા માત્ર ત્રણ પદમાથી, ષડ્ દ્રવ્યો અને તેના સર્વ અભિલાપ્ય પર્યાયો સહિત જીવાદિ સાત તત્ત્વોનું વિશિષ્ટ અને વિસ્તૃત ઉત્કૃષ્ટ સ્ફુરણ જાગે છે. એમાંથી ત્યા ને ત્યા જ ૧૪ પૂર્વો સહિત દ્વાદશાગી રૂપ સકળ શ્રુતગ્રન્થની રચના કરે છે. માટે એ ઉત્કૃષ્ટ બુદ્ધિવાળા ગણધરરૂપી ભવ્ય જીવોને જ અરહંત પ્રભુ નિશ્ચયદૃષ્ટિથી પ્રદ્યોત યાને ઉત્કૃષ્ટ પ્રકાશ કરવાના સ્વભાવવાળા છે, કેમકે ભગવાનની પ્રદ્યોકતાનો સંપૂર્ણપણે ઉપયોગ ત્યા જ થાય છે.

(લ૦ ) अस्ति च चतुर्दशपूर्वविदामपि स्वस्थाने महान् दर्शनभेदः, तेषामपि परस्परं षट्स्थानपतितत्वश्रवणात् ।

**અર્થ:** ત્યારે, ચૌદ પૂર્વવેત્તાઓને વિષે તો પોતપોતાના સ્થાન વચ્ચે મોટો પ્રકાશભેદ (પ્રકાશની મોટી ભિન્ન-ભિન્નતા) દેખાય છે, કેમકે તેઓ પણ પરસ્પર ષટ્ સ્થાનમાં રહેલા હોવાનું સાંભળવા મળે છે.

**વિવેચન :**

**ભગવાન અન્ય ચૌદ પૂર્વીના પ્રદ્યોતકર કેમ નહિ?**

પ્ર૦ ગણધર ભગવાનની જેમ એમના કેટલાક શિષ્ય સંતાનો પણ ચૌદ પૂર્વ સહિત દ્વાદશાંગીના જ્ઞાતા હોય છે, તો તેમની પ્રત્યે પણ અર્હદ્ ભગવાન પ્રદ્યોતકર કેમ નહિ ?

ઉ૦ કારણ એ છે કે અહીં પ્રભુને લોકપ્રદીપ કહીને પ્રકાશકર્તા તરીકે સૂચવ્યા પછી લોકપ્રદ્યોતકરરૂપે સ્તવવામા ઉત્કૃષ્ટ પ્રકાશ કરનારા તરીકે સૂચવવા છે એ ઉત્કૃષ્ટ પ્રકાશ દ્વાદશાંગી-પ્રણેતા શ્રી ગણધર મહર્ષિઓને જ થાય છે, પણ દ્વાદશાંગી-અધ્યેતા-જ્ઞાતા બીજા ચૌદ પૂર્વધર મહાત્માઓને નહિ. અલબત સૂત્રજ્ઞાન બંનેને સમાન છે, છતાં બંનેના અર્થ-જ્ઞાન વચ્ચે ફરક પડે છે.

**ષટ્સ્થાનપતિત** શાસ્ત્રોમાં આવે છે કે ચૌદપૂર્વીઓ પણ પરસ્પરમાં ષટ્સ્થાનપતિત હોય છે; અર્થાત્ આમ એ બધા જ ચૌદેય પૂર્વના સૂત્રોના જ્ઞાતા ખરા, પરંતુ એમનું ય અર્થજ્ઞાન, પર્યાયજ્ઞાન પરસ્પરની અપેક્ષાએ તરતમતાવાળું હોય છે, ત્યારે સમસ્ત શ્રુત-ગ્રન્થના અણુજાણ બીજાઓના જ્ઞાનમાં તરતમતાનું તો પૂછવુ જ શું ? આ તરતમતાના ષટ્સ્થાન છે તે આ રીતે-એક ચૌદપૂર્વી મહાત્માને ચૌદ પૂર્વના સૂત્રના આધારે જેટલા ભાવ (પર્યાય) જ્ઞાત હોય, તેના કરતાં બીજા કોઈ ચૌદ પૂર્વધર મહર્ષિને અનંતગુણ અધિક યા (૨) અસખ્યાતગુણ અધિક, (૩) યા સંખ્યાતગુણ અધિક, અથવા (૪) અનંતભાગ અધિક, યા (૫) અસંખ્યાત ભાગ અધિક, અથવા (૬) સંખ્યાતભાગ અધિક ભાવો જ્ઞાત હોઇ શકે. આ ષટ્સ્થાનમાં 'સ્થાન' એટલે ચૌદ પૂર્વની લબ્ધિ; એમાં થતા દશ્ય ભાવોના તે તે જ્ઞાનમાં આવી તરતમતા હોય છે; એને 'દર્શનભેદ' કહે છે; અને એમા આવી ગયેલાને 'ષટ્સ્થાનપતિત' કહેવાય છે, 'પતિત' એટલે 'પડેલો' નહિ, પણ 'આવી ગયેલો.' લોકમા કહેવાય છે ને કે એ આડાઅવળા રસ્તેથી 'માર્ગે પડી ગયો,' અર્થાત્ માર્ગમા આવી ગયો. ષટ્સ્થાન હાનિ-વૃદ્ધિનો ખ્યાલ નીચેના દૃષ્ટાન્ત પરથી આવી શકશે.

**ષટ્સ્થાન-હાનિવૃદ્ધિનો દૃષ્ટાન્તનો કોઠો**

દા. ત. મૂળ રકમ એક લાખ (૧૦૦.૦૦૦)ની છે, એની સંજ્ઞા અ તથા સંખ્યાત, અસંખ્યાત અને અનંત એટલે પણ દા. ત. ૧૦,.૧૦૦ અને ૧૦૦૦. હવે,

| | સંખ્યાતગુણ | અસંખ્યાતગુણ | અનંતગુણ | સંખ્યાતભાગ | અસંખ્યાતભાગ | અનંતભાગ |
|---|---|---|---|---|---|---|
| વૃદ્ધિ | અ×૧૦ =૧૦ લાખ | અ×૧૦૦ ૧ ક્રોડ | અ×૧૦૦૦ ૧૦ ક્રોડ | અ + અ/૧૦ ૧,૧૦,૦૦૦ | અ + અ/૧૦૦ ૧,૦૧,૦૦૦ | અ + અ/૧૦૦૦ ૧,૦૦,૧૦૦ |
| હાનિ | અ÷૧૦ =૧૦,૦૦૦ | અ÷૧૦૦ ૧૦૦૦ | અ÷૧૦૦૦ ૧૦૦ | અ- અ/૧૦ ૯૦,૦૦૦ | અ- અ/૧૦૦ ૯૯,૦૦૦ | અ- અ/૧૦૦૦ ૯૯,૯૦૦ |

આ હાનિ-વૃદ્ધિમા સખ્યાતગુણ વગેરે પદથી ૧૦ગુણ વગેરે લીધા તે તો માત્ર દૃષ્ટાન્ત રૂપે છે, બાકી તો ગુણક કે ભાજક રકમો ઘણી ઘણી મોટી થાય, યાવત્ અસંખ્યાતગુણ, અનતગુણમાં તો ગુણકના ય આંકડા જ ન માડી શકાય ! એટલે પરિણામે વૃદ્ધિ-હાનિ થયેલ અંક મોટા ફેરફારવાળા બને. ચૌદ પૂર્વધરોના જ્ઞાત ભાવોમા પરસ્પરમા આવી તરતમતા હોય છે, એથી દર્શનભેદ છે.

(લ૦ ) न चायं सर्वथा प्रकाशाभेदे । अभिन्नोह्येकान्तेनैकस्वभावः, तन्नास्य दर्शनभेदहेतुतेति । स हि येन स्वभावेनैकस्य सहकारी तत्तुल्यमेव दर्शनमकुर्वन्न तेनैवापरस्य, तत्तत्त्वविरोधादिति भावनीयम् ॥

**અર્થ:** ત્યારે આ દર્શનભેદ, પ્રકાશ(શ્રુતાવરણક્ષયોપશમ)નુ સર્વથા ઐક્ય હોય તો, ઘટી શકે નહિ; કેમકે જે (પ્રકાશ) એક જ છે તે તો એકાન્તે એક સ્વભાવવાળો હોય; તેથી એ દર્શનભેદમાં કારણુ ન બની શકે. એનું કારણુ એ છે કે તે (પ્રકાશ) જે સ્વભાવથી એક (દ્દષ્ટા)ને સહાયક બનતો હોય, (બીજા દ્રષ્ટામા) તેના જેવા જ દર્શનકાર્યને ન કરવા જતાં (અર્થાત્ ભિન્ન દર્શનકાર્યને કરવા જતાં), તે જ સ્વભાવથી બીજાનો સહાયક નથી, કેમકે (ભિન્ન દર્શન કરવા જતાં), તત્તત્ત્વ=તસ્ય એટલે એક સ્વભાવવાળા અને બીજા દ્દષ્ટાને સહાયક બનનારા તેનામાં, તત્ત્વ એટલે પ્રથમ દ્દષ્ટાને સહાયકપણુ હોવાનુ (બીજાને સહાયકપણાથી જ) નિષિદ્ધ થઇ જાય.

વિવેચન.

**પ્રકાશનો ભેદ હોય તો જ દર્શનભેદ ઘટે:** આ દર્શન થાય છે તે 'ચૌદ પૂર્વ' નામના આગમે આપેલા પ્રકાશને લીધે થાય છે. એ પ્રકાશ શુ છે? શ્રુતજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ. તે જો એકરૂપ યાને એક જ જાતનો હોય તો સ્વાભાવિક છે કે બધા ચૌદ પૂર્વધરોને એક જ જાતનું દર્શન થાય, પરંતુ ઉપર કહ્યું તેમ મહાન દર્શનભેદ નહિ, અર્થાત્ ષટ્સ્થાનના ભિન્ન ભિન્ન દર્શન નહિ. જો કારણુ એક જ સ્વભાવવાળું હોય તો એનુ કાર્ય પણુ એક જ સ્વભાવવાળુ બને, નહિ કે ભિન્ન ભિન્ન સ્વભાવવાળું. તેથી જો બધા ચૌદ પૂર્વીઓને 'પૂર્વ' શ્રુતથી એકરૂપ ક્ષયોપશમ થતો હોય તો તે નિયમા એક સ્વભાવવાળો જ હોવાનો, અને એક સ્વભાવવાળા ક્ષયોપશમ-પ્રકાશમા બીજા ત્રીજા સ્વભાવ હોય નહિ; તેથી તે પ્રકાશ ફક્ત સમાન અમુક જ દૃશ્ય વસ્તુઓના દર્શનમા કારણુ બનશે, ભિન્ન ભિન્ન ભાવોનાં દર્શનમા નહિ.

**પ્ર૦ દૃષ્ટા ભિન્ન ભિન્ન હોવાથી દર્શનમાં ભેદ છે, એમ શું ન કહેવાય?**

ઉ૦ આ દર્શન અર્થાત્ વસ્તુજ્ઞાન એકલા દ્રષ્ટાના હોવા માત્રથી થતું નથી, કેમકે એમા શ્રુતજ્ઞાનાવરણકર્મ નડે છે. એ તો એને એ કર્મના ક્ષયોપશમ અર્થાત્ પ્રકાશનો સહકાર મળે તો થાય છે. હવે એક દ્રષ્ટાને જેવા સ્વભાવવાળો પ્રકાશ સહકારી કારણુ તરીકે મળીને જેવુ દર્શન કરાવતો હોય, જો બીજા દ્રષ્ટાને તેના સમાન જ દર્શન નહિ પરતુ ઓછા-વત્તા ભાવોના બોધને લીધે ભિન્ન પડતું દર્શન થતું હોય, તો કહેવુ જ પડે કે તે બીજા દ્રષ્ટાને સહકારી તરીકે, પહેલા દ્રષ્ટાના સહકારી ક્ષયોપશમના જ સ્વભાવવાળો ક્ષયોપશમ નથી મળ્યો. કારણુ એ છે કે બીજા દ્રષ્ટાને સહકારી કારણભૂત બનનારો ક્ષયોપશમ તેને અસમાન દર્શન કરાવીને તો પોતાનો સ્વભાવ ભિન્ન હોવાનું સિદ્ધ કરે છે, તેથી જ તે ક્ષયોપશમ પહેલા દ્રષ્ટાના સહકારી તરીકે હોવાનું નિષિદ્ધ થઇ જાય છે, કેમકે પ્રથમ દ્રષ્ટાનો સહકારી ક્ષયોપશમ તો, દર્શન ભિન્ન હોવાથી, ભિન્ન સ્વભાવવાળો છે. તાત્પર્ય, બનેમા દર્શન અસમાન હોવાથી કારણીભૂત ક્ષયોપશમપ્રકાશ અસમાન સ્વભાવવાળા પુરવાર થાય છે. આની આ રીતે ભાવના કરવા જેવી છે.

**કાર્યભેદ નિશ્ચિત કારણભેદપૂર્વક જ હોય** કાર્ય જુદી જુદી જાતના તો જ બની શકે કે જો કારણો નિશ્ચિતપણે જુદી જુદી જાતના હોય. સમાન જાતિના કારણથી તો સમાન જાતના જ કાર્ય થાય માટે તો દહીં દૂધમાથી બને છે, અને બરફ પાણીમાથી નીકળે છે કાર્ય-કારણભાવનો આ નિયમ વ્યવસ્થિત છે. એટલે જ સમાન કારણમાથી પણુ જો અસમાન કાર્ય ઉત્પન્ન થવાનું માનવામા આવે તો આખા જગતમા દેખાતી કારણોની અસમાનતા, વિચિત્રતા વ્યર્થ નીવડે દુનિયામા દેખાય છે કે અનેકાનેક વિચિત્ર કાર્યોની પાછળ વિચિત્ર કારણો કામ કરતા હોય છે. એવા કારણવૈચિત્ર્યને શા

સારૂ જવાબદાર માનવુ પડે, જો વિચિત્ર (અસમાન) કારણથી પણ સમાન કાર્ય થતું હોય? પછી તો દહીં દૂધમાથી જ બન્યુ કહેવાનું શું કામ? દહીંના ભાજનમાંથી જ દહીં બન્યું કહી દો ને? ના, આ વિચિત્રતાનો અપલાપ તો કરી શકો એમ નથી, કેમકે પોતે જ પાછા સમાન જાતિના કાર્ય માટે સમાન જાતિનું કારણ શોધતા હો છો. ત્યારે શુ મૂળ કાર્યકારણનો નિયમ જ અવ્યવસ્થિત છે? અર્થાત્ શું કાર્ય એ કારણ-સામગ્રી મળ્યા વિના પણ બની શકે છે? ના, અનુભવ ના કહે છે; તેમ કહ્યું પણ છે કે-

नाकारणं भवेत् कार्यं, नान्यकारणकारणम् । अन्यथा न व्यवस्था स्यात् कार्यकारणयोः क्वचित् ॥

અર્થાત્, કાર્ય કારણ વિના થઇ શકે નહિ; તેમ અન્ય જાતિના કારણમાંથી પણ થઈ શકે નહિ. નહિતર અમુક કાર્ય અમુક કારણમાથી જ બને છે, એટલે કે કાર્ય-કારણ વ્યવસ્થિત પરસ્પર સંકળાયેલા છે,-એવો નિયમ કયા ય રહી શકે નહિ. આજ ભાવના ગ્રંથકાર આ રીતે કહે છે,

(લ૰ ) इतरेतरापेक्षो हि वस्तुस्वभावः, तदायत्ता च फलसिद्धिरिति उत्कृष्टचतुर्दशपूर्वविल्लोकमेवाधिकृत्य प्रद्योतकरा इति लोकप्रद्योतकराः ॥१४॥

**અર્થ**. કેમકે (કાર્યકારણરૂપી) વસ્તુનો સ્વભાવ પરસ્પર સાપેક્ષ છે, અને તે (સ્વભાવ)ને આધીન જ કાર્યનિષ્પત્તિ થાય છે, એટલા માટે ચૌદ પૂર્વોના ઉત્કૃષ્ટ જ્ઞાતા લોકને આશ્રીને જ (પરમાત્મા) પ્રદ્યોતકર છે. એ રીતે (પ્રભુ) લોકપ્રદ્યોતકર (સિદ્ધ થાય) છે.

**વિવેચન :**

**કાર્ય-કારણ વસ્તુનો સ્વભાવ પરસ્પર સાપેક્ષ**

કાર્ય-કારણરૂપી પદાર્થનું સ્વરૂપ પરસ્પર સાપેક્ષ જ હોય છે, અને તે સ્વરૂપને આધારે જ કાર્યની નિષ્પત્તિ થાય છે, અર્થાત્ વસ્તુસ્વરૂપમા જો બીજા કરતાં ફેરફાર હોય તો જ એનું કાર્ય પણ બીજાના કાર્ય કરતા ફેરફારવાળુ થાય. જેવુ કારણ, તેવુ જ કાર્ય દૂધ નરસું હોય તો એમાંથી દહીં નરસુ થાય છે, અને દૂધ સારૂં હોય તો દહી સારૂ બને છે. આ પરસ્પરમા અપેક્ષા થઈ. બે જાતના દહી જોઇને કલ્પી શકીએ છીએ કે દૂધમા ફેરફાર હોવા જોઈએ.

આ હિસાબે એક ચૌદ પૂર્વધરના પ્રકાશ(ક્ષયોપશમ)નું સ્વરૂપ બીજા ચૌદ પૂર્વધરના પ્રકાશના સ્વરૂપ કરતા જુદું હોય તો જ તેના કાર્ય તરીકે થતુ દર્શન એ બીજાના દર્શન કરતાં જુદા સ્વરૂપનું અર્થાત્ ન્યૂન કે અધિક વિષયવાળું બને. જેવો પ્રકાશરૂપી કારણ-સ્વભાવ, તેવુ દર્શનરૂપી કાર્ય.

હવે જુઓ કે અરિહંત પરમાત્મા પ્રદ્યોતકર છે તે ઉત્કૃષ્ટ પ્રકાશ કરનાર હોઇને. આ ઉત્કૃષ્ટ પ્રકાશ તો ગણધર મહર્ષિઓને થાય છે, બીજા ચૌદ પૂર્વધર મહર્ષિઓ કે જે પ્રકાશમા ષટ્સ્થાન-પતિત છે, એમને નહિ. તો પ્રભુ પણ એ ઉત્કૃષ્ટ ચૌદપૂર્વજ્ઞાતા ગણધર મહર્ષિઓને આશ્રીને જ પ્રદ્યોતકર કહેવાય, અન્ય ચૌદ પૂર્વીઓને અવલંબીને નહિ. એથી એ ફલિત થાય છે કે ભગવાનના ત્રિપદીના ઉપદેશથી જન્મતા પ્રકાશ (ક્ષયોપશમ) દ્વારા સમસ્ત અભિલાપ્ય ભાવોનો બોધ થાય છે, અને એવા બોધવાળા ગણધરદેવો જ ચૌદ પૂર્વોના ઉત્કૃષ્ટ જ્ઞાતા હોય છે કેમકે ભગવાનના તત્ત્વ-નિરૂપણથી ઉત્કૃષ્ટ પ્રકાશરૂપી પ્રદ્યોત પ્રાપ્ત કરવાનુ સામર્થ્ય ગણધરદેવોમાં જ હોય છે.

પ્ર૰ તો પછી ગણધરદેવો સિવાય બીજાને શું ભગવાનના વચનથી પ્રકાશ ન જ મળે?

ઉ૰ ના, એવુ નથી. ભગવદ્-વચનથી પ્રગટતા પ્રદ્યોતનો અંશ બીજાને થઇ શકે છે; અર્થાત્ અન્યોને અમુક પ્રમાણમા પ્રકાશ પ્રગટી શકે છે. દુનિયામાં દેખાય છે ને કે સૂર્યનો તડકો અમુક ભાગમા પડે છે ત્યા ઝગમગાટ પ્રકાશ હોય છે, પરંતુ તેથી પૂર્વાદિ દિશાઓના બીજા ભાગમા તદ્દન અંધકાર

હોય છે, એવુ નથી, ત્યાં પણ દિગ્દર્શક આંશિક પ્રકાશ તો હોય જ છે; દિશાઓ વગેરે દાખવી શકે એવો પેલા કરતાં ન્યૂન પ્રકાશ ત્યાં ય હોય છે. બસ, એ રીતે બીજાને ય ભગવદ્-વચનથી અમુક પ્રમાણમાં પ્રકાશ થાય છે.

(લ૦ )प्रद्योत्यं तु सप्तप्रकारं जीवादितत्त्वम् । सामर्थ्यगम्यमेतत्; तथाशाब्दन्यायात् । अन्यथा अचेतनेषु प्रद्योतनायोगः, प्रद्योतन प्रद्योत इति भावसाधनस्यासम्भवात् । अतो ज्ञानयोग्यतैवेह प्रद्योतनमन्यापेक्षयेति ।

**અર્થ**. હવે પ્રદ્યોત્ય (પ્રકાશનીય) છે સાત પ્રકારનું જીવાદિ તત્ત્વ. એ અર્થાપત્તિથી સમજી લેવાનું છે, કેમકે ભાષાશાસ્ત્રનો (સકર્મક ક્રિયાપદને કોઈ કર્મ હોય જ) તેવો નિયમ છે. (અહીં જીવાદિ તત્ત્વને પ્રદ્યોતવાળા નહિ માની શકાય) નહિતર અચેતન (તત્ત્વો)માં પ્રદ્યોત જન્મી શકે નહિ (તેમાં પ્રદ્યોતની આપત્તિ આવે. ત્યારે અહીં સકર્મક પ્રયોગને બદલે) 'પ્રકાશવું–ઝગમગવું એ પ્રદ્યોત', એવો ભાવે પ્રયોગ સંભવતો નથી, (કેમકે અહીં તો પ્રદ્યોત 'જ્ઞાન' અર્થમાં છે, ને તેને તો કોઇ વિષય કર્મ તરીકે હોય જ.) તેથી અહીં પ્રદ્યોતન જ્ઞાનયોગ્યતા(જ્ઞાન–વિષયતા)રૂપ લેવાનુ છે, અને તે અન્ય (અર્થાત્ પ્રકાશક)ની અપેક્ષાએ હોય છે.

વિવેચનઃ જીવાજીવાદિ સાત પ્રકારે તત્ત્વ

અહીં સુધી પ્રદ્યોતકરની સિદ્ધિ કરી. હવે એ શાનો પ્રદ્યોત કરે છે એના નિર્ણય માટે કહે છે, કે પ્રદ્યોતનો વિષય સાત પ્રકારનું તત્ત્વ છે, અર્થાત્ અરહંત પરમાત્મા વિશિષ્ટ સંજ્ઞી લોકને સાત પ્રકારના તત્ત્વનો પ્રકાશ કરે છે. તે તત્ત્વ જીવાદિ સાત પ્રકારે છે. શ્રી તત્ત્વાર્થ મહાશાસ્ત્રમા કહ્યું છે, 'जीवाजीवाश्रवबन्धसंवरनिर्जरामोक्षास्तत्त्वम्'–જીવ, અજીવ, આશ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ એ તત્ત્વ છે.

'तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्' તત્ત્વભૂત પદાર્થની શ્રદ્ધા એ સમ્યગ્દર્શન છે. તે તત્ત્વ શ્રી વીતરાગ સર્વજ્ઞ જ યથાર્થ સ્વરૂપે પ્રરૂપી શકે છે. તત્ત્વના ભેદોમા જ્ઞેય, હેય અને ઉપાદેય,–એમ ત્રણ વિભાગ પડે છે. જ્ઞેય તત્ત્વમાં જીવ અને અજીવ, હેય (=ત્યાજ્ય) તત્ત્વમા આશ્રવ અને બંધ, અને ઉપાદેય તત્ત્વમા સંવર, નિર્જરા અને મોક્ષ ગણાય છે.

આખું ય વિશ્વ માત્ર જીવ અને અજીવનો સરવાળો છે જે કાંઈ સત્ છે તે એના રૂપક, શક્તિ કે ગુણધર્મ છે:

એમા જીવવસ્તુ પોતાના જ્ઞાન, દર્શન, ચારિત્ર, સુખ વગેરે ગુણોથી સ્વતંત્ર અરૂપી ચેતન દ્રવ્ય છે; પણ દેહસ્વરૂપ નથી, કેમકે દેહ તો રૂપ, રસ, ગંધ, સ્પર્શ, આકૃતિ વગેરે ગુણવાળો હોઈને જડ છે, અજીવ છે. નવા દેહમા પણ મમત્વ, આહારાદિ સંજ્ઞાઓ, અને કયાંક પૂર્વ જન્મનું સ્મરણ થાય છે તે પૂર્વનો અભ્યાસ લઇને આવેલા જીવદ્રવ્યની સાબિતી છે. એમા પણ હોતા જુદા જુદા કર્મ–સંસ્કાર–અનુભવ–ગુણ–દોષ–જન્મ–મરણ વગેરે સિદ્ધ કરે છે કે જીવો અનેક છે, દરેક જીવ જુદી જુદી વ્યક્તિ છે.

▲ જીવોમાં બે પ્રકાર છે, ૧. સંસારી અને મુક્ત. કર્મથી બંધાઇ વિવિધ ભવ અને ભાવોમા સંસરણ કરે છે તે સંસારી, અને કર્મ રહિત બની શુદ્ધ, બુદ્ધ, ભવાતીત, સિદ્ધ થયા છે તે મુક્ત સંસારી જીવોમાં પાંચ પ્રકાર છે,–એક માત્ર સ્પર્શનેન્દ્રિયવાળા તે એકેન્દ્રિય, એ. ૫ પ્રકારે,– પૃથ્વીકાયિક, અપ્(જલ)કાયિક, તેજસ્કાયિક, વાયુકાયિક, ને વનસ્પતિકાયિક. સ્પર્શન–રસના એ બે ઈન્દ્રિયવાળા

તે દ્વીન્દ્રિય, કૃમિ–પોરાં–શખ–જળો વગેરે. આ ઉપરાત ત્રીજી ઘ્રાણેન્દ્રિયવાળા તે ત્રીન્દ્રિય; કીડી-મંકોડા–માકણુ–ધનેરા વગેરે ઉપરાત ચોથી ચક્ષુ–ઇન્દ્રિયવાળા તે ચતુરિન્દ્રિય, માખી–ભમરા–ડાસ–વીંછી વગેરે. અને એ ચાર ઉપરાત પાચમી શ્રોત્રેન્દ્રિયવાળા તે પચેન્દ્રિય; નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ, એમ ચતુર્વિધ હોય છે. આમા વનસ્પતિકાયિક જીવોમા ય પ્રત્યેક અને સાધારણુ એમ બે વિભાગ છે. પ્રત્યેક એટલે એક શરીરમા એક જ જીવ, સાધારણુ એટલે એક શરીરમા અનંતા જીવ. પંચેન્દ્રિયમા બે ભાગ છે, સજ્ઞી અને અસજ્ઞી, મનવાળા તે **સંજ્ઞી**, અને મન વિનાના તે **અસંજ્ઞી** કહેવાય. પાચે ય પ્રકારના જીવોમા એકેન્દ્રિયો **સ્થાવર** અર્થાત્ સ્વેચ્છાએ હાલી-ચાલી ન શકે તેવા છે; અને બાકી બાકી બધા **ત્રસ** જીવો કહેવાય છે

**અજીવ**ના પાચ પ્રકાર ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય અને કાળ, એ પૂર્વે ઓળખાવ્યા છે

**આશ્રવ** એટલે જીવને થતા કર્મબંધમાં કારણભૂત તત્ત્વ; જેનાથી જીવમા કર્મો સ્રવી આવે, વહી આવે તે. એ ઇન્દ્રિય, કષાય, અવ્રત (હિંસાદિ પાપોનો ત્યાગ નહિ તે), મન–વચન–કાયાના યોગ, અને ક્રિયા, અથવા મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ અને પ્રમાદ, એમ પાચ પ્રકારે છે. એના અવાતર અનેક પ્રકારો છે દા. ત. પ્રમાદમા અજ્ઞાન, સશય, ભ્રમ, વિસ્મૃતિ, વગેરે.

**બધ** એટલે કર્મનું આત્મા સાથે લોહ–અગ્નિ યા ક્ષીર–નીરની જેમ એકમેક થવુ તે. તેમા ય તે તે કર્મનો જ્ઞાન રોકવા, દર્શન રોકવા, વગેરેનો સ્વભાવ નક્કી થાય તે **પ્રકૃતિબન્ધ**. કર્મનો આત્મા પર ટકાવ–કાળ નક્કી થાય તે **સ્થિતિબન્ધ**. કર્મ કેવો ઉગ્ર, મંદ વગેરે રસનો અનુભવ કરાવે તે નક્કી થાય એ **અનુભાગબન્ધ (રસબન્ધ)**; અને દરેક કર્મમા પુદ્‌ગલદળનું પ્રમાણુ નક્કી થાય તે **પ્રદેશબન્ધ**. આમા પ્રકૃતિ જ્ઞાનાવરણુ, દર્શનાવરણુ,...વગેરે આઠ પ્રકારે છે તે પૂર્વે બતાવ્યુ છે એના અવાતર ભેદ ઘણા છે.

**સંવર** એટલે આશ્રવનો નિરોધ, અર્થાત્ કર્મ બધાતાં અટકાવે તે. એ સમિતિ–ગુપ્તિ–પરીસહ યતિધર્મ–ભાવનાચારિત્ર, એમ છ પ્રકારે છે.

**સમિતિ** એટલે ઉપયોગ, જાગ્રતિ, સાવધાની. હાલવા ચાલવામા જીવ ન મરે તેની સાવધાની એ ઇર્યાસમિતિ. અસત્ય, પાપરૂપ અપ્રિય, આદિ ન બોલાઇ જાય તેની સાવધાની એ **ભાષાસમિતિ**. ભિક્ષામા આધાકર્મ (ભિક્ષુક નિમિત્તે બનાવેલુ તે) વગેરે દોષ ટાળવાનો ઉપયોગ તે એષણાસમિતિ. .વગેરે ૫ સમિતિ. **ગુપ્તિ** એટલે મન–વચન–કાયાને અશુભથી રોકવા અને શુભમા પ્રવર્તાવવા તે. **પરીસહ** એટલે ક્ષુધા-પિપાસા, ઠંડી–ગરમી, ડાસ, પ્રહાર વગેરેને કર્મક્ષયનો લાભ કરાવનાર માની સમ્યક્ સહી લેવા તે. **યતિધર્મ** ક્ષમા, મૃદુતા વગેરે દશ પ્રકારે **ભાવના** એટલે અનિત્યતાદિની અનુપ્રેક્ષા, ચિંતન. 'સયોગમાત્ર અનિત્ય છે, જીવ સંસારમા અશરણુ છે; સાસારિક સંબંધો વિચિત્ર છે, જન્મ ફરતા માતા પત્ની થાય છે, અને પત્ની માતા થાય છે, ..વગેરે જીવ એકલો જન્મે છે, એકલો કર્મ ભોગવે છે, એટલો મરે છે...જીવનું સગું કોઈ નથી; બધા જુદા છે ..' ઇત્યાદિ પૂર્વે વર્ણવ્યુ છે. **ચારિત્ર** એ, પ્રતિજ્ઞાપૂર્વક સાવદ્ય (પાપ) વ્યાપારોનો ત્યાગ કરી નિરવદ્ય અવસ્થા સ્વીકારવી તે સામાયિક, વગેરે પાચ પ્રકારે છે.

(૬) **નિર્જરા** એટલે જેનાથી બાધેલા કર્મનો નાશ થતો આવે તે. એના મુખ્ય બે ભેદ, ૧. બાહ્ય તપ, અને ૨ આભ્યન્તર તપ. એ દરેકના ૬–૬ પ્રકાર પૂર્વે બતાવ્યા છે

(૭) **મોક્ષ** એટલે સર્વ કર્મો ક્ષીણુ થઇ ગયે પ્રાપ્ત થતી અનત જ્ઞાનાદિમય શુદ્ધ–બુદ્ધ–મુક્ત–નિરજન–નિરાકાર અવસ્થા. કોઈ તીર્થંકર થઈને મુક્ત થાય તે જિન સિદ્ધ, જિન થયા વિના મુક્તિ પામે તે અજિન સિદ્ધ,–વગેરે ૧૫ પ્રકારે સિદ્ધ હોય છે. મોક્ષમા શરીર જ નથી એટલે રૂપ નથી, રસ

નથી, ગંધ નથી....એમ ૩૧ ગુણ પણ સિદ્ધના કહેવાય છે. મોક્ષ પામ્યા પછી કદી ય ત્યાંથી સંસારે પડવાનું નથી, કેમકે કર્મબંધના કારણ જ નથી. મોક્ષ ભવ્યાત્મા જ પામી શકે છે. જેમ સુવર્ણ અને માટીનો મૂળથી સંયોગ છતાં ખાર આદિ પ્રયોગથી સુવર્ણ માટીમુક્ત સર્વથા શુદ્ધ થઇ શકે છે, તેવી રીતે જીવ અને કર્મનો પહેલેથી સંયોગ છતા જે મિથ્યાત્વાદિ કારણોએ તે છે, ને તેથી સંસાર છે, તેનાથી પ્રતિપક્ષી સમ્યગ્દર્શનાદિ કારણો સેવવાથી જીવ સર્વથા કર્મમુક્ત શુદ્ધ થઈ શકે છે. માટે કહ્યું કે-'सम्यग्दर्शन-ज्ञान चारित्राणि मोक्षमार्गः।' એની ઉત્કૃષ્ટ ઉપાસનાથી મોક્ષ પામતાં હવે અનંત અવ્યાબાધ સુખ, અનંત જ્ઞાન, અનંત દર્શન અને અનંત વીર્યાદિ લબ્ધિ,-એમ ચાર અનંતા નિત્ય પ્રગટ રહે છે. એમ તો આઠે ય કર્મોના નાશથી આ ચાર ઉપરાંત અનંત ચારિત્ર (વીતરાગ ઉદાસીન દશા), અક્ષયસ્થિતિ, અરૂપીપણું અને અગુરુલઘુપણું પણ સદા પ્રગટ રહે છે.

ભગવાન આ પ્રમાણે જીવાદિ સાત તત્ત્વોના પ્રદ્યોતકર છે એમાં પ્રભુ ગણધર ભગવંતોને આ સાતે ય પ્રકારોને એના સ્વરૂપ-ભેદ-લક્ષણ-ગુણધર્મ-કાર્ય-કારણ વગેરે કેઈ બાબતોએ ઉત્કૃષ્ટ વિસ્તારથી પ્રકાશવા દ્વારા વિશિષ્ટ ઉત્કૃષ્ટ શ્રુતપ્રદ્યોત કરે છે.

**ક્રિયાપદ સકર્મક, તો કર્મ હોવું જોઇએ :**

અલબત અહીં 'લોકને પ્રદ્યોત કરનાર'-એમા કઇ વસ્તુના પ્રદ્યોત કરનાર એ સૂત્રમા લખ્યુ નથી, છતાં તત્ત્વના પ્રદ્યોતક છે એ અર્થાપત્તિથી સમજી લેવાનું છે. અર્થાપત્તિ આ રીતે; કે શબ્દશાસ્ત્ર (વ્યાકરણ)નો નિયમ એવો છે કે ક્રિયાનો કર્તા જ્ઞાત (સિદ્ધ) થાય, પછી એ જોવાનુ કે ક્રિયાપદ સકર્મક છે કે કેમ? જો સકર્મક હોય તો અવશ્ય એમા વિશેષણીભૂત કોઈ કર્મ હોવુ જોઈએ જો કોઇ કર્મ નહિ તો ક્રિયાપદ સકર્મક શાનું? પ્રસ્તુતમાં 'પ્રદ્યોતન' ક્રિયાવાચી'પજ્જોઅ'શબ્દ સકર્મક છે, તો એના કર્મ તરીકે અર્થાત્ પ્રકાશવાના વિષય તરીકે કોઇ વસ્તુ લેવી જોઇએ; અને તે પ્રદ્યોત્ય-પ્રકાશનીય વિષયને કહેનાર શ્રી વીતરાગ સર્વજ્ઞ અરહંત છે. માટે, એ તત્ત્વ જ હોય, અતત્ત્વ નહિ. અતત્ત્વ તો અજ્ઞાનીના કથનમાં આવે, પૂર્ણ જ્ઞાનીના કથનમા નહિ; રાગી-દ્વેષીના કથનમા હોય, વીતરાગના નહિ.

**તત્ત્વ સાત પ્રકારે જ કેમ?**

હવે તે તત્ત્વ પણ જીવ, અજીવ, આદિ, સાત પ્રકારે જ છે; કેમકે આ સાતમા સંપૂર્ણ તત્ત્વ સમાઇ જાય છે. કહ્યુ છે, 'तत्त्वं ब्रह्मणि याथार्थ्ये' એટલે કે 'તત્ત્વ' શબ્દ બ્રહ્મ અને યથાર્થતા (યથાર્થ સ્વરૂપ), એમા વપરાય છે. અહીં 'યથાર્થ સ્વરૂપ' અર્થ લઈએ તો એ સ્વરૂપ કોનુ? એ પ્રશ્ન ઊભો થાય. એના ઉત્તરમા સ્વરૂપવાન તરીકે વસ્તુમાત્ર તત્ત્વમા જ આવે. એ સ્વરૂપ કેવુ? તો કે ચેતનપણું અને જડપણું. એથી તત્ત્વમાં જીવ, અજીવ બે મુખ્ય પ્રકાર મળ્યા.

**પ્ર૦ એકલુ અજીવતત્ત્વ કે એકલું જીવતત્ત્વ કેમ ન હોય?**

ઉ અજીવ એટલે 'ન જીવ.' એ અર્થ કરવામા જ 'જીવ' તત્ત્વ સિદ્ધ થઇ જાય છે. ત્યારે એકલું જીવ તત્ત્વ કહો, તો 'વસ્તુનો પ્રતિપક્ષી પણ હોય જ છે' એ નિયમ મુજબ જીવનો પ્રતિપક્ષી અજીવ પણ સિદ્ધ થઈ જ જાય છે. 'મનુષ્ય' તો જ કહેવાય કે કોઇ અમનુષ્ય જીવ હોય 'બ્રાહ્મણ' કહ્યો એટલે 'અબ્રાહ્મણ' કોઇ સિદ્ધ થયો જ એમ 'જીવ' કહેવાથી 'અજીવ' પણ કાંઇક છે એ પુરવાર થાય છે.

પ્ર૦ શું તત્ત્વના જીવ અને અજીવ બે જ પ્રકારથી ન ચાલે? વધારે પ્રકારની શી જરૂર?

ઉ૦—ના, 'જીવ' કહ્યો એટલે એ કેવો બદ્ધ કે મુક્ત? એમ પ્રશ્ન થાય ત્યા ઉત્તરમા બદ્ધ અને મુક્ત જીવો કહેવા જતાં બંધ અને મોક્ષ એમ બે પ્રકાર સિદ્ધ થાય. જો બદ્ધ છે, તો શાથી બંધાય છે એ જિજ્ઞાસાના ઉત્તરમા 'આશ્રવ' પ્રકાર મળે છે; જો મુક્ત થાય છે તો કેવી રીતે મુક્ત થાય, એ

જિજ્ઞાસાના ઉત્તરમા 'સંવર' અને 'નિર્જરા', એમ બે પ્રકાર મળે; કેમકે નવા બંધન રોકવા માટે આશ્રવ નિરોધરૂપી સંવરની, અને જૂના બંધન કાપવા માટે તે કાપનાર 'નિર્જરા'ની જરૂર પડે. આમ પ્રકાશનીય તત્ત્વ એટલે 'યથાર્થ સ્વરૂપ' સાત પ્રકારમાં સંપૂર્ણતઃ સમાઇ જાય છે.

ત્યારે 'તત્ત્વ'નો અર્થ બ્રહ્મ લઈએ તો બ્રહ્મ એટલે શુદ્ધ આત્મા અર્થાત્ 'મોક્ષ' પ્રકાર પ્રાપ્ત થયો. પરંતુ પ્રશ્ન થાય છે કે તો શું કોઇ અશુદ્ધ આત્મા છે કે એની સામે 'શુદ્ધ' એવું વિશેષણ આત્માને લગાડવુ પડે છે? ના કહેવાય નહિ, નહિતર વ્યર્થ વિશેષણતત્ત્વની આપત્તિ આવે. હા કહેતા અશુદ્ધ આત્મા, અમુક્ત આત્મા તરીકે 'જીવ' પ્રકાર મળે. પછી પૂર્વની જેમ જીવની સામે અજીવ પ્રકાર સિદ્ધ થાય. જીવ જો અમુક્ત છે તો શાથી? 'બંધ'થી. બંધ શાથી? 'આશ્રવ'થી. બંધ યા આશ્રવ અટકે શી રીતે? 'સંવર'થી. જૂના બંધ તૂટે કેવી રીતે? 'નિર્જરા'થી. આમ પણ તત્ત્વ સાત પ્રકારમાં સંપૂર્ણતઃ સમાઇ જાય છે. હવે જે નવી જિજ્ઞાસાઓના ઉત્તરમાં પદાર્થ મળવાના, એ બધા આ સાતના જ અવાંતર પ્રકાર બનવાના. એટલે તત્ત્વના સાત જ પ્રકાર કહ્યા તે યથાર્થ છે.

પ્ર૦ તત્ત્વ જીવ અને અજીવ એ બે પ્રકારમાં શુ સંપૂર્ણપણે નથી સમાઇ શકતુ તે સાત પ્રકાર કહો છો?

ઉ૦ સમાઈ શકે છે ખરૂ, પણ અહીં ધ્યાન રહે કે ભગવાન તત્ત્વનો પ્રકાશ જે કરે છે તે મોક્ષોપયોગી તત્ત્વનો. જીવોને જે તત્ત્વજ્ઞાનથી મોક્ષ માટેનો પ્રકાશ ન ખૂલવાનો હોય તો એવા તત્ત્વને જાણવાથી કે જણાવવાથી શો લાભ? શો ઉપકાર? માટે મોક્ષોપયોગી તત્ત્વ બતાવવું હોય તો પૂર્વોક્ત સાતે ય પ્રકાર બતાવવા પડે.

કર્મત્વ શું?: વાત આ ચાલે છે કે પ્રભુને પ્રદ્યોતકર કહ્યા એમા પ્રદ્યોત ક્રિયા સકર્મક હોવાથી કર્મ, પ્રસ્તુતમા પ્રકાશનીય સાત તત્ત્વ, અર્થાત્ પ્રાપ્ત થાય છે. અકર્મક ક્રિયા, જેમકે થવુ, પડવું, ઊંઘવુ, વગેરે ક્રિયા હોત તો કર્મનો લાભ ન થાત. પ્રકાશવાની ક્રિયા સકર્મક છે, કેમકે પ્રકાશે છે ભગવાન, એ કર્તા છે; અને પ્રકાશવાનાં સાત તત્ત્વ છે, એ કર્મ છે, પ્રકાશન-ક્રિયાનાં ફળનો આશ્રય છે. પ્રકાશન-ક્રિયાનું ફળ પ્રકાશની વિષયતા છે, એ વિષયભૂત તત્ત્વમા રહે છે. તો धात्वर्थक्रियाफला-श्रयत्वम् कर्मत्वम् એ નિયમાનુસાર પ્રકાશક્રિયાના ફળ 'વિષયતા'નો આશ્રયભૂત તત્ત્વ એ કર્મ બન્યું.

પ્ર૦ જીવાદિ તત્ત્વને પ્રકાશની વિષયતાના આશ્રયને બદલે પ્રકાશના જ આશ્રય તરીકે કેમ ન લેવાં? એથી લાભ એ છે કે પ્રભુ એ સમસ્ત તત્ત્વરૂપ સંપૂર્ણ લોકને પ્રકાશ કરનારા તરીકે સિદ્ધ થાય ને?

ઉ૦ ના, જીવાદિ બધા તત્ત્વને પ્રદ્યોતના વિષય-અર્થાત્ પ્રદ્યોત્ય તરીકે લેવાનો બદલે પ્રદ્યોતના આશ્રય એટલે કે પ્રદ્યોતવાળા તરીકે લેવાનું શક્ય જ નથી; કેમકે એમા તો અજીવાદિ તત્ત્વની અન્તર્ગત ધર્માસ્તિકાય વગેરે અચેતન પદાર્થ પણ આવે છે, અને એમા પ્રદ્યોતન અર્થાત્ જ્ઞાન-ધર્મ આવવાનો કોઈ સંભવ જ નથી. પ્રકાશ-ધર્મ તો ચેતનનો છે, અચેતનનો નહિ

પ્ર૦ અહીં 'प्रद्योतनं प्रद्योतः' એવો ભાવસાધન પ્રયોગ કરો ને? ભાવસાધન એટલે માત્ર ક્રિયા કહેનારો, પણ કર્મની વિવક્ષા ન રાખતો એવો 'પ્રદ્યોત'નો પ્રયોગ. સારાંશ 'લોકપ્રદ્યોતકર'નો અર્થ 'લોકને પ્રદ્યોતનારા ઝગમગાવનારા' એવો કેમ નહિ કરી શકાય?

ઉ૦ ભાવસાધન એટલે આપ્ત સર્વજ્ઞના વચનથી સાધ્ય જે શ્રુતજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ-રૂપી ભાવ એનું જ સાધન કરતો પ્રયોગ હવે ક્ષયોપશમરૂપી પ્રદ્યોત તો એમાં આવવાનો જ ને? અને એ ધર્મ અચેતન દ્રવ્યમા સંભવતો નથી, તેમ ચેતન આત્મામા સંભવે છે તે કાઇ નિર્વિષયક હોય નહિ. પ્રદ્યોત તો સવિષયક ધર્મ છે. અર્થાત્ આપ્ત એવા સર્વજ્ઞ પ્રભુના વચનથી આત્મામા જે જ્ઞાન થાય

છે, તો તે જ્ઞાનનો વિષય પણ કોઈ હોવો જ જોઈએ. વચનથી જાણવાનું બને છે તો જાણવા યોગ્ય વસ્તુ હોવી જ જોઈએ. તે જ સાત પ્રકારનું તત્ત્વ છે. એનામા જ્ઞાન-યોગ્યતા છે, અને તે એનુ યથાર્થ સ્વરૂપ પ્રકાશનારા સર્વજ્ઞ શ્રી અરહંત પરમાત્માના વચનની અપેક્ષાએ, વચનને અનુસરીને. આમ સાત તત્ત્વ પ્રદ્યોત્ય તરીકે સિદ્ધ થાય છે, પ્રદ્યોતવાન તરીકે નહિ.

પ્ર૦ અચેતન ઘડો વગેરે પદાર્થો દીવાના પ્રકાશવાળા બને તો છે, તો અહીં પણ અચેતનને સર્વજ્ઞ વચનના પ્રકાશવાળા ધર્મવાળા શુ ન કહેવાય ?

ઉ૦ એ દૃષ્ટિએ કહી શકાય, પણ તેનુ તાત્પર્ય જુદુ છે. દા. ત ઘડો દીવાના પ્રકાશવાળો એટલે ? દ્રષ્ટા પુરુષને દીવાની અપેક્ષાથી અર્થાત્ સહાયથી થતા દર્શનનો વિષય ઘડો બને છે વિષય-ભાવે એ પરિણુત દર્શનની વિષયતારૂપી પરિણુતિ ધર્મવાળો એ બને છે, એવી જ રીતે સર્વજ્ઞ વચનની અપેક્ષાથી થતા બોધની વિષયતારૂપી પરિણુતિવાળા અચેતન દ્રવ્યો પણ બને છે. એ દૃષ્ટિએ પ્રકાશવાળા કહેવાય.

(લ૦ ) तदेवं स्तवेष्वपि एवमेव वाचक-प्रवृत्तिरिति स्थितम्। एतेन स्तवेऽपुष्कल-शब्दः प्रत्यवायाय इति प्रत्युक्तं, तत्त्वेनेदृशस्यापुष्कलत्वायोगादिति लोकप्रद्योतकराः ॥१४॥

एवं लोकोत्तमतया लोकनाथभावतो लोकहितत्वसिद्धेर्लोकप्रदीपभावात् लोकप्रद्योत-करत्वेन परार्थकरणात् स्तोतव्यसंपद एव सामान्येनोपयोगसंपदिति ॥४॥

**અર્થ :** એટલે સ્તુતિમા પણ એ જ રીતે શબ્દપ્રયોગ થાય છે, એ સિદ્ધ થયુ. એથી 'સ્તુતિમા સંકુચિત અર્થવાળો શબ્દ અનર્થ (અસુદરતા)નુ કારણ બને છે'—એ આક્ષેપનું ખંડન થઈ જાય છે; કેમકે તાત્ત્વિક દૃષ્ટિએ આવો તે તે અર્થવાળો 'લોક' શબ્દ એ સંકુચિત અર્થવાળો છે જ નહિ. આ રીતે લોકપ્રદ્યોતકરની સિદ્ધિ થઇ. એમ લોકોત્તમતાથી, લોકનાથપણાથી, લોકહિતરૂપતા સિદ્ધ થવાથી, લોકપ્રદીપરૂપતાથી, અને લોકપ્રદ્યોત કરવા દ્વારા પરહિત કરવાનું બને છે, માટે (આ પાચ પદમય) સ્તોતવ્ય સંપદ (અરહત ભગવંત)ની જ ઉપયોગ-સંપદા છે

**વિવેચન**

**'લોક' નો અર્થ રૂઢિથી સંકુચિત, પણ તાત્વિક દૃષ્ટિએ અન્યૂન :**

આ રીતે ભગવદ્-વચનથી પ્રદ્યોત એટલે કે ઉત્કૃષ્ટ પ્રકાશ શ્રી ગણુધર મહર્ષિઓને થવાનું સિદ્ધ થયુ; એટલે 'લોગપજ્જોઅગરાણું' પદમાં પણ સંકોચ કરીને લોક શબ્દનો અર્થ સમસ્ત અસ્તિકાય લોક કે જીવલોક, યા ભવ્ય સજ્ઞી લોક નહિ, પરંતુ ઉત્કૃષ્ટમતિ ગણુધરલોક જ લેવાનો છે. સ્તુતિમા આ રીતે જ, એટલે કે સાથે જોડાનાર પદના અર્થની અપેક્ષા રાખીને સંકુચિત અર્થના વાચક શબ્દોની પ્રવૃત્તિ થાય છે

પ્ર૦— સ્તુતિમા એવા ન્યૂન અર્થવાળા શબ્દનો પ્રયોગ તો અનર્થ માટે થાય છે, સ્તુતિ ખામીવાળી થાય છે, કેમકે પ્રસ્તુતમા 'લોગુત્તમાણું' વગેરે પાચ પદોમાં, 'લોક' શબ્દ આમ જ્યારે સંપૂર્ણ લોકના અર્થમા રૂઢ છે ત્યારે, તમે એને એ અર્થમા નથી લેતા શું એથી હાનિ નથી ?

ઉ૦ ના, તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં, અર્થાત્ વાસ્તવિક સ્તુતિ-સ્વરૂપ જાળવવાની અપેક્ષાએ, 'લોક' શબ્દને સમસ્ત પચાસ્તિકાય લોક નહિ કિન્તુ એના એક વિભાગમા જ પ્રવર્તમાન તરીકે લેવો પડે. દા. ત. 'લોકોત્તમ' તરીકેનું સ્તુતિનું સ્વરૂપ તો જ વાસ્તવિક ગણુાય કે પ્રભુને જે ઉત્તમ કહેવાના, તે લોકના એક ભાગભૂત ભવ્ય લોકમા જ ઉત્તમ તરીકે, પણ નહિ કે સમસ્ત ચેતનાચેતનમા

ઉત્તમ; કેમકે એવી તો હકીકત છે નહિ. તેથી એવી સ્તુતિ અવાસ્તવિક સ્વરૂપવાળી બની ગણાય. આમ 'લોક' શબ્દ, 'સંપૂર્ણ લોક'ના રૂઢ અર્થમાં ન વપરાવા છતાં, લોકના એક ભાગમાં પ્રવર્તમાન બનીને જ વાસ્તવિક સ્વરૂપવાળી સ્તુતિનો સંપાદક થાય છે, માટે એવા શબ્દના પ્રયોગમાં કોઈ અનર્થ, હાનિ કે ન્યૂનતા નથી. હા, લોકમા રૂઢ એવા પોતાના અર્થની અપેક્ષાએ ન્યૂનતા ભલે ગણાય; પરંતુ વસ્તુસ્થિતિની દૃષ્ટિએ ન્યૂનતા નથી.

આ રીતે ભગવાનમા લોકપ્રદ્યોતકરતા સિદ્ધ થઇ.

**૪ થી સામાન્ય ઉપયોગ સંપદાનો ઉપસંહાર:**

આ પ્રમાણે ' લોગુત્તમાણં ' પદથી ' લોગપજ્જોઅગરાણં ' પદ સુધીના પાંચ પદની સામાન્ય-ઉપયોગ સંપદા થઈ. ઉપયોગસંપદા એ રીતે કે ભગવાન લોકોત્તમતાથી, લોકનાથપણા દ્વારા, લોક-હિતરૂપતાએ કરીને, લોકપ્રદીપપણાને લીધે, અને લોકપ્રદ્યોત કરવાના હિસાબે પરહિત કરનારા છે; માટે ભગવાનનો એ સામાન્ય ઉપયોગ થયો, અર્થાત્ સ્તોતવ્યસંપદા જે અરહંત ભગવંતની છે, તેની જ આ સામાન્ય ઉપયોગ સંપદા થઈ.



ત્રિલોકનાથ, અચિંત્યશક્તિ, અનંતોપકારક, વીતરાગ સર્વજ્ઞ દેવાધિદેવ શ્રી અરિહંત પરમાત્મા અને
પરમ કારુણિક, સંસારસમુદ્રોદ્ધારક, સિદ્ધાન્તમહોદધિ ગુરુદેવ આચાર્ય ભગવંત શ્રી વિજય-
પ્રેમસૂરીશ્વરજી મહારાજાની પરમ કૃપાએ કરેલી શ્રી લલિતવિસ્તરાવાચનાના
અવતરણના પરિષ્કૃત લેખનો પ્રથમ ભાગ શ્રીમદ્દના ચરણસેવક પંન્યાસ
ભાનુવિજયે વીર સં૦ ૨૪૮૬ માગશર સુદ પૂનમે પૂર્ણ કર્યો,
અને એઓનો અત્યંત ઉપકૃત બન્યો છે. જિનાજ્ઞા-
વિરુદ્ધ કાંઈપણ બોલાયું-લખાયું હોય
તે મિચ્છા મિ દુક્કડં.



## 卐 પ્રથમ ભાગ સમાપ્ત. 卐

# પરિશિષ્ટ

| વિષય | પાનું |
|---|---|

